શ્રીમદ્ બુદ્ધિસાગરજી ગ્રન્થમાળા—ગ્રન્થાંક ૪૮

॥ ॐ ३ अर्हं ॥

# भजनपद संग्रह भाग ८ मो.

रचयिता ।

યોગનિષ્ઠ શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રીમદ્
બુદ્ધિસાગરજી સુરિશ્વર.

પ્રગટકર્ત્તા;

श्री अध्यात्म ज्ञानप्रसारक मंडल.

[હા લલ્લુભાઇ કરમચંદ દલાલ. ચ પાગલી મુબઇ]

વિરાત્ ૨૪૪૪ પ્રત ૫૦૦— વિક્રમસ ૧૯૭૪

મૂલ્ય, ૩-૦-૦

# નિવેદન,

શ્રી ભજન પદ સંગ્રહ ભાગ આઠમો " શ્રીમદ્ બુદ્ધિસાગરજી ગ્રંથ માળાના ૪૮ મા ગ્રન્થ તરીકે બહાર પડે છે. તેની અંદર ઘણે ભાગે આધ્યાત્મ જ્ઞાન, સેવાધર્મ, ભક્તિ, વૈરાગ્ય, હાનિકારક રિવાજ નિષેધ, કર્મયોગ પ્રવૃત્તિ, શિષ્ય સુધારણા, શુદ્ધ પ્રેમદ્વારા આત્મિક ધ્યાન વગેરે વિષયોનો સમાવેશ કરવામા આવ્યો છે

એ વાત સર્વને વિદિતજ છે કે આપણી જૈન કોમમાં અધ્યાત્મક વિષયક જ્ઞાનના જ્ઞાતા શા વિ. જૈ. આ શ્રીમદ્ બુદ્ધિસાગરજી સૂરીશ્વરજી છે, અને એ વાતની માહીતિ તેમના લખાયેલા ગ્રંથો ઉપરથી સર્વને થઇ છે. આચાર્યશ્રીએ જે જે ગદ્ય તથા પદ્યો લખ્યા છે તે સંપૂર્ણ અધ્યાત્મજ્ઞાનથી પૂર્ણજ છે, તેવીજ રીતે આ આઠમા ભાગમા પણ એક એક પદમાં એવી રીતે અર્થનો સમાવેશ કરવામા આવ્યો છે કે, જે પદ વાચનાર–મુસલમાન હો યા પારસી હો વા વેદાન્તિ હોય વા કબીરપથી હોય વા આર્યસમાજી હોય અથવા અન્ય કોઇ પણ દર્શની હોય પરંતુ તે પદ જો આધ્યાત્મદૃષ્ટિથી વાચે તો વાચતાની સાથેજ તેને તે વિષયનુ સંપૂર્ણ જ્ઞાન થાય છે

આ ગ્રન્થની પ્રસ્તાવના આચાર્યશ્રીએ એવા રૂપમા લખેલી છે કે તે પ્રસ્તાવના દેખવા માત્રથી ગ્રન્થ માહેલા કઠિણ પદ્યોનો પણ અર્થ સહેલાઇથી સમજી શકાય છે તથા કયા પદમા કેવા પ્રકારના આશયથી અમુક વાત લાવવામા આવી છે, તે પણ પ્રસ્તાવનામા એવી સૂક્ષ્મ રીતિથી દર્શાવવામા આવી છે કે, વાચનાર સાધારણ જ્ઞાની હોય તો પણ પદ્યોના અર્થને સહજમા સમજી શકે

શ્રીમદ્સૂરીશ્વરજી મહારાજના અધ્યાત્મ જ્ઞાનનો પરિચય કરાવવો તે દીપકથી સૂર્યનો પ્રકાશ કગવવા બરોબરજ છે કારણ કે તેઓશ્રીની કલમથી એવા એવા અધ્યાત્મિક વિષયના મહત્ત્વના

ગ્રન્થો લખાયા છે કે એક એક ગ્રંથની એકેક લાઇનનો વિચાર કરવા બેસીએ તો આપણને કાંઈક નવીનને નવીન ભાસે છે. ખેદની વાત તો એજ છે કે નિષ્પક્ષપાત દૃષ્ટિથી આવા અમુલ્ય ગ્રન્થોનો લાભ લેનારા જૈન કોમમાં વિરલા પ્રાપ્ત થાય છે.

સ્યાદ્વાદ દૃષ્ટિથી શુદ્ધ ગુણ પર્યાયરૂપ આત્માને ખુદા કહેવામાં આવે છે તે આત્મારૂપ ખુદાનું સ્વરૂપ આચાર્યશ્રીએ "ખુદા હુસેરા અજબ રંગીલા અગમ રૂપ ધરનેવાલા." "અપ્પા પરમપ્પા" "અલ્લા હૈ અકલકલા કરનેવાલા" એ પદ્યમાં એવું સુંદર રીતિથી આલેખેલું છે કે ચાહે ગમે તેમતાવલંબી હોય અને જો તે નિષ્પક્ષપાત દૃષ્ટિથી વાંચે તો તેને સાચે સાચુ આત્મરૂપ ખુદાનુ ભાન થયા વગર રહે નહિ; આ પદ્ય સંબંધી વિશેષ વિવેચન ખુદ આચાર્યશ્રીએ સ્વ-હસ્તથી પ્રસ્તાવનામાં આલેખેલું છે, તો તે પ્રસ્તાવનાથી આ ગ્રંથના વાચકો સ્વયં જાણી શકશે.

ચાલતા સમયમાં દુનિયામાં હુન્નર ઉદ્યોગ અને વિદ્યા સંબંધી ઘણીજ મોટી ઉથલ પાથલ ચાલી રહી છે, અને તેની પાછળ વિદ્વાનો કટિબદ્ધ થઇને સ્વયં મન, વચન, અને કાયાથી આત્મભોગ આપી રહ્યા છે. એટલુંજ નહિ પણ રાજાઓ પણ પોતાની પ્રજાને ઉન્નત થવાને અને બીજી સુધરેલી પ્રજાની કક્ષામાં મુકવા વાસ્તે જોઇએ તેટલી મદદ આપી રહયા છે. મતલબ કે દરેક મનુષ્યો પોતાની કોમમાં તથા પોતાના દેશમાં જેમ બને તેમ જનસમાજને ઉપયોગી થઇ પડે તેમ હુન્નર તથા વિદ્યાનો પ્રચાર કરી રહ્યા છે. તેમાં આપણા આર્યાવર્ત્ત શિવાયના દરેક દેશ કાંઇને કાંઇક પદાર્થની ખામીવાળા છે છતાં પણ તે લોકો ખરેખરા ધર્મપ્રેમ, સ્વદેશાભિમાન સંપવૃત્તિ વગેરે ગુણો-ના અવલંબનથીજ પ્રતિદિન આગળને આગળ વધતા જાય છે. જ્યારે ખાસ કરી જૈન કોમ તે વિષે તદ્દન પછાત છે—અજ્ઞાત છે. આપણે અન્ય ધર્મિઓ તથા અન્ય કોમોના અને અન્ય દેશોના દાખલા દૃષ્ટિ સમક્ષ રજુ કરીએ છીએ ત્યારે આપણને કેટલુ બધુ શરમાવા જેવું લાગે છે.

અનેકાન્તાત્મક અને સર્વદેશીય જૈન ધર્મમા જોઇએ તેવા ઉન્નત્તિના તથા અધ્યાત્મવિદ્યા પ્રચારનાં સાધનો પુરા પાડી શકિએ તેમ છીએ, અને આપણે આપણા ધર્મની તથા દેશની ઉન્નતિ ખરા રૂપમા કરવા ધારીએ તો વગર વિલંબે કરી શકીએ તેમ છીએ, અને જૈન કોમને અધ્યાત્મ વિદ્યામય બનાવી શકીએ તેમ છીએ પરન્તુ આપણામા જોઇએ તેટલુ ખરૂં સ્વધર્માભિમાન છેજ નહિ તેથીજ આપણે પાછળ ને પાછળજ પડતા જઇએ છીએ અને તેની સાથે આપણી કોમમા અરસપરસના ઝઘડાઓનો પ્રવેશ થવા પામ્યો છે કે જેથી સાચી વસ્તુને અથવા સાચા ગુણોને અવગુણરૂપે પ્રકટ કરવામાજ આપણા બુદ્ધિબળનો ઉપયોગ કરીએ છીએ,—જ્યારે આપણી કોમમાથી આવા ઝેરી પવનનો સર્વથા લોપ થાશે ત્યારેજ આપણે આપણી સત્ય અધ્યાત્મ વિદ્યાનો પ્રચાર કરી શકીશુ અને સત્ય ધર્મનો પ્રચાર કરી શકીશુ. ધર્મની ઉન્નતિ તથા વિદ્યાની ઉન્નતિ વાસ્તે જ્યારે આપણે આપણા સ્વાર્થને એક બાજુ મુકી ઐક્ય વૃત્તિથી કાર્ય કરીશુ તોજ આપણી કોમ વ્યાપાર, હુન્નર,—વિદ્યા તથા ધર્મમા જલ્દી આગળ વધશે.

આપણા કેટલાક ધનાઢ્ય ગ્રહસ્થો પોતાના નાણાનો ઉપયોગ મોજશોખમા કરે છે, પરન્તુ આપણી જૈન કોમ કેટલી દુખી અને અજ્ઞાન છે તેનો વિચાર કરતાજ નથી, જો તે ગ્રહસ્થો વિચાર કરીને અમુક સંખ્યામા નાણાની રકમને એકત્ર કરે અને તેનાથી અધ્યાત્મ વિદ્યા, હુન્નર, ઉદ્યોગ અને વ્યાવહારિક જ્ઞાન માટે તેવા ઉપાશ્રય નાના ગુરુકુળો, બોર્ડિંગો, વગેરે ખોલવાના પ્રયત્નવાળા થાય તો જૈન કોમના મનુષ્યો ત્વરિત આગળ વધીને કોમનો ઉદય કરવામાં ઉત્સાહીત થાય અને તેની અંદરથી સાચા અધ્યાત્મ જ્ઞાનીઓ બહુ પ્રકટ થાય

અમો જણાવીએ છીએ કે આપણે આપણી ઉન્નતિ કરવા માટે

જે જે પ્રયત્ન કરીએ તેમાં સફળતા ત્યારેજ પામીએ કે જ્યારે અધ્યાત્મવિદ્યાના અભ્યાસી અને ધનાઢ્ય ગ્રહસ્થોની મદદ મળે;-પરંતુ તેવા પ્રકારની મદદનો અભાવ છે, માટે પોતાથી બને તેટલે અંશે, આત્મકલ્યાણ વાસ્તે તથા અધ્યાત્મ વિદ્યાના પ્રચાર વાસ્તે ઉદ્યમશીલ બનવું જોઇએ.

આપણી ભવિષ્યની નવીન પ્રજાને દરેક પ્રકારના ગુણો ખીલવવાનું શિક્ષણ મળે તેવી યોગ્ય વ્યવસ્થા કરવી જોઇએ. અધ્યાત્મ જ્ઞાનના ઉદય વાસ્તે આપણી જૈન કોમમાં જો કોઇએ વર્ત્તમાન સમયે પ્રથમ પ્રયત્ન કર્યો હોય તો આપણા પૂજ્યપાદ પ્રાતઃસ્મર્ણીય શા. વિ. જૈ. ચા. યો. શ્રીમદ્ બુદ્ધિસાગરજી સૂરિજીએજ કર્યો છે. તેઓશ્રીએ લગભગ ૫૦) ગ્રન્થો લખ્યા છે. આવા અધ્યાત્મપૂર્ણ ગ્રન્થો આચાર્યશ્રીએ લખીને જૈન કોમ ઉપર ઘણોજ ઉપકાર કર્યો છે અને ચાલુ ગ્રન્થ લેખન તથા ઉપદેશદ્વારા હજારો લોકોને ઉપકાર કરી રહ્યા છે. આપણા પૂર્વાચાર્યોકૃત ગ્રન્થોમાં પણ અનેક ગ્રન્થો અધ્યાત્મ વિદ્યાથી ભરપૂર છે અને તેની ઉત્તમતા માટે બે મત છેજ નહિ. શ્રીમદ્ હરિભદ્રસૂરિ, શ્રીકલિકાલ સર્વજ્ઞ હેમચન્દ્રસૂરિ, શ્રી આનંદઘનજી મહારાજ, શ્રીમદુપાધ્યાયજી મહારાજશ્રી યશોવિજયજી તથા શ્રી ઉપાધ્યાયજી મહારાજ શ્રી વિનયવિજયજી તથા શ્રીમદ્ પં. દેવચન્દ્રજી મહારાજ વગેરે પૂર્વાચાર્યો કૃત ગ્રન્થો કેવળ અધ્યાત્મજ્ઞાનથીજ ભરપુર છે. જ્યારે તે ગ્રન્થોનું આપણે અવગાહન કરીએ છીએ ત્યારે આપણને કાંઇક નવીનજ ભાસે છે; તેવીજ રીતે વર્તમાન કાળમાં પણ આપણા પૂજ્યપાદ શા. વિ. જૈ. ચા. યો. શ્રીમદ્ બુદ્ધિસાગરજીસૂરિશ્વર પોતાની લેખિનીદ્વારા સર્વ જનસમાજને અધ્યાત્મજ્ઞાન સહેલાઇથી સમજી શકાય અને તે વિષયનો પૂર્ણ રસ મળે તેવાજ હેતુથી તેઓશ્રીએ ગદ્યપદ્યાત્મક અધ્યાત્મ જ્ઞાનના ગ્રન્થો લખ્યા છે અને લખે છે, માટે તે ઉપર પુરતું લક્ષ આપીને પોતાના દ્રવ્યનો સદ્વ્યય-આવા અધ્યાત્મરસપૂર્ણ ગ્રન્થો બહાર પાડવામાં તથા આવી વિ-

ધાના શોખીન જનોને હરેક પ્રકારે લાભ થાય તેવા ઉપાયો યોજવામં કરવો જોઇએ.

શ્રીમદ્ સૂરીશ્વરજી મહારાજે સ્વકૃત શ્રી આનંદઘનપદ ભાવાર્થ સંગ્રહમા અધ્યાત્મજ્ઞાનની ઉપયોગિતા વિશે વિશેષ વિવેચન કરેલુ છે માટે તે સંબંધિ આ ઠેકાણે વિશેષ ઉલ્લેખ નહિ કરતા ત્યાંથી જોઇ લેવા ભલામણુ કરવામા આવે છે

વાંચકો અનુભવસિદ્ધ આચાર્યશ્રીના ગ્રન્થનો સદ્ઉપયોગ કરી સ્વપરના શ્રેયસાધક બનશે તો આ ગ્રન્થ છપાવવા બદલ મંડલે ઉઠાવેલો શ્રમ સફલ થયેલો મનાશે

આ ગ્રન્થના પ્રગટાર્થે નીચેના સદ્ગ્રહસ્થો તરફથી મદદ કરાયેલી છે તે માટે તે સર્વ ગ્રહસ્થોનો ધન્યવાદપૂર્વક ઉપકાર પ્રદર્શિત કરવા નીચેની નોધ લેવામાં આવે છે, અને તે સાથે તે સદ્ગ્રહસ્થોને વિનંતિ કરવામા આવે છે કે જેવી રીતે આ મંડળને અધ્યાત્મજ્ઞાનના ગ્રન્થોની પ્રસિદ્ધિના કાર્યમા મદદ કરી છે તથૈવ હમેશ કરતા રહેશો અને જેમ અધ્યાત્મજ્ઞાનની બહોળી ખીલવણી થાય અને તેનો ઉપયોગ સર્વ જનસમાજ લઇ શકે તેવા ઉપાયો યોજવા પ્રયત્ન કરશો, તે સાથે બીજા બધુઓ પણ જ્ઞાનને પ્રગટ કરવા અર્થે દાન દેનારાઓનુ અનુકરણ કરશે તો મંડળે ઉપાડેલ કાર્ય આગળ વધતુ રહેશે એમ જણાવી વિરમીએ છીએ.

મુબાઇ–ચંપાગલી
૧૯૭૪–વિરાત્ ૨૪૪૪
ફાગણ સુદિ ૧

લી૦
અધ્યાત્મ જ્ઞાનપ્રસારક મંડળ.



# સ્હાયકોનો ઉપકાર.



નિવેદનમાં જણાવ્યા મુજબ આ ગ્રન્થના પ્રગટાર્થે નીચે જણાવેલ દ્રવ્યસ્હાય મળી છે તે માટે તે આપનારા અને અપાવનારાઓની ઉપકાર સાથે નોંધ લેવામાં આવે છે; તેઓની કમાઇનો આવા સદ્જ્ઞાનના પ્રગટાર્થે થયેલા વ્યય માટે તેઓને ધન્યવાદ ઘટે છે.

૨૫૦) શેઠ ઉત્તમચંદ હરીચંદ–મ્હેસાણાવાલા તરફથી.
૧૨૫) શેઠ કાલીદાસ માનચંદ–મહુડીવાલા તરફથી.
૧૦૦) ભોજક લાલચંદ ડોસાભાઇ–મ્હેસાણાવાલા તરફથી.

(સાણંદથી નીચે જણાવેલા ગ્રહસ્થો તરફથી મદદના આવ્યા.)

૫૦) શ્રી સાગરગચ્છના જ્ઞાનખાતામાંથી હા. શેઠ ચતુરભાઇ કરશનદાસ તરફથી.
૩૦) મ્હેતા રાયચંદભાઇ રવચંદભાઇ.
૩૦) મ્હેતા શાન્તીભાઇ જેસંગભાઇના પુત્ર ભોગીલાલને ત્યાં પુત્ર જન્મ પ્રસંગે.
૧૭) મ્હેતા દેવચંદ ઠાકરશી.
૧૭) મ્હેતા ગફલભાઇ સાંકળચંદ.
૧૬) મ્હેતા કરશનભાઇ નાગજીભાઇ હા. ચતુરભાઇ.
૧૫) ગાંધી મોહનલાલ ખેમચંદના પત્ની સમરતના સ્મર્ણાર્થે હા. મોહનલાલ.
૧૫) મ્હેતા છગનલાલ ખેમચંદ.
૧૦) શાહ. છગનલાલ દોલતરામ હા. ચુનીલાલ.
૧૦) મ્હેતા મલુકચંદ દેવચંદની વીધવા બાઇ રૂપાળી.
૧૦) મ્હેતા ત્રીકમલાલ લલુભાઇ
૧૦) મ્હેતા જીવરાજ હઠીસંઘ.
૧૦) દોસી લલ્લુભાઇ મગનલાલ.

૭) શાહ. આશારામ ચેલાભાઈ.

૫) મહેતા જેસંગભાઇ હઠીસંગ.

૫) શાહ. પરશોતમ મલુકચંદ.

૫) બાઇ પૂરી–ગાંધી હીરાચંદ જસરાજના વિધવા ઓગ્ત

૨૬૨

કુલ રૂ. ૭૩૭ મળ્યા છે કાગળની મોંઘવારીને લીધે ખરચ રૂ ૩) ઉપર આવ્યું છે

# શ્રીમદ્ બુદ્ધિસાગરજી ગ્રન્થમાળામાં પ્રગટ થયેલા ગ્રન્થો.

| | | | |
|---|---|---|---|
| ૧. | ક ભજન સંગ્રહ ભાગ ૧ લો. .... પૃષ્ઠ | ૨૦૦ | ૦–૮–૦ |
| ૧. | અધ્યાત્મ વ્યાખ્યાનમાળા. .... .... | ૨૦૬ | ૦–૪–૦ |
| ૨. | ભજનસંગ્રહ ભાગ ૨ જો. .... .... | ૩૩૬ | ૦–૮–૦ |
| ૩. | ભજનસંગ્રહ ભાગ ૩ જો. .... .... | ૨૧૫ | ૦–૮–૦ |
| ૪. | સમાધિ શતકમ્. .... .... .... | ૩૪૦ | ૦–૮–૦ |
| ૫. | અનુભવ પચ્ચિશી. .... .... .... | ૨૪૮ | ૦–૮–૦ |
| ૬. | આત્મપ્રદીપ. .... .... ... | ૩૧૫ | ૦–૮–૦ |
| ૭. | ભજનસંગ્રહ ભાગ ૪ થો. ... .... | ૩૦૪ | ૦–૮–૦ |
| ૮. | પરમાત્મદર્શન. .... .... .... | ૪૩૨ | ૦-૧૨-૦ |
| ૯. | પરમાત્મજ્યોતિ .... .... .... | ૫૦૦ | ૦-૧૨-૦ |
| ૧૦. | તત્ત્વબિંદુ. .... .... .... .... | ૨૩૦ | ૦–૪–૦ |
| ૧૧. | ગુણાનુરાગ. આવૃત્તિ બીજી .... .... | ૨૪ | ૦–૧–૦ |
| ૧૨–૧૩ | ભજન સંગ્રહ ભાગ ૫ મો તથા .... જ્ઞાનદીપિકા. .... .... .... | ૧૯૦ | ૦–૬–૦ |
| ૧૪. | તીર્થયાત્રાનું વિમાન. ( આવૃત્તિ બીજી ).... | ૬૪ | ૦–૧–૦ |
| ૧૫. | અધ્યાત્મ ભજન સંગ્રહ. ... .... | ૧૯૦ | ૦–૬–૦ |
| ૧૬. | ગુરૂબોધ. .... .... ... .... | ૧૭૨ | ૦–૪–૦ |
| ૧૭. | તત્ત્વજ્ઞાન દીપિકા .... .... .... | ૧૨૪ | ૦–૬–૦ |
| ૧૮. | ગહુંલી સંગ્રહ.... .... .... .... | ૧૧૨ | ૦–૩–૦ |
| ૧૯–૨૦. | શ્રાવકધર્મસ્વરૂપ ભાગ ૧–૨.... .... ( આવૃત્તિ ત્રીજી ).... .... .... | ૪૦–૪૦ | ૦–૧–૦ |
| ૨૧. | ભજન પદ સંગ્રહ ભાગ ૬ ઠ્ઠો. .... .... | ૨૦૮ | ૦-૧૨-૦ |
| ૨૨. | વચનામૃત. .... ... .... .... | ૩૦૮ | ૦-૧૪-૦ |
| ૨૩. | યોગદીપક. .... .... .... ... | ૨૬૮ | ૦-૧૪-૦ |
| ૨૪. | જૈન ઐતિહાસિક રાસમાળા. .... .... | ૪૦૮ | ૧–૦–૦ |
| ૨૫, | આનન્દઘન પદસંગ્રહ ભાવાર્થ સહિત. .... | ૮૦૮ | ૨–૦–૦ |

| | | |
|---|---|---|
| ૨૬ અધ્યાત્મ શાન્તિ ( આવૃત્તિ બીજી ) ... | ૧૩૨ | ૦-૩-૦ |
| ૨૭ કાવ્યસંગ્રહ ભાગ ૭ મો.... .... ... | ૧૫૬ | ૦-૮-૦ |
| ૨૮. જૈનધર્મની પ્રાચીન અને અર્વાચીન સ્થિતિ | ૯૬ | ૦-૨-૦ |
| ૨૯. કુમારપાલ ચરિત્ર (હિંદી) .... .... | ૨૮૭ | ૦-૬-૦ |
| ૩૦-૩૪. સુખસાગર ગુરૂગીતા. ... ... | ૩૦૦ | ૦-૪-૦ |
| ૩૫. ષડ્દ્રવ્ય વિચાર ... .... | ૨૪૦ | ૦-૪-૦ |
| ૩૬. વિજાપુર વૃત્તાંત. . .... . | ૯૦ | ૦-૪-૦ |
| ૩૭. સાબરમતી કાવ્ય. .. .... .... | ૧૦૬ | ૦-૬-૦ |
| ૩૮ પ્રતિજ્ઞાપાલન... . .... .... | ૧૧૦ | ૦-૫-૦ |
| ૩૯-૪૦-૪૧ જૈનગચ્છમત પ્રબંધ. સંઘપ્રગતિ. જૈનગીતા | | ૧-૦-૦ |
| ૪૨. જૈન ધાતુપ્રતિમા લેખ સંગ્રહ .... ... | | ૧-૦-૦ |
| ૪૩ મિત્રમૈત્રી. .. ... | | ૦-૮-૦ |
| ૪૪. શિષ્યોપનિષદ્ . ... ... | | ૦-૨-૦ |
| ૪૫ જૈનોપનિષદ્ ... ... . . ... | ૪૮ | ૦-૨-૦ |
| ૪૬-૪૭ ધાર્મિક ગદ્યસંગ્રહ તથા પત્ર સદુપદેશ ભાગ ૧ લો .... | ૯૭૬ | ૩-૦-૦ |
| ૪૮ ભજનપદ સંગ્રહ ભાગ ૮ મો .... | | ૩-૦-૦ |
| ૪૯ કર્મયોગ ... .. ... ... | | |
| ૫૦-૫૧ શ્રીમદ્ દેવચંદ્ર ગ્રન્થસંગ્રહ પ્રથમભાગ-દ્વિતીયભાગ. | | |

## નિચલા સ્થળે પુસ્તકો વેચાણ મળે છે.

મુંબાઇ, પાયધુણી. બુકસેલર—મેઘજી હીરજી

,, ચંપાગલી. અધ્યાત્મ જ્ઞાન પ્રસારક મંડળ

પાદરા વકીલ મોહનલાલ હીમચંદ



# શ્રી અધ્યાત્મજ્ઞાનપ્રસારક મંડળ.

---

( સ્થાપન-જ્ઞાનપંચમી-વીર સંવત્ ૨૪૩૫. )

જો તમારે તત્ત્વજ્ઞાનના ઉત્તમ સિદ્ધાંતો, સરલ અને પ્રિય શૈલીમાં સમજવા હોય અને પોતાનું હૃદય નિર્મળ બનાવવું હોય, તો મંડળ તરફથી પ્રગટ થયેલી

**શ્રીમદ્ બુદ્ધિસાગરજી ગ્રન્થમાળા અવશ્ય વાંચો.**

મજકુર ગ્રન્થમાળામાં નીચેના ગ્રન્થો પ્રગટ થયેલ છે, જે વાંચી, મનન કરી, તમારા આત્માને ઉચ્ચ શ્રેણિએ ચઢાવો. ઉત્તમ ગ્રન્થો એજ અપૂર્વ સત્સંગ છે. ખચીત આ ગ્રન્થોના મનનથી ઘણું જાણવા અને મેળવવા પામશો. ગુરૂશ્રીની લેખનશૈલી-મધ્યસ્થદૃષ્ટિવાળી હોવાથી, દરેક ધર્માવલંબીઓ તેને પ્રેમપૂર્વક વાંચે છે. દરેક ગ્રન્થોમાં અધ્યાત્મજ્ઞાન અને તત્ત્વજ્ઞાન સંબંધી વિવેચન છે.

વૈરાગ્ય, ઉપદેશક, અને બોધક, પદો-ભજનો તે તે વિષયમાં લીનતા કરી નાખે છે. દરેક પદોનો સાર વિચારણીય છે. અનેકાન્તદૃષ્ટિથી હૃદયની વિશાળતાપૂર્વક અને પ્રિય તથા પથ્યવાણીથી વાચકોના હૃદયને ઉત્તમ કરી શકાય છે અને તે મુજબ આ ગ્રન્થો છે.

માત્ર વાચકોના હિતાર્થે, ઉદાર ગૃહસ્થોની સહાય વડે કોઇ પણ ગ્રન્થ પ્રકાશક મંડળ કરતાં ઓછામાં ઓછી કિંમત રાખવાની પહેલ આ મંડળેજ કરી છે, ઓછી કિંમત છતાં છપાઇ-કાગળ-બંધાઇ વગેરે કામ સુંદર થાય છે, તદુપરાંત વધુ પ્રચારાર્થે પ્રભાવના, વિદ્યાર્થીઓને ઇનામ અને ભેટ આપનાર માટે વધુ નકલો મંગાવનારને (શીલીકમાં હોય તો) બની શકતી ઓછી કિંમતે આપવામાં આવે છે.

જેઓને પ્રગટ થઇ ચુકેલા અને થવાના ગ્રન્થો પૈકી કોઇપણ ગ્રન્થો પોતાના મુરબ્બી કે સ્નેહી અને ઉપકારીઓના સ્મરણાર્થે પ્રગટ કરવાને ઇચ્છા હોય તેમને તે મુજબ મંડળ સગવડ કરી આપે છે.

**પત્રવ્યવહાર-મુંબાઈ ચંપાગલી. વ્યવસ્થાપક-અધ્યાત્મજ્ઞાનપ્રસારક મંડળ જોગ કરવો.**






શ્રી ભજનપદ્ય સંગ્રહ આઠમા ભાગમાં મુખ્યતાએ અધ્યાત્મજ્ઞાન, સેવાધર્મ, ભક્તિ, ઉપાસના, વૈરાગ્ય, નીતિ, સદાચાર, હાનિકારક રીવાજ નિષેધ, કર્મયોગ પ્રવૃત્તિ, આત્મસુધારણા, શિષ્ય સુધારણોન્નતિ, શુદ્ધપ્રેમ દ્વારા આત્માનુ ધ્યાન, પ્રભુ સ્તુતિયોગ વગેરે વિષયોનો સમાવેશ કરવામાં આવ્યો છે, કેટલાક આધ્યાત્મિક વિષયોના ભજનો, પદો તો સ્ફુરણાયોગે ઉદ્ગાર રૂપે નીકળ્યા છે, અને કેટલાંક પ્રસંગવશાત્ રચાયા છે વૈરાગ્ય ભક્તિ મૈત્રા વગેરેના પદોમાં પણ એ બે પ્રકાર અવબોધવા આધ્યાત્મિક વિષયમા સર્વ પ્રકારના અધ્યાત્મજ્ઞાનનો સમાવેશ થાય છે, અધ્યાત્મજ્ઞાન યાને બ્રહ્મજ્ઞાન, પરમાત્મજ્ઞાન, આત્મજ્ઞાન સમાન વિશ્વમાં અન્ય કોઇ જ્ઞાન મહાન્ નથી, જૈન શાસ્ત્રોમાં વેદાન્ત શાસ્ત્રોમાં, મુસ઼માનોના, સુફીમતમા, બૌદ્ધોમા, પારસીઓના શાસ્ત્રોમા, અને બાઇબલમાં પણુ અધ્યાત્મજ્ઞાનને મહાન્ પદ આપવામા આવ્યુ છે મન, વાણી અને પંચ પ્રકારના શરીરથી વા ત્રણુ પ્રકારના શરીરના ધર્મથી ભિન્ન એવા આત્માના શુદ્ધ સ્વરૂપને અનુભવવુ અને આત્માનન્દ પ્રાપ્ત કરવો, પરમાત્માનુ શુદ્ધ સ્વરૂપ અનુભવવુ, અને પરમાત્માનો અનંત આનંદ પ્રાપ્ત કરવો, એ સમાન અન્ય કોઇ પ્રાપ્ત કરવા યોગ્ય નથી સર્વ પ્રકારના અવતારોમા મનુષ્યાવતારની શ્રેષ્ઠતા છે, આર્યક્ષેત્ર અને આર્ય મનુષ્યની શ્રેષ્ઠતા છે તેમા પણ ધર્મની પ્રાપ્તિની દુર્લભતા છે તેમાં પણુ અધ્યાત્મજ્ઞાન અને અધ્યાત્મ ધર્મની પ્રાપ્તિની દુર્લભતા છે અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કર્યા વિના મોહ, માયા, અજ્ઞાન, ક્લેશ, દુઃખ શોક વગેરેનો નાશ થતો નથી અધ્યાત્મજ્ઞાનની પ્રાપ્તિથી જે આનંદ પ્રાપ્ત થાય છે, તે આનંદ ખરેખર ઇન્દ્ર, ચક્રવર્તિ, ગેડ વગેરેની પદવીઓ પ્રાપ્ત થવાથી મળતો નથી બાલ્યાવસ્થાથી ગુરૂની કૃપાથી અધ્યાત્મ જ્ઞાનપર પૂર્ણ રૂચિ પ્રગટી છે તેથી આત્મધ્યાન વગેરેમાં પૂર્ણ પ્રેમ પ્રગટયો છે આત્માના ગુણો પ્રાપ્ત કરવાનો જે પ્રેમ તે શુદ્ધ પ્રેમ છે આત્માપર શુદ્ધ પ્રેમ પ્રગટયા વિના કર્મના આવરણો ખસતા નથી અને સમ્યક્ત્વ—જ્ઞાન—ચારિત્રની પ્રાપ્તિ થતી નથી કામ

વાસના, વિષયવાસના, ભોગમાં મુર્ચ્છા વિગેરેનો જે રાગ કહેવાય છે તે અશુદ્ધ પ્રેમ છે અને દેવગુરૂધર્મ પર તથા આત્માના શુદ્ધ સ્વરૂપનો રાગ છે તે પ્રશસ્ય-રાગ પ્રશસ્ય પ્રેમ, શુદ્ધપ્રેમ કહેવાય છે એવી માન્યતાએ અમોએ શુદ્ધ પ્રેમની આવશ્યક્તાને અધ્યાત્મજ્ઞાન પ્રતિ ઉપયોગી ઠરાવી છે. આત્માના શુદ્ધ સ્વરૂપની પ્રાપ્તિ એજ કવનોમાં મુખ્ય ધ્યેય કેન્દ્ર છે અને તેનાં સાધનો તરીકે મુખ્ય અધ્યાત્મજ્ઞાન છે. ગુરૂસેવા, ગુરૂભક્તિ, શુદ્ધપ્રેમ, કર્મયોગ વિના અધ્યાત્મસ્વરૂપની પ્રાપ્તિ થતી નથી. અધ્યાત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે પ્રથમ તો અધ્યાત્મજ્ઞાની ગુરૂ મહારાજની સેવા કરવી પડે છે. ગુરૂપર શુદ્ધ પ્રેમ ધારણ કરવો પડે છે. વિષયવાસના વિગેરેના અશુદ્ધ પ્રેમને શુદ્ધ પ્રેમ સ્વરૂપમાં ફેરવવો પડે છે. આત્માની શુદ્ધતા કરવા માટે સેવા–ભક્તિ–ઉપાસનાનું આલંબન કરવું પડે છે, ગુરૂને સ્વાર્પણબુદ્ધિએ સેવવા પડે છે. એ પ્રમાણે પ્રવર્તતાં ગૃહાવાસમાં અને ત્યાગાવસ્થામાં સ્વાધિકારે-સ્વાધિકારપ્રમાણે નિર્લેપ રહીને કર્મયોગની પ્રવૃત્તિ કરવી પડે છે. સર્વ કર્તવ્ય કર્મો કરીને આત્માની શુદ્ધતાના ધ્યેયાર્થે આત્મોપયોગને ધારણ કરવો પડે છે. સંસારી જીવો સાથે શુદ્ધ પ્રેમ, નિષ્કામ ભાવ, ઉદારભાવ-પરમાર્થ-વૃત્તિ આદિ ગુણોને ધારણ કરી વર્તવું પડે છે. આ પ્રમાણે વર્તન કરવાથી કર્મ-યોગની કસોટીએ કસાઇને ગુરૂકૃપા બળે અધ્યાત્મજ્ઞાનની પ્રાપ્તિ કરવી પડે છે અને અધ્યાત્મજ્ઞાનની પ્રાપ્તિ કરીને આત્માના–બ્રહ્મના સ્વરૂપમાં લયલીન થવું પડે છે ત્યારે પરમાત્મપદની પ્રાપ્તિ થાય છે. જેનાપર શ્રી સદ્‌ગુરૂની પૂર્ણ કૃપા હોય છે તેને અધ્યાત્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે. અધ્યાત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે આત્મજ્ઞાની ગુરૂના પૂર્ણ શ્રદ્ધાળુ અને સર્વ સ્વાર્પણકારક બુદ્ધિવાળા શિષ્ય થવું પડે છે. ગુરૂના પ્રેમી શિષ્યો અધ્યાત્મજ્ઞાનની પ્રાપ્તિ કરી શકે છે. સદ્‌ગુરૂના શિષ્યો કેવા પ્રકારના હોવા જોઇએ તેનું શિષ્યોની કસોટીએ કરાતી પરીક્ષાની હૃદય-ભાવનાનું અનેક સ્થળે કાવ્યરૂપે વિવેચન કરવામાં આવ્યું છે. એવી ઉત્તમ વર્ણન કરેલી શિષ્યદશાને પ્રાપ્ત કર્યા વિના ભૂતકાલમાં કોઇને અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત થયું નથી, વર્તમાનમાં થતું નથી અને ભવિષ્યમાં થનાર નથી. અતએવ શિષ્યધર્મ-સેવાધર્મ વગેરે ઉપયોગી બાબતોનું વર્ણન કરીને અધ્યાત્મજ્ઞાનમાં પ્રવેશ કરવાની સામગ્રીનો પરિપૂર્ણ વિવેક કરવામાં આવ્યો છે. જૈન શાસ્ત્રોમાં "ज्ञान क्रियाभ्यां मोक्षः" એ સૂત્રને મુખ્યપદ આપવામાં આવ્યું છે. જ્ઞાન અને ક્રિયા એ બેથી મોક્ષ છે. જ્ઞાનયોગ અને કર્મયોગ એ બેની એકવાક્યતાના સંયોગથી મોક્ષ છે. જ્ઞાનયોગી અને કર્મયોગી એવા બે પ્રકારના યોગીઓમાં–

મુનિઓમાં અધ્યાત્મજ્ઞાન અને ક્રિયા એ બે હોય છે. જ્યાસુધી શરીર છે ત્યાસુ'ધી જીવન્મુક્તાવસ્થામાં પણ જ્ઞાનની સાથે ક્રિયા હોય છે. શારીરિક ક્રિયા, માનસિક ક્રિયા, વાચિક ક્રિયા-આત્મક્રિયા વગેરે ક્રિયાના અસખ્ય ભેદો છે

સર્વ પ્રકારની નિત્ય નૈમિત્તિક ક્રિયાઓમા અધ્યાત્મજ્ઞાન વિના નિર્મળતા-નિર્લેપતા આવતી નથી માટે આત્મજ્ઞાનની-અધ્યાત્મજ્ઞાનની મુખ્યતા વર્ણવવામાં આવી છે જૈન શાસ્ત્રોમા અધ્યાત્મજ્ઞાન સબધી ઘણુ વિવેચન કરવામા આવ્યુ છે જૈન શાસ્ત્રોમાં માલપુઆમા ઘીની પેઠે અધ્યાત્મજ્ઞાન તરવરી રહ્યુ છે. જૈનધર્મના મુખ્ય પિસ્તાળીશ આગમોમા-તત્ત્વાર્થસૂત્રમા પૂર્વાચાર્યોના બનાવેલા અનેક આધ્યાત્મિક ગ્રન્થોમા અધ્યાત્મજ્ઞાનરૂપ ગગા નદીનો પ્રવાહ વહ્યા કરે છે તેથી તે તે આધ્યાત્મિક શાસ્ત્રોમાં જેઓ ડુબકી મારે છે, તેઓ નિર્મલ બને છે જૈન આધ્યાત્મિક શાસ્ત્રોનો મોટો ભાગ અમારા વાંચનામા આવ્યો છે તેમજ ઋગ્વેદ-યજુર્વેદમાંના આધ્યાત્મિક જે જે બ્રહ્મવ્યાખ્યાના સૂત્રો આવે છે ને અમારા વાંચવામા આવેલ છે ઉપનિષદોમા દશ ઉપનિષદો, અઠ્ઠાવીશ ઉપનિષદો, બાવન ઉપનિષદો અને એકસો આઠ ઉપનિષદોનુ વાચન, મનન, સ્મરણ કરવામા આવ્યુ છે મહાભારતમાંનો આધ્યાત્મિક વિષય, વેદાન્તસૂત્રોનો (બ્રહ્મસૂત્રોનો) આધ્યાત્મિક વિષય વાચવામા આવ્યો છે ભગવદ્ગીતાની અનેક ટીકાઓનુ વાચન-સ્મરણ-મનન કરીને તેના આધ્યાત્મિક વિષયનો અનુભવ કર્યો છે યોગવાસિષ્ઠ, વિચારસાગર, યુક્તિપ્રકાશ દાસબોધ, કબીરકૃત સર્વ પુસ્તકોનુ અનેક વખત વાચન-મનન કરવામા આવ્યુ છે. દરેક દર્શનના યોગના ગ્રન્થોનુ અનેક વખત વાચન-પરિશીલન કરવામા આવ્યુ છે કુરાન, બાઇબલ, જરથોસ્થના આધ્યાત્મિક વચનોનુ અનેક વખત વાચન-મનન-પરિશીલન કરવામાં આવ્યુ છે આધ્યાત્મિક ગ્રન્થો અને યોગના ગ્રન્થો પ્રાય મોટા ભાગે જેટલા છપાઇને સર્વ ધર્મવાળાઓના બહાર પડયા છે ને સારી રીતે વાચ્યા છે અને તેમાથી ઘણી બાબતોને ધ્યાન કરી અનુભવી છે આધ્યાત્મિક જ્ઞાનના ગ્રંથોનું યોગના અનેક ગ્રન્થોનુ મનન-સ્મરણ નિદિધ્યાસન કરીને પશ્ચાત્ તેને હૃદયમા સ્યાદ્વાદ દૃષ્ટિએ અનેક નયોની અપેક્ષાએ પચાવવા સખ્ત પ્રયત્ન કર્યો છે દરેક દર્શનોની માન્યતાઓનો જૈન દર્શનમાં કેવી રીતે કઇ અપેક્ષાએ સમાવેશ થાય છે, તેનો અનુભવ કરવામા યથાશક્તિ પ્રયત્ન કરવામા આવ્યો છે અને હજુ શરીર હશે ત્યા સુધી કરાશે અને જેટલુ બનશે તેટલુ ધ્યાન સમાધિ દ્વારા અનુભવ્યુ અને અનુભવાશે પૂર્વભવના સસ્કારથી આ ભવમા અધ્યાત્મ

જ્ઞાન અને યોગજ્ઞાન પર પૂર્ણ શ્રદ્ધા થઇ છે તેમજ અન્ય સેવા, ભક્તિ, ઉપાસના, કર્મયોગ પ્રવૃત્તિપર પણ પૂર્ણ શ્રદ્ધા પ્રેમ પ્રગટયો છે, અને ભવિષ્યમાં ગુરૂ કૃપાએ વિશેષ અનુભવ થશે. દ્રવ્યાનુયોગના જ્ઞાનની પ્રાપ્તિ કરવામાં જૈનાગમોના અવિરૂદ્ધપણે પૂર્ણ પ્રેમથી મનન નિદિધ્યાસન થયું અને થાય છે. આ પ્રમાણે આત્માની મનુષ્ય ભવમાં આધ્યાત્મિક જીવનયાત્રા તથા બાહ્ય સેવાયાત્રા વિગેરે યાત્રાઓ થાય છે, અને તે યાત્રાઓમાં સહેજે તથા આવશ્યક સેવાધર્મની દૃષ્ટિએ ગ્રન્થો લખાય છે તથા આધ્યાત્મિક પદ્યોની રચના થાય છે. તેમાં જે ગુણાનુરાગી જનો હોય છે, તેઓને પદ્યો વગેરેમાંથી સાર ગ્રહણ કરવામાં અત્યંત રસ પડે છે અને જેઓ દોષદૃષ્ટિના પૂજારીઓ છે, તેઓ તો અવળીદૃષ્ટિથી સવળાને પણ અવળું દેખે છે. જ્ઞાનીઓ કહે છે કે જ્યાં સુધી સત્યનો ઉપાસક કોઇ બનતો નથી, ત્યાં સુધી તે સત્યને ગ્રહી શકતો નથી. કેટલાક મનુષ્યો તો અધ્યાત્મજ્ઞાનના અરૂચિવાળા હોય છે તેમાં પણ વિશેષ એ હોય છે કે તે સન્ત મહાત્માઓના કાકો હોય છે તેથી તેઓને અધ્યાત્મજ્ઞાનનો અગર કોઇ બીજો વિષય સારો હોય છે તો પણ તેઓને તે અવળો પરિણમે છે. જે ધર્મમાં અધ્યાત્મજ્ઞાન નથી તે ધર્મ માનો કે સર્વત્ર દુનિયામાં એક વખત ફેલાઇ ગયો હોય તો પણ તે અંતે શુષ્ક થઇ નષ્ટ થઇ જાય છે. જૈન સિદ્ધાન્તોમાં કહેલા નયોની અપેક્ષાઓનું મનન તથા તેનો અનુભવ કરીને અમોએ આત્માનું ધ્યાન ધરી પશ્ચાત્ ઉદ્ગારરૂપે આધ્યાત્મિક પદ્યોને બહાર પ્રકાશ્યાં છે. જૈન શાસ્ત્રોનો—જૈન ગ્રન્થોનો અનુભવ પ્રાપ્ત કરીને અમોએ અન્ય ધર્મીઓના હજારો ગ્રન્થોને વાંચી તેઓને સ્યાદ્વાદ સમ્યકત્વ દૃષ્ટિબળે સમ્યગ્રૂપે હૃદયમાં પરિણમાવ્યા છે. નંદિસૂત્ર વગેરે જૈનાગમોમાં કહ્યું છે કે સમ્યગ્દૃષ્ટિ જૈનોને મિથ્યાત્વીનાં રચેલાં ધર્મશાસ્ત્રોને પણ સમ્યકત્વ રૂપે પરિણમાવવાની શક્તિ પ્રાપ્ત થાય છે. તેવી સમ્યગ્દૃષ્ટિના બળે અમોએ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર આદિ અનેક દેવોને સ્યાદ્વાદદૃષ્ટિના રૂપકે ઘટાવ્યા છે અને આત્મામાં સર્વ દેવોને દેવીઓને અનેક રૂપોમાં ઘટાવ્યાં છે, તેનો આત્મજ્ઞાની વાચકોને સારી રીતે અનુભવ આવશે. જૈન સ્યાદ્વાદાધ્યાત્મસમ્યગ્દૃષ્ટિની પ્રાપ્તિના યોગે અમોએ જૈન આધ્યાત્મિક શાસ્ત્રોનાં રહસ્યોને ગુર્જર ભાષામાં ઉતારી અનેક જીવોને લાભ આપવા અનેક ગ્રન્થ રચના દ્વારા પ્રયત્ન કર્યો છે તેથી ગુણાનુરાગી મનુષ્યોને સારી રીતે લાભ મળે એવો નિશ્ચય છે. ગુણોની ઇર્ષ્યાવાળા વ્યક્તિદ્વેષી પ્રતિસ્પર્ધિયોને—દોષદૃષ્ટિયોને તો પાણીમાંથી પૂરા કાઢવાની પેઠે સવળું પણ અવળું પરિણમે છે તેથી તેઓ જવાસાની પેઠે સૂકાય છે, અને જ્ઞા-

નાવરણીયાદિ કર્મની પરંપરા વધારીને સંસારમાં અનેક અવતારો ગ્રહે છે એમાં આશ્ચર્ય નથી અધ્યાત્મજ્ઞાન પારા જેવું છે, પરંતુ તેની માત્રા કરવામાં આવે અને તેના અધિકારીઓ વિધિ પ્રમાણે વાપરે છે તો તેથી તેઓની આત્મશક્તિયોમાં વૃદ્ધિ થાય છે, પરંતુ અનધિકારીઓને તો તે અનુપયોગી છે જે મનુષ્યો આસન્નભવ્ય છે અને ગુરૂના પૂર્ણ શ્રદ્ધાલુ, ગુરૂના વિચારોના અને આચારોની મૂર્તિયોરૂપ છે ગુરૂના ઉપદેશોના આશયોને પરિપૂર્ણ ભણનારા છે તેઓ ગુરૂના આધ્યાત્મિક જ્ઞાનના આશયોને ગ્રહણ કરીને આત્માને સમ્યક્પણે દેખી શકે છે પરંતુ નાસ્તિક નગુરા તો તેની ગંધ પણ પ્રાપ્ત કરવા શક્તિમાન્ થતા નથી.

શ્રી આનંદઘન પદભાવાર્થ સંગ્રહમાં અમોએ અધ્યાત્મજ્ઞાનની ઉપયોગિતા સંબંધી ઘણું લખ્યું છે તેથી તેનું અત્ર વિશેષ વિવેચન કરવામાં આવતું નથી. આધ્યાત્મિક દૃષ્ટિએ શ્રીમદ્ આનંદઘનની શૈલીને અનુસરીને આત્માને પુરૂષનું રૂપક આપીને તથા જ્ઞાનપરિણતિ-દર્શનપરિણતિ-સુમતિ અનુભવ દૃષ્ટિ-ચેતના દૃષ્ટિ વગેરેને સ્ત્રીના રૂપકો આપીને પરસ્પર પાત્રોનો વાર્તાલાપ વગેરે દર્શાવ્યો છે તે વાચકોના ખ્યાલમાં આવશે આત્માને કૃષ્ણ, મહાદેવ, વિષ્ણુ, બ્રહ્મા, રામ વગેરે નામો આપવામાં આવ્યાં છે અને આત્માની જ્ઞાનપરિણતિ-આનંદ રમણતા પરિણતિ વગેરેને રાધા-સીતા-પાર્વતિ-સરસ્વતી વગેરે રૂપકો આપીને આ ગ્રંથમાં અનેક ઠેકાણે તેનું વર્ણન કરવામાં આવ્યું છે આધ્યાત્મદૃષ્ટિએ અમોએ ભજનસંગ્રહના પહેલા ભાગથી તે આઠ ભાગ પર્યંત અધ્યાત્મ વિષયમાં તેવા પાત્રોનાં રૂપકોથી અધ્યાત્મ વિષયને વર્ણવ્યો છે અધ્યાત્મ પાત્રોમાં આત્મા અને તેની સ્ત્રી શુદ્ધ ચેતના શુદ્ધ પરિણતિ-સુમતિ વગેરેમાં જે પ્રેમ વર્ણવ્યો છે તે શુદ્ધ પ્રેમ જાણવો બાહ્ય વિષયમાં ભટકતી વૃત્તિયોને આત્મામાં સ્થિર કરવા માટે અને વિષયની વાસનારૂપ વિષનો નાશ કરવા માટે આત્માપર અને જ્ઞાન, દર્શન ચારિત્ર પરિણતિ પર પ્રેમ કરવાનું બતાવ્યું છે તે શુદ્ધ પ્રેમ જાણવો પરમાત્માની ભક્તિમાં શુદ્ધ પ્રેમની જરૂર છે અશુદ્ધ પ્રેમથી અનેક કર્મો બંધાય છે અને તેથી ચોરાશી લાખ જીવયોનિમાં વારંવાર ભટકવું પડે છે માટે પાંચ ઇન્દ્રિયના ત્રેવીશ વિષયોમાંથી તથા નામમાંથી તથા શરીરમાંથી અહંભાવ ટળે, દેહાધ્યાસ ટળે અને સ્વરૂપ આત્મા બ્રહ્મ છે એમ અનુભવ થાય તે માટે આધ્યાત્મિક પાત્રોદ્વારા શુદ્ધ પ્રેમનું વર્ણન કરી ઉપયોગિત્વ જણાવ્યું છે આત્મા ૫૨ પરિપૂર્ણ પ્રેમરૂચિ પ્રગટતા ભેદક સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય છે દેવ,

ગુરૂ, ધર્મપર આત્માપર પ્રેમ પ્રગટ્યા વિના કદી સમ્યક્ત્વની પ્રાપ્તિ થઇ નથી, થતી નથી અને ભવિષ્યમાં થશે નહીં. આત્માપર પૂર્ણ પ્રેમ પ્રગટવાથી આત્માની શોધ માટે સદ્ગુરૂની આવશ્યકતા સ્વીકારવી પડે છે અને આધ્યાત્મિક ગ્રન્થોની આવશ્યકતા સ્વીકારવી પડે છે. અધ્યાત્મજ્ઞાનનાં ભજનોને-પદોને વાંચતી વખતે ગુરૂગમની ખાસ જરૂર પડે તેમ છે. કર્ત્તાના આશયોનો પૂર્ણ અનુભવ લીધા વિના અધ્યાત્મજ્ઞાનનાં પદોમાં ઉંડા ઉતરી શકાતું નથી અને તેમજ વાંચતાં અનેક સ્થળે શંકાઓ રહે છે, જૈન આધ્યાત્મિક શાસ્ત્રોનો અને અન્ય દર્શનીય આધ્યાત્મિક શાસ્ત્રોનો પરિપૂર્ણ અનુભવ પ્રાપ્ત કર્યો છે, એવા અધ્યાત્મજ્ઞાનીઓની પાસેથી જે અધ્યાત્મ પદોમાં સમજણ ન પડે તેનો અનુભવ લેવો—અધ્યાત્મજ્ઞાનના પદોમાં પત્ર ૫૮૫ માં.

...संतो सत् बतलावुंरे के जेवुं समजुं तेवुं तेवुं गावुं. એ હેડીંગવાળું વિષયવાળું પદ આવેછે તેમાં આત્માને સર્વ વસ્તુરૂપે—દેવ દેવીઓ રૂપે વર્ણવેલો છે. શ્રીરામતીર્થસ્વામીએ એક આધ્યાત્મિક વિષયનું પદ બનાવ્યું હતું. રામતીર્થસ્વામીના નવ ભાગો જેણે વાંચ્યા હશે, તેને એ પદનો ખ્યાલ આવશે. રામતીર્થસ્વામીના આધ્યાત્મિક પદનો અમોએ એ પદરૂપે અનુવાદ કર્યો છે, પરંતુ જૈનદૃષ્ટિએ તે પદ સત્ય સમજવું નહીં. તો પણ અનેકાન્ત દૃષ્ટિએ તે અનુવાદરૂપ પદના વિચારોને આત્મામાં અસ્તિનાસ્તિની અપેક્ષાએ ઘટાવી શકાય છે. કોઇ દૃષ્ટિએ આત્મા સ્વર્ગરૂપ છે, નરકરૂપ છે. ચઉદરાજ લોકરૂપ છે. આત્મામાં અન્ય જગત્ના સર્વ પદાર્થોનો નાસ્તિ ધર્મ રહ્યો છે. આત્મા વિના બાકીનાં પાંચ દ્રવ્યો ગુણપર્યાયો અનંતા છે અને તે અનંતાગુણ પર્યાયો સહિત પાંચ દ્રવ્યરૂપ જગત્ છે તે આત્મામાં નાસ્તિરૂપે કહ્યું છે, તેથી આત્માને કાલરૂપ મહાકાલમાં રાત્રીરૂપ દિવસરૂપ કહેવામાં આવ્યો છે. સર્વ ધર્મના જે જે ગ્રન્થો છે તે પણ જીવના જ્ઞાનપરિણતિનાં અંશોરૂપ સર્વ શાસ્ત્રોને પણ ઉપચારે આત્મારૂપ કહ્યાં છે. અદ્વૈતવાદીઓ આત્માને એકાંતે સર્વરૂપ માને છે ત્યારે સ્યાદ્વાદ શાસ્ત્રો અનેકાન્તપણે અસ્તિ નાસ્તિ આદિ અનેક અપેક્ષાઓને લઇ આત્મામાં સર્વને માની સર્વરૂપે ગુણ ગુણી અભેદે તથા પર્યાયી તથા અસ્તિનાસ્તિ પર્યાયોના અભેદે આત્મામાં સર્વને માને છે. આત્મા ચંદ્રરૂપ છે, સૂર્યરૂપ છે, સાગરરૂપ છે. સર્વ ધર્મના કર્ત્તારૂપ છે ને પર્યાયોનો આત્મામાં અભેદ ઉપચાર કરીને અનેક નયોની અપેક્ષાએ રૂપકો ઘટાવ્યાં છે. અનેકાન્ત નયની અપેક્ષાએ કથંચિત્ સર્વ રૂપકો તે આત્મામાં તે અનુવાદરૂપ પદમાં ઘટા-

વેલાં છે તે અનેકાન્ત દૃષ્ટિએ અનેકાન્તપણે સમજવાં પણ એકાન્ત સિદ્ધાંતરૂપે ન સમજવાં તે પદમા જે જે બાબતોરૂપે આત્મા સ્વય છે એમ વર્ણવ્યું છે તે અનેક નયોની અપેક્ષાઓના જ્ઞાતા ગીતાર્થ અનુભવી વિના સ્યાદ્વાદશૈલીએ કથચિત્ ઘટાવી શકાય નહીં માટે અમોએ તે અનુવાદરૂપે ફક્ત રાખેલુ છે અને તેમાં કર્ત્તા તરીકે નામ પણ દાખલ કર્યું નથી છતા અનેક નયોની અધ્યવસાયોની અસ્તિ ધર્મનો અને અનત નાસ્તિ ધર્મનો આત્મામા સમાવેશ કરીને તથા અનત અસ્તિધર્મને આત્મારૂપે કહીને તથા અનત નાસ્તિ ધર્મને, ધર્મ અને ધર્મીના અભેદે આત્મારૂપ કહીને ઘટાવી શકવાનો અમારો અનુભવ છે વાચકો તે પદને કોઇ ગીતાર્થ અધ્યાત્મજ્ઞાની તથા દ્રવ્યાનુયોગી ગીતાર્થ દ્વારા સમજશે તો તે અનુવાદિક પદને સ્યાદ્વાદ અધ્યાત્મ સ્વરૂપમા ઘટાવી શકશે પુરાણોની કેટલીક બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર દેવોની બાબતોને જૈન અધ્યાત્મ સ્વરૂપથી સમજાવવા માટે તે પદપર વિવેચન કરીને સમજાવી છે કેટલાક કઠિન લાગે એવા પદોપર કેટલેક સ્થળે વિવેચન પણ કરવામાં આવ્યુ છે તેનો ગુણાનુરાગી વાચકોને વાંચતાં ખ્યાલ આવશે

આધ્યાત્મિક વિષયમાં જેટનુ બ્રહ્માડમા અપેક્ષાએ તેટનુ પિડમા એવો કુદરતી નિયમ દર્શાવ્યો છે જેટલાં બ્રહ્માંડમાં પદાર્થો છે તેટલા સર્વે પિડમા છે તેથી બ્રહ્માંડના સર્વ પદાર્થોને અપેક્ષાએ આત્મારૂપે કહીને તે રૂપ પોતે આત્મા છુ એમ કથવામા આવે છે સર્વ દ્રવ્યનો અને તેના ગુણ પર્યાયો છે તે સર્વે ખરેખર આત્મજ્ઞાનમા ભાસવાથી જ્ઞાનગુણના પર્યાયો છે તેથી જ્ઞાન અને જ્ઞેયોનો અભેદ સબધ ગણીને તે આત્મારૂપ છે એમ કહેવામા આવે છે અને તેથી અપેક્ષાએ સર્વ અસ્તિ નાસ્તિ પર્યાયરૂપ હુ આત્મા છુ એમ નયસાપેક્ષતાએ જ્ઞાનીઓ કથે છે આત્મા પોતે રામ છે આત્મા સ્વય વિષ્ણુકૃષ્ણરૂપ છે અનતકાલથી જે જે પર્યાયો થયા, થાય છે અને ભવિષ્યમાં અનત પર્યાયો કે જે અસ્તિનાસ્તિરૂપ થશે તે સર્વને ઉપચારે વા અભેદ સબધે કથચિત્ આત્મારૂપ કહેવામા અનેકાન્ત દૃષ્ટિએ વિરોધ આવતો નથી તે અપેક્ષાએ સર્વ પદાર્થરૂપ આત્મા કથચિત્ જ્ઞાનનયની આદિ અનેક અપેક્ષાએ છે એમ અધ્યાત્મજ્ઞાનીઓ—દ્રવ્યાનુયોગી જ્ઞાનીઓ કથે છે વિશેષાવશ્યકમા શ્રુતજ્ઞાનના અધિકારમાં એક પરમાણમાં સર્વ વિશ્વનો સમાસ આવી અપેક્ષાએ કરવામાં આવ્યો છે આત્માને અનેકાન્ત નયની દૃષ્ટિએ ખુદારૂપ કથવામા આવ્યો છે અનેકાન્તશૈલીએ શુદ્ધ ગુણ પર્યાય રૂપ આત્માને ખુદા કહેવામાં તથા સામાન્યત આત્માને ખુદા કહેવામાં આવે છે

કહ્યું છે કે–खुदा हमेरा अजब रंगीला अगमरूप धरनेवाला अप्पा परमप्पा अल्लाहै अकलकला करनेवाला खुदा. આત્મા તે પરમાત્મા છે. આત્મારૂપ પરમાત્માને અલ્લા ખુદા કહેવો. અનંત જ્ઞાન દર્શન ચારિત્ર સુખરૂપ રંગને ધારણ કરવાવાળો આત્મા છે. આત્મારૂપ ખુદા ઓર રંગવાળો છે અર્થાત્ દુનિયાના જડરંગથી આત્મારૂપે ખુદાનો રંગ જુદા પ્રકારનો છે. આત્મારૂપ ખુદાનું અગમરૂપ છે. મનબુદ્ધિથી આત્માની ગમ પડતી નથી. અનુભવજ્ઞાનથી આત્મારૂપ ખુદાનો સાક્ષાત્કાર થાય છે. આત્મારૂપ ખુદાની અકળકળા છે. સર્વ પ્રકારની દ્રશ્યકળાઓથી ભિન્ન એવી આત્મારૂપ ખુદાની કળા છે. सर्वसमाता, ऊसकी अंदर, नूर वहे अपरंपारा, षट्कारकचक्रोकाधारक, इल्लिलासव आधारा, खुदा ॥ આત્મારૂપ ખુદામાં સર્વ દ્રવ્યગુણ પર્યાયોરૂપ જ્ઞેયોનો ભાસ થાય છે તેથી તે સર્વ તેઓનો કથંચિત્ આત્મામાં સમાવેશ થાય છે એમ કથવામાં આવ્યું છે. આત્મારૂપ ખુદામાં અન્વયી એવા સર્વ ગુણોનો અને પર્યાયોનો સમાસ થાય છે. આત્મારૂપ ખુદામાં ગુણ પર્યાયોરૂપ ગુણપર્યાય સૃષ્ટિનો ઉત્પાદ વ્યય થયા કરે છે. ભાસક ભાસ્ય દૃષ્ટિએ આત્મામાં જ્ઞાનજ્ઞેયાભેદે સર્વ પદાર્થો તથા સર્વ સૃષ્ટિ વેદાન્તીઓ અનંત કોટિ બ્રહ્માંડો કહે છે તે પણ સમાઇ જાય છે. આત્મામાં શુદ્ધ જ્ઞાનરૂપ અનંત નૂર વહ્યા કરે છે. આત્મારૂપ ખુદામાં ષટકારકો છે તેથી ષટકારક ચક્રનો સ્વામી આત્મા ગણાય છે. આત્મારૂપ ખુદા-અલ્લા સ્વયંકર્તા છે અને ગુણપર્યાયોના કર્મરૂપ સ્વયં છે. આત્મારૂપ ખુદા કરણરૂપ છે અને તે સંપ્રદાનકારકરૂપ તથા અપાદાનકારક રૂપ તથા અસંખ્ય પ્રદેશાધારરૂપ પ્રકારક છે; તેથી તે ષટ્કારક ચક્રોનો ધારક કહેવાય છે. ષટગુણનું હાનિ વૃદ્ધિરૂપ ચક્ર અને ષડ્ વિભાગહાનિ વૃદ્ધિરૂપ ચક્રનો સમયે સમયે ધારક આત્મારૂપ ખુદા છે તે પરમાત્મા છે એમ વિશેષાવશ્યક તત્ત્વાર્થસૂત્ર, કર્મગ્રન્થ, કમ્મપયડી વગેરે ગ્રન્થોનો અનુભવ કરી અનુભવવું. આત્મા નિરંજન નિરાકાર અને વ્યકિતની અપેક્ષાએ એક છે તેથી તે इल्लिलाल्ला કહેવાય છે. સર્વના આધારભૂત ખરેખર જ્ઞાનમાં સર્વ જ્ઞેયો ભાસે છે તેની અપેક્ષાએ આત્મારૂપ ખુદા છે. આત્માના અસંખ્ય પ્રદેશો છે. આત્માના એકેકે પ્રદેશમાં અનંત જ્ઞાન ગુણ કહેલ છે તે એક સમયમાં ત્રણ કાલના પદાર્થોનો જાણવાની શકિત ધરાવે છે તો સર્વ પ્રદેશોનું તો શું કહેવું !!! આત્માના એક પ્રદેશમાં જે અનંતજ્ઞાન રહ્યું છે તેમાં સર્વ વિશ્વનો જ્ઞેય પ્રકાશ થાય છે તેથી તે આધેયભૂત બનીને પ્રકાશે છે અને આત્માનું જ્ઞાન તે આધારભૂત થાય છે માટે જ્ઞાનમાં સર્વજ્ઞેય પદાર્થોનો ભાસ થાય છે તે દ્રષ્ટિએ આત્મારૂપ ખુદા

અલ્લા સર્વ અનંત કોટિ પિંડરૂપ બ્રહ્માંડોનો આધારભૂત ગણાય છે. આત્મારૂપ ખુદાને વસ્તુત નિરાકાર કહેવામા આવ્યો છે તે પણ અપેક્ષાએ છે વસ્તુત આત્માને પણ અસખ્યપ્રદેશરૂપ આકાર તો છે, પરંતુ ચક્ષુએ જે પુદ્ગલના આકારો દેખાય છે તેના કરતાં આત્મારૂપ ખુદાનો આકાર છે ભિન્ન છે, અને અત્યંત સૂક્ષ્મ છે પરમાણુથી પણ અનંત ગુણ સૂક્ષ્મ છે તેથી આત્મારૂપ ખુદાને નિરાકાર કહેવામાં આવ્યો છે આત્મારૂપ ખુદા છે તે શરીરમા સર્વત્ર તલમાં તેલની પેઠે વ્યાપી રહેલો છે તેથી તે પિંડદષ્ટિએ વ્યાપક ગણાય છે તથા કેવલદષ્ટિએ બ્રહ્માંડ વ્યાપક ગણાય છે, પરંતુ આત્માનો હૃદયમા સાક્ષાત્કાર પ્રથમ થાય છે તેથી અપેક્ષાએ કહેવામાં આવે છે કે આત્મા, હૃદયમાં પ્રકાશે છે, આત્મા હૃદયમાં રહ્યો છે હૃદયમાં શોધવાથી આત્મારૂપ ખુદાની પ્રાપ્તિ થાય છે આ પ્રમાણે આત્મા રૂપ ખુદા ના પદમાં સર્વ આધ્યાત્મિક દષ્ટિએ વર્ણન કરવામા આવ્યુ છે. પત્ર ૬૯૨ મા મા આત્મારૂપ અલ્લા નુ પદ છે, તેમાં પણ આવી આધ્યાત્મિક નયદષ્ટિએ અર્હં અરિહંતરૂપ પરમાત્માને અલ્લા કહી માનીને તેનુ અનેકાન્તદષ્ટિએ સ્વરૂપ આ લેખ્યુ છે આત્મારૂપ અર્હં અરિહત ને અલ્લા એવા શબ્દથી સંબોધીને અનંત શુદ્ધ ગુણ પર્યાયમય આત્મારૂપ અલ્લાને વર્ણવ્યો છે શ્રી હીરવિજયસૂરિ મહારાજે ऐसा जिन ऐसा जिन ऐसा जिन है जाकी चउद राजमें गम है એ પદમા અરિહંતને બાબા આદિમ ખુદા આદિ સ્વરૂપે સાપેક્ષ જૈન દષ્ટિએ વર્ણવ્યો છે, અને તેથી સ્યાદ્વાદદષ્ટિની મહત્તા જણાવી છે. અધ્યાત્મદષ્ટિએ આત્મા તો નયોની અપેક્ષાએ સર્વ દેવોનાં નામો અને દેવીઓના નામોરૂપે વર્ણવામાં આવે છે, આત્માના સ્વરૂપને તથા આત્માના ગુણપર્યાય સ્વરૂપને કહેનારા અનેક ભાષાના અનેક સાંકેતિક નામોથી આત્માનુ વર્ણન કરીને ચિત્તવૃત્તિને આત્મસંમુખ રાખવામાં આવે છે એજ સર્વજ્ઞાનીઓનો મુખ્ય ઉદ્દેશ છે, તે ઉદ્દેશને કેન્દ્રભૂત ગણીને જૈનાગમાવિરોધીપણે આત્મા ને અલ્લા રૂપે વર્ણવ્યો છે, તેનો જૈન ગીતાર્થો અનુભવ કરી શકે છે અને આત્માની શુદ્ધતા કરવા પરિપૂર્ણ ઉપયોગ ધારણ કરે છે આત્માનાં અનંત નામો પાડવામા આવે અને તેથી આત્માના શુદ્ધોપયોગમા રહેવાનુ હોય તો અનેક ભાષામા અનંત નામો હોય તેથી કોઇ જાતનો વિરોધ આવતો નથી આત્માને આત્માની જ્ઞાનાદિપરિણતિને પતિ-પત્ની રૂપ માનીને મિત્રરૂપ માનીને અનેક અધ્યાત્મજ્ઞાનીઓએ તેવાં પાત્રોને લોકોત્તર નવરસોવડે શણગાર્યો છે કે, જેથી લૌકિક નવરસના રસિકોને આત્માના રસના રસિક બનાવી શકાય. આવી દષ્ટિએ અધ્યાત્મજ્ઞાનીયો આત્માનુ વર્ણન કરે છે

કૃષ્ણ, રામ, પાંડવ, કૌરવ વગેરે પાત્રોને અધ્યાત્મદૃષ્ટિએ વર્ણવીને તેમાં મનુષ્યોનું ચિત્ત આકર્ષીને તેઓને બ્રહ્મરસ ચખાડે છે. અધ્યાત્મજ્ઞાની ગોકુલભાઈ નાનજી ટંકારાવાળા આવી દૃષ્ટિએ આત્માને કૃષ્ણરૂપ માનીને ભગવદ્ગીતાના પાત્રોની અપેક્ષાએ પણ આધ્યાત્મિક અર્થ છપાવવા પ્રયત્ન કરે છે. જૈનો આધ્યાત્મિક જ્ઞાનમાં અગ્રગણ્ય છે, તેથી જૈન અધ્યાત્મજ્ઞાનીઓ વિશ્વના મનુષ્યોને આવી રીતે આત્માના શુદ્ધ ધર્મનું સંમુખ કરવા આધ્યાત્મિક પદોના ઉદ્ગારો દ્વારા પ્રયત્ન કરે છે. અધ્યાત્મજ્ઞાન વિના પ્રાયઃ મોટા ભાગે વિશ્વમાં પ્રવર્ત્તતા ધર્મોના વિચારોમાં અને આચારોમાં મલિનતા આવે છે.

અધ્યાત્મજ્ઞાન વિના ભક્તિયોગમાં અને કર્મયોગમાં માલિન્ય પ્રગટે છે. અધ્યાત્મજ્ઞાનરૂપ ચક્ષુ વિના મનુષ્યો અંધની પેઠે પ્રવૃત્તિ કરે છે અને મૂલ સિદ્ધાંતથી ચલિત થઇ અન્ય કુમાર્ગમાં ગમન કરે છે. અતએવ જૈન સ્યાદ્વાદ દૃષ્ટિએ અધ્યાત્મજ્ઞાનનો પ્રચાર કરીને શ્રી વીરપ્રભુના વારસાનો હક્ક સર્વ જનોનો છે એમ સિદ્ધ કરી બતાવ્યું છે. અધ્યાત્મજ્ઞાનના પ્રકાશ વિના વિશ્વવર્તિ મનુષ્યોનો હૃદયાંધકાર ટળવાનો નથી. અધ્યાત્મજ્ઞાનના પદોમાં—ભજનોમાં ઉત્તમ ભાવ આવવો જોઇએ. શરીર સુંદર હોય, પરંતુ આત્મા વિનાનું શરીર શોભી શકતું નથી. તદ્વત્ અધ્યાત્મ ભજનોના પદોના કાવ્યરૂપ શરીરમાં અધ્યાત્મજ્ઞાનરૂપરસ જો વહે છે તો તેથી તેની વાસ્તવિક મહત્તા અવબોધાય છે. શેલડીનો સાંઠો ગમે તેવો સુંદર જાડો હોય, પરંતુ તે રસ વિના નકામો છે તેમ જે અધ્યાત્મ ભજનોમાં પદોમાં આંતર નાભિના ઉઠેલા જીવતા રસનો ઉભરો નથી, તે પણ પદો ભજનો રસશુષ્ક બને છે. બાહ્યથી મનુષ્યને શણગાર્યો હોય અને તે આકારથી પણ સુંદર હોય પરંતુ તેનો રજોગુણી તમોગુણી સ્વભાવ હોય છે તો તેની બાહ્યની શોભા નકામી જાય છે તેની પેઠે અધ્યાત્મજ્ઞાનમાં ભજનોમાં પદોમાં અધ્યાત્મરસ છલકાવવો જોઇએ. બાહ્યની શોભામાં કંઇ ન્યૂનતા હોય પરંતુ જો ભજનોમાં પદોમાં ભાવ સુંદર હોય છે તો તેનું સ્વાભાવિક રીતે આકર્ષણ ગ્રહણ થાય છે. અતએવ અધ્યાત્મજ્ઞાનરસિકોએ ભાવની અલૌકિકતા ગ્રહવા રસિક બનવું જોઇએ. શબ્દાલંકાર વિનાના પરંતુ નાભિથી ઉઠેલા સરલ શબ્દોથી બાલક પોતાની માતાને પોતાના પ્રેમમાં તલ્લીન કરી દે છે, તેમ અધ્યાત્મ જ્ઞાનીઓ નાભિથી ઉઠેલા ભાવમય શબ્દોવડે અધ્યાત્મના ઉદ્ગાર બહાર કાઢીને લોકોને આકર્ષે છે. અધ્યાત્મજ્ઞાનના રસિક બનવા માટે પ્રથમ તો તેના પર અત્યંત રૂચિધારણા કરવી જોઇએ. देहंपातयामि वाकार्यंसाधयामि. એનો પૂર્ણ નિશ્ચય હોવો જોઇએ. અધ્યાત્મજ્ઞાની ગુરૂપર પૂર્ણ

વિશ્વાસ તથા પૂર્ણ પ્રેમ ધારણ કરવા જોઇએ અધ્યાત્મજ્ઞાન છે તે ભાવચિંતામણિ છે તેની પ્રાપ્તિ કરાવી આપનાર શ્રીસદ્ગુરૂના પરીપૂર્ણ પ્રેમી બન્યા વિના તેની કૃપાને પ્રાપ્ત કરી શકાતી નથી શ્રીમદ્ગુરૂની કૃપા વિના હૃદયમા અધ્યાત્મજ્ઞાન પરિણમતુ નથી.

## सद्गुरुभक्ति

શ્રીમદ્ગુરૂના પૂર્ણ પ્રેમી બનવામાં અનેક વિ નો આવે છે દુનિયામા મદ્ગુરૂ નદકો અને નિન્દકો બન્ને સાથે હોય છે શ્રીસદ્ગુરૂપર શ્રદ્ધા બેસવા માડે જે કે તુર્ત મદ્ગુરૂના પ્રતિપક્ષિઓ ભક્તની વા શિષ્યની શ્રદ્ધા ફેરવવા અનેક પ્રયત્નો કરે છે શિષ્ય વા ભક્ત પોતાની ઇચ્છા પ્રમાણે વર્તન કરે છે સ્વચ્છન્દનો ત્યાગ કર્યા વિના ગુરૂની કૃપા મેળવી શકાતી નથી રાગદ્વેષનો ત્યાગ કરવો જોઇએ, સર્વત્ર સમભાવ રાખવા જોઇએ, એવા શબ્દોનો ભકતો—શિષ્યો અપકવદશામા દુરૂપયોગ કરે છે કોઇના પર રાગદ્વેષ ન ધારવો જોઇએ એમ તો ફોનોગ્રાફ પણ બોલી જાય છે પરતુ રાગ દ્વેષનો કેવી રીતે ત્યાગ કરવો તે ફોનોગ્રાફ જાણી શકતુ નથી, તેની પેઠે બોલવા માત્રથી કઇ વળતુ નથી મદ્ગુરૂપર અને ધર્મપર પ્રથમ તો રાગ ધારણ કરવો જોઇએ સદ્ગુરૂના પર રાગ ધારણ કર્યા વિના કોઇ ભૂતકાલમા વીતરાગ બન્યો નથી, બનતો નથી, બનશે નહીં ગુરૂપર રાગ ન ધારવો તેમ દ્વેષ ન ધારવો એમ બોલનારા અધકચરિયામૂઢજનો કચન કામિની વિષયો પર અત્યત રાગ ધારણ કરે છે અને ધર્મના પ્રદાતા સદ્ગુરૂ રાગ થકી ભ્રષ્ટ થાય છે સસાર વ્યવહારમા રાગ વિના એક ક્ષણ જેનો વીતતો નથી એવા મૂઢજનો—રાગદ્વેષ કરવો નહીં " એ વાકયનો ઉલટો અર્થ કરે છે ગુરૂપર પૂર્ણરાગ—પ્રેમ થયા વિના અધ્યાત્મજ્ઞાન—બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થતુ નથી અને તે વિના વૈરાગ્ય, સેવા, નિષ્કામ કર્મ યોગ, ચારિત્ર વગેરે ગુણો ખીલતા નથી અને તે ગુણો ખીલ્યા વિના રાગાદિ કષાયોનો સર્વથા નાશ થતો નથી, માટે પ્રથમ શ્રી સદ્ગુરૂનુ અવલબન ગ્રહી અપ્રશસ્ય રાગ દ્વેષનો ત્યાગ કરવા ને પ્રશસ્ય રાગદ્વેષ સેવવા જોઇએ કાટો કાટાથી જાય તેની પેઠે રાગથી રાગ ટળે છે અને વીતરાગ દશામા પ્રવેશ થાય છે પશ્ચાત્ પરમાત્મપદની પ્રાપ્તિ થાય છે ઇંટડી જેમ ગાયના આચલ પાસે રહે છે પણ તેને જેમ દુધનો સ્વાદ આવતો નથી, તેમ જે ફક્ત સદ્ગુરૂ પાસે રહે છે પરતુ સદ્ગુરૂને કાઇ પણ પૂછતો નથી ગુરૂ પાસેથી કઇપણ તત્ત્વ લેવા પ્રયત્ન કરતો નથી અને ઉલટુ પોતાની બુદ્ધિ આગળ કરીને ગુરૂ કરતાં પોતાને ડાહ્યોડમરો માને છે તે ગુરૂ પાસેથી અધ્યાત્મજ્ઞાનાદિ ગુણો પ્રાપ્ત કરવા શક્તિમાન્ થતો નથી જે સદ્ગુરૂનો

વિનય કરવા સમર્થ નથી તથા સદ્દગુરૂનું મન રંજી શકતો નથી તે ગુરૂનો ઉપાસક બની શકતો નથી. જે મનુષ્ય, ગુરૂની આજ્ઞા પ્રમાણે આત્મતત્ત્વ પ્રાપ્ત કરવા પ્રવૃત્તિ કરી શકતો નથી. તે આત્મજ્ઞાન પ્રાપ્ત કરી શકતો નથી. ગુરૂના પર પૂર્ણ પ્રેમ અને પૂર્ણ શ્રદ્ધા પ્રગટે છે તો ભક્તિના ગુણો સહેજે પ્રગટી શકે છે. પરંતુ પૂર્ણ પ્રેમ અને પૂર્ણ શ્રદ્ધા પ્રાપ્ત કરવી મહાદુર્લભ છે. લોહના ચણા ચાવવા સહેલ છે, પરંતુ સદ્દગુરૂ પર પૂર્ણ શ્રદ્ધા અને પૂર્ણ પ્રેમ ધારવો મહાદુર્લભ છે. સંસ્કૃત ગુરૂગીતામાં પ્રકાશ્યા પ્રમાણે ગુરૂનું સ્વરૂપ જેઓ સમજે છે. તેઓની શ્રદ્ધા અને પ્રીતિ પ્રતિદિન વધતી જાય છે. શિષ્યોપનિષદ્દમાં કથ્યા પ્રમાણે શિષ્ય વા ભક્તના ગુણો પ્રાપ્ત કરવામાં આવે છે તો ગુરૂપર પૂર્ણ શ્રદ્ધા, પૂર્ણ પ્રેમ ધારીને પૂર્ણપદ પ્રાપ્ત કરી શકાય છે. પોતાના સ્વચ્છંદ વિચારો પ્રમાણે ચાલીને કોઇ સદ્દગુરૂને પ્રાપ્ત કરી શકતો નથી. સદ્દગુરૂને દેખવા માત્રથી વા તેમની પાસે જવા માત્રથી કંઇ સદ્દગુરૂની પ્રાપ્તિ થઈ ગઈ એમ કોઇએ માની લેવું નહી. જ્યાં સુધી સદ્દગુરૂને મન, વાણી અને કાયાથી પેલીપાર રહેલા શુદ્ધાત્મા રૂપ માન્યા નથી અને તેવી શ્રદ્ધાથી તેમને સેવ્યા નથી ત્યાં સુધી સદ્દગુરૂની પ્રાપ્તિ થઇ એમ કહેવાય નહીં. ચકલી વા કબુતર જ્યાં સુધી ઇંડાને પરિપૂર્ણ ન સેવે ત્યાં સુધી ઇંડામાંથી બચ્ચું નીકળતું નથી, તદ્વત્ શિષ્ય જ્યાં સુધી ગુરૂના પૂર્ણ વિચારોને પ્રાપ્ત ન કરે ત્યાં સુધી તે બહિરાત્મારૂપ ઇંડામાંથી અંતરાત્મારૂપ બચ્ચું થઈ શકે નહી. અતએવ શિષ્યોએ-ભક્તોએ ગુરૂના સદ્દવિચારોને સેવવા માટે તેમનાં પાસાં સેવવાં જોઇએ. ગુરૂનાં પાસાં સેવતાં કેટલાક અર્ધદગ્ધ મનુષ્યો ભ્રષ્ટ થઈ જાય છે. ગુરૂમહારાજની ઔદયિક પ્રવૃત્તિયોમાં પોતાની માન્યતા પ્રમાણે તેઓને દોષો લાગે છે. કાંતો ગુરૂમહારાજ તેઓને દૂર કરી દે છે. દેહાધ્યાસ ત્યાગ, વિષયવાસના ત્યાગ, આત્મનિષ્ઠા, ગુરૂવિશ્વાસ, ગુરૂપ્રેમ, વાસનાઓનો નાશ કરવાની તીવ્ર રૂચિ ઈત્યાદિ ગુણો પ્રાપ્ત કર્યા વિના કોઈ સદ્દગુરૂને ઓળખી શકતું નથી. વર્ત્તમાનમાં સદ્દગુરૂને ઓળખવા મહાદુર્લભ છે. ગમે તેવા સદ્દગુરૂઓ થઈ ગયા હોય, પરંતુ તેઓ જે સમયે વિદ્યમાન હતા તે વખતે પ્રતિપક્ષીઓ સામે હતા, તેમ દોષદર્શકો સામે હતા. દૂધમાંથી પૂરા કાઢનારા જેવા કેટલાક તેમની પાસે આવનારા હતા. કેટલાક તેમની આંખો પાસે આવ્યા હતા. તેમના શરીર પાસે આવ્યા હતા. કેટલાક તેમની બાહ્યચેષ્ટા પાસે આવ્યા હતા. કેટલાક તેમનામાં દોષ નહિ છતાં દોષોને સ્થાપન કરવાની પ્રવૃત્તિ કરવા આવેલા હતા. પરંતુ અલ્પ મનુષ્યોએ તેમના આત્માને ઓળખ્યો હતો. પશ્ચાત્

તેઓની પાછળથી સ્તુતિ કરનારાઓ તો ઘણા થયા અવતારી તીર્થંકર વગેરેના સંબંધમા એવું બન્યા કરે છે તો વર્તમાનમાં સદ્‌ગુરૂને પારખનારા અને તેમની ઉપાસના કરનારા તો બધા ક્યાંથી હોઈ શકે? સદ્‌ગુરૂઓ કરતા અસદ્‌ગુરૂઓને ગુરૂઓ તરીકે માનનારા ઘણા હોય છે. જેટલા સદ્‌ગુરૂઓના રાગી હોય છે તેટલા જ બલ્કે તેથી વિશેષ મનુષ્યો વર્તમાનમાં અનેક પ્રસંગોથી તેમના કર્માનુસારે પ્રતિપક્ષી દોષદૃષ્ટિ બનેલા હોય છે મનુષ્યોનો મોટો ભાગ ગુણ કરતા અવગુણને દેખનારા હોય છે આ પ્રમાણે હોવાથી વર્તમાનમા સદ્‌ગુરૂને પારખવા અને પશ્ચાત્ તેમની સેવામા સર્વ સ્વાર્પણ કરવુ એ ધાર્યા કરતા વિશેષ મુશ્કેલ કાર્ય છે

શિષ્યની દશા પ્રાપ્ત કરવામા પણ ગુરૂઓની પરીક્ષાની કસોટીમાંથી પસાર થવુ એ મુશ્કેલ કાર્ય છે શ્રી સદ્‌ગુરૂઓ શિષ્યોની-ભક્તોની યોગ્યતાનો અનુભવ કરે છે, ત્યારે તેઓ શિષ્યોપર ભક્તોપર કૃપાદૃષ્ટિ ધારણ કરી શકે છે યોગ્ય પાત્ર શિષ્ય વા ભક્તનેજ ગુરૂઓ અધ્યાત્મજ્ઞાન આપે છે. જેનામા લઘુતા હોય છે, દેવલોકના અને મનુષ્યના સુખ ભોગવવા માટે ઇચ્છા નથી, જેઓ દેહાધ્યાસ ભૂલીને બ્રહ્મભાવ ધારણ કરવા અત્યંત રુચિવાળા થયા છે, જેઓ ગુરૂ માટે પ્રાણ આપવામા જરા માત્ર અચકાય તેવા નથી, જેઓ બોલ્યા પ્રમાણે પાળવાવાળા છે, જેઓ નિર્મલી છે, જેઓ ગુરૂને ખરા અંતઃકરણથી ચહાય છે અને ગુરૂની ભક્તિથી કદાપિ પાછા પડે એવા નથી તેવા મનુષ્યો સદ્‌ગુરૂની ભક્તિના અધિકારી બને છે અને તેવા લાયક શિષ્યોને અને ભક્તોને ગુરૂઓ અધ્યાત્મજ્ઞાન આપે છે ભક્તિમા, સેવામા, કર્મયોગમા સ્થિર પ્રજ્ઞાવાળાને ગુરૂઓ અધ્યાત્મજ્ઞાન સમર્પી શકે છે અધ્યાત્મજ્ઞાન પામીને જે ઉદ્દામ, શુષ્ક ન બને એવો હોય તેને અધ્યાત્મજ્ઞાન આપવુ જોઇએ અધ્યાત્મજ્ઞાનનાં શાસ્ત્રોના વાચન માત્રથી અધ્યાત્મજ્ઞાનની પ્રાપ્તિ થતી નથી. પરંતુ જેના હૃદયમા સજીવન અધ્યાત્મજ્ઞાન પ્રગટ્યુ છે તેવા ગુરૂને પ્રાપ્ત કરી ગુરૂમંત્ર ગ્રહીને અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કરી શકાય છે દીવાથી દીવો પ્રગટે છે એ ન્યાય પૂર્વક સજીવન અધ્યાત્મજ્ઞાની ગુરૂથી સજીવન અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કરી શકાય છે જેઓ ભક્તિવડે પરિપક્વ થયા નથી તેઓ અધ્યાત્મજ્ઞાનને પ્રાપ્ત કરી શકતા નથી ગુરૂની ભક્તિમાં એક સરખી પરિણામની ધારા વડે વા પ્રતિદિન પ્રતિક્ષણ ભક્તિની ધારા વધતી જાય અને પ્રતિકુલ સંયોગોમા પણ કમલના નાલની પેઠે ભક્તિના પરિણામની વૃદ્ધિ થાય તો અવબોધવુ કે—ભક્તો શિષ્યો યોગ્ય થયા છે અને તેઓ અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કરીને

મુક્ત થવાનાજ. જે મન, વચન અને કાયાથી પૂર્ણ પ્રેમપૂર્વક તથા પૂર્ણ શ્રદ્ધાપૂર્વક ગુરૂની ભક્તિ કરે છે અને સંકટના સમયમાં, વિપત્તિના સમયમાં તથા શૂલીએ ચઢવાનો પ્રસંગ કદાપિ આવે ત્હોએ ગુરૂના પૂર્ણ પ્રેમ શ્રદ્ધાથી ડગતો નથી તે સદ્‌ગુરૂનો સત્ય ભક્ત બની શકે છે. મળ્યા ત્યારે જુહાર, રામરામ જેવો ઉપરટપકીયો પ્રેમ જેનામાં છે, તે સત્યભક્ત બની શકતો નથી. જે ગુરૂની સાથે રીસાય છે, સામો પક્ષ તાણે છે, ગુરૂના પર પોતાના વચનની સત્તા જમાવવા પ્રયત્ન કરે છે, ગુરૂને શિખામણ આપવા તૈયાર થઈ જાય છે, ગુરૂમાં હીનતા દેખે છે, ગુરૂને ઠપકો આપવા જાય છે, ગુરૂના કરતાં પોતાના વિચારોને વધારે સત્ય માને છે, પોતાના વિચારો પ્રમાણે ગુરૂ ચાલે એવી ઇચ્છા ધરાવે છે, ગુરૂ જો ઠપકો આપે છે તો સામું બોલે છે, ગુરૂની નિન્દા કરનારાઓમાં ભળી જાય છે અને બાહ્ય સ્વાર્થો સાધવા લક્ષ્ય આપે છે તે સદ્‌ગુરૂની ભક્તિ કરનારો બની શકતો નથી. જેને ગુરૂનાપર દોષોની શંકા થાય છે, ગુરૂના સંબંધી દોષો વગેરેના શલ્યથી જે ગુરૂ સાથે ખુલાસો કરી નિઃશલ્ય થતો નથી તે ગુરૂની ભક્તિ કરવા સમર્થ થતો નથી, અને તેવી દશા છે, ત્યાંસુધી તે ભક્ત વા શિષ્ય બની શકતો નથી. પોતાના વ્હાલા પુત્રના કરતાં અને વ્હાલી સ્ત્રીના કરતાં જ્યારે અનંતગુણો પ્રેમ વા શ્રદ્ધા શ્રી સદ્‌ગુરૂપર થાય છે, ત્યારે શ્રી સદ્‌ગુરૂની ભક્તિ કરી શકાય છે. તથા ભક્ત બની શકાય છે. આવી દશા પ્રાપ્ત કર્યા વિના શ્રી સદ્‌ગુરૂની કૃપા મેળવી શકાતી નથી. સર્વ પ્રકારની વાસનાઓની અશાંતિનો નાશ કરવા માટે યોગ્ય એવા આત્મજ્ઞાની ગુરૂની શુદ્ધ ભાવથી જે સેવા કરે છે તે અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કરીને નિષ્કામકર્મયોગીપદને પ્રાપ્ત કરી શકે છે. અતએવ ભક્તોએ, શિષ્યોએ પરમાત્મપદ મેળવવા માટે શ્રી સદ્‌ગુરૂની ઉપાસના—ભક્તિ કરવી જોઇએ અને સજીવન એવું અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ. ગુરૂપર જો પૂર્ણ ભક્તિ હોય છે તો ગુરૂએ નહી કથેલ એવા અધ્યાત્મજ્ઞાનના અને યોગજ્ઞાનના અનુભવોની સહેજે પ્રાપ્તિ થાય છે. કહ્યું છે કે—यस्यदेवे पराभक्ति, र्यथा-देवे तथा गुरौ, तस्यैते कथिताह्यर्थाः, प्रकाशन्ते महात्मनः ॥ માન, કીર્ત્તિ, પ્રતિષ્ઠા, નામ રૂપનો મોહ, કામાદિ વાસના વગેરેનો ત્યાગ કરીને જે શ્રી સદ્‌ગુરૂની નવધા પ્રકારે વા ત્રણ પ્રકારે ઉપાસના કરે છે, ગુરૂની વૈયાવૃત્ય કરવામાં પ્રસન્ન મનથી વર્તે છે, ગુરૂની આજ્ઞા પ્રમાણે પ્રવૃત્તિમાં જે સંતોષ—આનંદ અનુભવે છે તેવા ભક્ત શિષ્યના હૃદયમાં સહેજે અધ્યાત્મજ્ઞાનનો પ્રકાશ થાય છે અને સર્વ કર્ત્તવ્ય કર્મો કરવામાં કર્મયોગીપણું રહે છે. ગુરૂની ભક્તિ છે તે જાંગુલી મંત્ર સમાન

છે, તેનાથી સર્વ પ્રકારના મોહવૃત્તિયોમા વિષ ઉતરે છે અને આત્માની સત્વર શુદ્ધિ થાય છે. શિષ્યોમા કેવા ગુણો હોવા જોઇએ, તેનુ આ પુસ્તકમાં આનુભવિક ઉદ્ગારોથી પહોદ્દાગ વર્ણન કરવામા આવ્યુ છે શ્રીસદ્ગુરૂની નિષ્કામપણે સેવા કરનારાઓનો ઉદ્ધાર થાય છે ગુરૂની ભક્તિ સેવા કરીને જે જ્ઞાન પ્રાપ્ત કરવામા આવે છે તેનો કદાપિ નાશ થતો નથી ગુરૂની ભક્તિમાં અપૂર્વ શક્તિ રહેલી છે કે જેથી ભક્તોનો આત્મા પ્રકાશિત થયા વિના રહેતો નથી જેને સ્વપ્નામા પણ ગુરૂ સબધી ઉત્તમ ભક્તિભાવ જામેલો રહે છે અને તેનો કરોડો જાતની પરીક્ષામા પણ નાશ થતો નથી તેનો આત્મા તેજ પરમાત્મારૂપે બને છે ભક્તિથી જે મળે છે તે કોઇનાથી મળતુ નથી પરતુ સુજ્ઞોએ અવબોધવુ જોઇએ કે ભક્તિનુ પ્રથમ પગથીયુ પ્રેમ છે

## प्रेमलक्षणा भक्तिः

પ્રેમ, રાગ, સ્નેહ ઇત્યાદિ પ્રેમના પર્યાયો છે પ્રેમ બે પ્રકારનો છે. પ્રશસ્યપ્રેમ અને અપ્રશસ્યપ્રેમ શુદ્ધ દેવ, ગુરૂ, ધર્મપર, આત્માઓપર જે પ્રેમ થાય છે તેને પ્રશસ્યપ્રેમ કહેવામા આવે છે અને વિષયોપર કામની વાસનાથી જે પ્રેમ થાય છે, તેને અપ્રશસ્ત પ્રેમ કહેવામા આવે છે જે પ્રેમથી સસારમા જન્મ, જરા, મરણની પરપરા વધે છે, એવા બાહ્ય પદાર્થોપર જે પ્રેમ-રાગ થાય છે તેને અપ્રશસ્યપ્રેમ કહેવામા આવે છે જે પ્રેમથી માન, માયા, લોભ, ક્રોધ, કામ, ઇર્ષ્યા, ક્લેશ, સ્વાર્થ, દગાબાજી, હિસા, અસત્ય, વિશ્વાસઘાત, વ્યભિચાર વગેરે પાપકર્મોને ઉત્તેજન મળે છે તેને અપ્રશસ્યપ્રેમ કહેવામા આવે છે જે પ્રેમથી મોહની વૃદ્ધિ થાય છે, સસારમા કચન-કામિની વિષયોપભોગ વગેરે સારભૂત છે એવુ જણાય છે, તેને અપ્રશસ્યપ્રેમ કહે છે માતા, પિતા, સ્ત્રી વગેરે પર જે પ્રેમ થાય છે, તે વ્યાવહારિક નૈતિક પ્રેમ છે આત્માની શુદ્ધતા માટે અને કામ, ક્રોધ, લોભ, મત્સર આદિ દોષોને નાશ કરવા માટે જે જે ઉપયોગી આલબનો જેવા કે ગુરૂઓ, સન્તો, દેવો, ધર્મ, વ્રતો, પુસ્તકો વગેરે પર થનાર પ્રેમને પ્રશસ્ય રાગ યાને પ્રેમ કહેવામાં આવે છે પ્રશસ્ય પ્રેમમા વિષયની વાસના હોતી નથી, કામવાસના હોતી નથી, વ્યભિચારનો ગધ માત્ર પણ હોતો નથી સ્વાર્થ, દગલબાજી, અસત્ય, ચોરી, હિંસા વગેરે પાપોની વિચાર માત્રથી પણ પ્રવૃત્તિ હોતી નથી તેને પ્રશસ્ય પ્રેમ કહેવામા આવે છે દેવ, ગુરૂ, આચાર્ય, ઉપાધ્યાય, સાધુ અને સમાન ધર્મીપર ધર્માર્થે થતા પ્રેમને પ્રશસ્ય લોકોત્તર પ્રેમ કથવામા આવે છે પ્રશસ્ય પ્રેમ વિના સમ્યક્ત્વ વગેરે ગુણોની પ્રાપ્તિ

તથા શુદ્ધિ થતી નથી. આવા પ્રશસ્ય પ્રેમ વિના ધર્મ પર, ગુરૂપર અને દેવપર મન ચોંટતું નથી અને ધર્મકાર્યોમાં મન સ્થિર થતું નથી. આત્મારૂપ કૃષ્ણની અસંખ્યાતી વૃત્તિયોરૂપ ગોપીયોમાં જો અશુદ્ધ પ્રેમ પ્રગટે છે તો તેથી નરકાદિ દુઃખો પ્રાપ્ત કરવાં પડે છે અને આત્મારૂપ શ્રીકૃષ્ણની અસંખ્યાતી મનોવૃત્તિયો-રૂપ ગોપીયોમાં વિષય વાસના રહિત શુદ્ધાત્મકૃષ્ણપર શુદ્ધ પ્રેમ પ્રગટે છે, તો તેથી આત્માની પરમાત્મ દશા થાય છે અને જ્ઞાનાદિ અનંતગુણો રૂપ ગોપીયો-ની શુદ્ધતા થાય છે. દેવ, ગુરૂ, ધર્મપર પ્રશસ્ય પ્રેમ પ્રગટવાથી પ્રેમદ્વારા ગુર્વા-દિની આરાધના થાય છે. અમોએ અનેક પદોમાં—ભજનોમાં, પ્રેમનું સ્વરૂપ દ-ર્શાવ્યું છે તે આવું પ્રશસ્ય પ્રેમ અને શુદ્ધપ્રેમનું સ્વરૂપ અવબોધવું. પરંતુ વૈષયિક કામાદિ પર થતા પ્રેમનો તો સ્વપ્નમાં પણ ત્યાગ કરવો જોઇએ. પાંચ ઇન્દ્રિયના ત્રેવીશ વિષયોમાં થતા પ્રેમને અશુદ્ધ પ્રેમ કહેવામાં આવે છે તેનો તો આત્માર્થી મનુષ્યોએ ત્યાગ કરવો જોઇએ અને આત્માપર, પરમાત્માપર થતા કામાદિ વિકાર રહિત શુદ્ધ પ્રેમનો આદર કરવો જોઇએ.

જે ગુરૂઓ બનીને પંચેન્દ્રિયના ત્રેવીશ વિષયોના ભોગ માટે પ્રેમલક્ષણ ભક્તિનું સ્વરૂપ દર્શાવે છે, તેઓ વિષયના દાસ જાણવા, પણ પરમાત્માના સેવકો ન જ જાણવા. શૃંગારિક—વૈષયિક પ્રેમની કિંમત તો દેવ, ગુરૂ, ધર્મ અને આત્મા આગળ એક કોડીની પણ નથી. અમારાવડે પ્રતિપાદ્ય પ્રેમ તો જ્યાં ત્યાં પરમાત્મસ્વરૂપમાં સાહાય્યીભૂત પ્રશસ્ય પ્રેમ જાણવો. સર્વ પ્રકારની વૈષયિક વાસ-નાનો નાશ કરનાર દેવ, ગુરૂ, ધર્મપર થતો પ્રેમ છે તે પ્રશસ્ય પ્રેમ છે. અપ્રશસ્ય પ્રેમનો નાશ કરવો હોય તો દેવ, ગુરૂ, ધર્મપર પ્રેમ ધારણ કરવો જોઇએ. દેવ, ગુરૂ, ધર્મપર શુદ્ધાત્માપદ પ્રેમ ધારણ કરતાં જ્ઞાનાગ્નિવડે પ્રેમમાં જેટલી અશુ-દ્ધતા—મલિનતા હોય છે, તેનો નાશ થાય છે. માટે પ્રેમલક્ષણા ભક્તિવડે દેવ, ગુરૂ, ધર્મની આરાધના કરવી જોઇએ. જે અષ્ટાદશદોષરહિત હોય છે, તે દેવ જાણવા. પંચ મહાવ્રતના ધારક—જિનાજ્ઞા પ્રમાણે પ્રવર્તક શ્રી સદ્ગુરૂ જાણવા અને વીત-રાગ સર્વજ્ઞ કથિત શ્રુતધર્મ અને ચારિત્રધર્મ તે ધર્મ જાણવો. એ પ્રમાણે દેવ, ગુરૂ, ધર્મપર પ્રેમ ધારણ કરવાથી શ્રદ્ધાતત્ત્વની દૃઢતા થાય છે. શ્રદ્ધા અને પ્રેમને પરસ્પર નિકટનો સંબંધ છે. જ્યાં શ્રદ્ધા હોય છે, ત્યાં પ્રેમ હોય છે, અને જ્યાં પ્રેમ હોય છે, ત્યાં શ્રદ્ધા હોય છે. જેનાપર પ્રેમ થતો, નથી તેનાપર શ્રદ્ધા ચોંટતી નથી, માટે પ્રેમની સર્વ પ્રકારના ધર્મની આરાધનામાં આવશ્યકતા સિદ્ધ ઠરે છે; માટે અમોએ ભજનોમાં—પદોમાં પ્રેમની ઉપાદેયતા અવબોધાવી છે. આ-

ત્માપર પ્રેમ પ્રગટતાં વૈષયિક પ્રેમનો-કામનો નાશ થાય છે. જ્યાં શુદ્ધપ્રેમ છે ત્યા કામ હોતો નથી, અને જ્યાં કામવાસના છે, ત્યાં શુદ્ધ પ્રેમ નથી. રામ અને કામરૂપી રાવણનો મેળ મળી શકે નહીં આત્માના અનંતગુણો અને અનંત પર્યાયોની શુદ્ધિ કરવા માટે શુદ્ધપ્રેમ પ્રગટાવવાની જરૂર છે શુદ્ધપ્રેમનો આવિર્ભાવ થતાની સાથે વિષયવનમા મન ભટકતુ નથી, અને મનરૂપ હનુમાન છે તે આત્મારૂપ રામ વિના અન્યની સેવા કરવાને તલ્લીન થાય છે, માટે શુદ્ધપ્રેમની આવશ્યકતાનો સ્વીકાર કરીને શરીર-નામ-રૂપપર થતા અશુદ્ધપ્રેમરૂપ મોહનો ત્યાગ કરવો જોઇએ શુદ્ધપ્રેમથી ગુરૂદેવની ભક્તિ, સેવા, ઉપાસના કરતા અને ગુરૂદેવના આત્માની સાથે તન્મયપણે પરિણમતા અધ્યાત્મજ્ઞાન પ્રગટે છે અને તેથી સ્વાધિકારે સર્વકર્તવ્યકર્મો કરવામા નિર્લેપકર્મયોગીપણુ પ્રાપ્ત થાય છે જેને સાસારિક પદાર્થોપર અત્યત કામના છે તેને નિષ્કામકર્મયોગીપણાની પ્રાપ્તિ થતી નથી અજ્ઞાનીઓને નિર્લેપકર્મયોગીપણુ પ્રાપ્ત થતુ નથી અધ્યાત્મજ્ઞાનીઓને નિષ્કામકર્મયોગીપણુ પ્રાપ્ત થાય છે, માટે ભવ્યમનુષ્યોએ પ્રેમપૂર્વક સદ્ગુરૂની સેવા, ભક્તિ, ઉપાસના કરીને અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કરવુ જોઇએ

## अध्यात्मज्ञानपूर्वक योगज्ञान.

જે અધ્યાત્મજ્ઞાનપૂર્વક યોગજ્ઞાનની પ્રાપ્તિ કરે છે, તેને અષ્ટસિદ્ધિયો અને નવનિધિયોનો મોહ પ્રાપ્ત થતો નથી અધ્યાત્મજ્ઞાનને राजयोग-सहजयोग કહેવામા આવે છે અધ્યાત્મજ્ઞાનના સમાન આ વિશ્વમા અન્ય કોઈ મહાન્ યોગ નથી અધ્યાત્મજ્ઞાનયોગ અર્થાત્ રાજયોગ આગળ હઠયોગ તો કંઇ હિસાબમા નથી અધ્યાત્મજ્ઞાન વિનાના હઠયોગીઓ-ઋષિઓ-તપસ્વીઓ કામાદિ વિષયમાં લપટી પડ્યા અનેક હઠયોગી ઋષિયોએ અનેક મનુષ્યોને શાપ આપ્યા અને તપફળથી ભ્રષ્ટ થયા અધ્યાત્મજ્ઞાનને સહજયોગ-રાજયોગ કહેવામા આવે છે અધ્યાત્મજ્ઞાનબળ અને વૈરાગ્યબળ વિના અહંતા-મમતા-કામવાસના વગેરેના મૂળનો સર્વથા નાશ થતો નથી હઠયોગવ્રતધારીઓ વનમા ઋષિ બનીને પણ અંતે આસક્તિના ઉપાસકો બન્યા છે, માટે અધ્યાત્મજ્ઞાનપૂર્વક હઠયોગના ઉપયોગી તત્ત્વોને કારણ પ્રસંગે સેવવા જોઇએ રાજયોગની આગળ હઠયોગની તો કોડી જેટલી કિંમત છે હઠયોગી ઇચ્છાઓને-વાસનાઓને એકદમ દબાવી દે છે પણ તેનો નાશ કરી શકતો નથી, ઉલટુ તે વાસનાઓનો-ઇચ્છાઓનો દાસ બનતો જાય છે માટે જ્ઞાનાવરણીયાદિ અષ્ટકર્મોનો નાશ કરવા માટે અધ્યાત્મજ્ઞાન પૂર્વક હઠયોગાદિનુ જ્ઞાન પ્રાપ્ત કરવુ જોઇએ બાળજીવોને હઠયોગ ઉપયોગી થઇ

પડે છે પણ તે એકાન્તે તો નહી. યમ, નિયમ, આસન અને પ્રાણાયામ એ ચાર અંગોનો હઠયોગમાં સમાવેશ થાય છે અને પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિનો રાજયોગમાં સમાવેશ થાય છે. યમની સિદ્ધિ થયા પશ્ચાત્ નિયમની સિદ્ધિ થાય છે; આસનનો જય થવાથી રાજયોગમાં ઘણી મદદ મળે છે, પૂરક-કુંભક-રેચક પ્રાણાયામ ને બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ કહેવામાં આવે છે. ઇડાને ગંગા, પિંગલાને યમુના અને સુષુમ્ણાને સરસ્વતી કહેવામાં આવે છે. ત્રિપુટીને કાશી અગર પ્રયાગ કહેવામાં આવે છે. ડાબીનાસિકામાંથી ચંદ્ર વહે છે અને જમણી નાસિકામાંથી સૂર્ય વહે છે. બ્રહ્મરંધ્રને વૈકુંઠ, ગોલોક-બ્રહ્મલોક સિદ્ધસ્થાન કહેવામાં આવે છે. આખા શરીરને ચૌદરાજલોક કહેવામાં આવે છે. શરીરમાં નાભિથી ઉપર સાતરાજલોક રહેલાં કહેવામાં આવેલાં છે અને નીચે સાતરાજલોક કહેવામાં આવ્યાં છે. શરીરમાં રહેલી ચિત્તવૃત્તિને પ્રકૃતિ કહેવામાં આવે છે અને જીવને પુરૂષ કહેવામાં આવે છે. આધાર, સ્વાધિષ્ઠાન વગેરે શરીરમાં ષટ્ચક્રો કહેવામાં આવ્યાં છે અને તેમાં ધ્યાન ધરવાથી સુષુમ્ણાનાડીનું ઉત્થાન થાય છે અને મેરૂદંડમાં પ્રાણનું વહન થાય છે. બરડાના કરોડના ભાગને મેરૂ કહેવામાં આવે છે. ઇડા અને પિંગલામાં વારાફરતી પૃથ્વી, અપ્, તૈજસ, વાયુ અને આકાશ એ પાંચ તત્ત્વ વહ્યા કરે છે. આખા દિવસમાં એકવીશ હજાર અને છસેં શ્વાસોશ્વાસ વહ્યા કરે છે. શરીરમાં વાયુ, કફ અને પિત્તની નાડીઓનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે; વાયુ, પિત્ત અને કફનું સામ્ય થતાં સાત્વિક પ્રકૃતિ થાય છે. નાભિકમળમાં જે ધ્યાનવૃત્તિ રાખવામાં આવે છે તેને સુરતા કહે છે, નાભિમાં જે પ્રકાશ થાય છે તથા ત્રિપુટીમાં પ્રકાશ થાય છે તેને ઝળહળ જ્યોતિ કહેવામાં આવે છે. ચોરાશી જાતના આસનોવડે પ્રાણનો જય કરવામાં આવે છે. પતંજલિના વખતમાં ચોરાશી જાતનાં આસનો નહોતાં, ગોરખના સમયમાં અને મત્સ્યેન્દ્રના સમયમાં ઘણાં આસનો વધ્યાં, કાલાંતરે મુદ્રાઓ પણ વૃદ્ધિ પામવા લાગી અને પ્રાણાયામના ભેદો પણ વધવા લાગ્યા. વેદોમાં અને દશ ઉપનિષદોમાં અનેક આસનોની અને પ્રાણાયામની વ્યાખ્યા કરવામાં આવી નથી. શ્રીમહાવીરસ્વામીના સમયમાં હઠયોગની પ્રક્રિયાઓનું વિશેષ વર્ણન જોવામાં આવતું નથી. હઠયોગની તે સમયે પ્રવૃત્તિ હશે પરંતુ તે ગુપ્ત રાખવામાં આવેલ હોય એમ લાગે છે. અમારા બનાવેલા યોગદીપક નામના પુસ્તકમાં યોગના આઠ અંગોનું વિસ્તારપૂર્વક વર્ણન કરવામાં આવ્યું છે તેથી યોગજ્ઞાનના જિજ્ઞાસુઓએ વિશેષ જ્ઞાનાર્થે યોગદીપકનું વાચન કરવું. અધ્યાત્મજ્ઞાનનો પરિપાક થતાં યોગજ્ઞાન અને તેની પ્રવૃત્તિથી આત્માની શુદ્ધિમાં ઉપકાર થાય છે. અમોએ ભ-

જનપદ સંગ્રહમાં યોગના અનેક પદો તથા ભજનો બનાવ્યાં છે, તેમાંથી ઉપર્યુક્ત દિશાએ સાર ગ્રહવો અને ગુરૂગમ પૂર્વક તેનો યોગ્ય અભ્યાસ કરવો. સં. ૧૯૬૦ ની સાલથી અમોએ અષ્ટાંગયોગની આરાધનામાં વિશેષ પ્રવૃત્તિ કરી હતી, કેવલકુંભક પ્રાણાયામ કરીને છાતીનો હાડરોગ દૂર કર્યો હતો તેથી પ્રાણાયામ વગેરે પર વિશેષ પ્રવૃત્તિ થઇ હતી. અમારો અનુભવ એવો છે કે અધ્યાત્મ જ્ઞાનની પ્રાપ્તિ કરીને યોગજ્ઞાનની પ્રાપ્તિ કરવી.

## कर्मयोग अने कर्मयोगी.

योग कर्मसु कौशलम् કર્તવ્ય કર્મો કરવામાં નિર્લેપ રહીને જે પ્રવૃત્તિ કરવી તેને કર્મયોગ કહેવામાં આવે છે. જૈનશાસ્ત્રોમાં કર્મયોગીને क्रियायोगी કહેવામાં આવે છે. સાધુની અવસ્થામાં વા ગૃહસ્થાવાસમાં સર્વ કર્તવ્ય પ્રવૃત્તિઓ કર્યા વિના છુટકો થતો નથી. સર્વ કર્તવ્યકર્મો કરતાં રાગ અને દ્વેષાદિક દોષો પ્રકટ્યા વિના રહેતા નથી તેથી કર્મ પ્રવૃત્તિઓમાં રાગદ્વેષ થતાં કર્મબંધનથી બંધાવાનું થાય છે. રાગદ્વેષ વિના ફક્ત ફરજ તરીકે સર્વ કાર્યો કરવામાં આવે તે માટે અધ્યાત્મજ્ઞાનની જરૂર છે, માટે અમારી માન્યતા એવી છે કે અધ્યાત્મજ્ઞાન યોગીજ સત્ય કર્મયોગી બને છે. જૈનાગમોમાં ज्ञानक्रियाभ्यां मोक्ष पढमनाण तओ दया ઇત્યાદિ સૂત્રો જ્ઞાનપૂર્વક કર્મ કરવાની સિદ્ધિને જણાવે છે. કેટલાક શંકરાચાર્યના અનુયાયીઓ માને છે કે અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કર્યા પશ્ચાત્ ક્રિયાની જરૂર નથી, પરંતુ તે અસત્ય છે. લોકમાન્ય તિલકે કર્મયોગની કર્મયોગ રહસ્યમાં સિદ્ધિ કરી બતાવી છે, પરંતુ લો. મા. તિલકના વિચારોમાં અમારે એટલું જ કહેવાનું છે કે ભગવદ્‌ગીતામાં જ્ઞાનયોગ અને કર્મયોગ એ બેની સિદ્ધિ કરવામાં આવી છે પરંતુ એકલા કર્મયોગની સિદ્ધિ કરી નથી. જ્ઞાન અને ક્રિયા એ બેથી જ્ઞાનાવરણીયાદિ કર્મનો નાશ કરીને મુક્તિની પ્રાપ્તિ કરી શકાય છે. ભગવદ્‌ગીતામાં સંન્યાસધર્મનો અર્થાત્ ત્યાગીધર્મનો નિષેધ કરવામાં આવ્યો નથી, એમ લો. મા. તિલકે અવબોધવું જોઇએ. ગૃહસ્થાવસ્થામાં ગૃહસ્થના ધર્મ પ્રમાણે લૌકિક તથા લોકોત્તર ધર્મકર્મને કરવા પડે છે અને ત્યાગાવસ્થામાં ત્યાગી યોગ્ય એવા કર્મોને ઉત્સર્ગ માર્ગથી તથા અપવાદ માર્ગથી કરવા પડે છે. ધર્મકર્મો કરવાથી ચિત્તની શુદ્ધિ થાય છે, પરંતુ પૂર્વે અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કર્યું હોય છે તો ચિત્તશુદ્ધિ સ્વયમેવ રક્ષા કરે છે અને પશ્ચાત્ ગમે તે જાતનાં કર્મો કરતાં અંતે અંતરો યોગ્ય નિર્લેપપણું-નિષ્કામબુદ્ધિ રહે છે એમ અમારા રચેલા કર્મયોગ નામના ગ્રન્થમાં અમોએ વિસ્તારપૂર્વક પ્રતિપાદન કર્યું છે. માટે વિશે

ષાર્થ મનુષ્યોએ કર્મયોગ ગ્રન્થ વાંચવો. લો. મા. તિલકે જેમ કર્મયોગ ગ્રન્થ બહાર પાડીને લોકોને કર્મયોગનું સ્વરૂપ જણાવ્યું છે તેમ અમોએ ગુરૂમહારાજ શ્રી સુખસાગરજી મહારાજની શરીરના ત્યાગ સમયની આજ્ઞાથી કર્મયોગની આવશ્યક્તા સિદ્ધ કરવાની પ્રવૃત્તિને સિદ્ધ કરી કર્મયોગ ગ્રન્થ રચ્યો છે. કર્મયોગ સાદ્યંત વાંચીને તેનું મનન-સ્મરણ કરીને જેઓ તે પ્રમાણે પ્રવર્તશે તેઓ સત્ય કર્મયોગીઓ બની શકશે એમ અમારો પૂર્ણ નિશ્ચય છે તે ગુરૂકૃપાએ પૂર્ણ સિદ્ધ થાઓ. કર્મયોગ પૂર્ણ છપાવવામાં પાંચ છ ફરમા બાકી રહ્યા છે તથા તેની પ્રસ્તાવના લખવી બાકી રહી છે. કર્મયોગી થવા માટે ભવ્યમનુષ્યોએ અવશ્ય કર્મયોગ ગ્રન્થ વાંચવો જોઇએ. જૈનાગમોથી-જૈન ગ્રન્થોથી અવિરૂદ્ધપણે કર્મયોગગ્રન્થની તથા તેના વિવેચનને લખવામાં આવ્યું છે. જૈન કોમમાં તથા ઇતર કોમોમાં કર્મયોગમાં શુષ્કતા તથા દ્વેષતા આવી છે, તેનો નાશ કરવા કર્મયોગ અતીવ ઉપયોગી થઇ પડે તેમ છે. ભજનસંગ્રહના આઠમા ભાગમાં તથા પૂર્વના સાતે ભાગોમાં કર્મયોગીઓના સંબંધી તથા કર્મયોગ સંબંધી ભજનો-પદો છે તેના વાંચન, શ્રવણ, મનનથી ભવ્યમનુષ્યો કર્મયોગીઓ બનીને સેવાધર્મમાં નિષ્કામપ્રવૃત્તિ કરે એ સ્વાભાવિક છે. કર્મયોગીનાં પદો અને ભજનોના ઉદ્ગારોને વાચકો મનન કરીને વાંચશે તો તેમાંથી તેઓ ઘણું ગ્રહી શકે તેમ છે. કર્મયોગ વિનાનો જ્ઞાનયોગ તે શુષ્ક છે; માટે અધ્યાત્મજ્ઞાનપૂર્વક હૃદયની શુદ્ધિ કરીને કર્મયોગીઓએ કર્મયોગની પ્રવૃત્તિ કરીને વિશ્વજીવોની સેવા કરવી જોઇએ. સેવાધર્મ સ્વીકાર્યા વિના કોઇ કર્મયોગી બની શકતું નથી. દેવસેવા, ગુરૂસેવા, ધર્મસેવા, જ્ઞાન, દર્શન, ચારિત્રની સેવા, જંગમ તીર્થ સેવા, સ્થાવર તીર્થ સેવા વગેરે લોકોત્તર સેવાધર્મ અને માતાપિતા, કલાચાર્ય, શિક્ષક, રોગીઓ, ગરીબો વગેરેની સેવા કરવી તે લૌકિક સેવા જાણવી.

## सेवाधर्म.

ગૃહસ્થ મનુષ્યો લૌકિક સેવાધર્મ અને લોકોત્તર સેવાધર્મ એ બે પ્રકારના સેવાધર્મને સેવે છે. सेवाधर्मो अतीव गहनो योगिनामप्यगम्यः સેવા ધર્મ અતીવ ગહન છે, યોગિયોને પણ સેવાધર્મ અગમ્ય છે. સેવાધર્મ સ્વીકારીને જેઓ પ્રથમ સેવક બને છે, તે સ્વામી બનવાને લાયક બની શકે છે. જે સેવક બન્યો નથી તે સ્વામી બની શકતો નથી. સેવાધર્મ કરીને જે આગળ ચઢે છે તે કદાપિ મુક્તિ મહેલમાં આરોહતાં પાછો પડી શકતો નથી. જેણે સેવાધર્મ સ્વીકાર્યો હોય છે, તે મોક્ષાર્થી બની શકે છે. मातासेवा, पितासेवा, कलाचार्यसेवा, कुटुंब-

सेवा, गृहसेवा, ज्ञातिसेवा, जन्मभूमिसेवा, ग्रामसेवा, नगरसेवा, देशसेवा, स्वकीय-जनसेवा, समाजसेवा, सार्वजनिकसेवा, अनाथसेवा, राज्यसेवा, परमार्थकार्यसेवा, गुरुसेवा, धर्माचार्यसेवा, उपाध्यायसेवा, साधुसेवा, साध्वीसेवा, धर्मिजनसेवा, सा-धर्मिसेवा, पञ्चपरमेष्ठीसेवा, नवपदसेवा, आत्मसेवा, ब्रह्मसेवा, सर्व प्राणीसेवा ઇત્યાદિ સેવાના અસંખ્ય ભેદો છે તેમાંથી અધિકારભેદે જે જે યોગ્ય સેવાઓ હોય તે કરવી જોઇએ આત્માના ગુણોની સેવા કરીને તેની પ્રાપ્તિ પૂર્વક ઉપ-ર્યુક્ત સેવાઓને અધિકારપરત્વે અંગીકાર કરવી જોઇએ જગતના જીવોએ આપણા ઉપર અનેક ઉપગ્રહો કર્યા હોય છે તેનો પ્રતિબદલો વાળવા માટે સેવા-ધર્મ સ્વીકારવો જોઇએ એમ કર્મયોગ ગ્રન્થમાં વિસ્તારથી વિવેચન કર્યું છે. ભજનસંગ્રહ આઠમા ભાગમાં અને તેની પૂર્વના આઠે ભાગોમાં સેવાધર્મ સં-બંધે અનેક ભજનો—પદો રચ્યાં છે, તેને વાંચીને સેવાધર્મના ઇચ્છકોએ સેવા-ધર્મમાં પ્રવૃત્ત થવું—પ્રવૃત્તિનો ત્યાગ કર્યા માત્રથી એકદમ નિવૃત્તિની પ્રાપ્તિ થતી નથી, પરંતુ સેવાધર્મની પ્રવૃત્તિમાં પ્રવૃત્ત થઇને નિવૃત્તિ માર્ગના સાધક થવું જોઇએ સેવાધર્મને જે અંગીકાર કરે છે તે સત્ય કર્મયોગી છે જે સેવાધર્મથી પરાઙ્મુખ થાય છે તે સ્વાર્થી છે તેનો એકદમ મોક્ષ થતો નથી સેવાધર્મમાં પ્રવૃત્ત થવાથી રાગદ્વેષ પડલ થઇ નષ્ટ થઇ જાય છે સેવાધર્મમાં પ્રવૃત્ત થવાથી કદાપિ નીચે પડવાનો ભય રહેતો નથી ભવ્યજીવોને ઉપદેશ દેવો એ ઉત્તમ સેવાધર્મ છે શ્રુતધર્મ અને ચારિત્રધર્મની પ્રાપ્તિ માટે અનેક ગ્રન્થો લખવા—છપાવવા એ પણ ઉત્તમ સેવાધર્મ છે અનેક સારા ધર્મમય ભાષણો આપવા એ સેવાધર્મ છે સાધુઓને, સાધ્વીઓને આગમોનો—શાસ્ત્રોનો અભ્યાસ કરાવ-વો એ સેવાધર્મ છે. શ્રાવકોને અને શ્રાવિકાઓને ધર્મમાર્ગમાં યોજવા એ સેવા-ધર્મ છે ધાર્મિકવિદ્યાનો તથા વ્યાવહારિકવિદ્યાનો પ્રચાર કરવો એ સેવાધર્મ છે સેવાધર્મમાં પ્રવૃત્તિ કરતાં અનેક ઉપસર્ગો અને પરિસહોને સહવા પડે છે ત્યારે સેવાધર્મ આદરી શકાય છે ચતુર્વિધસંઘની સેવા કરવી એ સેવાધર્મ છે અહંતા અને મમતાનો ત્યાગ કરીને પરમાર્થ કાર્યો કરવા એ ઉત્તમ સેવા છે એમ સુજ્ઞોએ સમજવું જોઇએ

વિશ્વસેવામાં,સમાજસેવામાં,દેશસેવામાં,કર્મયોગીઓ રજોગુણ અને તમોગુણ-નો ત્યાગ કરીને પ્રવૃત્તિ કરેછે રજોગુણી અને તમોગુણી મનુષ્યો ક્રોધ, માન,માયા, લોભ, કામ, ઇર્ષ્યા,દ્રોહ,અહંકાર અને મમતાના વશથી જગતમાં અશાન્તિ પ્ર-ગટ કરેછે રજોગુણી અને તમોગુણી મનુષ્યો સેવાના નામે તેમના વિચારોથી અને આચારોથી વિશ્વજીવોમાં દુઃખ પ્રસારે છે એટલું તો નહિ પરંતુ તેઓ સુધારાના

નામે યુરોપીય મહાયુદ્ધની પેઠે જીવનાશક યુદ્ધો આરંભે છે માટે જેણે સેવાધર્મ અંગીકાર કરવો હોય, તેણે રજોગુણીઆહાર અને તમોગુણીઆહારનો તથા રજો-ગુણી તમોગુણી વિચારોનો ત્યાગ કરવો જોઇએ અને સત્વગુણીઆહાર તથા સત્વગુણી વિચારોને સેવવા જોઇએ. રજોગુણી અને તમોગુણી આહાર વાપર-નારાઓ વિશ્વમાં કોઇ પણ શુભ સેવામાં કલેશાદિ દોષો સેવ્યા વિના રહેતા નથી. રજોગુણ અને તમોગુણનો નાશ કરવાથી સાત્વિક બની શકાય છે. सत्वात् संजायते ज्ञानम् સત્વગુણી વિચારાહારથી આત્મજ્ઞાન પ્રકટે છે અતએવ મનુષ્યોએ શુભ સેવા ધર્મમાં પ્રવર્તવા માટે સાત્વિક બનવું જોઇએ. જે જે આર્ય ઋષિયો થયા, તીર્થંકરો થયા, તેઓએ રજોગુણી તમોગુણી આહારનો ત્યાગ કરીને વિશ્વજનોને મોક્ષમાર્ગ દર્શાવ્યો છે, અનેક પ્રકારના પરિણામે દુઃખ દેનારા એવા વૈષયિક ભોગોનો ત્યાગ કર્યા વિના પરમાર્થ કાર્ય રૂપ સેવામાં પ્રવૃત્તિ થતી નથી. ગમે તે રીતનો આત્મભોગ આપ્યા વિના સેવક બની શકાતું નથી. જે પાપ કર્મમાં પ્રવૃત્તિ થાય છે તે અશુભ સેવા છે. હિંસા કરવી, યુદ્ધો કરી મનુષ્યો-નો, પશુઓનો સંહાર કરવો, ચોરી કરવી, પાપકર્મ કરવાં. વ્યભિચાર કર્મ કરવું, જીવોનો ઘાત કરી અત્યંત લક્ષ્મી ભેગી કરવી. વિશ્વાસઘાતનાં કર્મ કરવાં, અશુભ રાગ દ્વેષની વૃદ્ધિનાં કાર્યો કરવા, યજ્ઞમાં પશુઓને હોમી બાળવાં કાપવાં વગેરે અશુભ પાપ કર્મસેવા છે. હજારો લાખો પશુઓને અને પંખીઓને મારીને તે વડે આજીવિકા ચલાવવી અને તે કર્મની અનુમોદના કરવી તે પાપ કર્મની સેવા છે. જે કર્મો કરવાથી પુણ્ય ઉત્પન્ન થાય છે તેને પુણ્યકારક સેવા કહેવામાં આવે છે. સાતક્ષેત્રમાં દાન વાપરવું. સાધુઓની અને સાધ્વીઓની સેવા કરવી, સત્પુરૂષોની સેવા કરવી, ગરીબ અનાથ જનોનો ઉદ્ધાર કરવો, મરતા જીવોને બચાવવા, અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય વગેરે સદ્ગુણોનો પ્રચાર કરવો, દેવગુરૂ ધર્મની આરાધના કરવી, નીતિના વિચારોનો અને આચારોનો પ્રચાર કરવો, શુભ પરિણામવડે સર્વ જીવોને શાન્તિપ્રદ કાર્યો કરવા, સાધુ સાધ્વીને આહાર પાણી આપવાં, તેઓને પુસ્તકો, વસ્ત્રો વસતિ વગેરેનું દાન કરવું, ઇત્યાદિ શુભ કર્મો કરવાં તેને પુણ્ય કર્મ સેવા કહેવામાં આવે છે. પાપકર્મોની સેવાનો ત્યાગ કરીને પુણ્ય કર્મોની સેવા કરવી જોઇએ. પુણ્યનાં શુભ કાર્યોને મન, વચન અને કાયાથી કરવાં જોઇએ. શુભ વિચારોવડે અને શુભાચારોવડે સમાજસેવા, વિશ્વસેવા, સંઘસેવા વગેરે સેવાઓ કરવી જોઇએ. શુભ કર્મો કર્યા વિના સેવાનું નામ તે અસેવા નામ સમજવું. આર્યાવર્તમાં શ્રી તીર્થંકરોએ શુભ સેવાધર્મના સરસ માર્ગો દર્શાવ્યા છે કે જે માર્ગોને આદરવામાં

આર્યો સદા પ્રયત્ન કર્યા કરે છે શ્રીતીર્થંકર પરમાત્માઓએ પંચેન્દ્રિય મનુષ્યો, પશુઓ, પંખીઓ, અને જલચરોનું રક્ષણ કરવાનું શુભ પુણ્ય કર્મ દર્શાવ્યું છે. એકેન્દ્રિય જીવો, દ્વીન્દ્રિયજીવો, ત્રીન્દ્રિયજીવો અને ચતુરિન્દ્રિ જીવોની રક્ષા દયારૂપ સેવા બતાવીને તીર્થંકરોએ વિશ્વસેવાનો અપૂર્વ માર્ગ દર્શાવ્યો છે આર્યોએ અંધા, લૂલા, બહેરા, બોબડા મનુષ્યોનું રક્ષણ કરવું તેઓને સહાય આપવી પશુઓની અને પંખીઓની રક્ષા કરવી, અશક્તો માટે પાંજરાપોળો કરાવવી, ગરીબો માટે ધર્મશાળાઓ બંધાવવી તથા દાનશાલાઓ બંધાવવી, પોતાને ઘેર કોઇ પણ ધર્મનો મનુષ્ય આવે તો તેનો આદરસત્કાર કરી ખાવા આપવું. રોગીઓના રોગ ટાળવા માટે ઔષધો કરવાં ઇત્યાદિ કાર્યો વડે આર્યો શુભ સેવા કરી શકે છે એમ જૈનાચાર્યોએ અનેક ગ્રંથોમાં જણાવ્યું છે તેથી સુજ્ઞો સમજી શકશે કે સેવાધર્મના જે ઉત્તમ રહસ્યો આર્યાવર્તમાં છે તેવા અન્યત્ર નથી. આર્યોએ પશુઓની પંખીઓની અને છેવટે વનસ્પતિ જીવોની પણ દયા કરવા સુધી પ્રવૃત્તિ કરીને શુભ સેવાધર્મના ઉદાર રહસ્યને વિશ્વ આગળ ખડું કર્યું છે શ્રી તીર્થંકરો કેવલજ્ઞાન પ્રાપ્ત કરીને સર્વજીવોની દ્રવ્યકૃપા અને ભાવદયા માટે સમવસરણમાં બેસીને ઉપદેશ આપે છે યમનિયમ વગેરેનો ઉપદેશ આપે છે, અજ્ઞાનરૂપ મિથ્યાત્વનો નાશ કરવા માટે ઉપદેશ આપે છે. પાપકર્મોનો પરિહાર કરવાનું જણાવે છે. જે જે કર્મો કરવાથી પુણ્ય ઉત્પન્ન થાય છે તે તે કર્મોને અને વિચારોને જણાવે છે આસ્રવનું અને સંવરનું સ્વરૂપ સમજાવે છે, નિર્જરા-બંધ અને મોક્ષતત્ત્વનું સ્વરૂપ સમજાવે છે આ પ્રમાણે અનાદિકાળથી તીર્થંકરો મુનિયો પ્રવૃત્તિ કરીને દુનિયાના જીવોને તારે છે માટે તે ધર્મોદ્ધારક, વિશ્વોદ્ધારક ગણાય છે વિશ્વજીવોપર તીર્થંકરો જેટલો ઉપકાર કરે છે તેટલો કોઇ કરી શકતું નથી શ્રી તીર્થંકરોએ ધર્મની સ્થાપના કરી છે, શ્રી તીર્થંકરોએ વિશ્વજીવોની શુભ સેવા માટે પોતાની પાછળ પંચમહાવ્રતી આચાર્ય, ઉપાધ્યાય, સાધુઓ અને સાધ્વીઓની વ્યવસ્થા સ્થાપી છે સાધુઓ અને સાધ્વીઓ શુભ સેવા માટે અને આત્માના ગુણો પ્રકટ કરવા માટે અહિંસાવ્રત પાળે છે સત્યવ્રતને પાળે છે અસ્તેયવ્રતને પાળે છે બ્રહ્મચર્યવ્રતને પાળે છે. સર્વ પ્રકારની લક્ષ્મીનો ત્યાગ કરે છે અને નિરવદ્ય આહારથી શરીરને પોષે છે ગામોગામ, શહેરોશહેર, દેશોદેશ વિચરીને ઉપસર્ગ તથા પરિષહોને સહીને સર્વજીવોનું કલ્યાણ થાય તેવો ઉપદેશ આપે છે દયા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, પરમાર્થ, ત્યાગ, પ્રામાણ્ય, નીતિ, સદાચાર વગેરેનો ઉપદેશ આપે છે, રાગદ્વેષ ત્યાગ કરવાનો ઉપદેશ આપે છે, સર્વ જીવોની દયા કરવાનો ઉપદેશ આપે છે, સાત વ્યસન ત્યાગ કરવાનો ઉપદેશ

આપે છે, તેના બદલામાં કંઇ લક્ષ્મી વગેરે તે ગ્રહણુ કરતા નથી તેથી ખરી રીતે દેખીએ તો દેશભકતો વિશ્વભકતોનાં નામ ધરાવનારાઓ કરતાં સાધુઓ અને સાધ્વીઓ વિશેષ સત્યસેવા કરી શકે છે. સાધુઓ અને સાધ્વીઓ કોઇની પાસેથી પગાર લેતાં નથી. પૈસો માગતાં નથી, દેશોદેશ વિહાર કરે છે. લાખો કરોડો વર્ષ પૂર્વથી તેઓની પરંપરા આ પ્રમાણે શુભ શુદ્ધ સેવાનાં કાર્યો કરવા માટે વહ્યા કરે છે, માટે તેઓજ વિશ્વસેવા, દેશસેવા, સમાજસેવાં વગેરે સર્વ શુભ સેવામાં આત્મભોગ આપનાર છે. કેટલાક કૃત્રિમસેવા કરનારાઓ છે તેઓ સાધુઓનું અને સાધ્વીઓનું ખંડન કરીને પગાર પૈસા લેઈ સ્વાર્થ સાધી પરમાર્થના ખાં બનવા પ્રયત્નો કરે છે પણ દેખતી દુનિયા અંતે તેઓના કરતાં સાધુઓની અને ત્યાગી પંચમહાવ્રતધારક સાધ્વીઓની અનંતગુણી કિંમત આંકે છે. અનેક પ્રકારના સ્વાર્થોનો ત્યાગ કરીને ત્યાગી બન્યા વિના સર્વ પ્રકારની શુભસેવામાં આત્મપ્રવૃત્તિ કરી શકાતી નથી. જેઓ ખરેખરા ત્યાગીઓ છે, તેઓની બરાબર ધરબારીઓ સેવામાં તત્પર થઇ શકતા નથી.

આર્યાવર્તમાં ત્યાગીઓએ જેટલી શુભ સેવા કરી છે, તેટલી અન્ય ગૃહસ્થોએ કરી નથી. ત્યાગી જીવન ખરેખર અનેક જીવોના કલ્યાણાર્થે પ્રવૃત્તિમય બને છે. કંચનકામિનીનો જે ત્યાગ કરીને ધર્મસેવા કરે છે, તે હજારો લાખો મનુષ્યોનાં જીવન સુધારે છે. વિષયવાસનાઓનો ત્યાગ કરીને જે ત્યાગી બની લાખો કરોડો મનુષ્યોને આત્મજ્ઞાન અને ચારિત્ર સમર્પે છે, તે આ વિશ્વમાં સર્વ દેશના મનુષ્યોવડે પૂજાય છે. અને તે દુનિયાને સ્વર્ગમય કરવા શકિતમાન્ થાય છે. તેવા મનુષ્યો ઇશ્વરાવતાર તરીકે વિશ્વમાં પૂજાય છે. સેવાધર્મમાં પ્રવૃત્ત થનારાઓને પોતાની લક્ષ્મીનો ત્યાગ કરવો પડે છે. વિશ્વજીવોનાં સુખાર્થે અનેક સુખકારક ભોગોની ઇચ્છાઓનો અને તેના સાધનોનો ત્યાગ કરવો પડે છે. ચોવીશ તીર્થંકરોએ જીવોનાં દુઃખો નાશ કરવા માટે શુભોપદેશ દીધા છે. શ્રી હેમચંદ્રાચાર્યે જીવોનાં દુઃખોનો નાશ કરવા માટે અને મનુષ્યોમાં શાંતિસુખ પ્રચાર કરવા માટે ગુજરાતના રાજા કુમારપાલને પ્રતિબોધ્યો અને કુમારપાલની સત્તાથી અઢાર દેશોમાંથી સાતવ્યસનોને હાંકી કઢાવ્યાં. કુમારપાલ રાજાના રાજ્યમાં અઢારદેશોના મનુષ્યો દારૂ ન પીવે એવો બંદોબસ્ત કરાવ્યો. તથા કસાઇખાનાં બંધ કરાવ્યાં. ઠેકાણે ઠેકાણે ધર્મશાળાઓ, પાંજરાપોળો બંધાવાની પ્રવૃત્તિનો ઉપદેશ દીધો, પ્રજાને સુખ થાય એવી રાજ્યનીતિ પ્રવર્તાવવાનો ઉપદેશ દીધો. જૈનાચાર્યો અશોકરાજાને પણ તેવો ઉપદેશ આપી શુભ સેવાધર્મમાં અગ્રણી બન્યા. અશોકરાજાનો પુત્ર કુણાલ હતો અને કુણાલનો પુત્ર

મપ્રતિરાજા થયો તેણે તેના ગુરુ જૈનાચાર્યશ્રી આર્યસુહસ્તિના ઉપદેશથી અનેક જૈનમંદિરો બંધાવ્યા આર્યાવર્તમા સર્વત્ર સાધુઓની અને સાધ્વીઓના વિહારની પ્રવૃત્તિદ્વારા સર્વ લોકોને સહેજે ઉપદેશ મળે એવી વ્યવસ્થા કરી. આર્યસુહસ્તિગુરૂએ સમ્પ્રતિ રાજાને શુભપુણ્ય કાર્યોની સેવાનો ઉપદેશ આપ્યો તેથી તેણે હજારો પાંજરાપોળો બંધાવી તથા હજારો દાનશાળાઓ બંધાવી, હજારો દવાખાના બંધાવ્યા, અનાર્ય દેશોમા ધર્મની પ્રચારણા કરાવી અને લાખો-કરોડો અનાર્ય લોકોને સાત વ્યસનોથી રહિત કર્યા પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવના ભરતાદિ પુત્રોએ સર્વ જીવોની દયા પાળવી વગેરેનો સર્વ દેશોમા પ્રચાર કરાવ્યો વીશમા તીર્થંકરના ભક્ત શ્રી રામચંદ્રે વિશ્વ જીવોની સેવામા શુભ પ્રવૃત્તિ કરી બાવીશમા તીર્થંકર શ્રી નેમિનાથના ભક્ત રાજા શ્રી કૃષ્ણે સર્વ જીવોની દયા પાળવાનો પોતાના રાજ્યમા બંદોબસ્ત કર્યો શ્રી કૃષ્ણે જે મનુષ્યો ત્યાગીઓ થાય તેના બાળબચ્ચાંની સેવા પોતે કરી અને ત્યાગીઓની વૃદ્ધિવડે સર્વ દેશોમાં દયા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય આદિ ધર્મોનો પ્રચાર કરાવ્યો ત્રેવીશમા તીર્થંકરના વખતી તાક્ષ્ર્ય ગજાઓએ દયા આદિનો પ્રચાર કરવા પ્રયત્ન કર્યો અને મનુષ્યો-પશુઓ પંખીઓની દયા પળાવવામા રાજ્યસત્તાનો ઉપયોગ કર્યો તાક્ષ્ર્યવંશી જૈન રાજાઓએ ભારતમાથી જાપાન તરફના માર્ગે થઇ અમેરીકામા ( પાતાલમા ) પ્રવેશ કર્યો હતો આજથી અઢીહજાર વર્ષપર થનાર શ્રી ચોવીશમા તીર્થંકર મહાવીર પ્રભુએ સર્વ જીવોના ઉદ્ધારાર્થે ઉપદેશ દીધો અને દુર્ગુણરૂપ દૈત્યોનો પરાજય કરી ધર્મ તીર્થની સ્થાપના કરી શ્રી મહાવીર પ્રભુના ભક્ત શ્રેણિક રાજા, ચેટકરાજા, ઉદાયીરાજા, પ્રદ્યોતનરાજા, પ્રસન્નચંદ્રરાજા આદિ અનેક ભારત દેશીય રાજાઓએ સર્વ જીવોના કલ્યાણાર્થે પ્રવૃત્તિ કરી અને સર્વ જીવોને શાંતિ રહે એવી રીતે રાજ્ય ધર્મ સેવા કરી આ પ્રમાણે સેવા ધર્મ કરનારાઓના અનેક દૃષ્ટાંતો ઇતિહાસના પાને મોજુદ છે ભદ્રબાહુ, ઉમાસ્વાતિ, મલ્લવાદીઆચાર્ય બપ્પભટ્ટિ કલિકાલ સર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્ય, શ્રી હરિભદ્રસૂરિ અને અકબર બાદશાહને પ્રતિબોધીને દયાધર્મનો રંગ ચઢાવનાર શ્રી હીરવિજયસૂરિ, કુંદકુંદાચાર્ય, જૈન મહારાજા ખારવેલ વગેરે અનેક મહા પુરૂષોએ અનેક રીતે મનુષ્યોના કલ્યાણાર્થે પ્રવૃત્તિ કરી છે. જેનુ વર્ણન કરતા પાર આવી શકે તેમ નથી સેવા ધર્મમા પ્રવૃત્ત થનારા ત્યાગીઓ અને ગૃહસ્થો કર્મ યોગીઓ ગણાય છે જૈન ધર્મની સેવા કરવાથી જૈન ધર્મનો પ્રચાર થાય છે અને તેથી વિશ્વ જીવોમા દયા વગેરે સદ્ગુણોનો પ્રચાર થાય છે, એવુ જૈનોપનિષદ્‌મા જણાવવામાં આવ્યુ છે ગમે તે ધર્મનો

મનુષ્ય હોય પણ તે શુભ કર્મો વડે દયાદિ ગુણોના ફેલાવા માટે સેવા ધર્મને અંગીકાર કરે છે તો તે વિશ્વમાં ઉચ્ચ બની શકે છે. સાર્વજનિક સેવા ધર્મના માર્ગો અંગીકાર કરીને પ્રવૃત્તિ કર્યા વિના કોઇ ધર્મની વિશ્વમાં વ્યાપકતા થતી નથી. જૈનોએ પૂર્વનાં દૃષ્ટાંત શ્રવણ કરીને સેવા ધર્મ સેવવા માટે ખાસ વિશાલ દૃષ્ટિથી કર્મયોગી બનવું જોઇએ. સેવા ધર્મની પ્રવૃત્તિ વિના હિંસા આદિ પાપ કર્મોનો નાશ કરી શકાતો નથી. નિષ્કામભાવથી સેવા ધર્મ અંગીકાર કરે છે તે અવશ્ય પરમાત્મપદની પ્રાપ્તિ કરી શકે છે. સેવા ધર્મની પ્રવૃત્તિનો પ્રચાર કરવા માટે અમોએ સેવા ધર્મના અનેક ભજનો પદો અને કવ્વાલીઓ રચી છે કે જે વાંચીને આત્માર્થી મનુષ્યો સેવા ધર્મમાં અવશ્ય પ્રવૃત્તિ કરનારા બની શકે તેમ છે, ગૃહસ્થોને ગૃહસ્થના અધિકાર પ્રમાણે અને ત્યાગીઓને ત્યાગ ધર્મના અધિકાર પ્રમાણે સેવા ધર્મનાં અનેક કાર્યો કરવાં જોઇએ એમ ખાસ ભાર મૂકીને જણાવ્યું છે. ભારતવાસીઓમાં સેવા ધર્મનાં ઝરણાં શુષ્ક થવા લાગ્યાં છે તેથી સેવા ધર્મના ઉપદેશો રૂપમેઘો વડે પુનઃ સજીવન કરીને સેવામાર્ગમાં પ્રસરેલી મલિનતાનો ત્યાગ કરવાની જરૂર જણાવી છે. વાંચકો તે અવશ્ય વાંચીને સેવા ધર્મમાં પ્રવૃત્ત થશે એમ આશા રાખવામાં આવે છે. સાબરમતી ગુણ શિક્ષણ કાવ્યમાં સેવા ધર્મ સંબંધી ઘણું કહેવામાં આવ્યું છે. સેવા ધર્મ સબંધો અમારા ગુરૂ વર્ય્ય શ્રીમદ્ રવિસાગરજી મહારાજ મહારાજનું દૃષ્ટાંત આબેહુબ અસરકારક છે. ગુરૂ મહારાજ શ્રી રવિસાગરજી મહારાજજી અન્ય સાધુઓની સારી રીતે સેવા કરતા હતા. ગામો ગામ વિહાર કરીને તેમણે સુડતાલીશ વર્ષ પર્યંત જૈન ધર્મનો ઉપદેશ આપીને સેવા કરી. અનેક મનુષ્યોને સત્યના બોધ કર્યા. અનેક વણિકોને સાત વ્યસનો ત્યાગ કરાવ્યાં. અનેક વણિકોને બોધ આપી કપટ પ્રપંચ મમતા પાશથી દૂર કર્યા. અનેક વણિકોને સાધુઓની સેવા કરતાં શિખવ્યા, અનેક જૈનોને ઉપદેશ દેઇને ધર્મ પ્રવૃત્તિમાં યોજ્યા, ગુરૂવર્ય્ય શ્રી સુખસાગરજીએ પણ પંચ મહાવ્રત પાળીને અનેક મનુષ્યોને ઉપદેશ આપી સદાચારમાં સ્થિર કર્યા અને અનેક દુર્ગણોમાંથી મુક્ત કર્યા. તેમણે અનેક સાધુઓની સેવા કરી હતી, તેમનુ ઉપકાર મય સેવા જીવન, જૈન કોમમાં આદર્શ પુરૂષવત્ જવલંત દૃષ્ટાંત આપીને અનેક જૈનોને ઉત્તમ અસર કરે છે. જૈનોમાં સેવા ધર્મ સેવતા કર્મયોગી મહાત્માઓ પ્રગટવાથી જૈનોની ઉન્નતિ થઇ શકે તેમ છે. ગુરૂ સેવા, સન્ત સેવા, પ્રભુ સેવા વગેરે સેવાના અનેક ભેદ છે. સેવા કરનારમાં અહં મમતા ન હોવી જોઇએ. રામની સેવામાં હનુમાનજીની પેઠે પરમાત્માની સેવામાં સર્વ સ્વાર્પણ કરવું જોઇએ. નામ રૂપનો અભિમાન તથા મોહ ભૂલીને શુદ્ધા-

ત્માના ઉપયોગી બની સેવા કરવી જોઇએ. જ્યા સુધી નામ રૂપનો મોહ છે અને શરીરમા મમતા મોહ છે ત્યા સુધી સેવા ધર્મમા સ્વાર્પણ કરી શકાતુ નથી. સત્પુરૂષોના સમાગમથી અને ગુરૂની કૃપાથી સેવા ધર્મમાં ચિત્ત પરોવાય છે આર્યાવર્તમાં આર્યોના હૃદયમાં સેવા ધર્મનો ગળથુથીમાં અનુભવ મળે છે એવુ કહેવુ તે અક્ષરે અક્ષર સત્ય છે સેવા ધર્મના સેવકો તરફે સર્વ દુનિયાના જીવો બનશે ત્યારે દુનિયા સ્વર્ગ સમાન બનશે, દેશસેવકો કરતાં ધર્મસેવકો શ્રેષ્ઠ છે તેમ ણ રજોગુણ અને તમોગુણથી રહિત સત્વગુણમય ધર્મ કરનારા ધર્મસેવકો ઉત્તમ છે ધર્મ સેવકો આત્માની પરમાત્મ દશા કરે છે સેવા ધર્મ કરનાર કર્મયોગીઓ જ્ઞાનાવરણીયાદિ કર્મોને ટાળી આત્માની શુદ્ધિ કરે છે અને એવા ભવ્ય જીવોએ ભવ્ય મનુષ્યોએ સેવા ધર્મનો સ્વીકાર કરવો જોઇએ એજ ભજન પદ સગ્રહમાં ભજનોમા અને પદોમા હૃદયોદ્ગારથી જણાવવામા આવ્યુ છે। મીરાબાઇ ભક્તાણી કહે છે કે મે સન્તોને શીર્ષ પર સ્થાપ્યા છે સન્તોની સેવાથી આત્માની શુદ્ધિ થાય છે સન્તોની સેવાથી પરમાત્માની અવશ્ય પ્રાપ્તિ થાય છે માટે કાવ્યોનો સાર ઉપર્યુક્ત દ્રષ્ટિએ અવ બોધીને સ્વાધિકારે શુભ સેવા ધર્મના ઉપાયોમાં પ્રવૃત્ત થવુ જોઇએ નકામી બુરી કામનાઓપર વિરાગ થયા વિના અને વિષયવાસનાનો ત્યાગ પૂર્વક સત્ય વૈરાગ્ય અને તેની સાથે શુદ્ધરાગ અને શુદ્ધ પ્રેમ પ્રગટયા વિના સેવા ધર્મમાં પ્રવૃત્તિ થતી નથી અશુભ વાસનાઓપર વિરાગ થવો જોઇએ અશુભ કામનાઓપર વૈરાગ્ય પ્રગટવો જોઇએ

## વૈરાગ્ય.

અશુભ વિચારો, અશુભેચ્છાઓ, અશુભ મમતા મોહ વગેરે ત્યાગ કરવા યોગ્ય છે જ્યારે વિષય વાસનાઓ વિષસમાન લાગેછે અને જડ પૌદ્ગલિક પદાર્થોનો મોહ ટળી જાય છે ત્યારે અન્તે વૈરાગ્ય પ્રગટયો એમ કહેવાય છે વૈરાગ્યના ગર્ભમા શુદ્ધ પ્રેમનો પ્રાદુર્ભાવ થાય છે અને તેથી વૈરાગી મનુષ્યો દેવ ગુરૂ ધર્મની આરાધનામા અત્યન્ત રાગી, અત્યન્ત પ્રેમી બને છે વૈરાગી મનુષ્યોને આત્માપર અને પરમાત્માપર પ્રેમ હોય છે અને તેથી તેઓ આત્મધ્યાનમા પરમાત્મધ્યાનમા તલ્લીન થાય છે શરીરમા રહેલા આત્માનુ જ્યારે જ્ઞાન થાય છે ત્યારે શરીર પરથી રાગ ટળે છે અને અન્ય જડ પદાર્થોમાથી રાગ ટળે છે અને તેથી શુદ્ધાત્માપર પૂર્ણ પ્રેમ પ્રગટે છે આત્માને માટે સર્વ વસ્તુઓ પ્રિય હોય છે પરન્તુ સર્વ વસ્તુઓ માટે આત્મા પ્રિય હોતો નથી અસત્ જડ વસ્તુઓપરથી મમતા અહંતા રાગ ટળવો તેને વૈરાગ્ય કહે છે પાંચ ઇન્દ્રિયના ત્રેવીશ વિષયો-

માંથી રાગનો નાશ થવો તેને વૈરાગ્ય કહે છે. ઔદારિક શરીર, વૈક્રિય શરીર, આહાર શરીર, તૈજસ શરીર, અને કાર્મણ શરીર, એ પાંચ શરીરમાં આત્મા રહે છે પણ પાંચ શરીરથી આત્મા ભિન્ન છે. પાંચ શરીરનાં લક્ષણ ભિન્ન છે અને આત્માનું લક્ષણ તેથી ભિન્ન છે. પાંચ શરીર જડ છે પણ આત્મા તો જ્ઞાન દર્શન ચારિત્ર વીર્યાદિ અનંત ગુણો વડે સહિત છે. પાંચ ઇન્દ્રિયો મનવાણી અને કાયાથી આત્મા ભિન્ન છે. અન્નમય કોષ, પ્રાણમય કોષ, અને મનોમય કોષથી આત્મા ભિન્ન છે તેથી શરીરાદિમાં રાગ ન થવો તેને વૈરાગ્ય કહેવામાં આવે છે. આત્માપર પૂર્ણ પ્રેમ પ્રગટે છે ત્યારે વિષયોપરથી રાગ ટળે છે. જ્યારે શુભાશુભ વિષયોપરથી રાગ દ્વેષ ટળે છે ત્યારે આત્માપર પરમાત્માપર શુદ્ધ પ્રેમ પ્રગટે છે વિશ્વવર્તિ સર્વ આત્માઓપર આત્મભાવ સ્વરૂપ પ્રેમ પ્રગટવાથી વિષય વાસનાનો રાગ સ્વયમેવ જ્ઞાનદશા યોગે ટળી જાય છે. વૈરાગ્ય પ્રગટયાવિના અશુભ સ્વાર્થોનો નાશ થતો નથી. વૈરાગ્ય પ્રગટયાવિના નિર્મોહપણે ધર્મનાં કાર્યો કરી શકાતાં નથી. સર્વ પ્રકારની શુભ સેવાઓનો અધિકારી વૈરાગી અને આત્માનો શુદ્ધ પ્રેમી મનુષ્ય છે. વૈરાગી મનુષ્ય વિષયોના વનમાં મુંઝાતો નથી અને તે ધર્માર્થે સર્વ ધનાદિક વસ્તુઓનો ત્યાગ કરી શકે છે. ભર્તૃહરિને જ્યારે રાગ પ્રગટયો હતો ત્યારે તેણે રાજ્યનો ત્યાગ કર્યો હતો. અશુભેચ્છાઓનો ત્યાગ કર્યા વિના સત્ય શાન્તિની પ્રાપ્તિ થતી નથી. વૈરાગ્યવિના કામ, ક્રોધ, મૂર્ચ્છા, મમતા વગેરેની ઉપશાન્તિ થતી નથી. વૈરાગ્ય પ્રગટયાવિના અનાદિ કાલની મુંઝવણ ટળતી નથી. સર્વ તીર્થંકરોએ જ્ઞાન ગર્ભિત વૈરાગ્ય પ્રાપ્ત કરીને ચારિત્ર અંગીકાર કર્યું હતું. મનુષ્યો એક વસ્ત્રને માટે લડી મરીજાય છે. દેશ માટે યુદ્ધ કરીને લખો કરોડો મનુષ્યો યુરોપીય મહા યુદ્ધમાં મરે છે. માટે જ્ઞાન ગર્ભિત વૈરાગ્ય પ્રગટે તો એવાં કરોડો મનુષ્યોનાં યુદ્ધો ટળી જાય અને વિશ્વમાં નૈસર્ગિક જીવિતથી મનુષ્યો આત્મ શાંતિ મેળવી શકે. મનુષ્ય જન્મ પ્રાપ્ત કરીને જડ પદાર્થોમાં બંધાઇને જેણે પરમાત્માની પ્રાપ્તિ ન કરી તે જીવતો છતો ન જીવ્યા બરોબર છે. સંસારમાં ક્ષણિક પદાર્થોમાં રાગ દ્વેષમય બનવું એ આત્માનો ધર્મ નથી એમ જ્યારે આત્મા સમજે છે ત્યારે તેને સત્ય શાન્તિની પ્રાપ્તિ થાય છે. આ વિશ્વમાં કોઇ શરીર વડે અમર રહેતું નથી. રામ રાવણ જેવા કૌરવ પાંડવ જેવા પણ આયુષ્ય પૂર્ણ થએ શરીર ત્યાગી ચાલ્યા ગયા તો અન્યનો શો ભાર એમ જ્યારે અવબોધાય છે ત્યારે પાપ કર્મોથી પાછા હઠવાનું થાય છે, વૈરાગ્ય વિના પાપ કર્મોથી પાછા હઠાતું નથી. રોમના નીરો બાદશાહને વૈરાગ્ય ન હોતો તેથી તેણે મનુષ્યોનાં સંહારમાં પ્રવૃત્તિ કરી હતી. દુનિયામાં જ્યારે જ્યારે અત્યંત

રાગ દ્વેષથી મનુષ્યો સાંસારિક પદાર્થોમાં અત્યંત આસક્ત થઇ જાય છે ત્યારે શ્રી મહાવીર પ્રભુ જેવા તીર્થંકરો વૈરાગ્ય ત્યાગથી દુનિયાનો ઉદ્ધાર કરે છે, જ્યારે રાગનુ જોર અત્યંત વધે છે ત્યારે સાચા વૈરાગી મનુષ્યો પ્રકટે છે અને રાગના જોરનો અંત લાવે છે વૈરાગ્યવિના વૈષયિક પદાર્થોની મુંઝવણ, આશા તૃષ્ણા, મૂર્છા, આસક્તિ ટળતી નથી માટે વૈરાગ્યની અત્યંત જરૂર છે જૈનાગમોમાં જૈન શાસ્ત્રોમાં વૈરાગ્યનુ અત્યંત પ્રતિપાદન કરવામાં આવ્યુ છે મોહ ગર્ભિત અને દુઃખ ગર્ભિત વૈરાગ્યનો ત્યાગ કરવા યોગ્ય છે વૈરાગી મનુષ્યો પાપ કર્મોનો તથા પાપી વિચારોનો ત્યાગ કરવા સમર્થ બની શકે છે વૈરાગી મનુષ્યો ધર્મની સારી રીતે આરાધના કરી શકે છે વૈરાગી મનુષ્યો ગૃહસ્થના વ્રતો અને ત્યાગીના પંચ મહા વ્રતો પાળવા સમર્થ થઇ શકે છે, વૈરાગી મનુષ્યો પ્રભુની ભક્તિમાં આસક્ત થાય છે અને જડ પદાર્થોનો મોહ ત્યાગી શકે છે જે ઉદાસ થઈ ફરે છે તે કંઇ ખરેખરા વૈરાગી નથી. વૈરાગી મનુષ્યોમાં મમતા, અહંતા અને પાપના વિચારો હોતા નથી મોક્ષપ્રાસાદના પગથીએ પગ દેતાં પ્રથમ વૈરાગ્યની આવશ્યકતા છે ભરતરાજા આખા ભારત દેશના રાજા હતા છતાં મનમાં વૈરાગી હતા જનકવિદેહી મનમાં વૈરાગી હતા તેથી તેઓ સંસારનાં કાર્યો કરતા છતાં નિર્લેપ રહી શકતા હતા વૈરાગ્યના બળવિના અશુભ રાગ દ્વેષનો નાશ કરી શકાતો નથી એમ પંડિતો અવબોધે છે ભજન સંગ્રહના આઠે ભાગોમાં અમોએ વૈરાગ્યના બળે અનેક ભજનો, પદોના ઉદ્ગાર કાઢ્યા છે તેનુ મનન કરતા જાંગુલી વિદ્યાની પેઠે મોહરૂપ સર્પનું વિષ ઉતરે છે વૈરાગ્ય મય કવિતાઓના વાચનથી અનેક પ્રકારની વૈષયિક વાસનાઓનો નાશ થાય છે વૈરાગ્ય મય પદો કેટલીક વખતનો આત્મામાં ઉંડી અસર કરીને રાગના તાગને ઉચ્છેદી નાખે છે વૈરાગ્ય વિનાની એકલી પ્રેમ લક્ષણ ભક્તિથી કોઇકવાર પતિત થવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે પરંતુ વૈરાગ્યની સાથે જે શુદ્ધ પ્રેમ પ્રગટે છે તેથી કદિ પતિત થવાનો પ્રસંગ પ્રાપ્ત થતો નથી. શુદ્ધ પ્રેમની સાથે અશુદ્ધ રાગાદિ નાશક સ્વરૂપ વૈરાગ્ય પરિણતિથી કષાયોનો ઉપશમભાવ અને ક્ષયોપશમાદિ ભાવ પ્રાદુર્ભાવ થાય છે વૈરાગ્યથી નિવૃત્તિની પ્રાપ્તિ થાય છે વૈરાગ્યવિના અશુભ પાપમય પ્રવૃત્તિનો નાશ થતો નથી વૈરાગ્યથી મન વાણી અને કાયાના અશુભ યોગોપર કાબુ મેળવી શકાય છે અને શુભ યોગોની પ્રવૃત્તિ કરી શકાય છે વૈરાગ્યના ભજનોના ગાનારા વૈરાગીઓ હોય છે ત્યારે વૈરાગ્યથી ગાન કરી એક વખત હૃદયમાં જામે છે કે તેની ખુમારી ઘણા કાળ ઉતરે છે વૈરાગ્યથી નિર્દોષ આનંદની વાનગીનો અનુભવ આવે છે વૈરાગ્યરસથી રસાએલા વૈરાગીઓ

નિવૃત્તિમય જીવન ગાળીને ધાર્મિક પ્રવૃત્તિમાં પ્રભુમય જીવનનો અનુભવ પ્રાપ્ત કરી શકે છે. શિવાજીની પાસે વૈરાગી રામદાસ સ્વામી હતા કે જેમણે દાસબોધ રચ્યો હતો, તેમના સમાગમથી શિવાજી પરસ્ત્રીલંપટ બન્યા નહોતા. રામદાસ ગુરૂના વૈરાગ્યની અસરથી શિવાજીમાં વૈરાગ્ય પ્રગટ થયો હતો, અને તેથી તે એક પત્નિવ્રતી રહી શક્યા હતા. વૈરાગ્યમૂર્તિ શ્રી કલિકાલ સર્વજ્ઞ હેમચંદ્રાચાર્યના સમાગમથી પરમાર્હંત કુમારપાળ રાજાએ એક પત્નીવ્રત ધાર્યું હતું. વૈરાગ્યના બળથી અનેક પાપ કર્મોથી દૂર રહેનાર વસ્તુપાલ અને તેજપાલ તથા વિમલશાહનું જીવન પ્રશંસવા યોગ્ય છે યુરોપમાં જીવતા વૈરાગ્યની મૂર્તિ-સ્વરૂપ મહાત્માઓ હાલ ત્યાં હોતતો યુરોપીય મહાયુદ્ધનો આરંભ નહી થાત. જ્ઞાનગર્ભિત વૈરાગ્યની પ્રાપ્તિ વિના જન્મ જરા અને મૃત્યુનાં દુઃખોનો અંત આવતો નથી, માટે આત્માર્થી મનુષ્યોએ જ્ઞાનગર્ભિત વૈરાગ્ય પ્રાપ્ત કરવા માટે સદા સાધુઓનો સમાગમ કરવો જોઇએ, સાધુઓની સંગતિ કરવાથી અનંત ભવોનાં કર્મોનો નાશ થાય છે. વૈરાગ્યકારક ભજનોને અને પદોને વાંચવાથી વૈરાગ્ય પ્રગટે છે, અને અનંત ભવોનાં પાપ નાશ પામે છે. માટે ધર્મી મનુષ્યોએ અવશ્ય આ આઠમાં ભજનપદસંગ્રહમાંથી વૈરાગ્ય કારક પદો વાંચવાં અને તેનું મનન કરવું જોઇએ. વૈરાગ્ય પદ ભજનો વાંચવાથી નિવૃત્તિ માર્ગની પ્રાપ્તિ થાય છે. વૈરાગ્યકારક શબ્દ બ્રહ્મ વિના પરમ બ્રહ્મની પ્રાપ્તિ થઇ શકતી નથી. જેના હૃદયમાં વૈરાગ્ય છે તેના હૃદયની શુદ્ધતા થાય છે. વૈરાગ્યથી મોક્ષની પ્રાપ્તિ થાય છે. વૈરાગ્યથી ચારિત્રની પ્રાપ્તિ થાય છે, અને ચારિત્રથી મોક્ષની પ્રાપ્તિ થાય છે.

## વૈરાગ્યથી ચારિત્ર પ્રાપ્તિ અને તેથી મોક્ષ.

વૈરાગ્યથી ચારિત્રની પ્રાપ્તિ થાય છે. વૈરાગ્યથી મન વચન કાયાથી થતા આસ્રવોનો રોધ થાય છે વૈરાગ્ય બળથી ચારિત્ર લેવા ઇચ્છા પ્રકટે છે. પ્રભુ શ્રી મહાવીર પ્રભુના શાસનમાં વૈરાગ્યબળે સાધુઓ અને સાધ્વીઓ પ્રકટે છે. અને તેઓ પંચમહાવ્રતને અંગીકાર કરે છે. વૈરાગી, ત્યાગી સન્યાસી સંત ફકીરમાં વૈરાગ્યનું મુખ્યપણે બલ હોવું જોઇએ. વૈરાગ્ય અને ત્યાગ વિના કોઇ ધર્મની આરાધના કરી શકાતી નથી. વૈરાગ્ય ત્યાગથી ચારિત્રની સારી રીતે આરાધના કરી શકાય છે. પંચમહાવ્રત પાળવા ગામો ગામ વિહાર કરવો. બાવીશ પરિસહોને સહવા ઉપસર્ગોને સહવા ઇત્યાદિ ચારિત્ર માર્ગમાં દૃઢ રાખનાર વૈરાગ્ય છે. રોતડું ઉદાસીન મુખ કરી દેવું અને સ્વાધિકારે યોગ્ય પ્રવૃત્તિયોથી

ઉદાસી બની ભ્રષ્ટ થવુ એ ખરા વૈરાગ્યની પરિણતિ નથી. કામીના લાડકપર ચડતા છતા પણ મુખ પર ઉદાસીનતા ન રહે અને મુખપર આત્માનંદનુ તેજ જણાય તેજ વૈરાગ્યનુ લક્ષણુ છે ચારિત્રની પ્રવૃત્તિમા ખરો વૈરાગ્ય રહેલ છે જે મનુષ્યો ચારિત્રની ભ્રષ્ટ થાય છે તે ખરા વૈરાગ્યને પામ્યા નથી સત્ય વૈરાગ્યથી સત્ય ચારિત્રની પ્રાપ્તિ થાય છે મમતા, મોહ, અહંતા, કામ, ક્રોધ, લોભ, માન, માયા, ઇર્ષા, હિંસા, અસત્ય વગેરેનો નાશ કરાવી આત્મામા રમણતા રૂપ ચારિત્રની પ્રાપ્તિ થાય છે ચારિત્ર પાળીને જેઓ શાંત બન્યા છે, તેઓના સુખની આગળ ચક્રવર્તિયોનુ અને ઇન્દ્રોનુ સુખ એક બિંદુ સમાન છે ગુરૂના વૈરાગ્યમય ઉપદેશથી ચારિત્રની દીક્ષા અંગીકાર કરી શકાયછે સમ્યગ્દર્શન અને સમ્યગ્ જ્ઞાનની પ્રાપ્તિ થાય છે, તો પણ ચારિત્રની પ્રાપ્તિ વિના કેવલ જ્ઞાનની પ્રાપ્તિ તથા મોક્ષની પ્રાપ્તિ થતી નથી માટે મનુષ્યોએ દેશ વિરતિ ચારિત્ર અને સર્વ વિરતિ ચારિત્રની પ્રાપ્તિ કરવી જોઇએ સર્વ પાપકર્મોથી નિવૃત્ત થવુ તે ચારિત્ર છે આઠ કર્મના સમૂહનો જેનાથી નાશ થાય છે તેને ચારિત્ર કહે છે ચારિત્રધારક મહાત્માઓના ઉપદેશથી જેટલી અસર થાય છે તેટલી ગૃહસ્થોના ઉપદેશની અસર થતી નથી બંધાયેલો મનુષ્ય બંધાયલા મનુષ્યને છોડી શકતો નથી ચારિત્રધારક મહાત્માઓ સંસારના બંધનોથી ગૃહસ્થોને મુક્ત કરી શકે છે. ધર્મનો ઉદ્ધાર કરવાને ચારિત્રધારક ત્યાગીઓ સમર્થ બને છે ચારિત્રધારક મહાત્માઓ ચારિત્ર પાળીને મોક્ષ સુખ પ્રાપ્ત કરી શકે છે ચારિત્રધારક મુનિવરો યમનિયમ, સંયમ, તપ, જપ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિની પ્રાપ્તિ કરી શકે છે પિસ્તાલીસ આગમો પૂર્વાચાર્ય રચિત અનેક ધર્મગ્રન્થો વગેરેનુ વાચન શ્રવણ મનન કરીને ત્યાગી મુનિવરો શ્રુત ધર્મ તથા ચારિત્રધર્મને આરાધી શકે છે રાજાઓ, બાદશાહો અને શહેનશાહો પણ ચારિત્રધારક મુનિવરોના પગે પડે છે, માટે ચારિત્રનો અપૂર્વ મહિમા છે આ વિશ્વમા ચારિત્ર ગુણની તોલે કોઈ ગુણ આવી શકતો નથી જેણે કંચન કામિનીનો ત્યાગ કર્યો છે, એવા મુનિવરોના સમાન કોઇ નિસ્પૃહ હોતુ નથી નિસ્પૃહ ત્યાગી મુનિવરો રજોગુણ અને તમોગુણનો નાશ કરી શકે છે, અને સત્વગુણી આહારવિહાર પૂર્વક સમ્યગ્દર્શન ચારિત્રની આરાધના કરી શકે છે ચારિત્રવાનો અનેક પ્રકારના તપો કરે છે, અને તેથી દ્રવ્યકર્મ તથા ભાવ કર્મને તપાવીને ખેરવી નાખે છે પંચમહાવ્રત ધારણ કરનાર મુનિવર યોગીયો સંસારિક સુખોનો ત્યાગ કરે છે શાતા વેદનીય કે જેને વેદાન્તીઓ આનંદરૂપ બોધ કહે છે તેનો ત્યાગ કરે છે તેમા મુંઝાતા નથી તેમજ અશાતાવેદનિયથી

થતાં દુઃખોપરસમભાવ ધારણ કરે છેઃ—લાભાલાભે સુખે દુઃખે, જીવિતે મરણે તથા, સ્તુતિ નિન્દાવિધાનેચ, સાધવઃ સમચેતસઃ ચારિત્રધારકોની ઉપયુક્ત શ્લોકમાં કહ્યા પ્રમાણે દશા હોય છે. ચારિત્રધારક મુનિવરો સમભાવે વર્તે છે અને કર્મયોગી બની સ્વાધિકારે કર્તવ્ય ધર્મે કાર્યોને કરે છે, પથ્થરમાં અને સુવર્ણમાં સમાન-ભાવ ધારે છે, શુભાશુભ પરિણતિને વારી ઉપશમભાવ, ક્ષયોપશમ અને ક્ષાયિક ભાવને પ્રાપ્ત કરી શકે છે. મોહનીય કર્મની અઠ્ઠાવીશ પ્રકૃતિઓનો ક્ષય કરીને ક્ષાયિક સમ્કત્વને તથા ક્ષાયિક ચારિત્રને પ્રાપ્ત કરે છે. ચાર ઘાતી-કર્મનો ક્ષય કરીને કેવળજ્ઞાન પ્રાપ્ત કરીને મુક્તિ પદને પ્રાપ્ત કરે છે. ભાવ ચારિત્રની પ્રાપ્તિ વિના કોઇનો મુક્તિ થઇ નથી, થતી નથી. અને ભવિષ્યમાં થશે નહીં એવું જાણીને મુમુક્ષુઓ ચારિત્રને અંગીકાર કરે છે, નવકલ્પિ વિહાર કરે છે. સર્વ પ્રકારની અશુભેચ્છાઓનો પ્રથમ ત્યાગ કરે છે. પશ્ચાત્ આત્મ-જ્ઞાનની પરિપકવ દશા થતાં શુભેચ્છાઓનો પણ ત્યાગ કરે છે. આવી ચારિત્ર દશાને પ્રાપ્ત કરવા માટે મનુષ્યેએ તેના અધિકારી બનવું જોઇએ, ચારિત્ર નિવૃત્તિ, તપ, સંયમ વિગેરેનો ચારિત્રમાં સમાવેશ થાય છે. પ્રત્યાહાર, ધારણા ધ્યાન, સમાધિનો ચારિત્રમાં સમાવેશ થાય છે. દેશવિરતિ ચારિત્ર અને સર્વ વિરતિ ચરિત્ર સંબંધી દ્રવ્યથી તથા ભાવથી શાસ્ત્રોમાં, આગમોમાં તેનું વિસ્તારથી વિવેચન કરવામાં આવ્યું છે. ભજનપદ સંગ્રહના આઠે ભાગોમાં ચારિત્ર તપ, સંયમ સંબંધી અનેક પદો ભજનો રચવામાં આવ્યા છે. તેઓના વાંચનથી વાચકોને ચારિત્ર માર્ગ પ્રાપ્ત કરવાની ઇચ્છા પ્રકટ થાય છે, ચારિત્રપ્રતિ-પાદક ઉદ્‌ગારમય ભજનોનું, પદોનું વાંચન મનન સ્મરણ અને નિદિધ્યાસન કરવાથી આત્માના શુદ્ધ ચારિત્ર ગુણનું જ્ઞાન થાય છે, તથા વ્યવહાર પૂર્વક નિશ્ચય ચારિત્રનું જ્ઞાન થાય છે. સદ્‌ગુરૂ શ્રી રવિસાગરજી મહારાજના ચારિત્રમય શબ્દોથી તથા સદ્‌ગુરૂ શ્રી સુખસાગરજી મહારાજના ચારિત્રમય શબ્દોથી અમને ચારિત્ર માર્ગની રૂચિ થઈ અને તેથી ચારિત્રે અંગીકાર કરાયું. ભજન સંગ્રહના ભાગોમાં ચારિત્રસંયમકારક અનેક પદોમાંથી ચારિત્રનો સાર પ્રાપ્ત કરી શકાય છે. અને તેથી દ્રવ્ય તપ તથા ભાવતપને પ્રાપ્ત કરીને મોક્ષ પ્રાપ્ત કરી શકાય છે, વૈરાગ્યથી શુદ્ધપ્રેમથી ચારિત્રની પ્રાપ્તિ થાય છે પરંતુ તે પૂર્વે ગુરૂ વિનય, નીતિ, ધર્મ વિગેરે ગુણો પ્રાપ્ત કરવાની જરૂર છે. માર્ગા-નુસારીના ગુણો પ્રાપ્ત કર્યાથી જૈન ધર્મની પ્રાપ્તિ થાય છે. જેઓ સંસાર વ્યવહારમાં દયા, સત્ય, પ્રેમ, મિત્રતા, વિવેક, વિનય ગુરૂજન સેવા આદિગુણો પ્રાપ્ત કરી શકતા નથી તેઓ વીતરાગ ધર્મની પ્રાપ્તિ કરી શકતા નથી, આ

સર્વ ગુણોની પ્રાપ્તિનુ કારણ શ્રદ્ધા છે, જેનામાં શ્રદ્ધા નથી તેનામા અનેક ગુણો પ્રગટતા નથી

## શ્રદ્ધા.

શ્રદ્ધા વિનાનુ જીવન શૂન્ય છે પરમાત્મા વીતરાગ દેવની શ્રદ્ધા અને ગુરૂની શ્રદ્ધા તથા અનેક પ્રકારના શુભ સત્ય ધર્મની શ્રદ્ધા વિના મનોવૃત્તિયોની સ્થિરતા થતી નથી અમારા સમાગમમા અનેક મનુષ્યો આવ્યા છે તેઓની દેવ ગુરૂની શ્રદ્ધાની પરીક્ષા કરવાનો ઘણીવાર પ્રસગ પ્રાપ્ત થયેલો છે કેટલાક મનુષ્યો તો બાહ્ય પદાર્થોની પ્રાપ્તિ થાય એ હેતુથી દેવ ગુરૂની શ્રદ્ધા ધારણ કરનારા દેખાયા હતા, પશ્ચાત્ તેઓને ઇષ્ટ લાભની પ્રાપ્તિ ન થતા દેવ ગુરૂને હબક કહેનારા જણાયા હતા કેટલાક તો ઓપે દેવગુરૂની શ્રદ્ધાને ધારે છે, પરતુ પ્રસગ પડે દેવગુરૂથી અળગા થાય છે કેટલાક બહુલ મનુષ્યોની દેખાદેખીએ અને તેઓની પ્રવૃત્તિ પ્રમાણે દેવગુરૂની શ્રદ્ધા ધારણ કરે છે અને પશ્ચાત્ ફરી જાય છે પોતાની મનોવૃત્તિની સ્વચ્છદતાએ ગુરૂને માનનારા અને પશ્ચાત્ મનોવૃત્તિ ફરતા ગુરૂની નિન્દા કરીને મૂળમાથી ઉખેડી નાખનારા અને પચ્ચીશ પચ્ચાશ સ્થાને શ્રદ્ધાને બેસાડીને પુન ઉખાડનારા અપ્રમાણિક અનેક મનુષ્યો દેખવામા આવ્યા છે પોતાની ઇચ્છા પ્રમાણે ગુરૂ ન ચાલે તો તુર્ત ગુરૂપરથી શ્રદ્ધા પ્રેમ ઉપાડીને વારવાર જ્યાં ત્યા બદલનારા અને ગુરૂનો તથા સાધુનો તફાવત નહિ સમજનારા અનેક મનુષ્યો દેખવામા આવ્યા છે ગુરૂની શ્રદ્ધા ધારણ કરીને ગુરૂના માટે શીર્ષ આપવાનુ કહેનારા એવા પશ્ચાત્ ગુરૂ શ્રદ્ધાથી ભ્રષ્ટ થઈ ગુરૂનુ શીર્ષ લેવાની પ્રવૃત્તિ કરનારાઓ પણ અનેક મનુષ્યો હોય છે મનોવૃત્તિ જેની વારવાર ફરે છે અને તેથી જેની ગુરૂશ્રદ્ધા પણ વાર વાર ફરે છે અને તેથી જે બહુરૂપી જેવો પાઠ ભજવે છે એવા અનેક મનુષ્યોનો અનુભવ થયો છે, તેથી પોતાના સબધમા આવનાર અનેક શ્રાવકોને ઉદ્દેશીને–શિષ્યોને ઉદ્દેશી–સાધુ શિષ્યોને ઉદ્દેશી–ભક્તોને ઉદ્દેશી તથા આધ્યાત્મિક દૃષ્ટિએ આત્માગુરૂએ મનરૂપ શિષ્યને ઉદ્દેશી અનેક કવ્વાલિયો ભજનો, પદો, બનાવવામા આવ્યા છે ગુરૂપર શિષ્યનો કેવો પ્રેમ હોવો જોઇએ તેનુ અનેક કવ્વાલિયોમા વર્ણન કરવામા આવ્યુ છે ગુરૂ શિષ્યનો સબધ કેવા પ્રકારનો હોવો જોઇએ ? ગુરૂ અને શ્રાવક ભક્તનો સબધ કેવા પ્રકારનો હોવો જોઇએ તેનો આમા । સ સબધમા આવેલાઓના અનુભવબળે હૃદયોદ્ગારથી કેટલીક કવ્વાલિયો રચાઇ છે તેમાંથી વાચકજનો સવળી દૃષ્ટિથી સાર ગ્રહણ કરશે બિલકુલ જેઓ નિસ્સાર હોય તેવા મનુષ્યો દેવગુ-

ગળ ગુરૂઓના દોષો કાઢયા કરે છે અને પોતે તો નિર્દોષ મહાજન ગણાવાને ડોળ ધારણ કરે છે કેટલાક ભકત શિષ્યો હરાયા ઢોરની પેઠે જયા ત્યા ભટકયા કરે છે અને ગુરૂની આજ્ઞા પ્રમાણે આત્મોન્નતિ કરવા પ્રયત્ન કરી શકતા નથી કેટલાક ભકતો શિષ્યો પણ ધૂર્તોના ભરમાવ્યાથી સદ્ગુરૂ પર વહેમાઇને દુર્જનોની જાળમા સપડાઇને સદ્ગુરૂથી ભ્રષ્ટ થાય છે કેટલાક તો ગુરૂઓને અને સાધુઓને ભિન્ન ભિન્ન નહિ જાણીને સર્વત્ર એક સરખી ભાવના રાખવા જતા પ્રેમ અને શ્રધ્ધાથી ઉલટા સર્વથી ભ્રષ્ટ થાય છે અને પશ્ચાત્ સાધુ વર્ગના પ્રતિપક્ષી નિન્દક બને છે કેટલાક પોતાની અક્કલ પ્રમાણે નથી ચાલતા અને ગુરૂના બોધ પ્રમાણે પણ નથી ચાલતા પરંતુ જયા જાય છે ત્યા તેવા બની જાય છે, અને તેથી શ્રધ્ધા પ્રેમને ખીલવ્યા વિના સ્વાધિકાર કર્તવ્ય કર્મોથી પણ ભ્રષ્ટ થાય છે વેશ્યાના ખાટની પેઠે વારવાર સમજ્યા વિના સ્વાર્થ દ્રષ્ટિએ ગુરૂઓને બદલનારાઓ વસ્તુત ગુરૂશ્રધ્ધાથી અને ગુરૂપ્રેમથી ભ્રષ્ટ હોય છે તેઓ દેવ ગુરૂ ધર્મની ભકિત વિના અનેક ગુણોની પ્રાપ્તિથી ભ્રષ્ટ થાય છે

ગુરૂઓના પર આત્મભાવથી શુધ્ધ પ્રેમ ધારણ કરવાથી શિષ્યો વા ભકતો પરમાત્મ પદને પામે છે બાહ્ય પદાર્થો, શરીર પ્રાણ કરતા પણ જ્યારે શ્રી સદ્ગુરૂ દેવ પર અનંત ગુણ પ્રેમ પ્રગટે છે અને તે એક સરખો રહે છે, ત્યારે શિષ્યોના ભકતોના આત્માની શુધ્ધિ થાય છે સ્વાર્થ શ્રધ્ધા, ઉપચાર શ્રધ્ધા, કૃત શ્રધ્ધા વગેરેનો ત્યાગ કરીને શુધ્ધાત્મ શ્રધ્ધાથી ગુરૂના પર પ્રેમ ધારણ કરવો જોઇએ શરીર અને મનની શુભાશુભ ચેષ્ટાઓથી દૂર એવા ગુરૂના આત્માનો નિશ્ચય કરીને ગુરૂશ્રધ્ધા ધારણ કરવી જોઇએ મનની પ્રવૃત્તિથી ગુરૂશ્રધ્ધા ધારણ કરેલી સ્થિર રહેતી નથી મનની ક્ષણિકતા છે તેથી મનથી શ્રધ્ધા ધારણ કરવા આવે અને ગુરૂનુ મન દેખી શ્રધ્ધા ધારણ કરવામા આવે તો પરસ્પર બન્નેના મનની ચચલતાથી શિષ્યનો અને ગુરૂનો પરસ્પરનો ચચળ ક્ષણિક મેળ થઇ જાય. અતએવ પરસ્પર બન્નેમા આત્મભાવે શ્રધ્ધા ધારણ કરીને મેળ કરવો જોઇએ ગુરૂની આજ્ઞા પ્રમાણે વર્તવામા જે શિષ્ય અશ્રધ્ધાળુ છે તે ગુરૂનો શિષ્ય થઇ શકતો નથી જેને ગુરૂના વચન પર વિશ્વાસ નથી તે ગુરૂનો શિષ્ય બની શકતો નથી ગુરૂના સાકાર સ્વરૂપમા અને નિરાકાર સ્વરૂપમા જેને પૂર્ણ શ્રધ્ધા છે તે ગુરૂનો શિષ્ય બની શકે છે બાહ્ય વિપરીત સયોગ પામીને કેટલાકોની શ્રધ્ધા ટળી જાય છે અને પુન ગુરૂનો સમાગમ થતા શ્રધ્ધા તાજી થાય છે પરતુ એવી શ્રધ્ધા તે બાલશ્રધ્ધા ગણાય છે એવી શ્રધ્ધાથી શિષ્યનુ વા ભકતનુ કલ્યાણ થતુ નથી અને ઉલટુ બન્નેના આત્માની હાનિ થાય છે. ધર્મ

માર્ગમાં પ્રવૃત્તિ કરતાં એક ક્ષણ માત્ર પણ ગુરૂશ્રધ્ધા વિના, દેવશ્રધ્ધા વિના, ધર્મશ્રધ્ધા વિના અને આગમશ્રધ્ધા વિના ચાલી શકે તેમ નથી. ધર્મરૂપ પ્રાસાદનો શ્રધ્ધારૂપ પાયો છે તેથી તેના નાશની સાથે ધર્મપ્રાસાદનો ભંગ થયા વિના રહેતો નથી. ગુરૂદેવની શ્રધ્ધાથી આત્માપર મેસમેરીઝમ અને હિપનોટિઝમ જેવી અસર થાય છે અને તેથી શિષ્યના ભક્તના આત્માની શુધ્ધિ જલદી થાય છે, માટે ગુરૂશ્રધ્ધારૂપી પાયો મજબુત સ્થિર કર્યા વિના ધર્મપ્રાસાદ ચણી શકાતો નથી. ધર્મપ્રાસાદની મજબુતી માટે દેવગુરૂધર્મની પૂર્ણ શ્રધ્ધા ધારણ કરવી જોઇએ. જેઓ મન વાણી અને કાયાથી ભિન્ન ગુરૂના આત્માનો અનુભવ કરવા શક્તિમાન્ થયા નથી તેઓની એક સરખી આત્માની શ્રદ્ધા ટકતી નથી. ગુરૂ વિના જ્ઞાન નથી. ગુરૂ વિના અનુભવ શિક્ષણ મળતું નથી, માટે ગુરૂ વિના ક્ષણ માત્ર ચાલી શકે તેમ નથી. શ્રી સદ્‌ગુરૂની શ્રધ્ધામાં પ્રેમનો અંતર્ભાવ થાય છે. ગુરૂના નામને અને તેમની આકૃતિને ફક્ત ગુરૂ માનવાથી તેમની બાહ્ય પ્રવૃત્તિઓમાં જો રાગ દ્રષ્ટિ હોય છે તો ગુણ દેખવામાં આવે છે અને જો પ્રતિકૂલ દ્રષ્ટિ થાય છે તો અવગુણ દેખાય છે. ગુરૂ પર રાગ હોય છે તો ગુરૂનું મન સારૂં દેખવામાં આવે છે અને પ્રતિકૂલ દ્રષ્ટિ હોય છે તો ગુરૂનું મન ખરાબ દેખવામાં આવે છે અને તેથી વારંવાર ગુરૂ પર શુભાશુભ ભાવનો વિચાર કરવામાં આવે છે અને તેથી પોતાના કરતાં શિષ્યને અને ભક્તને ગુરૂમાં કંઇ વિશેષ જણાતું નથી. આવી દશામાં શિષ્યોનું-ભક્તોનું ગુરૂ કલ્યાણ કરવા સમર્થ થતા નથી. બાહ્ય દ્રષ્ટિથી ગુરૂ પર ધારણ કરેલી શ્રદ્ધા સદા સ્થિર રહેતી નથી. ગાડરીયા પ્રવાહની રીતિએ--કુલપ્રવાહની રીતિએ ગુરૂને માનવા કરતાં ગુરૂના આત્માની શુદ્ધતાથી ગુરૂને માનવામાં શ્રદ્ધાની અપૂર્વતા અનુભવાય છે અને તેથી આત્માનંદની પ્રાપ્તિ થાય છે. મન, વાણી અને કાયાનું ગુરૂને અર્પણ કર્યા વિના ગુરૂની શ્રદ્ધા એ શ્રદ્ધા તરીકે ગણાતી નથી. જે લોકો રાગ દ્વેષ ન કરવો એવું માનીને પ્રથમથી ગુરૂના પરથી રાગ તજે છે અને કુટુંબીઓ પર તો પૂર્ણ રાગ ધારણ કરે છે તેવા મનુષ્યો ગુરૂની શ્રદ્ધામાં કાંઇ સમજતા નથી એમ કહીએ તો તેમાં કાંઇ અતિશયોક્તિ નથી. ગુરૂની શ્રદ્ધા વિના ગુરૂના ઉપદેશની શ્રદ્ધા થતી નથી તો પછી ગુરૂની આજ્ઞા પ્રમાણે વર્તવાનું તો ક્યાંથી હોઇ શકે ! માટે ગુરૂના વિચારોમાં અને આચારોમાં પૂર્ણ શ્રદ્ધા ધારણ કરવાની જરૂર છે. આગમોના આધારે એકાંતે ગુરૂની પરીક્ષા કરીને ગુરૂ કરવા પ્રયત્ન કરવામાં આવે તો તેમાં પૂર્ણ સફળતા મળતી નથી. કારણ કે આગમોમાં અનેક પ્રકારની ગુરૂના આચારોની પ્રવૃત્તિઓ કહી છે તે ભિન્ન ભિન્ન દ્રવ્યક્ષેત્રકાલ ભાવથી છે માટે એકાંતે

તત્ત્વમાં પણ ખામી આવી છે. ભારતવર્ષમાં અપ્રમત્ત યોગી ગુરૂઓ પ્રકટવાની ઘણી જરૂર છે. અપ્રમત્ત યોગી આત્મજ્ઞાની ગુરૂઓ પ્રગટયા વિના ભારતીય લોકોની ચડતી થવાની નથી. આત્મજ્ઞાનથી લોકોમાં પ્રસરેલા બાહ્ય ક્રિયાકાંડ ભેદોને ટાળી લોકોની દ્રષ્ટિઓને સુધારનાર ગુરૂઓની ઘણી ખામી પડી છે અને ગુરૂની શ્રદ્ધામાં ભારતવાસીઓ ચંચલ મનના થઈ ગયા છે. સર્વ લોકોને ગુરૂની એક સરખી શ્રદ્ધા હોતી નથી. પરંતુ કહેવાનું એટલું છે કે આત્માની શુદ્ધિના માટે જેણે જે ગુરૂ માન્યા હોય તેના ભક્તોએ વા શિષ્યોએ પૂર્ણ શ્રદ્ધાથી ગુરૂ પ્રતિ વર્તવું જોઇએ. જેટલી શ્રદ્ધામાં ખામી છે તેટલી આત્મસુધારણામાં શિષ્યોને-ભક્તોને ખામી રહે છે. એક શ્રદ્ધા હોય છે તો તેથી અનેક ગુણો પ્રકટયા વિના રહેતા નથી. મેઘની વૃષ્ટિની સાથે ઉન્હાળાના તાપથી તપેલી પૃથ્વીમાં ઘાસ વનસ્પતિ ઉગી નીકળે છે અને મેઘની વૃષ્ટિના અભાવે તે સુકાઇ જાય છે. તેની પેઠે ગુરૂશ્રદ્ધાની સાથે અનેક ગુણો પ્રગટવા માંડે છે અને ગુરૂશ્રદ્ધાની ઢીલાશની સાથે વા તેના નાશની સાથે આત્મગુણો પ્રગટયા હોય છે તે પણ ટળવા માંડે છે અને આત્મગુણોનો નાશ થાય છે. પ્રતિજ્ઞા, પ્રામાણ્ય, આત્મવિશ્વાસ વગેરેનો નાશ થાય છે તેથી આત્મબળમાં તથા વ્યવહાર સ્થિરતામાં પણ ન્યૂનતા આવે છે. માટે સદ્ગુરૂ શ્રદ્ધારૂપ મેઘવૃષ્ટિનો નાશ ન કરવો જોઇએ. શ્રદ્ધારૂપ પૃથ્વી વિના સર્વ ગુણોરૂપ આધેયો કયાંય ટકી શકતા નથી. આધાર વિના આધેય નથી તેમ ગુરૂશ્રદ્ધા વિના હૃદયમાં ધર્મ પ્રકટતો નથી જે ભક્તો શિષ્યો બનીને ગુરૂથી ભેદ રાખે છે તે ભેદને પામે છે, પરંતુ ધર્મને પ્રાપ્ત કરી શકતા નથી. જેઓ ગુરૂથી પોતાનું હૃદય છાનું રાખે છે, પોતાના હૃદયને ગુરૂની આગળ પૂર્ણ ખુલ્લું કરતા નથી તે ગુરૂનું હૃદય પ્રાપ્ત કરી શકતા નથી. જેઓ ભક્તો વા શિષ્યો બનીને ગુરૂથી અભેદરૂપે પરિણમતા નથી તેઓ ગુરૂનું હૃદય લેઇ શકતા નથી. જેઓ ગુરૂ કરતાં બાહ્ય લક્ષ્મી, સત્તા, કીર્ત્તિ, લોકનાયકો વગેરેને વિશેષ મહત્ત્વના ગણે છે, તે ગુરૂ શું ચીજ છે તે સમજવાને પણ અધિકારી બન્યા નથી. જેઓ અન્ય લોકોના કહેવાના અનુસારે ગુરૂ કરે છે અને ત્યજે છે તેઓ હૃદયના શૂન્ય અને કાન વિનાના સમજવા. ગુરૂની પાસે ઘણું વસી ગુરૂના જ્ઞાનનો અનુભવ જેઓ કરે છે, તેઓ ઉત્તમ શ્રદ્ધાળુ જાણવા, ગુરૂમાં નામવાસના, કીર્ત્તિવાસના વગેરે વાસનાઓનો લય કરીને ગુરૂમાં સર્વ શ્રેયરૂપ પોતાના આત્માને દેખે છે તેવા ભક્તો-શિષ્યો, શ્રદ્ધાના પગથીએ પગ મુકી શકે છે. ઉપર પ્રમાણે ગુરૂશ્રદ્ધા સંબંધી કહેવામાં આવ્યું ગુરૂભક્ત શિષ્ય બનવાને માટે નીતિ ગુણોની પ્રાપ્તિની જરૂર છે. નીતિના ગુણો પ્રાપ્ત કર્યા વિના ગુરૂના

વધારવા ધારે છે તે કદાપિ પ્રભુનો ભક્ત બની શકતો નથી, તેમજ તેઓ કહે છે કે પશુઓનો અને પંખીઓનો હોમ કરવાથી પરમાત્મા ખુશ થતા નથી અને દેવલોકની પ્રાપ્તિ થતી નથી. શ્રી મહાવીર પ્રભુ કહે છે કે માર્ગાનુસારીના પાંત્રીશ ગુણો યાને નીતિના ગુણો પ્રાપ્ત કર્યાં વિના કોઇ મનુષ્ય મારો ધર્મ પાળવાને લાયક બની શકતો નથી. અનીતિ દુર્ગુણો ધારણ કરનારા મનુષ્યોને શુદ્ધો આવ્યા વિના જે પ્રભુ તારે છે એમ જે પ્રભુ કહે છે તે પ્રભુને કરોડો ગાઉથી નમસ્કાર હો. અધર્મનો નાશ કરવાને માટે અને ધર્મની રક્ષા કરવાને માટે શ્રી તીર્થંકરોનો--પરમાત્માઓનો અવતાર થાય છે. તેઓ પ્રથમ નીતિના ગુણોનું શિક્ષણ આપે છે, પશ્ચાત્ આત્માની શુદ્ધતાનો ઉપદેશ આપી આત્માના સ્યાદ્વાદ ધર્મને પ્રાપ્ત કરવા માટે મનુષ્યોને ઉપદેશ આપે છે. જે નીતિમાન્ નથી, જે પ્રતિજ્ઞાપાલક નથી, જે વિશ્વાસઘાતી છે, જે સ્તેય કર્મ કરે છે, તે ચારિત્રધર્મી બનવાને લાયક બન્યો નથી. અવિરતિપણું ત્યાગ કરવાની જેને ખાસ કાળજી છે તેજ સમ્યક્ત્વી બની શકે છે. મનુષ્યોને પરસ્પર સમાન હક્ક છે છતાં એક પ્રજા બીજી પ્રજાને ગુલામ બનાવે અને પોતાને ધર્મિ માને એ કોઇ રીતે નીતિમાન ગણી શકાય નહીં, તો તે પ્રજા તો ધર્મી ગણાયજ ક્યાંથી. માટે મનુષ્યોએ નીતિ પર ખાસ લક્ષ દેવું જોઇએ. જે જે સત્ય નીતિના ગ્રંથો છે તેને અનુસરીને વર્તવું જોઇએ. જેનામાં નીતિ નથી તે ગમે તેમ પ્રભુને ભજે અને અન્યોના ગળાં કાપે તેથી કદિ પરમાત્માને પ્રાપ્ત કરી શકતો નથી. યુરોપમાં હાલ મહાયુદ્ધ પ્રવર્તે છે, તેનું મૂલ અનીતિ છે. રાજાઓને મારી નાંખવા, અન્યોનું રાજ્ય પડાઇ લેવું, પ્રજાઓનો નાશ કરવો, અન્ય રાજ્યોની પાયમાલી કરવી તેનું નામ નીતિ ગણાય નહીં. અન્ય પ્રજાઓનો નાશ કરવો વા તેઓનું સર્વ ખાઇ જવું એવા પ્રકારની નીતિઓ બાંધવી, રાજદ્રોહ કરવો પ્રામાણ્ય દ્રોહ કરવો, મનુષ્યોનું સ્વાતંત્ર્ય લુંટી લેવું ઇત્યાદિને નીતિ કહી શકાય નહીં. નીતિના સદ્ગુણો વિના ગમે તે પ્રભુની યા ગુરૂની પાસે જાઓ પણ તેથી મુક્તિ થવાની નથી. રજોગુણી તમોગુણી મનુષ્યો નીતિના ધર્મથી ભ્રષ્ટ થાય છે, અને અનીતિને સેવી દુર્ગતિમાં પ્રવેશ કરે છે. પ્રભુથી પ્રેમ કરનારાને જો પ્રભુ અનીતિ છતાં ફક્ત પોતાના પ્રેમને લીધે તારે તો એવા પક્ષપાતી ઇશ્વરના જેવો અન્યાયી દુનિયામાં અન્ય કરે નહી. ગુરૂ શ્રદ્ધા ધારણ કરીને તેમના ઉપદેશમાં પ્રભુત્વ અવલોકી પ્રથમ નીતિના માર્ગે વહવું જોઇએ, નીતિના ગુણો નીચે પ્રમાણે છે. સત્ય બોલવું, દયા પાળવી, પોતાની સત્તાથી અન્ય મનુષ્યોનું રક્ષણ કરવું, કોઇને છેતરવાની પ્રવૃત્તિનો ત્યાગ, પ્રતિજ્ઞા પ્રમાણે વર્તવું. કોઇનો વિશ્વાસઘાત

ન કરવો, ઉપકાર પર અપકાર ન કરવો, કોઇનું બુરૂં ન ચિંતવવું, સંતોને સંતાપવા નહીં. પક્ષપાત ન કરવો, દોષ દ્રષ્ટિનો ત્યાગ કરવો, કુડાં તોલ માપા ન રાખવાં, બેઇમાની ન થવું, રાજ્ય વિરૂદ્ધ ન વર્તવું, લોક વિરૂદ્ધ ત્યાગ, ગરીબોના આશીર્વાદ લેવા, પશુઓ, પંખીઓ અને જલચરોની દયા કરવી, અન્ય ધર્મ પાળનારાઓને કત્લ કરવા નહીં વા તેઓના પ્રતિ અનીતિથી ન વર્તવું માત પિતાની આજ્ઞા પ્રમાણે વર્તવું, ગુરૂની આજ્ઞા પ્રમાણે વર્તવું, રાજ્ય દંડ થાય એવું અનીતિકારક કાર્ય ન કરવું, કોઇના દેવગુરૂના અવર્ણવાદ ન બોલવા કોઇના પર આળ ન દેવું, કોઇની હાસી-મશ્કરી ન કરવી ચાડી ચુગલી કરવી નહીં, લાંચ ન લેવી, કોઇના પર મિથ્યારોપ ન મૂકવો, વ્યભિચાર કર્મનો ત્યાગ, સ્તેય કર્મનો ત્યાગ, જુઠી સાક્ષીનો ત્યાગ, જૂઠા દસ્તાવેજો લખવાનો ત્યાગ, કૃતઘ્ની ન થવું, ઇત્યાદિ અસંખ્ય નીતિના ગુણો છે, તેઓને અંગીકાર કરવા જોઇએ રાગ દ્વેષના પક્ષમા પડયા વિના જો ઉપર લખેલાનો વિચાર કરવામા આવશે તો નીતિ ધર્મની મહત્તાનો ખ્યાલ આવશે મનુષ્યોનો સ્વભાવ છે કે તેઓ કોઇ પણ ધર્મી તરીકે પોતાનું નામ ધરાવે છે, પરંતુ નીતિ ધર્મના પગથીએ પણ જેઓ ન ચઢયા હોય તેઓ પરમાત્માની પ્રાપ્તિ તો કયાંથી કરી શકે વારૂ ? આત્માની શુદ્ધતા કરવા માટે ઉપર પ્રમાણે કારણો જણાવ્યાં તેમાં પ્રથમ નીતિ ગુણોની જરૂર છે. અમોએ કવ્વાલિઓમાં, ભજનોમા, પદોમાં નીતિ ગુણો સંબંધી ઘણું વિવેચન કર્યું છે, માટે નીતિ ગુણોને દરેક ધર્મવાળા મનુષ્યો સ્વીકારશે તો તેઓ દુનિયાને સ્વર્ગ સમાન કરવામાં સાહાયી બની શકશે રાજ્ય વ્યવહારમાં, વ્યાપાર વ્યવહારમાં, કેળવણી વ્યવહારમાં, ક્ષાત્ર કર્મ વ્યવહારમા અને સમાજસેવા વ્યવહારમાં નીતિ વિના પગલે પગલે અશાંતિ, દુઃખ, ચિંતા, અને મારામારીનો પ્રસંગ પ્રાપ્ત થાય છે ધર્મ રાજ્યવ્યવહારમાં પણ નીતિ વિના ઉલટી ધર્મ કરતા અધર્મની વૃદ્ધિ થાય છે ગુરૂ શિષ્યના સંબંધમાં પણ નીતિના ગુણો વિના કલેશ, ખટપટ, ખેદ, દુઃખરૂપ ફળની પ્રાપ્તિ થાય છે અનીતિના માર્ગે ચાલીને ઉન્નતિની આશા રાખનારાઓ અંતે ઠગાય છે અનીતિના બળથી સિદ્ધરાજની પાછળ રાજ્યમા અંધારૂં થયું, રાવણે અનીતિ કરીને સીતાને રાખી તેથી તેની તથા લંકાની પાયમાલી થઇ. દુર્યોધને અનીતિ કરી તેથી મહાભારત યુદ્ધનો આરંભ થયો અને તેથી ભારતની પડતીનો પ્રારંભ થયો કેટલાક મુસલમાન બાદશાહોએ અનીતિનાં પગલાં ભર્યાં તેથી મુસલમાનોના હાથમાં દિલ્લીનું રાજ્ય ન

રહ્યું, એમ ઇતિહાસથી સિદ્ધ થાય છે. ચોહાણોએ રાજ્ય નીતિ ધર્મનો ત્યાગ કરવા માંડયો, ત્યારે દિલ્લીના રાજ્યથી ભ્રષ્ટ થયા. શિવાજી પછીથી થનારા મરાઠાઓએ અનીતિ આચરવા માંડી ત્યારથી પેશવાની પડતીનો અને મરાઠી રાજ્યની પડતીનો પ્રારંભ થયો. પૂર્વે ઇરાનના બાદશાહોમાં અનીતિએ પ્રવેશ કર્યો, ત્યારથી તેઓની પડતી થઇ. ઇજીપ્તના રાજાઓમાં અનીતિએ પ્રવેશ કર્યો ત્યારથી તેઓની પડતી થઇ. બ્રાહ્મણોએ ઢેઢ ભંગીઆ વર્ણપર ઘણી તિરસ્કાર પૂર્વક અનીતિ આચરવા માંડી તેથી તેઓ હવે નીચ વર્ણના શાપથી કેટલાક અધોદશામાં આવવા લાગ્યા. બૌદ્ધોના સાધુઓમાં અનીતિએ પ્રવેશ કર્યો ત્યારથી મુખ્ય કારણે હિંદુસ્થાનમાંથી જવું પડયું. શંકરાચાર્યના સન્યાસીઓમાં અનીતિ પેઠી તેથી રામાનુજાચાર્ય અને વલ્લભાચાર્ય વગેરેના પંથો પ્રગટયા. ગૃહસ્થ જૈનોએ વ્યાપાર વગેરેમાં જ્યારથી અનીતિ સેવવા માંડી ત્યારથી તેઓની પડતી થવા લાગી. બેલ્જીયમે આફ્રિકાના કંગાલો પર જુલ્મ ગુજાર્યો તેનું ફલ તેને ભોગવવું પડયું. જેવું શુભ વા અશુભ કર્મ કરવામાં આવે છે તેનું ફળ તેવું મળે છે એવો ઇશ્વરી કાયદો છે, તે કોઇનો ટાળ્યો ટળતો નથી. અનીતિ આચરનારા યાદવોનો પણ પરસ્પરના યુદ્ધથી નાશ થયો, માટે અનીતિનો ત્યાગ કરીને નીતિ પાળવાની જરૂર સ્વીકારવી જોઇએ.

નીતિના અનેક પ્રકાર છે. આર્યદેશનીતિ, અનાર્યદેશનીતિ, ચોથા આરાનીતિ, પાંચમાઆરાની કલિયુગની નીતિ, બ્રાહ્મણધર્મ નીતિ, ક્ષત્રિયધર્મનીતિ, વૈશ્યધર્મનીતિ, ક્ષુદ્રધર્મનીતિ, મ્લેચ્છ નીતિ, પ્રજાસત્તાકરાજ્યનીતિ, રાજાપ્રજાસત્તાકરાજ્યનીતિ, પ્રજાસત્તાકનીતિ, વ્યાપારનીતિ, પ્રાચીનનીતિ, અર્વાચીનનીતિ, ચાણાકયનીતિ, મનુનીતિ, શુક્રનીતિ, વૈદિકધર્મનીતિ, કુરાનધર્મનીતિ, બૌધધર્મનીતિ, યાહુદિધર્મનીતિ, જૈનાર્યનીતિ, જરથોસ્તધર્મનીતિ લૌકિકનીતિ લોકોતરનીતિ પુણ્યનીતિ, પાપનીતિ, ન્યાયનીતિ અનીતિ, શુભનીતિ, અશુભનીતિ રાજ્યતંત્રનીતિ, ધર્મરાજ્યતંત્રનીતિ, જ્ઞાનીનીતિ, અજ્ઞાનીનીતિ, દેશભેદનીતિ, કાલભેદનીતિ, ઔત્સર્ગિકનીતિ, અપવાદિકનીતિ, ગૃહસ્થધર્મનીતિ, ત્યાગીધર્મનીતિ, સ્વજાતિનીતિ, પરજાતિનીતિ, કપટનીતિ, આર્યનીતિ, વ્યાવહારિકનીતિ, નૈશ્ચયિકનીતિ, સદ્ભૂતનીતિ, ઔપચારિકનીતિ, હાનિકરનીતિ, સુખકરનીતિ, ઉચિતનીતિ, અનુચિતનીતિ, આપ્તનીતિ, અનાપ્તકથિતનીતિ, આપત્તિકાલનીતિ, વ્યકિતનીતિ, સમષ્ટિનીતિ, ધર્મ્યનીતિ અધર્મ્યનીતિ, યુદ્ધનીતિ, સેવાધર્મનીતિ, સ્વામિનીતિ, સેવકનીતિ, સાધુધર્મરક્ષક નીતિ, મહાજનનીતિ, ઔપચારકનીતિ, સામદામ દંડભેદનીતિ, આવશ્યકનીતિ, દેશનીતિ, ભાષાનીતિ, વેષનીતિ, ઇત્યાદિ સહસ્ર ભેદોવડે નીતિનું નિરૂપણ કરાય છે.

દેશકોમ રાજ્યધર્મની પડતી ન થાય અને અનીતિમય મનુષ્યોથી કચરાઇ ન જવાય એવી દક્ષ નીતિને દક્ષ લોકો આચરે છે સર્વત્ર સર્વ દેશોમા સર્વ કોમમા પરસ્પર શાંતિ રહે એવી નીતિને વિશ્વ સેવકો પ્રભુના પ્રેમથી આચારમા મૂકવા પ્રયત્ન કરે છે જે નીતિના વિચારોથી અને આચારોથી પોતાનુ સવનુ, કોમનુ રાજ્યનું, દેશનુ શ્રેય સાધી શકાય તેવી દેશકાલાનુસારે નીતિ જાણીને તે આદરવી જોઇએ જમાનો ઓળખ્યા વિના ગાડરીયા પ્રવાહથી વહોરાના નાડાના જાલવાના આગ્રહની પેઠે આજુ બાજુનો વિચાર કર્યા વિના જે નીતિ પાળવામાં આવે છે, તેજ શસ્ત્રરૂપે પરિણમીને દેશ કોમ ધર્મના નાશાર્થે થાય છે સર્વ દેશોમા અને સર્વ ધર્મી લોકોના ધર્મ શાસ્ત્રોમા ભિન્ન ભિન્ન નીતિ હોવાથી અવસર દેખ્યાવિના અમુકજ નીતિને પકડી રહે છે તે સ્વનો અને સ્વધર્મનો નાશ કરે છે જેવા મનુષ્યોથી કામ લેવાનુ હોય છે તેની સાથે તેવી નીતિથી વર્તવુ પડે છે સજ્જન મનુષ્યોની પેઠે દુર્જનોની સાથે એક સરખી નીતિથી વર્તવામાં આવે તે આત્માનો કુટુંબનો નાશ થાય એમા કાઇ આશ્ચર્ય નથી બ્રીટીશ સરકારની પેઠે સર્વ પ્રકારની રાજ્યનીતિની સર્વ પ્રકારના તંત્રોનીની તિયોની વર્તમાનકાલાનુસારે આવશ્યકતા છે બ્રિટિશ સરકારે જે રાજ્યનીતિની અને વ્યાપારનીતિની વ્યવસ્થા કરી છે, તેના જેવી હાલમા અન્યત્ર દેખાતી નથી જે નીતિથી રાજ્યની દેશની, સમાજની, કોમની, ધર્મની પડતી ન થાય અને શાંતિ સરક્ષી શકાય તેને વ્યાવહારિક નીતિ કહેવામા આવે છે વેદકાલનિવાસી ઋષભદેવના કાલની નીતિ હોય, પરંતુ તે નીતિ તે કાલીન મનુષ્યોને વિશેષત ઉપયોગી હતી તે નીતિ પ્રમાણે હાલજે વર્તવામાં આવે તો સર્વથા સર્વ પ્રકારની હાલની વ્યાવહારિક પ્રગતિ કરી શકાય નહી જમાનાને ઓળખી અનેક વિચારોની અને આચારોની નીતિયોમાં પરિવર્તનો થાય છે, અને ભવિષ્યમા થશે, એક સરખી વ્યાવહારિક નીતિયો રહી નથી, રહેતી નથી અને રહેશે નહી. રાજ્યના કાયદાઓ ફરે છે ધર્મના કાયદાઓ ફરે છે, કોમના કાયદાઓ ફરે છે જ્ઞાતિના કાયદાઓ ફરે છે વ્યાપારાદિ આજીવિકાના કાયદાઓ ફરે છે આ વિશ્વના પરસ્પર એક સરખી નીતિયો રહી નથી સર્વ જાતની નીતિયોમા પરિવર્તનો તો થયા કરવાના આર્યાવર્તપર એક વખત જૈનોની રાજ્યાદિક નીતિઓનુ જોર હતુ, પશ્ચાત્ વૈદિક કાલમાં વૈદિકો નીતિયોનુ પ્રાબલ્ય વધ્યુ, પશ્ચાત્ મુસલમાની રાજ્ય થતા તેઓની રાજ્યનીતિયોનુ જોર વધ્યુ પશ્ચાત્ બ્રિટીશ રાજ્યની સ્થાપના થતાંવાર, જૈન, મુસલમાન વૈદિક અને ખ્રિસ્ની નીતિયોના પરિવર્તનોની મિશ્રતાપૂર્વક પછી નીતિયો થઈ છે નીતિયોની બાબતના મુત્સદ્દી વર્ગ તરીક

બ્રિટીશ લોકો હાલ સર્વત્ર એક સરખા પ્રખ્યાત છે. તેથી તેઓની નીતિયોનું જોર હાલતો સર્વત્ર અવલોકાય છે. દેશકાલાનુસારે નીતિયોમાં પ્રગતિકારક પરિવર્તનોને જે નીતિકુશલો અંગીકાર કરતા નથી તે અળશીયાના જેવા મૂર્ખ લોકો જાણવા. દેશકાલાનુસારે રાજ્ય ધર્મ નીતિ વગેરેનું સ્વરૂપ જેઓ જાણતા નથી તેઓ અક્કલહીન મૂઢ મનુષ્યો વેદીયાં ઢોર જેવા છે. સર્વ પ્રકારની નીતિયોનું જ્ઞાન કર્યાવિના કોઈ ધર્મની, રાજ્યની પ્રગતિ કરી શકતું નથી. કોઇ દેશમાં જેને નીતિ કહેવામાં આવે છે તેને અન્યદેશના લોકો અનીતિ કહે છે. સર્વ દેશના અને સર્વ ધર્મના લોકોની નીતિ ધર્મ સંબંધી એકસરખી માન્યતા થઇ નથી થતી નથી અને ભવિષ્યમાં થશે નહી. સર્વ દેશોમાં કેટલીક સાધારણ નીતિયો છે અને કેટલીક અસાધારણ નીતિયો છે. કોઇ દેશમાં કોઇ રાજ્યમાં કોઇધર્મમાં કોઇ જાતની નીતિયોની મુખ્યતા વર્તે છે. પ્રજાસત્તાક રાજ્યનીતિની ફ્રાંસ દેશમાં મુખ્યતા વર્તે છે રાજ્યસત્તાકનીતિની જર્મનીમાં અને આસ્ટ્રીયામાં મુખ્યતા વર્તે છે. રાજ્યપ્રજામિશ્ર સત્તાકનીતિની ઇંગ્લાંડમાં મુખ્યતા વર્તે છે. પ્રાચીનકાળમાં રાજ્યસત્તાકનીતિની મુખ્યતાહતી તેની પૂર્વે મુનિ અર્થાત્ઋષિ સત્તાની ધર્મસત્તાની મુખ્યતા સર્વ દેશોમાં હતી. જે નીતિ મુખ્ય આચારમાં વર્તે છે તે નીતિ મુખ્ય કહેવાય છે અને વિચારમાં પ્રવર્તનારનીતિ ગૌણ કહેવાયછે અને તે ગૌણનીતિ કોઇ દેશકાલનેપામી મુખ્યતાને પામે છે, અને મુખ્ય નીતિ ગૌણતાને પામે છે. સર્વ પ્રકારની નીતિયોના પરિપૂર્ણ જ્ઞાન વિના મનુષ્યો ધર્મતંત્ર વા રાજ્યધર્મ ચલાવી શકવાને સમર્થ થતા નથી. ધર્મરાજ્ય તંત્રમાં અને વ્યાવહારિક રાજ્યમાં તથા વ્યાપાર હુન્નર કળાવાળા તંત્રમાં સર્વ પ્રકારની નીતિયોમાંથી વર્તમાનકાળનુસારે પ્રગતિકારક નીતિયોને અવલંબ્યા વિના કદિ પ્રગતિમય રહી શકાતું નથી. વિશ્વમાં કેટલીક રજોગુણ મિશ્રિત નીતિયો છે. કેટલીક તમોગુણ મુખ્યતાવાળી નીતિયો છે કેટલીક સત્વગુણ મુખ્યતાવાળી નીતિયો છે. રજોગુણ મુખ્યતાવાળા મનુષ્યો જ્યારે ત્યારે પણ ક્ષાત્ર બળયુક્ત હોય છે. બાહ્ય રાજરક્ષણ કાર્યમાં ભગતીયા જેવી એકલી સાત્વિક રાજ્યનીતિથી પ્રવર્તતાં હિન્દુસ્થાનપર ચઢી આવેલાં યવનોના ટોળાની પેઠે દશા થાય છે. ધાર્મિક રાજ્યતંત્ર પ્રવર્તક આચાર્યો પણ દેશકાલાનુસારે ધર્મ પ્રવર્તક નીતિયોને જો અંગીકાર નથી કરતા તો તેઓ સ્વધર્મના અસ્તિત્વનો નાશ કરનારા બને છે. અતએવ નીતિ સંબંધી અનેક પ્રકારના નીતિ ભેદોવાળું જ્ઞાન પ્રાપ્ત કરવાની જરૂર છે. જે કાલમાં જે દેશમાં જેનો નીતિ તરીકે વ્યવહાર થાય છે તેની વિરૂદ્ધ જે હોય છે તે અનીતિ કહેવાય છે. જેટલીક નીતિયો છે તેજ તેના દેશકાલભાવની વિપર્યતાને પામીને અનીતિયો તરીકે

ગણાય છે. જ્યાં ગન્ય સત્તાક નીતિયો ટળી ગઈ હોય એવા ફ્રાન્સ દેશમાં અને અમેરિકા દેશમા રાજ્યસત્તાક ધર્મ તે અનીતિ તરીકે ગણાય છે અને જ્યાં રાજ્ય સત્તાક ગજ્ય પ્રવૃત્તિ છે એવા અરબસ્તાન વગેરે દેશોમા પ્રજાસત્તાક રાજ્ય નીતિયોને કોઇ સ્થાપવા પ્રવૃત્તિ કરે છે, તો તે અનીતિ ગણાય છે અને તેવી અનીતિ પુન નીતિરૂપે પણ ગણાય છે સર્વ લોકોમા એક સરખી નીતિની માન્યતા હોતી નથી ઇગ્લાડમા એક કાલે પ્રજા સત્તાક રાજ્યની સ્થાપના કરનારાઓને તોપને મોઢે ઉડાડી દેવામા આવતા હતા, તે વખતે લોકોએ અનીતિ કરીએમ કહેવાતુ હતુ હાલમા તે લોકોના માનલા પૂજાય છે અને હાલમા તે વખત મરીજનાના લોકો ખરા નીતિ ધર્મ ચુસ્ત હતા એમ મનાય છે, મનુષ્યકૃત નીતિયો સદાકાલ પરિવર્તનો પામ્યા કરે માટે સર્વ પ્રકારની નીતિયોનુ જ્ઞાન કરીને દેશકાલાનુસાર યોગ્ય નીતિના પાલક બનવુ જોઇએ જે કુદરતી નીતિયો છે તેમાં કોઇનાથી ફેરફાર થતો નથી સ્ત્રી ગર્ભ ધારણ કરે એવી કુદરતી નીતિ છે તેને કોઇ દૂર કરવા શક્તિમાન્ થતો નથી નૈસર્ગિક નીતિયોનુ પ્રાબલ્ય તો પશુઓપર અને પખીઓપર તથા વનસ્પતિઓપર પણ વર્તે છે તેમા કોઇ ફેરફાર કરવા શક્તિમાન્ થતો નથી ગમે તે દેશકાલમા મનુષ્યોને ક્ષુધા લાગે છે, માટે તેઓએ ભોજન ખાવુ જોઇએ એમાં કોઇ ફેરફાર કરનાર નથી. કુદરતિ નીતિયોમા જો વિકાર થાય છે તો દુનિયામા પ્રલય થાય છે સર્વ પ્રકારના મનુષ્યો માટે એક સરખી વ્યાવહારિક નીતિયો હોતી નથી ઉપર્યુક્ત નીતિયોનુ સ્વરૂપ ખાસ ગીતાર્થ ગુરૂ પાસે સમજવુ જોઇએ નીતિયોનુ સ્વરૂપ અવબોધીને દેશકાલાનુસારે અલ્પ હાનિ અને બહુ લાભ થાય એવી મુખ્ય દ્રષ્ટિએ આવશ્યક નીતિયો પ્રમાણે સસાર વ્યવહારમા તથા ધર્મમા પ્રવર્તવુ જોઇએ નીતિયોનુ સ્વરૂપ પરિપૂર્ણ જાણ્યા વિના આર્ય લોકોની પડતી થઈ નીતિયોનુ સ્વરૂપ નહીં જાણવાથી અનીતિયોને પણ નીતિયો તરીકે સ્વીકારીને હિંદુ રાજાઓએ કન્યાઓનુ હરણ કરી પરસ્પર લડી નબળા પડ્યા, તથા આર્યાવર્તના લોકોએ ધર્મતત્રમા નીતિના નામે અનીતિનો આશ્રય લીધો તેથી જેવુ કર્યું તેવુ તેઓ પામ્યા હવે તેઓએ સમજવુ જોઇએ

નીતિયોના જ્ઞાન વિના અજ્ઞાની મનુષ્યો પરસ્પર લડી મરે છે, અનેપોતાની ઉન્નતિપર પોતાના હાથે કુહાડો મારે છે રાજ્ય નીતિમા રાજ્યનીતિ પ્રમાણે પ્રવર્તવુ જોઇએ, પરતુ તેમા ધર્મ શાસ્ત્રોના ધર્મને આડો લાવીને પરસ્પર કોમો એ લડી મરીને રાજ્યની પાયમાલીની સાથે પોતાની પાયમાલી ન કરવી જોઇએ. આ બાબતમાં વિશેષ રાજ્યનીતિની પ્રરૂપણા કર્યા વિના ચાલે તેમ નથી વિશેષ

રાજ્યતંત્રમાં લોકો ધર્મના ભેદે લડીને પોતાની પાયમાલી કરતા નથી, આ રીતે સર્વ દેશના લોકોને જ્ઞાન થશે ત્યારે તેઓ આત્મોન્નતિ, દેશોન્નતિ અને વિશ્વોન્નતિ કરવા સમર્થ થશે. જૈનોમાં સર્વ પ્રકારની નીતિયોનું જ્ઞાન થશે ત્યારે તેઓ આવશ્યક નીતિયોથી ઉન્નતિના માર્ગ તરફ ગમન કરી શકશે. નીતિના બંધનોથી બંધાઇને મનુષ્યો ધર્મની, રાજ્યની, દેશની રક્ષા કરવાને શક્તિમાન્ બને છે. નીતિના નામે પ્રવર્તતી નિર્માલ્ય નીતિયોને હઠાવી દેવી જોઇએ. ધાર્મિક સામ્રાજ્યતંત્રમાં પણ ધર્મવૃદ્ધિ અર્થે ધર્મની રક્ષાર્થે અને ધર્મીઓની રક્ષાર્થે આપવાદિક જે દેશકાલાનુસારે આદરવા યોગ્ય નીતિયો છે, તેનું અવલંબન કરવું પડે છે. ધર્મમાં અને નીતિમાં ભેદ છે. જડવાદીઓ ફક્ત એકલી નીતિને માને છે. અને પુનર્જન્મ ચૈતન્યવાદીઓ નીતિને અને તત્ત્વ ધર્મ એ બેને સ્વીકારે છે. શક્તિયોને જીવતી વહેવરાવવાના જે જે ધર્મ ઉચિત વિચારો પ્રમાણે પ્રવૃત્તિયો છે તે સર્વે નીતિ માર્ગો છે. જેટલા નીતિના માર્ગો છે તેટલાજ અનીતિના માર્ગો છે. જેટલી ઔત્સર્ગિક નીતિયો છે, તેટલીજ આપવાદિક નીતિયો છે. જે વખતે જે નીતિ પ્રમાણે ચાલવાની જરૂર હોય છે તે સમયે તે નીતિ પ્રમાણે ન ચાલવામાં આવે તો અનીતિ કહેવાય છે. જેનાથી મન, વચન, અને કાયાની શક્તિયો ન વધે તેવી જે જે પ્રવૃત્તિયો હોય છે તે અનીતિ પ્રવૃત્તિયો ગણાય છે. જે નીતિયોને વિવેકથી તોલતાં આવશ્યક આદરણીય લાગે છે તેવી નીતિયોને આદરવી જોઇએ. નીતિરૂપ સાગરનો પાર પામી શકાતો નથી. નીતિયોનું સ્વરૂપ બાંધતાં મોટા મોટા વિદ્વાનો પણ મુંઝાય છે. હાલ દુનિયામાં જેટલાં નીતિના શાસ્ત્રો છે, તે વાંચી જોવાથી તેને નીતિશાસ્ત્રકારોની મુંઝવણ અવબોધાશે. ખાવામાં, પીવામાં, લગ્નમાં, વ્યાપારમાં, વેષમાં આચારવૃત્તિમાં લોકોની ભિન્નભિન્ન નીતિની માન્યતાઓ છે, ત્યારે હવે કઇ નીતિયોથી પ્રવર્તવું એવું પ્રત્યેક મનુષ્યના મનમાં મનન થશે. તેના ઉત્તરમાં કહેવાનું કે દેશકાલાનુસારે પ્રગતિમય નીતિયોનું અવલંબન કરવું. સર્વ પ્રકારની શુભ ધર્મશક્તિયોની વૃદ્ધિ તથા રક્ષણ થાય એવી યુક્તિરૂપ પ્રવૃત્તિ નીતિયોથી પ્રવર્તવું. સર્વ વ્યાપક અને આવશ્યક નીતિયોથી પ્રવર્તવું. દેશકાલાનુસારે જે નીતિયોથી દેશ, કોમ, સંઘ, સમાજ, ધર્મની ચડતી થાય તે ધર્મ્ય શુભ નીતિયો કહેવામાં આવે છે વર્તમાનકાલીન શ્રીસદ્ગુરુનો અનુભવ લઇને ધર્મી મનુષ્યોએ ધાર્મિક સામ્રાજ્ય નીતિયોવડે પ્રવૃત્ત થવું. અમોએ ભજન પદ્યસંગ્રહનાં આઠે ભાગોમાં પ્રસંગોપાત્ત આજુ બાજુના સંયોગોના બળે નીતિના ઉદ્ગારોને કાઢી પદ્યરૂપે યોજ્યા છે, તેમાંથી સર્વ પ્રકારના ધર્મી મનુષ્યોને ઘણું ગ્રહણ કરવા જેવું મળે તેમ છે. એમ પ્રસંગોપાત્ત સહેતુક પ્રવૃત્તિથી

નિવેદાય છે. ધર્મી મનુષ્યોએ સર્વ પ્રકારની નીતિયોને ભણે તો તેઓ નીતિ સબંધી સારો ઉપદેશ આપી શકે અને તેથી તેઓ ધર્મ્યનીતિયો અને અધર્મ્ય નીતિનો મુકાબલો કરી દુનિયાને સત્ય જણાવી શકે. જ્ઞાન દર્શન અને ચારિત્રની લોકોનેપ્રાપ્તિ થાય તેમાં લોકોને વિઘ્ન કરતાં અનીતિ છે લોકોના સુખના માર્ગમાં આડા પત્થરાઓ નાખવા એ અનીતિ છે લોકોના સદ્વિચારોને અને સદા ચારોને રૂંધવા એ અનીતિ છે લોકોની શાંતિના માર્ગમા કાંટા નાખવા એ અનીતિછે લોકોને સર્વ પ્રકારની શુભાશુભ નીતિયોનુ જ્ઞાન થાય તેવાઓને બંધ કરવા તે અનીતિ છે, મનુષ્યોની સર્વ પ્રકારની શુભ ભક્તિયોની ખીલવણીમા પ્રત્યવાય કરવો એ અનીતિ છે લોકોને ધર્મભ્રષ્ટ થવાનુ જ્ઞાન આપવુ તે અનીતિ છે. લોકોને સત્ય ન જાણવા દેવુ એ અનીતિ છે. પોતાના આત્માને જે જે પ્રિય છે તે સર્વ મનુષ્યોને પશુઓને પંખીઓને પ્રિય છે એવો ઇશ્વરી નિયમ છે તેને તોડીને સર્વ મનુષ્યોને દુઃખ થાય, એવા માર્ગ લેવા તે અનીતિછે

## अनीति.

અનીતિ કરવાથી મોટા મોટા મનુષ્યો પણ ભ્રષ્ટ થાય છે ગ્રીસ જેવુ રાજ્યપણ અનીતિથી કેવી દશામાં આવ્યું તેની ઇતિહાસ સાક્ષી પૂરે છે ઉન્નતિના સમયમાં રાજ્યમદ, સત્તામદ,વ્યક્તિમદ, દેશમદ, સૈનિક બળવર્ગ વગેરેથી અહંકાર ઉત્પન્ન થાય છે અને તેથી અન્ય મનુષ્યોને સતાવવા પ્રવૃત્તિ થાય છે તેથી અહંકારીની પડતી થયા વિના રહેતી નથી પોતાને જેવુ સુખ ઇચ્છાય છે એવુ જ્યાં અન્યોને ઇચ્છાતુ નથી ત્યાં અહંકારનો પ્રવેશ થવાની સાથે અનીતિની પ્રવૃત્તિ થાય છે અને તેથી કૌરવોની અને યાદવોનીપેઠે વિનાશકાલ પ્રાપ્ત થાય છે આ વિશ્વમાં કોઇ પણ રાજ્યની, દેશની, પ્રજાની એક સરખી ચડતી દશા રહેતી નથી તેનુ કારણ ખરેખર રજોગુણી અને તમોગુણી અનીતિ છે. રજોગુણી અને તમોગુણી ઉન્નતિ સદાકાલ એક સરખી રહેતી નથી અને તેમાં અનીતિનો પ્રવેશ થયા વિના રહેતો નથી અનીતિની પ્રવૃત્તિ થવાથી ગરીબોની સાધુઓની આતરડીની હાય લાગે છે, અને તેથી દેશ રાજ્ય, સંઘ, સમાજ, કોમ, જ્ઞાતિ, કુટુંબ વગેરેની પડતી થયા વિના રહેતી નથી આઠ પ્રકારના અહંકારથી, ક્રોધથી કપટથી, લોભથી, ઇર્ષ્યાથી, વૈરથી, કામના વેગથી, સ્વાર્થથી અને દ્રોહથી મનુષ્યો અનીતિમાર્ગે સંચરે છે અને તેથી તેઓનો નાશ થાયછે યુરોપી મહાયુદ્ધમાં અનીતિએ કરોડો મનુષ્યોના નાનામા મુખ્ય ભાગ ભજવ્યો છે જે મનુષ્યો સત્તાબળથી, લક્ષ્મી બળથી અનીતિ કરવામા પાપ પણ ગણતા નથી તેઓની પડતી

થયા વિના રહેતી નથી. યુરોપના અને એશિયા ખંડના પૂર્વના ઐતિહાસિક ગ્રન્થો વાંચો અને તેમાં જે જે રાજાઓએ અનીતિ કરી તેનું સ્વરૂપ વિચારો એટલે અનીતિથી કેવી પડતી થાય છે તેનો ખ્યાલ આવશે. અનીતિથી રાજાઓના રાજ્ય ઉખડી ગયાં. અનીતિથી મિયાં ચોરે મુઠે અને અલ્લા ચોરે ઉંટે એવું બન્યા વિના રહેતું નથી. રૂશિયાના હાલના ઝારે લોકોપર અનીતિ ગુજારી તેથી તે રાજ્યપદભ્રષ્ટ થયો. આ ઉપરથી મનુષ્યોએ સમજવું કે અનીતિથી કોઇનું શ્રેય થયું નથી, થતું નથી અને થશેપણ નહીં. આર્યાવર્તનાં ઘણાં રાજ્યો અનીતિથી નષ્ટ થઇ ગયાં. સત્તા, વિદ્યા, લક્ષ્મી, રાજ્ય કાર્યબળને અનીતિમાં વાપરવાથી અન્ય જીવોનું અશુભ થાય છે, માટે મનુષ્યોએ કોઇ વખત અનીતિ તરફ લક્ષ્ય પણ ન દેવું જોઇએ. રાજાઓએ પક્ષપાત કરીને અનીતિથી મનુષ્યોને દુઃખી ન કરવા જોઇએ નીતિના કાયદાઓથી વિરૂદ્ધ અનીતિથી વ્યાપાર રાજ્યઆદિ કરવામાં મહાપાપ સમાયેલું છે અને તેનું પરભવમાં પાપફલ દુઃખરૂપ મળ્યા વિના રહેવાનું નથી. મનુષ્યોએ કોઈ પણ જીવને અનીતિથી સતાવવો ન જોઇએ. મોટા રાવણ સરખા રાજાઓ પણ અનીતિથી દુઃખી થઇ મરણ પામ્યા. પાસિફીક સમુદ્રમાં પૂર્વે આર્યલોકોનો એક મોટો દેશ હતો, પણ તે દેશમાં મનુષ્યોએ ઘણી અનીતિ સેવી, તેથી તે દેશ સમુદ્રમાં ડુબી ગયો. દુષ્કાલ, મહામારી, ધરતીકંપ, જ્વાલામુખી પર્વત ફાટવા વગેરે અનીતિમય પાપ કર્મોનું ફલ છે. મનુષ્યોએ સાત્વિકગુણી બનવું જોઇએ. સર્વ દેશના મનુષ્યોએ પરસ્પર ભિન્ન દેશોપર અનીતિ ન ગુજારવી જોઇએ, નીતિમાં પ્રભુનો વાસ છે. અને અનીતિમાં શયતાનનો વાસ છે, માટે મનુષ્યોએ પ્રમાદી બની અનીતિ કરી શયતાન મુખમાં કાળના કોળીયા ન બનવું જોઇએ. આ જમાનામાં સુધરેલા તરીકે ગણાતા મનુષ્યોમાં અનીતિનો વિશેષ પ્રચાર છે. બાહ્ય વિદ્યાની સાથે કામ, ક્રોધ, ઇર્ષ્યા, લોભ, વિશ્વાસઘાત, પ્રપંચ, દગાબાજી, અપ્રમાણ્ય, પ્રતિજ્ઞાભ્રષ્ટતા, વગેરે દુર્ગુણો વધે છે. માટે ધાર્મિક જ્ઞાનની સદ્ગુરૂ પાસે કેળવણી લેઈ અનીતિનો ત્યાગ કરવો જોઇએ એમ અમોએ ભજનોના પદોમાં ઘણે સ્થાને જણાવ્યું છે. ઉપર પ્રમાણે નીતિ અને અનીતિ સંબંધે ભજનોદ્વારા ઉદ્ગાર કાઢીને વિશ્વજનોને શિક્ષણ આપ્યું છે. એમ અવબોધાવીને જણાવવાનું કે નીતિદ્વારા પ્રામાણ્ય પ્રાપ્ત કરીને ગુરૂશિષ્ય વ્યવહારની શુદ્ધતા પ્રાપ્ત કરીને આત્મજ્ઞાન પ્રાપ્ત કરી પરમાત્મપદ પ્રાપ્ત કરવું જોઇએ, પરમાત્મપદ પ્રાપ્ત કરવા માટે અધ્યાત્મ જ્ઞાન, ભક્તિ, સેવા, ઉપાસના, ગુરૂશ્રદ્ધા, નીતિ વગેરેની ભજનોમાં, પદોમાં આવશ્યકતા પ્રદર્શાવી છે. પ્રસંગોપાત્ત ગૃહીઓને યોગ્ય દેશ સેવાનાં પદો પણ રચાયાં

ગૃહસ્થોને યોગ્યમિત્ર ધર્મનું મિત્ર મૈત્રી કાવ્ય લખ્યું છે શ્રાવક ધર્મ સબંધી પદો લખ્યા છે દેશમા રાજ્યદ્વારા શાન્તિ હોય છે તો ધર્મની આરાધના થાય છે તેથી પ્રથમ રાજા શહેનશાહ સર જ્યોર્જની શાન્તિ ઇચ્છવામા આવી છે. श्री राजाधिपाना शान्तिर्भवतु એ મંત્રથી જૈન સંઘ શ્રી રાજાને પ્રત્યેક પ્રત્યેક દિવસે શાંતિ ઇચ્છે છે સર્વ દેશોમા ધર્મની પ્રાપ્તિ માટે આર્ય દેશની મહત્તાને ધર્મ શાસ્ત્રોમા વર્ણવી છે જૈનાગમોમા લખવામાં આવ્યું છે કે અનંતગુણી પુણ્યની રાશિ પ્રગટ થાય છે, ત્યારે આર્ય દેશમાં જન્મ થાય છે. તેમા પણ ઉત્તરોત્તર અનંતગુણી પુણ્યની રાશિ પ્રાપ્ત થાય છે ત્યારે જૈન બ્રાહ્મણ જૈન ક્ષત્રિય, વૈશ્યાદિને ઘેર જન્મ પ્રાપ્ત થાય છે તેમાં પણ ઉત્તરોત્તર અનંતગુણી પુણ્યની રાશિ વધે છે ત્યારે સદ્ગુરુનો સમાગમ થાય છે તેમા પણ ઉત્તરોત્તર અનંતગુણ પુણ્યની વૃદ્ધિ થાય છે ત્યારે શ્રી સદ્ગુરુદ્વારા જૈન ધર્મની પ્રાપ્તિ થાય છે ઇત્યાદિ સામગ્રી માટે ભારત દેશની વિદ્યા, બ્રહ્મ વિદ્યા, નીતિ, શુદ્ધાચાર, શુદ્ધ બુદ્ધિ, શુદ્ધ પ્રેમ, શુદ્ધ ભક્તિ, સુવેષ, સુધર્મઆદિ વડે ઉન્નતિ હોય છે, તો તેથી ધર્મની પ્રાપ્તિ થાય છે અને તેથી આત્મધ્યાન સમાધિની પ્રાપ્તિ થાય છે, માટે ભારત કાવ્યની રચના કરીને ભારત દેશની શુભોન્નતિ કર્તવ્ય પ્રવૃત્તિની ઉત્સાહતા વર્ણવી છે, તથા ભારતના સર્વ દેશોમા જૈનોનું ગુજરાતમાં દોઢ હજાર વર્ષથી વિશેષ જોર હોવાથી અને દયાદિ ધર્મ ગુણોની આરાધના માટે ગુર્જર ભૂમિ યોગ્ય હોવાથી ગુજરાતને પ્યારો પ્રાણ ગણી ઔપચારિક સ્તુતિ કરી છે તે સાપેક્ષ દ્રષ્ટિએ યોગ્ય છે કર્મયોગી થનાર બાળકોને સબોધિ "પ્યારા હૃદયનાં બાળકો એવા બનો એવાં બનો" એ કાવ્ય રચવામાં આવ્યું છે, તેમા બાળકોને ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ એ ચારે બાબતોની આદેયતાના દ્રષ્ટાંતો જણાવ્યાં છે ઇત્યાદિ વ્યાવહારિક અનેક બાબતોને ધર્મમા પગ પગએ સાપેક્ષ દ્રષ્ટિએ ઉપયોગી જાણીને સહજસ્ફુરણાએ વર્ણવી છે કેટલેક સ્થાને કુદરતવર્ણનનાં કાવ્યો છે તેમાથી સાબરમતી ગુણ શિક્ષણ કાવ્યની પેઠે સાર ગ્રહવા માટે લખ્યા છે —जे आसवा ते परिसवा, जे परिसवा ते आसवा (आचारागसूत्र) જ્ઞાનીને આસ્રવનાં કારણો સંવરરૂપે પરિણમે છે અને અજ્ઞાનીને સંવરના કારણો પણ તે આસ્રવરૂપે પરિણમે છે માટે કુદરતઆદિના કાવ્યોમાથી ઘણું શિક્ષણ ગ્રહી શકાય છે શૃંગારિકરસ આદિ નવ રસોને જેમા વર્ણવ્યા હોય છે, તેને શૃંગારિક કવિયો કાવ્યો કહે છે. પરંતુ શાન્ત રસિકજનો જેમા આત્માના સદ્ગુણોનું વર્ણન કરવામાઆવ્યું હોય તેને કાવ્ય કહે છે જે રસાત્મકવાક્ય છે તે

# " काव्य. "

કાવ્ય છે. સર્વ રસનો શિરોમણિ શાંત રસ છે, શાંત રસથી અપૂર્વ અખંડ આનંદ રસ અનુભવાય છે માટે જેમાં શાંત રસનું વિવેચન છે તે કાવ્ય છે. કારણ કે તે આત્માનન્દરસમય હોય છે. સ્ત્રીઓના વર્ણનથી કંઇ જ્ઞાનીઓને રસ પ્રાપ્ત થતો નથી. શૃંગારિક કાવ્યો કે જેમાં અલંકારો પણ તે રસના છે, તેને બાલ જીવો કાવ્ય તરીકે માનીને તેને સાહિત્યમાં ગણે છે, પરંતુ કામોદ્દીપક સાહિત્યથી દેશનો, રાજ્યનો, ધર્મનો, કોમનો, સંઘનો, સમાજનો ઉદય થતો નથી. કામવિષય કાવ્યોને સાહિત્યનાગ્રંથો ગણીને શૃંગારિક કવિઓએ એક વિષયમાર્ગની ઉન્નતિ કરીછે. તેથી ધર્મમાં રાધાકૃષ્ણાદિ નામે શૃંગારરસે પ્રવેશ કરીને ભક્તોમાં, ગુરૂઓ માં વ્યભિચારને પોષ્યોછે, એમ અપેક્ષાએ કહી શકાય તેમ છે. માટે સાહિત્ય ગ્રન્થો તરીકે કાવ્ય ગ્રન્થો તરીકે તે ગ્રન્થો ગણવા કે જે ગ્રન્થોથી મનુષ્યોમાં બ્રહ્મચર્ય ખીલે, નીતિની પુષ્ટિ થાય, સેવા ભક્તિ ખીલે, ઉપાસનાનું સ્વરૂપ ઓળખાય, તત્ત્વજ્ઞાનની શોધ થાય ઇત્યાદિઅનેક સદ્‌ગુણો ખીલે અને દેશ, કોમ, સમાજ, રાજ્ય વગેરેથી શુભોન્નતિથી લોકોમાં સત્ય શાંતિ સુખનો પ્રચાર થાય. ગદ્યરૂપ અને પદ્યરૂપ એમ બે પ્રકારનાં કાવ્ય છે. શૃંગારિક કવિઓએ દેશ, કોમ, સમાજની પડતી થાય એવાં કેટલાંક કવનો કર્યાં છે જેમાં સદ્‌વિચારો, શુભ પ્રવૃત્તિયો, સેવા ધર્મ, અધ્યાત્મ જ્ઞાનના વિચારો ભર્યા હોય છે તેવાં કાવ્યોને શુભ કાવ્યો તરીકે કરવામાં આવે છે. જગન્નાથ વિગેરે શૃંગારિક કવિઓએ જો તે સમયે દેશની, સમાજની, રાજ્યની, ધર્મની ઉન્નતિ થાય એવા વિચારોને ગ્રન્થો રચી દર્શાવ્યા હોત તો આર્યાવર્તની આવી અધોદશા થાત નહીં. શૃંગારિક કવિઓએ રાધા કૃષ્ણના નામે એવાં કાવ્યો બનાવ્યાં છે કે તેમાં બેન દીકરીની આગળ કહેતા પણ શરમ આવે. શું કાવ્યશક્તિયોનો આવો ઉપયોગ થવાથી આર્યાવર્તના લોકોની ઉન્નતિ થવાની છે ? કદી નહીં. નીતિના ભજનો પદો નિર્દોષ સેવા ભક્તિના પદો, પરમાત્માની સ્તુતિના પદો, શિષ્યોના ગુણોનું વિવેચન કરનારા પદ્યો સમાજ, સંઘ દેશ રાજ્યની સેવામાં પ્રવૃત્તિ થાય એવાં ભજનો, અધ્યાત્મજ્ઞાનનાં પદો, યોગનાં પદો, વૈરાગ્યનાં પદો, ઇત્યાદિને અમે શુભસાહિત્ય કહીએ છીએ, અને તેને અમો કાવ્ય કહીએ છીએ, એવી અમારી માન્યતા છે. હાલમાં દેશ, સમાજ, નીતિભાવનાનાં પદોપર લોકોનો પ્રેમ જાગ્યો છે. વિદ્યાની કેળવણી ઉન્નતિપ્રતિ લોકોની અભિરૂચિ વધવા લાગીછે. પોતાની પડતી શાથી થઇ ? તેનું સર્વ લોકો સ્વરૂપ સમજવા લાગ્યા છે. અધ્યાત્મ જ્ઞાન તરફ લોકોની અધ્યાત્મ પદોદ્વારા અભિરૂચિ વધવા લાગી છે. પ્રગતિમય પ્રવૃત્તિયોમાં કર્મ યોગીઓ

રસ લે અને નિષ્કામ ભાવે દુનિયાના સર્વ જીવોની આત્મવત્ સેવા કરે એવા હેતુથી અમોએ સેવાધર્મનાં કર્મયોગના પદો રચ્યાં છે તે પણ તેમની સહજ સ્ફુરણાએ રચાયાં છે હાલના સુજ્ઞ મનુષ્યો હવે એવા સદ્વિચારના ભાવમય પદોને ઉંચા બે હાથ કરીને મુક્ત કંઠે કાવ્ય કહેવા લાગ્યા છે પ્રગતિમય વિચારોની અને આચારોની વૃદ્ધિ થાય અને સર્વ લોકો ઉન્નતિના શિખરે આરોહી પૂર્ણ સુખ આસ્વાદે એવા વિચારોથી ભરપૂર પદો અને ભજનોનો જેટલો પ્રચાર કરવામાં આવે તેટલો ન્યૂન છે અમારા હૃદયમાંથી સ્ફુરણા યોગે પ્રાય. ઘણાં કાવ્ય ઉદ્‌ભવ્યાં છે, તેને અમોએ વિના સંકોચે પ્રકાશિત કર્યાં છે. જ્ઞાનીઓ ધુળમાંથી પણ શિક્ષણ ગ્રહે છે, તો ભજનપદ સંગ્રહ વાંચીને તેમાંથી ગુણાનુરાગ દ્રષ્ટિએ શિક્ષણ ગ્રહે એમાં કંઇ આશ્ચર્ય નથી. સ્યાદ્વાદજ્ઞાન, અધ્યાત્મજ્ઞાન, તત્ત્વજ્ઞાનપર અમારી અત્યંત પ્રીતિ છે વૈરાગ્ય ભક્તિસેવા કે જે નિરવદ્ય વિશાલ સાપેક્ષ દ્રષ્ટિએ સ્વાધિકારે સેવ્ય છે, તેનો ઉપદેશ દેવાની અમારી સતત વ્યાખ્યાન પ્રવૃત્તિ છે અનેક મનુષ્યોના પ્રસંગમાં આવતાં, શિષ્યોના ભક્તોના પ્રસંગમાં આવતા, ધ્યાન ધરતાં, સમાધિના ઉત્થાન કાલમાં સમાધિસ્મરણ પ્રસંગ પામતા, સેવા ભક્તિનોપ્રસંગ અનુભવતાં, દેશની ઉન્નતિના વિચારે આવતા, જૈન કોમની, જૈન ધર્મની ઉન્નતિના વિચારોની સ્ફુરણા થતા, ન્હાનાં બાળોના નિર્દોષ આનંદમય જીવનને અનુભવતા, ખટપટીયા કલેશકારક સાધુઓના સમાગમમાં આવતા, વણિકોના સમાગમમાં આવતાં પ્રસંગોપાત્ત તે તે બાબતના અનુભવોના ઉદ્‌ગારોથી કવ્વાલિયોની, પદોની, ભજનોની રચના થઇ છે અમારૂં સાધ્યધ્યેય એ છે કે આત્માની પરમાત્મતા પ્રગટાવવી અને આત્માનું અનંત સુખ અનુભવવું, તથા સ્વાધિકારે જેમ બને તેમ નિર્લેપ બની કાર્યો કરવા. તથા વિશ્વવર્તિજીવોને તેઓના અધિકાર પ્રમાણે કર્તવ્ય ધર્મ જણાવવાં અને નિર્લેપપણે તેઓ આવશ્યક કર્તવ્યોને કરે એવો ઉપદેશ દેવો આત્મા પ્રતિદિન પ્રતિક્ષણ જીવન યાત્રા કરે છે તે પ્રમાદ ત્યજીને જેમ બને તેમ અનંતજ્ઞાન દર્શન સુખના અનુભવ તરફ પ્રયાણ કરે છે અને ઉપશમાદિ ભાવે તન્મય થઇને આનંદાદ્વૈત વગેરેના ઉદ્‌ગારોને ભાવના બળે પ્રગટાવે છે. આત્માના આનંદવિના અન્ય દુઃખ ભાસે નહી એવા ઉપયોગને આનંદાદ્વૈત કહેવામાં આવે છે (સ્યાદ્વાદદ્રષ્ટીએ) આત્મા વિના આત્માના જ્ઞાનમાં ઉપયોગમાં અન્ય જડ પદાર્થ વિગેરે દ્વિધાભાવ ન ભાસે તેને આત્માદ્વૈત કહેવામાં આવે છે આત્માના શુદ્ધોપયોગે આત્મસ્વરૂપમાં શુદ્ધ પ્રેમથી લીન થઈ જતાં અન્ય કશાની ખબર આવતી નથી, તેવી દશામાં શુદ્ધાત્મા

દ્વૈત, પ્રેમાત્માદ્વૈતનો અનુભવ પ્રગટ થાય છે. આત્મામાં બે તત્વ છે, આત્મા અને જડ તેમાં જડના પાંચ ભેદ છે. પરંતુ આત્માવિના અન્ય તત્ત્વ ન ભાસે તેવી ધ્યાન, ધ્યાતા અને ધ્યેયની એકતાને, લીનતાને, અનેકાન્તદ્રષ્ટિએ આત્માદ્વૈત, શુધ્ધ એવું આત્માનું અદ્વૈતપણું અર્થાત્ અન્ય જડ પદાર્થ વિના એકલા શુદ્ધાત્મસ્વરૂપનો અનુભવ ઇત્યાદિ જે આત્માદ્વૈત, બ્રહ્માદ્વૈત ઇત્યાદિ શબ્દ શૈલીએ અમોએ શુદ્ધધ્યેયનાં ધ્યાન પ્રસંગે શબ્દોદ્‌ગીરણ કર્યું છે. એમ વ્યવહારથી અવબોધાવવામાં આવે છે. જૈન શાસ્ત્રોમાં અધ્યાત્મ જ્ઞાનરસ છલકાઇ જાય છે, સાત નયનું પરિપૂર્ણ સ્વરૂપ અવબોધ્યાથી એકાંત આધ્યાત્મિક વેદાન્ત શાસ્ત્રોના અધ્યાત્મ જ્ઞાનને સ્યાદ્વાદ જ્ઞાન રૂપે પરિણમવાની શક્તિ ખરેખર આત્મામાં પ્રગટે છે, અને અમોએ તેનો પૂર્વાચાર્યોની રીતિ પ્રમાણે ઉપયોગ કરી અધ્યાત્મિકપદો બનાવીને દુનિયાના મનુષ્યો પરમાત્મપદ સહેલાઇથી જાણે અને પ્રાપ્ત કરે એવી સુગમતા કરી આપી છે. જૈન કોમથી ભિન્ન વેદાંતિયો પણ અધ્યાત્મ જ્ઞાનમાં પ્રવેશ કરે એવીરીતે બ્રહ્મા વિષ્ણુ મહેશ્વરને બ્રહ્મ સ્વરૂપમાં ઘટાવી લક્ષ્યાર્થ ઉપયોગ પ્રકાશ્યો છે. અમોએ બ્રહ્મોપનિષદ્‌માં શુદ્ધ બ્રહ્મનું સમાધિદ્વારાસ્વરૂપ અનુસરીને જણાવ્યું છે, ધર્મોપનિષદ્‌માં ધર્મનું સમ્યક્ સ્વરૂપ પ્રકાશવામાં આવ્યું છે. સમ્યગ્દ્રષ્ટિ બળે સમ્યગ્જ્ઞાનીને એકાન્ત આધ્યાત્મિક શાસ્ત્રો પણ અનેકાન્ત સ્યાદ્વાદ જ્ઞાનરૂપે પરિણમે છે, માટે સમ્યગ્દ્રષ્ટિએ વેદાન્ત ઉપનિષદોનાં કેટલાંક સૂત્રોને આત્મિક જ્ઞાનની દિશા જણાવવા માટે લખવામાં આવે છે:—तत्त्वमसि, अहंब्रह्मास्मि. अयमात्माब्रह्म, प्रज्ञानब्रह्म " ઋગ્‌વેદ, યજુર્વેદ, સામવેદ, અને અથર્વેદ આ ચાર વેદ પૈકી એકેક વેદનું આધ્યાત્મિક જ્ઞાનમય એકએક વાક્ય છે—तत्वमसि—तत्—त्वं—असि—તે બ્રહ્મ તું છે. તે શુદ્ધાત્મા તું છે. તત્ શબ્દવડે શુદ્ધ બુદ્ધ પરમાત્માનું ગ્રહણ કરવું અને તત્ શબ્દ વાચ્ય શુદ્ધબુદ્ધ બ્રહ્મતેજ तत्वमसि અર્થાત્ તું છે. આમ કહેવાથી આત્માની પરમાત્મદશાનો પૂર્ણ ઉપયોગ પ્રકાશિત કરાય છે, મુખ્યવૃત્તિએ तत्त्वमसि વાક્યથી તું બ્રહ્મ છે. પરમાત્મા છે, એવો બોધ ગ્રહણ કરાય છે, તેથી લક્ષણાવૃત્તિ અને ગૌણવૃત્તિની ગૌરવતા કરવાની જરૂર પડતી નથી. જગત્ કર્તૃત્વવાદીઓ तस्य परमात्मनः त्वं भक्तोऽसि सेवकोऽसि તે પરમાત્માનો તું સેવક છે એવો અર્થ કરે છે, પરંતુ મુખ્યવૃત્તિએ તે તું બ્રહ્મ છે. તે તું શુદ્ધ આત્મા છે, પરંતુ રાગદ્વેષાજ્ઞાનથી કલ્પાયેલો બહિરાત્મા નથી એવો અર્થ થાય છે. જ્ઞાનીઓ અલ્પ શબ્દોમાં અનંત અર્થને ગ્રહે એવા વાક્યને સૂત્ર કહે છે. શિષ્ય પોતાના મનમાં વિચાર કરે છે કે હે ગુરૂ હું કોણ છું. તેના ઉત્તરમાં ગુરૂ જણાવે

છે કે તુ બ્રહ્મ છે પણ જડ નથી શિષ્ય પ્રથમ અજ્ઞાનતાથી શરીરને આત્મા માનતો હતો, ઇન્દ્રિયોને આત્મા માનતો હતો, પ્રાણોને આત્મા માનતો હતો નીચેના ઉપનિષદ્‌ના વાક્યથી શકા કરતો હતો તે જણાવે છે—सवाएषपुरुषोऽन्नरसमय तस्माद्वा एतस्मादन्नरसमयादन्योऽन्तर आत्माप्राणमयोऽन्योऽन्तरआत्मा मनोमयो वा विज्ञानमय તે આત્મા શુ અન્નરસમય છે ? વા તે ઇન્દ્રિય છે ? વા તે પ્રાણમય છે, વા તે અન્તરાત્મા મનોમય છે ? વા તે વિજ્ઞાનમયછે ? અન્તરસમસ્ત દેહને વ્યાપી આત્મા રહે છે, પણ તે અન્નરસમય નથી દેહમાં આત્મા રહે છે તેથી અધિષ્ઠાનની અપેક્ષાએ ઉપચાર દેહ પણ આત્મા કહેવાય છે, પરતુ નિશ્ચયથી અન્તરસમસ્ત દેહથી આત્મા ભિન્ન છે, પ્રાણોને વ્યાપીને આત્મા રહે છે તે અધિષ્ઠાનની અપેક્ષાએ પ્રાણમય આત્મા કહેવાય છે, પરતુ તે ઉપચાર માત્રથીજ, વસ્તુત પ્રાણના ધર્મથી આત્મા ભિન્નછે માટે તે પ્રાણમય આત્મા નથી પણ દશ પ્રાણોથી ભિન્ન આત્મા છે શુ મનોમય આત્મા છે ? મનન સ્વરૂપ મનતુ છે મનમા વિકલ્પ સકલ્પ વિચાર થાય છે મનને વ્યાપીને આત્મા રહ્યો છે પણ મનના ધર્મથી આત્મા ભિન્ન હોવાથી મનોમય આત્મા નથી મન ક્ષણિક છે, પરતુ આત્મા નિત્ય શુદ્ધ બુદ્ધ કેવલજ્ઞાન દર્શન ચરિત્રમય છે, તેથી વસ્તુત મનથી ભિન્ન આત્મા છે એમ કહેવાને માટે શ્રી સદ્‌ગુરૂ જણાવે છે तत्त्वमसि તુ તે શુદ્ધ બ્રહ્મ છે પણ દેહ પ્રાણમય નથી તેથી તેમા મુઝાવુ' એ તને ઘટતુ નથી મતિજ્ઞાનને અને શ્રુતજ્ઞાનને વિજ્ઞાન કહે છે મતિજ્ઞાન અને શ્રુત જ્ઞાનથી આત્માનુ શુદ્ધ ક્ષાયિક કેવલજ્ઞાન ભિન્ન છે તેથી કહ્યુ છે કે બુદ્ધિ અર્થાત્ વિજ્ઞાનતુ નથી પણ ભિન્નતુ શુદ્ધ જ્ઞાનરૂપ આત્મા છે મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, અને મન પર્યાન જ્ઞાન કરતાં અનત કેવલ જ્ઞાન છે તે શુદ્ધ છે તેથી કહેવામા આવે છે કે આત્મા અનત જ્ઞાનમય, અનત દર્શનમય, અનત ચારિત્રમય, અનત આનદમય છે એવો આત્મા તેજ તુ છે એમ ગુરૂ સ્વશિષ્યને જણાવે છે ઔદારિકશરીર, વૈક્રિય શરીર, આહારક શરીર, તૈજસ શરીર, અને કાર્મણ શરીરથી તે શુદ્ધ બ્રહ્મ ભિન્ન છે અને તે શુદ્ધ બ્રહ્મતેજ તુ છે રાગ દ્વેષ કર્મની ઉપાધિ સહિત બ્રહ્મને અબ્રહ્મ અર્થાત્ દોષસહિત બ્રહ્મ કહેવામાં આવે છે સ્થૂલકોષ, વાસનાકોષ, લિંગકોષ, આનદમયકોષ, ઈત્યાદિ અનેક કોષો તે તુ બ્રહ્મ નથી પરતુ તે કોષોથી ભિન્ન તુ બ્રહ્મ છે એમ तत्त्वमसि એ મહા વાક્યથી નિવેદાય છે ગુરૂએ ઉપર પ્રમાણે तत्त्वमसि વાક્યનો અનુભવ સ્વશિષ્યોને કરાવ્યો શિષ્યને બ્રહ્મનો અનુભવ થયો શુદ્ધાત્મસ્વરૂપ તે તુ છે એનો અનુભવ આવ્યાથી

જડ પદાર્થોમાંથી હુંપણાનો અભ્યાસ ટળ્યો તેથી તેને अहंब्रह्माऽस्मि. હું બ્રહ્મ છું. શુદ્ધાત્મા છું, પરમાત્મા છું. રાગદ્વેષ પરહિત બ્રહ્મ છું. કેવલજ્ઞાનરૂપ બ્રહ્મ છું. એવી આત્મસત્તાનો સત્તાગ્રાહક સંગ્રહનય દૃષ્ટિથી અનુભવ થયો. આત્મા પૂર્વે અજ્ઞાન દશામાં બહિરાત્મદશારૂપ (વેદાંત દ્રષ્ટિએ જીવ દશામાં) મિથ્યાત્વથી આત્માનું શુદ્ધ સ્વરૂપ અનુભવતો ન હતો અને તેથી મિથ્યા દ્રષ્ટિપણાથી શરીર તે હું, પ્રાણ તે હું મનને તે હું, અને મન વડે ઉત્પન્ન થનાર બુદ્ધિ વિજ્ઞાન તે હું એવી અશુદ્ધતામાં શુદ્ધ બ્રહ્મ ભાવને માનતો હતો, પરંતુ ગુરૂના બોધથી तत्त्वमसि વાક્યનું જ્ઞાન થવાથી अहंब्रह्मास्मि અર્થાત્ હું બ્રહ્મઆત્મા છું આત્મા વિના અન્યકોઇ જડપદાર્થરૂપ હું નથી એમ નિશ્ચય કરે છે અને રાગદ્વેષ વૃત્તિઓમાં હું મમત્વ કલ્પાયલું હતું તેનાથી મુક્ત થાયછે. બ્રહ્મ શબ્દવડે જ્ઞાનમય આત્માનું ગ્રહણ કરવું, કારણ કે જ્ઞાનને આત્મા અભેદ દ્રષ્ટિથી કરવામાં આવ્યો છે:—सत्यज्ञानमनन्तब्रह्म એ વેદ શ્રુતિથી સત્યજ્ઞાન, અનંત બ્રહ્મનો નિશ્ચય થાય છે, અનન્તજ્ઞાન સ્વરૂપ બ્રહ્મ છે, કર્માવરણથી ઢંકાયેલા એવા અનન્ત બ્રહ્મનો ગુરૂ કૃપા વિના અનુભવ આવતો નથી, સત્ય જ્ઞાનરૂપ અનંત જ્ઞાનરૂપ બ્રહ્મ અર્થાત્ આત્મા છે, અનંત જ્ઞાન દર્શનથી વધે છે. વ્યાપે છે તેને બ્રહ્મ કહેવામાં આવે છે. સામવેદમાં સર્વ જ્ઞાનના સારરૂપ વાક્યથી જણાવામાં આવ્યું છે કે अयमात्माब्रह्म આ ઔદારિક, તૈજસ અને કાર્મણ શરીરમાં વ્યાપી રહેલો આત્મા તેજ બ્રહ્મ છે. જે સ્વપરનો પ્રકાશક છે તે આત્મા છે. સ્વ એટલે આત્મતત્વ અને પરજડતત્ત્વ એ બે તત્ત્વનો સ્વયં પ્રકાશક આત્મા બ્રહ્મ છે. દેહમાં રહેલો આત્મા બ્રહ્મ છે. એમ મહા વાક્ય પોતાના પિંડમાં અનંત બ્રહ્માંડલોકા લોકપ્રકાશક આત્માનો નિશ્ચય કરાવે છે. તમે બ્રહ્મ અર્થાત્ આત્માને શોધવા ક્યાં જાઓ છો ? શરીરમાં વ્યાપી રહેલો અનંત બ્રહ્મરૂપ આત્મા છે. કેવલજ્ઞાનને અનંત બ્રહ્મ કહેવામાં આવે છે. કેવલજ્ઞાન તે સત્ય જ્ઞાન છે કારણ કે કેવલજ્ઞાનરૂપ સત્ય જ્ઞાન પ્રાપ્ત થયા પશ્ચાત્ કોઇ બાબતની ભ્રાન્તિ રહેતી નથી, માટે કેવલજ્ઞાની સર્વજ્ઞ પરમાત્મા ગણાય છે અને તેથી તે જે તત્ત્વજ્ઞાનનો ઉપદેશ આપે છે તેજ વેદ સૂત્રો જાણવાં. શ્રી મહાવીર પ્રભુએ કેવલજ્ઞાનથી ઉપદેશ આપ્યો હતો. માટે તેમની વાણીને વેદવાણી કહેવામાં આવે છે. શ્રી વીરપ્રભુની વાણીમાં સર્વ સત્ય જ્ઞાનના વચનો છે, માટે તેને મૂકીને જૈનો અન્યત્ર સર્વજ્ઞતા શોધતા નથી. प्रज्ञानंब्रह्म પ્રકૃષ્ટજ્ઞાન, ઉત્કૃષ્ટજ્ઞાન, જે ક્ષાયિક કેવલજ્ઞાન કે જે જ્ઞાનાવરણીય કર્મોનો સર્વથા નાશ થવાથી આત્મામાં જ્ઞાન પ્રગટે

છે તે પ્રજ્ઞાન અર્થાત પરમજ્ઞાન કહેવાય છે. તેવો પરમ શુદ્ધ જ્ઞાનમય આત્મા છે. अनन्तज्ञान दर्शन सुखस्वरूपोयमात्मा એમ બ્રહ્મોપનિષદ્‌મા અમોએ સિદ્ધ કર્યું છે તેથી નિશ્ચય થાય છે કે પ્રજ્ઞાનમય આત્મા છે રાગદ્વેષની વૃત્તિઓવડે જે મિશ્ર જ્ઞાન થયુ છે તેને પ્રજ્ઞાન કહેવામા આવતુ નથી सत्वात्सजायते ज्ञानम् સત્વ વૃત્તિથી જ્ઞાન થાય છે તે જ્ઞાન પણ સત્વગુણ વૃત્તિથી મિશ્ર છે, પરંતુ જ્યારે રજોગુણ, તમોગુણ, અને સાત્વિક વૃત્તિના પૂર્ણ ક્ષયપૂર્વક અર્થાત્ સંપૂર્ણ જ્ઞાનાવરણીય કર્મના નાશથી અને મોહનીય કર્મના નાશથી જે જ્ઞાન ઉત્પન્ન થાય છે તે છદ્મસ્થજ્ઞાનથી ભિન્ન શુદ્ધ પ્રજ્ઞાન અર્થાત્ કેવલજ્ઞાન ગણાય છે એવભૂતનયની દૃષ્ટિએ ઘાતિ કર્મનો ક્ષય થયા બાદ જે જ્ઞાન પ્રગટે છે તેને प्रज्ञान शुद्धज्ञान કહેવામા આવે છે શુદ્ધજ્ઞાન થયા પશ્ચાત્ સર્વ અઘાતિક કર્મરૂપ આરબ્ધને જ્ઞાની ભોગવે છે, પરંતુ પશ્ચાત્ તે જન્મજરા મરણના ચક્રમાં ફસાતો નથી અથર્વવેદમાં प्रज्ञानब्रह्म એમ કહી કેવલજ્ઞાનમય આત્માનુ સ્વરૂપ પ્રતિપાદ્યુ છે અને નૈગમ, સંગ્રહ, વ્યવહાર ઋજુસૂત્ર શબ્દ અને સમભિરૂઢિથી જે બ્રહ્મની માન્યતા ગણાતી હતી, તેનો સાપેક્ષપણે પરિહાર કરીને એવંભૂતથી શુદ્ધાત્મા બ્રહ્મ સ્વરૂપ પ્રતિપાદક છે કેવલજ્ઞાન કેવલ દર્શન સ્વરૂપ આત્મા તેજ તું પરમબ્રહ્મ છે તે વિના અન્ય જે પૌદ્‌ગલિક દૃશ્યો વગેરે છે તે તુ નથી એમ તેથી વ્યતિરેક દર્શાવેલો પણ જાણવો. આ પ્રમાણે આચાર મહાવાક્યોથી શુદ્ધ બ્રહ્મ સ્વરૂપને સ્યાદ્વાદદૃષ્ટિએ અવબોધવુ શ્રી મહાવીર પ્રભુએ વેદ સંહિતાના મંત્રોમા શંકિત થયેલ અગિયાર બ્રાહ્મણોને સ્યાદ્વાદ દૃષ્ટિએ તે મંત્રોનો અર્થ સમજાવ્યો હતો, અને તેથી આત્મા, પુણ્ય, પાપ, સ્વર્ગ, નરક, બંધ મોક્ષની સિદ્ધિ કરી બતાવી હતી अस्मात्सर्वस्मात् पुरत सुविभाति । अत्रायपुरुष स्वयज्योतिर्भवति येनेदसर्वं विजानाति तकेन विजानिदात् विज्ञातारमरे केनविजानीयात् ॥ આદશ્યમાન જગતની આગળ પ્રકાશક આત્માજ સારી રીતે પ્રકાશે છે આત્મા વિના અન્યજડ પદાર્થોમાં પ્રકાશવાની શક્તિ નથી કારણ કે તે ચૈતન્ય રહિત જડ છે જે શરીરમાં વ્યાપેલો આત્મા છે, તે સ્વયપ્રકાશી છે અર્થાત્ આત્મા અનંત જ્ઞાન સ્વરૂપ છે તેમાં અન્ય પદાર્થોમાથી પ્રકાશક શક્તિ આવતી નથી. આત્મા પોતાનો પ્રકાશ પોતાની મેળે કરે છે, સ્વયપ્રકાશી આત્માથી અનંતજ્ઞેયોને જાણી શકાય છે તે આત્માને શાથી જાણવો તેના ઉત્તરમા અવબોધવુ કે આત્માજ આત્માને સ્વરૂપજ્ઞાનરૂપ જ્યોતિથી જાણે છે આત્માનો વિચાર કરતાં કરતાં શિષ્યને શંકા થઇ કે આ શરીરમા રહેલો આત્મા શરીરની પૂર્વે હતો કે કેમ ? તેનાં ઉત્તરમાં

છાંદોગ્યોપનિષદ્ કે જેનો સામવેદમાં અંતર્ભાવ થાય છે. તેમાં જણાવ્યું છે કે સદેव सौम्येदमग्र आसीदेकमेवाऽद्वितियम् । હે સૌમ્ય આ શરીર પૂર્વે પણ અન્ય ભવોમાં સત્ રૂપે એક હતો. આ શ્રુતિથી પુનર્ભવોની જન્માન્તરોની સિદ્ધિ થાય છે, જૈનાગમો કથે છે કે આત્મા અનાદિ કાલથી સત્તારૂપે સત્ છે, અને તે આત્મા પોતે જાતિની અપેક્ષાએ દ્રવ્યાર્થિકનયે એક છે. પ્રતિ શરીર ભિન્ન અનંત આત્માઓ છે. અને તે સિદ્ધાંતને કણાદે તથા ગૌતમે અનેક વેદ શ્રુતિ-યુક્તિયોથી સિદ્ધ કર્યો છે. શરીરમાં અસંખ્ય પ્રદેશી આત્મા છે અને તે શોક છે તેને વેદ શ્રુતિમાં નીચે પ્રમાણે જણાવે છે समाने वृक्षे पुरुषो निमग्नोऽनीशया-शोच्यति मुह्यमानः એકજ દેહરૂપ વૃક્ષમાં આત્મરૂપ પુરૂપ રહેલ છે. તે અસમર્થ થઇ પોતાની ઇશ્વિરતાના સ્મરણ ભાવે શોક કરે છે. દેહરૂપ શરીરમાં આત્મા રહેલો છે પણ તેને અનાદિકાલથી જ્ઞાનાવરણીયાદિ કર્મો લાગ્યાં છે તેથી પો-તાનું શુદ્ધ સ્વરૂપ અવબોધી શકતો નથી, તેથી શોક કરે છે. આ શ્રુતિથી જ્ઞાના-વરણીયાદિ કર્મની સિદ્ધિ થાય છે. આત્માને જ્ઞાનાવરણીયાદિ કર્મો ન લાગ્યાં હોત તો તેને મુંઝાવાનો પ્રસંગ પ્રાપ્ત નહીં. ફક્ત જો અણુરૂપ આત્મા માન-વામાં આવે તો તેને કર્મ લાગી શકે નહિ, અને સર્વવ્યાપક હોય તો તેને પણ આકાશની પેઠે કર્મ લાગી શકે નહીં. આકાશ સર્વ વ્યાપક છે તેથી તે નિર્લેપ છે, તદ્વત્ આત્મા સર્વ વ્યાપક હોય તો કર્મ લાગે નહીં તેજ આ શ્રુતિ સામ-ર્થ્યથી સિદ્ધ થાય છે. શ્રી કૃષ્ણે અર્જુન પ્રતિ પણ એમજ કહ્યું છે—आवृतं ज्ञानमेतेन ज्ञानिनो नित्यवैरिणा એ નિત્ય વૈરિકામે જ્ઞાનીના જ્ઞાનને આવર્યું છે. આત્મજ્ઞાન સ્વરૂપ છે, અને તે કર્મ રૂપ આવરણથી આચ્છાદિત થાય છે, ઋગ-વેદાન્તર્ગત, ઐતરેયોપનિષદ્‌માં ઋષિઓએ આત્માની વિચારણા કરી તે વખતે તેઓને પ્રશ્ન થયું તેનું નીચે પ્રમાણે વર્ણન છે;—कोय मात्मेति वयमुपास्महे कतरःसआत्मायेन वारुपं पश्यति येनवाशब्दंशृणोतियेन वा वाच्यं व्याकरोति येन वा स्वादु चास्वादुच विजानाति यतेदय मनश्चैतत् संज्ञानमाज्ञानं विज्ञानंप्रज्ञानं मेधा-दृष्टिर्यति.मनीषाजूतिःस्मृतिः संकल्पः क्रतुरसुः कामोऽवशा इति सर्वाण्यैव वैतानि प्रज्ञानस्यनामधेयानि ॥ આ કોણ આત્મા છે કે જેની આપણે ઉપાસના કરીએ છીએ તે આત્મા કોણ ? જે આત્મા ચક્ષુરિન્દ્રિયથી રૂપને દેખે છે, કર્ણવડે શબ્દ સાંભળે છે, જે વાણીવડે શબ્દો બોલે છે, જે જીહ્વાવડે સ્વાદુ અસ્વાદુ રપને આસ્વાદે છે. અને જે હૃદય છે, જે મન છે જેને આહારસંજ્ઞા, ભયસંજ્ઞા, મૈથુન-સંજ્ઞા, અને પરિગ્રહસંજ્ઞા છે. જેને ચારે તરફથી જ્ઞાન છે. અને જેનામાં વિજ્ઞાન છે વા વિજ્ઞાન સ્વરૂપ છે, વા પ્રજ્ઞાન છે, વા મેધા છે, વા જેને સમ્યગ્દ્રષ્ટિ

વા મિથ્યાદ્રષ્ટિ છે, ધૃતિ છે ધૃતિ એ ચારિત્ર ગુણરૂપ છે જેને મનીષા બુદ્ધિ છે જેને જૂતિ અર્થાત્ દુ ખતા છે જેનામા સ્મૃતિ છે, સ કલ્પ છે, જે વશરૂપ છે, અર્થાત્ પરમાત્મ પૂજા સ્વરૂપ જ્ઞાનમય છે, જેને પ્રાણ છે, દશ પ્રકારના દ્રવ્યપ્રાણ છે, અને જ્ઞાનાદિ ભાવ પ્રાણ છે, જેને કામ અર્થાત્ ઇચ્છા છે એવો આત્મા કયો છે તો જણાવે છે કે તે સર્વનામો જેને લાગુ પડે છે તે પ્રજ્ઞાન બ્રહ્મ છે અર્થાત્ જ્ઞાનમય આત્મા છે શ્રી મહાવીર પ્રભુએ નદિ સૂત્રમા તથા આચારાગ સૂત્રમા આત્માના જે લક્ષણો જણાવ્યાં છે તે આત્મામા મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન મન પર્યવજ્ઞાન અને કેવલજ્ઞાન એ પાચ પ્રકારના જ્ઞાન છે મતિજ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમથી મતિજ્ઞાન પ્રગટે છે શ્રુતજ્ઞાનાવરણીય કર્મનાક્ષયોપશમથી શ્રુત જ્ઞાન પ્રગટે છે, અવધિજ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમથી અવધિજ્ઞાન પ્રગટે છે કેવલજ્ઞાનાવરણીય કર્મના ક્ષયથી સર્વજ્ઞેય ભાસક કેવલજ્ઞાન પ્રગટે છે મતિજ્ઞાનના અઠાવીશ ભેદ છે શ્રુતજ્ઞાનના ચઉદ, વીશ ભેદ છે. અવધિજ્ઞાનના અસ ખ્ય ભેદ અને મુખ્ય ૭ ભેદ છે જ્ઞાનાવરણીય કર્મના સર્વથા નાશથી કેવલજ્ઞાન પ્રગટે છે આત્મા મતિજ્ઞાનની ઇન્દ્રિયોવડે સ્પર્શાદિ જાણે છે હૃદય, મન, સજ્ઞાન, અજ્ઞાન એ મતિ જ્ઞાનના નામો છે એમ તત્ત્વાર્થ સૂત્રમાં આચારાગ સૂત્રમા, વિશેષાવશ્યકમા વગેરે અનેક આગમોમા જણાવ્યુ છે વિજ્ઞાન પ્રજ્ઞાન, મેધા, દૃષ્ટિ, મનીષા, જૂતિ, સ્મૃતિ, સ કલ્પ, વિગેરે મતિજ્ઞાનના અને શ્રુતજ્ઞાનના ભેદ છે પ્રજ્ઞાનરૂપ આત્મામાં જે જે ક્ષાયોપશમિક જ્ઞાનનાં ભેદો છે તેનો ઐતરેયોપનિષદ્મા વિચાર કર્યો છે, પરતુ જૈનાગમોમા તેનો પરિપૂર્ણ સ્પષ્ટ નિર્ણય શ્રી કેવલજ્ઞાની મહાવીરપ્રભુએ કર્યો છે જ્ઞાનાવરણીયકર્મના ક્ષયોપશમના અસ ખ્યાત ભેદે આત્મામા ઉત્પન્ન થનાર જ્ઞાન પણ અસ ખ્યપ્રકારનુ છે વિશેષાવશ્યક સૂત્રમા મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનના વિવેચનમા લગભગ દશ હજાર શ્લોક બાર હજાર શ્લોક ગયા છે તે ઉપરથી અધ્યાત્મજ્ઞાનમય જૈનાગમોની મહત્તાનો વાચકોને ખ્યાલ સહેજે થાય છે વેદશ્રુતિ આત્માનુ નીચે પ્રમાણે સ્વરૂપ વર્ણવે છે –अणोरणीयान् महतोमहीयान्, एषोऽणुरात्माचेतसावेदितव्य यस्मिन्प्राणः पञ्चधा संविवेश નિત્ય ઉપરની શ્રુતિમાં મતભેદથી શકરાચાર્યની અને રામાનુજ વૈષ્ણવી આચાર્યની મતભિન્નતા થઇ છે શકરાચાર્ય કહે છે કે બ્રહ્મ સર્વવ્યાપક છે ત્યારે રામાનુજાચાર્ય કહે છે કે આત્મા અણુ છે અગુષ્ઠ માત્ર છે શકરાચાર્ય કહે છે કે અણુરૂપ આત્મા માનવામા આવે તો તેથી દેહમા સર્વત્ર સવેદનાનો અનુભવ થઇ શકતો નથી ઇત્યાદિ અનેક દૂષણો આપે છે

રામાનુજાચાર્ય કહે છે કે આત્માને આકાશવત્ સર્વત્રવ્યાપક માનતાં તેનું સ્વર્ગમાં, મનુષ્ય લોકમાં, મુક્તિમાં, આવવું જવું થશે નહિ. તમે એમ કહેશો કે ચોરાશી લક્ષ યોનિમાં જીવ ગમનાગમન કરશે તે પણ કથન યોગ્ય નથી. કારણ કે તમારા મત પ્રમાણે જીવ તો દેહાધ્યાસરૂપ ભ્રાંતિ માત્ર છે. તેનો કંઇ આકાર નથી. વા તે તમારા મત પ્રમાણે જીવ કંઇ દ્રવ્ય વસ્તુ પ્રમાણે સિદ્ધ ઠરતો નથી. તમે કહેશો કે માયા જશે તો તેના ઉત્તરમાં જણાવવાનું કે માયા એ કાંઇ તાત્ત્વિક વસ્તુ નથી, અને જો માયાને તાત્ત્વિક માનશો તો આત્મા અને માયા એ બેની સિદ્ધિ થશે ઇત્યાદિ અનેક દૂષણો આવે છે; માટે આત્મા આત્મા સર્વદા આકાશવત્ વ્યાપક વ્યક્તિવાળો નથી. આત્મા અણુ છે અને તે ચેતસા અર્થાત્ મનવડે જાણવો જોઇએ. આત્મા સૂક્ષ્મથકી પણ સૂક્ષ્મ છે. આકાશરૂપ આધાર વિના આત્મા રહી શકતો નથી. જ્યારથી આત્મા છે ત્યારથી આકાશ છે. આત્મા અનાદિકાળથી છે તેથી આકાશ પણ અનાદિ અનંત સિદ્ધ ઠરે છે. તેમ આત્માની સાથે લાગેલ ધર્મ અને અધર્મ પણ અનાદિકાલથી સિદ્ધ ઠરે છે. રામાનુચાર્યને શંકરવાદીઓ કહે છે કે આત્મા અણુરૂપ જે કહ્યો છે. અને મહાનરૂપ જે કહ્યો છે તે તો આત્માનો મહિમા જણાવવા માટે કહયો છે. આ પ્રમાણે બંનેને વિવાદ કરતો દેખી મધ્યસ્થ જૈનાચાર્યો કહે છે કે વેદની શ્રુતિમાં ઉપર પ્રમાણે જે લખ્યું છે તેનો અનુભવથી ખ્યાલ કરવો જોઇએ. શ્રી સર્વજ્ઞ મહાવીર પ્રભુએ આત્માને અણુમાં અણુરૂપ કહ્યો છે. મોટામાં મોટો કહ્યો છે. તેમજ સૂક્ષ્મથી સૂક્ષ્મ કહ્યો છે, એ સર્વ બાબતો સાતનયોની અપેક્ષાએ અમો યથાર્થ જાણીએ છીએ તો તમો બંને શા માટે વેદની શ્રુતિમાં પક્ષ કરો છો. આ પ્રમાણે સાંભળી બંને વાદીઓ કહે છે કે તેનું સમાધાન તમે કરો. જૈનાચાર્યો જણાવે છે કે અણુમાં અણુ અર્થાત્ સૂક્ષ્મ જીણા શરીરમાં પણ આત્મા છે, તે શરીરની ઉપાધિની અપેક્ષાએ અણુરૂપ ગણાય છે. હૃદયમાં આત્મા છે. જેમ શરીરમાં સર્વત્ર આત્મા છે, તેમ હૃદયમાં આત્મા છે, પરંતુ હૃદયતો અંગુષ્ટ માત્ર છે તેથી તેની ઉપાધિની અપેક્ષાએ ધ્યાન કરનાર યોગીઓએ અંગુષ્ટમાત્ર આત્મા કહયો છે તે પણ તે હૃદયરૂપ ઉપાધિની અપેક્ષાએ સત્ય છે. અને મોટામાં મોટો સર્વત્ર વ્યાપક આત્માછે, તે પણ કેવલજ્ઞાનની અપેક્ષાએ સત્ય ઠરેછે. જ્યારે ઘન ઘાતી કર્મનો ક્ષય થાય છે, વેદાન્તની દ્રષ્ટિએ રજોગુણ, તમોગુણ, અને સત્વ ગુણરહિત નિર્ગુણઆત્મા થાય:છે ત્યારે તે આત્મામાં આવરણના નાશથી કેવળજ્ઞાન અને કેવળદર્શન પ્રકાશે છે. આત્મામાં અનાદિકાલના કેવલજ્ઞાન દર્શન છે. પરંતુ આવરણ સદ્‌ભાવે તે પ્રકાશિત થતાં નથી, પણ રજોગુણ, તમોગુણ, અને

સત્વગુણના સર્વથા નાશથી સૂર્યનાપરથી વાદળ વીખગતા જેમ પ્રકાશ થાય છે, તેથી તેની પેઠે અનંતકેવલજ્ઞાનદર્શન પ્રકાશે છે તે વખતે સંપૂર્ણ વસ્તુઓના બ્રહ્માંડોનો આત્માના કેવલજ્ઞાનમા ભાસ થવાથી તથા ભાસ્યભાસકની કથંચિત્ એકતા હોવાથી તે સર્વત્ર વ્યાપકરૂપ આત્મા ગણાય છે અથવા કેવલિસમુદ્ઘાત કરીને ચઉદરાજ લોક રૂપ સર્વ જગતમા અસંખ્યાત પ્રદેશથી ચોથા સમયે વ્યાપ્ત થવાથી તે મોટાના મોટો સર્વત્રવ્યાપક મહાન્ ગણાય છે, વા પ્રકાશની અપેક્ષાએ સર્વ જગતમાંથી અણુ માત્ર પ્રકાશતો હોવાથી અને મોટામાં મોટા ચંદ્રસૂર્યો વિગેરેને તે પ્રકાશતો હોવાથી અણુમાં અણુ અને મોટામાં મોટો તે ગણાય છે, તથા શરીરથી મન સૂક્ષ્મ છે, મનથી બુદ્ધિ સૂક્ષ્મછે, અને તેના કરતાં સૂક્ષ્મમાંસૂક્ષ્મ અસંખ્યાત પ્રદેશમય આત્મા વ્યકિતથી નિત્ય અને સૂક્ષ્મથી સૂક્ષ્મતર કહેવાયછે જડપુદ્ગલ દ્રવ્ય કરતા આત્મા સૂક્ષ્મમા સૂક્ષ્મ છે સર્વ કરતા આત્મા સૂક્ષ્મા સૂક્ષ્મતરછે એમ અવબોધવુ. सएष इहप्रविष्ट आनेखाग्रेभ्य તે આત્મા નખનાં અગ્રભાગપર્યંત શરીરમા વ્યાપીને પ્રવૃત્ત થઈ રહેલ છે એ વેદશ્રુતિથી શરીર વ્યાપી આત્માની સિદ્ધિ થાય છે સાપેક્ષ દ્રષ્ટિએ આત્મા અણુ પણ કહેવાય છે અને મોટામા મોટો પણ ગણાય છે કેવલજ્ઞાનની દશાએ આત્મામાં સર્વનો ભાસ થવાથી વ્યાપક મહાન્ છે સાંખ્યો અને નૈયાયિકો વેદશ્રુતિના આધારે અનંત આત્માઓ માને છે વૈષ્ણવો રામાનુજાચાર્યો વિગેરે પણ અનંત આત્માઓ માને છે एगेआया एक आत्मा એવુ સ્થાનાંગ સૂત્રમા લખી સત્તાની અપેક્ષાએ સર્વે આત્માઓને એક કહ્યા છે અને વ્યકિતની અપેક્ષાએ સર્વે આત્માઓને અનેક અનંત કહ્યા છે સર્વે આત્માઓની સત્તા એક છે તેથી સંગ્રહનયની અપેક્ષાએ સર્વે આત્માઓને એક આત્મા કહેવામા આવે છે અને વ્યવહારનયની અપેક્ષાએ વ્યકિનએ પ્રતિશરીર ભિન્ન અનંત આત્માઓ છે, એમ શ્રી વીરપ્રભુએ જણાવ્યુ છે અને તેથી આત્માને એક માનનાર અને આત્માઓને અનંત માનનારાઓના વાદને પરસ્પર એક સાપેક્ષનયથી સાંકળે ગુંથીને સ્યાદ્વાદ સિદ્ધાંતની કેવલજ્ઞાનવડે સમ્યગ્સિદ્ધિ કરી છે અને તે વડે વેદની શ્રુતિયોનો એકાત્મવાદનો અને અનેકાત્મવાદનો વિવાદ દૂર કર્યો છે માયા અર્થાત્ કર્મસહિત જે આત્મા તે દેહરૂપ સૃષ્ટિનો સૃષ્ટા ઇશ્વર કહેવાય છે તે સંબંધી ઉપનિષદ્મા નીચે પ્રમાણે જણાવ્યુ છે–अस्मान्मायी सृजते विश्वमेतत्तस्मिंश्चान्या-मायया संनिरुद्ध (શ્વેતાશ્વતરોપનિષત્) માયા અર્થાત્ કર્મવંત જે ઇશ્વર છે તે શરીરરૂપ વિશ્વને સૃષ્ટિને સર્જે છે, અને તેમા કર્મથી સહિત અર્થાત્ માયી ઇશ્વર અર્થાત્ માયી આત્મા તેમાં બંધાય છે " શરીરનો રચનારો માટે એસીપોજી

કરોળીયો રચીને જેમ ઝાળહો, કોઈને બતાવે મારો જોગીડોજી " ज्ञानादेवहिकैवल्यम् नान्यः पन्था विद्यतेऽयनाय આત્મજ્ઞાનથી મુક્તિ છે. મોક્ષ માટે જ્ઞાન વિના અન્ય ઉપાય નથી. ब्रह्मविद् ब्रह्मैव भवति. બ્રહ્મવિદ્ સ્વયં બ્રહ્મરૂપ બને છે. नित्यः शुद्धोबुद्धःसत्यो मुक्तो निरञ्जनो विभुरद्वयआनन्दःपरः प्रत्यगेकरसः ॥ આત્મા નિત્ય, શુદ્ધ બુદ્ધ, સત્ય, મુક્ત, નિરંજન, વિભુ, અદ્વયદ, આ સ્વરૂપ પર અને એક સ્વરૂપ છે કર્મથી રહિત આત્મા અન્યના સંબંધથી રહિતહોવાથી અદ્વય શુદ્ધાત્માની એવી દશા છે. अस्थूलमनणवहस्वम्. બ્રહ્મ અર્થાત્ આત્મા સ્થૂલ નથી. અણુ નથી અને હસ્વ નથી, એમ મુંડકોપનિષદ્‌માં કહયું છે–अस्पर्शमरुपमव्ययम् આત્મા અસ્પર્શી છે. અરૂપી છે અને અવ્યય છે. જિનાગમોમાં પુદ્ગલાસ્તિરૂપ જડ દ્રવ્યના વર્ણ, ગંધ, રસ, સ્પર્શ એ પર્યાય છે અને તેથી આત્મ દ્રવ્ય ભિન્ન છે એમ પ્રતિપાદન કરવામાં આવ્યું છે. તેને લગતી અનુસરતી ઉપરની શ્રુતિ છે- यत्तदहश्यमग्राह्यम् જેને બ્રહ્મ અદશ્ય અગ્રાહ્ય છે. બાહ્ય ચક્ષુથી ગ્રહાતો નથી. અને સ્પર્શેન્દ્રિય વા બાહ્યેન્દ્રિયથી ગ્રહાતો નથી, सर्वं सुखं ब्रह्मसुखेनिमग्नं બ્રહ્મ સુખમાં સર્વ સુખનો લય થાય છે. શ્રુતિમાં કહ્યું છે કે-तस्यैवानन्दस्यान्यानिमात्रामुपजीवन्ति તેજ બ્રહ્માનંદના અનંત ભાગરૂપ માત્રાને અન્ય જીવો ભોગવે છે. सर्वंखल्पिदंब्रह्म આત્મા જ્યારે સકલજ્ઞાનાવરણીય આદિ કર્મનો ક્ષય કરી સિદ્ધબુદ્ધ પરમાત્મા બને છે, ત્યારે તેનાં કેવલજ્ઞાનમાં સર્વજ્ઞેયોને તે જ્ઞેય પરિજ્ઞામે પરિણમે છે. તત્સમયે સર્વજ્ઞેય પદાર્થો છે. તે કેવલજ્ઞાનના પર્યાયરૂપે ગણાય છે અને તે કથંચિત્ જ્ઞાન પર્યાયની અને જ્ઞાનની એકતા હોવાથી સર્વજ્ઞેય પદાર્થો તે જ્ઞાનપર્યાયી હોવાથી જ્ઞાનરૂપ ગણાય છે. તેથી સર્વ બ્રહ્મ છે. એમ અપેક્ષાએ કહેવાય છે. પરંતુ તેથી જ્ઞાતા અને જ્ઞેય પદાર્થોનું દ્વિત્વ તો કાયમ રહે છે. જડ અને ચેતન એ બેનું દ્રવ્યની અપેક્ષાએ તો દ્વૈત્વ કાયમ રહે છે. આ પ્રમાણે અનેક શ્રુતિયોથી અને ઉપાનષત્ સૂત્રોથી આત્મતત્વની સિદ્ધિ થાય છે. અધ્યાત્મજ્ઞાનની સિદ્ધિમાં સમ્યગ્‌દૃષ્ટિએ સર્વ શાસ્ત્રોમાંથી સમ્યક્‌સાર ગ્રહણ કરાય છે એમ વિશેષાવશ્યક, નંદિસૂત્ર, આચારાંગ, તત્ત્વાર્થસૂત્ર, વગેરે અનેક આગમોમાં અને ગ્રંથોમાં પ્રતિપાદન કરવામાં આવ્યું છે. અધ્યાત્મસાર, યોગમાં શાસ્ત્ર, યોગ દૃષ્ટિ સમુચ્ચય, જ્ઞાનસાર વગેરેમાં આત્મજ્ઞાન સંબંધી ઘણું વિવેચન કરવામાં આવ્યું છે. સાત નયોની અપેક્ષાએ આત્મતત્ત્વનું સ્વરૂપ અનુભવ્યા પશ્ચાત્ સર્વ દર્શનીય અધ્યાત્મ શાસ્ત્રોમાં કહેલા આત્માના સ્વરૂપને સમ્યગ્ અનુભવાય છે. સર્વ દર્શનીયાધ્યાત્મ શાસ્ત્રોનું મનન, અનુભવ જ્ઞાન, કરવાથી વીતરાગ દેવનાં વચનોરૂપ વેદસૂત્રોની સમ્યક્ પ્રતીતિ થાય છે. સર્વ-

દર્શનીય અધ્યાત્મ શાસ્ત્રોમા ઉંડા ઉતરીને તેનો અનુભવ કરવાની ઘણી જરૂર છે. અમોએ સ્યાદ્વાદ આધ્યાત્મિક શાસ્ત્રોનો અનુભવ કર્યા બાદ અન્ય દર્શનીયાધ્યાત્મ શાસ્ત્રોનો અનુભવ કરવા જેટલો બને તેટલો પ્રયત્ન કર્યો છે અને તેથી જે આનન્દ અનુભવ થયો છે તેને અધ્યાત્મોદ્ગારો દ્વારા કાઢી વિશ્વ સમાજની આગળ પદ્યો મૂકયા છે. તેમાંથી ગુણાનુરાગી સજ્જનો યોગ્યસાર ગ્રહણ કરશે એમ સુવિદિત છે

અધ્યાત્મજ્ઞાન સંબધી અનેક પદ્યો લખવામા આવ્યા છે સંવત્ ૧૯૭૭નુ ચોમાસુ વિજાપુરમાં થયુ હતુ તે પ્રસંગે ચોમાસામા રામાનુજાચાર્ય પંથીતરીક કહેવરાવતા એક યોગીન્દ્રાચાર્ય આવ્યા હતા, તેઓ રામાનુજપંથના અભિમાની હતા, તેમનો મત એવો હતો કે જે વેદ હાલ પ્રચલિત છે તેને માને તેઅધર્મી છે તેઓની માન્યતામા ઘણાં સંકુચિત વિચારો જણાતા હતા તેમણે અમને વેદની માન્યતા સંબધી પુછેલુ હતુ તેના ઉત્તરમા અમોએ "એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી ' એ કાવ્ય રચી અમારા વિચારો પ્રસિદ્ધ કર્યા હતા. જૈનો આગમ અને નિગમ એ બંનેને માને છે નિગમમા ભરતરાજાના સમયથી બનાવેલા અને પરંપરાએ શુદ્ધ મંત્રો પૂર્વક ગ્રહેલા સર્વ વેદોનો સમાવેશ થાય છે એમ મહ જિણાણુંની સઝાયની ઉપદેશ કલ્પવલ્લિ ટીકામા જણાવવામાં આવ્યુ છે શ્રી ઋષભદેવ પ્રભુના પુત્ર શ્રી ભરત રાજાએ વેદો રચ્યા હતાં હાલમા પણ સોળ સંસ્કારના મંત્રો વિગેરેનો ઘણો ભાગ મળી આવે છે આ સંબધી અમદાવાદમા શ્રી વીરના ઉપાશ્રયસ્થિત પન્યાસ ગુલાબ વિજય ગણિ વિશેષ શોધ કરે છે એમ સંભળાય છે. જૈનોની ઉપનિષદો વિગેરે બહિર્ પડતા તે ઉપર વધુ પ્રકાશ પડી શકે તેમ છે હાલમા મોટા ભાગે બ્રાહ્મણો જેને ચાર વેદ માને છે તેનો સંગ્રહ કરીને ચારવેદ તરીકે ગોઠવનાર વ્યાસર્ષિ છે વ્યાસ રૂષિએ વેદોના મંત્રોને ચાર વિભાગમાં ગોઠવ્યા છે, એમ શ્રીમદ્ વિજયાનંદસૂરિ વિગેરેએ પ્રતિપાદન કર્યું છે, તેમાની શ્રુતિયોના આધારે શ્રીવીર પ્રભુએ અગિયાર મહાવિદ્વાન્ બ્રાહ્મણોને પ્રતિબોધી ગણધર બનાવ્યા હતા તે ઉપરથી સમજાય છે કે જૈન ધર્મના અનુસારે જે વિચારો મળતા આવતા હોય જૈન સિદ્ધાંતોની માન્યતાથી અવિરૂદ્ધ હોય એવા જે જે વિચારો વેદોમાં હોય ઉપનિષદોમાં હોય, બાઇબલમા હોય, વા કુરાનમા હોય, વા બૌદ્ધોના ગ્રંથોમાં હોયતો પણ તે તીર્થંકરોના ઉપદેશ વચનો છે એમ જાણવુ સર્વ ધર્મના ગ્રન્થોમા જે જે જૈનાગમોના સાનુકુલ અવિરોધી વિચારો હોય તે તે દ્રષ્ટિએ વેદોમાંથી ઉપનિષદોમાથી પણ સ્યાદ્વાદદ્રષ્ટિની મુખ્યતાએ સાર ખેચી શકાય

છે, તેથી તે તે દ્રષ્ટિએ તે તે વિચારોનાં વાકયો માન્ય ગણાય છે. એ બધું શ્રી ગીતાર્થ અને જૈનાચાર્યની ગુરૂગમલઇ અનુભવવું પણ તેવી બાબતમાં સ્વચ્છંદ મતિથી વર્તવું નહીં. દુનિયામાં જે જે સદ્‌વિચારો અને સદાચારો ભૂતકાલમાં થયા, વર્તમાનમાં થાય છે, અને ભવિષ્યમાં થશે તે વેદ અર્થાત્ આગમ વચનો રૂપે જાણવા. પુણ્યના વિચારોને આચારોનાં પ્રતિપાદક શાસ્ત્રો છે તે શુભ વેદો તરીકે જાણવાં. અને હિંસા પશુપંખીની ઘાત વિગેરેનાં પ્રતિપાદક જે જે વચનો હોય પુસ્તકો હોય તે પાપવેદો તરીકે જાણવા. જેમાં નીતિના વિચારો હોય તે નીતિમય વેદો જાણવા. જેમાં હુન્નરકળા શોધખોળ સાયન્સના વિચારો હોય પછી તે ગમે તે ભાષામાં અગર ગમે તે દેશમાં વિદ્વાનોએ રચ્યાં હોય તહોંયે તે વિજ્ઞાનશાસ્ત્રોરૂપ વેદો જાણવા. હાલમાં પાશ્ચાત્ય દેશમાં જે જે નવીન હુન્નરકલાની શોધો થાય છે. તે સંબંધી તેઓએ જે જે ગ્રંથો લખ્યા છે તે પણ વિજ્ઞાનમય વેદો અવબોધવા. જેમાં સત્ય તત્ત્વોની વાત ચર્ચવામાં આવી હોય તે ગ્રન્થો શાસ્ત્રો ગમે તે ભાષામાં હોય તો પણ તે અમારી માન્યતા પ્રમાણે તત્ત્વપ્રતિપાદક વેદો ગણાય છે. જેમાં સમ્યગ્ સાતનયોની અપેક્ષાએ તત્ત્વો કથ્યા હોય તે સમ્યક્ તત્ત્વમય વેદોરૂપ શાસ્ત્રો ગણાય છે. પ્રાચીન ભાષાનો વા વર્તમાન ભાષાનો કદાગ્રહ કરીને સત્ય તત્ત્વોથી વિમુખ ન બનવું જોઇએ. પ્રાચીન અને અર્વાચીન માન્યતાનો કદાગ્રહ કરીને પૂર્વકાલનું તેટલું સત્ય અને અર્વાચીન તેટલું અસત્ય વા અર્વાચીન તેટલું સત્ય અને પ્રાચીન જેટલું તેટલું અસત્ય એમ એકાંતે કદાગ્રહ ન કરવો જોઇએ, અમુક પુસ્તક પરમાત્મા તરફથી ઉતરી આવેલું છે એમ એકાંત કદાગ્રહ કરીને અન્યશાસ્ત્રોને એકદમ અસત્ય ઠરાવાનો કદાગ્રહ ન કરવો જોઇએ. રાગદ્વેષરહિત વીતરાગ મુનિયો ધર્મની બાબતમાં વિશેષ સત્યનો પ્રકાશ કરે છે, અને જે સંપૂર્ણ વીતરાગ થયા હોય તે ધર્મની અનંત સત્યતાનો પૂર્ણ ઉપદેશ આપી શકે છે. પરંતુ રાગદ્વેષનો જેમ જેમ ક્ષય થતો જાય છે, તેમ તેમ ધર્મની સત્યતાનો અનુભવ કરી શકાય છે. હંસ સમાન દષ્ટિ ધારણ કરીને સર્વસત્ય તત્વોની પરીક્ષા કરીને સત્ય ધર્મના વિચારોને અને સદાચારોને ગ્રહણ કરવા જોઇએ એમ વિતરાગ દેવ શ્રી મહાવીર પ્રભુ જણાવે છે. રાગદ્વેષના વિચારોનો ઉપશમ કર્યા વિના આત્માની પાસે રહેલા સત્યોનો પ્રકાશ થવાનો નથી. વિશાલદ્રષ્ટિથી સર્વ વ્યાવહારિક તથા ધાર્મિક સદ્‌વિચારો અને સદાચારો તેજ વેદો છે, એમ જે મહાત્માઓ વર્તે છે. તેજ બતાવે છે. ઇત્યાદિ અમારા વિચારોને વિસ્તારથી તે કાવ્યમાં ગુંથ્યાછે.

આત્માની શુદ્ધતા કરી ચોરાશીલાખ જીવ યોનિયોમા જન્મ મૃત્યુના દુ ખથી મુક્ત થવુ એજ મનુષ્યભવ પામીને સાધ્ય કર્તવ્ય કરવાનુ છે અને તે માટે સિદ્ધાતોમા, આગમોમા, નિગમોમા ધર્મ સાધનાઓને લખવામાં આવી છે. જ્ઞાન દર્શનચારિત્રાણિ મોક્ષમાર્ગ જ્ઞાન દર્શન અને ચરિત્ર મોક્ષમાર્ગ છે ગૃહસ્થ ધર્મ અને સાધુ ધર્મ એ બે પ્રકારે ધર્મ છે ગૃહસ્થાવાસમા દેશથી અને સાધુઓ અવસ્થામાં સર્વથી જ્ઞાન દર્શન ચારિત્રની આરાધના થઇ શકે છે આગમોમાં ગૃહસ્થ ધર્મ અને સાધુ ધર્મનુ વિસ્તારથી વિવેચન કરવામાં આવ્યુ છે ગૃહસ્થાવાસમાં અને સાગાવસ્થામા નિર્લેપ કર્મયોગીઓ બનીને જે સ્વ ધિકારે કર્તવ્ય કર્મોને કરે છે તે આત્માનો અન ત આન દ અને અન ત જ્ઞાન પ્રાપ્ત કરવા અધિકારી બને છે સામાજિક અથવા ધાર્મિક પ્રવૃત્તિયોને સ્વાધિકારે કરવી જોઇએ, પરતુ કર્મયોગી બન્યા સિવાય આવશ્યક વ્યાવહારિક તથા ધાર્મિક કર્મોને કરી શકાતા નથી માટે કર્મયોગી બનવાની ખાસ જરૂર છે. દરેક મનુષ્યે કર્મયોગી બનવુ જોઇએ શ્રીયુત તિલકે કર્મયોગીની પદવી પ્રાપ્ત કરવાને માટે ભગવદ્ગીતાપર, કર્મયોગનુ વિવેચન કર્યું છે

## कर्मयोगी बनवानी जरुर.

અને તેમા કર્મયોગી બનવાની કેટલીબધી જરૂર છે તે જણાવ્યુ છે અમોએ કર્મયોગ નામનો મ સ્કૃત ગ્રન્થ રચીને તેનાપર કર્મયોગી બનવાના ગુણોની તથા તેની અધિકારતાની સ્થિતિ વર્ણવી છે અમો એક કર્મયોગ ગ્રન્થમા આવશ્યક કર્મોને કર્મયોગી બની કરવા જોઇએ, તે સબધી વિસ્તારથી વિવેચન કર્યું છે કર્મ યોગ ગ્રન્થના વાચનથી કર્મયોગીઓ બનવાની કેટલીબધી જરૂર છે, તે સહેજે જણાઇ આવે છે કર્મયોગી બનવા માટે અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કરવાની જરૂર છે વીશ પચીશ વર્ષપર્ય ત અધ્યાત્મ જ્ઞાનનો ઉડો અભ્યાસ કરવો યોગ સમાધિના ગ્ર થોનુ પૂર્ણ અધ્યયન કરવુ ગુરૂકુલ વાસમાં રહીને વીશ પચ્ચીશ વર્ષ પર્ય ત કાયિક, વાચિક, અને માનસિક બ્રહ્મચર્ય પાળવુ પચીશ વર્ષ પર્ય ત બ્રહ્મ ઉર્ધ્વરેતાબનીને આધ્યાત્મિક ગ્રથોનો અનુભવ કરવો, ધ્યાન સમાધિનો અભ્યાસ કરવો, અને તેની સાથે સર્વ પ્રકારની વ્યાવહારિક કેળવણીની તાલીમ લેવી અને પશ્ચાત્ જેઓ ઉચ્ચ શુદ્ધ કર્મ યોગીયો બન્યા હોય તેઓના સહવાસમાં આવવુ દરરોજ દરેક કાય ને નિર્લેપપણે કરાય એવો અભ્યાસ સેવવો, દરરોજ એક બે કલાક પરમાત્માનુ ધ્યાન ધરવુ, અને સદ્ગુરૂની સેવા કરી ધાર્મિક સસ્કારોવડે ગૃહસ્થધર્મને નિર્મલ કરવો સાધુ-

ઓએ સાધુઓનાં જે જે આવશ્યક કર્મો છે તેઓને સ્વાધિકારે કરવાં. ઇત્યાદિ કર્તવ્યમાં પ્રવૃત્ત થવાને આધ્યાત્મિક તથા અન્ય ગુણોની કર્મયોગ ગ્રન્થમાં અત્યંત આવશ્યકતા દર્શાવી છે. હાલ કર્મયોગ ગ્રંન્થના આઠ દશ ફરમાં છપાવાના બાકી રહેલા છે. ઘણું કરી ચાલતી સાલમાં કર્મયોગ છપાઇને બહાર પડવાનો છે તેમાંથી જિજ્ઞાસુએ સર્વ પ્રકારનું કર્મયોગિનું જ્ઞાન પ્રાપ્ત કરવું. ભજન પદ્યસંગ્રહના આઠે ભાગોમાં કર્મયોગીયો થવાને કોણ લાયકછે? તેનાં અનેક પદ્યો રચ્યાં છે તેમાંથી સજ્જન મનુષ્યો સાર ખેંચીને કર્મયોગીઓ બનો એવી આશીઃ છે. કાલાનુસારે પૂર્ણ જ્ઞાની બન્યા વિના કોઇ સત્ય કર્મયોગી બની શકતો નથી. કર્મયોગી બનવા માટે હૃદયગુણોરૂપ ચારિત્રને પ્રાપ્ત કરવું જોઇએ એમ કર્મયોગમાં અનેક દૃષ્ટાંતોથી સિદ્ધ કર્યું છે. માટે ચારિત્ર ગુણોની પ્રાપ્તિ કરવાથી કર્મયોગી બની શકાય છે. હાલ ચારે ખંડમાં સત્પકર્મ યોગીઓને શોધી કાઢવા એ ઘણું મુસ્કેલ કાર્ય છે. ક્ષાત્રકર્મી બનવું. રાજા બનવું, અમાત્ય બનવું, શેઠ બનવું, આચાર્ય બનવું, સાધુ બનવું, સારાંશ કે ગૃહસ્થ બનવું. વા ત્યાગી બનવું. તેમાં કર્મયોગીના ગુણોની ખાસ જરૂર છે. લેખકો, વક્તાઓ, સર્વ પ્રકારના વ્યાવહારિક કર્મ કરનારાઓ જો કર્મયોગીઓ બને તો ચારે ખંડમાં શાંતિ સુખવડે સ્વર્ગની શોભા દેખવામાં આવે. નિર્મલ કર્મયોગી બન્યા વિના સંસારમાં બંધાવાનું થાય છે, અને કર્મયોગી બન્યા પછી સંસારમાંથી મુકત થવાની શક્તિ પ્રાપ્ત થાયછે. ગૃહસ્થના ધર્મોનું અને સાધુઓના ધર્મોનું આગમોમાં, નિગમોમાં વર્ણન કરવામાં આવ્યું છે તે ખાસ કર્મયોગની શુદ્ધતા માટે અવબોધવું. કર્મયોગની પ્રસ્તાવનામાં કર્મયોગની આવશ્યકતા સંબંધી વિશેષ વિવેચન કરવામાં આવ્યું છે, માટે જિજ્ઞાસુ ભવ્યોએ કર્મયોગની પ્રસ્તાવનાનું અવલોકન કરવું તેનું વાંચન કરવું અને પશ્ચાત્ તેનો અનુભવ કરવો. ભજન સંગ્રહના આઠે ભાગોમાં જે જે કર્મયોગી સંબંધી પદ્યો હોય તેઓને વાંચી મુખે કરવા અને તેનો ગીતાર્થ ગુરૂ મુખથી અર્થ ધારવો કે જેથી સંસ્કૃત માગધી ભાષાઓના ગ્રન્થોનો સાર સહેલાઇથી પ્રાપ્ત કરી શકાય.

કર્મયોગી સેવાધર્મ, ઉપાસના, કર્મ, ભક્તિ, પરોપકાર, ક્ષાત્રાદિ કર્મ વગેરે સર્વ પ્રકારની આવશ્યક પ્રવૃત્તિયોને ગૃહસ્થ દશા અને સાધુ દશાના અધિકારે સેવે છે. જૈનાગમીમાંજ સાધુઓને તેમના અધિકાર પ્રમાણે ધર્મ કર્ત્તવ્ય કર્મોને કરવાનાં કહ્યાં છે તેથી ત્યાગીઓ અક્રિય હોય છે એવો આક્ષેપ ખરેખર જૈન મુનિઓને લાગુ પડી શકતો નથી. પ્રમત્તગુણ સ્થાનક પર્યંત વર્તનારા સાધુઓને ધાર્મિક કર્મો કરવાનો સારી રીતે અધિકાર છે. અપ્રમત્ત ધ્યાન સમા-

ધિની દશા આવ્યા વિના જે ધર્મ કર્મોનો ત્યાગ કરે છે તે ધ્યાન સમાધિથી ભ્રષ્ટ થાય છે અને ધર્મ કર્મ યોગથી પણ ભ્રષ્ટ થાય છે માટે સાધુઓએ પણ જ્ઞાની થયા પાશ્ચાત્ કર્મયોગી બનવુ જોઇએ એમ કર્મયોગમા વિવેચન કરવામા આવ્યુ છે અમારા ગુરૂઓની પરપરામાં કર્મયોગીઓ થવાની કુચીઓનુ જ્ઞાન આપવામાં આવે છે, અમારા ગુરૂ શ્રીમદ્ સુખસાગરજી મહારાજ સાહેબે અને તેમના ગુરૂ શ્રી રવિસાગરજી મહારાજે તથા શ્રીમદ્ રવિસાગરજી મહારાજના ગુરૂ ક્રિયોદ્ધારક શ્રી નેમિસાગરજી મહારાજે કર્મયોગી તરીકે સાધુઓની જે જે ધર્મ પ્રવૃત્તિઓ છે તેઓને આચારમાં મૂકી બતાવવાને માટે કમર રાખી નથી એમ ગુજરાતના જૈનો મુકત કઠે કહે છે અમારા ગુરૂએ અમને કર્મયોગની મહત્તાનો અનુભવ કરાવવામાં કઇ બાકી રાખ્યુ નથી અને તેથી તેમના નિર્વાણથી તેમની આજ્ઞા પામી કર્મયોગ ગ્રન્થની રચના કરી છે કલિકાલ સર્વજ્ઞ શ્રી હેમચદ્રાચાર્યની કર્મયોગી દશાનો ખ્યાલ કરવો જોઇએ શ્રીમદ્ હરિભદ્રસૂરિની કર્મયોગીપણાની દશાનો ખ્યાલ કરવો જોઇએ જૈન ધર્મધુરા વહન કરનાર સાધુઓ, જૈનાચાર્યો, સાધ્વીઓની કર્મયોગી દશાનો ખ્યાલ કરવામા આવે છે, ત્યારે કર્મયોગની શુદ્ધતા પ્રાપ્ત કરવા સ્વાધિકારે પ્રયત્ન કરી શકાય છે હાલ જૈનોમાં ઉચ્ચ પ્રકારના કર્મયોગીઓને ગૃહસ્થીઓમા તથા સાધુઓમાં પ્રકટાવવાની જરૂર છે ગૃહસ્થ જૈનો જો શાસ્ત્રાનુસારે જ્ઞાન પૂર્વક ગર્ભાધાનાદિ સસ્કારે વડે સસ્કારિત બનશે તો તેઓ ધર્મોદ્ધાર કરવા પ્રગતિશીલ બનશે એમ ખાસ પૂર્ણાનુભવથી કહેવામા આવે છે દુનિયાના સર્વ મનુષ્યો સત્ય કર્મયોગીઓ બને એવો ઉદાર દ્રષ્ટિથી વર્તમાન કર્મયોગીઓ તરફથી પ્રયત્ન થવાની જરૂર છે આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાનો અને કર્મયોગી બનવાનો રાજાથી તે રક પયત સર્વ મનુષ્યોને એક સરખો હક છે આત્માની, મનની, વચનની, કાયાની શક્તિઓ ખીલવીને આત્મોન્નતિ કરી કર્મયોગી બનવુ એમા સર્વ મનુષ્યોનો એક સરખો હક છે કોઇ દેશને, કોઇ પ્રજાને પરતત્ર ગુલામ બનાવવી એ કોઇનો ધર્મ નથી, એવો જેના મનમા વિચાર આવે છે, એવી જે પ્રવૃત્તિ કરે છે તે વ્યાવહારિક અને ધાર્મિક કર્મયોગી બ[illegible] છે અમારા પૂજ્ય ગુરૂ મહારાજની કૃપાનુસારે ઉપદેશ દેવો, વ્યાખ્યાન આપવા, ગ્રન્થો લખવા, વિગેરે કર્મોથી કર્મયોગમા પ્રવૃત્ત થવાયુ છે ગુરૂની કૃપા વિના આત્માની શુદ્ધતા ઉચ્ચતા થતી નથી ગુરૂના હૃદયમાં આત્મા રૂપ પ માત્માનો વાસ છે અને તેથી ગુરૂની કૃપાથી પ માત્માની કૃપા મળી એમ નિશ્ચય થાય છે માટે જે મનુષ્યોને કર્મયોગી બન

વાનો ભાવ થતો હોય તેઓએ પ્રથમ શ્રી સદ્‌ગુરૂની કૃપા–અનુગ્રહ મેળવવો.

## ગુરુ કૃપા.

શ્રી ગુરૂનીપર જેમનો પૂર્ણ પ્રેમ અને પૂર્ણ શ્રધ્ધા હોય છે તથા તેમના પાસાંને જે સેવી તેઓની આજ્ઞાનુસાર ચાલે છે તે સદ્‌ગુરૂની કૃપા, મહેરબાની, પ્રસન્નતા, અનુગ્રહ, આશીર્વાદ મેળવવા શક્તિમાન્ થાય છે. ગુરૂની કૃપાથી સત્ય કર્મયોગી બની શકાય છે અને પરમાત્મ પદ પ્રાપ્ત કરી શકાય છે. જે ગુરૂની કૃપાથી કર્મયોગી બને છે તેનામાં દિવ્ય શક્તિ ખીલે છે. લાખો કરોડો શાસ્ત્રો વાંચવાથી જે બનતું નથી તે ગુરૂની કૃપાથી બને છે. ગુરૂની કૃપાથી હૃદયની શુદ્ધતા થાય છે, શુદ્ધ સાત્વિક ગુણો ખીલે છે અને રજોગુણ તમોગુણનાં આવરણો ટળે છે. શિષ્યોપનિષદ્‌માં ગુરૂની કૃપા સંબંધીમાં વિશેષ વિવેચન છે અને ગુરૂમહત્તા સંબંધીમાં ગુરૂપનિષદ માં ઉત્તમ બોધ છે. ગુરૂની કૃપાથી કોટિ ગ્રન્થો વાંચ્યાથી જે આત્મશુદ્ધિ થાય છે તેના કરતાં વિશેષ શુદ્ધિ થાય છે. ગુરૂ કૃપાથી કર્મયોગીઓની વિશ્વમાં પ્રસિધ્ધિ થાય છે. ગુરૂ કૃપાથી શિષ્યો વિશ્વમાં મહા યોગીઓ બને છે એમ ગુરૂગીતામાં દર્શાવ્યું છે, માટે કર્મયોગી બનવા માટે ભવ્ય મનુષ્યોએ ગુરૂ કૃપા મેળવવી જોઇએ.

ગુરૂની કૃપાથી સર્વ પ્રકારની ઉન્નતિ થાય છે. ગુરૂની કૃપાથી સ્વાધિકાર અવબોધાય છે. અને તેથી સ્વાધિકારે કર્મો કરાય છે. ગુરૂની કૃપાથી આત્મજ્ઞાન પ્રગટે છે અને તેથી નિરાસક્તિભાવ પ્રગટ થાય છે, માટે ગુરૂની કૃપા મેળવવી જોઇએ. કલિકાલમાં શ્રીસદ્‌ગુરૂ દેવની જોગવાઈ છે. અષ્ટાદશદોષરહિત પરમાત્મા વીતરાગદેવ હાલ જૈન દ્રષ્ટિએ જેમ મનાય છે તે કંઇ પ્રત્યક્ષ ઉપદેશ આપી શકે તેમ નથી માટે હાલ પ્રત્યક્ષ વિરાજમાન શ્રી સદ્‌ગુરૂની ઉપાસના, સેવા, ભક્તિથી તેમની કૃપા મેળવી તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ. ગુરૂને અનેક પ્રશ્નો પુચ્છ્યા વિના તત્ત્વજ્ઞાનની સ્ફુરણા થતી નથી, માટે જે સમયે ગુરૂ પ્રસન્ન હોય અને આજ્ઞા આપે ત્યારે આત્મ નિવેદન કરી નિઃશલ્ય બની ગુરૂને શંકાવાળી બાબતોને પુચ્છી અને વિતંડાની દૃષ્ટિ ટાળીને અંતરમાં આત્માર્થે સમાધાન થાય તે તરફ લક્ષ દેવું, ગુરૂની અશાતનાઓ ટાળવી. પૂર્વકાલમાં ગુરૂની કૃપા પ્રસન્નતા મેળવીને શિષ્યો આત્મજ્ઞાન પ્રાપ્ત કરવા કાળજી રાખતા હતા, તેથી તેઓએ અલ્પાધ્યયનથી અલ્પ શાસ્ત્ર વાચનથી ઘણું જ્ઞાન મેળવી શકતા હતા, અને હાલ અનેક પુસ્તકોના વાંચનથી અને અનેક વ્યાખ્યાનો તથા ભાષણોના શ્રવણ કરવાથી પણ ઉપર ઉપરની અસર થાય છે પરંતુ કશું આત્મામાં

પરિણામ પામતુ નથી જેમ વિજલી ચમકી ક્ષણમાં અદશ્ય થઇ જાય છે તેમ ગુરૂ કૃપા વિના શાસ્ત્રોના વાચનથી તથા શ્રવણથી મનમા વિજલી જેવી અસર થાય છે પણ જ્ઞાનનો સ્થાયિભાવ થતો નથી, આત્મામાં મણિના પ્રકાશની પેઠે સ્થિર જ્ઞાન પ્રગટતુ નથી, માટે ગુરૂને વિધિવત્ આરાધીને તેના પાસેથી આત્મજ્ઞાન મેળવવુ જોઇએ ગુરૂનો અનુભવ કરીને તેમની મૈત્રાભક્તિ કરવી જોઇએ ગુરૂના હૃદયની સાથે દ્વિધાભાવ હોય છે, ત્યા સુધી ગુરૂની કૃપા ખરેખર શિષ્ય પર ઉતરતી નથી ગુરૂની કૃપાવડે સર્વ કાર્યની સિદ્ધિ થાય છે, તે સબધી આઠમા ભાગમાં અનેક ભજનો રચવામાં આવ્યા છે તે વાચી તેનો અનુભવ કરવાથી અનુભવીને અનુભવ થાય છે. ગુરૂની કૃપાથી શિષ્યના હૃદયમાં રહેલી અજ્ઞાન ગ્રન્થિનો છેદ થાય છે ગુરુર્બ્રહ્મ ગુરૂ સ્વયં બ્રહ્મ આત્મસ્વરૂપ છે જેને ગુરૂનાપર શકા થાય છે તેના આત્માપર ગુરૂ કૃપા શકિતનો વાસ રહેતો નથી તેથી પશ્ચાત્ તે ત્રિશકુ જેવી દશાને અનુભવે છે જ્યાંસુધી દોષદ્રષ્ટિ અને અશુદ્ધ દ્રષ્ટિ છે ત્યાં સુધી સર્વજ્ઞ પરમાત્મા પણ શરીરે જીવતાં હોવા છતાં પાખડીઓની પેઠે ઓળખી શકાતા નથી તો ગુરૂઓની બાબતમાં શુ કહેવુ ? અનેક પ્રકારના શાસ્ત્રો, અનેક પ્રકારના ગુરૂઓ, ભિન્ન ભિન્ન ગુરૂઓના ભિન્ન ભિન્ન ગુરૂ સબધી ઉપદેશો અને પરસ્પર એકમીજામા ગુરૂપણુ નથી, એમ ભિન્ન ભિન્ન દર્શનીય ગ્રથોની માન્યતા અને એક દશનમા પણ ભિન્ન ભિન્ન પરસ્પર વિરૂદ્ધ માન્યતાધારક મનુષ્યોની વચમા રહેનારની શ્રદ્ધાભક્તિમાં ફેરફાર ન થાય તેવી ગુરૂની શ્રદ્ધાભક્તિ હોય છે તોજ છેવટે ગુરૂની કૃપામાં દેવોની કૃપાનો દૈવી ભાવ જાગ્રત્ થાય છે, અને તેથી છેવટે શિષ્યોનું કલ્યાણ થાયછે પરસ્પર ગુરૂમાન્યતા સબધી વિરૂદ્ધ સયોગોમાં એક ગુરૂનીશ્રદ્ધાભક્તિથી ગુરૂ કૃપાયોગ્ય થવુ એ પૂર્ણ પુરૂષાર્થ અને પૂર્વભાવના શુભ સસ્કાર વિના બની શકે તેમ નથી હાલમાં નાસ્તિક મનુષ્યોનુ પ્રાબલ્ય વધતુ જાય છે, તેથી ગુરૂભક્તોને પણ નાસ્તિક મનુષ્યોના વિચાર વાતાવરણની અસર થાય છે, અને ગુરૂભક્તોમાંથી અનેક મનુષ્યો પતિત થઈ જાયછે આવુ સર્વત્ર સર્વકાલમા બનેછે શ્રીમહાવીર સ્વામીના શ્રી વીરપ્રભુના કેટલાક ભક્તો ગોશાળા જમાલી ગૌતમબુધ્ધ વગેરેના પ્રસગમા આવ્યાથી તેઓના રાગી બન્યા હતા, અને શ્રીમહાવીર પ્રભુની શ્રદ્ધાથી ભ્રષ્ટ થયા હતા, અને શ્રી મહાવીર પ્રભુના ઉપદેશથી વિરૂદ્ધ ઉપદેશ આપતા હતા ઇશુક્રાઇસ્ટના શિષ્યો પૈકી અમુક શિષ્ય તેની શ્રદ્ધાથી ભ્રષ્ટ થયો હતો, અને તેથી તેના પ્રપચે ઇશુક્રાઇસ્ટને ફાંસીએ ચઢવાનો પ્રસગ પ્રાપ્ત થયો હતો, ગૌતમબુદ્ધના કેટલાક શિષ્યો ફરી ગયા હતા, અને તેઓ અન્યોના રાગી

બન્યા હતા. આ પ્રમાણે સર્વ ધર્મપ્રવર્તક મહાગુરૂઓના શિષ્યો પૈકી ઘણાંઓની વિપરીત અવસ્થા થએલી છે તો અન્યનુ તો શું કહેવું ? તેમજ આ કાલમાં ગુરૂઓપર શ્રદ્ધા બેસવી દુર્લભ છે. પરંતુ શ્રદ્ધા ઉઠવી ટળવી તેમાં તો એક ક્ષણની વાર લાગે છે. જેનામાં ઉત્કૃષ્ટ ક્રોધ માન, માયા, લોભ છે તે ગુરૂની કૃપા મેળવી શકતો નથી. જે બાહ્ય પદાર્થોની આશાએ ગુરૂને માને છે તે ગુરૂની કૃપા અને મુક્તિ પ્રાપ્ત કરવા શક્તિમાન્ થતો નથી. ગુરૂના નિરાસક્તિભાવથી શ્રદ્ધા ભક્તિ ધારવી અને પાખંડીયોના પ્રસંગમાં આવ્યા છતાં અને તેઓની ધુર્તતા ભરેલી સત્યના જેવી ચમકતી અનેક વાર્તાઓ યુક્તિયો સાંભળતાં છતાં જેની શ્રદ્ધાભક્તિ ઉલટી પોતાના ગુરૂપર વધે છે, તે ગુરૂની કૃપા મેળવવા શક્તિમાન્ થાય છે. દુનિયા મોટા ભાગે ધોરપુજક છે. દુનિયા જીવતા ગુરૂઓને દેખી તેઓનાપર અશ્રદ્ધા, દોષદ્રષ્ટિ, ઉપેક્ષાભાવ ધારણ કરે છે. અને પશ્ચાત્ તેઓનું સ્વરૂપ જ્યારે અન્ય ગુણી મનુષ્યો સમજાવે છે ત્યારે તેમના નામની પ્રતિમાઓ મૂર્તિઓ કરીને પૂજે છે. આવી દુનિયાની દશા છે, તેમાં કોઇ પૂર્વભવનો સંસ્કારી હોય છે તે જીવતા શરીર ધારી ગુરૂની કૃપા મેળવે છે. ગુરૂકૃપાથી યોગની અને અધ્યાત્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે માટે ભવ્ય શિષ્યભક્તોએ શ્રી સદ્ગુરૂના આશ્રયતળે રહીને તેમની કૃપા મેળવવી જોઇએ.

## मनोजय.

ગુરૂની કૃપાથી પાંચ પ્રકારના શરીરથી તથા શાતાથી અશાતાથી ભિન્ન એવા તથા અષ્ટકર્મની પ્રકૃતિયોથી ભિન્ન નિરંજન નિરાકાર શુદ્ધ બુદ્ધ અખંડ “मनोजय” એવા અનેકાંત અનંત ગુણ પર્યાયાધર એવા આત્માનો અનુભવ સાક્ષાત્કાર થાય છે, અને તેથી મનની શુભાશુભ કલ્પનાઓને જીતી શકાય છે. મનમાં પ્રગટતા અનેક રાગ દ્વેષના વિકલ્પ સંકલ્પો પર જય મેળવી શકાય છે. શરીરના યોગે નામનો મોહ, રૂપનો મોહ, કીર્તિમોહ, પ્રતિષ્ટા મોહ, દેહાધ્યાસ વિગેરેનો અત્યંત મોહ થાય છે. જાગ્રત્ અવસ્થામાં શરીર, વાણી, મનના ધર્મોમાં પ્રાયઃ રાચવા યાચવાનું થાય છે, અને સુષુપ્તિ અવસ્થામાં પણ કાર્મણ શરીર મોહ પ્રકૃતિઓના વ્યાપારમાં લીન થવાનું થાય છે. નિદ્રાવસ્થામાં સુખે સુવારૂપ જે અનુભવ આવે છે તે શાતા વેદનીય પ્રકૃતિનું ફલ સમજાય છે. નિદ્રાવસ્થામાં કર્મનો ભોગી, શાતા કર્મનો ભોગી આત્મા છે કારણકે આત્માને તે અવસ્થાનો અનુભવ આવે છે માટે નિદ્રાવસ્થાથી અને સ્વપ્નાવસ્થારૂપ કર્મની સૂક્ષ્મ સૃષ્ટિથી આત્મા ભિન્ન છે, મન

અને અશુદ્ધ જ્ઞાન પર્યાયરૂપ બુદ્ધિથી આત્માનુ શુદ્ધ સ્વરૂપ ન્યારૂ છે મન અને બુદ્ધિની પેલીપાર અર્થાત્ તેથી ભિન્ન અત્યત શુદ્ધ આત્મા છે આત્યતિક એકાન્તિક નિરૂપમ સુખમય આત્મા છે મન અને શાતાવેદનીયથી ભિન્ન એવા નિર્વિષય આત્મસુખનો આત્માને આત્માનુભવ વેદનવડે અનુભવ આવે છે. આવો આત્મિક સુખનો અનુભવ પ્રાપ્ત કરવાને મનમા પ્રગટતી અનેક સુખ દુઃખ આશા તૃષ્ણાની કલ્પનાઓને જ્ઞાનવડે જીતવી પડે છે બાવીશ પરિષહો અને અનેક પ્રકારના ઉપસર્ગોને જીતવા હોય તો પ્રથમ શ્રી ગુરૂની કૃપા મેળવવી અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કરી સાધુ અવસ્થામા અગર ગૃહસ્થાવાસમા મનનો જય કરવો જોઇએ સર્વ શાસ્ત્રોનો સાર એ છે કે મનનો જય કરવો **સ્વર્ગ પણ મન છે અને નરક પણ મન છે, મન સસાર છે અને મન મોક્ષ છે, મન મિત્ર છે, અને મન શત્રુ છે, મન ઇન્દ્ર છે, અને મન રક છે, મન અધકાર છે અને મન પ્રકાશ છે,** મન માર્યા વિના આત્માની પ્રાપ્તિ થતી નથી, મનમા રાગ દ્વેષ છે ત્યા સુધી કરોડો ઉપાયો કરો પણ સત્યશાતિ મળવાની નથી જેમ જેમ ગુરૂની કૃપા દયા મહેરબાની મેળવાય છે તેમ તેમ મનની શુભ દશા થતી જાય છે, અને અશુભ દશા ટળે છે ગુરૂની કૃપાનુસારે વર્તવાથી કરોડોભવે પણ જે મન ન જીતી શકાય તે અલ્પભવમાં જીતી શકાય છે જ્ઞાની ગુરૂની કૃપાપામીને તેમના આત્માની સાથે પોતાનો આત્મા મેળવવાને અતરથી નિષ્કામભક્તિપણે વર્તવાની શક્તિ પ્રાપ્ત કરાય છે શ્રી સદ્ગુરૂની કૃપાથી ધીરેધીરે મન, શુભમા વળે છે અને છેવટે તે શાત થઇ જાય છે ગુરૂની કૃપાથી મનોજય કરી શકાય છે વિરતિ જ્ઞાની વ્રતધારી ગુરૂનુ શરણુ અગીકાર કરીને ભૂતકાલમા અનેક મનુષ્યો મોક્ષ પામ્યા વર્તમાનમા મહા વિદેહ ક્ષેત્રવર્તિ પામે છે અને ભવિષ્યમા અનત જીવો મુક્તિ પદને પામશે શ્રી સદ્ગુરૂની કૃપાથી મનોજય કરી શકાય છે અને આત્માની શુદ્ધતારૂપ શુદ્ધ બ્રહ્મ મોક્ષ પરમાત્મપદ મેળવી શકાય છે, એમા કોઇ જાતનો સશય નથી માટે ભવ્ય મનુષ્યોએ શ્રીસદ્ગુરૂનો આશ્રય કરવો અને ભજન સગ્રહના ભાગોમાં આવેલી ગુરૂસેવા ભક્તિના પદોમા જણાવેલા ઉપાયોથી ગુરૂનુ શરણુ અગીકાર કરવુ અને મનોજયના પદોનો અનુભવ કરી મનોજય કરી આત્માની શુદ્ધતા કરવી બાળકો, યુવાનો, વૃદ્ધો, જ્ઞાનીઓ, યોગીઓ, વિદ્વાનો સ્વસ્વ બુદ્ધ્યનુસારે ઉપર્યુક્ત શિક્ષામાંથી તથા ભજન પદોમાંથી સાર ખેચી શકે છે જેવા જેવા ભાવથી પદોને-ભજનોને વાચે છે તેના ફલને તેઓ પ્રાપ્ત કરે છે

# વાચવાની રીતિ-વિધિ.

ધાર્મિક મોક્ષમાર્ગનાં પુસ્તકોને વિધિ પૂર્વક વાંચવા જોઇએ. કોઇપણ ગ્રન્થ વાંચતાં પૂર્વે નમસ્કાર મંત્ર ગણીને પંચ પરમેષ્ઠીને વારંવાર નમસ્કાર કરવા પશ્ચાત્ ધર્માચાર્ય ગુરૂને વારંવાર નમસ્કાર કરી તેમની સ્તુતિ જેવી આવડે તેવી હૃદયના ઉભરાથી કરવી. પશ્ચાત્ ધાર્મિક ગ્રન્થઅને શ્રુતદેવી સરસ્વતીને નમસ્કાર કરવો. પશ્ચાત્ ગ્રન્થ કર્તા ધર્મ ગુરૂઓ વિગેરેના હાર્દિક આશયો હૃદયમાં સ્ફુરાયમાન થાઓ એવી પ્રભુ પ્રતિ શુદ્ધ દિલથી પ્રાર્થના કરવી. ગીતાર્થ ધર્મગુરૂની આજ્ઞા લઇ સ્વાધિકારે યોગ્ય ગ્રંથો વાંચવાં ધર્મ ગ્રન્થો વાંચતાં જે જે શંકાઓ પડે વા જે જે બાબતોને પુછવાની જરૂર પડે તેની નોટ કરી લેવી. વર્તમાનમાં જે વિદ્યમાન ઉત્તમ જ્ઞાનીઓ હોય તેઓની પાસે જઇ શંકાઓનું સમાધાન કરવું. ગ્રન્થો વાંચતી વખતે અદબથી બેસવું, સ્થિર ચિત્તથી વાંચવું. પા કલાક વાંચવું. અને એક કલાકવાર મનન કરી જવું, એવી રીતે વાંચવું. કોઇ બાબતનું વાંચન કરતાં એકદમ ન સમજાય વા તેમાં પોતાને કંઇક વિચાર વિરૂદ્ધ લાગે તો આપ્ત પુરૂષોના વિરૂદ્ધ કંઇપણ ન વિચારતાં કાલાંતરે યોગ્ય દશાએ યોગ્ય સન્તોના સમાગમથી અવબોધાશે એમ વિચારવું. જે જે પદ્ય વિષયો વા ગદ્ય વિષયો પોતાને બહુ ઉપયોગી લાગે તેને મુખે કરવા, અને તેનો ભાવાર્થ વારંવાર વિચાર કરવો. ધર્મગુરૂના ગ્રન્થોના દુર્જનો અવળા ખોટા ધર્મ વિરૂદ્ધ અર્થ કરી પુસ્તકની અસત્યતા સિદ્ધ કરવા પ્રયત્ન કરે તો તેઓને અન્યજ્ઞાની સન્તોને તથા ગુણાનુરાગીઓને પુછી યોગ્ય જવાબ આપવો. ધર્મ ગ્રન્થ કર્તાપર પૂજ્ય માન્ય બુદ્ધિ રાખીને તથા હૃદયમાં સવળી દ્રષ્ટિ રાખીને ધર્મ ગ્રન્થોને વાચવા. શાંતિના સમયમાં અને એકાંતમાં શબ્દાર્થનો અર્થ વિચાર કરતાં કરતાં વાંચવું. જે જે વિષયોમાં રસ પડે તે તે બાબતોને વારંવાર વાંચવી. હું જે પુસ્તક વાંચું છું તેમાં સદ્ગુરૂની ભક્તિવડે મને સત્યનો પ્રકાશ થાઓ, એવો દૃઢ નિશ્ચય કરીને વાંચવું, ધર્મગુરૂઓના જ્ઞાનરૂપ આત્માનો અવતાર ખરેખર ગ્રન્થોમાં થયેલો હોય છે માટે ધર્મ ગ્રન્થો એ ગુરૂઓની મૂર્તિઓ છે એવો દૃઢ નિશ્ચય કરી ધર્મગ્રન્થોની આશાતના ટાળવી અને ધર્મગ્રંથોનું પ્રીતિપૂર્વક બહુમાન કરવું. ગુરૂઓએ પોતાનું હૃદય ગ્રન્થોમાં રેડયું હોય છે માટે ધર્મગ્રન્થોને ગુરૂના શરીરની પરોક્ષદશામાં તો વારંવાર વાંચવા. ધર્મગ્રંથોનો અમુક ભાગ વાંચીનેજ ખાવું, અને અમુકભાગ વાંચીને તથા શ્રવણ કરીનેજ સુઇ રહેવું એવી ખાસ પ્રતિજ્ઞાઓને ગુરૂભકતો ધારણ કરે છે. ગુરૂ જ્યારે પોતાની સમીપમાં ન હોય ત્યારે સર્વ ધર્મ બંધુઓએ ભેગા થઇને જેને સારૂ વાંચતા આવ-

ડતુ હોય અને તેના સારી રીતે અર્થ કરી શકતો હોય તેઓની પાસે ધર્મગ્રંથો વંચાવવા અને સાથે સાથે ધર્મચર્ચા જ્ઞાનચર્ચા કરીને ચાલતો વિષય દઢ કરવો ધર્મ ગ્રંથોને વાચતી વખતે ચાર પ્રકારની વિકથાઓનો ત્યાગ કરવો. તથા વચમાં વાચતા સ્ખલના થાય તેની કોઇ પણ પ્રવૃત્તિયોનો ત્યાગ કરી અપ્રમત્તપણે વાંચવુ વાંચતી વખતે અન્યબાબતોના વિકલ્પ સંકલ્પોનો ત્યાગ કરવો. નાસ્તિકો પાસે અશ્રદ્ધાલુઓ પાસે ધર્મગ્રંથો વાંચવા નહી કારણ કે તેથી ઉલટું મિથ્યાત્વનુ પોષણ થાય છે જે ગ્રંથો સર્વને એક સરખી રીતે હિતકારી જણાતા હોય તે સર્વ મનુષ્યો સમક્ષ વાચવા અને જે ગ્રંથો ગુપ્તપણે વાચવાના હોય તે ગુપ્તપણે વાંચવા ધર્મગ્રન્થો વાચતી વખતે સર્વ ભક્તોએ, સાધુઓએ, અને સાધ્વીઓએ ગુરૂને પ્રથમ વાંદવા પુસ્તકને નમવુ પશ્ચાત્ પૂર્ણ પ્રેમથી શ્રવણ કરવુ. ધર્મગુરૂ ધર્માચાર્યના ગ્રંથોપર જે જે સાધુઓ તથા સાધ્વીઓને અત્યંત રાગ હોય તેની પૂર્ણ ભક્તિ કરવી. ધર્મગુરૂના ગ્રંથોપર જે જે શ્રાવકોને અને શ્રાવિકાઓને પૂર્ણ રાગ શ્રદ્ધા હોય તથા જાહેરમા તેઓની તેવી પ્રવૃત્તિ દેખાતી હોય તેઓને ગુરૂભક્તોએ, શિષ્યોએ ગમતી સેવા સાહાય્ય કરવા પ્રાણાંતે પણ ચૂકવુ નહી ગુરૂઓના ભજનો પદો ગાઇને જે ગવૈયાઓ ભોજકો વિગેરે ગુરૂની ભક્તિ કરતા હોય તેઓને ગૃહસ્થોએ ઉચિત દાન આપવુ. ઉત્સાહ આપવો અને તેઓ મારફત અન્યદર્શનીય લોકોમા પદોનો પ્રચાર થાય તેવો પ્રયત્ન કરવો આગમોનો, પ્રકરણોનો, ધર્મગ્રંથોનો વિશ્વમા પ્રચાર કરવા માટે તથા ધર્મગુરૂઓના વિચારોનો જમાનાને અનુસરી વિસ્તાર કરવા માટે ભક્તોએ લાખો રૂપીયાનો ખર્ચ કરવો ધર્મનો પ્રચાર કરનાર અને ધર્મની આરાધના કરનાર સાધુઓની અને સાધ્વીઓની વિનયભક્તિ બહુમાન સેવા વૈયાવૃત્યમા પ્રાણાર્પણ કરવામા પણ કદિ ચૂકવુ નહી ધર્મ ગ્રંથો ગમે તે ભાષામા લખેલ હોય પણ અર્થ એકસરખો ઉત્તમ હોવાથી કોઇ પણ ગ્રંથનો અનાદર ન કરવો અને પોતાને જે સમજાય વા રૂચે તેનુ વાચન કરવુ ધર્મ-ગ્રંથો સાભળવા આવનારાઓને અનેક પ્રકારની યોગ્ય પ્રભાવનાથી ભક્તિ કરવી જેટલો ગુરૂપર પ્રેમ હોય તેટલો તેના બનાવેલા ધર્મ ગ્રંથોનીપર પ્રેમ ધારણ કરવો અને તેમાં કરેલી આજ્ઞાઓ પ્રમાણે ભવ્ય મનુષ્યોએ, ભક્તોએ ગૃહસ્થોએ વર્તવુ. લખેલી બાબતોમાથી ગુરૂના વિરહમા વા પરોક્ષ દશામાં ગુરૂદત્તધર્મ ગ્રંથો ઘણા ઉપકારી છે, અને તેના વાચનથી આત્મકલ્યાણ થવાનુ છે, એવો દઢભાવ ધારણ કરવો દઢ શ્રદ્ધા ધારણ કરવી સાંસારિક લાભો તો આ ભવ સુધી હિતકારી છે પણ ધર્મ તો પરભવમાં હિતકારી છે એવુ જાણી દરરોજ

સભા ભરીને વા એકલાએ પણ અતિ વ્યસનીની પેઠે અને અતિ કામીની પેઠે ધર્મ ગ્રંથો વાંચવામાં લક્ષ્ય દેવું. ગુરૂ અને ગુરૂના ગ્રંથોમાં તથા દેવ અને દેવના ઉપદેશમાં જે ભેદ માને છે તેને ધર્મની પ્રાપ્તિ થતી નથી. ગુરૂના પ્રતિપક્ષી લોકો ગુરૂના ગ્રન્થોમાં જે જે દૂષણો જણાવે તેનો ગુણાનુરાગી સાધુઓને પુછી વા પોતાની મેળે યોગ્ય જવાબ આપવો. જેઓ દોષદ્રષ્ટિવાળા છે તેઓ તો પરમાત્મા સર્વજ્ઞ વીર પ્રભુનો પ્રત્યક્ષ સદ્‌ભાવ છતાં પણ તેમના ઉપદેશમાં અને તેમનામાં દોષો દેખે એમાં કંઇ આશ્ચર્ય નથી. કારણ કે શ્રી પ્રભુ મહાવીર દેવના સામા ત્રણસે પાંસઠ પાખંડીઓ વિદ્યમાન હતા, તેઓ સર્વજ્ઞ પરમાત્મા મહાવીર પ્રભુનાં ઉપદેશ વચનોને માન્ય કરતા નહોતા. જેની અવળી દ્રષ્ટિ છે તેને તો સવળું પણ અવળું ભાસવાનું, માટે ઇન્દ્રજાળીઆ જેવા હજારોનો સમાગમ થતાં પણ ધર્મ ગ્રંથો પર કદી અશ્રધ્ધા ધારણ કરવી નહીં. ધર્મગુરૂઓના ધર્મ ગ્રંથોની નિંદા કરનાર અને તેમાંથી ભૂલો કાઢી ગુરૂની હેલના કરનારાઓની સ્વપ્નમાં પણ સંગતિ કરવી નહીં. શ્રી સુખસાગર ગુરૂ ગીતામાં અને ગદ્ય સંગ્રહમાં ગુરૂના પ્રત્યનીકોની સંગતિ ન કરવી એમ દર્શાવ્યું છે. જૈન ગચ્છ મત પ્રબંધમાં અનેક ગચ્છના ગુરૂઓ સાધુઓ સાથે સમયાનુસારે વર્તી ધર્મગુરૂના ધાર્મિક પ્રગતિના વિચારોનો ફેલાવો કરીને જૈનોની સંખ્યામાં વૃદ્ધિ કરવી તથા જૈન શાસનની પુષ્ટિ કરવી. શ્રી મહાવીર પ્રભુના શાસનની આગમો અને ધર્મગુરૂના ગ્રન્થોથી અવિરૂધ્ધપણે ઉન્નતિ કરવા ભકતોએ તન મન ધનનું અર્પણ કરવું.

## ક્ષમા.

ભજન પદ્ય સંગ્રહના ભાગો તથા અન્ય ગ્રંથોને લખતાં કંઇ ભુલ થઇ હોય તેની ચતુર્વિધ સંઘ સમક્ષ ક્ષમા માગવામાં આવે છે. તારો બૂડે, ચડતો પડે, ભણ્યો ભૂલે અને લખતાં લહીયો ભૂલે એમ બનવું એ અશકય નથી માટે શુદ્ધાત્માસ્વરૂપ ચતુર્વિધ મહા સંઘની ક્ષમા માગવી એ યોગ્યજ છે. આ ગ્રંથમાં શરત દોષથી, ટાઇપ દોષથી જે કંઇ કાવ્યોમાં અશુદ્ધિ થઈ હોય તેને જ્ઞાની મહાત્માઓ સુધારશે અને તેનો પ્રચાર કરશે એવી વિજ્ઞપ્તિ છે. અશુદ્ધિ શુદ્ધિ પત્રક સાથે દાખલ કરવામાં આવ્યું છે તથા વિષયાનુક્રમણિકા દાખલ કરી છે.

## આશીર્વાદ.

લખેલા ધાર્મિક ગદ્ય પદ્યમય ગ્રંથોને વાંચનારા શ્રદ્ધાળુ પ્રેમી ગુણાનુરાગી સાધુઓ, સાધ્વીઓ, શિષ્યો, શ્રાવકો, શ્રાવિકાઓ, માર્ગાનુસારીઓ વિગેરેની

શુભોન્નતિ થાઓ, ગુરૂ દેવ ધર્મની શ્રદ્ધા ભક્તિથી ગ્રથોનુ વાચન શ્રવણ કર-નારાઓના પાપોનો ક્ષય થાઓ તેઓના આત્માની શુદ્ધિ થાઓ ગુરૂ ભક્તોની શિષ્યોની સહાય કરવામા દેવતાઓ પ્રસન્ન થાઓ ગુરૂના ગ્રથોનુ શરણુ લેના-રાઓના શુભ મનોરથોની સિધ્ધિ થાઓ અને અલ્પ ભવમા પરમાત્મપદને પામો જે મનુષ્યો સદ્‌ભાવે પૂર્ણ પ્રેમથી ધર્મ ગ્રથો વાચવાનુ વાચન શ્રવણ કરનારા વર્તમાનમા બન્યા હોય તથા ભવિષ્યમાં બનગે તેઓને સર્વ પ્રકારની શુભોન્નતિ મગલમાલા પ્રાપ્ત થાઓ ભજન સગ્રહના આઠ ભાગોના ભજનોનો વિજાપુર, પેથાપુર, માણુસા વગેરેમા અન્ય ધર્મિઓમા પણ ઘણો પ્રચાર થયો આભુમીર વગેરે મીરો તથા ભોજકો વગેરે ભજનોને જ્યા ત્યા ગાઈ લોકોને આત્મ કલ્યાણના માર્ગે દોરે છે રસાયનાચાર્ય પડિત શ્યામસુદરાચાર્ય કે જેમ-ણે ભજન સગ્રહ પહેલા ભાગ પર અનુમોદના લખી છે તેમણે અમારી પાસેથી અધ્યાત્મ પદો સાભળી બોધપામીને શિષ્યત્વ ધારણ કર્યુ છે શિષ્ય ભક્ત સ્વરૂપ પડિત શ્યામસુદરાચાર્યજી ભજનો સાભળી બોધ પામીને આનદમા મગ્ન બની જતા હતા તેવા અનેક દાખલાઓ છે આ ગ્રથના વાચકો અને શ્રોતાઓનુ આત્મ કલ્યાણ થાઓ

ॐ इत्येव अर्हं ॐ३ शान्तिः । ३

સ ૧૯૭૩ પેથાપુર, ચોમાસુ શ્રાવણ સુદિ ૧૫



ભજનપદસંગ્રહ આઠમા ભાગની પત્રવાર

# વિષયાનુક્રમણિકા.

શ્રી આત્મારામજી મહારાજના સંઘાડાના મુનિ શ્રી લબ્ધિ

# भजन पद्य संग्रह भाग आठमानुं शुद्धि पत्रक,



| પત્ર | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૧ | पद्य | पद्य |
| ૧ | ૧૪ | આનન્દ રસ | આનન્દરસ |
| ૨ | ૬ | ક્યા | કયા |
| ૨ | ૧૪ | જુદો | જૂદો |
| ૩ | ૪ | તો | તે |
| ૪ | ૧૭ | ધી રતે | ધીરતે |
| ૭ | ૨૬ | પર | પરા |
| ૧૦ | ૮ | પ્રમટ | પ્રગટ |
| ૧૦ | ૧૯ | સત્જ્યોના | સજ્યો ના |
| ૧૧ | ૧૮ | એૅં | એં |
| ૧૩ | ૧ | શું | શું ? |
| ૧૬ | ૧૨ | સ ગ્રહ નયથી | સ ગ્રહનયથી |
| ૨૦ | ૪ | બુદ્ધયબ્ધિ | બુદ્ધયબ્ધિ |
| ૨૩ | ૧૯ | રચલા | રચના |
| ૨૭ | ૨૬ | કહું છુ તથા એ છે. | કહુ છું હું તથા એ છે. |
| ૨૮ | ૧૯ | અસ્તિાતા | અસ્તિતા |
| ૩૨ | ૨૫ | 'વિશુદ્ધપ્રેમ-ભક્તિ એ | વિશુદ્ધપ્રેમ-ભક્તિએ |
| ૪૦ | ૧૦ | મત્ર, | મંત્ર |
| ૪૩ | ૬ | શેનહિ | શે નહિ |
| ૪૩ | ૨૧ | કટતા | કટકા |
| ૪૯ | ૧૪ | .નિરન્જન | નિરજન |
| ૫૧ | ૧ | પાપેયોની | પાપયોની |

| | | | |
|---|---|---|---|
| ૫૧ | ૨ | પાયાયેની | પાર્યાયોની |
| ૫૧ | ૧૨ | વતાઇ | વર્ત્તાઇ |
| ૫૭ | ૫ | સ્વાધિકારતઃ. | સ્વાધિકારતઃ |
| ૫૭ | ૬ | ક્તા | ક તા |
| ૬૦ | ૧૧ | ઔદાર્યના | ઔદાર્ય ના |
| ૭૨ | ૫ | મ્હાલમા | મ્હાલતા |
| ૭૬ | ૨૬ | નિધાર | નિર્ધાર |
| ૭૮ | ૧૬ | વિચાયા | વિચાર્યા |
| ૮૨ | ૨૪ | ત | તે |
| ૯૨ | ૪ | કઇ | કંઈ |
| ૯૨ | ૨૧ | નાશે | નાશે, |
| ૯૫ | ૧૮ | વિદ્યુત | વિદ્યુત્ |
| ૧૦૧ | ૨૩ | આત્માં | આત્મા |
| ૧૦૧ | ૨૫ | શુભવ્યઃહારે | શુભવ્યવહારે |
| ૧૦૪ | ૧૨ | प्रण प्रणश्यामि | प्रणश्यामि |
| ૧૦૫ | ૬ | ये | ते |
| ૧૦૫ | ૧૦ | છતિ | છતી |
| ૧૦૫ | ૧૩ | કારણ કાર્ય-ભાવત્વ. | કારણકાર્ય-ભાવનાત્વ. |
| ૧૦૫ | ૨૧ | અનંત અસ્તિ | અનંતઅસ્તિ |
| ૧૦૫ | ૨૫ | વ્યક્ષિ | વ્યષ્ટિ |
| ૧૦૫ | ૨૫ | સમક્ષિ | સમષ્ટિત્વ |
| ૧૦૫ | ૨૭ | સમક્ષિત્વ | સમષ્ટિત્વ |
| ૧૦૫ | ૨૯ | સમષ્ટિત્વ | સમષ્ટિત્વ |
| ૧૦૫ | ૩૦ | સમક્ષિત્વ | સમષ્ટિત્વ |
| ૧૦૫ | ૩૧ | વ્યક્ષિ | વ્યષ્ટિ |
| ૧૦૬ | ૧ | સમંક્ષિત્વ | સમષ્ટિત્વ |
| ૧૦૬ | ૧ | સમક્ષિત્વ | સમષ્ટિત્વ |

| | | | |
|---|---|---|---|
| ૧૦૬ | ૧ | બ્યષ્ઠિત્વ | બ્યષ્ટિત્વ |
| ૧૦૬ | ૧ | બ્યષ્ઠિત્વ | વ્યષ્ટિત્વ |
| ૧૦૬ | ૨ | સમષ્ઠિનુ | સમષ્ટિનું |
| ૧૦૬ | ૫ | બ્યષ્ઠિત્વ | બ્યષ્ટિત્વ |
| ૧૦૬ | ૬ | સમષ્ઠિત્વ | સમષ્ટિત્વ |
| ૧૦૬ | ૧૮ | सोएगंजाणइ | सेएगंजाणइ |
| ૧૦૬ | ૨૧ | सबभूतो | सर्वभूतो |
| ૧૦૬ | ૨૧ | भजत्यकत्व- | भजत्येकत्व- |
| ૧૦૬ | ૨૨ | वर्तेत | वर्तते |
| ૧૦૭ | ૯ | નાસ્તિવ | નાસ્તિત્વ |
| ૧૦૭ | ૧૪ | उभयस्वभवोरे | उभयस्वभावोरे |
| ૧૦૭ | ૧૫ | वरैग्य | वैराग्य |
| ૧૦૭ | ૧૯ | પ ર્યાનુ | પર્યાયાનુ |
| ૧૦૮ | ૭ | ि िनात्मद्रव्य | निनात्मद्रव्य |
| ૧૦૮ | ૮ | वायवा | वाऽथवा |
| ૧૦૮ | ૧૯ | શુદ્ધોપયોગ વડે | શુદ્ધોપયોગવડે |
| ૧૦૮ | ૨૨ | ઉપાય વડે | ઉપાયવડે |
| ૧૦૮ | ૨૩ | શુદ્ધોપયોગ વડે | શુદ્ધોપયોગવડે |
| ૧૦૯ | ૪ | स्निप्पने | स्निप्यने |
| ૧૧૨ | ૧૭ | અનુકૂળ | અનુકૂળ |
| ૧૧૬ | ૮ | થયા | થતાં |
| ૧૧૬ | ૧૩ | કુટલા | કુલટા |
| ૧૧૬ | ૩ | कबूतरनो | कबुतरनो |
| ૧૧૯ | ૨૨ | કબતર | કબુતર |
| ૧૨૩ | ૭ | ક યો | કર્યો |
| ૧૨૪ | ૯ | મરજી વો | મરજીવો |
| ૧૨૫ | ૪ | પટકી | પટકી |

| | | | |
|---|---|---|---|
| ૧૨૫ | ૯ | હૃદય | હૃદયે |
| ૧૨૮ | ૧૫ | દીવ્ય | દિવ્ય |
| ૧૨૮ | ૧૭ | દીવ્ય | દિવ્ય |
| ૧૨૯ | ૧ | આત્મને | આત્માને |
| ૧૩૧ | ૧૬ | પરિશ્રામ | પરિશ્રમ |
| ૧૩૨ | ૩ | ભણુનાર | ભણુતાં |
| ૧૩૨ | ૬ | નહિ | નહીં |
| ૧૩૫ | ૬ | અવઢા | અવઠા |
| १३७ | १० | कालिमा | कलिमा |
| १३७ | १५ | निष्कल | निष्फल |
| ૧૪૦ | ૨૩ | સ્રષ્ઠિનો | સ્રષ્ટિનો |
| ૧૪૨ | ૨ | ગીરનાર | ગિરનાર |
| ૧૪૪ | ૧૧ | વે | કે |
| ૧૪૪ | ૧૯ | કાયો | કાર્યો |
| ૧૪૫ | ૧૨ | | |
| ૧૪૫ | ૨૧ | ચિત્તની | ચિત્તની |
| ૧૪૬ | ૧૧ | | |
| ૧૪૭ | ૫ | | |
| ૧૪૭ | ૧૧ | મનમાં | મનમાંહિ |
| ૧૪૯ | ૫ | ધર્મ | ધર્મ |
| ૧૪૯ | ૯ | હિતકરી | હિતકારી |
| ૧૫૦ | ૧૨ | જળે | જડે |
| ૧૬૦ | ૨૬ | સં. ૧૯૬૯ ચૈત્ર શુદિ ૧૧. | સં. ૧૯૬૯ ચૈત્ર શુદિ ૧૧ પાનસર |
| ૧૬૧ | ૨૬ | સં. ૧૯૬૯ ચૈત્ર શુદિ ૧૩ | સં. ૧૯૬૯ ચૈત્ર શુદિ ૧૩ પાનસર |
| ૧૬૨ | ૨૯ | સં. ૧૯૬૯ ચૈત્ર શુદિ ૧૫ | સં. ૧૯૬૯ ચૈત્ર શુદિ ૧૫ પાનસર |

| | | | |
|---|---|---|---|
| ૧૬૩ | ૨૦ | સંવત ૧૯૬૯ ચૈત્ર વદિ ૧ | સંવત્ ૧૯૬૯ ચૈત્ર વદિ ૧ પાનસર |
| ૧૬૪ | ૭ | સં. ૧૯૬૯ ચૈત્ર વદિ ૨ | સ ૧૯૬૯ ચૈત્ર વદિ ૨ પાનસર |
| ૧૬૪ | ૨૪ | નિષ્ટા | નિષ્ઠા |
| ૧૬૬ | ૨૪ | સ. ૧૯૬૯ ચૈત્ર વદિ ૧૧ | સ. ૧૯૬૯ ચૈત્ર વદિ ૧૧ સાણુંદ |
| ૧૭૪ | ૬ | શાતા શાત। | શાતાશાતા |
| ૧૭૮ | ૧૫ | ક્યાથા | ક્યાથી |
| ૧૭૯ | ૧૩ | સ. ૧૯૬૬ વૈશાખ વદિ ૧૦ | સ. ૧૯૬૯ વૈશાખ વદિ ૧૦ સાણુંદ |
| ૧૮૧ | ૨૨ | સં. ૧૯૬૯ જેઠ શુ ૫ | સ. ૧૯૬૯ જેઠ શુ ૫ સાણુંદ |
| ૧૮૬ | ૧૩ | સ. ૧૯૬૯ જ્યેષ્ઠ વદિ ૫ | સ. ૧૯૬૯ જ્યેષ્ઠ વદિ ૫ અમદાવાદ |
| ૧૮૭ | ૭ | સ. ૧૯૬૯ જ્યેષ્ઠ વદિ ૬ | સં ૧૯૬૯ જ્યેષ્ઠ વદિ ૬ અમદાવાદ |
| ૧૮૭ | ૧૯ | અમોન | અમોને |
| ૧૮૭ | ૨૪ | સ ૧૯૬૯ જ્યેષ્ઠ વદિ ૮ | સ ૧૯૬૯ જ્યેષ્ઠ વદિ ૮ અમદાવાદ |
| ૧૯૨ | ૮ | સ ૧૯૬૯ અષાઢ વદિ ૧ | સ. ૧૯૬૯ આષાઢ વદિ ૧ અમદાવાદ |
| ૧૯૩ | ૫ | સ. ૧૯૬૯ અષાઢ વદિ ૮ | સ ૧૯૬૮ આષાઢ વદિ ૮ અમદાવાદ |
| ૧૯૪ | ૨૦ | હરી | હરિ |
| ૧૯૭ | ૧૨ | ચદા | સદા |
| ૧૯૮ | ૧૧ | જુદી | જૂદિ |
| ૧૯૯ | ૧૭ | જુદો | જૂદો |
| ૧૯૯ | ૧૯ | જુદ | જૂદ |

| | | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૦૧ | ૨૩ | વાળી | વળી |
| ૨૧૪ | ૧ | તું. | તું, |
| ૨૧૬ | ૧૧ | વૃતો | વ્રતો |
| ૨૨૨ | ૨ | ચાંચા | યાચ્ચા |
| ૨૨૬ | ૧૭ | શંક્કા | શઙ્કા |
| ૨૨૭ | ૫ | જુદી | જૂદી |
| ૨૨૭ | ૧૫ | ધઇને | થઇને |
| ૨૩૦ | ૬ | અન્યચિત્ત | અનન્યચિત્ત |
| ૨૩૧ | ૪ | મોજમાં | મોજમાં |
| ૨૩૧ | ૧૨ | નહિઆ | નહિં જા |
| ૨૩૧ | ૧૭ | સાનુકૂળ | સાનુકૂળ |
| ૨૩૬ | ૧૪ | જુદી | જૂદી |
| ૨૩૭ | ૧૬ | કુત્રિમ | કૃત્રિમ |
| ૨૩૮ | ૬ | વિરલા | વિરલ |
| ૨૪૫ | ૧૬ | ભુલી | ભૂલી |
| ૨૪૮ | ૧૯ | રૂપે. | રૂપે, |
| ૨૫૨ | ૨૧ | આત્માસાં. | આત્મમાં, |
| ૨૫૫ | ૧૩ | દ્રવરૂપે | દ્રવ્યરૂપે |
| ૨૬૧ | ૨૭ | બાહ્યાંનરથી | બાહ્યાન્તરથી |
| ૨૬૨ | ૧૧ | રૂષભજીનેશ્વર | ઋષભજીનેશ્વર |
| ૨૬૬ | ૨ | કુત્રિમ | કૃત્રિમ |
| ૨૬૮ | ૨૧ | કુત્રિમ | કૃત્રિમ |
| ૨૬૮ | ૨૨ | ચોમાસા | ચોમાસાં |
| ૨૭૪ | ૧૧ | કુત્રિમ | કૃત્રિમ |
| ૨૯૦ | ૫ | મળકા. | મણકા, |
| ૨૯૯ | ૧૮ | રવિવાર | શનિવાર |
| ૩૦૧ | ૨૩ | સદ્દગુણ | સદ્દગુણ |
| ૩૦૨ | ૧૪ | સ્યાદ્વાદદર્શમય | સ્યાદ્વાદદર્શનમય |
| ૩૦૩ | ૧૩ | | |

| | | | |
|---|---|---|---|
| ૩૦૪ | ૧૪ | અસૂચા | અસૂયા |
| ૩૦૬ | ૪ | ખરિચય | પરિચય |
| ૩૦૬ | ૧૩ | ધત્તુરો | ધત્તૂરો |
| ૩૦૭ | ૧૫ | સધાય | સધાય |
| ૩૦૮ | ૧૧ | કૂતરની | કૂતરની |
| ૩૧૪ | ૪ | ભવઇ | ભવાઇ |
| ૩૧૫ | ૨૫ | શ્રેષ્ટ | શ્રેષ્ઠ |
| ૩૧૬ | ૨ | અવ ક્રાન્તિના | અવક્રાન્તિની |
| ૩૧૯ | ૩ | હુવાહલ | હલાહલ |
| ૩૨૩ | ૨ | સુ ખના | સુખનાં |
| ૩૨૫ | ૧૩ | વર્ષા એ | વર્ષાએ |
| ૩૩૧ | ૧૭ | નિશ્ચય | નિશ્ચય |
| ૩૩૫ | ૫ | અવલોક વામાં છે | અવલોકવામાં આવે છે. |
| ૩૩૬ | ૬ | પોતને | પોતાને |
| ૩૩૬ | ૨૯ | આત્મવતત્વાદિ | આત્મતત્ત્વાદિ |
| ૩૪૫ | ૨૪ | પ્રાતિ | પ્રીતિ |
| ૩૫૧ | ૧ | સાયે | સાથે |
| ૩૫૧ | ૨૮ | આન્તર્થી | આન્તરથી |
| ૩૫૨ | ૬ | આન્તર્દૃષ્ટિ | આન્તરદૃષ્ટિ |
| ૩૫૨ | ૧૯ | આન્તર્દૃષ્ટિ | આન્તરદૃષ્ટિ |
| ૩૫૭ | ૧૫ | આત્માનુ ભવ | આત્માનુભવ |
| ૩૫૮ | ૩ | થાશ્શો | થાશ્યો |
| ૩૭૦ | ૮ | કીતિ | કીર્ત્તિ |
| ૩૭૦ | ૯ | મૂતિ | મૂર્ત્તિ |
| ૩૭૧ | ૫ | બન્ય | ધન્ય |
| ૩૭૭ | ૭ | મલીનતા | મલિનતા |
| ૩૭૭ | ૧૪ | નહિ | નહીં |

| | | વિષ્ટાવત | વિષ્ટાવત |
|---|---|---|---|
| ૩૯૧ | ૫ | આડગો | અળગો |
| ૩૯૨ | ૨૫ | ગોવિન્દ ભાણે | ગોવિન્દ જાણે |
| ૩૯૬ | ૭ | હેને | ત્હને |
| ૪૦૦ | ૨૭ | ઝેર બૂરાથી | ઝેરથી બૂરા |
| ૪૧૩ | ૨ | રહ્યું સહુ ગાળજે | રહ્યું સહુ ગાળજે આવું: |
| ૪૧૩ | ૧૩ | પડે છે ફેરના જેનાથી | પડે છે ફેર જેનાથી |
| ૪૧૭ | ૧૨ | દાસના | દાસનાં |
| ૪૧૯ | ૧૩ | સગ | સંગ |
| ૪૨૧ | ૨૬ | નથા | નથી |
| ૪૨૩ | ૮ | પયાય | પર્યાય |
| ૪૨૪ | ૮ | વાંધો | વાંધો |
| ૪૩૦ | ૬ | ઝળમગે | ઝગમગે |
| ૪૩૦ | ૨૪ | ગોટારે | ગોટારે |
| ૪૩૨ | ૨૩ | ધરી | ધરી |
| ૪૩૪ | ૧૧ | ધર | ધર |
| ૪૩૫ | ૨ | નહિ | નહીં |
| ૪૪૦ | ૨૧ | સમાધિ | સમાધિ |
| ૪૪૩ | ૮ | પખીનો | પંખીનો |
| ૪૪૪ | ૩ | મુજજે | મુંજ |
| ૪૪૪ | ૭ | શીવ | શિવ |
| ૪૪૭ | ૪ | એહવી | એહની |
| ૪૪૯ | ૯ | વીજળીનો, | વિજળીનો. |
| ૪૪૯ | ૧૯ | પરિણામથી | પરીણામથી |
| ૪૫૧ | ૧૩ | અધ્યાત્મિની શ્રધ્ધા | ખરી અધ્યાત્મિ-ની શ્રધ્ધા. |
| ૪૫૨ | ૨૦ | દેખશું | દેખ શું |
| ૪૫૪ | ૧૯ | | |

| | | | |
|---|---|---|---|
| ૪૫૫ | ૯ | પાસે | પાસ |
| ૪૬૫ | ૧૧ | સ્વધર્મનુ | સ્વધર્મિનુ |
| ૪૭૯ | ૧૮ | વૃત્તિના | વૃત્તિના |
| ૪૯૨ | ૨૩ | યાગ્ચ | યાગ્ચા |
| ૪૯૪ | ૧૩ | ગ્રહેલાદહથી ન્યારો | ગ્રહેલા દેહથી ન્યારો |
| ૪૯૭ | ૧૦ | રોમે | પ્રેમ |
| ૪૯૮ | ૧૫ | જયોરૂપ | જયોતિરૂપ |
| ૪૯૮ | ૧૭ | પૂણાનન્દ | પૂર્ણાનન્દ |
| ૫૦૨ | ૧ | વિચાયા | વિચાર્યા |
| ૫૦૨ | ૫ | ભાસે. | ભાસે, |
| ૫૦૪ | ૨૪ | તે | તે |
| ૫૦૫ | ૧ | સતાવાથી | સતાવ્યાથી |
| ૫૦૫ | ૯ | યાજ્યા | યાગ્યા |
| ૫૦૫ | ૧૧ | વિનતી | વિનતિ |
| ૫૦૮ | ૭ | દિશામા | દિશામા |
| ૫૦૯ | ૪ | શુભકર | શુભંકર |
| ૫૧૨ | ૧૭ | હ્રદય | હૃદય |
| ૫૧૫ | ૧૫ | દુ ખે | દુ:ખી |
| ૫૧૭ | ૨૩ | તત્વ | તત્ત્વ |
| ૫૨૦ | ૧૯ | ધારી | ધાર્રી |
| ૫૨૧ | ૪ | ચે | ચો |
| ૫૨૧ | ૧૫ | સ્વાપર્ષે | સ્વાર્પષે |
| ૫૨૧ | ૧૮ | સતત્ | સતત |
| ૫૨૧ | ૨૫ | ભસો | ભાસો |
| ૫૨૨ | ૨૧ | પુર્ણ | પૂર્ણ |
| ૫૨૫ | ૨૨ | સાથે | થાશે |
| ૫૨૬ | ૧૦ | દ્રષ્ટિ | દૃષ્ટિ |

| | | | |
|---|---|---|---|
| ૫૨૭ | ૪ | મોહકમો | મોહકર્મો |
| ૫૨૭ | ૧૮ | જીવે | જીવો |
| ૫૨૮ | ૨ | જીવની | જીવન્ત |
| ૫૨૮ | ૭ | દ્રષ્ટિ | દૃષ્ટિ |
| ૫૩૨ | ૨ | .... .... .... સંગે | દયાસિન્ધુ જય જય અનગાર જ્ઞાની ધ્યાની હિત કરનાર સંગે, |
| ૫૩૪ | ૧૪ | અતી | અતિ |
| ૫૩૪ | ૨૨ | શીખાવો | શિખાવો |
| ૫૩૫ | ૧૩ | સ્પશ્યા સ્પર્શ્ય | સ્પર્શ્યાં સ્પર્શ્ય |
| ૫૩૮ | ૬ | ભેટયા | ભેટયા |
| ૫૪૧ | ૧૨ | કુતરાની | કુતરની |
| ૫૪૧ | ૨૫ | પિગળે | પિંગળે |
| ૫૪૪ | ૬ | કુકે | કુંકે |
| ૫૪૫ | ૭ | અંબોડીઉં | અંબાડીઉં |
| ૫૪૬ | ૬ | ફરી | ફરીં |
| ૫૫૦ | ૧૪ | મલી | મળી |
| ૫૫૭ | ૨૧ | જાલવી | જાળવી |
| ૫૫૯ | ૧ | દ્રષ્ટિ | દૃષ્ટિ |
| ૫૬૩ | ૧૪ | ઘેયે | ઘેર્યે |
| ૫૬૩ | ૧૫ | નિમાલ્યતા | નિમાલ્યતા |
| ૫૬૫ | ૪ | નિશ્ચય | નિશ્ચય |
| ૫૭૦ | ૧૪ | દ્રષ્ટાન્ત | દૃષ્ટાન્ત |
| ૫૭૧ | ૨૬ | નાપ | નામ |
| ૫૭૨ | ૩ | ૫૩ | ૫૪ |
| ૫૭૭ | ૧૫ | કાર્યોમા | કાર્યોમાં |
| ૫૭૮ | ૨૧ | | |

| | | | |
|---|---|---|---|
| ૫૮૩ | ૪ | ૬૨૫ | હૃય્ય |
| ૫૮૩ | ૧૮ | અશાઢ | આષાઢ |
| ૫૮૪ | ૧૨ | સમાધી | સમાધિ |
| ૫૮૪ | ૧૫ | પાખાણુ | પાખંડ |
| ૫૮૪ | ૨૦ | પ્રારબ્ધક | પ્રારબ્ધ |
| ૫૮૫ | ૮ | જપા | અજપા |
| ૫૭૬ | ૫ | રામાનુ જ | રામાનુજ |
| ૫૮૮ | १० | कृष्यावर्णी | कृष्णावर्णी |
| ૫૮૮ | ૨૦ | તથ | તથા |
| ૫૮૯ | ૧૭ | કરીને | કરી |
| ૫૮૯ | ૨૬ | પારબ્ધ | પ્રારબ્ધ |
| ૫૯૦ | ૨૪ | પછીથીતે | પછીથી |
| ૫૯૨ | ૨૨ | બોલી | બોલીં |
| ૫૯૩ | ૨૩ | પ્રેમીડુ | પ્રેમીંડુ |
| ૫૯૩ | ૧૭ | ધૂલી | ધૂલી |
| ૫૯૪ | ૧૯ | રગ રગ વિષે | રગરગવિષે |
| ૫૯૪ | ૨૭ | પ્યારા | પ્યારી |
| ૫૯૭ | ૨૧ | ગ્ર હ ણી | ગ્રહતી |
| ૫૯૯ | ૪ | પ્રગટયાથી | પ્રગટ્યાથી |
| ૬૦૦ | ૨૭ | दर्ष्टि | दृष्टि |
| ૬૦૦ | ૨૮ | नाद्रिय ते | नाद्रियते |
| ૬૦૦ | ૨૮ | बान्धयजनो | बान्धवजनो |
| ૬૦૦ | ૨૯ | जीर्ण वयस; | जीर्ण वयसः |
| ૬૦૧ | ૩ | यष्ठि | यष्टि |
| ૬૦૫ | ૩ | પાડે | પાકે |
| ૬૦૭ | ૧૨ | દિવાના | દીવાના |
| ૬૧૦ | ૯ | અન્તરમા | અન્તરૂમા |

| | | | |
|---|---|---|---|
| ૬૧૩ | ૩ | શિષ્યોનુ તો શું ધૂમ્રના લાચક ભરે | શિષ્યોનું તો શું ધૂમ્રના ખાચક ભરે |
| ૬૧૪ | ૨૦ | કાયા | કાચા |
| ૬૧૫ | ૨૧ | ફુઠ | ફુટ |
| ૬૧૬ | ૩ | કુત્રિમ | કૃત્રિમ |
| ૬૧૯ | ૬ | ગજ સુકુમલ | ગજસુકુમાલ |
| ૬૨૦ | ૧૧ | જગતમાંહિ | થી જગમાં |
| ૬૨૪ | ૨ | સાત્વિ કી | સાત્વિકી |
| ૬૨૬ | ૮ | નેમનાથ | નેમિનાથ |
| ૬૨૭ | ૨૦ | સાત્વિક | સાત્ત્વિક |
| ૬૩૦ | ૧૫ | સાત્વિક | સાત્ત્વિક |
| ૬૩૦ | ૧૬ | સમષ્ઠિવ્યષ્ઠિની | સમષ્ટિવ્યષ્ટિની |
| ૬૩૪ | ૫ | વિના શઠ | વિનાશક |
| ૬૩૭ | ૧૪ | સદગુરૂ | સદ્દગુરૂ |
| ૬૪૫ | ૧ | કુત્રિમ | કૃત્રિમ |
| ૬૪૬ | ૨૬ | નજુરા | નગુરા |
| ૬૪૮ | ૧૩ | ગોપે | ગોપવે |
| ૬૫૧ | ૮ | હેતુઓ | હેતુઓ |
| ૬૫૩ | ૩ | ન | ના |
| ૬૫૩ | ૪ | નિર્પાર | નિર્ધાર |
| ૬૫૬ | ૨૨ | પાતે | પામે |
| ૬૫૬ | ૨૬ | સદગુરૂનો | સદ્દગુરૂનો |
| ૬૫૭ | ૧૬ | કાકાપિક | કાકપિક |
| ૬૬૧ | ૭ | પરિક્ષીએ | પરીક્ષીએ |
| ૬૬૨ | ૨૧ | | |
| ૬૬૩ ના પત્રથી ૬૭૪ પત્ર સુધી ૫૭ ઇત્યાદિ આંકડાને ઠેકાણે ૫૮ ઇત્યાદિ ૨૦૭ સુધી જાણવા. | | | |
| ૬૬૩ | ૨૦ | મિત્રતણું | મિત્રતણો |

| | | | |
|---|---|---|---|
| ६६६ | २४ | ખીજ્તો | ખીજતો, |
| ६६६ | २८ | વધત્ | વધતુ |
| ६६८ | ३ | વૃધ્ધયષ્ઠિ | વૃદ્ધયષ્ટિ |
| ६७० | ७ | ન | ના |
| ६७२ | १० | શ્રેષ્ટ | શ્રેષ્ઠ |
| ६७४ | २५ | મદગુણી | સદગુણી |
| ६७६ | १ | मस्ताविक | प्रास्ताविक |
| ६८७ | ९ | દીર્ધદ્રષ્ટિ | દીર્ઘદૃષ્ટિ |
| ६८८ | २८ | १४७ | १४६ |
| ६८९ | २ | १४८ | १४७ |
| ६९१ | १२ | अन्तरमें | अन्तर्में |
| ६९३ | १५ | एक्य | ऐक्य |
| ६९४ | २० | ग्रुस्ति | मुक्ति |
| ६९५ | ४ | मने | मन |
| ६९९ | १० | ११ | १२ |
| ६९९ | २४ | આત્મ | આત્મા |
| ७०५ | ८ | દ્રષ્ટિએ | દૃષ્ટિએ |
| ७०६ | २१ | દ્રષ્ટિના | દૃષ્ટિનાં. |
| ७०८ | ७ | ગુજરાપ્ત | ગુજરાત |
| ७०८ | १६ | શોણે | શોભે |
| ७१० | १० | તારા | ત્હારા |
| ७१२ | २३ | લાગી | લગી |
| ७१६ | १ | ગ્ર: | ગ્રહે |
| ७१९ | १ | अनुपव | अनुभव |
| ७१९ | १२ | ગ્રવે | સર્વે |
| ७२४ | ९ | पुद्धिसागर | बुद्धिसागर |
| ७२५ | ४ | ચદાય | સદાય |

| | | | |
|---|---|---|---|
| ૭૨૬ | ૧ | સવે | સર્વે |
| ૭૨૬ | ૨૦ | આત્મ જ્ઞાનિયો | આત્મજ્ઞાનિયો |
| ૭૨૭ | ૨૫ | ૨૧ | ૧૨ |
| ૭૨૯ | ૨૫ | ÷ | ૩ |
| ૭૩૧ | ૧૨ | બની શિષ્ય | બનીને શિષ્ય |
| ૭૩૧ | ૨૬ | ઉભરાઉ | ઉભરાઈ |
| ૭૩૫ | ૧૭ | ક્યારા | ક્યારી |
| ૭૪૨ | ૧૯ | કરે | કટો- |
| ૭૪૭ | ૨ | સિવ | શિવ |
| ૭૪૮ | ૨૪ | ધર્સ | ધર્મ |
| ૭૫૧ | ૧૮ | સવે | સર્વે |
| ૭૫૬ | ૧૨ | જીવ | જીવે |
| ૭૫૮ | ૯ | સમજ્યાં | સમજ્યાં |
| ૭૫૯ | ૨૨ | જાચ્યા | જાગ્યા |
| ૭૬૪ | ૯ | સુધયું | સુધર્યું |
| ૭૬૮ | ૫ | ÷ | ૧ |
| ૭૬૮ | ૯ | + | ૨ |
| ૭૬૮ | ૧૩ | ૪ | ૩ |
| ૭૭૩ | ૨૫ | હિસા | હિંસા |
| ૭૮૭ | ૩ | ધારકો | ધારકો |
| ૭૯૨ | ૧૯ | આપશે | આવશે |
| ૭૯૩ | ૧૬ | સાધે | સાધે |
| ૭૯૩ | ૨૧ | સ્પપ્નની | સ્વપ્નની |
| ૭૯૪ | ૮ | શ્રીમદ્ધ | શ્રીમદ્ |
| ૭૯૫ | ૧૨ | ચોમ્યો | ચોણ્યો |
| ૭૯૫ | ૧૨ | અત્માથકી | આત્માથકી |
| ૭૯૫ | ૧૬ | પરિક્ષા | પરીક્ષા |
| ૭૯૯ | ૧૪ | થતુ | થતું |

| | | | |
|---|---|---|---|
| ૮૦૦ | ૮ | અતીસય | અતિશય |
| ૮૦૩ | ૧૦ | દ્રષ્ટિ | દષ્ટિ |
| ૮૧૨ | ૧૪ | નકાથી | નકામી |
| ૮૧૨ | ૧૬ | ણુ | ના |
| ૮૧૩ | ૨૧ | સાસ્ત્ર | શાસ્ત્ર |
| ૮૧૪ | ૬ | સદગુરૂ | સદ્ગુરૂ |
| ૮૧૪ | ૮ | સાસનતણી | શાસનતણી |
| ૮૧૬ | ૪ | સદગુરૂ | સદ્ગુરૂ |
| ૮૧૯ | ૧ | રૂષિ | ઋષિ |
| ૮૧૯ | ૨ | ૮ | ૪ |
| ૮૨૩ | ૭ | નશ્યો | નશો |
| ૮૨૪ | ૨૬ | દોદાર | દેદાર |
| ૮૨૭ | ૨૭ | સંસરમા | સ સારમા |
| ૮૨૮ | ૨ | રૂજે | રૂચે |
| ૮૩૦ | ૯ | કૂત્રિમ | કૃત્રિમ |
| ૮૩૧ | ૧૩ | જીુરૂ | ઝુરૂ |
| ૮૩૧ | ૧૭ | રૂપ | રૂપકટારી |
| ૮૩૮ | ૧૩ | અવશે | આવશે |





ॐ ह्रीँ श्रीँ रविसागर गुरुभ्यो नम

ॐ ह्रीँ श्रीँ सुखसागर गुरुभ्यो नम

### ॐ अर्हं नमः

# भजनपद संग्रह.

## भाग ८ मो.

---

### निर्लेप ज्ञानी कर्मयोगी.

જે જે પ્રસગે જે બને તેમાં થકી ન્યારજ ગ્રહુ,
સુખદુ ખના પડદા પડે તે જોઇને ઉભો રહુ,
પરિણામ પામ્યા વણુ શુભાશુભ સર્વને દેખુ ખરે,
એ ભાવ અન્તર્ જાગતા સહેજે ધ્વનિયો નિસ્સરે ૧
એ ભાવને આચારમાહી મૂકવો તે કર્મ (યોગ) છે,
એ કર્મયોગી કર્મમાહી સત્ય શાશ્વત શર્મ છે,
જે જે બને કર્મો વડે મધ્યસ્થ થૈને દેખવુ,
સાક્ષી બનીને દેખતા નિજ શુદ્ધરૂપજ પેખવુ ૨
જે જે બને તે કર્મથી તે હુ નથી હુ તે નથી,
અખડ એ ઉપયોગથી અનુભવ દશા અન્તર્ કથી,
એ શુદ્ધ જ્ઞાને આત્મનો આનન્દ રસ વધતો ઘણો,
બુદ્ધ્યબ્ધિ અન્તર્ દેશમા યોગી રહે સોહામણો ૩

ॐ शान्तिः ३





## ज्ञानमस्ती.

(કવ્વાલિ.)

મઝા છે જ્ઞાન મસ્તીમાં, નથી દુનિયા નથી હું તું;
પ્રગટતી સુખની ઘેન જ, નથી આનન્દ વણ બીજું. ૧
બન્યું અદ્વૈત આનન્દે, અલૌકિક દિવ્યતા ભાસે;
અલખ ચૈતન્યમય જ્યોતિ, કયાએ શબ્દથી ક્યાંથી. ૨
જગત્‌ને શી નિશાની દઉં, પ્રભુના તેજની સાચી;
અરૂપી રૂપમાં ના'વે, કથાતું શબ્દથી તે નહિ. ૩
અરે એ ધર્મ છે ન્યારો, અરે એ તેજ છે ન્યારૂં;
અરે એ રૂપ છે ન્યારૂં, અરૂપી થઈ અરૂપી લે. ૪
સ્વરોને વ્યંજનોથી તે, કરોડો મૈલ છે દૂરે;
મુસાફર શબ્દ શાસ્ત્રોનો, અનુભવવણ જતો થાકી. ૫
ગ્રહેલી ન્યાય કોટીઓ, ઘણા એ વ્યાપ્તિના વાદો;
મુસાફર તર્કના થાક્યા, નિરંજન માર્ગ છે જુદો. ૬
વિવાદોના નથી ઝગડા, નથી જ્યાં ચિત્ત ચંચલતા;
જગત્‌ની દૃષ્ટિથી જૂદું, અખંડાનન્દથી રસિયું. ૭
અચલ એ બ્રહ્મ છે તત્ત્વ જ, નથી એ તેજની અવધિ;
પ્રભુ સર્વજ્ઞના શબ્દે, દિશા દેખાય છે તેની. ૮
અહા! કોઈ પૂર્ણ સંસ્કારી, અહા! કોઇ પૂર્વ સંસ્કારી;
અનુભવથી લહે ઝાંખી, ચિદાનન્દી સ્વયં દેખે. ૯
અહો જ્યાં ઉંઘવું જૂદું, અહો જ્યાં જાગવું જૂદું;
અહો જ્યાં જીવવું જૂદું, અહો જ્યાં મૃત્યુ છે જૂદું. ૧૦
અહો એ જ્ઞાનમસ્તીમાં, કરીને પાન અમૃતનું;
બુદ્ધયબ્ધિ શુદ્ધ ઉપયોગે, અમર આનન્દમય થાવું. ૧૧

ॐ शान्तिः ३



## प्रभुभक्त.

(કવ્વાલિ)

નથી બે આસુડા પાડયા, કરેલા દોષને માટે,
નથી રોયો પ્રભુ માટે, પ્રભુનો ભક્ત તો કયાથી ૧
પ્રભુની પ્રાર્થના કરતો, જીવોની પ્રાર્થના હરતો,
જીવો પર બહુ કરૂણા નહિ, કરૂણા કર ! પ્રભુને કહે. ૨
પ્રભુને શીર્ષ ઝૂકાવે, જીવોનાં શીર્ષ ઉડાવે,
ભલુ કરજે ! પ્રભુને કહે, જીવોનુ તો બુરૂ કરતો. ૩
ક્ષમાને આપ ! પ્રભુને કહે, ક્ષમા કરતો નથી કોની,
શરણ માગે પ્રભુનુ ને, જીવોને ના શરણ રાખે ૪
પ્રભુને કહે દુ ખો ટાળો ! જગત્‌ના દુ ખ ના ટાળે,
કરો ઉદ્ધાર પ્રભુને કહે, જગત્ ઉદ્ધાર નહીં કરતો ૫
વહુવે નહિ અશ્રુઓ જગના, સદા નિજ સ્વાર્થમા રાચે,
કરો સારૂ પ્રભુને કહે, કરે નહીં અન્યનુ સારૂ. ૬
નથી એવા પ્રભુ ભકતો, પ્રભુના ભક્ત છે જૂદા,
રહી સૌધાત રગાઇ, પ્રભુના ભક્તની ભકતે ૭
પ્રભુના સદ્‌ગુણો સેવે, પ્રભુના ભક્ત તે સાચા,
બુદ્ધયબ્ધિ ભક્તની ભક્તિ, રહે છાની નહીં કયારે ૮

ભાવાર્થ—જે મનુષ્યે એકાન્તમા પ્રભુનુ સ્મરણ કરીને પોતાના દોષોનો પશ્ચાત્તાપ કરીને બે અશ્રુઓ પાડયા નથી અને જે પ્રભુની પ્રાપ્તિ માટે ખગ જીગરના પ્રેમથી રોયો નથી, તે પ્રભુનો ભક્ત હોઇ શકતો નથી જે પ્રભુની પ્રાર્થના કરે છે પણ ગરીબો પોતાની પ્રાર્થના કરે છે તેના સામુ જોતો નથી અને પ્રાર્થનાનો ત્યાગ કરે છે તે કયાથી પ્રભુનો ભક્ત હોઇ શકે ? પ્રભુને કહે છે કે હે પ્રભો ! તુ મારા પર કરૂણા કર, અને પોતે તો અન્ય જીવોપર કરૂણા કરતો નથી તે પ્રભુનો ભકત શી રીતે બની શકે ? જે પ્રભુને શીર્ષ ઝૂકાવે છે, પણ અન્ય જીવોના મસ્તક છેદે છે તેમજ પ્રભુને કહે છે કે તુ મ્હારૂ ભલુ કર, અને પોતે તો અન્ય જીવોનુ બુરૂ કરે છે તે પ્રભુનો ભકત કયાથી હોઇ શકે ? જે પ્રભુને પોતાના પાપોની ક્ષમા આપવાને કહે છે અને પોતે તો અન્ય જીવોને

દોષો—અપરાધો વગેરેની ક્ષમા આપતો નથી તેમજ પ્રભુને દુઃખો ટાળવા વિજ્ઞપ્તિ કરે છે, પણ અન્ય જીવોનાં દુઃખો ટાળવા પ્રયત્ન કરતો નથી તે પ્રભુનો ભક્ત શી રીતે ગણી શકાય ? ઇત્યાદિ.



## પશ્ચાત્તાપ પૂર્વક પ્રભુ શોધ.

(ભૈરવી ગઝલ.)

તું પુછ્ય દિલમાં ઉતરીને રોઇને પ્રભુને અરે,
જે જે કર્યું જીવન ધરી, આલોચ કર તેનો ખરે;
પસ્તાઇને બે આંખમાં, ગંગા અને જમના ભરી,
પાયે પડી પ્રભુ સેવ તેથી, ઝટ જશે સંકટ ટળી. ૧
જે જે કરે કાર્યો અરે, તેમાં પ્રભુ નહિ ભૂલવા,
સાક્ષી બનીને ચાલ, એ છે કર્મની સારી દવા;
તું શોધ સાચા જીગરથી નિજ આત્મને તેજે ભર્યો,
એ શોધવામાં હું નહીં ને, તું નહીં ભાવજ ધર્યો. ૨
તું વિનવ સાચા ભાવથી, પ્રભુને ખરા અદ્વૈતમાં,
સ્યાદ્વાદથી અદ્વૈતમાં, રહીને જુઓ નિજ દ્વૈતમાં;
ખુલ્લા થશે સૌ ભેદ, આ જગમાં રહ્યા ગંભીર તે,
બુદ્ધ્યબ્ધિ જ્ઞાની જાણતો, જ્ઞાને અનુભવ ધી રતે. ૩

**ભાવાર્થ**—પ્રભુના ભક્ત અને આત્મદર્શનેચ્છક ભવ્ય! તું તારા હૃદયમાં ઉતરીને અને વિનયમૂર્ત્તિ બનીને ખરી જિજ્ઞાસાથી પ્રભુને રોઇને ત્હારૂં સાચું સ્વરૂપ શું છે તે પુછ્ય! જીંદગી ધારણ કરીને ત્હેં જે જે કૃત્યો કર્યાં તેનો ઉંડો આલોચ કર! અને ત્હેં જે જે પાપકર્મ કર્યાં એવું લાગે તે સંબંધી પશ્ચાત્તાપ કર અને જમણી આંખમાં જ્ઞાનરૂપયમુનાને વહેરાવ અને ડાબી આંખમાં ભક્તિરૂપ ગંગાને વહાવ તથા હૃદયને એવી રીતે ખાલી કર કે જેથી ત્હારી જીંદગીમાંથી પાપકર્મના કાળા ડાઘાઓ ભૂંસાઇ જાય. પાપકર્મનો પશ્ચાત્તાપ કરીને માનસિક સૃષ્ટિમાં પ્રભુને પધરાવીને તેમને પગે લાગ અને તેમની સેવા કર કે જેથી સર્વ સંકટોને તરી જઇશ. જે જે કાર્યો કરે તેમાં ત્હારે અન્તર્યામી પ્રભુને ભૂલવા ન જોઇએ. સર્વ કાર્યોમાં સાક્ષી બનીને ચાલ. ખરેખર સાક્ષીભાવ તેજ રાગદ્વેષાહંવૃત્તિ આદિ કર્મોનો નાશ કરવાને સારી દવા છે.

જ્ઞાનથી ભરેલા એવા પોતાના આત્માને શોધ, ખરા દિલથી તુ શોધ કર કે જેવી ત્હને સફળતા મળે હુ અને તુ એવી વૃત્તિ જ્યા જાગે નહીં એવી દશામા રહીને તુ પ્રભુને શોધ આત્મા વિના અન્ય ભાસે નહીં એવા અદ્વૈત ભાવમા રહીને સાચા ભાવથી પ્રભુને વિનતિ કર ઉપર્યુક્ત અદ્વૈતસ્યાદ્વાદની દૃષ્ટિથી રહીને કર્મ અને આત્મા એ બે જ્યા સાથે છે એવા દ્વૈતમા રહેલા પોતાને અદ્વૈતરૂપે દેખો આ પ્રમાણે પ્રભુની ભક્તિ કરીને આત્માને શોધવાથી ગુપ્ત ગભીર ભેદો પણ જ્ઞાનદૃષ્ટિથી ખુલ્લા જણાશે ઇત્યાદિ—

---

## मुसाफर.

( રાગ—ધીરાના પદનો )

મુસાફર અમે જગનારે, જોવા આવ્યા મન ગમતુ,
ઘણુ ઘણુ જોયુ રે, તેમાં નહીં મન રમતુ મુસાફર
ગામો દેખ્યા શહેરો દેખ્યા, દેખ્યા દેશો દેશ,
પર્વત દેખ્યા સાગર દેખ્યા, વિધવિધ મનુષ્ય વેષ,
તૃપ્તિ ન થાતી તેથી રે, હજી રહે મન ભમતુ મુસાફર ૧
વૃત્તિના ઉછાળા ભારે, ભમવે ઠેરોઠેર,
મોહે મન મુઝાતુ જ્યા ત્યા, મિથ્યાત્વનુ અન્ધેર,
અધાને પૂછે અન્ધારે, દેખીને મન નથી શમતુ મુસાફર ૨
મુસાફરને પ્રતિબધ કયા, કયા મમતાને વૈર,
મુસાફરીમા આગળ વહેવુ, જ્યાં છે અચલ શિવ શહેર,
મુસાફરોની સાથે રે, આત્મવત્ નિત્ય રહે તુ મુસાફર ૩
પ્રભુથી પ્રેમ લગાવી પાકો, ઉપયોગે ઝટ ચાલ,
પરિષહો ઉપસર્ગો વેઠી, મમતા સુખમા મ્હાલ,
પ્રભુની પ્રાપ્તિ માટે રે, દુ ખો પડે તે ખમ તુ મુસાફર ૪
વ્હારે આવો પ્રભુજી વ્હેલા, સત્ય બતાવો પન્થ,
જેવો તેવો પણ હુ ત્હારો, સાચા બતાવો ચિદ્ગ્રન્થ,
બુદ્ધિસાગર શરણુ રે, પ્રભુજી તુજ કીધુ ગમતુ. મુસાફર. ૫

---

## પ્રભુ પ્રેમ ખુમારી.

પ્રેમ ખુમારી ઓર પ્રભુ તુજ પ્રેમ ખુમારી ઓર,
ન્યારૂં પ્રેમનું તોર, પ્રભુજી પ્રેમ ખુમારી ઓર.
અટપટો પન્થ છે પ્રેમનોરે, ધડ પર શીર્ષ ન હોય,
ખેદ ભેદ ભય જ્યાં નહીં રે, ઉલટી આંખો જોય. પ્રભુ૦ ૧
હું તું ભેદ રહે નહીં રે, જ્યાં સઘળું કુરબાન,
મોહવાસના જ્યાં નહીં રે, લાગી રહે એક તાન. પ્રભુ૦ ૨
પ્રેમ પન્થ ભૂલ્યા પડ્યા રે, ભટકે દુનિયા લોક,
વિષયોમાં પ્રીતિ ધરી રે, પાડે ખોટી પોક. પ્રભુ૦ ૩
મૃત્યુ ન ભાસે પ્રેમમાંરે, આનન્દ રસ મન લીન,
સ્વાર્થ મેલ જ્યાંના જરારે, દુઃખીયો વા નહીં દીન. પ્રભુ૦ ૪
તુંહિ તુંહિ તુંહિ સદારે, ધ્યાતા ધ્યેયતું એક,
પ્રેમ સમાધિ તાનમાંરે, ઔર જાતની ટેક. પ્રભુ૦ ૫
પ્રેમ પ્યાલો પીધા પછી રે, ચઢે ખુમારી ઓર,
ઉતરે નહીં પાછી કદારે, જુદું તેનું કંઈ તોર. પ્રભુ૦ ૬
પ્રેમ તાન રસિયા સદારે, પ્રભો તુજ સન્તો જેહ;
બુદ્ધિસાગર શિવપુરીરે, પ્રાપ્તિ કારણ એહ. પ્રભુ૦ ૭

**ભાવાર્થ**—હે પ્રભો! તારા ઉપર લાગેલી પ્રેમની ખુમારી ઓર—અર્થાત્ જુદા પ્રકારની છે અને તારી સાથે લાગેલા પ્રેમનું તોર પણ આ દુનિયાના પ્રેમથી જુદા પ્રકારનું છે. હે પ્રભો પ્રેમનો અટપટો પન્થ છે. પ્રેમના પન્થમાં ચઢેલા જીવો મોહે મુંઝાઇને સંસારસમુદ્રમાં તરંગોની પેઠે ઉપજે છે અને વિનશે છે. હે પ્રભો પ્રેમનો પન્થ દુનિયા જે કહે છે તેના કરતાં જુદા પ્રકારનો છે. હે પ્રભો! ત્હારા પ્રેમના પન્થમાં વિચરનારાઓના ધડપર શીર્ષ હોતું નથી એવું અનુભવવામાં આવે છે. હે પ્રભો! તારા લોકોત્તર પ્રેમમાં ભય—ખેદ અને ભેદ વગેરેનું સ્વપ્ન પણ નથી. હે પ્રભો! તારા પ્રેમમાં હું તું નો ભેદ રહેતો નથી, અને જ્યાં સઘળી જાતનો આત્મભોગ આપવામાં આવે છે તથા જ્યાં ઉલટી આંખે અર્થાત્ સંસારમાં જે આંખે દેખવામાં આવે છે, તેના કરતાં જુદા પ્રકારની આંખે દેખવામાં આવે છે એવા પ્રેમમાં સાંસારિક મોહવાસના રહેતી નથી અને ત્યાં એકતાનતા લાગી રહે છે અને તેથી રોમે રોમે આનન્દ વ્યાપી જાય છે, એવા પ્રેમથી હે પ્રભો! હું તારી સાથે સંબંધ બાંધવા ઇચ્છું છું. ઈત્યાદિ.

## आन्तरिक शुद्धप्रेम लग्न साहित्य.

પ્રભુની સાથે બાંધોરે, પ્રેમનો સબધ સાચો,
પ્રભુથી પ્રેમ જોડીરે, આનન્દરસમાહી રાચો—પ્રભુની૦
ચાર ભાવના ચોરી બાધી, વિવેક માંડવો સાર,
સયમના લીલુડા વાસો, ભક્તિ ઘટ જયકાર,
શ્રદ્ધાના તોરણ બાધીરે, મનમાહી બહુ માચો—પ્રભુની૦ ૧
સમકિતના પિયરીયા પ્યારા, વિવિધ ગીતો ગાય,
શુભ પરિણુતિ સાહેલી વૃન્દો, આનન્દથી ઉભરાય,
ભાવથકી શૃગારેરે, પહેરે ભાવ નહિ કાચો—પ્રભુની૦ ૨
ભાવચરણુ સાસરીયા આવ્યાં, ઉત્તમ જાનજ લેઇ,
આત્મપતિનુ લગ્નજ કરવા, અન્તર્ લક્ષ્યને દેઇ,
વાજીત્રો વાગે પ્યારારે, અનહદ ધ્વનિ કેઇ—પ્રભુની૦ ૩
સત્યતણી દુદુભિ ગાજે, બેન્ડ શીલ સુખકાર
ઐક્ય ભાવની વેદી આગળ, બેઠા બન્ને જયકાર,
વર વહુ પરણેરે, ચાર ફેરા ફરે ધારી—પ્રભુની૦ ૪
નિસગ દશાનો પહેલો ફેરો, બીજો સ્વાર્પણુ ફેર,
એકતાનનો ત્રીજો ફેરો, ચોથો અનુભવ લ્હેર,
પરણ્યા એમ બન્નેરે, અન્તરમા સુખકારી—પ્રભુની૦ ૫
આતમ તે પરમાતમ સાચો, પ્રભુ ખરો દિલમાહી,
લગ્ન ખરા મમતાના તેથી, અન્તર્ દૃષ્ટિથી આહી,
બુદ્ધિસાગર સેવોરે, પ્રેમનો સબધ બાધી—પ્રભુની૦ ૬

---

## आशीर्वाद.

(કવ્વાલી)

ફળે છે હો ફળે છે હો, પરાભાષા ઉઠ્યા શબ્દો,
મહન્તો લ્હેરમા આવે, તદા આશી સ્વયસિદ્ધિ. ૧
પરભાષાજ આન્તરડી, નથી ખાલી કદિ જાતી,
પરાના દેવી છે શબ્દો, ઉઠે નાભિથકી તે તો. ૨

મુનિવર લ્હેરમાં આવી, દિયે કુંટિ થકી આશીઃ
ફળે છે દેવતા પેઠે, અનુભવથી નિહાળ્યું એ. ૩
વિનય સેવા ખરી ભક્તિ, ખરૂં સ્વાર્પણ કર્યાથી તો;
ઉઠે છે લ્હેર નાભિથી, કરે છે કાર્યની સિદ્ધિ. ૪
ખરી શ્રદ્ધા ખરી પ્રીતિ, હુકમ સર્વે ઉઠાવ્યાથી;
મુનિયો દેવની પેઠે, કરે છે કાર્ય મન ધાર્યું. ૫
ખરી નિષ્કામની સેવા, કરે નહિ યાચના ક્યારે;
વખત આવે મળે ઇચ્છયું, ઉઠે જો લ્હેર કુંટીથી. ૬
શુભાશીઃ એજ છે સિદ્ધિ, પ્રભુના ભક્તને મળતી;
બુદ્ધયબ્ધિ સંતની આશીઃ મળે છે ભક્તને ભાગ્યે. ૭

---

## ફર્યા તો શું? રહ્યા તો શું?

(કવ્વાલિ.)

ખરૂં ખોટું પરખવાની, હૃદય શક્તિ નથી ઝાઝી,
પયઃ પાણી સકલ સરખું, ફર્યા તો શું? રહ્યા તો શું? ૧
પ્રભુ કહીને ગુરૂને તો, વિરોધી થઈ વદો ન્યારૂં,
ભમાવ્યાથી ભમી જાતા, ફર્યા તો શું? રહ્યા તો શું? ૨
કરિના કર્ણવત્ શ્રદ્ધા, પ્રસંગોપાત્ત ડગમગતી,
વિચારો સ્થિર નહિ રહેતા, ફર્યા તો શું? રહ્યા તો શું? ૩
નથી સિદ્ધાન્તની જ્ઞપ્તિ, તથા ગોળીતણા ચવડા,
થએલા ગારના ખીલા, ફર્યા તો શું? રહ્યા તો શું? ૪
ગ્રહણ ને ત્યાગ હેતુઓ, સ્વયં જાણો નહીં એકે,
મળે તેવા થઇ જાતા, ફર્યા તો શું? રહ્યા તો શું? ૫
પરીક્ષા શક્તિમાં મીંડું, વહો છો ગાડરાં પેઠે,
વહો છો અન્ધની પેઠે, ફર્યા તો શું? રહ્યા તો શું? ૬
ટકામાં સર્વ વસ્તુ જ્યાં, અનુયાયી જનો એવા,
હૃદયને કાનના કાચા, ફર્યા તો શું? રહ્યા તો શું? ૭
અપેક્ષાઓ સમજતા ના, નથી ઉપકારની કિમ્મત,
ગુરૂદ્રોહી કૃતધ્નીઓ, ફર્યા તો શું? રહ્યા તો શું? ૮

રહી ના શુદ્ધ પ્રીતિ જ્યાં, રહી ના શુદ્ધ ભક્તિ જ્યાં,
હરાયા ઢોરના જેવા, ફર્યા તો શું ? રહ્યા તો શું ? ૯
સદા નહિ એકનિષ્ઠા જ્યાં, ફરી જાતાં વદી વચનો,
પ્રમાણિકતા નથી પૂરી, કર્યાં તો શું ? રહ્યા તો શું ? ૧૦
હૃદયનો પ્રેમ નહિ ચાહે, હૃદયભક્તો નથી એ તો,
બુદ્ધ્યબ્ધિ સન્ત ભક્તોની, છુપાવી ના છુપે ભક્તિ ૧૧



## —ॐ सदा तुं हुं सदा हुं तुं. ॐ—

( કવ્વાલી )

પરસ્પર પ્રેમના રંગે, ખરેખર ચિત્ત રંગાયાં,
ઉછળતા ચિત્ત દેખ્યાથી, સદા હું તું સદા તું હું. ૧
મળ્યું છે ચિત્તથી ચિત્તજ, નથી જ્યાં મૃત્યુની પરવા,
વિશુદ્ધપ્રેમસાગરમાં, સદા હું તું સદા તું હું ૨
પરસ્પર ચિત્ત રેડાયાં, થતાં સંયમ પરસ્પરમાં,
ઉઠે છે તારમાં તારો, સદા હું તું સદા તું હું ૩
સમાતું તુજ સૌ મુજમાં, સમાતું તુજમાં મુજ સૌ,
સદા એવું બન્યું રહેતું, સદા હું તું સદા તું હું ૪
સદા સંબંધ એવો જ્યાં, વિશુદ્ધજ્ઞાનપ્રીતિ ત્યાં,
બુદ્ધ્યબ્ધિદિવ્ય સંબંધે, સદા હું તું સદા તું હું ૫

ભાવાર્થ—પરસ્પર વિશુદ્ધપ્રેમે જ્યાં ચિત્ત રંગાયાં છે, ત્યાં એક બીજાને નિરીક્ષનાથી હર્ષોલ્લાસતરંગવડે પરસ્પર ચિત્ત ઉછળે છે. આવા દિવ્ય વિશુદ્ધ પ્રેમથી રંગાયલા આત્માઓમાં તું તે હું પોતેજ છું અને હું તે તું છું અર્થાત્ કાયાની ભિન્નતાએ ભિન્નપણું દેખાય છે, પણ આન્તરિકદશાએ તો તું તે હું અને હું તે તું છું એવો સદા દૃઢભાવ રહે છે તે કદિ ટળતો નથી. આવા વિશુદ્ધ પ્રેમસાગરમાં ચિત્તથી ચિત્ત મળેલું હોય છે અને જ્યાં મૃત્યુની પરવા નથી એવો હું તે તું અને તું તે હું એવો દૃઢ પ્રેમભાવ સંબંધ બને છે. એક બીજાનું ચિત્ત પરસ્પર એક બીજામાં રેડાયલું રહે છે અને પરસ્પર વિશુદ્ધ પ્રેમતાનના યોગે પરસ્પર એકબીજાના ચિત્તમાં સંયમ થાય છે અને એકના હ

દયમાં જે વિચાર તારો ઉઠે છે તેજ અન્યના હૃદયમાં વિચારતારો ઉઠે છે એવા વિશુદ્ધાત્મ સંબંધમાં સદા હું તે તું અને તું તે હું એવું રહ્યા કરે છે. વિશુદ્ધ પ્રેમના ઉચ્ચ સંબંધે ત્હારૂં તે સર્વ મારામાં સમાઇ જાય છે અને મારૂં તે સર્વ તારામાં સમાય છે અર્થાત્ મારા તારાનો ભેદ રહેતો નથી એવી પરસ્પર દશા અનુભવાય છે અને એવું બાહ્યમાં વિવેક પ્રેમજ્ઞાન યોગે બની રહે છે. વિશુદ્ધ જ્ઞાનથી થનાર વિશુદ્ધ પ્રેમનો સંબંધ પરસ્પર એવો બન્યો રહે છે. એવા શુદ્ધ પ્રેમથી ગુરૂ અને શિષ્ય સંબંધ પૂજક અને પૂજ્ય સંબંધ આદિ જે સંબંધો થાય છે, તે સંબંધે આત્મિક સુખનો માર્ગ પ્રગટ થાય છે.



## धर्म साहित्य कविता देवी.

(કવ્વાલિ.)

થઇ તું સન્તના રૂળે, સદા આનન્દમાં ઝૂલે;
રહી તું સન્તના દીલે, અનુભવ જ્યોતથી ખીલે. ૧
નયનથી દેખતાં વેગે, હૃદયમાંહી રમી જાતી;
સમાવી દીલના તાપો, સ્વયં શોભાવતી જ્ઞાતિ. ૨
નયનનાં અશ્રુને લ્હુવે, હૃદયના શોકને ધુવે;
સદા આનન્દરસ રેળે, મધુરાં ગાનને બોલે. ૩
અહો ત્હેં કાળજું વિંધ્યું, પલકમાં ચિત્તને ચિંધ્યું;
ગમે નહિ તુજ વણુ ઘડીએ, પદે મનડું સદા ધરીએ. ૪
રસીલી ચિત્તની વ્હાલી, સજ્યોના ઠાઠ ત્હેં ઠાલી;
કદિ ના ચિત્તથી ખસતી, હસાવે ભાવમાં હસતી. ૫
ભુલાવ્યું ભાન દુનિયાનું, કરી યારી સદા ત્હારી;
મતિ સારી થઈ મારી, રહી નહિ ચિત્તથી ન્યારી. ૬
ઉછાળે છે હૃદય ભારી, અલૌકિક ગ્રન્થ રહેનારી;
વિચરનારી મહીવિષે, રૂપાળી જ્ઞાનીને દીસે. ૭
હમેશાં જ્ઞાનીને પ્યારી, સમાધિ સુખ કરનારી;
સદાનું ઐક્ય કરનારી, હૃદયમાં સુખ ભરનારી. ૮
મધુરાં હાર્દ દેખાડે, અનુભવ પ્રેમમાં પાડે;
જરા ના તુજ વણુ ચાલે, અમારા ચિત્તમાં મ્હાલે. ૯

ઘણુ ત્હારા વિષે રમતો, સદા તુજ ક્ષેત્રમાં ભમતો,
અનુભવ જ્ઞાન દેનારી, જગત્ ઉપકાર કરનારી ૧૦
નવુ જીવન ભલુ આવ્યુ, હૃદયમાં બ્રહ્મ પદ ભાવ્યુ,
બુદ્ધયબ્ધિ ધર્મની કયારી, ભલુ સાહિત્ય ધરનારી. ૧૧

## શ્રુતદેવીને.

(કવ્વાલિ)

પદો ત્હારા સદા પૂજુ, અવજ્ઞા ભીતિથી ધ્રૂજુ,
સદા સેવક બન્યો તારો, કૃપા લાવી ગણો મ્હારો ૧
ભલી પૂજા કરૂ ત્હારી, હૃદય મૂર્તિ બની મ્હારી,
હૃદયને ઠારનારી તુ, ઉપાધિ ટાળનારી તુ ૨
ત્હને દેખે સકલ રોમો, ખડા થાતા હૃદય હર્ષે,
હૃદયમા વાસ કરવાથી, અનુભવ વૃષ્ટિયો વર્ષે. ૩
ત્હને સેવે મળી શાન્તિ, ત્હને સેવે ટળી ભ્રાન્તિ,
થયુ અદ્વૈત આનન્દે, પડુ ના દ્વૈતના ફન્દે ૪
અહો તુ પ્રાણથી પ્યારી, જઉ તુજપર સહુવારી,
અભયનિ ખેદ ધરનારી, સહજ આનન્દ કરનારી ૫
સદા મસ્ગુલ થયો તુજમાં, અનન્ય પ્રેમ છે તુજમા,
સદા ઐં મન્ત્રથી ધ્યાવુ, સ્મરણમા તેજને લાવુ ૬
ધરે તુ બ્રહ્મલીપીને, નિરક્ષર ભાવ છીપીને,
સદાની શાન્તિ કરનારી, હૃદયક્ષેત્રે વિચરનારી, ૭
સહજ સમ્યક્ત્વ દેનારી, મધુરા બોલ કહેનારી,
થઈ પ્રત્યક્ષ તુ દેવી, હૃદયથી મ્હે તને સેવી ૮
અનુપમ વર્ણ ધરનારી, કરી ત્હારી ભલી યારી,
અનુપમ ધર્મની ક્યારી, ધરી પ્રીતિ સદા ત્હારી ૯
સદાનો તુજ પૂજારી, ખુમારી રાખતો ન્યારી,
ઉલટ આખે સહુ દેખુ, અલખનિજ વ્યક્તિને પેખુ ૧૦

સદાની બ્રહ્મ ખુમારી, ચઢી તે નહિ ઉતરનારી;
બુદ્ધચબ્ધિ હર્ષ કલ્લોલે, સ્તવે શ્રુતદેવતા બોલે. ૧૧

## शास्त्र मुसाफरो.

મુસાફર શાસ્ત્રના કેઈ, ગયા આગળ અમારાથી;
રહ્યા પાછળ મુસાફર કેઈ, વહે સાથે મુસાફર કેઈ. ૧
પ્રદેશો શાસ્ત્રના ઝાઝા, વિવિધ વિષયો નિરખવાના;
અનુભવદૃષ્ટિ અનુસારે, વિચારે ભેદ તરતમતા. ૨
રૂચિ ભેદે પડે ભેદો, મતાન્તર બહુ પડે તેમાં;
અનુભવ સર્વના જુદા, નિવેડો નહિ થતો કેમે. ૩
અનેકાન્તે જુએ જેઓ, અપેક્ષાઓ હૃદય ધારી;
અપેક્ષાએ સકલ સમજી, લડે નહિ તે મુસાફરથી. ૪
વિવિધદૃષ્ટિ થકી જોયું, વિવિધ જાતિ પથિકોએ;
અપેક્ષાએ સહુમાં લેઈ, વહે છે આગળે જલ્દી. ૫
રહ્યા પાછળ અમારાથી, નથી દેખ્યું નથી જોયું;
નથી વિશ્વાસ તેઓનો, અમારૂં માનતા જૂઠું. ૬
અમારા પર અરૂચિથી, કહ્યું નહિ માનતા સાચું;
પ્રદેશો શાસ્ત્રના દેખે, પછીથી સત્યને માને. ૭
ઘણા પસ્તાય પાછળથી, અમારૂં સત્ય વિસ્તારે;
અનુયાયી બની સાચા, જનોને ભૂલથી વારે. ૮
મુસાફર શાસ્ત્રના થઇને, અનુભવમાં પ્રવેશે તો;
અનુભવના મુસાફર થૈ, કદાગ્રહ સહુ તજે જ્ઞાને. ૯
નિહાળ્યું ના પ્રથમ જે જે, નિહાળે છે પછી તે તે;
અનુભવ દેશમાં પેસી, અનુભવ શાન્તિને પામે. ૧૦
જગત્માં સહુ મુસાફર છે, અમારા સર્વ બન્ધુઓ;
બુદ્ધચબ્ધિ ધર્મપન્થીઓ, સમજશે એ કહ્યું સાચું. ૧૧

# ॐ अनुयायी थयो तो शुं. ॐ

( કવ્વાલિ )

અમારો ભાવ જાણે ના, અમારૂ દિલ જાણે ના,
નહીં જાણે સમય કૃત્યો, અનુયાયી થયો તો શુ ? ૧
નથી શ્રદ્ધા ખરી બેઠી, પ્રમાણિકતા નથી આવી,
હૃદય પ્રેમી નથી પૂરો, અનુયાયી થયો તો શુ ? ૨
હૃદયમા સ્વાર્થના ચિત્રો, ખરી વખતે ખમે આઘો,
વહે ગાડરપ્રવાહે રે, અનુયાયી થયો તો શુ ? ૩
સમજતો આશયોને ના, વિવેકે ના કરે કાર્યો,
જગત્‌ના ધધમા દોડે, અનુયાયી થયો તો શુ ? ૪
વહે ગાડર પ્રવાહે ને, સમજતો ના કરે તે તે,
હૃદય જૂદુ વચન જૂદુ, અનુયાયી થયો તો શુ ? ૫
નથી જ્યા ટેકની વૃત્તિ, ઘડીમા નવ ધરે રગો,
વિચારોના જ પરપોટા, અનુયાયી થયો તો શુ ? ૬
જગત્‌ની લાજનો કીડા, જગત્‌ના મોરલી શબ્દે,
કરે છે નાચ નવ નવ રે, અનુયાયી થયો તો શુ ? ૭
ભવાયાની પરે બોલે, હરાયાની પરે ચાલે,
અલશીયાની પરે વહતો, અનુયાયી થયો તો શુ ? ૮
અહો વન રોઝની પેઠે, કુદ્દકુદા કરે જ્યા ત્યાં,
હૃદય સત્કાર નહીં પૂરો, અનુયાયી થયો તો શુ ? ૯
નથી બહુમાન ને ભક્તિ, પ્રતિજ્ઞાથી ફરી જાવે,
નથી કિમ્મત મળ્યાની કઇ, અનુયાયી થયો તો શુ ? ૧૦
જગત્‌ની દોડમા દોડે, વિચારે નહીં કરૂ છુ શુ ?
હૃદયની શુદ્ધિ નહિ જેની, અનુયાયી થયો તો શુ ? ૧૧
અનુયાયી જગત્ વિરલા, ખરા જે જ્ઞાનથી થાતા,
બુદ્ધચબ્ધિ શુદ્ધપ્રીતિથી, અનુયાયી બને સાચા ૧૨

## "आर्यक्षेत्र."

(રાગ ધીરાના પદનો.)

આર્યક્ષેત્ર ઉંચું રે મહાવીર પ્રભુ બોલે,
ક્ષેત્ર ગુણો ઝાઝા રે આવે નહીં કોઈ તોલે;
ધર્મ યોગ્યતા આર્ય ક્ષેત્રમાં, ધર્મબીજ ધરનાર,
સકલ દેશમાં આર્ય દેશની, શોભા અપરંપાર;
ગંગા આદિ નદીઓરે, પવિત્ર વહે સુંધા મોંલે. આર્ય. ૧
અનેક જાતનાં વૃક્ષો ઉગે, ઔષધિનો નહીં પાર,
પંખીઓ કલ્લોલ કરે બહુ, શોભે સરોવરો સાર;
વગડામાં મૃગના ટોળાં રે, રમે મળી ટોળે ટોળે. આર્ય. ૨
પર્વત ઉંચા શોભે જ્યાં ત્યાં, કરતા નભથી વાત,
ગુફામાં યોગીઓ રહેતા, બ્રહ્મ જુવે સાક્ષાત્;
સન્યાસી સાધુ બાવા રે, ધ્યાન ધરી પ્રભુ ખોળે. આર્ય. ૩
ધર્મતણાં જે જે બીજો છે, તે છે, અહીંયાં સર્વ,
સાત્વિક ગુણનાં બીજો અહીંયાં, દયાદિ ખર્વ છેદે ગર્વ;
ચારિત્ર યોગ્ય ભૂમિરે, પાપ પંક રગદોળે. આર્ય. ૪
આતિથ્ય સત્કારે ઉંચો, સદાચારનું ધામ,
અનન્ત તીર્થંકરની ભૂમિ, પ્રાતઃ સ્મરણીય નામ;
જ્ઞાનીઓ ઘણા જન્મ્યા રે, સર્વને જણાવું ઢોલે. આર્ય. ૫
ખીસ્કોલીઓ ઘરમાં રમતી, કરે કબુતર ગાન,
દયાતણો આ દેશ ખરો છે, ધર્મ સંસ્કારોની ખાણ;
સ્થાવર જંગમ તીર્થો રે, ધર્મે જગ હીંચોળે. આર્ય. ૬
શુભ લેશ્યા સ્કંધો અહીંયાં છે, સત્ત્વ ગુણાદિક તત્ત્વ,
તત્ત્વો માંહી સત્ય સમાયું, આવિઃ તિરોભાવ સત્ત્વ;
બુદ્ધિસાગર આર્યો રે, રહે ધર્મ તેજ તોરે. આર્ય. ૭



## स्मरणमां छे स्मरणमां छे.

(કવ્વાલિ)

ભણાવ્યો ત્હેં ગણાવ્યો ત્હેં, હૃદયના પ્રેમને આપ્યો,
જીગર વિશ્વાસને આપ્યો, સ્મરણમાં છે સ્મરણમાં છે ૧
અમૂલ્ય સ્નેહનો સ્નેહી, હૃદયરસ રેડિયો દિલમા,
સમર્પ્યું શુભ સર્વે ત્હેં, સ્મરણમાં છે સ્મરણમા છે ૨
પ્રતિફળ આપવા માટે, નથી એકે ખરી વસ્તુ,
પ્રતિ બદલો વૃળાતો નહિ, સ્મરણમા છે સ્મરણમા છે ૩
સ્મૃતિપટ મૂર્ત્તિ આલેખી, અમોને કૈ શિખવતી તે,
પરિવર્તન કરે કૈ કૈ, સ્મરણમા છે સ્મરણમા છે ૪
જણાવે કૈ રહી મૌને, રહી મૌનજ હૃદય ગ્રહતુ,
બધુ આ સૂક્ષ્મ બ્રહ્માડે, સ્મરણમા છે સ્મરણમા છે ૫
મિલાવ્યો તાર તારોથી, જણાતુ તે હજી સઘળુ,
નથી વ્યવધાન અન્તરૂમા, સ્મરણમા છે સ્મરણમા છે ૬
ઉછળતુ દિલ એ કહેતુ, સહાયી થા સહાયી થા,
બુદ્ધચબ્ધિ ભક્તિરગે એ, સ્મરણમા છે સ્મરણમા છે ૭

---

## प्रियप्रभुने मळवानी विज्ञप्ति.

વ્હાલા પ્રભુ વ્હેલા મળો નિર્ધારી,
લેશો જલ્દી ઉગારી .... . . વ્હાલા
વિરહ ખમાતો ના હવે ત્હારો, ક્ષણુ ક્ષણુ છે સ્મૃતિ ત્હારી,
જેવો તેવો પણુ દાસ તમારો, ઉદ્ધરશો સુખકારી—વ્હાલા૦ ૧
તુજ વિરહે ક્ષણુ લાખો વરસસમ, ચાહુ ન અન્ય મોહારિ,
પ્રાણપ્રભુ વિભુ અન્તર્યામી, અકળ કળા છે અપારી—વ્હાલા૦ ૨
દયાસિધુ કહેવાતો જગમા, ચઢ હવે મુજ વ્હારી,
દામ ન બેસે સેવક તારે, છે મહિમા તુજ ભારી—વ્હાલા૦ ૩
હુ માગુ તે મુજને આપો, તેમા શુ બલિહારી,
માગ્યા વણુ સહેજે જે આપો, ત્યા છે શોભા તમારી—વ્હાલા૦ ૪

તુજ વણ બીજું શું હું ઈચ્છું, તુજ પ્રાપ્તિ સુખકારી;
હું તું નો જ્યાં ભેદ રહે ના, મળવું એ રીત સારી—વ્હાલા૦ ૫
જ્યારે ત્યારે પણ તું મળવાનો, એકરૂપતા ધારી;
ટળવળાવે કેમ મ્હને તું, મળ પ્રભુ આવારી—વ્હાલા૦ ૬
વ્હેલા મોડાની વાત છોડી દઈ, થા પ્રત્યક્ષ જીતારિ;
બુદ્ધિસાગર શરણુ તમારૂં, નિશ્ચય કરી તુજ યારી—વ્હાલા૦ ૭

---

## जगत्नो पूजारी.

( રાગ ધીરાના પદનો. )

દુનિયાનો પૂજારી રે, દુનિયાના ગુણો ચિત્ત ધરૂં;
પ્રભુરૂપ દુનિયારે, જીવોની સાથે પ્રેમ કરૂં—દુનિયા.
પ્રભુરૂપ દુનિયાના જીવો, સત્તાએ સહુ હોય;
સત્તાએ જિન છે સૌ જીવો, સંગ્રહ નયથી જોય;
અન્તરના સુવિચારે રે, ભવોદધિ સહેજે તરૂં—દુનિયા૦ ૧
સર્વ જીવોનું ભલું ઈચ્છવું, પહેલી પૂજા એહ;
સર્વ જીવો છે મુજ આતમસમ, અનન્ત ગુણગણુ એહ;
એવી બીજી પૂજારે, ભિન્ન ભાવ સહુ સંહરૂં—દુનિયા૦ ૨
દુનિયા તે હું હું તે દુનિયા, એકમેક સૌ જ્યોત;
જીવો હું ને પ્રભુ બ્રહ્મ છે, એક સરીખો ઉદ્યોત;
ત્રીજી પૂજા કરતાંરે, સમાધિએ સંચરૂં—દુનિયા૦ ૩
સદ્વિચારો આચરણામાં, પ્રગટપણે દેખાઓ;
ચારિત્ર્ય સહુમાંહિ ખીલો, દોષો સહુ દૂર જાઓ;
ચોથી જગની પૂજારે, કરી નિત્યાનન્દે ઠરૂં—દુનિયા૦ ૪
પ્રભુમાં જેવું તેવું મુજમાં, મુજમાં તે જગમાંહી;
ક્ષાયિક ભાવે અનન્ત ઋદ્ધિ, પ્રગટો વીર્યોત્સાહે;
બુદ્ધિસાગરપૂજારે, પંચમી શિવપદ વરૂં—દુનિયા૦ ૫



## सही जा मन करी मोटुं.

( કવ્વાલિ )

ઉપાધિયો કરી દ્વેષે, સતાવ્યો ને તપાવ્યો હો,
કર્યું તે ના કર્યું માની, સહી જા મન કરી મોટું. ૧
પરિષહ જે થયા કર્મે, પરિતાપો થયા જે જે,
ક્ષમા શાન્તિ હૃદય લાવી, સહી જા મન કરી મોટુ ૨
કરી જે દુર્જને નિન્દા, હજી તાજી સ્મૃતિ પટમા,
ભુસાવી દે અરે તેને, સહી જા મન કરી મોટુ ૩
પ્રતિબદલો કુકૃત્યોનો, ઘણી લેવા કરી ઇચ્છા,
નથી તેથી ખરી શાન્તિ, સહી જા મન કરી મોટુ ૪
કરે આક્ષેપ દુષ્ટો જે, હૃદયના મર્મને વિંધે,
ઉપેક્ષા લાવીને જ્ઞાને, સહી જા મન કરી મોટુ ૫
ગરીબાઇ અમીરીમા, ફકીરીમા સહન કરવુ,
સહનતા મિષ્ટ છે લ્હાણુ, સહી જા મન કરી મોટુ. ૬
વિપક્ષીઓ ત્હને બૂરો, કહે તે લાવ નહિ મનમા,
પ્રભુ મહાવીરને ધ્યાઇ, સહી જા મન કરી મોટુ ૭
ઘણા દુ ખો ત્હને દીધાં, કમાણી પૂર્વ ભવની તે,
ગણીને શાન્તતા લાવી, સહી જા મન કરી મોટુ ૮
સહનતા શૂરની શોભા, સહનતા સન્તની શોભા,
બુદ્ધયબ્ધિ ભકત પૂરો થૈ, સહી જા મન કરી મોટુ ૯



## ॥ भ्रमर पुष्प संवाद. ॥

પુષ્પ ભ્રમરની વાતડી, સુણતા હોય વિવેક,
સત્ય તત્ત્વ સમજ્યા પછી, વધતી સાચી નેક ૧
ભ્રમર—મનોહર પુષ્પ મોઘેરૂ, ખિલ્યુ મુજ દિલ ખિલવતુ તુ,
અમારા ભાગ્ય તુ પ્રગટયુ, અહો તારી ખરી શોભા ૨

મધુરો રસ પાવે છે, ઘણો આનન્દ આપે છે;
સુગંધી બહુ પ્રસારે છે, ઘણી તૃપ્તિ સમર્પે છે. ૩
પુષ્પ—અરે ભોળા ભ્રમર ભ્રાન્તે, મધુરાં વેંણુ એ બોલે,
અમારી કારમી શોભા, પલકમાં નષ્ટ થાનારી. ૪
જતી કરમાઈ પાંખડીઓ, પડી જાવું પલકભરમાં;
સુગંધ જ એક ક્ષણુ ભરની, ત્હને ત્યાં તૃપ્તિ છે ભ્રાન્તે. ૫
ઉપરનો રંગ ક્ષણુમાંહી, ફરી જાવે ટળી જાતો;
ઉપરના રંગના મોહે, જગત્ ભૂલ્યું લહે દુઃખો. ૬
ભ્રમર—હૃદયના પ્રાણુ પુષ્પજ તું, મનોહર મિષ્ટ રસ ભરીયું;
ભલે હો કારમી શોભા, તથાપિ પ્રેમ છે તુજમાં. ૭
પલકમાં નષ્ટ થાવાનું, થતું કુદ્રતથકી એતો;
મહત્તા તું લહે મુજથી, ભલે કરમાય તોપણુ શું ? ૮
ઉપરના રંગને ગંધે, સમર્પ્યો પ્રાણુ મોંઘેરો;
જીવન મરવું ભલે થાઓ, લગી તુજપર સદા લગની. ૯
મળે આનન્દ રસ તુજથી, અતઃ તારાવિષે મોહ્યો;
નથી પરવા જ પ્રાણોની, સદા તુજ રસ ભલો સ્વાદું. ૧૦
પુષ્પ—અરે ગુંજારવો મીઠા, નથી મીઠું હૃદય ત્હારૂં;
ધરે છે સ્વાર્થની પ્રીતિ, વ્યભિચારી અનાચારી. ૧૧
ઘડીમાં અન્ય પુષ્પે તું, ઉડીને બેસતો વેગે;
મળે રસ જ્યાંય ત્યાં જાતો, વદી શું શબ્દ લોભાવે. ૧૨
સ્વતઃ મારી મહત્તા છે, નથી તુજથી જરા વધતી;
અસંતોષે જીવન ગાળે, હરાયા ઢોરની પેઠે. ૧૩
ઉપર કાળા બહિરૂ કાળા, સદા ગુણુ ગુણુ કરનારા;
સમર્પ્યો પ્રાણુ નહીં ત્હારો, યથા જલ સંગમાં મીને. ૧૪
નથી લગની ખરી લાગી, રહી છે પ્રાણુની પરવા;
નિરસ પુષ્પે નહીં બેસે, નિરસ થાતાં ઉવેખે છે. ૧૫
મળે આનન્દ રસ જ્યાં ત્યાં, ઉડી જાતો ધરી પરવા;
શિખવતો પાઠ સ્વાર્થીનો, પ્રમાણિકતા નથી તુજમાં. ૧૬

નથી જ્યાં શુદ્ધ પ્રીતિની, જરા પણ ગન્ધ ત્યા શુ છે ?
હૃદય પ્રેમી નથી તુ તો, વિષય પ્રેમી વ્યભિચારી ૧૭
ખિલેલા અ ગ કરમાતાં, ખિલેલો રસ ટળી જાતા,
હૃદય ત્હારૂ થતુ ન્યારૂ, વનેચર સ ગને છોડે. ૧૮
અરે ઓ કાળ વાયુની, પ્રખર ઝાપટ થકી પડતા,
ઉડીને તુ જતો આઘો, સમર્પ્યા પ્રાણ લે પાછા ૧૯
અહો તુજ પ્રેમના વચનો, સકલ જૂઠા પરીક્ષામા,
વિષયરસ પ્રેમના સ્વાદુ, દુરાચારી વિષય મૂઢા ૨૦
મળે રસ ત્યા સુધી વ્હાલી, કહીને પ્રેમ દાખવતા,
પછીથી ભાગતા દૂરે, અદીઠજ મુખડુ ત્હેનુ ૨૧
નથી તુ પ્રેમનો પન્થી, બચાવે સ્વાર્થથી પ્રાણો,
ક્ષણિક આનન્દનો મગી, ખરૂ તુ સુખ નહિ પામે. ૨૨
ધરે છે ચન્દ્ર પર પ્રીતિ, ચકોરજ પ્રાણ આપીને,
બપૈયો મેઘની સાથે, ધરે છે પ્રેમ નિષ્ઠાથી ૨૩
નથી પત્નીવતી તુ તો, ક્ષણિક આનન્દનો સ્વાર્થી,
કર્યો છે ન્યાય તવ કર્મે, કરી કાળા વદનવાળો ૨૪
સદા આનન્દ જ્યા રહેતો, કરી લે શોધ તેની તુ,
ધરીને શુદ્ધ પ્રીતિનુ, ખરી તુ એક ધર નિષ્ઠા ૨૫
ક્ષણિક મકરદમાહી તુ, અરે તુ મુઝતો મોહે,
અખડાનન્દ રસ ભરિયુ, ખરૂ તુ પુષ્પ સમજ્યો ના ૨૬
ક્ષણિક રસને ક્ષણિક ગ ધે, સમર્પે પ્રાણ તે મૂર્ખા,
પરમ પ્રીતિ વિના પ્રાણો, સમર્પાતા નથી જગમા ૨૭
ક્ષણિક પ્રેમી ક્ષણિક સગી, ક્ષણિક વચની ભ્રમર થા ના,
કહી તે શિખ માનીને, પ્રત્યુત્તર દે વિચારીને ૨૮
ભ્રમર—ખરી પ્રીતિ ખરી નીતિ, ખરી નિષ્ઠા જણાવી ત્હે,
વ્યભિચારી અનાચારી, જણાવી ભૂલ સુધારી ૨૯
ઉપરના રૂપની પ્રીતિ, ખરી ના જાણવી નિત્યે,
ખરો રસ્તો સુઝાડયો ત્હે, વિષય પ્રીતિ ત્યજાવી ત્હે. ૩૦

સહજ આનન્દ રસ પુષ્પે; જણાવી શુદ્ધ પ્રીતિ ત્હેં;
પ્રમાણિકતા પઠાવી ત્હે, થયો પત્નીવ્રતી ટેકી. ૩૧
ભ્રમરને પુષ્પની ચર્ચા, ખરી અધ્યાત્મમાં જાણો;
બુદ્ધયબ્ધિ પુષ્પ અન્તરૂમાં, ભ્રમર ચેતન જણાવ્યો એ. ૩૨

---

## नगुरा.

( વેલા વેગે આવો રે—એ રાગ.

ગુરૂના જ્ઞાન હીનારે, અહંકારમાંહી લીનારે, નગુરા નરકે જાવશેહોજી
નથી રે જેના માથે ગુરૂ ગુણવાન્ .... .... .... .... ગુરૂ....૧
ગુરૂદ્રોહી પાપીરે નિન્દાના કીડા થાવતાજી
વિષ્ઠામાંહી ઉપજી લહે ઘણાં દુઃખ .... .... .... ગુરૂ....૨
કુતર્કો ઘણા કરતારે; આડા અવળા ફરતારે; ધર્મને નાખે ખાડમાંહોજી,
પડતા તે તો નરકની ખાણ મઝાર .... .... .... ગુરૂ....૩
પૈસાના અર્થી પૂરારે; કામિનીસંગ શૂરારે; લોકોને પાડે જાળમાંહોજી,
નાસ્તિક મતિ ધર્મ બોળુ નરનાર.... .... .... .... ગુરૂ....૪
સાધુની કરે નિન્દારે; નારીનાપર પ્રીદારે; ગુરૂથી રહે વેગળાહોજી,
શ્વાનની પેઠે એઠું ચાટય ખાનાર.... .... .... .... ગુરૂ....૫
ગુરૂને નહીં ગણુતારે; મન માન્યું બડબડતારે; પિધેલા જેવા લાગતાહોજી,
ઘડી ઘડીમાંહી બોલીને ફરી જાય .... .... .... .... ગુરૂ....૬
હોળીના જેવા રાજારે; ગણે ન ગુરૂની માઝારે; લજાવ્યા નહીં લાજતાજીહો,
ખાતાં ડાંગો જેવા હરાયાં ઢોર .... .... .... .... ગુરૂ....૭
વિશ્વાસઘાતી લુંડારે; કૃતઘ્ની ભૂંડા ગુંડારે; મીઠા બોલા ઢોંગીયાહોજી,
નથી એના ભાગ્યમાં ધર્મનું નાવ.... .... .... .... ગુરૂ....૮
ખટપટીયા ખોટા પ્રેમીરે; બુંઠા ઠુંઠા નેમીરે; અનીતિના તે આખલાહોજી,
ગરબડિયા ચંચલ મનના કુભક્તો ગણાય .... .... ગુરૂ....૯
છિલ્લર પેટ ધારીરે; જે વ્યસનોના અવતારીરે; અજ્ઞાની કૂડાદિલનાહોજી,
ગુરૂના સામા થતા લોપીને જે આણ .... .... .... ગુરૂ....૧૦

ગુરૂની સેવા પ્યારીરે, શ્રદ્ધા નીતિ મારીરે, ગુરૂના ભક્તો શોભતાજી બુદ્ધિસાગર સદ્દગુરૂતારણહાર, વધે એની માઝારે ત્રણ ભુવનનો રાજારે પ્રભુ એની સાહ્યમાં હોજી .. ... ... .. . ગુરૂ.. ૧૧

## गणुं तेने हृदय प्यारा.

( કવ્વાલિ )

અમારી બહુ અપેક્ષાઓ, સમજતા આશયો ખેચી,
પ્રસગે જે કથ્યુ તેની, ગણુ તેને હૃદય પ્યારા ૧
નયોની બહુ અપેક્ષાએ, અમારા આશયો સાચા,
યથા જાણ્યુ જણાવે જે, ગણુ તેને હૃદય પ્યારા ૨
જિનાગમના અનુસારે, જણાવેલુ જણાવે જે,
વિરોધીભાવને ટાળે, ગણુ તેને હૃદય પ્યારા ૩
હૃદય પેસી હૃદય ભાવો, હૃદયમાંહિ ઉતારે જે,
ધરે નહિ ચિત્તમા ઈર્ષ્યા, ગણુ તેને હૃદય પ્યારા ૪
બને સહાયી અનુયાયી, રહી સાથે કરે કાર્યો,
વિચારે સામ્ય આચારે, ગણુ તેને હૃદય પ્યારા ૫
હૃદયથી મેળ મેળવતો, વહે જીનવરતણા પન્થે,
અપેક્ષા જાણુ ધર્માર્થી, ગણુ તેને હૃદય પ્યારા ૬
રચેલા ગદ્યપદ્યોમાં, ઘણા આશય રહ્યા જાણે,
બુદ્ધયબ્ધિ સન્તના ભક્તો, ગણુ તેને હૃદય પ્યારા. ૭

## शठनी सङ्गति.

શઠની સગ નઠારી, ભજનમા ભગ પડાવે ભારી.
ચચલતા કરનારી, ભજનમાં, શઠની
કાક પેઠ દોષો જુએરે, વિકથા કુથલી ક્યારી,
ખાય તેનુ બહુ ખોદતોરે, જીભ જૂઠે વહનારી ભજનમા. ૧
હડકાયા કૂતર પરેરે, વૃત્તિ ઠરે નહિ ઠારી,
બેઠો ત્યા ઉચાટ કરાવે, તોફાને ચિત્ત ધારી. ભજનમાં ૨

નિન્દા ત્યજે ના કોઇની રે, પર પંચાતો હજારી;
હોંસે સાધુસન્ત પજવતો, દે નહિ જપવા જરારી. ભજનમાં. ૩
માથાકૂટ કરે ઘણીરે, રાહુપરે દુઃખકારી;
સન્તજનોને એહ પનોતી, ભાવી ભય કરનારી. ભજનમાં. ૪
હો હા ઉપાધિ કરેરે, ધાડ પરે વિકરાળી;
આડું અવળું બોલીનેરે, ક્રોધ કરાવે વિકારી. ભજનમાં. ૫
શઠ માથે નહિ શિંગડાંરે, લક્ષણ જોશો વિચારી;
બુદ્ધિસાગર ચેતી ચાલો, સ્થિરતા સુખ પૂજારી. ભજનમાં ૬



## જૈન.

પ્રભુ શ્રી વીરના પન્થે, જીતંતો દોષ જે વહે તો;
કષાયો જીતવા યતતો, ખરો તે જૈન કહેવાતો. ૧
જીનેશ્વર જ્ઞાન શ્રદ્ધાથી, યથાશક્તિ જીતે અંશે;
અહો જે દોષને યત્ને, અપેક્ષાએજ જૈન જ તે. ૨
ધરે શ્રદ્ધા ખરી ભક્તિ, અવિરત ભાવને ધારે;
પ્રભુનો સત્ય પૂજારી, ખરો તે જૈન કહેવાતો. ૩
ધરે વિરતિપણું અંશે, ધરે વિરતિત્વ સર્વાંશે;
યથાશક્તિ વ્રતો પાળે, ખરો તે જૈન કહેવાતો. ૪
જગત્ ઉપકાર કરનારો, જગત્નાં દુઃખ હરનારો;
દયામાં ભાગ લેનારો, ખરો તે જૈન કહેવાતો. ૫
ધરે સ્યાદ્વાદદૃષ્ટિને, અપેક્ષા સત્ય ગ્રહનારો;
નહીં નિરપેક્ષ થાનારો, ખરો તે જૈન કહેવાતો. ૬
ગુણાનુરાગ ધરનારો, નયોને બહુ સમજનારો;
પ્રભુ સિદ્ધાન્ત ભણનારો, ખરો તે જૈન કહેવાતો. ૭
ખરાને જે ખરૂં જાણે, કુતર્કો ચિત્ત નહિ આણે;
કદાગ્રહપક્ષ નહિ તાણે, ખરો તે જૈન કહેવાતો. ૮
ગુણોથી જૈન છે દુનિયા, પ્રભુ મહાવીરના બોધે;
બુદ્ધ્યબ્ધિસદ્ગુરૂ સંગી, ખરો તે જૈન કહેવાતો. ૯

## લેખિની.

આહા દિલ શાન્તિ કરનારી, ત્હારી જગમાંહિ બલિહારી,
જય લેખિની દિલ પ્યારી, મનના ભાવો ચિતરનારી,
ત્હારાથી લેખે જે લખીયુ, તેમા શક્તિ અપારી,
જગત્ જનને નાચ નચાવે, મહાકાલી અવતારી આહા ૧
બ્રહ્માણી રૂદ્રાણી શક્તિ, બેઠી જગત્ હલાવે,
તુ રૂઠી જગને ધ્રુજાવે, તુઠી સુખ બતાવે આહા ૨
તુજ બિન્દુથી સૃષ્ટિ બનતી, લેખકની સહચારી,
કાળા ધોળા કરનારી તુ, નિમિત્ત પામી ભારી આહા ૩
હસ્ત વિષે રમતી ભમતીને, થાતી પત્ર વિહારી,
મનને ગમતી શાહી જમતી, કરતી પંડિત ચારી આહા ૪
તોપો બન્ધુકથી ના થાતુ, જે શમશેરની ધારી,
તે થાતુ તાગથી ક્ષણમા, એવી તુજ હુશિયારી આહા ૫
નવ રસની રેલછેલામા, સહાય તુ કરનારી,
જ્ઞાની હાથે શોભે સારી, પૂજ્યપણુ ધરનારી આહા ૬
કર અંગુલીએ તુજને ઝાલી, ગ્રન્થ લખ્યા જયકારી,
બુદ્ધિસાગર મંગલમાલા, જગમાહી ભરનારી આહા ૭

---

## રાધા અને કૃષ્ણ.

( ગંગાતટ તપોવનમાંહે બની રચના ભારી—એ રાગ )

રાધા કૃષ્ણની જોડીરે, રહી મુજ આતમવિષે
શુદ્ધ ચેતન જ્ઞાનેરે, અન્તરમાંહી દિસે.

સાખી

અસંખ્ય પ્રદેશી આતમા, કૃષ્ણ હરિ કહેવાય,
શુદ્ધચેતના રાધિકા, ગોપિકા મોહાય,
સ્વાભાવિક જોડીરે, મળે શુદ્ધ પ્રેમે ખરી. રાધા.–૧
કર્મ હણે તે કારણે, કાળો કૃષ્ણ ગણાય
અનહદ નાદની મોરલી, મધુરી મધુરી વાય.
અન્તર વૃત્તિ ગોપીઓરે, સહુ સ્થિરતાને ધરે. રાધા –૨

રાધા આતમ સૃષ્ટિની, જનની સમ કહેવાય;
પિતા અન્તર્ સૃષ્ટિનો, શુદ્ધાતમ વખણાય;
એક રૂપે છે બન્નેરે, પુરૂષ સ્ત્રી નામ વરે. રાધા.–૩
રાધામાં હરિને જુઓ, હરિમાં રાધા બેશ;
એક બીજાના ધ્યાનમાં, આનન્દ હોય હમેશ.
દ્વૈતભાવના ધ્યાનેરે, આરંભમાં ચિત્ત ઠરે રાધા.–૪
હરિ ભજતાં રાધા ભજી, હરિમાં રાધા હોય;
રાધા ભજતાં હરિ ભજ્યા, રાધામાં હરિ જોય.
શુદ્ધ પ્રેમને ધ્યાનેરે, અદ્વૈત એ ભાવ ખરે. રાધા.–૫
રાધા હરિ સંબંધથી, પરમ પ્રભુ પ્રગટાય;
સિદ્ધ બુદ્ધ પરમાતમા, કર્માતીત સુખદાય.
સિદ્ધસ્થાન અચ્યુતરે, જ્યોતિમાંહિ જ્યોતિ મળે. રાધા.–૬
સ્વામી સેવક ભાવ નહિ, આતમ વિષ્ણુ ગણાય;
વ્યાપક જ્ઞેયો જાણથી, સાદિ અનન્ત સદાય.
અક્ષરાતીત સ્વામીરે, ચિદાનન્દ પૂર્ણ રહે. રાધા.–૭
જ્યોતે જ્યોત જણાય છે, ગુરૂગમમાં છે જ્યોત;
રાધા હરિ ગુરૂમાં રહ્યા, ગુરૂ સેવે ઉદ્યોત.
બુદ્ધિસાગર પ્રેમેરે, રાધા હરિ ભક્તિ મળે. રાધા.–૮

---

## ॥ हजी नहि प्रेम तुजमांही ॥

કવ્વાલિ.

ભણ્યો તો શું ગણ્યો તો શું, ઘણી ભાષા શિખ્યો તો શું ?
ગુણાનુરાગ નહિ આવ્યો, હજી નહિ પ્રેમ તુજમાંહી. ૧
ઘડીમાં પ્રેમના ચાળા, કરે છે સ્વાર્થ સંબંધે;
ઘડીમાંહી જતો ભૂલી, હજી નહિ પ્રેમ તુજમાંહી ૨
સલામો બહુ કરે ઝૂકી, પડે પગમાં વિનય લાવી;
મળે તેવો થઇ જાતો, હજી નહિ પ્રેમ તુજમાંહી. ૩

ઉગ્યો ભાનુ કહે કાકો, જણાવે કર્દમ જ વૃષ્ટિ,
દિયે ના દીલડુ સાક્ષી, હજી નહિ પ્રેમ તુજમાહી ૪
થયા જે સ્વાર્થ સબંધો, થયા અજ્ઞાનથી મેળો,
ક્ષણિક એ વિજળી જેવા, હજી નહિ પ્રેમ તુજમાંહી. ૫
પ્રશસ્ય પ્રેમ વણ ભક્તિ, ગુરૂ વા દેવની નહીં છે,
ચહે ના આખને આંખો, હજી નહિ પ્રેમ તુજમાહી ૬
જતો ભુલી જતા દૂરે, મળે તો પ્રેમ દેખાડે,
અહો વ્યવહાર જાળવવા, હજી નહિ પ્રેમ તુજમાંહી. ૭
ખરી પ્રીતિ વિના કહેણી, કદિ ના ગ્હેણીમા આવે,
પ્રતિજ્ઞાઓ ટળે કીધી, હજી નહિ પ્રેમ તુજમાહિ ૮
ટકે છે ધર્મ પ્રીતિથી, ટકે છે ટેક પ્રીતિથી,
ગઇ પ્રીતિ ગયુ સર્વે, હજી નહિ પ્રેમ તુજમાહી. ૯
ખરો છે પ્રેમ બાળકમા, ખરો છે પ્રેમ યોગીમા,
જીવે છે પ્રેમથી શ્રદ્ધા, હજી નહિ પ્રેમ તુજમાહી ૧૦
થતો નહિ પ્રેમ જે માહી, વળે નહિ જીવ તે માહી,
બુદ્ધયબ્ધિ શુદ્ધ પ્રીતિથી, પ્રભુનુ રૂપ મળવાનુ ૧૧

---

## મળીને ભિન્ન ના થાશો.

કવ્વાલિ

મળ્યા તો હો મળી જાણો, હજારો સકટો સહીને,
વિચારીને વિચારો એ, મળીને ભિન્ન ના થાશો. ૧
પડે જો દષ્ટિમા ભેદો, પડે આચારમા ભેદો,
ડગી ઝટ ચિત્તને મોડુ, મળીને ભિન્ન ના થાશો ૨
વિચારો બહુ કરો પૂર્વે, મળ્યા પહેલા ઘણી વેળા,
તજીને સ્વાર્થ સબધો, મળીને ભિન્ન ના થાશો. ૩
પડે જો ચિત્તમા આટી, મળ્યા પણ નહિ મળે સાડ,
ભલે આગળ ચઢો ભાવે, મળીને ભિન્ન ના થાશો. ૪

મળ્યા જે અજ્ઞતા યોગે, મળ્યા જે મોહના યોગે;
મળ્યા તે નહિ મળ્યા જાણો, મળીને ભિન્ન ના થાશો. ૫
વપુથી મેળ ના સાચા, નથી એ મેળ હસ્તોથી;
હૃદયના શુદ્ધ સંબંધે, મળીને ભિન્ન ના થાશો. ૬
વપુમાં શસ્ત્ર ભોંકાતાં, વપુનો નાશ પણ થાતાં;
સહજ એ ધર્મ સંબંધે, મળીને ભિન્ન ના થાશો. ૭
નયોની બહુ અપેક્ષાએ, મળાતું સુવિચારોથી;
મળાતું નય અપેક્ષાએ, મળીને ભિન્ન ના થાશો. ૮
મળ્યા પૂર્વે સહુ સાથે, મળો છો સર્વની સાથે;
વિચારી સ્યાદ્વાદે એ, મળીને ભિન્ન ના થાશો. ૯
નથી ખાલી મળ્યા વણ કંઈ, હજુ મળશો સહુ સાથે;
અનુભવ જ્ઞેય જ્ઞાને એ, મળીને ભિન્ન ના થાશો. ૧૦
મળી વ્યાપક બન્યા સૌથી, ગ્રહણ વા ત્યાગવાનું શું ?
અહો એ જ્ઞાનને જ્ઞેયે, મળીને ભિન્ન ના થાશો. ૧૧
અનુભવ જ્ઞાનીના ઘટમાં, મળ્યાના ભેદ સૌ જાણે;
બુદ્ધયબ્ધિ સન્ત લોકો એ, મળ્યા મળતા મળી રહેશે. ૧૨

ॐ शान्तिः

---

## स्वतंत्र सत्य.

કવ્વાલિ.

ભલે સામા પડો મ્હારા, કરો ઉશ્કેરણી ઝાઝી;
તમારાથી થશે ના કંઈ, વિચારો ખૂબ ફેલાશે. ૧
વદેલા મુખથી શબ્દો, જગત્ પરથી ભુંસાશે ના;
પ્રગટશે ચોગણા જોરે, વદેલા શબ્દ દાબંતાં. ૨
પરાના જોશથી શબ્દો, વદેલા નહીં ટળે ક્યારે;
જગત્‌માં ખૂબ ફેલાશે, ઘરોઘર ખૂબ વંચાશે. ૩
મનાઈના હુકમ થાતાં, હૃદયને વાણીમાં રહેશે;
હૃદયમાં પેસશે સૌના, કરે ટીકા વધારે તે. ૪

વિચારોની થતા સામા, ખબર પડશે જગતને તો,
પરીક્ષા સાક્ષરો કરશે, થશે રક્ષણુ વિચારોનુ. ૫
રચેલા ગ્રન્થ જીવતા, હૃદયના બોધને દેશે,
મિનારાની પરે ઉભા, રહીને સત્યને કહેશે ૬
વિચારોની અસર થાતી, જગત્‌ની સ્થૂલ ભૂમિમાં,
વદેલા શબ્દની તેવી, અસર થાતી બની રહેશે. ૭
હશે શક્તિ વિચારોમાં, સ્વય તે તો ટકી રહેશે,
રહે નિર્માલ્ય નહીં કયારે, કરે રક્ષણુ તથાપિ એ. ૮
અદેખાઈ થકી ટીકા, કરે ચર્ચા વળે ના કઇ,
જગત્ નહિ આંધળુ સર્વે, કહો તે માની લેવાનુ. ૯
કદાપિ દૃષ્ટિ રાગે કોઈ, ખરાને માનતા ખોટુ,
ભલે જેના હશે ભાગ્યે, ખરે તે તેજ લેવાના ૧૦
ભવિષ્યદમા હશે જેઓ, અધિકારી વિચારોના,
તદર્થે સૌ વિચારો એ, લખાયા ગ્રન્થમાં પ્રેમે ૧૧
રૂચે તે માનશે લેશે, રૂચે ના તે થશે દૂરે,
શુભાશયથી લખ્યુ તેમા, અમોને દોષ છે કયાથી ૧૨
બુરૂ ત્યજવુ ભલુ ગ્રહવુ, જગતનો ન્યાય છે સાચો,
બુદ્ધયબ્ધિ સત્ય જગમાંહી, રૂપાન્તરથી પ્રગટ થાતુ. ૧૩

ૐ शान्तिः

---

## થતો ના ડાહ્યલો ત્યાં તું.

કવ્વાલિ

કુવાના દેડકા પેઠે, કરે છે માપ દરિયાનુ,
નથી જાણ્યુ નથી જોયુ, થતો ના ડાહ્યલો ત્યા તુ ૧
પરીક્ષા પૂર્ણ ના જેની, જરા ના પહોચતી બુદ્ધિ,
અનુભવ જ્યા નહીં ત્હારો, થતો ના ડાહ્યલો ત્યાં તુ ૨
કહુ છુ હુ તથા આ છે, કહુ છુ તથા એ છે,
રહ્યું જે પાર બુદ્ધિથી, થતો ના ડાહ્યલો ત્યા તુ ૩

ગમે તેની થતી ભૂલો, ગમે તેવા વિચારોમાં;
નથી જ્યાં કાયદા પૂરા, થતો ના ડાહ્યલો ત્યાં તું. ૪
વિચારી ચિત્ત થાકે જ્યાં, રહે આરો નહીં એકે;
કરીને કલ્પના જૂઠી, થતો ના ડાહ્યલો ત્યાં તું. ૫
નથી પડતી સમજ પૂરી, અનેકાશય પ્રવૃત્તિમાં;
બુરી લાલચ હૃદય ધારી, થતો ના ડાહ્યલો ત્યાં તું. ૬
રહ્યું જે ગુપ્ત ત્હારાથી, અધિકારી વિના તે તે;
નથી જ્યાં તું અધિકારી, થતો ના ડાહ્યલો ત્યાં તું. ૭
હૃદય પૂરે, નહીં સાક્ષી, રહ્યા જ્યાં આશયો ઝાઝા;
હજી ત્યાં જ્ઞાનિયો મથતા, થતો ના ડાહ્યલો ત્યાં તું. ૮
યથા દૃષ્ટિ તથા સૃષ્ટિ, ખરૂં સર્વજ્ઞને ભાસે;
બુદ્ધચબ્ધિ સત્યને કહેવું, વિજય છે સત્યનો અન્તે. ૯



## પ્રભુ તું છે પ્રભુ તું છે.

કવ્વાલિ.

ગમે તેવા રૂપે તું છે, પુરેપૂરો નહીં ભાસે;
તથાપિ ભાસ દિલમાંહી, પ્રભુ તું છે પ્રભુ તું છે. ૧
થઈ લયલીન વિચારોમાં, જિગરથી શોધીને શોધ્યો;
પરામાં ભાસતું એવું, પ્રભુ તું છે પ્રભુ તું છે. ૨
અનુમાનો ઘણાં કીધાં, પ્રભો તુજ અસ્તિતામાંહી;
હૃદયમાંહી થતી સ્ફુરણા, પ્રભુ તું છે પ્રભુ તું છે. ૩
અકલને ના કળી શકતો, અગમનો પાર ના પામું;
જિગરનો તાર વાચક તો, પ્રભુ તું છે પ્રભુ તું છે. ૪
અલખને ના લખી શકતો, અહો એ કોણ સંસ્કારે,
થતી સ્ફુરણા સ્વયં એવી, પ્રભુ તું છે પ્રભુ તું છે. ૫
પ્રભુનો પૂર્ણ પૂજારી, અહો એ ના હૃદયમાંહી;
પ્રભુના નામની રટના, પ્રભુ તું છે પ્રભુ તું છે. ૬

પ્રતીતિ પૂર્ણ થઈ ત્હારી, કથાતી વાણીથી ના તે,
બુદ્ધયબ્ધિ ભક્તિના યોગે, પ્રભુ તુ છે પ્રભુ તુ છે ૭

## कथ्युं ते कर धरी श्रद्धा.

કવ્વાલિ.

ભલુ તેથી થશે મારૂ, હૃદયમાં સત્ય એ લાવી,
દલીલો વેગળે મૂકી, કથ્યુ તે કર ધરી શ્રદ્ધા ૧
નથી બુદ્ધિ સમજવાની, અધુના તુજમા પૂરી,
પછીથી પૂર્ણ સમજાશે, કથ્યુ તે કર ધરી શ્રદ્ધા ૨
ભલામા હુ સદા ત્હારા, હૃદયમા પૂર્ણ એ લાવી,
અખડાનન્દને અર્થે, કથ્યુ તે કર ધરી શ્રદ્ધા. ૩
અધુના યોગ્ય ના લાગે, પછીથી યોગ્ય તે ભાસે,
ગણી આજ્ઞા પ્રભુની એ, કથ્યુ તે કર ધરી શ્રદ્ધા ૪
અપેક્ષાઓ ઘણી રહી જ્યા, કથતા પાર ના આવે,
હૃદયના પૂર્ણ પ્રેમે હો, કથ્યુ તે કર ધરી શ્રદ્ધા ૫
હજુ તુ બાલબુદ્ધિથી, ગ્રહીશ ના આશયો પૂરા,
સદા સૈનિકવત્ થઈને, કથ્યુ તે કર ધરી શ્રદ્ધા ૬
સદાચારો વિષે આપ્તો, અધિકારે કથે છે સૌ,
ગણી તવ શ્રેયના માટે, કથ્યુ તે કર ધરી શ્રદ્ધા ૭
રૂચે ના જે ત્હને ત્હોયે, અલધ્યજ શબ્દને માની,
ધરી દાક્ષિણ્યતા મનમા, કથ્યુ તે કર ધરી શ્રદ્ધા. ૮
પડે તે દુ ખડાં સહીને, જગત્મા એ ગણી લ્હાણુ,
ધરીને ધૈર્ય મનમાહી, કથ્યુ તે કર ધરી શ્રદ્ધા. ૯
કરે મા બાલુડાને હો, હુકમ તેવો ઉઠાવે તે,
બુદ્ધયબ્ધિ સદ્ગુરૂપ્રેમી, કથ્યુ તે કર ધરી શ્રદ્ધા ૧૦

# विचारोना बलथी आचार प्रवाहमां फेरफार.

રોળાવૃત.

વહે નદીનું પૂર જોસથી જ્યાં બહુ વેગે,
થાય નદીનો પન્થ ત્યાંજ વારિ અતિરેકે. ૧
બહુ જતા ઉભરાઈ વિચારો જનતાના જ્યાં,
પડે નવો આચાર ખરેખર ઉદ્યમથી ત્યાં. ૨
ફર્યા આચારો જેહ જગત્માં જ્યાં જ્યાં જાણો,
નવા વિચારો મૂળ હેતુ ત્યાં દિલમાં આણો. ૩
ફરે નદીનો પટ્ટ ફરે છે શશીને ભાનુ,
ફરે કોર્ટના ન્યાય* વાત ના જગમાં છાની. ૪
દ્રવ્ય ક્ષેત્ર ને કાલ ભાવથી સહુ બદલાતું,
વિચારે આચાર ફરે જગમાં એ જણાતું. ૫
આચારોના માત પિતા છે મૂળ વિચારો,
વિચારો ફરતાંજ ફરે છે મૂલાચારો. ૬
રૂપાન્તર વિચાર અને આચારતણું છે,
વિજ્ઞાની એ જ્ઞાનથકી એવુંજ ગણ્યું છે. ૭
નદી પૂરનો જોસ રોકવો દુર્લભ જેવો,
બદલાતો આચાર, વિચારે ન્યાયજ તેવો. ૮
દ્રવ્ય ક્ષેત્રને કાલ ભાવથી વસ્તુ ફરે છે,
જૈનોનો સિદ્ધાંત સર્વમાં સત્ય ઠરે છે. ૯
આચારો બદલાય વિચારો નવાજ પ્રગટે,
જાણે જ્ઞાની એહ કદિ ના સમતા વિઘટે. ૧૦
વૈજ્ઞાનિક આ યુગવિષે ફરતું સૌ ભાસે,
બુદ્ધિસાગર ઊત્ક્રાન્તિ ક્રમમાં સુવિલાસે. ૧૧

---

* ન્યાય કાયદાઓ કોર્ટના કાયદાઓ દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવ પ્રમાણે ફર્યાં કરે છે.

## अमारा आत्मवत् मानुं.

કવ્વાલિ.

જગતમા સર્વ જાતિયો, ગણાતિ ઉચ્ચ ને નીચી,
સુખી દુખી જનો સર્વે, અમારા આત્મવત્ માનુ ૧
ગમે તે દેશના લોકો, ગમે તે ધર્મના લોકો,
ભલે કાળા ભલે ગોરા, અમારા આત્મવત્ માનુ ૨
અમારા ધર્મમા સર્વે, નથી ઉંચા નથી નીચા;
જીવો સરખા ગણીને સો, અમારા આત્મવત્ માનુ. ૩
મળો એકત્ર સહુ ભેળા, વિચારો શ્રેયના તત્ત્વો,
પ્રભુના માર્ગ પન્થીઓ, અમારા આત્મવત્ માનુ ૪
અમારા ધર્મના ન્યાયે, જીવોનો ન્યાય છે સરખો,
સહુનો હક્ક છે સરખો, અમારા આત્મવત્ માનુ. ૫
અધિકારે ક્રિયા યોગે, પડે આચારથી ભેદો,
રહેલા ભેદમાં સૌને, અમારા આત્મવત્ માનુ ૬
અમારા ધર્મની જગમા, સહુ વર્ણો અધિકારી,
ગમે તે નાતના જીવો, અમારા આત્મવત્ માનુ. ૭
પશુ પખી અને કીડા, સહુ સ્થાવર જીવો રહેમે,
કરૂ રક્ષા ત્યજી હિંસા, અમારા આત્મવત્ માનુ. ૮
પ્રભુ મહાવીરના બોધે, અમારી આખ ઉઘાડી,
બુદ્ધયબ્ધિ દુનિયાને આ, અમારા આત્મવત્ માનુ. ૯

---

## स्याद्वाद सोहाय.

અનેક નદિયો જ્યા મળે, તે દરિયો કહેવાય,
અનન્ત નય ભગી થકી, સ્યાદ્વાદ સોહાય. ૧
અનેક વિચારો જ્યા રહે, અનેક વાદ સમાય,
પટ્ દર્શન જેમા ભળે, સ્યાદ્વાદ સોહાય. ૨

પરસ્પર વિરોધથી, જ્યાં ઝઘડા બહુ થાય;
સમે વિરોધો જ્યાં સહુ, સ્યાદ્વાદ સોહાય. ૩
એકાન્તે ખણ્ડન અને, મણ્ડન નહિ જ્યાં થાય;
અનેકાન્ત નયવાદથી, સ્યાદ્વાદ સોહાય. ૪
સાપેક્ષે ખણ્ડન અને, મણ્ડન જ્યાં કહેવાય;
અનેક નયના મેળથી, સ્યાદ્વાદ સોહાય. ૫
એક વસ્તુમાં વસ્તુતઃ અનન્ત ધર્મ વર્તાય;
અનન્ત નયની દૃષ્ટિથી, સ્યાદ્વાદ સોહાય. ૬
એકાન્તે વ્યવહાર વા, નિશ્ચય ગ્રહ્યો ન જાય;
ઉત્સર્ગ અપવાદથી, સ્યાદ્વાદ સોહાય. ૭
ઉપાદાન નિમિત્તમાં, સાપેક્ષા સુખદાય;
વસ્તુ વસ્તુપણે ગ્રહે, સ્યાદ્વાદ સોહાય. ૮
પરિણમતું સમ્યક્પણે, વેદાદિક સમુદાય;
બુદ્ધિસાગર ધર્મમાં, સ્યાદ્વાદ સોહાય. ૯

ॐ शान्तिः ३

---

## बन्यो एवो बनी रहेजे.

કવ્વાલિ.

કર્યું સ્વાર્પણ પ્રતિજ્ઞાથી, જરા ના ભેદને રાખ્યો;
હૃદયના પ્રેમથી ભાવે, બન્યો એવો બની રહેજે. ૧
ઘણી છે ઘાટિયો વચ્ચે, ઉલંઘી આગળે જાવું;
સ્મરીને ઐક્ય અન્તરમાં, બન્યો એવો બની રહેજે. ૨
પડ્યા જે પન્થમાં કાંટા, કરી દૂરે ચલો આગે;
દઉં આશીઃ મઝાની એ, બન્યો એવો બની રહેજે. ૩
સમુત્કાન્તિ થશો ત્હારી, અમારી ભાવના એ છે;
વિશુદ્ધપ્રેમભક્તિ એ, બન્યો એવો બની રહેજે. ૪
થશો ત્યાં વિઘ્નનું સ્વપ્નું, પડ્યાં વિઘ્નો થશે દૂરે;
અભેદિમેળના યોગે, બન્યો એવો બની રહેજે. ૫

થયો ત્યાગી હૃદય દેઇ, અહવૃત્તિ કરી દૂરે,
અહો અન્તર્ અપેક્ષાએ, બન્યો એવો બની રહેજે ૬
ભમાવ્યાથી ભમીશ ના તુ, ધરી શ્રદ્ધા ધરી ભક્તિ,
થઈ ગભીર સાગરવત્, બન્યો એવો બની રહેજે ૭
ઉદય મારો ખરો નક્કી, અનન્તાનન્તમા ભળવુ,
હૃદયમા ભાવ એ લાવી, બન્યો એવો બની રહેજે. ૮
રહી છે આગળે જ્યોતિ, ઉઘડના આંખ દેખાશે,
બુદ્ધયબ્ધિપૂર્ણશ્રદ્ધાથી, બન્યો એવો બની રહેજે. ૯



## "થયું શું આ અહો શાથી."

કવ્વાલિ

શીતલ આ વન્હિની જ્વાળા, જણાતા પુષ્પ સમ કાંટા,
રહી ના ભીતિની પરવા, થયુ શુ આ અહો શાથી ૧
થઇ સ્થિર આખની કીકી, હૃદયમા ઉદધિ ઉલટયો,
નથી કઈ ઉંઘ વા સ્વપ્નુ, થયુ શુ આ અહો શાથી. ૨
કટારી ઘા થયા મીઠા, થઇ પિસ્તોલ પ્યારી બહુ,
બની ચિતા ઘણી ઠડી, થયુ શુ આ અહો શાથી ૩
જણાતી ચિત્રવત્ દુનિયા, નથી જ્યા ઐકય વણુ કાઇ,
સમાધિ લ્હેરની ઘેનો, થયુ શુ આ અહો શાથી. ૪
નથી ઉચે નથી નીચે, રહ્યો હુ માં સમાઈ હુ,
અવાચ્ય ભાન છે વા નહિ, થયુ શુ આ અહો શાથી. ૫
[1]થયો હુ એક બહુધાથી, થયો હુ એકથી બહુધા,
જણાતુ એકને બહુ છુ, થયુ શુ આ અહો શાથી ૬
જણાતી જ્યોતિમા જ્યોતિ, વિશુદ્ધ પ્રેમ ભક્તિએ,
બુદ્ધયબ્ધિ સન્તની સગે, નથી છાનુ પરમજ્ઞાને ૭

---

१ एकोऽहमहुस्याम् । अनेकेभ्यएकोऽहम्
एकोऽहं द्रव्यनयतः अनेकोऽह पर्यायतः

## साधर्मीने साधर्मीनुं आमन्त्रण.

કવ્વાલિ.

"તમારૂં સર્વ છે આ અહીં."

પધારો પ્રેમ પૂજારી, પધારો પ્રેમના પન્થી;
પધારો ધર્મના સ્નેહી, તમારૂં સર્વ છે આ અહીં. ૧
પધારો ધર્મની મૂર્તિ, પધારો પ્રેમની ક્યારી;
અમારી માન્યતાનું સૌ, તમારૂં સર્વ છે આ અહીં. ૨
પધારો પ્રાણુના પ્યારા, કદી ના ચિત્તથી ન્યારા;
પધારો પ્રેમના દરિયા, તમારૂં સર્વ છે આ અહીં. ૩
પધારો વિશ્વના વ્હાલા, પધારો વીરના છોરૂં;
ગુરૂકુલ વાસમાં વાસી, તમારૂં સર્વ છે આ અહીં. ૪
પધારો આંખની જ્યોતિ, પધારો પ્રાણ દેનારા;
સગાઈ સત્ય ધરનારા, તમારૂં સર્વ છે આ અહીં. ૫
પધારો અશ્રુ લ્હુનારા, સદા મનને રીઝવનારા;
કર્યું સ્વાર્પણ તમોને સૌ, તમારૂં સર્વ છે આ અહીં. ૬
પધારો ધર્મના યોદ્ધા, દયાનો શ્વાસ ભરનારા;
સમર્પણ સર્વ કરનારા, તમારૂં સર્વ છે આ અહીં. ૭
પધારો રાત્રીના દીવા, પધારો દીનના ભાનુ;
વિદેહી ભાવ ધરનારા, તમારૂં સર્વ છે આ અહીં.
પધારો પ્રાણના તત્ત્વો, પધારો હાથ ને પાંખો;
બુદ્ધયબ્ધિ ધર્મી બન્ધુઓ, તમારૂં સર્વ છે આ અહીં. ૯



## स्वार्थ.

સ્વાર્થતણી મારામારી, જગતમાં સ્વાર્થતણી મારામારી;
સ્વાર્થતણી જગ યારી..............................જગત્માં૦
વ્હાલો વ્હાલી સ્વાર્થ થકી છે, સ્વાર્થ થકી મ્હારા મ્હારી;
સ્વાર્થ સર્યો કે જાય ખસી સૌ, ઓળખ નહિ રહેનારી—જગતમાં૦ ૧

પ્રાણુ પાથરે સ્વાર્થ થકી સૌ, વેશ્યા વૃત્તિ વધારી,
કપટ દ્રોહને ખૂના મરકી, સ્વાર્થે થઇને થનારી—જગત્માં૦ ૨
ગદ્ધાને બાપા કહેવામા, લાજ ન આવે લગારી,
પાપ કર્મમાં અન્ધા લોકો, ધર્મ કર્મ જાય હારી—જગત્માં૦ ૩
મીઠામાં મીઠો બહુ લાગે, સ્વાર્થ જગત્ નરનારી,
સ્વાર્થવિષે સપડાણી દુનિયા, મૂકે ગુણુ વિસારી—જગત્માં૦ ૪
સ્વાર્થ થકી કંઈ સત્ય ન સૂઝે, સ્વાર્થવૃત્તિ દુ ખકારી,
બુદ્ધિસાગર ધર્મ કરીને, કર પરમાર્થ વિચારી—જગત્માં૦ ૫

---

## "अन्ते सहुने छे मरवानुं."

સહુને છે મરવાનુ, અન્તે સૌને છે મરવાનુ,
ભુલાતુ કરવાનુ, અન્તે સૌને છે મરવાનુ.
રાજા રાણી શેઠ શેઠાણી, શહેનશાહ ને બાનુ,
જોગી ભોગી સતી સન્યાસી, કોણુ મ્હોટુ કોણુ ન્હાનુ. અન્તે. ૧
ચક્રવર્ત્તિ મહારાજા બળીયા, લેતા નિશદિન ખાણુ,
ચાલ્યા ઉઠી મીંચી આંખો, રહીયુ ખાલી ભાણુ અન્તે ૨
મછરાળા મૂછાળા માનવ, કરતા બહુ ધીંગાણુ,
નામ ન રહીયા દુનિયામાહી, જાણો નહીં એ છાનુ અન્તે. ૩
ખળખળ નદીનુ પૂર વહાણુ, જેવુ પીંપળ પાનુ,
જોનારા મરતાને દેખે, જોનારાને જવાનુ અન્તે ૪
સધ્યા રાગને ઝાકળ બિન્દુ, કદિ નહિ સ્થિર થવાનુ,
બુદ્ધિસાગર સમજી સાચુ, ધર્મકૃત્ય કરવાનુ. અન્તે. ૫



## व्हाली ताणाताणी.

વ્હાલી તાણા તાણી, સૌને વ્હાલી તાણા તાણી
કોણુ રાજા કોણુ રાણી ... . ... .. .. .....સૌને

પંડિતોએ ખેંચ્યા ખેંચી, વાદવિવાદે આણી,
દર્શન ઝઘડા રગડામાંહી, કરતા સૌ ધુલધાણી. સૌને. ૧
નિજનું થાપી પરનું ઉત્થાપી, થાતા બહુ અભિમાની,
ક્લેશ દ્વેષની હોળી બનાવી, ઘાલે શિર ધૂળ પાણી. સૌને. ૨
જોગી જતિ સન્યાસી સાધુ, ખેંચં ખેંચા વાણી,
આપ મતિ ત્યાં યુક્તિ તાણી, દુનિયા સહુ લુંટાણી. સૌને. ૩
દૃષ્ટિરાગે મુંઝ્યા મોટા, ભૂલ્યા જ્ઞાની ગુમાની,
ખેંચાણા વૈરાગી પક્ષે, કરી ઘણી નાદાની. સૌને. ૪
બેલ ઘાણીનો બહુ મલકાતો, બહુ ચાલ્યો મન માની,
આંખ ઉઘડતાં ઘાણી પાસે, ભ્રાન્તે ભૂલ્યો પ્રાણી. સૌને. ૫
મન માન્યું લાગે બહુ વ્હાલું, બીજું જુઠું જાણી,
ખંડન મંડન પક્ષાપક્ષે, ભુલી દુનિયા દિવાની. સૌને. ૬
સાપેક્ષાએ સઘળું સાચું, સન્ત સમજ ગુણ ખાણી,
બુદ્ધિસાગર અનુભવ જ્ઞાની, સાચી તત્ત્વ કહાણી. સૌને. ૭



## जगत्मां प्रेमी छे कोइ.

કવ્વાલિ.

સમજતા પ્રેમને કોઇ, નથી એ વાતમાં મળતો;
જણાતા જુઠ પ્રેમીઓ, જગતમાં પ્રેમી છે કોઇ. ૧
ઘણું દુર્લભ થવું પ્રેમી, વિકારી પ્રેમીઓ ઝાઝા;
વિચારે દીર્ઘદૃષ્ટિથી, જગત્માં પ્રેમી છે કોઇ. ૨
સલામી પ્રેમ છે સસ્તો, લટકિયો પ્રેમ છે ઝાઝો;
પરીક્ષામાં ટકે તેવો, જગત્માં પ્રેમી છે કોઇ. ૩
કરે છે પ્રેમના ચાળા, મળે એવા ઘણા લોકો;
વિપત્તિમાં રહે સાથી, જગત્માં પ્રેમી છે કોઈ. ૪
ગુરૂ ને દેવની ભક્તિ, ખરા એ પ્રેમ વણ ક્યાં છે;
ખરી શ્રદ્ધા ધરે તેવો, જગત્માં પ્રેમી છે કોઈ. ૫

કરે સ્વાર્પણુ સકલ નિજનુ, ગણે નિજ આત્મવત દુનિયા,
પ્રભુ પધરાવતો મનમાં, જગત્મા પ્રેમી છે કોઇ ૬
ઘણા છે ભાવથી પ્રેમી, ઘણા છે વાણીથી પ્રેમી;
હૃદમવાણી વપુથી તો, જગત્માં પ્રેમી છે કોઇ ૭
જણાતો પ્રેમ આચારે, જણાતો પ્રેમ આખોમા;
પ્રતિજ્ઞાથી સદા ટેકી, જગત્મા પ્રેમી છે કોઇ ૮
વિશુદ્ધ પ્રેમગગામા, સદા ઝીલે ખરા સન્તો;
કરે છે પાપ મલ દૂરે, જગત્મા પ્રેમી છે કોઈ ૯
ખરેખર આત્મના જ્ઞાને, વિશુદ્ધ પ્રેમ પ્રગટે છે,
વિરલ છે આત્મજ્ઞાનીઓ, જગત્મા પ્રેમી છે કોઇ ૧૦
નથી જ્યા ભિન્નતા સ્વાર્થે, સકલમા બ્રહ્મ જોવાનુ,
બુદ્ધયબ્ધિ સન્તની ભક્તે, વિશુદ્ધ પ્રેમ પ્રગટે છે ૧૧

## विकारी श्वानो.

વિકારી શ્વાનો લાજ ધરે ન જરાએ,
ભસે કાટે ન ધરાએ .. . . .. .. વિકારી૦
આંખોમા ઇર્ષ્યા ઘણીરે, કરે ઘુરકીયા ખૂબ,
અટવાતાં આશા ધરીરે, સામાસામી કરે બૂમ—વિકારી ૧
વિવેકે સમજે નહીંરે, આડા અવળા ધાય,
કંઇ ન કરતા સ્વામિનુરે, સામા કરડવા જાય—વિકારી ૨
પૂચ્છો બહુ સિદ્ધા કર્યારે, તો પણુ વાકા થાય,
પડી ટેવ ટળતી નહીંરે, કોટિ કરેરે ઉપાય—વિકારી ૩
એક એકનુ ખઈ જતારે, ઝુટીને ખોરાક,
રસ્તામા ઉભા રહીરે, સુંઘે છે કઇ નાક—વિકારી. ૪
નાત જાતીલા આવતારે, ભસી દિયે બહુ માન,
લહુઆ હુચા બહુ ભરેરે, કરડે ક્રોધે કાન—વિકારી ૫
નબળા જબરાથી ડરીરે, પૂચ્છવાળી દિયે માન,
હાર્યા કરતા દાતિયારે, તો પણુ આવે ન સાન—વિકારી ૬

ઉસ્તાદો સાચા મળેરે, હળવે એ કેળવાય;
બુદ્ધિસાગર સદ્દગુરૂરે, શિક્ષા મળે સુખ થાય—વિકારી. ૭

## ઘરનો ઉંદર.

ઘરમાંનો ઉંદર કુંકી કુંકી ફોલી ખાતો;
કેમે ન કાઢ્યો કઢાતો. ઘરમાંનો.
ચંચળ મન કાયા ઘણી રે, ધડબડ દોડી જાતો;
પડતાં પાછળ ખંતથી રે, ગુપ્ત બહુ સંતાતો. ઘરમાંનો. ૧
ખોદી બહુ ખાડા કર્યા રે, ખાઈ થયો ઘણું તાતો;
પરિવારની સાથમાં રે, કુદી નાચી હરખાતો. ઘરમાંનો. ૨
અંધારે બહુ દોડતો રે, દેખે આંખે છરાતો;
ખાય તેનું ઘર ખોદતો રે, મિત્ર શત્રુ ગણાતો. ઘરમાંનો. ૩
ઉપાયો જાણ્યા ઘણા રે, પકડવાની કરી વાતો;
લાલચ આપે ભક્ષ્યની રે, પિંજરમાં ન પૂરાતો. ઘરમાંનો. ૪
બુરૂં કરતો એ ઘણું રે, ઘરનો બહાર ગણાતો;
ઘરનો ભેદુ જે કરે રે, તે નહીં અન્યથી થાતો. ઘરમાંનો. ૫
બિલાડીના આવતાં રે, ગુપચૂપ થઇ ક્યાંય જાતો;
કપટકળામાં ખેલતો રે, કપટી વણુ ન જીતાતો. ઘરમાંનો. ૬
સિંહઑળને કરડવા રે, હેતે કરીને ઉજાતો;
બિલાડી દોટે ચઢ્યો રે, એકી દાઢે પૂરો થાતો. ઘરમાંનો. ૭
અન્તર્ગત અધ્યાત્મની રે, વાતોથી કહેવાતો;
બુદ્ધિસાગર ધર્મથી રે, દાવ પેચે જીતાતો. ઘરમાંનો. ૮

## केदार कंकणवाळो बिलाडो.

બિલાડો ભક્ત બન્યો છે ઠગારો;
કેદાર કંકણવાળો..............................બિલાડો.

સૌ ઉદર દૂરે રહીરે, ધરિયુ શુ આ કંઠ,
ઉંદર ભોળવવા કહેરે, કપટ યુકિતથી ઉત્કંઠ, બિલાડો બોલે
બોલ વિચારી. બિલાડો ૧
કેદાર કંકણુ ધારીનેરે, ઉંદર સંઘની પાસ,
ગઈ ઉર્ધ્વ મુખ ધારીનેરે, જાપ કરતો ખાસ બિલાડો ૨
સર્વ પાપ ધોવા ખરેરે, ગયો હતો કેદાર,
ભક્તિ કરી મહાદેવનીરે, તેણે કંઠે ધર્યું ચાર બિલાડો ૩
યાત્ર કરી કેદારનીરે, આવ્યો ગંગા તીર,
પ્રભુ ભજન કરતો રહુંરે, પીને ગંગાનું નીર બિલાડો ૪
તીર્થયાત્રા કરતો રહું રે, પાળુ રૂડા આચાર,
ઉદર ખાવા નહિ કદીરે, બાધા લીધી નિર્ધાર. બિલાડો ૫
રવિ સામી દૃષ્ટિ કરીરે, ઉંચો રાખી એક પાદ,
પ્રભુ ભજન કરતો રહુંરે, શો તેનો આસ્વાદ બિલાડો ૬
આવો બેસો પાસમાંરે, પ્રભુ ભજન કરો વાત,
આત્મ સરીખું વિશ્વ છેરે, ભૂલ્યો નાતને જાત બિલાડો ૭
બીવો નહીં મારા થકીરે, સર્વ પ્રભુના બાળ,
દયા પ્રગટતી ચિત્તમાંરે, સર્વ જીવો પર વ્હાલ બિલાડો ૮
કંકણ ધારી કંઠમાંરે, શિવે કર્યો ઉદ્ધાર,
પાસે રહી બેસો સદારે, પ્રભુ ઉપર ધરી પ્યાર બિલાડો ૯
વૈર ગયું મુજ ચિત્તથીરે, તેથી કરતો વાત,
પ્રભુ ભજન વણ જાણવુ રે, એળે જીવન જાત બિલાડો ૧૦
ઉંદર સહુ ભેગા મળીરે, વાતો કરતા એમ
બિલાડો પ્રભુભક્ત છે રે, ધર્યું ભજનનું નેમ બિલાડો ૧૧
જાતિ સ્વભાવ જે જેહનોરે, કદિય ન મૂકે તેહ,
વૃદ્ધ મૂષકે ભાખિયુંરે, ગણો ન સર્વે એહ બિલાડો ૧૨
સર્વે ભેગા થઈ કરીરે, કીધો એક ઠરાવ,
અમારા દર ઉપરેરે, રહો બીજે નહીં જાવ બિલાડો ૧૩
બિલાડો દર ઉપરેરે, રહીયો કપટે આય,
પેઠેલો ઉદર દર વિષે રે, જાતાં પકડી ખાય બિલાડો ૧૪

દહાડા બહુ વીતી ગયા રે, ઉંદર ઘટતા થાય;
માંહોમાંહે વિચારતા રે, પણ કારણ ન જણાય. ખિલાડો. ૧૫
ખિલાડો ઉંદર ભખે રે, વૃદ્ધ કહે નિર્ધાર;
છેલ્લો ઉંદર જે રહે રે, તે ન રહે મુજ યાર. ખિલાડો. ૧૬
ગુદા પવિત્ર જ ના રહે રે, વણિક ન હોવે મિત્ર;
કોયલા ધોળા ન હુવે રે, એમાં કશું નહીં ચિત્ર. ખિલાડો. ૧૭
શ્વેત કાગડો નહીં થતો રે, કરતાં કોટિ ઉપાય;
શ્વાન પુચ્છ સિધું નહીં રે, કુદ્રતનો એ ન્યાય. ખિલાડો. ૧૮
વ્હોરો પીર નહીં થતો રે, મુસલ્માન હોય પીર;
યત્ર થકી ઉંચુ ચઢે રે, નીચે પડે ત્હોયે નીર. ખિલાડો. ૧૯
વૃદ્ધે કથીયું જ્ઞાનથી રે, સુણતાં ઉંદર વર્ગ;
પરીક્ષા કરવી કથે રે, યુક્તિ થકી ઉત્સર્ગ. ખિલાડો. ૨૦
છેલ્લો રાખો બાંડીયો રે, સમજાશે બહુ વાત;
છેલ્લો દરમાં પેસતાં રે, કરી ખિલાડે ઘાત. ખિલાડો. ૨૧
ઉંદર સહુ ચેતી ગયા રે, ત્યાગી દઈ વિશ્વાસ;
ત્રાસી ત્યાંથી ભાગિયા રે, ગયા અન્યત્ર જ ખાસ. ખિલાડો. ૨૨
વૃદ્ધ વચન માન્યા થકી રે, બચીયા કહેતા સર્વ;
વૃદ્ધ વચન ઉલ્લંઘીને રે, કદિ ન કરવો ગર્વ. ખિલાડો. ૨૩
જાતિ વૈર સ્વભાવથી રે, ત્યાં ના નિર્મલ ચિત્ત;
માળા મણકા પુછડાં રે, ઢોંગથકી એ ખચિત. ખિલાડો. ૨૪
સમજ્યા સર્વે ઉંદરો રે, ભૂલ્યા ન બીજી વાર;
ઉપરના આચારથી રે, વંચાયા અભયકુમાર. ખિલાડો. ૨૫
સોનું કસી માનવ વસીરે, કરીએ પરીક્ષા ખાસ;
જાતિહિંસક પ્રાણીનો રે, નહિ કરીએ વિશ્વાસ. ખિલાડો. ૨૬
બાહિર્ અન્તર્ જુજુઆં રે, વંચકનાં છે કૃત્ય;
બુદ્ધિસાગર બોધથી રે, કરો પરીક્ષા સત્ય. ખિલાડો. ૨૭

# ગાડરિયાપ્રવાહે તણાતા લોકો.

રાગ ધીરાના પદનો

ગાડરિયા પ્રવાહેરે, અંધાધુંધી થાય છે,
સૂઝે ન તેથી સાચું રે, અંધોઅંધ પુલાય છે ગાડરિયા
ઘેટાની પાછળ સૌ ઘેટા, ચાલે લારોલાર,
જ્ઞાન વિના દુનિયા જન ભુલ્યા, જુએ ન તત્ત્વ લગાર,
આતમને ના જાણે રે, અંધારે બહુ અટવાય છે ગાડરિયા ૧
શા માટે મારે શું કરવું, ફળ શું કરતા થાય,
સત્યપણું તેમાં શી રીતે, સમજ્યા વણ મુઝાય,
ગદ્ધા પૂચ્છ પકડી રે, લાતો બહુ ખાય છે ગાડરિયા ૨
જ્ઞાન વિના કિરિયામાં ઘેલા, અજ્ઞાની બહુ થાય,
આસ્રવ સંવર ભેદ ન જાણે, કર્મ થકી કૂટાય,
અંધારે અંધા દોડે રે, પાર નહીં પાય છે ગાડરિયા ૩
કોટિ વર્ષ અજ્ઞાની તપથી, કરતો ક્ષય જે કર્મ,
શ્વાસોચ્છ્વાસે તેટલા કર્મો, જ્ઞાની ખપાવે એ મર્મ,
બુદ્ધિસાગર સમજી રે, જ્ઞાની જ્ઞાનને ન્હાય છે ગાડરિયા ૪

---

# સંઘબલ.

બલ બહુ સંઘ ગણાય, કલિમાં બલ બહુ સંઘ ગણાય,
સંઘથી શોભા થાય ... કલિમા
સર્વ બલનો આશરો રે, અનન્ત ગુણ આધાર,
અડતાલીશ ગુણે ભર્યો રે, વર્તે જય જયકાર કલિમા. ૧
સંઘ ચતુર્વિધ ઉન્નતિ રે, એ ઉત્તમ વ્યવહાર,
તીર્થંકર પદ પામવા રે, સેવા ભક્તિ ઉદાર કલિમા. ૨
ચેતનમાં સર્વે ભર્યું રે, સંઘમાં ચેતન સ્ફાર,
ચેતન સર્વે પૂજવા રે, એ રૂડો આચાર કલિમા ૩

ગુરૂ પૂજા ચેતન વિષે રે, સંઘ સકલ આધાર;
સંઘ પૂજે ગુણ પૂજીયા રે, નવપદ તેમાં ધાર. કલિમાં. ૪
પૂજ્યપણું છે સંઘમાં રે, પરમબ્રહ્મપદકાર;
બુદ્ધિસાગર સંઘની રે, શોભા અપરંપાર. કલિમાં. ૫



## भणया गणयानो सार.

ભણી ભણી સાર અમોએ વિચાર્યો;
આત્મજ્ઞાન આધારો.......ભણી ભણી.
પુરાણો વાંચ્યાં ઘણાં રે, વેદો વાંચ્યા વિચારો;
ઉપનિષદો ભગવદ્ગીતા રે, વાંચી કાઢયો એ સારો. ખરેખર
આત્મજ્ઞાન આધારો. ૧
કુરાન બાઇબલ વાંચીયાં રે, ષડ્દર્શન મત ભારો;
સત્ય તત્ત્વ એ જાણીયું રે, વીતરાગ જયકારો. ખરેખર. ૨
દિગંબર શાસ્ત્રો ઘણાં રે, જોયા વિચાર આચારો;
રાગ દ્વેષને કાઢવા રે, ધ્યાન માર્ગ છે પ્યારો. ખરેખર. ૩
વીર પ્રભુની વાણીથી રે, માઠા જાણ્યા વિકારો;
આત્મજ્ઞાન ને ધ્યાનમાં રે, આનન્દ પ્રગટે અપારો. ખરેખર. ૪
સ્યાદ્વાદ સત્તામયીરે, અનન્ત ગુણનો ક્યારો;
બુદ્ધિસાગર આતમા રે, ધ્યાતાં થાવે ભવ પારો. ખરેખર. ૫

અનેક શાસ્ત્રોનો અભ્યાસ કરવામાં આવ્યો તેમાંથી સાર એ નીકળે છે કે રાગ દ્વેષનો નાશ કરીને આત્માની શુદ્ધિ કરવી, અન્યદર્શનીઓનાં વેદ ઉપનિષદો, ભગવદ્ગીતા, પુરાણો, સાંખ્ય શાસ્ત્રો, બુદ્ધનાં તત્ત્વો, બાઇબલ, કુરાન વગેરે વાંચ્યા અને તેથી નિશ્ચય એજ થયો કે શ્રી મહાવીરપ્રભુએ આત્માની પરમાત્મ દશા કરવા જ્ઞાન-દર્શન અને ચારિત્રનો જે માર્ગ બતાવ્યો છે, તેજ વીતરાગ પન્થ ઉત્તમ છે. આગમોનો સાર એજ છે કે જ્ઞાન, દર્શન, ચારિત્રની આરાધના કરવી. આત્મજ્ઞાન થતાં સ્યાદ્વાદ દૃષ્ટિએ અનેક નયોની અપેક્ષાએ સત્ય તત્ત્વ ગ્રહણ કરવાની શક્તિ પ્રગટે છે. સમ્યગ્દૃષ્ટિને એકાંત શાસ્ત્રો પણ સમ્યક્ત્વરૂપે પરિણામ પામે છે.

ॐ शान्तिः ३ ॥

## चकलीने

ટે ટે જવાદે ત્હારી, કરે કોણ ન્યાય વિચારી,
નબળા જાવે હારી. . .... . ........ .... કરે.... .
સિંહે બકરૂં મારિયું રે, ન્યાય હુવે ન લગારી,
ન્યાય પ્રભુ દરબારમાંરે, રાજા રંક એક આરી, કરે.
કાકે શિશુ મારીયારે, તેથી રોનહિ ભારી,
ઉપયોગી થૈને હુવે જલ્દી, સાચી ધર હુશિયારી કરે ૨
ગાફ્લ રહેવું ના ઘટેરે, શિખામણ છે સારી,
મત્સ્ય ગલાગલ ન્યાય છે રે, ભય માથે સંસારી કરે ૩
રક્ષણ કર નિજ આત્મનું રે, સઘળો શોક વિસારી,
બળ કળ બુદ્ધિ યત્નથીરે, છે ઉગરવા બારી કરે ૪
રક્ષણના જે હેતુઓરે, તેની કર તૈયારી,
શત્રુઓના દાવથીરે, ચાલ જોઈ નિર્ધારી. કરે ૫
સ્થાન વખતના યોગથીરે, ઉગરવાની બારી,
બુદ્ધિસાગર આત્મનીરે, રક્ષા છે સુખકારી કરે ૬

---

## सर्वने दुःख पडे छे

જા ના હિમ્મત હારી, પડે દુઃખ સહુને ભાઈ,
શૂરા પાછા ના ફરે રે, બીકણ થૈને મરાઇ,
મૃત્યુ ભયથી ના ડગેરે, ધરતા આત્મ વડાઇ પડે. ૧
ટેક નેક છોડે નહીંરે, જેવી રામ દુહાઇ,
કટકે કટતા થઈ જતારે, છોડે નહીં મર્દાઇ પડે ૨
બનવાનું બનતું સદારે, કરીશ ના મૂર્ખાઇ,
દેવું કર્મનું ચુકવેરે, કરીશ સત્ય કમાઇ પડે ૩
સોનું નિજરૂપ ના તજેરે, અગ્નિમાહે દહાઇ,
અણુ અણુ જેવો થઈ જતારે, પ્રભુ ન તજે પ્રભુતાઈ પડે ૪

શુદ્ધ પ્રેમના પન્થમાંહિ, કોઇક વીરલા જાઈ;
બુદ્ધિસાગર મર્મ નીતિ, સહજ ભક્તિ પમાઈ. પ્રે. ૫

ॐ शान्तिः ३

---

## प्रभु भजनथी शान्ति.

પ્રભો તુજ ભજન વિના નહીં શાન્તિ.
ટળ્યું સહુ આ ભ્રાન્તિ.......................................પ્રભો.
સુખ નહિ સ્વપ્ને દુનિયામાંહી, ભાગે નહીં ઉત્ક્રાન્તિ;
દુનિયા શોધી જ્ઞાની થાક્યા, સુખ નહિ પુદ્ગલ જાતિ.......પ્રભો....૧
તુજ ભજનમાં ભાવોલ્લાસે, ભક્તિ હૃદય ઉભરાતી;
તુજ ભજનમાં અર્હન્ શક્તિ, પરપરિણતિ દૂર જાતી...પ્રભો....૨
તુજ ભજનથી શ્વાસોચ્છ્વાસે, શાન્ત રહે છે છાતી;
માયાનાં આવરણો ટળતાં, ટળતી માયા કાતી..........પ્રભો....૩
ખાતાં પીતાં હરતાં ફરતાં, શ્વાસોચ્છ્વાસે ખાતિ;
ધૂન ભજનની લાગી પ્રેમે, તુંહિ તુંહિ વિખ્યાતિ.......પ્રભો...૪
તું મારામાં હું ત્હારામાં, હું તું એકજ જાતિ;
રોમ રોમ વિલસી તું રહિયો, છાતી મુજ ઉભરાતી....પ્રભો....૫
સર્વ જ્ઞેયમાં તુજને ભાળી, વૃત્તિ શાન્તજ થાતી;
હું તું ની સ્ફુરણામાં ભાગી, વૃત્તિ કરેંજ સુહાતી.......પ્રભો....૬
કર્ત્તા હર્તા ભોક્તા સાક્ષી, વૃત્તિ ક્ષણ ક્ષણ ધ્યાતી;
બુદ્ધિસાગર ષટ્કારકમાં, ભંગી અનંતી જણાતી.......પ્રભો....૭

ॐ शान्ति.

---

## हृदयने पारखी देजे.

કવ્વાલિ.

ઘણા છે ચિત્તના મેલા, ઘણા વિશ્વાસઘાતિયો;
ઘડીમાં નવ ધરે રંગો, હૃદયને પારખી દેજે—૧

ક્ષણે રૂષ્ટા ક્ષણે તુષ્ટા, પ્રતિપક્ષી થતા ક્ષણમા,
ઘણા છે તુચ્છ મન જીવો, હૃદયને પારખી દેજે—૨
ઘડીમા પાથરે પ્રાણો, થઇને સ્વાર્થથી અધા,
ખસી જાવે ખરી વખતે, હૃદયને પારખી દેજે—૩
કૃતઘ્નીઓ ઘણા ધૂર્તો, હૃદયના શૂન્ય માનવીઓ,
ફુટેલા પેટના કાચા, હૃદયને પારખી દેજે—૪
ઘણા છે પેટ પૂજારી, ઘણા છે સ્વાર્થ પૂજારી,
ઘણા છે માન પૂજારી, હૃદયને પારખી દેજે—૫
ફુટેલા ઢોલ જેવા કેઇ, ઘણા છે ગાડરા જેવા,
ઘણા છે શ્વાનના જેવા, હૃદયને પારખી દેજે—૬
ઘણા છે સર્પના જેવા, ઘણા છે કુક મારણીયા,
ઘણા છે મિષ્ટ બોલણિયા, હૃદયને પારખી દેજે—૭
ઘણા છે ઢોલ પિટણીયા, ઘણા છે ગાલ ઘુસણીયા,
ઘણા છે દિલ કાતરિયા, હૃદયને પારખી દેજે—૮
હૃદયને બાહ્યથી જુદા, ચિતા પેઠે નમી મારે,
ક્ષણિક મનના ઘણા જગમા, હૃદયને પારખી દેજે—૯
ઘણા છે ઉદરો જેવા, ઘણા કિપાકના જેવા,
વિવેકે સૌ વિચારીને, હૃદયને પારખી દેજે—૧૦
જીવોની સાથમા મૈત્રી, ધરીને ધર્મ આચરજે,
બુદ્ધચબ્ધિ આત્મની વિદ્યા, હૃદયને પારખી દેજે—૧૧



## साचो जैन.

અવધૂ ક્યા મોવે તન મઠમે—એ રાગ

જ્ઞાની સાચો જૈન કહાવે પરમ સમય રમ પાવે —જ્ઞાની.
દ્રવ્ય ગુણ પર્યાયને જાણે, સાચી શ્રદ્ધા લાવે,
સકલ નયોના અશે દેખે, અનેકાન્તતા ભાવે જ્ઞાની ૧

નયગર્ભિત વાણીથી બોલે, સાપેક્ષે સમજાવે;
રાજી નહીં અજ્ઞાની ટોળે, સ્યાદ્વાદમાં ફાવે. જ્ઞાની. ૨
સાપેક્ષાએ સૌદર્શનને, જિન દર્શનમાં સમાવે;
ભેદાભેદને એકાનેકે, ભંગી અનેક સુહાવે. જ્ઞાની. ૩
હેય જ્ઞેયને ઉપાદેયે, શુદ્ધ વિવેકજ ગાવે;
અનેક સૃષ્ટિ નિજમાં સમાવે, સ્થિરતા નિજ પદ લાવે.–જ્ઞાની. ૪
પરમભાવ ગ્રાહક ઉપયોગી, શુદ્ધ ધર્મ પ્રગટાવે;
પુદ્ગલથી ન્યારો નિજ ધ્યાવે, શુદ્ધ ભાવના ભાવે. જ્ઞાની. ૫
લોકાલોકને નિજમાં સમાવે, ભોગી અભોગી થાવે;
નિર્લેપી અન્તર્ દૃષ્ટિથી, પરમ શાન્તતા લાવે. જ્ઞાની. ૬
સર્વ જીવોમાં જિનપણુંને, સત્તા જૈન જણાવે;
અર્થ એક પર્યાય ભિન્નતા, વાચક વાચ્યે ભાવે. જ્ઞાની. ૭
દ્રવ્ય ક્ષેત્રને કાલ ભાવથી, નયભંગી મન ન્હાવે;
બુદ્ધિસાગર સ્યાદ્વાદથી, જૈન ભાવને ગાવે. જ્ઞાની.–૭

---

## હમેશાં ચાલ નીતિથી.

કવ્વાલિ.

ખરો વિશ્વાસ લાવીને, પ્રભુનો ધર્મ ધારીને;
અનીતિથી હઠી પાછો, હમેશાં ચાલ નીતિથી. ૧
કળાઓ દંભની ત્યાગી, ધમાધમ કલેશની ત્યાગી;
ત્યજીને કૂટ પંચાતો, હમેશાં ચાલ નીતિથી. ૨
પજવ ના અન્યને ક્રોધે, બુરામાં ભાગ ના લેઇ;
ત્યજી અન્યાયના માર્ગો, હમેશાં ચાલ નીતિથી. ૩
વહન્તાં ન્યાયના પન્થે, નડે જો દુર્જનો દાવે;
તથાપિ ટેકને ધારી, હમેશાં ચાલ નીતિથી. ૪
વિપત્તિયો પડે ઝાઝી, તથાપિ સત્ય ના તજવું;
મળે છે સાહાય્ય દેવોની, હમેશાં ચાલ નીતિથી. ૫

સતાવે શત્રુઓ દાવે, તથાપિ ટેક ના ત્યજવી,
સદા છે સત્યથી ચઢતી, હમેશાં ચાલ નીતિથી. ૬
ત્યજીને મૃત્યુની ભીતિ, પ્રભુનો ભક્ત થઇ પ્રેમે,
જીવો પર મિત્રતા ધારી, હમેશા ચાલ નીતિથી. ૭
વધે વટની પરે ભકતો, અમરવેલી પરે વધતા,
પ્રભુની ભકતને શક્તિ, હમેશા ચાલ નીતિથી. ૮
ત્યજીને સર્વ શકાઓ, પ્રભુ પર પૂર્ણ ધર શ્રદ્ધા,
બુદ્ધયબ્ધિ ધર્મની કરણી, ફળે છે હો ફળે છે હો ૯

---

## ⊰ બની નિષ્કામ કરવાનું. ⊱

કવ્વાલિ

જગતની ભવ્ય શાળામા, ક્રિયાની યોગ્યતા પામી,
ફળોની આશ રાખ્યા વણ, બની નિષ્કામ કરવાનુ ૧
ફરજ છે કાર્ય કરવાની, અધિકારે સદા સુજને,
થશે ફળ તે ન જોવાનુ, બની નિષ્કામ કરવાનુ ૨
અદા કરવી ફરજ મ્હારી, સદાનો મત્ર એ મોઘો,
પ્રભુ આજ્ઞા ગણી લેઇ, બની નિષ્કામ કરવાનુ ૩
અધિકારેજ સોંપાયુ, કબૂલે દિલ જે કરવુ,
પછી પાછુ હઠ્યા વણ તે, બની નિષ્કામ કરવાનુ ૪
થતી કીર્તિ ગતિ ના ત્યા, નથી અગતિ અકીર્તિએ,
અહવૃત્તિ વિના સહેજે, બની નિષ્કામ કરવાનુ ૫
કર્યા વણુ મ્હારૂ ને ત્હારૂ, સ્વભાવે સાક્ષીરૂપે થૈ,
સદા આનન્દ માનીને, બની નિષ્કામ કરવાનુ ૬
જગત્ કર્તવ્યશાળામાં, જીવો આ કર્મ યોગીઓ,
જુદા છે કાર્ય જીવોના, બની નિષ્કામ કરવાનુ ૭
કરે નિષ્કામથી કરણી, ખરેખર કર્મયોગી તે,
કદી લેપાય ના લેપે, બની નિષ્કામ કરવાનુ ૮

ગમે તેવી અવસ્થામાં, થતાં જે કર્મ તે તે સૌ;
બુદ્ધ્યબ્ધિ ધર્મ ધારીને, બની નિષ્કામ કરવાનું. ૯

## भमरा मान कह्युं मन मारुं.

અવધુ ક્યા સોવે તન મઠમે—એ રાગ.

ભમરા માન કહ્યું મન મારૂં, હૃદય ગણી લે પ્યારૂં. ભ્રમરા—
વન વન ભમતો ભમતો રહેવે, કરી ઇચ્છા મન કાળું;
ઠરી ન રહેતો એકજ ઠામે, ભટકણી શીલ ભ્રમાળુ. ભ્રમરા. ૧
સન્તોથી વાર્યો ના વળતો, લાજ ન ગણતો નકારૂં;
ધમકાતાં તેવો થઈ જાતો, જેવો દેવતા દારૂ. ભ્રમરા. ૨
પંચરંગી પુષ્પો પર બેસે, વાર્યું ન કરતો વારૂ;
ઝાપટ ખાઈ પાછો આવે, આશા જીવન ત્હારૂં. ભ્રમરા. ૩
લાલચમાં લપટાઇ જઇને, જીવન ધરે વિશરારૂ;
મકરંદે લોભાયો મૂરખ, લોભે થાય નઠારૂં. ભ્રમરા. ૪
ઉડી ઉડી જ્યાં ત્યાં બેસે, વર્તન એ નહીં ચારૂ;
ગુણ ગુણ કરતો પણ ના ગુણ લે, રહેણીમાં અંધારૂં. ભ્રમરા. ૫
કમલ પાંખડી દલમાં પેસી, માને મનમાં સારૂં;
રવિ અસ્તે સંકોચાયાથી, દુઃખ અપાર થનારૂં. ભ્રમરા. ૬
કાળ હસ્તી એ કમલ દળનો, પૂરો છે સંહારૂં;
શૂંઢાએ કચરાતાં ત્હારો, પ્રાણ જશે ઝંકારૂં. ભ્રમરા. ૭
આશાનું જીવન છે ભૂડું, ચિન્તા સંકટ ખારૂં;
ભ્રમણાથી ભૂલીને ભમતાં, એળે આયુ જનારૂં. ભ્રમરા. ૮
સમજી લે શાણા તું સાને, પરપુદ્ગલ કરી ન્યારૂં;
બુદ્ધિસાગર આતમ ઘરમાં, રહેતાં સુખ નિર્ધારૂં. ભ્રમરા. ૯

ॐ शान्तिः ३

# ગમે તેવી અવસ્થામાં સદા જ્યાં ત્યાં સુખની ભાવના ભાવવી.

૫૬

સુખ માનીલે ભાઇ, ગમે ત્યા સુખ માનીલે ભાઇ,
નાના અવસ્થામાહી, ગમે ત્યા સુખ માનીલે ભાઈ,
તુજને જ્યા ત્યાં જે મળ્યુ રે, કર નહિ ત્યા અધિરાઇ,
દુ ખ વિષે સુખ ભાવનારે, ભાવીલે સુખદાઇ ગમે ત્યા ૧
જે જે બનતુ તે તે સહુરે, ભાવી આનન્દદાયી,
માની આનન્દ બનીરે, ધર ચિત્તે ચતુરાઈ ગમે ત્યાં. ૨
સુખ માટે સર્વે સદારે, ધારી લેજે ભલાઈ,
સારા માટે સહુ બનેરે, જાઇશ નહિ ગભરાઇ ગમે ત્યા ૩
મનમા ચિન્તાઓ કરીરે, માન નહીં ગરીબાઈ,
સિદ્ધસમો સત્તા થકીરે, આત્મસ્વભાવે વડાઇ ગમે ત્યા ૪
નિરન્જન પરમાતમારે, સત્તા દિલમા ધ્યાયી,
બુદ્ધિસાગર ધર્મથીરે, સહજાનન્દ વધાઈ. ગમે ત્યા ૫

સારાશ ગમે તેની અવસ્થામા પોતાના આત્માને સુખની ભાવનાવડે પોષવો ગમે તેવી અવસ્થામા ગમે ત્યા આત્મજ્ઞાનવડે આત્માના આનન્દ ગુણમય પોતાને માની સંતોષ ધારણ કરવો આત્મા પોતાના શુદ્ધ ધર્મની અપેક્ષાએ વિચારીએ તો કદિ દુ ખી નથી પોતાના સુખ સ્વરૂપને ભૂલી કર્મના યોગે થતો દુ ખનો આરોપ જો પોતાનામા વાસ્તવિક માની લેવામા આવે, તો પોતાને સુખથી કરોડો માઇલનું અન્તર્ પડે છે. કર્મથી દુ ખ પડે તે અવસ્થામા પણ પોતાના આત્માનુ ધ્યાન ધરવુ કે જેથી આત્મા પોતાના આત્માનુ વાસ્તવિક શુદ્ધ સ્વરૂપમા લયલીન રહે શુદ્ધ ભાવના વડે આત્માનુ ધ્યાન કરવુ કે જેથી આત્મા પોતાના પરિપૂર્ણ આનન્દને કર્મનો નાશ કરી પ્રગટાવી શકે જે જે અવસ્થાઓ પ્રાપ્ત થાય છે એ પ્રગતિક્રમમા કોઇ અપેક્ષાએ ઉપયોગી અને સારી છે, એમ માનીને આત્માના શુદ્ધોપયોગમા રમણતા કરવી

## પ્રતિજ્ઞા પાળ બોલીને.

કવ્વાલિ.

પ્રતિજ્ઞા કર પ્રથમ સમજી, પ્રતિજ્ઞા કર યથા સમજી;
પ્રમાણિક જીંદગી કરવા, પ્રતિજ્ઞા પાળ બોલીને—૧
વિચારો કર પ્રથમ કોટી, પછીથી મૂક આચારે;
ગમે તેવીજ વાતોમાં, પ્રતિજ્ઞા પાળ બોલીને—૨
હિતાહિત પૂર્ણ જાણીને, કરીને યોગ્યતા પૂરી;
વિવેકે લાભ અવલોકી, પ્રતિજ્ઞા પાળ બોલીને—૩
વિચારી ભાવિની શક્તિ, હૃદયમાં લાવ નિશ્ચયને
અનન્તુ વીર્ય ખીલવવા, પ્રતિજ્ઞા પાળ બોલીને—૪
અમૂલ્ય વાણીના શબ્દો, કરીશ નહિ ધૂળના જેવા;
વદીને શબ્દ સોનેરી, પ્રતિજ્ઞા પાળ બોલીને—૫
ફરી જાતાં વદી શબ્દો, ગયો વિશ્વાસ નહીં આવે;
જગત્‌ને લાભ દેનારી, પ્રતિજ્ઞા પાળ બોલીને—૬
પ્રભુ શ્રી વીરના બોધે, ખરો વિશ્વાસ લાવીને;
બુદ્ધચબ્ધિધર્મ ધરવાને, પ્રતિજ્ઞા પાળ બોલીને—૭

---

## ઉત્પત્તિવ્યયધ્રુવતાનું ધ્યાન.

નિર્મલ જ્યોતિમય હું ચેતન, નિરાકાર બ્રહ્મા વિષ્ણુ;
જ્ઞેયો સર્વ રહ્યા મુજમાંહી, લોકાલોક વિષે જિષ્ણુ;
ઉત્પત્તિ વ્યયને ધ્રુવતાએ, સહુ ભાવો મુજમાં રહિયા,
ક્ષયોપશમને ક્ષાયિક જ્ઞાને, મુજમાંહી સર્વે લહિયા. ૧
અસ્તિ ધર્મની ઉત્પત્તિ વ્યય, ધ્રુવતાનો ક્ષણ ક્ષણ ભોગી;
નાસ્તિ ધર્મની ઉત્પત્તિ વ્યય, ધ્રુવતાનો હું નિર્ભોગી;
અસ્તિ ધર્મથી નાસ્તિ ધર્મથી, ચેતનમાં સઘળું જ્ઞાને,
નવ નવ જ્ઞેયો સમય સમયમાં, ઉત્પત્તિ વ્યયતા સ્થાને. ૨

સમય સમયની પર્યાયોની, ધ્રુવતા જગમા છે સઘળે,
અસ્તિ નાસ્તિ પર્યાયોની સૌ, એક સમય ધ્રુવતાહિ મળે,
ધ્રુવતામાં ઉત્પત્તિ વ્યય છે, ઉત્પત્તિ વ્યયમા ધ્રુવતા,
એક સમયમા ઉત્પત્તિ વ્યય, ધ્રુવતાની હોયે સમતા ૩
સત્ પર્યાયો અસ્તિ અનન્તા, ધ્રુવતા છે પર્યાયપણે,
બદલે ના પર્યાયપણુ તે, કેવલજ્ઞાની એમ ભણે,
પર્યાયો સામર્થ્ય અનન્તા, સમય સમય ધ્રુવતા તેમા,
ધ્રુવતા છે પર્યાયપણે તે, ઉત્પત્તિ વ્યય છે એમા ૪
સમય સમયમા પર્યાયોની, ધ્રુવતા છે પર્યાયપણે,
સમય સમય દ્રવ્યોની ધ્રુવતા, દ્રવ્યાર્થિકનય એહગણે,
વિશેષાવશ્યકમાં ધ્રુવતા, પર્યાયોની કહેવાઇ,
સાપેક્ષે સહુ આત્મદ્રવ્યમા, સમય સમયમાં વર્તાઇ ૫
આત્માસખ્ય પ્રદેશે, અસ્તિ, નાસ્તિ પર્યાયોઽનન્તા,
સત્ સામર્થ્યજ સૌ પર્યાયો, ઉત્પત્તિ વ્યયમા સત્તા,
સત્ પર્યાયો કાર્યપણે, સામર્થ્યપણાને પામે છે,
એમા ઉત્પત્તિ વ્યય ધ્રુવતા, સમય સમયમા જામે છે. ૬
અનન્ત પર્યાયોને દ્રવ્યો, જગના સૌ નિજમા વિલસે,
એક પ્રદેશે એક સમયમા, અનન્ત જ્ઞેયો સર્વ દિસે,
નાસ્તિ ધર્મે અનન્ત જ્ઞેયો, પર દ્રવ્યોના નિજમાહી,
અસ્તિ ધર્મના અનન્ત જ્ઞેયો, આત્મવિષે ક્ષણક્ષણુ માંહી. ૭
પ્રતિ પર્યાયે અનન્ત આવે, પરના નાસ્તિ પર્યાયો,
પ્રતિ અસ્તિ પર્યાયે આવે, અસ્તિ નાસ્તિ સૌ પર્યાયો,
ભગી અનતી સમય સમયમા, નિજમાંહી ભાસે જ્ઞાને,
બુદ્ધિસાગર આત્મસ્વભાવે, પોતાને જાણે ધ્યાને ૮

---

## करमायला कमलने

કરમાયલુ દેખી ત્હને, તર્કો ઘણા મનમા થતા,
શા શા મળ્યાં કારણ ત્હને, પ્રશ્નો ઘણા આવી જતા,

ન્યૂનજ થયું ના જલ જરા, વાયુ મઝાનો વાય છે,
બહુ બાહ્યથી દેખ્યું તથાપિ, હેતુ નહિ પરખાય છે........૧
તુજ નાલિકાને દેખતાં, હાનિ નહીં નજરે પડે,
તવ પત્ર પત્રે દેખતાં, ક્ષત ભાગ નહિ નજરે ચડે;
કચરાયલું ના કોથકી, અકબંધ જ્યાં ત્યાં લાગતું,
કોઇ વૈરી ના નજરે પડે, દેખાય ના કો ભાગતું........૨
આતાપ નહિ ભાનુ તણો, ભાનુ પ્રકાશ્યો નહિ હજુ,
પેસે નહીં હરાયુરે કોઈ, ઢોર તેનું શું ગજું;
હા હિમ લાગ્યું જાણીયું, ચિન્હો જણાતાં સહુ અરે,
બુદ્ધ્યબ્ધિ અનુમાને જણાતું, બાહ્ય અન્તર્ તું ખરે....૩



## જેની જેવી દૃષ્ટિ હશે તેવી દૃષ્ટિથી અમને દેખશે.

જો બ્રહ્મજ્ઞાની હોવશો તો, બ્રહ્મ રૂપે દેખશો,
પરમાર્થ દૃષ્ટિ જો હશે તો, તેહ રૂપે પેખશો;
જેવી તમારી દૃષ્ટિ તેવો, દેખશો મુજને તમે,
એ દૃષ્ટિ સૃષ્ટિ વાદમાં, રહિયા તમે તેમજ અમે. ....૧
જેવી તમારી દૃષ્ટિ તેવો, હું તમારી આગળે,
નિજ કલ્પનાનો અન્યમાં, આભાસ તેવો થઈ પડે;
નિજ દૃષ્ટિના અનુસારથી. નાના રૂપે જગભાસ છે,
બુદ્ધ્યબ્ધિ પરમજ્ઞાનીના અન્તરૂવિષે શુભ વાસ છે. ૨



## आकाशमां विहरनार सूर्यने

લાંબી ઘણી મુસાફરી, વિશ્રામ લેજે વાટમાં,
આચ્છાદનો મેઘો તણાં, આવે ઉપાધિ ઘાટમાં;
તાપે તપાવી વિશ્વને, જીવાડતો કંઈ આપતો,
આશય ઘણા ત્હારા હૃદયમાં, બાહ્યની નહિ છાપતો. ૧

આખો ઉઘાડે વિશ્વની, પણ તાપ આપે સર્વને,
ત્હારા થકી ઘૂકો ઘણા, બ્હીવે ત્યજી નિજ ગર્વને,
એ તાહ્યરી સામુ નિરખવા, યોગ્યતાને ના ધરે,
ઝાડોતણા કોટર વિષે, પેસી દિવસ જીવે ખરે. ૨
તાપે તપાવે લોકને, આકર્ષતો પાણી ઘણુ,
બહુ તાપ વૃષ્ટિ હેત છે, કુદ્રત નિયમથી એ ભણું,
આચ્છાદવા બહુ વાદળાં, આવે અરે બળ વાપરી,
તેને કરીને દૂર નિત્યે, તુ કરે મુસાફરી ૩
બહુ કૃષ્ણવર્ણી રાહુથી, ઘેરાઇને ન્યારો થતો,
ચાલે ન રાહુ જોર ત્હારા, ઉપરે એ નિરખતો,
લોકો ઘણા પૂજે ત્હને, પ્રત્યક્ષ દર્શન તાહ્યરૂ,
કરતાં સહુની સિદ્ધિ છે, એવુ કહે મન માહ્યરૂ ૪
બ્રહ્માડનો તુ દીવડો, આકાશ પન્થી શોભતો,
દિન દિન અધિકા તેજથી, વૃદ્ધિ લહીને ઓપતો,
જીવન સમર્પે નવનવુ, જીવાડતો આનન્દમાં,
બુદ્ધયબ્ધિ અન્તર્ સૃષ્ટિમા, વિજ્ઞાન શક્તિ વૃન્દમાં. ૫



## पाकेली बोरडीने.

લલચાવે જગજનને, બોરડી લલચાવે જગજનને,
કાટા લગાવે તનને...... ...... . બોરડી...
બોરોથી ઝૂલી રહીરે, મુખમા પાણી વછુટે,
સાર ઉપરથી દેખતાંરે, સાર ન પાકી ફૂટે...બોરડી ૧
બોરા આવે મ્હાલતીરે, યૌવન વયમા આવે,
કટક ધરતી પામમારે, તુચ્છોને ભરમાવે બોરડી ૨
માગ અલ્પ છે બોરમારે, ખાતા ભૂખ ન ભાગે,
તુચ્છપણુ ફળમા ધરેરે, આકર્ષે ફલ રાગે . .બોરડી...૩

પર્ણ દલોથી ઢાંકતીરે, ખોરોને મમતાથી;
ખાટો રસ ખાતાં થકાંરે, ભાવ તો ઉઠી જાએ...ખોરડી...૪
અનુભવ જ્ઞાની સન્તનારે, મનમાં તું ન સુહાવે;
બુદ્ધિસાગર સન્તનારે, મનમાં અમૃત ભાવે....ખોરડી....૫

---

## તમે ક્યાં ઓળખો અમને.

બહીની દોસ્તી કરનારા, ઉપરથી કંઇક જોનારા;
હૃદયથી દૂર રહેનારા, તમે કયાં ઓળખો હમને. ૧
ખરૂં તે શું ન જોનારા, ઉદર માટેજ રહેનારા;
પરાયાં ચીર ધોનારા, તમે કયાં ઓળખો હમને. ૨
સમૂર્ચ્છિમ ચાલ ચલનારા, જીહાજી વેણ વદનારા;
રૂચે ત્યાં પેશી જાનારા, તમે કયાં ઓળખો હમને. ૩
ઉપરના ઠાઠના રાગી, મળે નહીં તોજ વૈરાગી;
મળ્યું જ્યાં માન ત્યાં રાગી, તમે કયાં ઓળખો હમને. ૪
છતી આંખે બની અન્ધા, બનીને સ્વાર્થના બન્દા;
બન્યા નિન્દાથકી ગન્દા, તમે કયાં ઓળખો હમને. ૫
હમારામાં રહ્યું જે જે, તમારા ચિત્તમાં નાવે;
બુરાઈથીજ જોનારા, તમે કયાં ઓળખો હમને. ૬
થઇ વિપરીત દૃષ્ટિ જ્યાં, ખરૂં દેખાય શુંરે ત્યાં;
હૃદયનું ભાન નહીં તમને, તમે કયાં ઓળખો હમને. ૭
અમારે તો તમારૂં કંઈ, નથી બુરૂં નિરખવાનું;
*જણાતી ભેંસ ભૂલો ત્યાં, તમે કયાં ઓળખો હમને. ૮
પરિપૂર્ણ પરખવાની, તમારી શક્તિ ખીલે તો;
બુદ્ધ્યબ્ધિ સન્તને દેખો, નિરંજન મેળ મળવાનો. ૯

---

* આંખે દેખાતી ભેંસને પણ ભૂલે એવી જ્યાં તમારી દશા છે, ત્યાં રહીને ત્હમે અમને શી રીતે ઓળખી શકશો ?

## "अमारे शुं? तमारे शुं?"

મળી જુદા થનારાઓ, નિજેચ્છા ત્યાં જનારાઓ,
યથા સુખ જ્યા ગમે ત્યા જાઓ, અમારે શુ તમારે શુ ? ૧
ભમાવ્યાથી ભૂલી ભમતા, જુઓ નહિ ભાવીના ખત્તા,
નથી જ્યા સ્નેહનુ બિન્દુ, અમારે શુ તમારે શુ ? ૨
અબી બોલ્યા અબી મિથ્યા, નથી રહેણી સદા તથ્યા,
જિગરને નહીં સમજનારા, અમારે શુ તમારે શુ ? ૩
હૃદયરસથી ન મળનારા, મળીને ભિન્ન થાનારા,
મળે તેવા થનારાઓ, અમારે શુ તમારે શુ ? ૪
ગમે તે પાણુ પીનારા, ખરૂ નહિ મન સમજનારા,
પશુવત્ માર્ગ વહનારા, અમારે શુ તમારે શુ ? ૫
હૃદયમા નહિ ઉતરનારા, ગમે તે ચિત્ત ભરનારા,
કથ્યુ તે દૂર કરનારા, અમારે શુ તમારે શુ ? ૬
મિલન તે નહિ સમજનારા, કૃતઘ્ની પાઠ ભજવનારા,
ગમે તે કહો ગમે ત્યા જાઓ, અમારે શુ તમારે શુ ? ૭
કથ્યુ નહિ લક્ષ્ય દેનારા, નથી શિષ્યો નથી ભક્તો,
બુદ્ધયબ્ધિસત મેળાપી, અહો તે હુ અહો હુ તે ૮

---

## "चेतनजी निज चित्त विचारो."

ચેતનજી નિજ ચિત્ત વિચારો, વસ્તુ સ્વભાવે વસ્તુ ધારો,
વસ્તુ સ્વભાવે વસ્તુ પ્રબોધે, ચેતન મિથ્યા કર્મને રોધે. ચે૦૧
કર્મ વિપાકી ઉદયે આવે, સુઝે નહિ જ્ઞાની પરભાવે,
સમતાએ સહુ કર્મને વેદે, ભુતકાલના કર્મને છેદે ચે૦ ૨
દીન ન થાવે કર્મના ભોગે, ત્યાગી થઇ વેદે ઉપયોગે,
શુદ્ધ ધર્મમાં સ્થિરતા ધારે, કર્મ વિપાકે લેશ ન હારે. ચે૦ ૩

જ્ઞાની સમભાવી ગુણ ખાણી, શુદ્ધ ચેતના કરતો રાણી;
ત્રિભુવન પતિ નિર્ભય પદ પાવે, જન્મ જરાતીત શુદ્ધ સુહાવે. ચે૦ ૪
પરમ પ્રભુતા ત્હારી એવી, શુદ્ધ રમણતા નિજઘટ લેવી;
બુદ્ધિસાગર ધર્મસ્વભાવે, પરમાનન્દ પ્રભુ પદ પાવે. ચે૦ ૬

---

## रणनां रोझो.

રણનાં રોઝો, ક્યાંથી ઠરે એક ઠામ;
સ્થિરતાનું નહિ નામ..................................રણનાં.
ઠામો ઠામે ભટકતાંરે, ભટકણી શીલ સ્વભાવ;
ધરબડ ધડબડ દોડતાંરે ચંચળ ધરી હાવભાવ....રણનાં. ૧
ક્યાં જાવું ક્યાં નહિ જવુંરે, કરે ન યોગ્ય વિચાર;
વદન મુગ્ધતા દાખવેરે, જ્ઞાનવિનાનાં ગમાર........રણનાં. ૨
નિશ્ચયવણ બહુ દોડતાંરે, આડાંઅવળાં જાય;
ભૂતપરે ભમતાં થકાંરે, વા ખાતાં મલકાય...........રણનાં. ૩
સમજાવ્યાં સમજે નહીંરે, જ્યાં ત્યાં ભાગી જનાર;
પરવશતાને પામતાંરે, પામે દુ:ખ અપાર...........રણનાં. ૪
સ્વચ્છન્દી પશુઓ ખરેરે, કરે ન સત્યની શોધ;
બુદ્ધિસાગર ધર્મનોરે, યોગ્ય ગ્રહે છે બોધ...........રણનાં. ૫

---

## करो ते मस्त थइ करशो.

યથા યોગ્ય જ જણાવું છું, ભણીને એ ભણાવું છું;
ગણીને એ ગણાવું છું, કરો તે મસ્ત થઈ કરશો. ૧
ધરીને કાર્યમાં પ્રીતિ, ધરી ત્યાં ઐકયની રીતિ;
કરી લયલીન ત્યાં વૃત્તિ, કરો તે મસ્ત થઈ કરશો. ૨
વિચારો અન્ય ના લાવો, કરો તેને જ બહુ ભાવો;
મનન તેનું જ તે ગાવો, કરો તે મસ્ત થઇ કરશો. ૩

કરી સંકલ્પની દૃઢતા, થતો વિક્ષેપ પરિહારી,
બુદ્ધયધર્મ કૃત્યો જે, કરો તે મસ્ત થઇ કરશો. ૪

ભાવાર્થ—ધર્મક્રિયાઓ કર્યા વિના હૃદયની શુદ્ધિ થતી નથી ઉપાદેય દૃષ્ટિથી સમ્યગ્ વિચાર કરવામા આવે તો એવં અવબોધાશે કે કર્તવ્યરૂપ જે જે ધર્મકાર્યો છે, તેમા સ્વાધિકારત પ્રવૃત્ત થવાની દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવે આવશ્યક્તા છે ધર્મક્રિયામા પ્રવૃત્ત થનારાઓએ જે જે કરવુ, તેમા તન્મય બની જવુ વિક્ષેપ ચિત્તથી વા શૂન્ય ચિત્તથી કરાતી ધર્મક્રિયાઓથી પરિપૂર્ણ સાધ્યફલ સંપ્રાપ્ત થતુ નથી અતએવ તીર્થંકરોની આજ્ઞાનુસારે પ્રબોધવાનુ કે ભણ્યો !!! તમે જે જે ધર્મક્રિયાઓ કરો તેમા અત્યંત રાગ ધરીને મસ્ત બનો ધર્મક્રિયામા પ્રેમમસ્ત બન્યા વિના અમૃતાનુષ્ઠાનફલ સંપ્રાપ્ત થઇ શકતુ નથી મન મર્કટ સમાન છે તેને એકજ ક્રિયામા સ્થિર કરવુ એ ભગીરથ કાર્ય છે તથાપિ અવબોધવુ કે જેમા અત્યંત પ્રીતિ હોય છે ત્યા મન સ્થિર થઇ જાય છે ધર્મક્રિયાઓ કે જે કરવામા આવતી હોય તેમા પ્રથમ અત્યંત પ્રેમ પ્રગટાવવો અને તેમાજ મારૂ શ્રેય છે એમ દૃઢ વિશ્વાસ લાવીને તેમા લયલીન થઇ જવુ એજ કરણી પ્રવેશમા ખાસ લક્ષ દેવુ જોઇએ ધર્મક્રિયાઓ જે જે કરવામાં આવે તે તે ક્રિયાઓ કરતી વખતે અન્ય બાબતમા ચિત્ત ન જવા દેવુ જે જે ધર્મક્રિયાઓ કરવામા આવે તેનેજ મનમા ભાવીને તેનુજ મનન અને ગાન કરવુ, તેમાંજ દૃઢ સંકલ્પથી પ્રવૃત્ત થવુ આ પ્રમાણે ધર્મક્રિયાઓને મસ્ત બની કરવાથી સાધ્યની સિદ્ધિ સમ્મુખ પ્રવૃત્તિ કરાય છે

---

## સદા નહિ માન્યતા સરખી.

સ્વયં મનમા વિચારીને, જુઓ નિશ્ચય કર્યા પૂર્વે,
પરિવર્તન થયા બહુલા, સદા નહિ માન્યતા સરખી ૧
ઘણુ દેખે ઘણુ જાણે, ઘણુ સુણતા ઘણુ વાચે,
વિચારોમા થતી વૃદ્ધિ, સદા નહિ માન્યતા સરખી. ૨
થતો ઉત્પાદ વ્યય તેમા, ફરે પર્યાયના ફેરે,
અનુભવ આવતા જૂદો, સદા નહિ માન્યતા સરખી ૩
પ્રથમ જે જે રૂચે ના તે, પછીથી રૂચતુ તે તે,
પ્રથમ ખોટુ પછી સાચુ, સદા નહિ માન્યતા સરખી ૪

પ્રથમ જે જે હતી શ્રદ્ધા, પછીથી તેહ બદલાતી;
પડે તારતમ્ય ભેદો બહુ, સદા નહિ માન્યતા સરખી. ૫
રૂચે પૂર્વે અધુના તે, રૂચે નહીં દ્વેષ ત્યાં પ્રગટે;
થતો જ્યાં દ્વેષ ત્યાં પ્રીતિ, સદા નહિ માન્યતા સરખી. ૬
પ્રવૃત્તિ પૂર્વ જ્યાં થાતી, નિવૃત્તિ તે થકી થાતી;
નિવૃત્તિની પ્રવૃત્તિ છે, સદા નહિ માન્યતા સરખી. ૭
કથ્યું પૂર્વે લખ્યું પૂર્વે, પછીથી ભૂલ ત્યાં લાગે;
પ્રથમ બન્ધુ પછી વૈરી, સદા નહિ માન્યતા સરખી. ૮
અનુભવ આવતાં એવું, ખરૂં સમજાય સહુને એ;
બુદ્ધયબ્ધિ સંત સેવાથી, થતી સ્યાદ્વાદની જ્ઞપ્તિ. ૯

---

## રહ્યું છે પ્રેમમાં સર્વે.

ખરો સમ્યકત્વનો પાયો, રૂચિ વા પ્રેમ એ ભાસે;
ગઈ પ્રીતિ ગયું સર્વે, રહ્યું છે પ્રેમમાં સર્વે. ૧
થતાં પ્રીતિ નથી ભીતિ, રહી છે પ્રીતિમાં નીતિ;
ખરી પ્રીતિ થકી મુક્તિ, રહ્યું છે પ્રેમમાં સર્વે ૨
ખરી પ્રીતિવિષે યારી, હૃદયની વાત નહીં ન્યારી;
જણાવે સદ્ગુણો ભારી, રહ્યું છે પ્રેમમાં સર્વે. ૩
જીવનની દિવ્યતા ભાસે, અલૌકિક પ્રેમના યોગે;
ભુલાવે ભાન દુનિયાનું, રહ્યું છે પ્રેમમાં સર્વે. ૪
પ્રશસ્યપ્રેમભક્તિએ, મિલનતા દેવની સાથે;
કરાતી ખાખ મમતાની, રહ્યું છે પ્રેમમાં સર્વે. ૫
કરાતી પ્રાણ આહૂતિ, સમર્પણ સર્વ થઇ જાતું;
હૃદય વિદ્યુત્ છે જૂદી, રહ્યું છે પ્રેમમાં સર્વે. ૬
પ્રભુનો પ્રેમ પૂજારી, અલૌકિક પ્રેમ સંસ્કારી;
બુદ્ધયબ્ધિ ધર્મ પ્રીતિથી, પ્રગટ થાતા પ્રભુ પોતે. ૭

---

## जे मनुष्यनो कोइ निन्दक नथी ते जगतूनी परीक्षा कसोटीमांथी पसार थतो नथी.

વિમલા નવ કરશો ઉચ્ચાર—એ રાગ

જેના પ્રતિપક્ષીઓ ત્હેની ખ્યાતિ થાય છે રે,
દુનિયા કરે પરીક્ષા ગુણુ લેવા ઉજમાય છે રે
રાત્રી વણુ દિવસ નહીં કયારે, દુર્જન વણુ સજ્જન નહીં સારે,
જે પર ઇર્ષા ત્હેના ગુણુ ગણુ જગ ગવરાય છે રે. જેના. ૧
જેના માથે દુશ્મન ગાજે, તે ચેતી જગમાહી છાજે,
જેની ટીકા થાતી તેમાં સાર જણાય છે રે જેના. ૨
જેનુ કોઇ નામ ન લેતુ, પ્રસિદ્ધ ત્હેનુ કાઇ ન રહેતુ,
દેખી પ્રતિપક્ષીઓ આત્મશક્તિ ઉભરાય છે રે. જેના ૩
દુર્જન મુખ નિન્દાની વાતો, દોષદૃષ્ટિથી ખાતો લાતો,
દુર્જન ધોઈ પરના વસ્ત્રો ગદા થાય છે રે જેના ૪
સજ્જનના મુખમા મીઠાઇ, અમૃત સજ્જન દિલમા ભાઇ,
સજ્જન સમતા ભાવે રહેણીમા વખણાય છે રે. જેના ૫
દુર્જનથી સન્તો નહિ હારે, તેજ રહે ત્યા તમ નહીં ભારે,
નિન્દક દ્વેષી લોકો નીચા પડતા જાય છે રે જેના. ૬
નિન્દક વચનો નહિ ગણુકારે, સત્ય તેજ જ્યા ત્યાં છે વારે,
બુદ્ધિસાગર કરણી પાર ઉતરણી ન્યાય છે રે. જેના ૭

## कुगुरुओने

અસૂયા પૂજનારાઓ, ધમાધમમા રહી માચી,
કુહાડો પાદ પર મારી, કરો ધર્મોન્નતિ કયાથી ? ૧
પરસ્પર ખોદનારાઓ, પરસ્પર નિન્દનારાઓ,
કુસપી બીજ વાવીને, કરો ધર્મોન્નતિ કયાથી ? ૨

કરી અપકર્ષ બીજાનો, મથો સ્વોત્કર્ષ કરવાને;
રહીને ધર્મથી દૂરે, કરો ધર્મોન્નતિ ક્યાંથી ? ૩
કરો બળબળ જરા માટે, સહાતું અન્યનું ના કંઇ;
ક્ષમાથી દૂર સો ગાઉ, કરો ધર્મોન્નતિ ક્યાંથી ? ૪
કરીને સર્વનું જૂઠું, સ્વયં માન્યું કરી સાચું;
નથી માધ્યસ્થ્યની દૃષ્ટિ, કરો ધર્મોન્નતિ ક્યાંથી ? ૫
જરા કંઈ માન્યતા ભેદે, કરો ભડકો કષાયોનો;
થઈ સામા લડો દ્વેષે, કરો ધર્મોન્નતિ ક્યાંથી ? ૬
લડાવી મારતા ભક્તો, કહી સાચું કંઇ જૂઠું;
ભભૂકી કાન કાચા થઇ, કરો ધર્મોન્નતિ ક્યાંથી ? ૭
હૃદય ઔદાર્યના કિંચિત્, મળીને કામ નહિ કરતા;
ગુણાનુરાગના કિંચિત્, કરો ધર્મોન્નતિ ક્યાંથી ? ૮
વધે તેના પગો ઝાલી, કરો છો પાડવા યત્નો;
ગમે તે આળને દેઈ, કરો ધર્મોન્નતિ ક્યાંથી ? ૯
ઉપરથી ડોળ દેખાડી, ઠગી નિજને ખુશી થાતા;
ગુણોથી દૂર રહી મોહે, કરો ધર્મોન્નતિ ક્યાંથી ? ૧૦
કરો જો સ્વોન્નતિ પૂરી, તદા ધર્મોન્નતિ કરશો;
બુદ્ધચબ્ધિ સદ્ગુણો પામી, કરો ધર્મોન્નતિ સંપે. ૧૧



## तमारुं शुं भलुं थाशे.

કવ્વાલિ.

ગણ્યો પરમાર્થ ના પ્યારો, રહ્યા નિજ સ્વાર્થમાં રાચી;
કર્યું ના કોઇનું સારૂં, તમારૂં શું ? ભલું થાશે. ૧
પ્રભુ પર પ્રેમ ના લાવ્યા, ગુરૂ સેવા કરી ના કંઇ;
સુણ્યાં ના ધર્મ વ્યાખ્યાનો, તમારૂં શું ભલું થાશે. ૨
અહિંસાદિવ્રતો ધરવા, કરી ના કાળજી કિંચિત્;
કરી ના સન્તની ભક્તિ, તમારૂં શું ભલું થાશે. ૩

દીધા ના દાન પાત્રોમા, કરી યાત્રા ન તીર્થોની,
રહ્યા પાપે સદા માચી, તમારૂ શુ ભલુ થાશે ૪
ઠગ્યા ભોળા મનુષ્યોને, સતાવ્યા પ્રાણીયોને બહુ,
નચાવી જીભ જૂઠામા, તમારૂ શુ ભલુ થાશે. ૫
ગણ્યો ના ધર્મને પ્યારો, અધર્મે પ્રાણ અર્પાયો,
અનીતિના બન્યા કાજી, તમારૂ શુ ભલુ થાશે ૬
કળાઓ કેળવી કોડી, ગણી ના પાપની ભીતિ,
દગાઓના બન્યા દરિયા, તમારૂ શુ ભલુ થાશે. ૭
હણ્યા વિશ્વાસીના પ્રાણો, કરેડો સાક્ષીયો જૂઠી,
ભરી પોષ્યુ ઉદર પાપે, તમારૂ શુ ભલુ થાશે ૮
ખભાપર આખને લાવી, અહકારે ગણો ના કઇ,
કરી માયા જ હરખાયા, તમારૂ શુ ભલુ થાશે ૯
દયાથી દૂર નાઠા બહુ, કરી ચોરી ઘણાઓની,
બુરાઈના બન્યા દાસો, તમારૂ શુ ભલુ થાશે ૧૦
હરામી હાડકા કીધા, હરામી ચિત્તને કીધુ,
કરી ફાસી સમી ભાષા, તમારૂ શુ ભલુ થાશે. ૧૧
બુરામાં શક્તિયો અર્ચી, ધતીંગજ ધર્મને માન્યો,
ગ્રહ્યુ ના ધર્મનુ ભાતુ, તમારૂ શુ ભલુ થાશે ૧૨
હજી છે હસ્તમા બાજી, કરી લ્યો ધર્મની કરણી,
બુદ્ધયબ્ધિધર્મ સેવ્યાથી, તમારૂ શ્રેય થાવાનુ ૧૩

---

## स्मरणीयशिक्षा.

અધુના મોહદષ્ટિએ, સુઝે ના સત્ય હૈયામા,
છતી આખેજ અધારૂ, રહ્યુ પાસે સુઝે ના કઇ—૧
કથ્યુ ના ઉતરે મનમા, પછીથી ખૂબ પસ્તાશો,
તમારી દષ્ટિ આગળના, ચીરી પડદા જુઓ સાચુ—૨

વિચારો ના સ્વયં કિંચિત્, ઠગાના અન્ય ભરમાયા;
અધુના જે રૂચે ના તે. પછીથી રૂચશે મનમાં—૩
તમારી દૃષ્ટિના જેવી, રચીને સૃષ્ટિ મનમાંહી;
રચી રહેતા અહો તેમાં, પછી બીજું રૂચે ક્યાંથી—૪
જગતની લોક કહેણીમાં, ભર્યું છે બાહ્યનું માન્યું;
પડે વિશ્વાસ તમને ત્યાં, પછી અધ્યાત્મચિંતા ક્યાં—૫
અહો એ ન્યાય કુદરતનો, થના ન્હાના જીવો મોટા;
ટળે સંકીર્ણતા મનની, થતાં વિસ્તીર્ણતા જ્ઞાને—૬
થતી હા હો પ્રથમ જ્યાં ત્યાં, રૂચે ના એક સહુ જનને;
વિચારો ના પડી સામા, પુનઃ તેનેજ અનુસરશો—૭
અકાટ્ય માન્યતા જે છે, કદી ના તે ટલી જાશે;
છુપાવ્યું સત્ય ના છૂપે, થાતું પ્રાકટ્ય પાતાળે—૮
અજાણ્યા પન્થથી જેઓ, કહો તે પન્થ જ્ઞાતા ક્યાં;
તમો પૂછોજ તેઓને, ધર્યો વિશ્વાસ નિષ્ફળ એ—૯
જગતનો એહ છે ધારો, રૂચે ના તેજ ધિક્કારે;
અનાદિથી થતું આવ્યું, વિચારો ન્યાયની રીતે—૧૦
અમારૂં સત્ય સહુનામાં, અમારૂં સર્વ દુનિયાનું;
બુદ્ધયબ્ધિ સત્યદૃષ્ટિએ, જુવે ત્યાં સત્ય દેખાતું—૧૧

---

## मळ्यो अवसर जवा ना दे

કવ્વાલિ.

જરાના ભૂલતો ભાઇ, પ્રમાદે ચૂક ના કિંચિત્;
ઘણી વારે અરે આવ્યો, મળ્યો અવસર જવા ના દે. ૧
રહીશ જો મોહની માંહિ, રચી બાજી બગડશે એ;
ધરીને હામ હૈયામાં, મળ્યો અવસર જવા ના દે. ૨
બરાબર દૃષ્ટિને ધારી, જરા ના ચૂક થાવા દેઇ;
બરોબર દાવ પામીને, મળ્યો અવસર જવા ના દે. ૩

કરી લે મન્ત્રની સિદ્ધિ, પ્રતિજ્ઞા જે સુખે કીધી,
હિતસ્વી શિખ જે દીધી, મળ્યો અવસર જવા ના દે ૪
જગતમાં જે સમય ભૂલ્યા, ઘણુ પસ્તાય પાછળથી,
પછીથી શુ વળે રોતાં, મળ્યો અવસર જવા ના દે ૫
ભમાવ્યો ભુલ ના ખાજે, રહીશ ના અન્યની દાઝે,
કરીને કાર્ય તે ગાજે, મળ્યો અવસર જવા ના દે ૬
ત્યજી ભળભળપણુ મૌની, બનીને સર્વ યુક્તિથી,
અનુકુળ કાર્ય કરવાને, મળ્યો અવસર જવા ના દે ૭
હ્રદય મતવ્ય કરવામા, સહી છેદી સકલ વિઘ્નો,
પરિપૂર્ણ પ્રયત્નોએ, મળ્યો અવસર જવા ના દે ૮
ઘણો તુ ચિત્તમા ચેતી, કળાઓ કેળવી દોડી,
બુદ્ધયબ્ધિ ધર્મ સિદ્ધયર્થે, મળ્યો અવસર જવા ના દે. ૯

---

## બની જા દાસ જ્ઞાનીનો

કવ્વાલિ

તને જો શાન્તિની ઈચ્છા, ખરેખર ચિત્તમા થાતી,
ત્યજી સર્વે ઉપાધિયો, બની જા દાસ જ્ઞાનીનો ૧
ખરૂ સ્વાતન્ત્ર્ય મેળવવા, બધા બન્ધન ત્યજી દેવા,
કરી સ્વાર્પણુ ધરી શ્રદ્ધા, બની જા દાસ જ્ઞાનીનો ૨
રહી છે ધર્મમા શક્તિ, સુધારે સદ્‌ગુણે વ્યક્તિ,
સમર્પે સત્યની ભક્તિ, બની જા દાસ જ્ઞાનીનો ૩
ત્યજીને સર્વ શકાઓ, ઉઠાવી સર્વ આજ્ઞાઓ,
ત્યજી સ્વાચ્છન્દ મન માન્યુ, બની જા દાસ જ્ઞાનીનો ૪
અધુના જે ન સમજાતુ, પછીથી તેજ સમજાશે,
ધરી ધીરજ હૃદય માહી, બની જા દાસ જ્ઞાનીનો ૫
અહો સુવૈદ્યની પેઠે, ખરો વિશ્વાસ લાવીને,
અનન્તા દુ ખ હરવાને, બની જા દાસ જ્ઞાનીનો ૬

જણાવું છું હૃદય પ્રગટ્યું, રૂચે તો માનજે સાચું;
બુદ્ધચબ્ધિ ધર્મ કરવાને, બનીજા દાસ જ્ઞાનીનો. ૭

## સાધુઓ.

પ્રભુના ભક્ત સાધુઓ, મહાવ્રત પંચ જે પાળે;
ભલી તેની સદા સેવા, કરીશું પૂર્ણ ભક્તિથી. ૧
અમારા ચિત્તમાં વ્હાલા, શુભંકર સર્વ સાધુઓ;
ગણી પરમેષ્ઠીમાં જ્ઞાને, કરીશું દાસ થઈ ભક્તિ. ૨
સદા વૈરાગ્યમાં ઝીલે, પરિગ્રહ ત્યાગીને જ્ઞાને;
ફરે નિઃસંગતા ધારી, અમારા પ્રાણ તેઓ છે. ૩
અમારી આંખ ને પાંખો, અમારા ધર્મના પ્રાણો;
અમારા ત્યાગી સાધુઓ, અમારા પ્રાણથી પ્યારા. ૪
ધુવે છે પાપ દુનિયાનાં, દયા ગંગા પ્રચારે છે;
કરે ઉપદેશની વૃષ્ટિ, અમારા પૂજ્ય તેઓ છે. ૫
અમારા દેશની શોભા, અમારા ધર્મ નેતાઓ;
અમારા આર્ય સાધુઓ, અમારો શ્વાસ તેઓ છે. ૬
અમારી આર્ય ભૂમિના, જીવન્તાં કલ્પવૃક્ષો એ;
અમારા દોષ ધોનારા, અમારા માતપિતાઓ. ૭
અમે મુનીન્દ્ર પૂજારા, અમે સાધુતણા કવિયો;
અમારા સાધુઓના તો, અમો છૈયે સદા બાળો. ૮
ગમે તેવી અવસ્થામાં, અમારા પૂજ્ય સાધુઓ;
સદા છે પૂજ્ય દુનિયામાં, ગૃહસ્થોથી સદા મોટા. ૯
અમારા સાધુઓ માટે, અમારૂં સર્વ અર્પણ છે;
સદા સંવરવિષે રમતા, કરે છે કર્મ નિર્જરણા. ૧૦
નમું હું બહુ વિનયયોગે, જગતમાં સર્વ મુનિયોને;
બુદ્ધચબ્ધિ ધર્મ ધરનારા, ચિરંજીવોજ સાધુઓ. ૧૧

## મનુષ્યોના થશો વ્હાલા.

કવ્વાલિ

થશે પરમાર્થની વૃત્તિ, રૂચે ઉપકારનાં કૃત્યો,
કરાશે ઉપકારોને, મનુષ્યોના થશો વ્હાલા—૧
ગરીબોના ભલા માટે, વિચારાશે ભલુ મનમા,
ભલામાં ભાગ લેવાતા, મનુષ્યોના થશો વ્હાલા—૨
સ્વય સરખા મનુષ્યોને, ગણીને આત્મભોગી થૈ,
સુખી કરવા કરે યત્નો, મનુષ્યોના થશો વ્હાલા—૩
દવાઓ રોગીઓને દઇ, કરો સેવા યથાશકિત,
દુવાઓ તેમની ફળશે, મનુષ્યોના થશો વ્હાલા—૪
કર્યું અર્પણ સકલ નિજનુ, જગતના પ્રાણીયોમાટે,
ખરો છે ભકત એ રીતે, મનુષ્યોના થશો વ્હાલા—૫
મનુષ્યોના સુખો માટે, સ્વય દુ ખો ઘણુ વેઠી,
કરો સેવા ખરા ભાવે, મનુષ્યોના થશો વ્હાલા—૬
ગણી પરમાર્થ ને પ્યારો, કરી નિજ સ્વાર્થને દૂરે,
જગત સેવા કરો સાચી, મનુષ્યોના થશો વ્હાલા—૭
થયા અમર મનુષ્યો એ, કરી જેણે ખરી સેવા,
જગત કુટુબ સમગણતા, મનુષ્યોના થશો વ્હાલા—૮
અમીરીમા ફકીરીમા, કરો ઉપકારનાં કાર્યો,
બુદ્ધયબ્ધિ ધર્મ સેવ્યાથી, મનુષ્યોના થશો વ્હાલા—૯



## મૌની.

કવ્વાલિ

મઝાની મૌનમા મસ્તી, મઝાનુ મૌનમોઘેરૂ,
મઝા છે મૌનમા જૂદી, ખરેખર મૌની છે સુખી ૧

શમાતા વૈરના દાવો, શમામૃતનાં વહે ઝરણાં;
અમીરાઇ ફકીરીમાં, ખરેખર મૌની છે સુખી. ૨
ઘણું વદનાર છે ફાંગો, ઘણું બન્ધાય વાણીથી;
ખુરૂં સારૂં ઘણાઓને, ખરેખર મૌની છે સુખી. ૩
ખુરો છે પાત વાણીનો, વપુના વીર્યપાતોથી;
વિચારીને વિચાર્યું એ, ખરેખર મૌની છે સુખી. ૪
મળી જીહ્વા તથાપિ શું, કર્યો ઉપયોગ ના સારો;
પ્રસારક આત્મશક્તિયો, ખરેખર મૌની છે સુખી. ૫
વિચારી વાગ્ રહસ્યોને, પ્રસંગોપાત્ત જે બોલે;
ધરી ઉપયોગ વદનારો, ખરેખર મૌની છે સુખી. ૬
રહ્યાથી મૌન અન્તરૂમાં, ખીલે છે વાણીની લબ્ધિ;
જણાતી વાણીની સિદ્ધિ, ખરેખર મૌની છે સુખી. ૭
જગત્માં થાય તે વ્હાલો, થતા તેના અમર શબ્દો;
બને આદર્શવત્ મૌની, ખરેખર મૌની છે સુખી. ૮
ખરો સમ્યક્ત્વવંતજ તે, ખરો નિશ્ચયથકી મૌની;
બુદ્ધયબ્ધિ ધર્મદૃષ્ટિયે, ખરેખર મૌની છે સુખી. ૯

---

## ज्ञान अने रुचिभेदे अधिकारी भेद.

અધિકારીજ જેનો જે, અહો તે માનતો ત્હેને;
અહો તે રાચતો તેમાં, પરીક્ષા છે અધિકારે. ૧
રૂચે છે બાલને જૂદું, રૂચે છે વૃદ્ધને જૂદું;
રૂચે છે અન્ય યુવકને, કરે કિમ્મત રૂચે ત્હેની. ૨
અસંખ્યાતા રૂચિ ભેદો, મનોવૃત્તિતણા ફેરે;
ફરે માનવ અધિકારો, સદા સરખા નથી રહેતા. ૩
ખુલે છે દૃષ્ટિ જે અંશે, ખરૂં સમજાય તે અંશે;
અહો તે અંશથી સાચું, ગણીને વિશ્વજન બોલે. ૪
જીવોનાં વર્તુલો જૂદાં, પડે છે માન્યતા ભેદે;
વિચારોમાંજ આચારે, અહો એ દૃષ્ટ્યનુસારે. ૫

મતામત વિશ્વમા વર્તે, વિચારે ઐક્ય નહિ સહુમાં,
કરી એનોજ મનમાહી, ખરો નિશ્ચય વિચારી જો ૬
વિચારોના અધિકારી, નથી સરખા અરે જીવો,
અનુભવ જ્ઞાન પામ્યાથી, થશે નિશ્ચય ખરી રીતે ૭
અહો આ વિશ્વશાળામાં, વિચારે મેળ ના સહુનો,
અનાદિથી થતું આવ્યું, ક્ષયોપશમાદિના ભેદે ૮
અહો એ જાણતો જ્ઞાની, રૂચિદૃષ્ટિતણા ભેદો,
બુદ્ધચબ્ધિ સદ્ગુરૂગમથી, રહે સમભાવ સુખમાહી. ૯

---

## सत्य धर्मोन्नति अर्थे सत्य सुधाराना प्रतिपक्षीओने

ધરીને સાકડી દૃષ્ટિ, થતા ઉપદેશના સ્હામા,
ધરીને ધર્મ ઘેલાઈ, હવે ના ફાવશો ઝાઝુ ૧
જરા કઇ માન્યતા ભેદે, જરા આચારના ભેદે,
કરી હોહા થતા સ્હામા, હવે ના ફાવશો દાવે ૨
સુધારા સત્ય જે થાતા, તમારાથી ખમાતા ના,
હવે થઇ દેખતી દુનિયા, વિચારી કાર્ય કરવાની. ૩
ઘણુ તાણે તુટી જાશે, સુધારાનો વખત આવ્યો,
વધે સ્વાતન્ત્ર્યની બુદ્ધિ, દલીલો માગશે દુનિયા ૪
પ્રપચોથી સતાવાનો, દબાવાનો વખત વીત્યો,
કર્યું તેવુ હવે લેશો, તમારે સકડાવાનુ ૫
અમારા સદ્વિચારો જે, જીવોની ઉન્નતિ અર્થે,
હવે તે પૂર્ણ ફેલાશે, જિનાગમના અનુસારે ૬
હવે તો અન્ધ શ્રદ્ધાનુ, નહીં સામ્રાન્ત્ય રહેવાનુ,
જિનેન્દ્ર વીરના વચનો, જગત્માં ખૂબ ફેલાશે. ૭
નથી એકાન્તદૃષ્ટિયે, સુધારાના અમે પક્ષી,
નથી જૂના તણા રાગી, અમે એકાન્તદૃષ્ટિએ ૮

નથી એકાન્તદૃષ્ટિએ, અમો અધ્યાત્મના પક્ષી;
નથી એકાન્તદૃષ્ટિએ, અમો વ્યવહારના પક્ષી. ૯
ગુણોથી ઉન્નતિ કરવા, અમારી તેમ દુનિયાની;
વિશાલદૃષ્ટિમાધ્યસ્થ્યે, ખરો ઉપદેશ દેવાનો. ૧૦
ઘણી તારતમ્ય દૃષ્ટિએ, જગતનું શ્રેયઃ કરવાને;
થયો અવતાર જગમાંહી, કરીશું યોગ્ય કર્તવ્યો. ૧૧
પ્રભુ મહાવીરના બોધે, જગાડીશું સકલ જનને;
બુદ્ધ્યબ્ધિ ધર્મ ફેલાવા, થવાનું તે થશે નક્કી. ૧૨

## हवे तो कंइ जुओ जागी.

હવે તો ઘોર નિદ્રાનો, કરીને ત્યાગ ઉઠો સહુ;
ગયું સહુ ઉંઘમાં ઘોરે, હવે તો કંઇ જુવો જાગી. ૧
કરો અભ્યાસ વિદ્યાનો, બનીને બ્રહ્મચારિયો;
ત્યજી દો બાળલગ્નોને, હવે તો કંઇ જુવો જાગી. ૨
ગરીબાઈ વધી ઝાઝી, થયા વ્યસની ઘણા લોકો;
ડુબાવ્યો દેશ દારૂએ, હવે તો કંઈ જુવો જાગી. ૩
કપાતાં દેશમાં ઢોરો, અહો ના પાર સંખ્યાનો;
હતું તે સહુ જવા લાગ્યું, હવે તો કંઈ જુવો જાગી. ૪
થઇને બાયલા મોહે, ગુમાવી સર્વ શકિતયો;
ઉઠી આલસ્ય છંડીને, હવે તો કંઈ જુવો જાગી. ૫
બુરૂં પકડ્યું ત્યજ્યું સાચું, ઉપાસક દુર્ગુણોના થઈ;
ગઈ વિદ્યા ગઈ લક્ષ્મી, હવે તો કંઇ જુવો જાગી. ૬
મળી વિદ્યા ગુમાવો છો, પરસ્પર કલેશ કરવામાં;
મળ્યું તે સાચવ્યું ના કંઇ, હવે તો કંઈ જુવો જાગી. ૭
કરો ઉપયોગ નહિ સારો, મળ્યું જે કંઈ અરે તેનો;
વિલાસોમાં ગમાવ્યું સહુ, હવે તો કંઈ જુવો જાગી. ૮
હજી પણ કંઈ રહ્યું બાકી, રહ્યાં છે ધર્મનાં બીજો;
અહો તે વાવવા માટે, હવે તો કંઈ જુવો જાગી. ૯

તમારી સતતિ દેશે, તમોને પાપના શાપો,
પરસ્પર કૂટને ત્યાગી, હવે તો કઇ જુવો જાગી ૧૦
બ્રિટીશ સામ્રાજ્ય છાયામા, તમોને ધર્મ કરવાનો,
રૂડો અવસર મળ્યો માની, હવે તો કઇ જુવો જાગી. ૧૧
મળ્યુ તે સહુ ઉદય કરવા, રહ્યુ તે સહુ ઉદય કરવા,
ખરેખર ધર્મના માર્ગે, હવે તો કઇ જુવો જાગી ૧૨
ગ્રહીને ધર્મ સસ્કારો, ગુણોથી ઉન્નતિ કરવા,
બુદ્ધયબ્ધિ ધર્મિ બન્ધુઓ, હવે તો કઇ જુઓ જાગી. ૧૩

---

## જણાતું દૃશ્ય ભૂલી જા.

ત્હને જો મુક્તિની ઇચ્છા, થતી તો શિખ માનીને,
અહતાથી મનાએલુ, જણાતુ દૃશ્ય ભૂલી જા. ૧
અવિદ્યામોહસસ્કારે, નથી તેમા ગણીને હુ,
પડયો જેની ભ્રમણતામાં, જણાતુ દૃશ્ય ભૂલી જા ૨
અખડાનન્દની ઇચ્છા, ત્હને જો વસ્તુત થાતી,
મમત્વ સૃષ્ટિ કલ્પેલુ, જણાતુ દૃશ્ય ભૂલી જા. ૩
રૂપી દેહાદિમા થાતુ, અસત્મા નામ કલ્પાતુ;
ત્યજીને બાહ્યનુ ખાતુ, જણાતુ દૃશ્ય ભૂલી જા ૪
ગણાતુ દેહમા મ્હારૂ, નઠારૂ તેમ જે સારૂ;
નઠારૂ પ્યારૂ જે બાહ્યે, જણાતું દૃશ્ય ભૂલી જા ૫
ગયુ ત્હો શુ ? રહ્યુ તો શુ ? હશે ત્હો શુ ? જશે ત્હો શુ ?
સ્વભાવે સર્વને માની, જણાતું દૃશ્ય ભૂલી જા ૬
નથી ચડતી નથી પડતી, નથી ન્હાનુ નથી મોટુ,
પગણે વૃત્તિએ કલ્પ્યુ, જણાતું દૃસ્ય ભૂલી જા ૭
સ્વભાવે સર્વના સાં છે, નથી તે નહિ પ્રકટવાનુ,
સ્વભાવે ઉપયોગે રહી, જણાતુ દૃશ્ય ભૂલી જા ૮
ખરી આનન્દની ઝાખી, જણાશે સામ્યના પ્રગટે,
ખરી સુખ ધૂનમા રહેવા, જણાતુ દૃશ્ય ભૂલી જા. ૯

જવા દેજે જવાનું તે, થવા દેજે થવાનું તે;
ત્યજીને હર્ષને ચિન્તા, જણાતું દ્રશ્ય ભૂલી જા. ૧૦
રહી સમભાવમાં જ્ઞાને, ત્યજી દે રાગ દ્વેષાદિ;
બુદ્ધયબ્ધિશુદ્ધદૃષ્ટિએ, પ્રભુ રૂપે સ્વયં બનવું. ૧૧

---

## પછીથી ખૂબ પસ્તાશો.

અધુના ચિત્ત ચકડોળે, ચડીને મ્હાલતા જ્યાં ત્યાં;
નથી કિમ્મત મળેલાની, પછીથી ખૂબ પસ્તાશો. ૧
ભમાવે વૃત્તિ ત્યાં ભમતા, ગમે ત્યાં મોહથી રમતા;
શિખામણ માનતા ના કંઈ, પછીથી ખૂબ પસ્તાશો. ૨
જુદાઈ ચિત્તમાં ધારી, બની મનમાં અહંકારી;
કરી મન માનતી યારી, પછીથી ખૂબ પસ્તાશો. ૩
કથ્યું કડવું ગણો પ્યારૂં, નથી તેથી કદિ સારૂં;
હજી પણ હાથમાં બાજી, પછીથી ખૂબ પસ્તાશો. ૪
પડાવી ભેદ પ્રીતિમાં, પડાવી ભેદ નીતિમાં;
થયે દૂરેજ ગંડુઓ, પછીથી ખૂબ પસ્તાશો. ૫
થઇ ઉછાછળા કરશો, નહીં ગંભીરતા ધરશો;
ઘણા ખત્તાજ ખાઇને, પછીથી ખૂબ પસ્તાશો. ૬
રૂચે ના જે અધુના તે, પછીથી લાગશે વ્હાલું;
કરીલ્યો જે કથ્યું તે તે, પછીથી ખૂબ પસ્તાશો. ૭
ખરી કિમ્મત મનુષ્યોની, જીવંતાં થાય ના ક્યારે;
મળ્યો મેળો જવા દેતાં, પછીથી ખૂબ પસ્તાશો. ૮
રહી જાશે બધું મનમાં, થયું ના કંઈ સમાગમમાં;
ઉઘાડી આંખ સમજી લ્યો, પછીથી ખૂબ પસ્તાશો. ૯
વિચાર્યાવણ નહીં આવે, તમારા હાથમાં સાચું;
પડ્યાથી શીર્ષપર બોજો, પછીથી ખૂબ પસ્તાશો. ૧૦
ફસાશો ફન્દમાં જ્યારે, ચડે વ્હારે ન કો ત્યારે;
થશે બહુ ચિત્તમાં યાદી, પછીથી ખૂબ પસ્તાશો. ૧૧

ત્યજી ઉછાછળા વેડા, હજુ પણ વશ્યમાં રહેવુ,
ઘટે છે હો તમોને એ, પછીથી ખૂબ પસ્તાશો. ૧૨
યુવાનોએ ન ગણકારી, શિખામણ વૃદ્ધ સૂડાની,
ફસાયા જાળમા તદ્વત્, પછીથી ખૂબ પસ્તાશો ૧૩
શિખામણ જ્ઞાની ગુરૂઓની, ગણી અમૃત સમી પ્યારી,
બુદ્ધયબ્ધિ સેવવાથી તે, પછીથી સુખ પરખાશે ૧૪

---

## करी शकशो उदय कयांथी?

કવ્વાલિ

થતા બેબાકળા ક્ષણમા, ચઢાવી દો મગજ ક્ષણમા,
જરા ના સપને શિખ્યા, કરી શકશો ઉદય કયાથી? ૧
સહાતુ ના જરા જુદુ, જરામા ખળભળી જાતા,
નથી ઉચ્ચાશયો મનમા, કરી શકશો ઉદય કયાથી ? ૨
મળીને સર્વની સાથે, હળીને સર્વની સાથે,
નથી કરતા શિખ્યા કાર્યો, કરી શકશો ઉદય ક્યાથી? ૩
રહી મન મૃત્યુની ભીતિ, જરા ભેદે થતા સ્હામા,
ભળીજાતા અરિપક્ષે, કરી શકશો ઉદય કયાથી ? ૪
બનીને કીર્તિ પૂજારી, તકાસો સ્વાર્થ મન માન્યો,
ખસીને સત્યથી દૂરે, કરી શકશો ઉદય કયાથી? ૫
રહી છે આખમા અગ્નિ, રહી છે છાતીમા કાતી,
નથી તેથી થતા દૂરે, કરી શકશો ઉદય ક્યાથી ? ૬
પ્રયુક્તિ યુક્તિ ભેદોને, નથી શિખ્યા અનુભવથી,
નથી સ્વાર્પણ કર્યું સર્વે, કરી શકશો ઉદય કયાથી? ૭
નથી ધરતા લઘુતાને, નથી ત્યજતા વિષય મોંઝો,
મમત્વ દેહપર ભાગી, કરી શકશો ઉદય કયાથી? ૮
બનો છો શેઠિયા સર્વે, ગણોછો વેઠિયા બીજા,
જતા ભાગી જરા દુખે, કરી શકશો ઉદય કયાથી? ૯

બનાવીને કરો વાતો, તડાકા મારતા ઝાઝા;
કર્યા વખતે ખસી જાતા, કરી શકશો ઉદય કયાંથી? ૧૦
બહિર જૂદું હૃદય જૂદું, મિલાવો હાજીમાં હા હા;
હસીને તાળીયો દેતા, કરી શકશો ઉદય કયાંથી? ૧૧
ગુરૂઓને નથી ગણતા, સ્વચ્છન્દે મ્હાલમાં જયાં ત્યાં;
પ્રતિજ્ઞાની નથી પરવા, કરી શકશો ઉદય કયાંથી? ૧૨
થયા વણ સ્વાશ્રયી જગમાં, નથી સ્વાત્મોન્નતિ થાતી;
બુદ્ધયબ્ધિ વીરના બોધે, કરી શકશો ઉદય સાચો. ૧૩

---

## કરી શકશો ઉદય ત્યારે.

પ્રભુ મહાવીરના ધર્મે, ખરી શ્રદ્ધા ધરી પ્રેમે;
થશો જાગ્રત સદાચારે, કરી શકશો ઉદય ત્યારે. ૧
મર્યાવણ માળવો કયાં છે, સમર્પ્યાથી જીવન સઘળું;
ત્યજીને દેહની મમતા, કરી શકશો ઉદય ત્યારે. ૨
ત્યજીને લોક સંજ્ઞાને, ત્યજીને મૃત્યુની ભીતિ;
પ્રવૃત્તિમાં પડો જ્યારે, કરી શકશો ઉદય ત્યારે. ૩
જિનેશ્વર ધર્મ સેવામાં, ગણો ના દેહ પ્રાણોને;
મરણીયાઓ થશો જ્યારે, કરી શકશો ઉદય ત્યારે. ૪
મર્યાવણ દેહ ભાવોથી, નથી મુક્તિ નથી શાન્તિ;
યદા અધ્યાસ સહુ નાસે, કરી શકશો ઉદય ત્યારે. ૫
ત્યજાવણ સર્વ અધ્યાસો, નહીં સ્વાતંત્ર્ય મળવાનું;
થશો ત્યાગી યદા પૂરા, કરી શકશો ઉદય ત્યારે. ૬
જીવંતાં પણ મર્યા જેવા, થઇને દ્વિજ આભવમાં
મરી મથશો યદા કાર્યે, કરી શકશો ઉદય ત્યારે. ૭
ઘણું બોલે વળે ના કંઈ, બનો ઝટ કાર્યના યોગી;
થશો જ્યારે ખરા યોગી, કરી શકશો ઉદય ત્યારે. ૮
સદા શ્રી જૈન શાસનની, ધ્વજા ફરકાવવા માટે;
સમર્પણ સહુ થશે જ્યારે, કરી શકશો ઉદય ત્યારે. ૯

ભરાશે રોમ રોમોમાં, ખરો ઉત્સાહને શ્રદ્ધા,
થશો સૌ કાર્યના યોગી, કરી શકશો ઉદય ત્યારે. ૧૦
ચતુર્વિધ સંઘમાં સંપે, પરસ્પર સાહાય્ય (ખાજ) દેવામાં,
થશે ના મ્હારૂં ને ત્હારૂં, કરી શકશો ઉદય ત્યારે. ૧૧
સુવિધાદિ ઉપાયોમાં, મળ્યું તે સર્વ દેવાથી,
બુદ્ધયબ્ધિ ધર્મનો જલ્દી, કરી શકશો ઉદય ત્યારે ૧૨

## सामा पडनारा इर्षालु प्रतिपक्षीओने.

સ્હામા પડી હોહા કરો, ગપ્પા ઉડાવો મોગણાં,
પણ સત્યના મેદાનથી, ડગનાર ભાઈ કોણ છે !
મતભેદથી નિન્દા કરો, મનમાનતી ત્યાં ત્યાં ભલે,
પણ સાંકડી દૃષ્ટિ વિના, તે માનનારૂં કોણ છે ! ૧
ભોળા જનોને ભોળવી, શક્તિ તમારી વાપરો,
પણ શક્તિયો ચાલે નહીં, એ જાણનારૂં કોણ છે ! ૨
આલમ બધી ના આંધળી, કે દેખનારા સજ્જનો,
દેખાતું જે જે સત્ય તેને, લોપનારૂં કોણ છે ! ૩
અન્ધા જનોની ફોજથી, જે સત્ય તેને છેદવા,
સામા પડી યુદ્ધો કરો, પણ યુઝનારૂં કોણ છે ! ૪
જે જે ધરોછો શસ્ત્ર તે તે, શસ્ત્ર તમને વાગતા,
સમજ્યા વિના સામા પડો, બીનાર ત્યાં તો કોણ છે ૫

## परीक्षा शुं करी शकशो.

નથી શિખ્યા નથી જોયું, નથી જાણ્યું ખરી રીતે,
ગ્રહો ના કંઇ અનુભવને, પરીક્ષા શું કરી શકશો ૧
પરીક્ષા જ્યાં નથી આપી, તમોએ કંઈ ભણીને તો,
પરીક્ષક વણ અહો બોલે, પરીક્ષા શું કરી શકશો. ૨

ઝવેરી પારખે હીરો, જણાતો અન્યને ન્હાણો;
અધિકારી વિના બાપુ, પરીક્ષા શું કરી શકશો.
તમારી કંઈ ગતિ ના જ્યાં, પ્રવેશે ના મતિ કિંચિ ૧૦
બનીને ત્યાં તમે ડાહ્યા, પરીક્ષા શું કરી શકશો.
કથે જે અન્ય લોકોને, ગ્રહો સાચું તમે તેને; ૧૧
ધરી વિશ્વાસ અન્યોમાં, પરીક્ષા શું કરી શકશો.
કરે ગાગર પરીક્ષાને, અહો અબ્ધિતણી માપે; ૧૨
બની તેવા પરીક્ષામાં, પરીક્ષા શું કરી શકશો.
વિચાર્યાં વણ વદે શબ્દો, તમારૂં તોલ જ્યાં થાતું; ૧૩
અહો એ બુદ્ધિ તુલાથી, પરીક્ષા શું કરી શકાશો.
વસ્યા વણ માનવી પાસે, નથી માનવ પરીક્ષાતું;
વસ્યા વણ ને કસ્યાવણ તો, પરીક્ષા શું કરી શકશો.
સ્વકીય બુદ્ધયનુસારે, કરે સર્વે પરીક્ષાઓ;
સ્વયં ભૂલી રખડનારા, પરીક્ષા શું કરી શકશો.
ઘણા ઉંડા વિચારો જ્યાં, હૃદયના આશયો ઉંડા;
કર્યા વણ નિશ્ચયો પૂરા, પરીક્ષા શું કરી શકશો. ૧
ખરી વીતરાગની દૃષ્ટે, પરીક્ષા સર્વની થાતી;
બુદ્ધયબ્ધિ સત્ય સમજીને, રહો સમભાવમાં ધ્યાને. ૧

## ખરો છે મેળ શિર સાટે.

રહી જ્યાં ચિત્ત જુદાઇ, રહી જ્યાં સ્વાર્થ કપટાઇ;
અહો એ મેળ છે કાચો, ખરો છે મેળ શિર સાટે.
ખરા જ્યાં મેળના રંગો, નથી ત્યાં લોકની પરવા;
નથી ત્યાં મૃત્યુની પરવા, ખરો છે મેળ શિર સાટે.
જરા નાં પ્રાણની પરવા, જરા ના વિત્તની પરવા;
નથી દુઃખોતણી પરવા, ખરો છે મેળ શિર સાટે.
જરા ના દેહની પરવા, જરા ના કીર્ત્તિની પરવા;
જરા ચોરાય ના મનડું, ખરો છે મેળ શિર સાટે.

રહે જુદાઈ મનમાહી, રહે જુદાઈ વાણીમા,
રહે એ મેળ દુર્જનમા, ખરો છે મેળ શિર સાટે. ૫
જણાવાનુ ઉપરથી કઈ, ફસાવાનુ રહ્યુ મનમા,
હળાહળ મેળ એ ભૂંડો, ખરો છે મેળ શિર સાટે. ૬
રહે સૌજન્યની વૃત્તિ, રજસ્તમની ટળે વૃત્તિ,
સદા સાત્વિક વૃત્તિનો, ખરો છે મેળ શિર સાટે ૭
નથી અજ્ઞાનીના ભાગ્યે, નથી એ પાપીના ભાગ્યે,
અહો એ જ્ઞાનીના ભાગ્યે, ખરો છે મેળ શિર સાટે ૮
રહ્યો એ મેળ અન્તરૂમા, જણાતો શુદ્ધ ઉપયોગે,
બુદ્ધચબ્ધિ ધર્મિસત્સગે, ખરો છે મેળ શિર સાટે ૯

---

## करी ले कार्य करवानुं.

ઘણા છે શ્રેયમા વિઘ્નો, અધાર્યુ કઇ બની જાતુ,
પ્રમાદોને હઠાવીને, કરી લે કાર્ય કરવાનુ ૧
નથી વાર જ વખત જાતા, નહીં આવે વખત પાછો,
થઈ જાગ્રત્ ભલા ભાવે, કરી લે કાર્ય કરવાનુ ૨
ઘસીને હાથ ચાલ્યા કેઇ, ઘસીને હાથ ચાલે છે,
તપાસી ચિત્તમા પુરૂ, કરીલે કાર્ય કરવાનું ૩
નથી કિમ્મત વખતની કઈ, કરોડા રત્નોને ખર્ચે,
ગયો પાછો નહીં આવે, કરીલે કાર્ય કરવાનુ ૪
નથી કિમ્મત મનુભવની, ગુમાવે વ્યર્થ કયા ભોળા,
મળ્યુ સહુ શ્રેય સિદ્ધયર્થે, કરીલે કાર્ય કરવાનુ ૫
જરા વિશ્વાસ ના ધરવો, ખરેખર મોહનો મનમા,
ત્યજીને મોહની વૃત્તિ, કરીલે કાર્ય કરવાનુ ૬
હલાહલ વિશ્વના જેવા, ગણીને સર્વ વિષયોને,
ધરીને સ્વૈર્ય વૈરાગ્યે, કરીલે કાર્ય કરવાનુ ૭
સજી નિ સગતા માગી, ભજીને શાન્તતા ભારી,
ધરીને સામ્ય સૌમાહી, કરીલે કાર્ય કરવાનુ ૮

અહંતા ભાવ ભૂલીને, ખરેખર સાધ્ય!!! મુક્તિને;
બુદ્ધ્યબ્ધિ સદ્દગુરૂગમથી, કરીલે કાર્ય કરવાનું. ૯

## મળે જ્યાં ચિત્ત ત્યાં મેળો.

મળેલો મેળ ના છાનો, અમેળો પણ નહીં છાનો;
અમારૂં માનવું એ છે, મળે જ્યાં ચિત્ત ત્યાં મેળો— ૧
હજારોની સભામાંહિ, સ્વયં મન ઓળખે મેળુ;
મળે છે આંખથી આંખો, મળે જ્યાં ચિત્ત ત્યાં મેળો—૨
વિકારી મેળ છે મેલા, સદા નહિ તે ટકી રહેતા;
ટકે ના ખેંચી આણેલો, મળે જ્યાં ચિત્ત ત્યાં મેળો—૩
વિચારોમાં પડે ભેદો, લડે જ્યાં આંખથી આંખો;
નહીં એ મેળ મન માન્યો, મળે જ્યાં ચિત્ત ત્યાં મેળો—૪
પરસ્પર ચિત્તના રૂચે, પરસ્પરમાં પડે વાંધો;
અહો એ મેળ મૂર્ખોનો, મળે જ્યાં ચિત્ત ત્યાં મેળો—૫
હઠે પાછું હૃદય ધડકી, સ્વયં ખૂલે નહીં મનડું;
અહો એ બાહ્યના મેળા, મળે જ્યાં ચિત્ત ત્યાં મેળો—૬
વિના બોલે પરસ્પર જ્યાં, હૃદય તન્મય બની રહેતાં
બુદ્ધ્યબ્ધિવિશ્વવ્યવહારે, મળે જ્યાં ચિત્ત ત્યાં મેળો-૭

## ગમે તો આવશો પાસે.

અમારે સ્વાર્થના કિંચિત્, નથી લેવું કરી યાદી,
વિચારી ખૂબ મનમાંહી, ગમે તો આવશો પાસે— ૧
પરાણે નહિ મનાવાનું, પરાણે નહિ કરાવાનું;
તપાસી બાજુઓ સઘળી, ગમે તો આવશો પાસે— ૨
નથી ફન્દે ફસાવાનું, નથી કંઇ સ્વેષ્ટ ગાવાનું;
અમારૂં ના જમાવાનું, ગમે તો આવશો પાસે— ૩
તમોને ઇષ્ટ લાગે કે, અમારૂં શ્રેય છે આંહી;
કરી નિર્ધાર મનમાંહી, ગમે તો આવશો પાસે— ૪

નથી સ્વાતન્ત્ર્ય ખોવાનુ, ખરૂ સ્વાતંત્ર્ય લેવાનુ,
ખરી પરતન્ત્રતા ધરવા, ગમે તો આવશો પાસે— ૫
તમારી ઉન્નતિ કરવા, અમારાથી બને તે સહુ,
કરીશુ સ્વાત્મભોગે હો, ગમે તો આવશો પાસે— ૬
અમારી સર્વ આજ્ઞાઓ, તમારે માનવી પડશે,
ગમે તેવી ગમે ત્યારે, ગમે તો આવશો પાસે . ૭
બની ગભીર સાગરવત્, તમારે નિત્ય રહેવાનુ,
પ્રભુ શ્રી વીરના પન્થે, ગમે તો આવશો પાસે— ૮
તજીને સર્વ બાહિરૂનુ, ખરા ત્યાગી થવુ પડશે,
સદા સેવક બની રહેવા, ગમે તો આવશો પાસે— ૯
અખડાનન્દ લેવાને, ઉપાયો યોગ્ય કરવાના,
ખરો છે માલ શિર સાટે, ગમે તો આવશો પાસે—૧૦
તમારામા અમારામા, જરા ના ભેદ ગણવાનો,
બુદ્ધયબ્ધિધર્મી થાવાને, ગમે તો આવશો પાસે—૧૧

## भमाव्यो क्यां भमे भोळा.

વસી પાસે ઘણુ બેસી, નથી દેખ્યુ નથી જાણ્યુ,
પ્રપચીના પ્રપચોથી, ભમાવ્યો કયા ભમે ભોળા ૧
પ્રપચી શબ્દ પાસાથી, કળાઓ કેળવી કોડી,
ખરાને જૂઠ દેખાડે, ભમાવ્યો કયા ભમે ભોળા ૨
ખરો વિશ્વાસ બેસાડે, રચીને ધૂર્તની બાજી,
બનીને અન્ધ એકાન્તે, ભમાવ્યો કયાં ભમે ભોળા ૩
કરી ધવલે કપટ યુક્તિ, ફસાવ્યો કુબ ટોળામા,
અહો શ્રીપાળને કેવો, ભમાવ્યો કયા ભમે ભોળા ૪
અહો ઇર્ષ્યાગ્નિથી જ્વલતા, મનુષ્યો જૂઠમા રાચે,
બનીને દષ્ટિ રાગીરે, ભમાવ્યો કયા ભમે ભોળા ૫
નથી કીધો અનુભવ કઈ, બને શુ બાવરો જલ્દી,
વિચાર્યા વણુ થતી હાનિ, ભમાવ્યો કયા ભમે ભોળા ૬

સદા દુનિયાજ દોરંગી, જગત્ ઢમઢોલ પોલું છે;
તપસ્યા વણ સકલ પૂરૂં, ભમાવ્યો ક્યાં ભમે ભોળા. ૭
ઉડે જ્યાં ધૂલ ત્યાં પાણી, પ્રતિપક્ષીતણી વાણી;
વિચારી ચિત્તમાં આણી, ભમાવ્યો ક્યાં ભમે ભોળા. ૮
કથા રાસભ મદનીયાની, સુણી મ્હોકાણનું ટાણું;
બની મધ્યસ્થ જો મનમાં, ભમાવ્યો ક્યાં ભમે ભોળા. ૯
અસૂયાથી થતું ના શું, કહો શું ના બને સ્વાર્થે;
કરાતું પાપ શું શું ના, ભમાવ્યો ક્યાં ભમે ભોળા. ૧૦
પ્રતિપક્ષી બનેલાઓ, સ્વપક્ષ સિદ્ધિને માટે;
કરે છે જૂઠને ઉભું, ભમાવ્યો ક્યાં ભમે ભોળા. ૧૧
કળા બાજી ચતુરાઈ, કરીને ધૂર્ત લોકો તો;
હતું ના તે જણાવે છે, ભમાવ્યો ક્યાં ભમે ભોળા. ૧૨
સુણેલુ પણ થતું જૂઠું, નિહાળ્યામાં થતી ભૂલો;
થતા કથનાર પણ જૂઠા, ભમાવ્યો ક્યાં ભમે ભોળા. ૧૩
ગયા ના રાગ દ્વેષો જ્યાં, રહ્યો ત્યાં વાસ જૂઠાનો;
વિચાર્યાવણ સહુ બાજુ, ભમાવ્યો ક્યાં ભમે ભોળા. ૧૪
બની હુશિયાર વિદ્યાર્થી, બની મધ્યસ્થ થૈ સમજુ;
બુદ્ધયબ્ધિ ધર્મ સદ્બોધે, વિચારી જો સ્વયં સાચું. ૧૫

---

## ઘણા થોડા ખરા શિષ્યો.

જીગરથી ખૂબ ચ્હાનારા, કદાપિ સંગ ના છોડે;
ગુરૂની માન્યતાવાળા, ઘણા થોડા ખરા શિષ્યો. ૧
ગુરૂના દુઃખમાં ભાગી, બનીને સદ્‌ગુરૂ સાથે;
ખરી વખતે રહે સાથે, ઘણા થોડા ખરા શિષ્યો. ૨
હૃદયને બાહ્યથી શશ્વત્, ગુરૂની ભક્તિના ભોગી;
ગુરૂને શીર્ષ દેનારા, ઘણા થોડા ખરા શિષ્યો. ૩
ગુરૂના ચિત્તમાં પેસી, ગુરૂનું કાર્ય કરનારા;
વિના બોલે ગમે તેવું, ઘણા થોડા ઘણા શિષ્યો. ૪

ઉઠાવે સદ્‌ગુરૂ આજ્ઞા, વિપત્તિયો સહી સઘળી,
ગુરૂનુ તે ગણે નિજનુ, ઘણા થોડા ખરા શિષ્યો. ૫
અમે રાગી ઘણા છૈયે, અમારા સમ નથી કોઇ,
કરે કથની ઘણા લોકો, ઘણા થોડા ખરા શિષ્યો ૬
ઘડીમા નવ ધરે રગો, ખરી વખતે ખસે દૂરે,
રહે છે પાસમા કોઇ, ઘણા થોડા ખરા શિષ્યો ૭
પ્રતિજ્ઞા પૂર્ણ પાળીને, સદા શોભી રહે જગમા,
રહે રહેણીવિષે એવા, ઘણા થોડા ખરા શિષ્યો ૮
હૃદયથી પ્રાણ દેનારા, ખરી શોભા જ શિષ્યોની,
બુદ્ધયબ્ધિસદ્‌ગુરૂ મનમા, ખરા શિષ્યો સદા રહેતા ૯

---

## " ए साधुओ भेगा मळीने उन्नति क्यांथी करे. "

જ્યમ કૂતગ ભેગા મળી ઈર્ષ્યા ધરી બચકા ભરે,
બાઝે પરસ્પર દાતીયા કરીને સહનતા ના ધરે,
ત્યમ સાધુઓ ઈર્ષ્યા થકી નિન્દા પરસ્પર આચરે,
એ સાધુઓ ભેગા મળીને ઉન્નતિ કયાથી કરે— ૧
મારા વિના સારો નથી કો સાધુ દુનિયામાં ખરે,
દૂષણ નિકાળી અન્યમા નિજનુ ખરૂ માને અરે,
જ્યા માહોમાહે આળના શબ્દો હૃદયથી નીકળે,
એ સાધુઓ ભેગા મળીને ઉન્નતિ કયાથી કરે— ૨
ભૂલી જઈ નિજ સાધ્યને ટટા કરી બાઝી મરે,
આચાર કિચિત્ ભેદથી નિજ ભિન્નતાને આચરે,
પરતેજ કીર્ત્તિ ના સહે પ્રતિપક્ષી થઇને ઉછળે,
એ સાધુઓ ભેગા મળીને ઉન્નતિ કયાથી કરે— ૩
નિજ ભક્ત કરવા લોકને અપકર્ષ પરનો ઉચ્ચરે,
સહુ સત્ય પોતાનુ ઠરાવી ફૂલતા હર્ષે ઉરે,
મુખ આગળે મીઠુ લવે દુર્જનપણુ પાછળ ધરે,
એ સાધુઓ ભેગા મળીને ઉન્નતિ કયાંથી કરે— ૪

ન્હાતા નહીં અન્તર્ થકી સારૂં કદાપિ જ્યાં મળે,
આચાર વા વિચારના ભેદે હૃદયમાં બહુ બળે;
અવસર જમાનો ઓળખી પ્રવૃત્તિ નહિ કંઈ ચળવળે,
એ સાધુઓ ભેગા મળીને ઉન્નતિ ક્યાંથી કરે— ૫
અભિમાન બહુ જાણ્યાતણું આચાર પાલનનું ધરે,
પોતાતણું સહુ સત્ય પરનું જૂઠ સર્વે ઉચ્ચરે;
ઔદાર્ય દૃષ્ટિમાં નહીં સંકીર્ણ દૃષ્ટિ આદરે,
એ સાધુઓ ભેગા મળીને ઉન્નતિ ક્યાંથી કરે— ૬
ચેતી જમાનો ઓળખો એ વાત ક્યાંથી નિસ્સરે,
કો સત્ય કહેતો તેહના શત્રુ બની ઝઘડે લડે;
જ્યાં સંપ ના ત્યાં જંપ ના કુસંપ જ્યાં બહુ સંચરે,
એ સાધુઓ ભેગા મળીને ઉન્નતિ ક્યાંથી કરે— ૭
નાયક વિનાના સૈન્યની પેઠે ગમે ત્યાં આથડે,
સ્વાછંદને સ્વાતંત્ર્યમાની રોઝની પેઠે ફરે;
એવા બને જે સાધુઓ તેને ખરૂં શું પરવડે,
એ સાધુઓ ભેગા મળીને ઉન્નતિ ક્યાંથી કરે. ૮
વિદ્યા ઉપર પ્રીતિ નહીં સ્વાધ્યાય નામે થરથરે,
સિદ્ધાંતની ચર્ચા નહીં કુકર્મકાંડે પરવરે;
કુરૂઢીના દાસો બની જે સત્ય આચરતાં ડરે,
એ સાધુઓ ભેગા મળીને ઉન્નતિ ક્યાંથી કરે— ૯
ધરતા નહીં શુભ ધર્મને જે કામિનીને કરગરે,
લલચાઇને લક્ષ્મીવિષે જે વિત્ત લેવા સંચરે;
જે મોહમાયાના ગુલામો થઇ બહુશોકે રડે,
એ સાધુઓ ભેગા મળીને ઉન્નતિ ક્યાંથી કરે— ૧૦
બોલી ફરી ક્ષણમાં ફરે નિશ્ચય નહીં મનમાં વરે,
વિશ્વાસઘાતી ઝટ બની જે જાય શત્રુના ઘરે;
ગીતાર્થ નહીં ગીતાર્થની નિશ્રા વિના જે વિહરે,
એ સાધુઓ ભેગા મળીને ઉન્નતિ ક્યાંથી કરે— ૧૧

ગભીરતા મનમા નહીં કો વાત ઉરમા ના ઠરે,
સ્હેતા નહીં કીધુ પરસ્પરનુ અને મન તડફ્ડે,
ઢમઢોલમાહે પોલને ઉપર રહે આડબરે,
એ સાધુઓ ભેગા મળીને ઉન્નતિ કયાથી કરે— ૧૨
હિતશિખ દીધી ઉન્નતિની તે ન કાને સાભળે,
ઉલટા હિતસ્વી લોકને જે વિધતા વાણીશરે,
મનમા જરા દાઝ્જ નહીં નિજ ધર્મની તે શુ તરે,
એ સાધુઓ ભેગા મળીને ઉન્નતિ કયાથી કરે— ૧૩
સુસપથી જે ચાલતા જાણી જમાનો ગુણવડે,
જ્ઞાની બને વક્તા બને સમુદાયમા ભળતા ભળે,
આચાર્યની આજ્ઞા ધરી નિજ શક્તિ ધર્મે વાપરે,
બુદ્ધચબ્ધિ સાચા સાધુઓ સ્વપરોન્નતિ સ્હેજે કરે— ૧૪

---

## " साधुओ ते करे जैनधर्मोन्नति ज्ञानवैराग्य त्यागादिधारी "

ઝૂલણા

વીર્ય રક્ષા કરે કોટિયત્નો થકી દ્રવ્યક્ષેત્રે અને કાલ ભાવે,
ગુપ્તિ નવ ધારતા પૂર્ણશ્રદ્ધાવડે વીર્ય રક્ષાવિષે ભાવ લાવે,
કામના વેગને વારતા કાયથી વાણીને ખૂબ મનમા વિચારી,
સાધુઓ તે કરે જૈન ધર્મોન્નતિ જ્ઞાન વૈરાગ્ય ત્યાગાદિ ધારી. ૧
કામિની સગ ને વારતા દૂરથી કામિની અગને ના નિહાળે,
વાસના, કામની બાળતા ધ્યાનથી કામના દોષને ખૂબ ખાળે,
સ્વપ્નમા પણ અરે કામ પ્રકટે નહીં ભાવના ભાવતા શુદ્ધિકારી,
સાધુઓ તે કરે જૈન ધર્મોન્નતિ જ્ઞાન વૈરાગ્ય ત્યાગાદિ ધારી ૨
ટાળતા સગતિ પડકોની સદા કામશાસ્ત્રો ન વાચે વિકારી,
કામની વાત દૂરે સદા પરિહરે કામીનરની ન કરતા હિ યારી,

સત્ય આબાલ્યથી શાસ્ત્ર નિયમોવડે જે થયા નૈષ્ઠિકબ્રહ્મચારી,
સાધુઓ તે કરે જૈન ધર્મોન્નતિ જ્ઞાન વૈરાગ્ય ત્યાગાદિ ધારી. ૩
નામને રૂપનો મોહ જે નહિ ધરે મોહના સર્વ અધ્યાસ ટાળે,
જ્ઞાન અભ્યાસમાં ચિત્તને વાળીને જ્ઞાનપ્રાપ્તિવિષે આયુ ગાળે;
આગમ જ્ઞાનને ધારતા ગુરૂગમે સંશયો થાય તેને નિવારી,
સાધુઓ તે કરે જૈન ધર્મોન્નતિ જ્ઞાન વૈરાગ્ય ત્યાગાદિ ધારી. ૪
સંપીને રહે સદા કલેશને નહિ કરે ચિત્ત મોટું કરે અબ્ધિ જેવું,
દોષને ના કહે કોઇના ક્યારે પણ ત્યાગીને વૈર ઈર્ષ્યાનું દેવું;
ભેદ કિંચિત્ પડે માન્યતાઓવિષે મત ક્ષમા ધારતા ભેદ વારી,
સાધુઓ તે કરે જૈનધર્મોન્નતિ જ્ઞાન વૈરાગ્ય ત્યાગાદિ ધારી. ૫
ચાલતા દેશ દેશોવિષે સંગને ત્યાગીને બોધ દેતા મઝાનો,
લોકને પારખે દેશને પારખે પારખે જેહ આવ્યો જમાનો;
ધર્મ ફેલાવતા સર્વદેશોવિષે લોકને સત્ય બોધે સુધારી,
સાધુઓ તે કરે જૈન ધર્મોન્નતિ જ્ઞાન વૈરાગ્ય ત્યાગાદિ ધારી. ૬
સંઘ ભેગો કરી યોજનાઓ ઘડે ધર્મ ફેલાવવા વિશ્વમાંહી,
સંઘના ઐક્યને સાચવે સંપથી ભેદ ધરતા નહીં સંઘમાંહી;
ધર્મવ્યાખ્યાનથી વિશ્વ જાગ્રત્ કરે પાપના ઓઘ સર્વે નિવારી,
સાધુઓ તે કરે જૈનધર્મોન્નતિ જ્ઞાન વૈરાગ્ય ત્યાગાદિ ધારી. ૭
સર્વ જીવો ઉપર રહેમ રાખે સદા રક્ષતા ભાવથી સહુ ઉગારી,
પાપ હિંસા સમું કોઈ નહિ લેખવે ધર્મ અહિંસા ખરો મોક્ષબારી;
સત્યની ટેકથી નેક રાખે સદા ચોરીનો ત્યાગ ઉગ્રવિહારી,
સાધુઓ તે કરે જૈનધર્મોન્નતિ જ્ઞાન વૈરાગ્ય ત્યાગાદિ ધારી. ૮
રાખતા દામ નહિ પાપનું મૂળ જે દામથી સર્વવિશ્વે ઉપાધિ,
દામથી દૂર તે આધિથી દૂર છે દામ ત્યાગ્યાથકી મુક્તિ સાધી;
સર્વ મમતા ત્યજે દેવ પ્રેમે ભજે સાધતા સાધના ધર્મ સારી,
સાધુઓ તે કરે જૈનધર્મોન્નતિ જ્ઞાન વૈરાગ્ય ત્યાગાદિ ધારી. ૯
યોગના રંગમાં નિત્ય લાગી રહે વિશ્વ ભોગો ત્યજી નિત્ય ખેલે,
સામ્યભાવે રહે સર્વ સાચું કહે પાપની વૃત્તિયો દૂર ઠેલે;

આત્મચારિત્ર્યમાં સ્થૈર્ય શૈલેશવત્ બાહ્યથી ધર્મ વ્યાપારચારી,
સાધુઓ તે કરે જૈન ધર્મોન્નતિ જ્ઞાનવૈરાગ્ય ત્યાગાદિ ધારી. ૧૦
દ્રવ્યને ક્ષેત્ર કાલજ અને ભાવથી યોગ્ય કાર્યો કરે ધર્મ માટે,
ધર્મને ધારતા પાપને વારતા ધર્મ ભક્તિ કરે શીર્ષ સાટે,
શુદ્ધ પરમાર્થમા રાચતા માચતા વૃત્તિ અન્તર્ વિષે નિત્ય ઠારી,
બુદ્ધિસાગર મુનિ ધર્મ ઉદ્ધારતા જ્ઞાન વૈરાગ્ય ત્યાગાદિ ધારી ૧૧

---

## धर्म पूजारीओने आमंत्रण सेवा.

કવ્વાલિ

અમારા ધર્મ પૂજારી, અમારા આગણે આવો,
તમારા પાદ પૂજ્યાથી, અમારો જન્મ છે સફળો ૧
અમારો ધર્મ ધરનારા, તમોને પૂજીશુ ભાવે,
તમારી ઉન્નતિ માટે, અમારૂ તે તમારૂ છે ૨
અમારા પ્રાણના પ્યારા, તમારાથી અધિકુ શુ,
કથો જે જોઇએ તે સહુ, વિના માગે સમર્પુ હુ ૩
અમારી ભક્તિના પ્રેર્યા, તમારી સેવના કરવી,
અમારી યાચના એ છે, કરો પૂરી ભલા ભાવે ૪
અમારી દિવ્ય મૂર્તિયો, જીવતી જાગતી જગમા,
નિહાળીને ખુશી થાઉ, કરૂ આંખો સફળ બન્ને ૫
તમોને દેખતા અમને, નથી પાછળથકી ચિન્તા,
અમારી પાછળે અસ્તિ, તમારાથી ભલી વહેશે ૬
પ્રભુ સર્વજ્ઞમહાવીરે, અમારો ધર્મ ઉપદેશ્યો,
અમો ફેલાવવા તેને, અમારી શક્તિ વાપરીએ. ૭
તમારી શક્તિ વપરાવા, તમારી પૂજના નક્કી,
પ્રભુના સેવકો સર્વે, અમારા પૂજ્ય છે સાચા ૮
હયાતીમા તમોને એ, કહીશુ પૂજીશુ પ્રેમે,
બુદ્ધ્યબ્ધિ ધર્મ ધરનારા, અમારા છે અમારા છે ૯

---

## જેવું વાવો તેવું લણો

જેવું વાવો ક્ષેત્રોમા તેવું ફલ જગ લહોરે,
વિચારો પુણ્ય પાપના કરતાં ફલ તેવું ગ્રહોરે;
પુણ્ય પાપ વિચારો બીજો, શુભાશુભમાં રીઝો બીજો,
ઉગે મનક્ષેત્રોમાં ફલ તેવાં સમજી રહોરે— જેવું. ૧
વાવે બાજરી જાર ન મળશે, બાજરીઉ અન્તેતો ફળશે,
વાવે અફીણ બીજો કેરી લુંબ કયાંથી ગ્રહોરે— જેવું. ૨
કલેશાદિ કુવિચારો નિવારી, શુભ બીજો વાવો નિર્ધારી,
શિક્ષા શુદ્ધ સમયની બુદ્ધિસાગર શુભ ચહોરે— જેવું. ૩

**ભાવાર્થ**—મન, એ શુભાશુભ વિચાર બીજ વાવવાનું આન્તરિક ક્ષેત્ર છે, બાહ્ય ભૂમિ ક્ષેત્રોમાં ઘઉં બાજરી જુવાર અને અડદ વગેરે જેવાં પ્રકારનાં બીજો વાવવામાં આવે છે તેવા પ્રકારનાં તેઓ ઉગીને ફળ આપે છે. લીંબોડીરૂપ બીજ વાવતાં લીંબોડીરૂપજ ફળ આવે છે અને આમ્રગોટી વાવતાં આંબો થાય છે અને તેનું આમ્રફળ આવે છે. જેવું તમે ક્ષેત્રમાં ફળ વાવો છો તેવું ફળ તમે પ્રાપ્ત કરો છો. મનરૂપ ક્ષેત્રમાં જો તમે પુણ્યના વિચારોરૂપ બીજ વાવશો તો તેનું સુખરૂપ ફળ આવશે અને જો તમે મનરૂપ ક્ષેત્રમાં પાપ વિચારોરૂપ બીજો વાવશો, તો તેનું દુઃખરૂપ ફળ પ્રગટશે. પુણ્ય વિચારો શુભ ફળ અર્પે છે. અતએવ પ્રથમ દશામાં તેવા વિચારોપર રાગ ધારણ કરો અને પાપ વિચારો મનરૂપ ક્ષેત્રમાં ફાલીને ફુલીને અશુભ દુઃખરૂપ ફળ સમર્પે છે. માટે તેનો ત્યાગ કરો. પાપના વિચારોપર અરૂચિ ધારણ કરો અને તેનું અંશ માત્ર પણ બીજ મનરૂપ ક્ષેત્રમાં ન વાવો. કારણકે અશુભ બીજનું અશુભ ફળ છે. મનરૂપ ક્ષેત્રમાં શુભાશુભ વિચાર બીજોનાં ફળો પણ શુભાશુભ થાય છે એમ નિશ્ચયતઃ અવબોધી સમજીને અશુભ બીજોને મનરૂપ ક્ષેત્રમાં ન વાવો. જો તમો બાજરી વાવશો તો તેમાંથી જારરૂપ ફળ થશે નહિ. અન્તે બાજરી વાવ્યાથી બાજરીઉ આવવાનું તેમજ અફીણ બીજો વાવવાથી આમ્રફળ પ્રગટી શકે નહિ. અફીણનાં બીજ વાવવાથી ગુલરાં થવાનાં એમનક્કી અવબોધવું. અતએવ ઉપર્યુક્ત ન્યાયને હૃદયમાં ધારણ કરીને હિંસા, જૂઠ, સ્તેય, મૈથુન, પરિગ્રહ. મમતા, ક્રોધ, માન, માયા, લોભ, નિન્દા, ઇર્ષ્યા, ચાડી, આર્તધ્યાન, રૌદ્રધ્યાન, કૃષ્ણલેશ્યા, નીલલેશ્યા, કાપોતલેશ્યા, રજોગુણ, તમોગુણના વિચારો, કલેશ, અને વૈર વગેરે અશુભ વિચારોરૂપ બીજોને મનરૂપ ક્ષેત્રમાં

વાવશો નહિ. પૂર્વે વાવ્યાં હોય તો તેનો પશ્ચાત્તાપ કરીને ઉપયોગ અને તપવડે પરિહાર કરો ભવિષ્યમા ન વાવવાની પ્રતિજ્ઞા કરો મનરૂપ ક્ષેત્રમા દયા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, નિષ્પરિગ્રહતા, ચાર ભાવના, અને બાર ભાવના વગેરે શુભ વિચારોના બીજો વાવો આત્મામા આત્માના શુદ્ધ ધર્મના શુદ્ધોપયોગે બીજ વાવો એમ બુદ્ધિસાગર ઇચ્છે છે અને તે પ્રમાણે થાઓ

---

## खमुंछुं ने खमावुंछुं.

કવ્વાલિ

જગતના સર્વ જીવોને, અમારા આત્મવત્ માની,
પરસ્પર જે થયા દોષો, ખમુછુ ને ખમાવુ છુ ૧
અનાદિકાલથી જગમા, રહી સર્વે જીવો સાથે,
કરી સતાપના આદિ, ખમુછુ ને ખમાવુ છુ ૨
જીવોની સાથ આચારે, જીવોની સાથ વિચારે,
ધર્યા જે વૈરને કલેશો, ખમુછુ ને ખમાવુ છુ ૩
જીવોના સર્વ ભેદોને, ત્રિયોગે રાગને દ્વેષે,
હણ્યા હણાવીયા ધ્વસ્યા, ખમુછુ ને ખમાવુ છુ ૪
અતીતકાલે કર્યા ગુહના, તણી માફી દઈ પ્રેમે,
કરી ઉદારતા મનની, ખમુછુ ને ખમાવુ છુ ૫
વિચારે યાદ જે આવે, વિચારે યાદ ના આવે,
જરા ના ચિત્તમા રાખી, ખમુછુ ને ખમાવુ છુ ૬
વિરોધીએ કર્યા ગુહના, અમારી યાદમા આવે,
વિરોધી ભાવ મૂકીને, ખમુછુ ને ખમાવુ છુ ૭
ભલુ કરતા બુરૂ માની, પ્રતિપક્ષી બન્યા જેઓ,
ચહી માફીજ તેઓની, ખમુછુ ને ખમાવુ છુ ૮
રહીને વિશ્વમા કીધા, કરાવ્યા પાપ અનુમોદ્યાં,
બુદ્ધયબ્ધિ સર્વની સાથે, ખમુછુ ને ખમાવુ છુ ૯

---

## एक सत्य प्रेमी मित्रे स्वमित्रने आपेल उपालंभ.

તુજને સ્મરૂં બહુ પ્રેમથી બોલાવતો બહુ પ્રેમથી,
પણ પ્રેમને પરખ્યા વિના હે ભવ્ય તું ભટકાય છે;
ખીલી લતાઓ વનવિષે પુષ્પો સુગંધે મહમહે,
ભ્રમરા વિના શુભવાસની કિમ્મત કહો કયાં થાય છે. ૧
જે મન્દ મતિયા મૂઢ જન તે પ્રેમને કયાં પારખે,
હીરો ઝવેરી પારખે મૂઢા ન કિમ્મત પાય છે;
દિલ દર્દને ના જાણતા તે મિત્ર પણ નહિ ઢોર છે,
જ્યાં પ્રેમની પિછાન ના ત્યાં વાત શોર બકોર છે. ૨
એ ઉંદરી વિવાહસમો જ્યાં મેળ ત્યાં શું બોલવું,
જેવી તમારી યોગ્યતા તેવું હૃદય તો ન્હાય છે;
માનસ સરોવર ત્યાગીને ખાબોચીઆમાં ન્હાય છે,
જાણે અહો એ કાગડો ઝટ વૃત્તિ તો પરખાય છે. ૩
ચિન્તામણિને કાંકરા જેવું ગણીને બાળકો,
રાચી રહે છે કાચમાં અજ્ઞાનથી એ જાણવું;
જ્યાં ચિત્ત ખેંચે ચિત્તને ના મેળ ત્યાં છાનો રહે,
નિશ્ચયથકી એ જાણજે સમજી હૃદયમાં આણવું. ૪
ખોટું ખરૂં સ્વાચ્છન્ધમતિના યોગથી જાણે નહીં,
આચારમાં મૂકે નહીં એ કૃત્યને બહુમાનથી;
અધુના નહીં સમજાય તે પશ્ચાત્ જ્ઞાને જાણજે,
બુદ્ધયબ્ધિ સાચા મિત્રની પ્રીતિ ખરી શુભતાનથી. ૫

---

## शक्ति वधारो भाइ.

શક્તિ વધારો ભાઈરે, શક્તિ વણ ન જીવાતું;
જ્યાં શક્તિ ત્યાં રાજ્યરે, નબળું જન રીબાતું.—શક્તિ
તન મન શક્તિ વૃદ્ધિથી, માર કદા ન ખવાય,
વક્તૃત્વ શક્તિથકી સારૂં સમજાવાય;

શક્તિ વિનાનું પ્રાણીરે, જુઓ જગમા વેચાતુ—શક્તિ. ૧
જ્ઞાનાદિક શક્તિ વિના, માનવ ઢોર સમાન,
પરતાબામા રહી કરી, સહેજે ગુમાવે માન,
શક્તિ વિના પારતન્ત્રરે, થાતુ નીચથી નાતુ—શક્તિ. ૨
જનની જન્મની ભૂમિને, લજવે શક્તિ હીણુ,
લજવી જનની કુખને, થાવે જગમા દીન,
આત્મશક્તિ વણુ જીવરે, બાધે કર્મનુ ખાતુ—શક્તિ ૩
શક્તિમન્ત સુખીયો થતો, અશક્ત જન સીદાય,
શક્તિનો સચય કરે, સૌનો ઉપરી થાય,
શક્તિથી જીતાયરે, ધાર્યું કાર્ય કરાતુ—શક્તિ ૪
શક્તિહીણુ પરતન્ત્ર છે, ખીલવો શક્તિ સુજાણુ,
ધર્મોદય દેશોન્નતિ, કરશો સાચી વાણુ,
છે શક્તિ મહાદેવીરે, પ્રગટે સર્વ સુહાતુ.—શક્તિ ૫
શ્વાસોચ્છ્વાસથી જીવવુ, તે જીવ્યુ ન પ્રમાણુ,
શક્તિવડે જે જીવવુ, તે જીવ્યુ જગમાન,
જગમા જ્યા ત્યા દેખરે, શક્તિએ નામ થાતુ—શક્તિ ૬
ઉત્સાહી ચેતન કરી, અન્તર્ બની નિર્ગર્વ,
સતતોત્સાહાભ્યાસથી ખીલવ શક્તિ સર્વ,
બુદ્ધિસાગરધર્મેરે, શક્તિથી વિચરાતુ—શક્તિ ૭

---

## सन्त साधुओनी हाय न लेवी.

ધીગના પદનો રાગ

હાય ન કોઇની સારીરે, સમજો મનમા નરનારી,
હાય ન કોઇની લેશોરે, મનમાહિ અવધારી,
સન્તોની હાયોમા ભડકા, દાવાનલના જાણુ,
અણુધારી આપતનુ કારણ, સન્તની હાય પ્રમાણુ,
જગમા જોઇ જોશોરે, દૃષ્ટાન્તો અનેક ભારી—હાય ૧

ગરીબજનોની હાયો લાગી, કદિ ન ખાલી જાય;
મૃતક ઢોરના ચામથકી ભાઇ, લોઢું ભસ્મસાત્ થાય;
નખોદ કાઢે નક્કીરે, જીવંતી એ મહામારી—હાય. ૨
સતીયોની હાયો મહા બૂરી, કરતી સર્વ ખુવારી;
રાજાઓનાં રાજ્ય વિનાશ્યાં, પ્રત્યક્ષ ફળનારી;
અન્ધા ન થાશો મદથીરે, નાસ્તિકમત કરી યારી—હાય. ૩
સતાવવાથી સાધુઓને, કદિ ન નીકળે સાર.
બાળક વિધવા અન્ધા લૂલા, દુઃખી પશુ અવતાર;
પંખીઓને પીડારે, કર નહીં સંસારી—હાય. ૪
યોગીઓને સંતાપ્યાથી, સુખમાં ઉઠે આગ;
પરીક્ષિત રાજાને કરડયો, શાપ પાપે મહા નાગ;
બુદ્ધિસાગર શિક્ષારે, સાચી ધર્મિજન પ્યારી—હાય. ૫

---

## माया खेल.

અદ્‌ભુત આ શો ખેલરે, મોહ્યા નર અને નારી,
માયાનું શું જોરરે, ભરમાયું જગ ભારી....અદ્‌ભુત.
માયા છે મહાકારમી, વિશ્વ નચાવે સર્વ,
મોહતણા પાસે જગ બાંધે, ટાળે સૌનો ગર્વ;
માયા કરાવે કર્મરે, જોર ન ચલે જરારી....અદ્‌ભુત.—૧
જગત્ થતું સૌ આંધળું, માને જૂઠને સાચ,
સમજણ સાચી ના પડે, કઈ મણિને કાચ;
પૂજે કોણને કોણરે, સુઝે નહીં તલભારી....અદ્‌ભુત.—૨
ભિન્ન મતો ભિન્ન દૃષ્ટિયો, ભિન્નાચાર વિચાર,
ધર્માર્થે ખૂનો થતાં, માયા થતાં પ્રચાર;
પડદા નવ નવરંગીરે, માયાના દુઃખકારી....અદ્‌ભુત.—૩
માયાને નિન્દે જનો જે, પૂજે માયા ધંધ,
માયા સૌમાં પેસીને, સૌને કરતી અંધ;
માયા નટવી નાચીરે, ધૂતે જગને ધૂતારી....અદ્‌ભુત.—૪

માયા કામણુ ગારડી માયા જગની નારી,
વિશ્વ પ્રવૃત્તિ યત્રને, ચલવે છે મહા ભારી,
બુદ્ધિસાગર જાગીરે, જુવો ચિત્ત વિચારી .. અદ્દભુત —૫

## पलकमां जूनुं नवुं के थाय.

પલકમા જૂનુ નવુ કે થાય, અકળ કળા ન ગણાય પલકમા—
ધાર્યું ધૂલધાણી થતુ રે, ચાલે નહીં તલભાર.
ભૂકપોએ શુ કર્યું રે, દેખો જગ નરનાર પલકમા ૧
રકને રાજા ઝટ કરે રે, કરે નૃપતિને રક,
સ્થલ ત્યા જળ ક્ષણમા કરે રે, અલખ કુદ્રત ઢગ. પલકમા ૨
કર્મ કરે કોઇ ના કરે રે, પાર ન કર્મ પમાય,
કર્મ પડદામા શુ રહ્યુ રે, જ્ઞાન વિના ન જણાય. પલકમા ૩
જે ન વિચાર્યું ન દેખીયુ રે, આવી પડે ક્ષણમાહિ,
કુદ્રત આગળ કોઇનુ રે, ચાલે નહીં કર્યું કઈ પલકમા ૪
પરિવર્તન બહુ જાતિના રે, થયાં વિશ્વ મઝાર
થાય અને થાશે ઘણા રે, ગણતા ન આવે પાર પલકમા ૫
રાજ્ય ઋદ્ધિ રમણી ધરા રે, પામે નવ પર્યાય,
રહ્યુ ન રહેશે નહિ રહે રે, એક રૂપ કોઈ ભાય પલકમા ૬
ચિન્તા શોક ભયને ત્યજી રે, વર્તી લે સમભાવ.
બુદ્ધિસાગર ધર્મની રે, શ્રદ્ધા ધર સદ્ભાવ પલકમા ૭

## डराव्याथी डरे छे शुं ?

બનીને શૂર અન્તરમા, કર્યા કર કાર્ય પોતાનુ,
નકામુ દુર્જનોના રે, ડરાવ્યાથી ડરે છે શુ ? ૧
ડરે તે શુ કરે જગમા, નથી કિમ્મત ડરે ત્હેની,
સદા નિર્ભય સ્વય જાણી, ડરાવ્યાથી ડરે છે શુ ? ૨

યદા જો કાર્યને કરવું, તદા તો લેશ ના ડરવું;
કરંતાં કાર્ય ના ફરવું, ડરાવ્યાથી ડરે છે શું ? ૩
અલક્ષ્ય બ્રહ્મ છે પોતે, મરે તે તું નથી પોતે;
કરી જા આત્મની જ્યોતે, ડરાવ્યાથી ડરે છે શું ? ૪
નથી તું દૃશ્યમાં નક્કી, અરૂપી નામવણ પોતે;
નથી ત્યાં તું ત્હને માની, ડરાવ્યાથી ડરે છે શું ? ૫
બુરૂં કરવા નથી કોનું, ગજુ એ માનજે નક્કી;
કર્યાં કર્મો ઉદય આવે, ડરાવ્યાથી ડરે છે શું ? ૬
કર્યાં કર્માનુસારે સહુ, મળે છે દુઃખને શાતા;
નથી ત્યાં અન્યનો દાવો, ડરાવ્યાથી ડરે છે શું ? ૭
નકામી કલ્પના ઉભી, કરીને તું સ્વયં બ્હીતો;
કરોડો કલ્પનાઓના, ડરાવ્યાથી ડરે છે શું ? ૮
તણાઇ અન્યની સ્હેમાં, બને પરતંત્ર શું પોતે;
થવાનો વાળ ના વાંકો, ડરાવ્યાથી ડરે છે શું ? ૯
ખરેખર પાપથી ડરવું, કદી ના ધર્મમાં ડરવું;
અહો એ વાસનાઓના, ડરાવ્યાથી ડરે છે શું ? ૧૦
ત્યજંતાં મૃત્યુની ભીતિ, બને છે કાર્યની સિદ્ધિ;
થઇ જાહેર ખરા વખતે, ડરાવ્યાથી ડરે છે શું ? ૧૧
બનીને મર્દ હિમ્મતથી, કરી લે સ્વાધિકારે સૌ;
જગત્‌ના બહુ અભિપ્રાયે, ડરાવ્યાથી ડરે છે શું ? ૧૨
અહંત્વ કીર્ત્તિ આદિનું, ત્યજીને કર્મયોગી થા !
બુદ્ધયબ્ધિ સન્ત શિક્ષાથી, કરે જા કાર્ય પરમાર્થી. ૧૩

---

## વળે શું શોક કરવાથી.

થયું ને થાય છે થાશે, થવાનું અન્યથા નહીં છે;
નકામી કલ્પનાઓએ, વળે શું શોક કરવાથી. ૧
થતું કુદ્રત થકી જે જે, નથી ત્યાં અન્યનો દાવો;
વિચારી જો સ્વયં મનમાં, વળે શું ? શોક કરવાથી. ૨

કરે રૂદન નહીં વળતુ, વળે શુ અન્યને કહેતા,
થવાનુ જે થતુ નક્કી, વળે શુ શોક કરવાથી ૩
મળે જો ઈન્દ્રની કોડી, ગયુ તે પાછુ ના વાળે,
નથી ત્યા કોઈનો દાવો, વળે શુ શોક કરવાથી ૪
નહીં ધાર્યું બને સર્વે, થતાના સર્વ પોતાના,
જુદા છે સર્વના પન્થો, વળે શુ શોક કરવાથી ૫
નથી જે જે અરે ત્હારૂ, કદી ના થાય તે ત્હારૂ,
ગણી મ્હારૂ થતા ન્યારૂ, વળે શુ શોક કરવાથી ૬
સ્વભાવે વસ્તુઓ સર્વે, વહી વહશે વહે છે તે,
ચલે ના કઈ અરે તેમા, વળે શુ શોક કરવાથી ૭
થવાનુ થાય સર્વત્ર, જણાતુ તે અનુભવમા,
નહીં આશ્ચર્ય છે ત્હેમા, વળે શુ શોક કરવાથી ૮
નકામો દીન બનવાથી, નકામા દુ ખને વ્હોરે,
રહે સમભાવમા જ્ઞાને, વળે શુ શોક કરવાથી ૯
વહે છે દુનિયા દુ ખે, કરીને કલ્પના ખોટી,
ત્યજીને મોહ જો મનમા, વળે શુ શોક કરવાથી ૧૦
સદા આનન્દમા રહેવુ, ગમે તેવા પ્રસ ગોમા,
બુદ્ધયબ્ધિ સદ્દગુરૂ શિક્ષા, અનન્તુ સુખ કરનારી. ૧૧

---

## નથી સંયમ વિના સિદ્ધિ.

હજારો ભાષણો આપી, કરોડો રીઝવો લોકો,
વળ્યુ શુ ? તે થકી વિશ્વે, નથી સ યમ વિના સિદ્ધિ ૧
લખી લેખો સરસયુક્ત્યા, જગતમા પામશો ખ્યાતિ,
તથાપિ માનજો નક્કી, નથી સ યમ વિના સિદ્ધિ ૨
પ્રશ સે વિશ્વના લોકો, સલામો બહુ કરે સ્નેહે,
વિચારી લે હૃદય માહિ, નથી સ યમ વિના સિદ્ધિ ૩
કર્યા વશ ઇન્દ્રિયો તાબે, કર્યા વશ ચિત્તને તાબે,
કથાઓ સાધુઓ ત્હો શુ, નથી સ યમ વિના સિદ્ધિ ૪

પડે પાયે જનો કોટિ, પ્રસિદ્ધિ વિશ્વમાં થાવે;
ખરી આત્મોન્નતિ હેતુ, નથી સંયમ વિના સિદ્ધિ. ૫
નથી તન્મયપણું યાવત્, કરાતા કાર્યમાં તાવત્;
થતું ના કાર્ય કંઈ ધાર્યું, નથી સંયમ વિના સિદ્ધિ. ૬
રહે ઇચ્છાતણા તાબે, રહે ઇન્દ્રિયના તાબે;
રહે છે દાસ માયાનો, નથી સંયમ વિના સિદ્ધિ. ૭
થયા જે કર્મવીરો કૈ, થયા જે જ્ઞાનવીરો કૈ;
થયા એ સંયમે નક્કી, નથી સંયમ વિના સિદ્ધિ. ૮
ઘણા સંયમતણા ભેદો, અપેક્ષાએજ કાર્યોની;
બુદ્ધ્યબ્ધિસંયમે શાશ્વત્, થતી ચેતનતણી સિદ્ધિ. ૯

---

## इष्टनी स्तुति.

વિમલાચલના વાસી મારા વ્હાલા સેવકને વિસારો નહીં—એ રાગ.

પ્રાણપ્યારા પધારો ઇષ્ટદેવ સહાય કરો પ્રેમ ધરી પ્રેમ ધરી,
તુમ વણ મુજ ચેન પડે ન જરા કહું હેત કરી હેત કરી;
સંકટહારી જગ જયકારી કરૂણાવંત મહંત,
તુજ મહિમા જગમાંહિ ભારી વીર પ્રત્યક્ષ ભદંત—સહાય. પ્રાણ. ૧
તુજ સમર્યાં સંકટ સહુ જાવે, કલિકાલમાં વીર,
પૂજા અર્ચા પૂર્ણ ન જાણું માફ કરો મહાધીર—સહાય. પ્રાણ. ૨
આપત્તિ આવી સહુ ચૂરો !!! કરીને વ્યાધિ વિનાશ,
શત્રુઓને શિક્ષા આપી, પૂરો ઇચ્છિત આશ—સહાય. પ્રાણ. ૩
તુજ મંત્રે ભય સઘળા નાશે નાસે સઘળા રોગ,
હું તું ઐકય ભાવના મેળે, સાધ્ય સિદ્ધ સંયોગ—સહાય. પ્રાણ. ૪
વચન સિદ્ધિ તુજ મંત્રે નક્કી, અનુભવ એહ પ્રસિદ્ધ,
કાર્ય ઘણાં ધાર્યાં ત્હેં કીધાં, તુજ મન્ત્રે સહુ ઋદ્ધિ—સહાય. પ્રાણ. ૫
મ્હારૂં તે સહુ ત્હારૂં માની, રહેજે હજરાહજૂર,
મ્હારી ભક્તિ ત્હારી શક્તિ, ચઢતે ભાવ સનૂર—સહાય. પ્રાણ. ૬

મ્હારૂ ત્હારૂ સ્વરૂપ એકજ, ભેદ ભાવ નહિ લેશ,
મ્હારી વ્હારે ચઢજે વ્હેલો, ટાળજે સઘળા કલેશ—સહાય. પ્રાણ. ૭
જેવો તેવો ત્હારો માની, ગણ ના મુજ અપરાધ,
મોટાની મોટાઇ એમાં, ગભીર ગુણ અગાધ—સહાય. પ્રાણ. ૮
આધિ વ્યાધિ હરી ઉપાધિ, આપો આનન્દ બેશ,
શુદ્ધ સમાધિમાહિ સ્થિરતા, આપો એહ હમેશ—સહાય. પ્રાણ ૯
સર્વ સમર્પણ તુજને કીધુ, મ્હારે તુજ આધાર,
શરણાગતની લાજ ધરીને, ભવદુ ખ પાર ઉતાર—સહાય. પ્રાણ ૧૦
અન્તર્યામી વ્હાલા સાહિબ, વિનતડી અવધાર,
બુદ્ધિસાગર સાથે ર્‌હેશો, વીર સદા જયકાર—સહાય. પ્રાણ ૧૧

---

## તમારી ના મ્હને પરવા.

કવ્વાલિ

તમે ધનને ગણો વ્હાલુ, બની કજુસના બાપા,
ધરો લક્ષ્મીતણો ફાંકો, તમારી ના મ્હને પરવા ૧
બન્યા લાખો પતિ તો શુ ? મળે ના લક્ષ્મીથી શાન્તિ,
નથી ધનથી મહત્તા કઇ, તમારી ના મ્હને પરવા ૨
જતો અન્તાઈ સ્હેમાહિ, અરે જે લક્ષ્મી પૂજારી,
ગણ્યુ ધન ધૂળના જેવુ, તમારી ના મ્હને પરવા ૩
મરી મવતા તમે ત્હેમા, ગણીને પ્રાણથી પ્યારી,
અમે એને ગણી ન્યારી, તમારી ના જરા પરવા ૪
તમારાથી થવાનુ શુ, રહ્યા રાચીજ લક્ષ્મીમા,
અમારૂ ચિત્ત છે ત્યાગે, તમારી ના જરા પરવા. ૫
નથી લેવુ ત્હમારૂ કઈ, તમારે બાહ્યમા ફરવુ,
અમારે આત્મમા રમવુ, તમારી ના જરા પરવા ૬
તમારૂ ચિત્ત છે સ્વાર્થી, અમારૂ ચિત્ત પરમાર્થી,
મળે મેળો અહો ક્યાંથી, તમારી ના જરા પરવા ૭

નથી પ્રામાણ્ય વાણીમાં, મળે જ્યાં માન ત્યાં ઘૂસો;
ધરો છો પ્રેમ વેશ્યાવત્, તમારી ના જરા પરવા. ૮
નથી કિમ્મત મનુષ્યોની, વદેલા બોલ ના પાળો;
નથી કંઈ ટેક વા શ્રદ્ધા, તમારી ના જરા પરવા. ૯
જગત્‌માં શેઠના નામે, ઘણા છે વેઠિયા દુઃખી;
હૃદય વિશ્વાસઘાતીયો, તમારી ના જરા પરવા. ૧૦
ગઈ ના લક્ષ્મી કો સાથે, વિચારી લે હૃદયમાંહિ;
બુદ્ધયબ્ધિ ધર્મ પૂજારી, સદા નિસ્પૃહ ખરો સાધુ. ૧૧

---

## रुचे जे ते मधुरुं छे.

ભલે હો દ્રાક્ષ કે કેરી, હલાહલ હો અફીણુ જ વા;
સ્વકીય ચિત્ત અનુસારે, રૂચે જે તે મધુરૂં છે. ૧
અફીણીને અમલ માટે, અફીણુજ ચિત્તમાં વ્હાલું;
ગણે તે દુગ્ધથી પ્યારૂં, રૂચે જે તે મધુરૂં છે. ૨
મરૂધર ઉંટને વ્હાલો, જલાશય મત્સ્યને વ્હાલું;
દ્વિજોને મોદકો વ્હાલા, રૂચે જે તે મધુરૂં છે. ૩
રમકડાં બાલને વ્હાલાં, મૃગોને ગાનપર પ્રીતિ;
સ્વભાવે મેળ મનમાંહિ, રૂચે જે તે મધુરૂં છે. ૪
ઠગોને ધૂર્તતા વ્હાલી, દયાળુને દયા વ્હાલી;
ફરેલા ચિત્તમાં ક્ષણમાં, રૂચે જે તે મધુરૂં છે. ૫
નથી કંઇ શર્કરા મીઠી, જરા ના ગોળ પણ મીઠો;
ગમે તેવું હૃદયમાંહી, રૂચે જે તે મધુરૂં છે. ૬
ટળી ઇચ્છા અરે જેથી, રહે પશ્ચાત્ નહિ પ્યારૂં;
થતું તે ચિત્તથી ન્યારૂં, રૂચે જે તે મધુરૂં છે. ૭
મનોવૃત્તિતણા ભેદે, રૂચે છે ભિન્ન સૌનેરે;
બુદ્ધયબ્ધિ ધર્મની રૂચિ, જીવોને ચિત્તના ભેદે. ૮

---

## हर्ष वा चिन्ता करवा जेवुं कंइ नथी.

થયુ એવુ થતુ આવુ, થયા કરતુ જગત્માં સૌ, ૧
નથી આશ્ચર્ય જ્ઞાનીને, કરે શુ ? હર્ષ વા ચિન્તા

### સાખી.

વખત વખતની છાયડી, વખત વખતના ખેલ,
સદા અવસ્થા એક ના, રાગ દ્વેષને મેલ
પડે જ્યા ઠડ ત્યા તડકો, પડે જ્યા તાપ ત્યા વર્ષા, ૨
અવસ્થા એક ના કોની, જગત્મા દેખીને દેખ્યુ—થયુ
પ્રાણ પાથરે જે જનો, તે પણ સામા થાય,
મુખે હાજી હા કરે, ઘાત કરે તે ભાય
રચેલા ખેલ માયાના, કળાતા ના કળી શકતા, ૩
નચાવે સર્વને માયા, મનોવૃત્તિતણા તત્રે—થયુ
ભરતી જ્યા ઓટજ તિહા, જ્યા જલ ત્યા સ્થલવાસ,
ફરે અવસ્થા સર્વની, રહેવુ શુ ? ઉદાસ
ફરે ઉદયાસ્તના ચક્રો, જીવોના શીર્ષ પર ગાજી, ૪
કરે અહકાર શુ મનમા, અહતા ના કદિ છાજી—થયુ
જેવા સધ્યા વાદળા, જેવા રગ પતગ,
જેવુ વિદ્યુત ચમકવુ, એવા સૌના ઢગ.
ધરે કા ગર્દને આખો, ગમે તે દુખ છે સૌને, ૫
બચે ના કર્મથી કોઇ, ભલે પાતાલમા પેસે—થયુ
જેને નિન્દે તુ અરે, તેથી તુ નિન્દાય,
નીચ ગણે તેનાથકી, નીચ ઘણો તુ થાય
જગત્મા સર્વભાવોને, અનન્તી વાર તે ફરશ્યા, ૬
હશે ભાવી ફરસવાના, નથી આરો અરે તેથી—થયુ
કર્મ દૃષ્ટિએ દેખતા, જીવો ભિન્ન જણાય
શુભાશુભમનદૃષ્ટિએ, દેખે ના સમતાય
વિલોકે આત્મદૃષ્ટિએ, સ્વભાવે સર્વના સૌને,
બુદ્ધચબ્ધિ ધર્મની પ્રાપ્તિ, સદા આનન્દમા રહેવુ—થયુ ૭

## एक जिज्ञासुने सद्बोध.

લખું શું વા લખાવું શું, કથું શું વા કથાવું શું;
અવસ્થા એક ના ત્હારી, ફરી જાતી પ્રસંગોથી.

સાખી.

જેવી સંગત તેહવી, અસર થતી મનમાંહિ;
સત્ય સ્વયં ના ઓળખે, ઠરે ન શ્રદ્ધામાંહિ.
થતું સિદ્ધર્ષિની પેઠે, થતો નિશ્ચય નહીં એકે;
અપેક્ષાએ વિચારે ના, ભમાવ્યો બહુ ભમે બાપુ. લખું. ૧
જગમાં ઝાઝી યુક્તિઓ, નહીં કુયુક્તિ પાર;
જેનું મંડન તેહનું, ખંડન થાય વિચાર.
મતિ ત્યાં યુક્તિને ખેંચી, સહુ નિજ પક્ષને થાપે;
વિવાદો પંડિતોમાંહિ, પડે કયાં પક્ષમાં ભોળા. લખું. ૨
અન્યપક્ષ, નિજ દૃષ્ટિએ, સમજાવે નિજ વાત;
પોતાના વણુ અન્યનું, ખંડી કરતું ઘાત.
કરાવે રાગ નિજમાંહિ, કરીને યુક્તિયો ઝાઝી;
ઉઠાવે અન્યની શ્રદ્ધા, રચી કુયુક્તિની બાજી. લખું. ૩
પાસે આવે તાહારે, ચક્ર ફરી સહુ જાય;
સમકિતની શ્રદ્ધા કરે, કરી આલોચણુ ભાય.
પછીથી અન્યની પાસે, જતાં શ્રદ્ધા ફરી જાવે;
તણાતો અન્યની સ્હેમાં, સગાંઓના જ સંબંધે. લખું. ૪
શ્રદ્ધા સહુનું મૂળ છે, શ્રદ્ધા ટળતાં નાશ;
આત્મશક્તિનો થાય છે, સમજાવું એ ખાસ.
ટળે અધ્યાત્મની શક્તિ, ગુરૂપર પ્રેમ નહિ રહેવે;
કૃપા વણુ સદ્ગુરૂની રે, થતી ના આત્મની ઝાંખી. લખું. ૫
પ્રતિપક્ષીઓ ભેરવે, જેને જૂઠી વાત;
તેને સાચી માનીને, કરતો નિજની ઘાત.
બન્યું આવું બહુ વેળા, નથી નિશ્ચય હજી તુજને;
પ્રતીતિ વણુ કથ્યું સર્વે, નથી નિર્ધારને માટે. લખું. ૬

ફર્જ અમારી સાચવી, નિ સ્વાર્થે નિર્ધાર,
અજી પણ ફર્જ બજાવશુ, ભાવ દયા ઉપકાર,
હશે જો યોગ્યતા પૂરી, ત્હને તે સત્ય સમજાશે,
બુદ્ધચબ્ધિ ધર્મની પ્રાપ્તિ, થતી આસન્ન ભવ્યોને   લખુ. ૭

## ॥ चेतनानो परमात्मप्रेमी प्रत्ये उद्गार. ॥

પિયુ પિયુ પ્યારા હુ સા રે, રટુ હુ શ્વાસોશ્વાસ પિયુ પિયુ-
ચેન પડે ના તુજ વિના રે, વિરહ મહ્યો નહીં જાય
આખે શ્રાવણ ભાદ્રવો રે, ક્ષણ વર્ષાસમ થાય—પિયુ. ૧
ઝાખી જણાવી તાહરી રે, આનન્દ આપી અપાર,
અનહદ ધૂનના તાનમા રે, પ્રકટાવ્યો ઘટ પ્યાર—પિયુ ૨
આકર્ષણ અદ્ભૂત કર્યું રે, આખે મિલાવી આખ,
ક્ષણમા પાછો ક્યા ગયો રે, મગુ જો હોય મુજ પાખ-પિયુ ૩
વિશુદ્ધ પ્રેમના મ ત્રથી રે, ભૂલાવ્યુ જગ ભાન,
જ્યા ત્યા ભમુ પણ તાહરૂ રે, છૂટે ન સુરતા તાન—પિયુ ૪
હજરા હજૂર આવી મળો રે, વિરહ જગ ન ખમાય,
કર્મનો પડદો ખસેડીને રે, તન્મય મેળ મિલાય—પિયુ ૫
પ્રેમ પ્રાણ સર્વે કર્યું રે, તુજ ઉપર કુરબાન,
તુજ વણ શૂન્ય દેખુ સહુ રે, તુજ સ્વરૂપ ગુલ્તાન—પિયુ ૬
તલસાવો બહુ ના હવે રે, જોયા જેવુ થઈ થાય,
બુદ્ધિસાગર પ્રભુ સદા રે, શુદ્ધ ચેતના ધ્યાય—પિયુ ૭

ભાવાર્થ—ચેતના પોતાના પરમાત્મસ્વામિને કથે છે કે હે પ્રિય!!! પ્યારા પરમાત્મ હસ! ત્હારી રટના મ્હને શ્વાસોશ્વાસે હસ હસ શબ્દવાચ્ય પરમાત્મ સ્વરૂપની ઉપયોગતાએ થઇ રહી છે પ્રેમलक्षणाभक्ति ના વિશુદ્ધ સ્વરૂપથી ત્હને મળવાની લગની લાગી રહી છે હે આત્મરૂપ પરમાત્મ પ્રાણદેવ! ત્હારા વિના હવે અન્યત્ર અન્ય વસ્તુઓમા ચેન પડતુ નથી પરમાત્મ સ્વામિન્! હવે ત્હારા વિરહ મહ્યો જતો નથી એ આખે શ્રાવણ-ભાદરવાના વર્ષાની પેઠે અશ્રુ ધારા વહે છે આથી વિશેષ શુ કથવુ એટલુ જ હવે તો ત્હને જણાવુ છુ કે

ત્હારો એક ક્ષણ માત્રનો વિરહ વર્ષો જેટલો દીર્ઘ લાગે છે, માટે હવે તો એક ક્ષણ માત્ર પણ ત્હારા વિના રહી શકાય તેમ નથી. હે આત્મન્! ત્હેં શુદ્ધોપયોગ કાલે ત્હારી ઝાંખી ત્હેં મ્હને જણાવી હતી. એ ઝાંખીનું લક્ષણ એ હતું કે તે વખતે ઇન્દ્રિયાતીત અનન્તાનન્ત આનન્દ પ્રકટ્યો હતો. તેનું ઘેન હજી પણ આવે છે. તેની ખબર ઇન્દ્રિયોને પડતી નથી પરંતુ અનુભવમાં તો તે આવે છે. હે આત્મન્! ત્હેં શુદ્ધોપયોગકાલે અનન્તાનન્દના અપાર ઉભરાવડે આત્મઝાંખી કરાવીને અનહદ ધૂનના તાનમાં ઘટમાં એવો પ્યાર પ્રકટાવ્યો છે કે જે પ્યાર કદિ હવે નષ્ટ થાય તેમ નથી. મ્હને ખાત્રી છે કે ત્હારી ઝાંખીએ પ્રકટેલી વિશુદ્ધતા ત્હારી પ્રત્યક્ષતા કરાવી આપશે કે જેથી તું હજરાહજુર રહીશ.

હે આત્મન્! શુદ્ધોપયોગ કાલે અનુભવઝાંખીવડે મ્હારૂં ત્હારી તરફ અદ્ભુત આકર્ષણ થયું છે. મ્હારી દિવ્ય જ્યોતિરૂપ આંખ ત્હારી આંખો મિલાવીને મ્હને ત્હારૂં ભાન કરાવ્યું છે કે જેથી હું ત્હને કોઇ વખત વિસ્મરી શકુંજ નહિ. હે આત્મન્! શુદ્ધોપયોગમાં આંખો સાથે આંખો મિલાવીને ક્ષણમાં પાછો ક્યાં ગયો. શું આવી સ્થિતિ કરીને મ્હારા પ્રેમની પરીક્ષા કરવા માટે ધારે છે? અથવા શું આધિ—વ્યાધિ—ઉપાધિરૂપ કસોટીએ કરીને મારી યોગ્યતાની તપાસ કરે છે? તું દર્શન દેઇને ગમે ત્યાં ગયો હોય પરન્તુ કૈવલ્યજ્ઞાન દર્શનરૂપ એ પાંખ પ્રકટે તો તું જ્યાં હોય ત્યાં મળું એવી તીવ્ર ભાવના થયા કરે છે, તે ત્હારા વિના અન્ય કોણ જાણી શકે. હે પ્રાણપ્રિય આત્મસ્વામિન્!!! ત્હેં આત્માના શુદ્ધ ધર્મમાં મ્હને રંગી નાંખીને વિશુદ્ધ પ્રેમ મંત્રવડે મ્હને એવી કરી નાખી છે કે મ્હને ત્હારા વિના અન્ય કોઇની સ્મૃતિ આવતી નથી. અર્થાત્ સારાંશમાં કથ્ય એ છે કે જગતનું ભાન ત્હેં વિશુદ્ધ પ્રેમ મંત્રથી ભુલાવ્યું છે અને ત્હારામાંજ મ્હારા ચિત્તને સ્થપાવ્યું છે તેથી તું તે હું અને હું તે તું એવા વિશુદ્ધતાનમાં હું તું એકરૂપ થતાં હું તુંનું પણ ભાન રહેતું નથી. આવી સ્થિતિ મ્હારી થઇ છે. હવે આ કરતાં મ્હારી શું વિશેષાવસ્થા વર્ણવું? માટે હે કૃપાનાથ! આત્મસ્વામિન્!!! હવે શુદ્ધસમાધિમાં તો તું પ્રત્યક્ષપણે સાદિ અનન્તાભાંગે મળ. હે પ્રભો! તું એમ જાણતો હોઇશ કે વિશુદ્ધ ચેતના થોડા દિવસ પછી મ્હને ભૂલી જશે પણ આમ ધારવું તે ભૂલ ભરેલું છે. પ્રારબ્ધકર્મદશાએ બાહ્યક્ષેત્રમાં જ્યાં ત્યાં ભમવાનું થાય છે પણ ત્હારૂં મ્હારી સુરતામાં તાન છૂટતું નથી. આ લાગેલું સુરતા તાન કદિ મ્હારાથી છૂટવાનું નથી એવો નિશ્ચયાનુભવ આવે છે. હે આત્મસ્વામિન્!!! હવે તો તમારો જરા માત્ર

પરોક્ષપણારૂપ વિરહ ખમાતો નથી સર્વ પ્રત્યક્ષથી હજરાહજૂર આવીને મળો અને અસખ્ય પ્રદેશોરૂપ અંગથી મ્હને પ્રત્યક્ષ ભેટો મ્હારા શુદ્ધાગની સાથે તમારૂ અસખ્યાત પ્રદેશરૂપ શુદ્ધાગ મેળવો કે જેથી અનન્ત સુખના ભોગે ત્રિવિધતાપનો નાશ થાય કૃપા કરીને હવે તમો મ્હારી અને તમારી વચ્ચે રહેલો આચ્છાદનરૂપ કર્મ પડદો ખસેડી નાખો તો હુ તુ ભાવ ભૂલીને આપણે બન્ને ઐક્ય તન્મય ભાવે મળીએ એવો મેળ થવાનો છે એમ પૂર્ણાનુભવે નિશ્ચય થાય છે હે આત્મસ્વામિન્ !!! ત્હારા ઉપર પ્રેમ-પ્રાણ વગેરે જે કઇ હતુ તે સર્વ કુરબાન કર્યું છે અર્થાત્ પ્રેમ-પ્રાણાદિ સર્વ સમર્પણ રૂપ ત્યાગ કરીને ખરેખરી રીતે હુ ત્હારામા આસક્ત બની છુ મ્હારા ત્હારા ઉપર શુદ્ધ પ્રેમનો એટલો બધો જમાવ થયો છે કે ત્હારા વિના હવે અન્યત્ર સર્વની શૂન્યતા જણાય છે "જ્યા દેખુ ત્યા તુહિ તુહિ" એવુ સર્વત્ર ત્હારૂ સ્વરૂપજ દષ્ટિમા દશ્ય રૂપે પરિણામે છે હે પ્રાણપતિ પરમાત્મન્ !!! હુ ત્હારા ઉપર ગુલતાન થઇ છુ અને તેથી હુ મ્હારા સ્વરૂપ ત્હારામા મેળવીને તુ રૂપ બનીને તત્ત્વમસિ રૂપ પોતાને અનુભવુ છુ હવે હે અનન્તજ્ઞાનાદિ શક્તિ સ્વામિન્ ! હવે મ્હને ઘણુ તલસાવશો નહિ બહુ તલસાવતા જીવના જોખમ જેવુ જોયા જેવુ થઇ જાય વિશુદ્ધ પ્રેમની ચરમ દશામા પ્રાણ પણ ત્હને પ્રત્યક્ષ મળ્યા વિના ટકી શકે નહીં એવુ અનુભવાય છે માટે હવે ક્ષણમાત્રમા મળો બુદ્ધિના સાગરરૂપ શુદ્ધ ચેતન હે આત્મસ્વામિન્ ! ત્હને શુદ્ધચેતના ધ્યાય છે હવે ક્ષણમાત્રમા પ્રત્યક્ષથી અન્તરમા આત્માનુભવ કરીને બુદ્ધિસાગર સ્વમય ઉદ્ગાર વડે પરમાત્મન્ ત્હને પ્રત્યક્ષ મેળ માટે ધ્યાય છે, માટે પ્રત્યક્ષપણે મળ

ॐ शान्तिः ३ ॥

---

## आत्मशुद्ध धर्मध्यानोपयोग.

રૂચે છે એ વીર પ્રભુનો રે, શુદ્ધ સ્વાભાવિક ધર્મ- રૂચે છે
આત્મગુણ પર્યાયમા રે, સદા રમણતા સાર,
પૂર્ણને પૂર્ણપણે ગણી રે, પૂર્ણ થવુ નિર્ધાર-રૂચે છે એ ૧
દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવથી રે, શુદ્ધાશુદ્ધ પર્યાય,
જાણી અસ્તિનાસ્તિ પણે રે, શુદ્ધ થવુ જયકાર-રૂચે છે એ. ૨

આત્માસંખ્ય પ્રદેશમાં રે, અનન્ત ગુણુ પર્યાય;
પ્રતિ પ્રદેશે અનન્તારે, પર્યાયની સોહાય-રૂચે છે એ. ૩
આવિર્ભાવપણે થતા રે, તિરોભાવ પર્યાય;
આવિર્તિરોભાવમાં રે, ધ્રુવોત્પાદવ્યયતાય-રૂચે છે એ. ૪
સત્ સામર્થ્ય પર્યાયમાં રે, કારણુ કાર્યનો ભાવ;
ષટ્કારકપણે પરિણમે રે, સર્વ પર્યાયનો દાવ-રૂચે છે એ. ૫
સત્વણુ સામર્થ્યજ નહીં રે, ષડ્દ્રવ્યે નિર્ધાર;
અસ્તિનાસ્તિ પર્યાયમાં રે, સત્પર્યાય વિચાર-રૂચે છે એ. ૬
અસ્તિ વિના નાસ્તિ નહીં રે, નાસ્તિ વિના નહિ અસ્તિ;
સર્વ દ્રવ્ય પર્યાયની રે, વ્યષ્ટિ અને સમષ્ટિ-રૂચે છે એ. ૭
અસ્તિ નાસ્તિ પર્યાયથી રે, સર્વ વ્યાપક છે જીવ;
તે ધ્યાને તન્મય થતાં રે, થાતો જીવનો શિવ-રૂચે છે એ. ૮
પર પર્યાયો નાસ્તિમાં રે, જીવમાંહિ તે સમાય;
સ્વાસ્તિ પર્યાયો જીવના રે, જીવમાંહ રહે ન્યાય-રૂચે છે એ. ૯
ઉત્પત્તિ વ્યય ધ્રુવતા રે, અસ્તિનાસ્તિ પર્યાય;
દ્રવ્ય પર્યાય બેનયવડે રે, સર્વદ્રવ્યે સમજાય-રૂચે છે એ. ૧૦
આત્માના પર્યાયનો રે, કરી પૃથકત્વ વિચાર;
શ્રુતજ્ઞાન વિતર્કથી રે, ધ્યાઇજે સુખકાર-રૂચે છે એ. ૧૧
કરી પર્યાયે એકત્વને રે, બની અભેદ સ્વરૂપ;
દ્રવ્યગુણ પર્યાયમાં રે, થઇએ શિવપદભૂપ-રૂચે છે એ. ૧૨
તન્મયતા એકત્વતા રે, નિઃસંગતા નિર્ધાર;
બુદ્ધિસાગર આત્મમાં રે, પ્રકટે ગુણુ ભંડાર-રૂચે છે એ. ૧૩

**ભાવાર્થ**—આત્માને શ્રી વીરપરમાત્માનો શુદ્ધ સ્વાભાવિક ધર્મ રૂચે છે. જેવો શ્રી વીરપ્રભુમાં શુદ્ધ સ્વાભાવિક ધર્મ રહ્યો છે તેવો આ શરીરમાં રહેલા આત્મામાં રહ્યો છે. તેમાં કિંચિત્ માત્ર ન્યૂનતા નથી. ભેદ માત્ર વ્યક્તિગત અને સત્તાગતની અપેક્ષાએ છે. શ્રી વીરપ્રભુમાં વસ્તુતઃ શુદ્ધ ધર્મ પ્રગટ્યો છે અને આ શરીર સ્થિત ચેતનમાં અનન્ત ગુણુ પર્યાયરૂપ ધર્મસત્તાગત છે. બાહ્યૌદયિક ભાવમાં આત્મધર્મ નથી એમ નિશ્ચય થયો છે. જડનો જડરૂપ ધર્મ છે અને

ચેતનનો ચેતનરૂપ ધર્મ છે ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય કાલ અને પુદ્ગલ એ પંચદ્રવ્યો જડ છે તેથી સ્વદ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવ અને પરદ્રવ્ય ક્ષેત્રકાલ ભાવની અપેક્ષાએ પંચજડદ્રવ્યોનો ધર્મ પણ જડ અવબોધવો જડ-દ્રવ્યોમાં સ્વદ્રવ્યાદિક અને પરદ્રવ્યાદિની અપેક્ષાએ અનન્ત અસ્તિધર્મ અને અનન્ત નાસ્તિધર્મ અવબોધવો આત્માઓ અનન્ત છે. આત્મદ્રવ્યમાં અનન્ત અસ્તિધર્મ અને અનન્ત નાસ્તિ ધર્મ સ્વકીય અને પરકીય દ્રવ્યાદિકની અપેક્ષાએ રહેલો અવબોધવો આત્મદ્રવ્ય એ પોતે આત્મા છે અને ધર્માસ્તિકાયાદિક પંચદ્રવ્ય એ પોતે નથી એમ બોધ થતા જડવસ્તુઓમાં સુખભાવના રહેતી નથી જડવસ્તુઓમાં અજ્ઞાનભાવથી કલ્પાએલ પ્રિયત્વ અને અપ્રિયત્વનો વિલય થાય છે અને આત્મામાં અનન્ત સુખધર્મ રહેલો હોવાથી શ્રી વીરપ્રભુએ પ્રગટાવેલ આત્મધર્મ મ્હને રૂચે છે કારણ કે મ્હારા આત્મામાં અનન્ત સુખધર્મ આદિનું સ્વરૂપ તેજ વાસ્તવિક મ્હારૂં આત્મિક સ્વરૂપ છે એવો અનુભવ આવે છે આત્માના અનન્ત ગુણો અને અનન્ત પર્યાયોમાં ઉપયોગવડે રમણતા કરવી એજ હવે સારભૂત લાગે છે અનન્તજ્ઞાનાદિ ધર્મોએ આત્મા પૂર્ણ છે એવા પૂર્ણસ્વરૂપ આત્માને પૂર્ણપણે ગણીને અર્થાત્ માનીને ભાવીને વ્યક્તિતાએ પૂર્ણ થવું એવો નિશ્ચય છે એવો ભાવ મ્હને રૂચે છે. અનન્ત ગુણ પર્યાયો વડે આત્મ પૂર્ણ છે એમ જે નિરીક્ષે છે તે બ્રહ્મજ્ઞાનને પ્રાપ્ત કરી શકે છે અનન્ત ગુણપર્યાયોવડે જે આત્માને પૂર્ણ માને છે તે પૂર્ણ સ્વરૂપ થઈ શકે છે કર્માવરણયોગે આત્મા તિરોભાવે સત્તાપણે પૂર્ણ છે અને કર્મ વિગટતા આવિર્ભાવીય પૂર્ણતાને આત્મા પોતાનામાંજ પ્રાપ્ત કરે છે, એવો અનુભવ આવતા પૂર્ણપણે થઇ શકાય છે " ॐ पूर्णमिदं पूर्णं पूर्णात् पूर्णं मुदच्यते पूर्णस्य पूर्ण मादाय पूर्णमेवावशिष्यते." એમ જે ઉપનિષદ્‌મા કથ્યુ છે તે નયોની અપેક્ષાએ આત્મા પૂર્ણ ઘટે છે નૈગમનયની અપેક્ષાએ પ્રકટિત ગુણાંશે આત્માની પૂર્ણતા કથાય છે સંગ્રહનયની અપેક્ષાએ સત્તાએ અનન્ત ગુણ પર્યાયો વડે આત્મા પરિપૂર્ણ છે વ્યવહાર નયના અનેક ભેદ છે શુભવ્યવહારે પુણ્યદ્રવ્યે આત્મા પોતાનામાં પૂર્ણતા માને છે અશુભ વ્યવહારની અપેક્ષાએ પાપ વડે પૂર્ણતા કહેવાય છે શુભ અને અશુભ વ્યવહારાવ વાધિત પૂર્ણત્વ ખરેખર આદાયિક ભાવનું અવબોધવું ઉપચરિત વ્યવહારના અનેક ભેદે પરવસ્તુઓ દ્વારા જે આત્મામાં પૂર્ણત્વ માનવામાં આવે છે તે વસ્તુતઃ ભ્રાન્તિ છે કારણ કે તે સર્વ પ્રકારનું ઔપચારિક પૂર્ણત્વ વસ્તુત આત્મસ્વરૂપની અપેક્ષાએ અસત્ છે અશુદ્ધવ્યવહારે જે અશુદ્ધત્વનું આત્મામાં પૂર્ણત્વ કલ્પવામાં આવે છે, તે પણ વસ્તુત મિથ્યાત્વ

છે. કારણ કે અશુદ્ધત્વ એ કંઇ આત્માનું વાસ્તવિક પૂર્ણત્વ નથી એમ અવલોકતાં અવબોધાશે. અનુપચરિત સદ્‌ભૂત વ્યવહારનયની અપેક્ષાએ આત્માનું પૂર્ણત્વ ખરેખર આત્મામાં રહ્યું છે. શુદ્ધ વ્યવહારનયની અપેક્ષાએ ઉપશમાદિ ભાવે આત્મામાં ગુણ પર્યાયોનું પૂર્ણત્વ પ્રકટે છે. ઋજુસૂત્રનયની અપેક્ષાએ વર્તમાન કાળમાં આત્માના ઉપયોગે આત્મામાં જે પૂર્ણત્વ પરિણતિ વહે છે, તેનું પૂર્ણત્વ ગ્રહાય છે. શબ્દનયની અપેક્ષાએ જડનું જડમાં પૂર્ણત્વ માનવામાં આવે છે અને ચેતનનું ચેતનમાં વ્યક્તિતઃ પૂર્ણત્વ ગ્રહાય છે. આત્માના પૂર્ણત્વનેજ શબ્દનયની અપેક્ષાએ ઉપયોગભાવે જડથી ભેદ પાડીને ગ્રહવામાં આવે છે. સમ્યક્ત્વ ગુણનું શબ્દનયની અપેક્ષાએ આત્મામાં અમુકાંશે પૂર્ણત્વ પ્રગટેલું હોય તેને આ નય ગ્રહે છે અને તેવી માન્યતા ધરાવે છે. સમભિરૂઢનયની અપેક્ષાએ ચારઘાતીકર્મક્ષયથી ઉત્પન્ન થએલું પૂર્ણત્વ ગ્રહાય છે, એવંભૂત નયની અપેક્ષાએ અષ્ટકર્મ ક્ષય થવાથી ઉત્પન્ન થએલ જ્ઞાનાદિ અનન્ત ગુણોનું પૂર્ણત્વ માનવામાં તથા ગ્રહવામાં આવે છે. સંગ્રહનયની અપેક્ષાએ સત્તાએ આત્માના ગુણ પર્યાયોનું પૂર્ણત્વ છે, અને આત્મામાં સત્તાએ રહેલું પૂર્ણત્વ તેજ પર્યાયાર્થિક નયની અપેક્ષાએ વ્યક્તિભાવે પૂર્ણત્વ પ્રગટે છે અને તે ગ્રહાય છે ઉપશમભાવે ઉપશમ ભાવનું આત્મામાં પૂર્ણત્વ પ્રગટે છે. ક્ષયોપશમભાવે ક્ષયોપશમભાવનું આત્માના ગુણોનું પૂર્ણત્વ પ્રગટે છે. ક્ષાયિક ભાવની અપેક્ષાએ આત્મામાંકેવલજ્ઞાનાદિ અનન્ત ગુણ પર્યાયોનું પૂર્ણત્વ પ્રગટે છે. આત્મામાં સત્તાએ રહેલું પૂર્ણત્વ તેજ વ્યક્તિભાવે પૂર્ણત્વ ગ્રહાય છે. આત્મામાં સત્તાએ રહેલું પૂર્ણત્વ તેજ "पूर्णात् पूर्ण मुदच्यते." એ દ્વારા બોધિત વ્યક્તિ ભાવે પૂર્ણત્વ પ્રગટે છે. पूर्णस्य पूर्णमादाय पूर्ण मेवावशिष्यते. પૂર્ણમાંથી પૂર્ણ ગ્રહણ કરીએ તો પૂર્ણજ અવશેષ રહે છે. આત્મામાં સત્તાએ રહેલા પૂર્ણત્વમાં વ્યક્તિભાવે કર્મભ્રાન્તિ દૂર કરીને પૂર્ણત્વ ગ્રહવામાં આવે તો વ્યક્તિભાવે આત્મામાં પૂર્ણત્વજ અવશેષ રહે છે. આત્મામાં અનન્ત ગુણ પર્યાયના પૂર્ણત્વનેજ પૂર્ણત્વ તરીકે માનીને અને બાહ્ય જડ પદાર્થોની પ્રાપ્તિના પૂર્ણત્વને પરિહરીને અર્થાત્ તેના પૂર્ણત્વમાં કલ્પાએલી મમતા અને અહંતાને દૂર કરીને તેને પૂર્ણપણે પ્રકટાવવા શુદ્ધ નિશ્ચયનયની દૃષ્ટિએ શુદ્ધોપયોગમાં રમણતા કરીને આત્માની પૂર્ણતામાં તન્મયબનીને ક્ષણે ક્ષણે આત્માની પૂર્ણતા પ્રકટાવનારી પૂર્ણત્વ ભાવનામાં લયલીન રહેવું એજ ઉત્તમ શુદ્ધ વ્યવહાર નયની અપેક્ષાએ વર્તમાનકાલીન કર્તવ્ય, અન્તરમાં નિશ્ચયપણે માનીને વર્તવું એવો નિર્ધાર ભાસ્યો છે. ઉપર્યુક્ત વાસ્તવિક પૂર્ણતાના શુદ્ધોપયોગનું જેણે જ્ઞાન પ્રાપ્ત કર્યું છે, તે આત્મજ્ઞાન દૃષ્ટિએ જીવતો આત્મા

છે અને અન્યોય જીવો તો મૃતક સમાન મિથ્યાત્વ ભાવે જીવતા છતા પણ મરેલા જેવા અવબોધવા કારણ કે તેઓ પૂર્ણત્વ જ્ઞાન વિના મોહમા ક્ષણેક્ષણે પરિણમે છે અતએવ તે મરેલા છે તેઓની જાગ્રતિ કરવા આત્મજ્ઞાનીઓએ તેમને બોધ આપવો નરસિંહ મહેતો કથે છે કે ज्यांलगी आत्मा तत्त्व चिन्यो नहि त्यांलगी साधना मत्र जूठी ઇત્યાદિવડે તે આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાની તે દશામા વર્તતા છતા પણ સ્વરૂચિ જાહેર કરે છે ગોરખ પણ આત્માના શુદ્ધોપયોગને પ્રાપ્ત કરવા ઇચ્છા દર્શાવે છે, કહે છે કે मनसा मालिनी ए जीवो गोरख जागता नर सेवीए जागता नर मेव रहने मला मळे निरंजन देव मनमा।। મત્સ્યેન્દ્ર, પતજલી, કબીર, જ્ઞાનદેવ, ધીરો, રવિદાસ, સ્વામી રામતીર્થ, વિવેકાનન્દ, અને તુકારામ, વગેરે આત્મજ્ઞાન પ્રતિની રૂચિ ધારણ કરીને સ્વકીય આત્મજ્ઞાન સબધી ઉદ્ગારો કાઢ્યા છે, પરન્તુ સ્યાદ્વાદ નયની અપેક્ષાએ ઉપશમાદિ ભાવનુ આત્મામા અનન્ત ગુણપર્યાયનુ પૂર્ણત્વ અવલોકાય છે, અને તેનો અનુભવ પ્રગટે છે, ત્યારે સત્ય રીતે આત્મજ્ઞાન પ્રગટે છે, અને ત્યારેજ મહા જાગ્રત્ત્વ પ્રગટે છે, સાત નયોની અપેક્ષાએ આત્માનુ પૂર્ણત્વ અવબોધવામા આવે છે ત્યારે દુનિયાના અનેક ધર્મ દર્શનોની ભિન્ન ભિન્ન માન્યતાનો પૂર્ણત્વ સબધી અનુભવ આવે છે, અને ભિન્ન ભિન્ન દૃષ્ટિએ ભિન્ન ભિન્ન પૂર્ણત્વ માન્યતાના કદાગ્રહો ટળે છે, અને પ્રત્યેકમાથી પૂર્ણત્વનુ સત્યત્વ ગ્રહાય છે

આત્માનુ જ્ઞાનાદિ પૂર્ણત્વ ખરેખર આત્મામા છે શુદ્ધોપયોગે આત્માના પૂર્ણત્વમા પરિણમવુ એજ પૂર્ણત્વ પ્રાકટ્ય કર્તવ્ય છે સર્વ જીવોમા સત્તાએ પૂર્ણત્વ છે પરન્તુ વ્યક્તિભાવે પૂર્ણત્વ પ્રગટાવવુ એતો આત્મજ્ઞાને જાગ્રત્ થયા વિના તે બની શકે તેમ નથી આત્માનુ શુદ્ધ પૂર્ણત્વ પ્રકટ કરવાને આત્માના શુદ્ધ પર્યાયોમા પરિણમવુ જોઇએ કર્મયોગે આત્માના પર્યાયો અશુદ્ધત્વને પામ્યા છે આત્માના પર્યાયોમા કર્મયોગે અશુદ્ધત્વ પરિણમ્યુ છે એ અશુદ્ધ પર્યાયપણુ ટાળવુ હોય તો શુદ્ધોપયોગે આત્માના શુદ્ધપર્યાયોમા તન્મયભાવે પરિણમવુ જોઇએ દ્રવ્ય ક્ષેત્ર કાલ અને ભાવથી આત્માના શુદ્ધ પર્યાય અને અશુદ્ધ પર્યાયો જાણવા આત્માના શુદ્ધ પર્યાયો અને અશુદ્ધ પર્યાયોને દ્રવ્ય ક્ષેત્ર કાલઅને ભાવથી અસ્તિનાસ્તિપણે જાણવા સ્વદ્રવ્ય ક્ષેત્ર કાલ અને ભાવથી સ્વકીય શુદ્ધ પર્યાયોનુ આત્મામા અસ્તિત્વ છે અને અશુદ્ધ પર્યાયોનુ શુદ્ધ નિશ્ચયનયની અપેક્ષાએ આત્મામા નાસ્તિત્વ છે ઉપચરિતનયની અપેક્ષાએ આત્માની સાથે કર્મના સબધપણાત્ અશુદ્ધ પર્યાયોનુ આત્મામા અસ્તિત્વ છે પરન્તુ તે અસ્તિ

ત્વ ખરેખર કર્મનો સંબંધ ટળતાં પશ્ચાત્ રહેતું નથી. આત્મના શુદ્ધ પર્યાયોને શુદ્ધોપયોગે સ્મરવા અને તદ્વત્ પોતાના આત્માને માનવો એજ ઉપાદાન સાધન ધર્મપ્રવૃત્તિ વ્યવહાર અવબોધવો. સ્યાદ્વાદી આત્માના અસંખ્ય પ્રદેશોનું સ્વરૂપ વિચારે છે. આત્માના એકેક પ્રદેશે અનન્ત ગુણો અને અનન્ત પર્યાયો છે. અસંખ્ય પ્રદેશોમાં જ્ઞાનાદિ અનન્ત ગુણો અને અનન્ત પર્યાયો રહેલા છે. સ્વદ્રવ્ય ક્ષેત્ર કાલ અને ભાવે આત્માના અસંખ્ય પ્રદેશોમાં અનન્ત ગુણો અને અનન્ત પર્યાયોરૂપ અનંત અસ્તિધર્મ રહેલો જાણવો અને પરદ્રવ્ય ક્ષેત્ર કાલ અને ભાવનો અનન્ત નાસ્તિધર્મ તે પણ આત્માના અસંખ્ય પ્રદેશોમાં વ્યાપી રહેલો જાણવો. અનન્ત પરદ્રવ્યધર્મની નાસ્તિતા અને અનન્ત સ્વદ્રવ્યધર્મની અસ્તિતાની અપેક્ષાએ આત્મા સર્વ લોકાલોકને પોતામાં સમાવી દે છે. તેથી તેવા પ્રકારનું સમ્યગ્જ્ઞાન થતાં આત્મામાં અનન્ત ગુણ સમભાવ પ્રગટે છે. ભગવદ્ગીતામાં કથિત "यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति । तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति" શ્લોકનો ભાવાર્થ સ્યાદ્વાદશૈલીએ આત્મામાં ઘટી શકે છે. ત્યારે વ્યાપક પૂર્ણત્વનો અનુભવ આવે છે જ્ઞાની આત્મા કથે છે કે સ્વદ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવના અનન્તઅસ્તિધર્મની અપેક્ષાએ અને પરદ્રવ્યનો અનન્ત નાસ્તિધર્મ મારા આત્મામાં રહેલો છે તેની અપેક્ષાએ હું સર્વત્ર છું એમ જે અસ્તિ નાસ્તિધર્મની અપેક્ષાએ મને સર્વત્ર દેખે છે અને આત્માના અનન્ત અસ્તિધર્મ અને અનન્ત નાસ્તિધર્મની અપેક્ષાએ દુનિયાના અનંત અસ્તિ નાસ્તિ વસ્તુ ધર્મોને મ્હારામાં દેખે છે તેનો હું નાશ કરી શકતો નથી. અર્થાત્ તે જ્ઞાની આત્મા થવાથી તેને પીડા કરી શકાતી નથી. તેમજ તે સ્યાદ્વાદનયની અપેક્ષાએ ઉપર્યુક્ત શ્લોકભાવને જાણતો હોવાથી તે મારો નાશ કરવા સમર્થ થતો નથી. આત્મા અમર છે તેનો કોઇ નાશ કરવા સમર્થ થતું નથી તોપણ પ્રાણાદિક પીડાની અપેક્ષાએ જે નાશ કહેવાય છે તેનું प्रमत्तयोगात्प्राणव्यपरोपणं हिंसा એ સૂત્રથી નાશસ્વરૂપ સમજવું. કહેવાનો સારાંશ એ છે કે જ્ઞાની મનુષ્યો કથે છે કે મ્હારા આત્માનું ઉપર્યુક્ત સ્વરૂપ જાણનાર જે જ્ઞાની હોય છે તેનો હું નાશ કરી શકતો નથી અને તે મારો નાશ કરી શકતો નથી.

આત્માના પ્રતિપ્રદેશે અનંતાસ્તિપર્યાયો અને અનંતનાસ્તિપર્યાયો સમયે સમયે વર્તે છે. આત્માના અનન્ત અસ્તિ પર્યાયો છે તે પરદ્રવ્યોમાં નાસ્તિપણે રહેલા છે અને પરદ્રવ્યોના અનન્ત અસ્તિ પર્યાયો છે તે આત્માના પ્રતિપ્રદેશે નાસ્તિપણે રહેલા છે. આત્મામાં તિરોભાવે રહેલા અનન્ત પર્યાયો

છે તે આવિર્ભાવપણાને પામે છે આવિર્ભાવ અને તિરોભાવ પર્યાયોમાં ઉત્પાદ વ્યય અને ધ્રુવતાનું સમયે સમયે અસ્તિત્વ વર્ત્યા કરે છે આત્માના પ્રતિપ્રદેશે અનન્ત સત્પર્યાયો રહેલા છે અને અનન્ત સામર્થ્ય પર્યાયો રહેલા છે. સત્પર્યાયો તે સામર્થ્ય પર્યાયોપણે પરિણમે છે સત્પર્યાયો કરતા સામર્થ્ય પર્યાયો અનતગુણ વિશેષ છે

છતી પર્યાય જે જ્ઞાનનારે, તે તો ન વેવદલાય, તેહની નવનવી વર્તનારે, સમયમાં સવ જણાય રે પ્રવિકા વન્દો કેવલજ્ઞાન ઇત્યાદિવડે આત્મજ્ઞાનના સત્પર્યાયો અને સામર્થ્ય પર્યાયોનુ સ્વરૂપ અવબોધવુ સત્પર્યાયોમા ઉત્પાદ—વ્યય ધ્રુવતાનુ સ્વરૂપ અપેક્ષાએ અવબોધવુ અને સામર્થ્ય પર્યાયોમા ઉત્પાદ, વ્યય અને ધ્રુવતાનુ સ્વરૂપ અવબોધવુ છતિ પર્યાયો કારણરૂપ છે અને સામર્થ્ય પર્યાયો કાર્યરૂપ છે, સામર્થ્ય પર્યાયોના ઉત્પાદ વ્યયનો આરોપ કારણભૂત સત્પર્યાયોમા કરીને તેમા ઉત્પાદ વ્યયતાનો ઉપચાર કરી શકાય છે ષડ્દ્રવ્યોમા સત્પર્યાયો અને સામર્થ્ય પર્યાયોનુ કારણ કાર્ય ભાવત્વ સમયે સમયે પ્રવર્ત્યા કરે છે અને ષડ્દ્રવ્યોમા પ્રતિ પર્યાયે સમયે સમયે ષટ્કારકનુ પરિણમન થયા કરે છે આત્માના અશુદ્ધ પર્યાયોમા સમયે સમયે અશુદ્ધપણે ષટ્કારકનુ પરિણમન થયા કરે છે અને આત્માના શુદ્ધ પર્યાયોમા સમયે સમયે શુદ્ધપણે ષટ્કારકનુ પરિણમન થયા કરે છે સત્ અને સામર્થ્ય પર્યાયોમા સમયે સમયે ષટ્કારકનુ પરિણમન જાણવુ આત્માના પ્રતિપ્રદેશે અનત પર્યાયો છે અને તેમા અગુરૂલઘુ પર્યાયનુ ષડ્ગુણ હાનિ વૃદ્ધિનુ ચક્ર સમયે સમયે પ્રવર્ત્યા કરે છે સત્પર્યાયો વિના સામર્થ્ય પર્યાયો હોતા નથી ષડ્દ્રવ્યોમા સત્પર્યાયો અને સામર્થ્ય પર્યાયોનુ પ્રતિસમયે પરિણમન થયા કરે છે આત્માના અનત અસ્તિ પર્યાયો અને અનતનાસ્તિ પર્યાયોમા સત્પર્યાયોનો વિચાર કરવો જોઇએ આત્માના અનતઅસ્તિ અને અનતનાસ્તિ પર્યાયોનુ કારણ સત્પર્યાયો છે તે અન્તરમા અગુરૂલઘુ દ્વારા ષડ્ગુણ હાનિ વૃદ્ધિનો અનુભવ થતા અવબોધાઇ શકે તેમ છે સર્વ દ્રવ્ય પર્યાયની વ્યષ્ટિ અને સમષ્ટિનુ સ્વરૂપ અવબોધવુ જોઇએ આત્મામા અનન્ત પર્યાયોનુ સમયે સમયે પરિણમન થયા કરે છે આત્માના પ્રતિપર્યાયનુ વ્યષ્ટિત્વ અવબોધવુ અને આત્માના અનત પર્યાયોનુ સમષ્ટિત્વ તરીકે સ્વરૂપ અવબોધવુ. આત્મદ્રવ્યની એક વ્યક્તિની અપેક્ષાએ તેનુ વ્યષ્ટિત્વ છે અને સર્વ જીવોની અપેક્ષાએ સમષ્ટિત્વ અવબોધવુ એવી પરિભાષા કલ્પવામા આવે છે સર્વદ્રવ્યોના સમુદાયની અપેક્ષાએ વિશ્વ વ્યષ્ટિત્વ સમષ્ટિત્વ અવબોધવુ અસ્તિ વિના નાસ્તિત્વ નથી અને નાસ્તિ વિના અસ્તિત્વ નથી વ્યષ્ટિ

યોગમા સમભાવે પરિણમે છે, તે યોગીજ આત્મારૂપ પરમાત્મામા છે એમ આત્મારૂપ પરમાત્મા જણાવે છે

ઉપર્યુક્ત સાપેક્ષનયથી આત્માનું સર્વ વ્યાપકત્વ અવબોધીને જે યોગી તદ્રીને આત્માનુ તન્મયપણે ધ્યાન ધરે છે, તે જીવનો શિવ થાય છે આત્માની સર્વ વ્યાપકતા પરમાત્મારૂપે તન્મયભાવે પરિણમવાથી આત્મા અને પરમાત્મત્વ વચ્ચેનો જે કર્મનો ભેદ છે તે સ્વયમેવ વિણશે છે આત્મથી ભિન્ન પરદ્રવ્યના પર્યાયો તે નાસ્તિપણે આત્મામા સમાય છે અને આત્મદ્રવ્યના અસ્તિપર્યાયો તે પણ આત્મામા સમાય છે આ પ્રમાણે અન્વય પર્યાયો અને વ્યતિરેક પર્યાયોનું આત્મામા અસ્તિત્વ નાસ્તિત્વ પર્યાય રૂપે અનુભવજ્ઞાન થતા આત્મા પોતાના શુદ્ધધર્મમા પરિણમન કરે છે શ્રીમદ દેવચન્દ્રજી અસ્તિનાસ્તિ ધર્મ સબધી સ્તારમા કુથુનાથના સ્તવનમા સમ્યગ્ આરોપ કરે છે વસ્તુ અનંત સ્વભાવ છે રે અનંત કથકથગુ નામ, ગ્રાહક અવસર બોધથી રે, કહેવે અર્પિત કામોરે કુથુ॥ છતી પરિણતિ ગુણવર્તના રે, ભાસન ભોગ આણંદ, સમકાલે પ્રભુ તુ કરે રે, રમ્ય રમણ ગુણ વૃંદ રે કુ નિજભાવે સી અસ્તિતા રે પરનાસ્તિત્વ સ્વભાવ, અસ્તિપણે તે નાસ્તિતા રે, સીયતે ઉભય સ્વભાવ ગોરે કુથુ॥ અસ્ત સ્વભાવ જે આપણો રે રુચિ વૈરાગ્ય સમેત, પ્રભુ સન્મુખ વદન કરી રે માગીશ [illegible] ॥ કુથુ॥ અસ્તિ સ્વભાવ રુચિ થઈ રે, ધ્યાતો અસ્તિ સ્વભાવ, દેવચન્દ્ર પદ તે લહે રે, પરમાનંદ જમાવો રે ॥ કુથુ ॥

ઈત્યાદિવડે આત્મામા અસ્તિનાસ્તિસ્વભાવ એકસમયમા સાથે રહે છે એમ અવબોધવુ, અસ્તિનાસ્તિ પર્યાયો છે ને સર્વ દ્રવ્યમા ઉત્પત્તિ વ્યયધ્રુવમથી છે આત્માદિક સર્વ દ્રવ્યના અસ્તિનાસ્તિ પર્યાયોમા ઉત્પાદ વ્યય અને ધ્રુવના સમયસમયે વર્તી રહે છે દ્રવ્યાર્થિકનય વડે સર્વ દ્રવ્યમા ધ્રુવના સમયે સમયે વ્યાપી રહે છે અને પર્યાયાર્થિક નયવડે અસ્તિનાસ્તિ પર્યાયોને, ઉત્પાદ અને વ્યય સમયે સમયે સર્વદ્રવ્યોમા વ્યાપી રહ્યા છે આ પ્રમાણે સર્વ દ્રવ્યો અનેસર્વ દ્રવ્યોના ગુણપર્યાયોમા દ્રવ્યાર્થિકનયે ધ્રુવતા અને પર્યાયાર્થિકનયે ઉત્પાદ વ્યયના સમયેસમયે વર્તની અવબોધીને હેય જ્ઞેય અને ઉપાદેયનાનો વિવેક કરીને આત્માના ગુણપર્યાયોમા રમણતા કરવી એજ સ્વને રૂચે છે, કારણકે આત્માના ગુણપર્યાયો નો સર્વથા સર્વદા આવિર્ભાવ તે સિદ્ધત્વ પર્યાય છે અર્થાત્ પરમાત્મપણુ છે આત્મદ્રવ્ય અને તેના ગુણપર્યાયોનો પૃથક્ત્વ વિચાર કરીને ધ્યાન કરવાથી પરભાવ પરિણતિનુ જોર ટળે છે શ્રુતજ્ઞાનના વિતર્કવડે ગુણપર્યાયોનુ એક ચિતવન કર્યા પશ્ચાત્ અન્ય ગુણપર્યાયનુ ચિતવન રૂપ ધ્યાન ધરવુ અને

આત્મામાં મનને લયલીન કરવું. એકત્વ ધ્યાનમાં આત્માના ગુણો અને આત્મા તે એકરૂપજ છે. આત્માના પર્યાયો અને આત્મા તે એકજ છે. બન્ને અભિન્ન છે. ગુણો અને પર્યાયો તે આત્મા રૂપજ છે. આત્માથી તે અભિન્ન છે.

એમ એકત્વપણે આત્મધ્યાન ધરવાથી ઉન્મનીભાવ વા સમરસીભાવની ખુમારી પ્રગટે છે ગુણસ્થાનક ક્રમારોહમાં એકત્વ ધ્યાન સંબંધી નીચે પ્રમાણે ઉલ્લેખ છે: निजात्म. द्रव्यमेकंवा पर्याय मथवागुणं निश्चलं चित्यतेयत्र तदेकत्व विदुर्बुधाः॥ निजात्मद्रव्य एकंतरं स्वकीयविशुद्धपरमात्म द्रव्यमथवा तस्यैव परमात्म द्रव्यस्य एकं केवलं पर्यायं वा अथवा - एकम द्वितीयंगुणं तदत्र गुणपर्याय विशेष पूर्वोक्तएव तदेवंविधमेक द्रव्यमेकं गुणंवा एक पर्यायंवा निश्चलच्चलनवर्जितं यत्र ध्यायते तदेकत्वमिति॥ પોતાનો આત્મારૂપ એક દ્રવ્યપર્યાય વા એક ગુણનું નિશ્ચલ જે ધ્યાન તે પૃથકત્વ વિતર્ક સંપ્રતિ વિચાર ધ્યાન અવબોધવું.. આત્માના પર્યાયમાં શ્રુતજ્ઞાનના વિકલ્પપૂર્વક એક નિશ્ચલ ધ્યાન ધરવાથી આત્મા પોતાના પર્યાયોવડે આવિર્ભાવને પામે છે. આત્માના અનન્ત ગુણો અને અનન્ત પર્યાયો આત્માની સાથે અભેદપણે છે. એવું અભેદઅદ્વૈતધ્યાનમાં નિમગ્ન થવાથી કર્માવરણનો પડદો દૂર થાય છે અને આત્મા કેવલજ્ઞાનવડે લોકાલોક પ્રકાશી બને છે. આત્મા પોતાના સ્વરૂપમાં અભેદ પરિણામે પરિણમતાં પરમાત્મપદ પ્રાપ્ત થાય છે. શિવપદનો આત્મા ભૂપ બને છે, અને તે અનન્તાનન્દનો ભોકતા બને છે. આત્માના ગુણપર્યાયોમાં અભેદપણે પરિણમીને આત્માનું ધ્યાન ધરતાં અનંત ભવનાં બાંધેલા કર્મ એક અન્તમુહૂર્ત્તમાં વિનાશ પામે છે. આવી રીતે આત્માનું શુદ્ધોપયોગ વડે એકત્વ રૂપ ધ્યાન ધરતાં અનન્ત કાલના અનન્ત તીર્થંકરો અને અનન્ત સિદ્ધોનું ધ્યાન કર્યું એમ સિદ્ધ ઠરે છે. પોતાનું શુદ્ધસ્વરૂપ ધ્યાવતાં કોઇ ધ્યાન બાકી રહેતું નથી. જે કર્મ કોઈ પણ ઉપાય વડે ક્ષીણ ન થાય તે કર્મ ખરેખર આત્માના શુદ્ધોપયોગ વડે ક્ષીણ થાય છે. આત્માનું શુદ્ધોપયોગે ધ્યાન ધર્યા વિના કોઇ કેવલજ્ઞાની વા સિદ્ધ થયો નથી અને થવાનો નથી. અતએવ આત્માના શુદ્ધગુણ પર્યાયોનું નિશ્ચલપણે ધ્યાન ધરવું અને તેમાં એકત્વપણે પરિણમવું એજ મોક્ષની રામબાણ દવા છે. આત્માના શુદ્ધધર્મમાં તન્મયતા એકતા અને આત્મામાં નિઃસંગતાનું પરિણમન થવું એજ ઇચ્છવા યોગ્ય છે અને તેજ એકતા તન્મયતા અને નિઃસંગતા ભાવે પોતાના આત્માને પરિણમાવવો એજ સદા એવંભૂતનય દ્વારા સિદ્ધ થતી રૂચિને ધારણ કરૂં છું. આત્માના શુદ્ધધર્મમાં એકતા, તન્મયતા અને નિઃસંગતા પ્રગટ

થઇ એટલે બુદ્ધિ અર્થાત્ જ્ઞાનના સાગર રૂપ આત્મામાં અનંત કેવલ જ્ઞાનાદિ ગુણોનો ભંડાર પ્રકટે છે એમ બુદ્ધિસાગર કહે છે

ૐ શાન્તિઃ ૩

---

## શ્રી સદ્ગુરુનો શિષ્યને ઉપદેશ.

તુ સર્વમા સત્તાવડે નિજને નિહાળી ચાલજે,
ત્હારા વિષે તુજને ગમે જે સર્વમા તે દેખજે,
તુજ દૃષ્ટિ આગળ જે રહ્યા પડદા સકળ દૂરે કરી,
આત્મમ વિષે તુ પાડજે સુજ્યોતિ તમ દૂરે હરી— ૧

સહુ જીવના અશ્રુ લુહી વિશ્રામ સારો આપજે,
અભિમાન વૃત્તિ ત્યાગીને કાર્યો સજીવન કર સહુ,
તુ સર્વનો સહુ તાહરૂ એ ભાવથી તન્મય બની,
તુ ચાલ આગળ તેજમા ત્યાં સર્વ દેખાશે ખરૂ— ·

સ્યાદ્વાદદૃષ્ટિથી નિરખ તુ સર્વ જગના ભાવને,
તુ સર્વનય સાપેક્ષથી વિવેક કરજે વસ્તુનો,
સાપેક્ષ વાણી બોલીને એ સત્યને તુ પૂજજે,
સિદ્ધાંતની શ્રદ્ધા ધરી સત્યજ હૃદયમા ધારજે— ૩

દુનિયા, વિષયની મોઝીલી એમા સુધારો કઈ નહિ,
નિજ આતમ સદ્ગુણ પામવામા યત્ન કરવો હોશથી,
સુધર્યા ખરે જે ધર્મમા ગુલ્તાન થઇ મમતા ત્યજે,
એ વાત મનમા લાવીને અન્તર્ સુધારો કર ખરો— ૪

નિજ આતમમા સયમ કરી ત્યા લીન થઈ શુભ દેખજે,
અનુભવ પ્રગટશે નવનવો મહાવીરમય તુ ભાસશે,
એ ભાસમા અમૃત ભર્યું તેથીજ જીવન સુધરશે,
બુદ્ધયબ્ધિ અન્તર્ યોગીઓ જે જે કરે તે સત્ય છે— ૫

---

# મહાવીરને મહાવીર થઇ આરાધો.

મહાવીરને મહાવીર થૈ આરાધશો ના દીન થૈ,
મૂર્છા અને ભીતિ ત્યજી શૂરા બની જિનને ભજો;
ત્યાગો પ્રથમ કૃત્રિમ સહુ પશ્ચાત્ આનન્દિત થશો,
વિશ્વાસ એવો લાવીને શ્રીવીરના પગલે વહો.–૧ ૧

મહાવીર પ્રભુમાં જે રહ્યું તે તે રહ્યું પોતા વિષે,
ઉત્સાહથી ધ્યાનજ ધરી મહાવીર દેખો દીલમાં;
મહાવીરનો અનુભવ લહી વ્યાપક બનો જ્ઞાને સદા,
ભૂલી જગત્‌ના સ્વપ્નને જાગી જૂઓ મહાવીરને–૨ ૨

સત્તા થકી સહુ જીવમાં મહાવીરતા વિલસી રહી,
મહાવીર સત્તા ધ્યાનથી વ્યક્તિ નીપજશે નિર્મલી;
ભૂલો નહિ ભ્રમણા વિષે બાળો પ્રગટતી વાસના,
આશા ધરો ના કોઈની મહાવીર નિજને દેખશો. ૩

જ્યાં હર્ષને શોકજ નથી ત્યાં ત્યાં પ્રભુમહાવીર છે,
જ્યાં રાગને દ્વેષજ રહે ત્યાં ત્યાં પ્રભુ ઢંકાય છે;
બહુ કર્મ ધુલી ટાળતાં જ્યોતિ પ્રગટતી આત્મની,
એ આત્મની જ્યોતિવિષે મહાવીર આપો આપ છે. ૪

નિજ ઇશતાને ભૂલીને પુદ્ગલવિષે રાચો નહીં,
પુદ્ગલતણા આકારમાં મૂર્છા ધરો ના ભ્રાન્તિથી,
છેદાય ના ભેદાય ના એ આત્મવ્યક્તિ માહરી,
એ ધ્યાનથી મહાવીરતા દીલમાં પ્રગટશે સત્ય હા. ૫

મહાવીરના સેવક બનો મહાવીરમય પોતે બનો,
સાપેક્ષનયની વાણીને દીલમાં ધરો જાગ્રત્ થઈ;
નિજ સાફ કરીને દીલડું પધરાવવા મહાવીરને,
બુદ્ધયબ્ધિ અન્તરમાં જુઓ શ્રી વીરને પ્રેમે નમો. ૬

## एनो हुं.

અપકવ પારો જીરવે એ પેટની પૂજા કરૂ,
આખો સમુદ્રજ પીજતુ એ પેટમા હુ સચરૂ,
કરમાય ના બહુ તાપથી એ પુષ્પને શિરપર ધરૂ,
હડતાલ કાચી જીરવે એ પેટમાં મલળુ ભરૂ— ૧.

સર્પો ડસે કોટી ગમે પણ ઝેર જેને ના ચડે,
અગ્નિ વિષે પડતુ મૂકે પણ પ્રાણ જેના ના પડે,
છેદાય ના ભેદાય ના જે રગને છોડે નહી,
હુ ધ્યાનમાં તેને ધરૂ એ ધ્યાનમા આવે સહી— ૨.

જે લેપથી લેપાય ના સહુમા ફરે સહુમાં રહે,
મરતો નથી નિજ પ્રાણથી કોટી જનો એને ચહે,
જ્યારે જુઓ ત્યારે નવો જૂનો દહાયો ના દહે,
એની સદા પૂજા કરૂ આ દીલડુ એને વહે— ૩

ફરતો નથી ટળતો નથી ને રૂપને બદલે નહી,
એ જીવતો જગ ગાજતો સહુમા વહી સહુમા વહી,
વેચાય ના ખેચાય ના એનો ઉપાસક હુ થયો,
એ મરજીવાના ભાગ્યમા હિ હાર સમ હૃદયે રહ્યો— ૪.

શિર છેદીને આગળ ધરે જેજે કહ્યુ તેતે કરે,
દુ ખો સહે કોટી ગમે વાણી વહે ત્યા સચરે,
જે દીલનો આદર્શ થઇને દીલમા કોટા ગ્રહે,
એ શિષ્યનો હુ શિષ્ય 'રૂ એ દીલ એનુ થૈ રહે— ૫.

દુ ખો પડ્યા કોટી સહે પણ શબ્દ એકે ના કહે,
સર્વંસહા પૃથ્વી પરે જે સત્યની દૃષ્ટિ વહે,
આકાશ, માતુ પેટમા સેવા કરૂ એની સદા,
બુદ્ધયબ્ધિ અન્તરૂ હાર્દને ખોલો હૃદયના થઇ મુદા. ૬

## एक श्रावकना हृदयनी स्फुरणा.

થાશો દૂર હવે વિઘ્નો સૌ કર્મે જે કર્યાંરે,
છૂટો બંધન સઘળાં માયાના પાશે ભર્યાંરે;
શક્તિ આવો પરિષહ સહેવા, ઇચ્છા પ્રગટો શિવપદ લેવા,
નાશો મૂર્છા સઘળી નિર્ભયતા હૃદયે ઠરોરે.—થાશો. ૧
સકલવાસના દૂરે નાસો, અન્તરૂમાં સ્થિરતા ગુણ વાસો,
નિશ્ચય અનુભવ વાસો, દિલમાં ભાવો એ ધર્યા રે—થાશો. ૨

---

## अमारा मित्रनी यादी.

ઉભરા અમારા દીલના જોયા અને જાણ્યા ઘણા,
મુજ દીલ સરવર ઝીલતાં રાખી નહીં જરીએ મણા;
દિલ ખોલીને વાતો કરી આનન્દરસ તરબોળ થઇ,
એ યાદ આવે ચિત્તમાં વિશ્રામ વેળા ક્યાં ગઈ. ૧
જોડી વિના ગમતું નથી જોડી વિસામો છે ખરો,
અનુરૂપ સર્વે વાતમાં એ જોડીથી દુઃખડાં તર્યો;
જીવાય છે જોડી થકી એવું હૃદયમાં થૈ રહ્યું,
બુદ્ધયબ્ધિ જોડે જીવવું આનન્દ રસિયાએ લહ્યું. ૨
અનુકૂળ સદ્‌ગુણ ઓઘથી મળતા વિચારો આવતાં,
જોડી ચહું હું બાહ્યની અન્તરૂ પ્રભુ ગુણ ગાવતાં;
એ જોડ પૂરી થાય એવી બાહ્યને અન્તરૂ થકી,
બુદ્ધયબ્ધિ અન્તરૂ ભાવના જોડી ખરી મળવા વકી. ૩
સરખાં મળે સરખા થકી એ જોડમાં આનન્દ છે,
સરખાપણું મળતું નહી એ જોડમાં દુઃખ ફન્દ છે;
સરખાપણું સદ્‌ગુણ વિષે એ જોડ સાકર શેલડી,
બુદ્ધિયબ્ધિ જોડી એ મળો નિશ્ચય ગુણોની વેલડી. ૪

---

## प्रभुनुं तान.

ઇચ્છુ તને પૂજુ તને તુ દીલનો પ્યારો પ્રભુ,
લાગ્યો વણો તુજપ્રેમ દૃષ્ટિ આગળે રહેશે વિભુ,
શુભ પ્રેમ રસના પાનથી ગુલ્તાન હૈ મસ્તજ થયો,
ન્યારો નહીં મુજ દૃષ્ટિથી એ ભાવ દિલે છાઇ રહ્યો ૧
મ્હારા પ્રભુ વ્હાલા પ્રભુ તન્મય બન્યો ત્હારા વિષે,
વારી જઉ તુજ ઉપરે એ એકતામા સુખ દીસે,
એ એકતામા જે રહ્યુ તેનુ અમારે ધ્યાન છે,
એ ધ્યાનના રગે ચઢ્યો વ્હાલુ મહુ કુરબાન છે ૨
તુજ પ્રેમ રસના પારણામા ઝૂલતુ તુજ બાળ છે,
એ બાળનો તુ લાલ છે સાચો ખરો તુ પાલ છે,
અન્તર્ નથી તુજથી જરા એ પ્રેમ રસની મસ્તીમા,
એ પ્રેમથી આગળ જતા મળીયોજ સરખી અસ્તિમા ૩
મળીયો પ્રભુ તુ જ્યોતની ઝાખી થઈ ભ્રમણા ટળી,
એ જ્યોતનુ વર્ણન કરૂ પણ શબ્દથી પરખાય શુ,
અનુભવ પ્રતીતિ થાવતા શબ્દો કથ્યા સાક્ષી થતા,
તાળી અનુભવતાનની લાગી રહી નિશ્ચય થયો ૪
મનવાણીથી વર્ણન કરૂ પણ પૂર્ણ તુ કહેવાય ના,
બાકી રહે કથતા ઘણુ એ પૂર્ણ ક્યારે થાય ના,
સાક્ષાત્ પ્રત્યય જ્યા થતો એ કોઈને કહેવાય ના,
બુદ્ધયબ્ધિ મહિમા ગાજતો સુણતો કદિ દૂર થાયના ૫

---

## मित्रचाह.

મિત્રો મળો સાચા મ્હને જે દીલનુ સર્વસ્વ દે,
સાથે રહે દિલથી સદા સુખ દુ:ખમા ભાગી બને,
ચાલે અમારી વાટમા જ્ઞાનેસગીઓ પ્રેમીડા,
એ દીલ લેને દિલને આનન્દ આપે વાતમા ૧

સુવર્ણ પેઠે સંગથી અસંગરંગે શોભતો,
જીવ જાન અન્તરૂ જાણી આચારે સમો સહુ કૃત્યમાં;
જેવું અમારૂં રૂપ તેવો તે બને સહુકાજમાં,
તન છાય મન વિશ્રામ વ્હાલો મિત્ર એ સ્વર્ગજ સમો. ૨
કાર્યો કરે નિષ્કામબુદ્ધિથી રહી સાથે સદા,
સાથે ફરે ધ્યાનજ ધરે સાથે અનુભવ યોગમાં;
મ્હારૂં અને ત્હારૂં તજી પ્રારબ્ધ વેદે સાક્ષી થૈ,
એવો હૃદયનો મિત્ર તેનો હું અને તે મુજ અહો. ૩
જે ચિત્તમાં તે વાણીમાં તે દેહમાં આચારમાં,
એવો મળ્યાથી મિત્ર નિત્યજ દિલમાં ઉત્સવ થતો;
દુઃખો સહે કોટી ગમેને મિત્રનું ઇષ્ટજ કરે,
વિશ્વાસ ઘાતજ ના કરે મરણાંત દુઃખો આવતાં. ૪
સન્માન પરવા ના ધરે ઉત્સાહ આપે કાર્યમાં,
ગંભીર સાગરથી ઘણો દિલમાં ક્ષમા પૃથ્વી સમી;
અનુરૂપ મિત્રજ એહવો સાથી મળો જોડી બનો,
બુદ્ધયબ્ધિ વ્હાલા મિત્રની સાથે રહી શિવને લહું. ૫

---

## પ્રેમીને સૂચના.

તું ચાલજે ઉપયોગથી સંભાળજે સાથીજનો,
જિન દેવની ભક્તિ કરી આગમ પ્રમાણે ચાલજે;
જે જે સમે જે ક્ષેત્રમાં કરણીય તે કરજે ભલું,
નિજ આત્મસત્તા ધ્યાઇને પરમાત્મતા પ્રગટાવજે. ૧
અનુભવ ઘણા થાશે અને સ્થિરતા પ્રગટશે આત્મમાં,
આશીર્વચન તે વૃદ્ધ સદ્ગુરૂના ફળો આશીષ એ;
નિશદિન ઉપયોગી બની વ્યવહાર નિશ્ચય સેવશો,
ગુરૂવાસ ઇચ્છા રાખીને આજ્ઞા હૃદયમાં ધારજે. ૨

નિજ વૃત્તિના અનુસારથી યાત્રા કરી કર્મો હરી,
રત્નત્રયીને સાધવા ઉદ્યમ સદા કરતા રહો,
મેળાપ થાશો સન્તનો આત્માર્થતા વાધો ઘણી,
બુદ્ધયબ્ધિ આશીર્વાદ એ ફળશો સદાની ભક્તિથી ૩

## अमारा ग्रन्थो.

અમારા પુસ્તકો પહાડો, નદીઓ બાગ પંખીઓ,
પશુઓ વલ્લિઓ ઝાડો, અમારા પુસ્તકો ઝરણા ૧
અમારા પુસ્તકો શિષ્યો, યુવાનો વૃદ્ધ માનવીઓ,
તળાવો ક્ષેત્ર ગૂફાઓ, પ્રકાશી તારકો રાત્રી ૨
અમારો ગ્રન્થ છે ગોષ્ઠી, અમારા મિત્ર છે ગ્રન્થો,
અમારા પુસ્તકો વાદળ, અમારા પુસ્તકો શ્રમણો ૩
અમારા પુસ્તકો સન્તો, અમારા પુસ્તકો બાળો,
અમારો ગ્રન્થ છે સગત, નવું જૂનું બને તે તે ૪
અમારા સાધુઓ ગ્રન્થો, અમારા ગ્રન્થ છે ભક્તો,
અમારો ગ્રન્થ છે વક્તા, અમારો ગ્રન્થ છે દિલડું ૫
અમારો ગ્રન્થ છે કુદ્રત, અનુભવ જે મળે તે તે,
અમારો ગ્રન્થ, જેયોમહુ, સુખો દુઃખો પડે જેજે ૬
અમારો ગ્રન્થ ઇન્દ્રિયો, વિવેકજ છે અમારો ગ્રન્થ,
અમારો ગ્રન્થ ચેતન છે, રહ્યો એ ગ્રન્થ અન્તરમા ૭
પ્રભુના ગ્રન્થના ગ્રન્થો, અમારા ગ્રન્થએ સર્વે,
પ્રભુ મહાવીરના બોલો, અમારા ગ્રન્થ પૂજ્યજ એ ૮
અમારો ગ્રન્થ જીવતો, અમારી સાથ રહેવાનો,
બુદ્ધયબ્ધિ જ્ઞાનિના ગ્રન્થો, વિલોકે જ્ઞાનીઓ જગમા ૯

## सन्ध्या.

આ લાલીમા અહો ફાટતાં ફેલાય છે ઝટિતિ અહો,
એ અસ્ત અભ્યુદયતણા વચ્ચે રહે ચપલા હહા;
જેનો ઉદય થાતો અરે તેના પ્રથમ એ લાલીમા,
દર્શાવતી ચંચળ ઉદય અભિમાન અન્તર્ તાણુ મા. ૧
જેવી જણુકી વિજળી ક્ષણુવારમાં વિણુશી જતી,
તેવી જગતની વસ્તુઓ નિત્યજ કદા રહેતી નથી;
પ્રીતિ થયા દુર્જન તણી ક્ષણુવારમાં પલટાય છે,
તેવો ઉદય મુજ પાછળે એ ભાનુનો પણુ થાય છે. ૨
જે સ્વાર્થના સંબંધ તેમાં રાગ જેવો થાય છે,
એ રાગની બહુલાલીમામાં વન્હિ ગર્ભ જણાય છે;
જ્યાં ક્ષણિક ઉદયો થાય છે ત્યાં લાલીમા પહેલી રહે,
કુટલાતણી પ્રીતિ પ્રથમ જેવી પુરૂષથી થાય છે. ૩
એ ક્ષણિકસ્થાયીરાગમાં નશ્વરપણું દેખાય છે,
દેતી મઝાનો બોધ એવો દિન પ્રતિદિન જાગતાં;
તો પણ અરે મોહીજનો એ વાત દિલ નહિ લાવતા,
એ ઉદય તેમજ અસ્તના મધ્યે રહે દુનિયાવિષે. ૪
યોગી મહન્તો તત્સમે પ્રભુ ધ્યાનમાં રમતા દિસે,
એ અસ્ત અભ્યુદયતણા મધ્યે રહે આ જગવિષે;
એ લાલીમાના વાવટા લેઇ ઉદય ફરતો રહે,
એ લાલીમા સંદેશડો ભાનુતણો જ્ઞાની કહે. ૫
કુંકુમના એ છાંટણાં ભાનુ ઉદય પહેલાં થતાં,
જ્યાં જ્યાં ઉદય ત્યાં લક્ષણો એવાં પ્રથમથી નિપજતાં;
ભવના ઉદયને અસ્તની સન્ધ્યા અહો સમતા ખરી,
એ આત્મ ભાનુ ઉદયની પૂર્વે રહી નિશ્ચય ધરી. ૬
સંધ્યા શિખામણુ આપતી ઉદયાસ્તની સંધી ગ્રહી,
સમજી અહા જે ચાલતા તે પામતા શિવપુર વહી;
સમતાતણી સન્ધ્યા ભલી દેખી મઝાની એ ખરી,
બુદ્ધ્યબ્ધિ ભાનુ ઉગવા લાગ્યો ખરો જગજય કરી. ૭

## ❀ ફુલ્લ. ❀

કેવું મઝાનું ફુલ્લ છે આનન્દદાયક ફુલ્લ છે,
આ ફુલ્લ હસતું ભાવમાં સુખ ચેનમાં મશગુલ છે,
આ ચન્દ્રની રૂપેરી દ્યુતિ જીતતું મલકાય છે,
ભાનુતણી સોનેરી કાન્તિ જીતતું હરખાય છે ૧
આનન્દની મસ્તી કરે આનન્દ અંગો અંગમાં,
હસીને હસાવે સર્વને આનન્દના ઉછરંગમાં,
આ વાલુડું આ વ્હાલડું આકર્ષતું નિજ પાસમાં,
ભુલાવતું જગ ભાનને ખોલાવતું નિજ વાસમાં ૨
ચિન્તા હઠાવે ચિત્તની સહુને રમાડે ગેલમાં,
જે જે રમાડે તેહને તેતે પડે છે સહેલમાં,
એ સ્હેલના શુભ તાનમાં લાગે સમાધિ નવનવી,
આનન્દ રેલંછેલને શું વર્ણવે જગનો કવિ ૩
આ ફુલ્લની કળિયો સહુ વિચિત્ર રંગે ભાસતી,
આ ફુલ્લની શુભગંધ જગમાં સર્વ દેશે વાસતી,
એ ભાસમાં ઠગતા સહુ આનન્દથી સૌને ભરે,
સુગંધથી જગ વાસતું કર્તવ્ય એ સહેજે કરે. ૪
કરમાય ના શરમાય ના ગભરાય ના ખચકાય ના,
પસ્તાય ના દુ:ખાય ના મુંઝાય ના મીંચાય ના,
આ ફુલ્લમાં દુનિયા રહી એ ઐક્ય કરતું સર્વનું,
એ દુ:ખ ટાળે સેવતા હો મૂળ છેદે ગર્વનું ૫
આ ફુલ્લની ક્રીડા ભલી ત્રીડા જગ રહેતી નથી,
આ ફુલ્લ રસભોગી ભ્રમર અન્તરતણી વાતજ કથી,
ગુંજારવો મધુરા કરી આનન્દમાં ભમરો રહે,
બુદ્ધયબ્ધિ અન્તર ફુલ્લના આનન્દને જાની લહે ૬

---

## बकं प्रति सरोवरस्यान्योक्ति.

પાળી ઘણો મોટો કર્યો મેં દાન આપ્યાં જીવતાં,
મેં ઢોંગ ભક્તિ જાણી ત્હોયે સૌ સહ્યું એ રીવતાં;
મુજ આશ્રયે પુષ્ટજ બન્યો ઉડતો થયો વદતો થયો,
ઉપકાર સર્વે ભૂલીને અન્યત્ર તું શાથી ગયો. —૧
જેનુ કર્યું જલપાનને જેના ઉપર ભમતો હતો,
જેના ઉપર ધ્યાનજ ધરીને પેટમાં ભરતો જતો;
ઉજ્જવલ નિહાળી રૂપને મેં પ્રાણ મ્હારા પાથર્યા,
ભૂલી ગયો શાથી અરે ઉપકાર સર્વે એ કર્યા. —૨
શીતલ હવા લીધી ઘણી ક્રીડા ઘણી કીધી હતી,
ભૂલો ઘણી ત્હારી થતી તે સર્વને કીધી જતી;
રક્ષણ કર્યું આશ્રય દઇ તું સ્વાર્થમાટે ચાલતો,
ધાર્યો હતો ના બેવફા શોભે નહીં તું મ્હાલતો. —૩
એ ધન્ય મ્હારાં કમલને કે મુજ વિયોગે પ્રાણ દે,
એ ધન્ય સાગર માછલાંને જલ વિના નિજ જીવ દે;
એ ધન્ય છે એ દેહને ચેતન વિના વિણસી જતી,
આવું અરે દિલ જાણતાં તેની અસર મન ના થતી. —૪
મૂર્ખા હરાયા ઢોરની પેઠે ભટકવા મન કરે,
નિજ સ્થાન છોડી ચાલતાં શોભા જરા તું ના ધરે;
વેશ્યાપરે જ્યાં ત્યાં ફરે નિર્લજ્જ માનજ ના લહે,
જેણે ધરી ના ટેક તેને તુચ્છ છે લોકો કહે. —૫
જેના થકી જીવ્યો અરે તેના ઉપર શ્રદ્ધા નથી,
તેની અહો કીર્તિ નથી એ વાત જ્ઞાનીએ કથી;
હું એટલું જગને કહું ઉપરથકી મ્હોશો નહીં,
પ્રાયઃ ઉપરથી ઉજ્જળા કાળાશ અન્તરમાં રહી. —૬
નિજ દિલમાં પેસી અરે જે ખાઇ પી મોટા થતા,
નિજ દિલને તજતા અહો તે પામશે અંતે ખતા;

છોડે નહીં આશ્રય કદિ વિશ્વાસ ટેકે જે રહે,
બુદ્ધયબ્ધિ સજ્જન કોટીમા વિશ્વાસ્યપદ પોતે લહે. —૭

## कबूतरनो हिंसकने उपदेश.

મોઘો અને અમૂલ્ય એવો જન્મ પામીને અરે,
હિંસા કરીને પખીની પાપે અરે પેટજ ભરે,
સૌ પ્રાણીઓની પેટમા ઘોર જ કરે છે કારમી,
એ પ્રાણીઓના પાપથી દુખી થશે અધમાધમી —૧

જેવો અરે તવપ્રાણ છે તેવોઅવરનો પ્રાણ છે,
જેવુ તનેદુખભાન છે તેવુ અવર દુખભાન છે,
ઘોળી અરે તુજ જીદગી કાળી કરે છે કેમરે,
હિંસાતણા એ કર્મથી સુખી થઇશ ના એમરે —૨

જોને અમારી જાત દાણાઓ સડેલા ના ચરે,
હિંસા કરે ના ત્રસતણી દિલમા દયાઝરણા ઝરે,
પશુઓ અને પખી વિષે જો ર્‍હેમ દૃષ્ટિ છે ખરી,
ધિક્કાર ત્હારા જીવને ર્‍હેમજ વિના જીવે જરી —૩

હા ધન્ય છે મુજ જાતને નિત્યજ દયામય થઈ રહે,
માનવ થઈ પાપજ કરે તો મુક્તિ કયાથી તુ લહે,
અવતાર મળીયો જે તને તેની અરે કિમ્મત નથી,
સૌદર્શને તેના સમો ધર્મજ નથી વાતો કથી —૪

ધર્મજવડો અહિંસા અહો સૌ ધર્મમા શિરતાજ છે,
એ ધર્મનુ મહુ સાર છે સુખનુ ખરૂ સામ્રાજ્ય છે,
ઉપદેશ દઉ કબતર થઈ દિલમા દયા પ્રગટાવજે
બુદ્ધયબ્ધિ સાચુ જાણીને એને હૃદયમા લાવજે —૫

## चंदनवृक्ष.

બોલે નહીં ચાલે નહીં ઉત્તમ અરે તુજ જાત છે,
બોલ્યા વિના ઉપદેશ દે રૂડા ઘણા અવદાત છે;
સર્પો ઘણા વિંટાય છે હરખાય છે એ ઝેરીલા,
શીતલ થતા એ બાહ્યથી મનથી રહે એ વેરીલા. ૧

કાપે જનો કૂવાડીથી તેને અહો સુવાસ છે,
એ કો'ડીપણુ સુવાસથી વાસિત થૈ શુભ વાસ દે;
ભેગાં કરીને કાષ્ઠને મથવાથકી અગ્નિ થતી,
સુગંધ બળતાં વાર એ કાઢે હૃદયમાં જે છતી. ૨

થંડક કરે ઘસનારને તાપજ હરે પલવારમાં,
ઉપકાર દુનિયાની ઉપર કરતું રહે અવતારમાં;
પરવા નથી શ્લાઘાતણી પરવા નથી સન્માનની,
નિજ ફર્જને ચૂક્યા વિના સુગંધ આપે દાનની. ૩

છેદાય છે ભેદાય છે પટકાય છે છુંદાય છે,
ચીરાયછે એ લોટની પેઠે અવસ્થા થાય છે;
ગંભીરતા છોડે નહીં, અકળાય ના દુઃખો પડે,
તેથી અરે ઉત્તમ જનોના અંગપર કેવું ચડે. ૪

પ્રભુના કપાલે એ ચડે એ માન પામ્યું ક્ષાન્તિથી,
મરીને અરે એ પૂજ્ય થૈ દૃષ્ટાંત અર્પે શાન્તિથી;
છોડે નહીં નિજરૂપને મરણાંત દુઃખો આવતાં,
તે માન પૂજાને લહે રહેતાં જનો ગુણ ગાવતાં. ૫
નિજ રૂપ દૈ અધિકારથી એ જીવતું જગમાં રહે,
એને સદા ધન્યજ અહો નિજ રૂપતા સાચી વહે;
નિજરૂપને નિત્યજ ધરે એ રૂપમાં આનન્દ છે,
બુદ્ધયબ્ધિ અન્તરૂ હાર્દનો પરમાર્થ સુખ મકરન્દ છે. ૬

---

## દષ્ટિ.

એકીટસે જોઈ રહે મિચાય ના કેમે કરી,
વાર્યા થકી હઠતી નહીં બોલ્યુ સુણે ના કંઈ જરી,
ભિજાય છે અશ્રુથકી ને ઝીલતી ઝરણાં મહી,
એ ધ્યેયને ચૂકે નહીં એ ધ્યેયરૂપે થઈ રહી ૧
એ ચમકતી નિજ તેજથી એ તેજમા આકર્ષતા,
એ તેજમા ભુવનો ભમે મેઘો મઝાના વર્ષતા,
એ તેજમા જીવન ઘણુ એ તેજમા પરમાત્મતા,
એ તેજ જોતુ તેજને એ તેજમા આનન્દતા ૨
દુનિયા બહુ વારી જતી એ તેજપર નિજ પ્રાણને,
એ તેજમા મીઠાશ છે અર્પે અનુપમ ભાનને
એ તેજને ધરતી રહે નિજ ધ્યેયમા તલ્લીન થઇ,
શોધે હૃદયસાગરવિષે પગભાવને શુભમીન થૈ ૩
ચળકતી એ ચન્દ્રને ભાનુથકી અધિકી ભલી,
ચળકાવતી એ દૃસ્યને પીઈ જતી પ્રેમે મલી,
તમ ભારને ઝટ ટાળતી ભય ખાળતી મસ્ત જ બની,
રસમા ઘણુ તરબોળતી ના બોલતી એ ગણુગણી ૪
એ અવશ્ય કરતી દૃશ્યને મસ્તાની લજ્જા ના ધરે,
પિયુ પિયુ કરી હૈડે ધરે પિયુથી ખરૂ ઐકયજ કરે,
એ ઐકયમા આનન્દની સીમા નથી એ જાણુતી,
તેથી અરે નિજ દૃશ્ય સ્વામીવણુ અવર ના આણુતી ૫
એ ધ્યેયને ભૂલે નહીં વિયોગ બહેતી ના અરે,
એ ધ્યેયરૂપે થૈ જઈ પરમાર્થ લે સાચો ખરે,
મોટી પ્રભુતા પામતી એ ટેકથી લાગ્યુ ખરૂ,
બુદ્ધયબ્ધિ અન્તરદૃષ્ટિના સ્વામી પ્રભુને ઝટ વરૂ ૬

---

## રાત્રિ.

કાળુ ઘણું તવતોર છે ઘમઘોર છે બાહુ જોર છે,
ઘૂકો નિહાળે આંખથી એ ભાવ ખૂબી ઓર છે;
વિશ્રામથી સૂવે ઘણા જીવો રહી તુજ આશરે,
ઘનઘોર નિદ્રા લેઇને જાગી પ્રયત્નો તે કરે. ૧
તુજ પેટમાં ઉત્પત્તિને મરણો રહ્યાં છે સર્વનાં,
બીહામણી મહા કાલિકા શસ્ત્રો ધરે છે ગર્વનાં;
વ્યાપે જગતમાં વેગથી આંખો છતાં દેખાય ના,
ગુરૂગમ વિના શાસ્ત્રો ભણે જેમજ ખરૂં પરખાય ના. ૨
ઉત્તેરતી તું ચોરને દુષ્ટો હરાયાં ઢોરને,
રજતમતણી વૃત્તિ ધરી ખોદે જીવોની ઘોરને;
બક શાન્તિને ફેલાવતી રેલાવતી અંધેરને,
છંછેડતી રંજેડતી કરતી રહે તું કેરને. ૩
કાળી રહીને બાહ્યને અન્તરૂ થકી કાળાં કરે,
તું અંધ કરતી દેખતાં વામીજનો પૂજા કરે;
તું તેજની પહેલાં રહીને તેજની ઇર્ષ્યા કરે,
એ તેજ પ્રગટે ભાગતીને નાસતી છાની ફરે. ૪
ખાડા ઘણા ને ટેકરા જડ ઝાંખરાં અથડાય છે,
મારે ઘણાં ફાંફાં જનો કૂટાય છે પીટાય છે;
કિમ્મત કરાવે તેજની આપી અનુભવ દુઃખનો,
જે તેજ પામ્યા તે જનો પન્થજ ગ્રહે છે સુખનો. ૫
ઘમઘોર તારા જોરમાં યોગીજનો જાગે ખરે,
એ યોગીઓના દિલમાં પેસે નહીં કેમે અરે;
તુજ સંગથી એ યોગીઓના યોગનો ઉત્સવ થતો,
દિવસ ખરો તારા છતે આનન્દ ઉભરાઇ જતો. ૬
એ તેજ અન્તરૂ આગળે ચાલે નહીં ત્હારૂં જરા,
એ વાત જ્ઞાની જાણતા એ ભેદ પામ્યા છે ખરા;

લાગે સરીખા બાહ્યથી તમ ભારથી સર્વે અરે,
બુદ્ધયબ્ધિ અન્તર્ યોગીઓ તમ તેજ ભેદજ લે ખરે ૭

## हंसनी अन्योक्तिमां उपदेश.

સાથે રહ્યો સાથે વહ્યો વાતો કરી સાથે રહી,
વ્હાલો ઘણો દિલનો થયો પ્રીતિ ખરી બે નિર્વહી,
દિલ લેઈને દિલ આપીયુ ને ઐક્ય બન્નેનુ થયુ.
તે નીચનો સગત કર્યો જો ફૂળ ત્હારૂ ક્યાં ગયુ ૧
વિશ્વાસનો ઘાતક બન્યો એ કાકની સંગે અરે,
ઉત્તમ જનો પણ નીચની સંગે લઘુતાને વરે,
ઉજ્વલ અરે તુજ જાત છે પણ સગથી કાળો થયો,
આબો અહો એ નીંબની કલમે કટુકજ થઈ રહ્યો ૨
જે સૂક્ષ્મમા અસરો થતી તે સ્થૂલમા દેખાય છે,
મનમાં વિચારો જે ફરે તે દેહમા પરખાય છે,
જે જે કર્યું સગે રહી વિપરીત તે જાણે હવે,
દૃષ્ટિ ફર્યાથી સદ્ગુણોને દોષ રૂપે જગ લવે ૩
નિજ દૃષ્ટિ તેવી સૃષ્ટિ પણ બદલાય એવુ લાગતુ,
સયોગ પામી ચિત્તડુ તેવુ બનીને જાગતુ,
તાગ વચનના ઘાવ મારા દીલમા પડતા રહ્યા,
બદલાય ના નિજ ધર્મને જાણે અરે જે દુ ખ લહ્યા ૪
પરિપક્વ બુદ્ધિ વણુ અરે બદલાય મન સગત લહી,
એ સગતિનો દોષ શો? નિજ વૃત્તિ સ્થાને ના રહી,
તુ જોઈ લે નિજ દીલમા સાચુ વિચારે ભાસશે,
તુ આવ પાસે સગથી રગજ હૃદયમા વાસશે ૫
ચારો ચરે તુ મોતીનો આહાર એ ત્હારો ખરો,
એ વાત મનમા લાવીને કાકોથકી પાછા ફરો,
નિજ ભૂલથી પસ્તાઇને શુદ્ધ જ બનો ઉત્તમ બની,
બુદ્ધયબ્ધિ અન્તરમા કથી એ મિત્ર પ્યારા હંસની ૬

# મિત્રનો મિત્ર પ્રતિ આલાપ.

શું સ્નેહ તે આવો હશે કે એકલા ચાલ્યા જવું,
શું પ્રેમ ત્યાં પરતંત્રતા એ તો હવે જાણ્યું નવું;
વાતો કરે ના દીલથી સાથે ફરી એ પ્રેમ શો, ?
વિઘ્નો પડે પાછો હઠે એ પ્રેમમાંહિ નેમ શો ? ૧
તાપજ નથી જે પ્રેમપર એ પ્રેમની કિમ્મત કશી,
સ્વાર્થે જનો પ્રેમી બને તે અંતમાં જાતા ખશી;
એ પ્રેમના સાગર વિષે રત્નો ઘણાં તળીએ રહ્યાં,
જે મરજી વો થૈ બુડીયો રત્નો અહો તેણે લહ્યાં. ૨
જો સ્નેહ સાચો હોય તો વ્હેમજ રહે ના ચિત્તમાં,
જો સ્નેહ સાચો હોય તો મમતા રહે ના વિત્તમાં;
જો સ્નેહ સાચો હોય તો જુદો પડે ના દેહથી,
મરણાંત કષ્ટો પુષ્પની પેઠે જણાતાં નેહથી. ૩
તે વાણીમાં આવે નહીં દિલતારમાં ઝણઝણુ થતો,
જન પ્રેમ દીપકમાં પડી રાખજ બની ઉડી જતો;
જે જડવિષે પ્રીતિ ધરે તે પ્રેમ સમજે ના કશ્યો,
એ ભોગીના ભાગ્યે નથી એ પ્રેમ જ્ઞાનીમાં વશ્યો. ૪
દૂરે થતાં જૂદા થતાં સ્નેહી વિના તો ના ગમે,
એ ભાવ પ્રગટ્યો ચિત્તમાં તો એકલો શાથી ભમે;
તુજ પ્રેમ જગ વ્યાપક બન્યો તો ભેદના ભડકા નહીં,
જ્યાં ભેદ ભડકા જાગતા કૃત્રિમ પ્રીતિ ત્યાં રહી. ૫
એ રૂપનો પ્રેમજ નથી એ શોખનો પ્રેમજ નથી,
જે પ્રેમમાં નિર્દોષતા તે પ્રેમની વાતો કથી;
એ ભેદ નિયમમાં નથી એ વાતમાં ના જાતમાં,
બુદ્ધ્યબ્ધિ અન્તરૂ મિત્રને કથીયું ખરે પરભાતમાં. ૬

## स्वगत.

કાટા પેઠે વ્યથિત કરતો તાપથી ખૂબ બાળે,
સર્પો પેઠે અતિશય ડસે ઝેરથી દીલ બાળે,
છેદે અગો પટકી નભમા અગ્નિમા શીઘ્ર પાડે,
રે રે પાપી અતિશય દયા આવતી તુર્ત આડે ૧
સર્પો ડખે વિષ નહિ ચઢે હાથ એ મત્ર આવ્યો,
સિહો સાથે પ્રતિદિન રહુ ના ડશુ હુ ડગાવ્યો,
ભૂતો સાથે પરિચય થતા ધૂણતો ના ધુણાવ્યો,
થાતી એવી હૃદય ધ્વનિયો ભાવ અતર્ છવાયો ૧
ભાલો સારો પ્રગટ થઇને દીલને વિધતો એ,
દુષ્ટો ભૂડા હૃદય લઇને દીલને વિધતા એ,
યોદ્ધો સારો અભિમુખ રહી શસ્ત્રનો ઘાવ મારે,
પોતાનો થઈ હૃદય હણુતો તે મળો ના જ ક્યારે ૧

---

## शिक्षा

રાગ—ગોડી

નથી તેહ નિજમા માનો રે હસ ! વિચારો સ્વરૂપ—નથી૦
ઉચા ટાગ કરી સુવે રે, ટીટોડી થઇ ભ્રાન્ત,
કરી કલ્પના હસા પ્યારા, કેમ બનો છો અશાન્ત—નથી૦ ૧
જડમા ભયની કલ્પના રે, તે છે દુ ખ દાતાર,
દુ ખ હેતુ જે માનીયા રે, જોતાં ખરા ના ધાર—નથી૦ ૨
કાળાની કરી કલ્પના રે, દુ ખ લહો સ્વયમેવ,
પરપરિણુતિ છોડે દુ ખ નાસે, પરપરિણુતિ દુ ખ ટેવ—નથી૦ ૩
આરોપિતજડધર્મથી રે, ભૂલો નિજનુ ભાન,
નિર્મલ સ્ફટિક સમો છે નિશ્ચય, દીલધરો એ સાન—નથી૦ ૪

રૂપ જૂવો નિજનું ખરૂં રે, છંડો મનની ભ્રાન્તિ;
બુદ્ધિસાગર સહજ સ્વભાવે, રમતાં નિત્ય જ શાન્તિ—નથી૦ ૫

---

## आमन्त्रण.

આવજો આવજો આવજો રે જગસેવક સન્તો આવજો.
લાવજો લાવજો લાવજો રે નિજ મિત્રોને સાથે લાવજો;
દુનિયા કુટુંબ ગણી દુનિયા ઉદ્ધારવા,
દીલમાં દયા વહેવરાવજો રે—જગસેવક. ૧
અશ્રુઓ લ્હુવાને પાપોને ધોવા,
સેવા એ ધર્મ ધરાવજો રે—જગસેવક. ૨
ઉચ્ચને નીચનો ભેદ વિસારી,
સૌના ભલામાંહિ ધાવજો રે—જગસેવક. ૩
ભક્તિના ભાણાંથી સૌને જમાડી,
સંતોષવૃત્તિ કરાવજો રે—જગસેવક. ૪
સમાન ભાવની ગંગાનદીમાં.
બુદ્ધિસાગર સૌ ન્હાવજો રે—જગસેવક. ૫

---

## हंसनी काकना सम्बन्ध प्रति अन्योक्ति.

સંબંધ માટે જે કથ્યું તેનો ઉત્તર તુજને કહું,
સંબંધના હેતુ વિના સંબંધ ના એવું ચહું;
તું કૃષ્ણ ને હું શ્વેત છું એ ભેદ કુદ્રતથી થયો,
એ કૃષ્ણ તેમજ શ્વેતતામાં ભેદ હેતુથી રહ્યો. ૧
તુજ ચાલ ને મુજ ચાલમાં જે ફેર છે તે ના ટળે,
જ્યાં ચાલમાંહિ ફેર છે ત્યાં મેળ સાચો ક્યાં મળે;
તુજ વાણીમાં મુજ વાણીમાં ફેર જ જણાતો બોલતાં,
જ્યાં બોલમાંહિ ફેર છે ત્યાં મેળ નહિ છે તોલતાં. ૨

તુજને ગમે આહાર જે મુજને ગમે ના તે અરે,
કુદ્રતથકી આહારનો જ્યા ભેદ મેળ જ શુ સરે,
મારા વિચારો ઓર છે તારા વિચારો ઓર છે,
દિલ તોર મારો ઓર છે ન્યારો ઘણો તુજ તોર છે ૩

તુ ચિત્તમા શઠતા ધરે વિશ્વાસનો ઘાતજ કરે,
ફરતો ફરે ડરતો ફરે જોતો ફરે પેટજ ભરે,
તુ પ્રેમમા સમજે નહીં ને સ્વચ્છ વારિ ઓટતો,
પર પખીના બાળો હરીને પ્રાણ તેના છોડતો. ૪

ચાદા નિહાળે અન્યના ચાદાવિષે રાચી રહે,
અન્તરૂ અરે આકાશને પાતાળનુ તુ એ વહે,
તુજ જીવની ન્યારી ગતિ મુજ જીવની ન્યારી ગતિ,
તુજ વાસના મુજ વાસનાની જન્મથી ન્યારી મતિ ૫

આહાર આચારો વિચારો તુલ્ય ત્યા પ્રીતિ થતી,
જ્યાં પ્રેમથી દિલડુ મળે ત્યાં મેળ છે નિશ્ચય મતિ,
કુદ્રતથકી જ્યા મેળ છે એ મેળમા આનન્દ છે,
એ મેળ ટાળ્યો ના ટળે એ મેળમા નહિ ફન્દ છે. ૬

સબધના એ હેતુને અવબોધશો સમજી ખરૂ,
જ્યા મેળની ના યોગ્યતા ત્યા મેળને હુ ના ધરૂ,
સસ્કાર મારા પામીને અવતારથી મુજ સમ બને,
બુદ્ધચબ્ધિ અન્તરૂ બાહ્યમા એ મેળથી ગ્હેતો કને ૭

---

## વ્હાલાં પુસ્તકો.

વ્હાલા અમારા પુસ્તકો મિષ્ટાન્નથી મીઠા ઘણા,
મિત્રો હૃદયના તે ભલા શુભ ભાગ છે સોહામણા,
વ્હાલા અમારા પુસ્તકો શુભ તત્ત્વ મદિર શોભતા,
રવિચદ્ર જ્યોતિને અરે શુભ જ્યોતિથી એ ઓપતા ૧

સેવ્યાથકી સુખ આપતાં દેખાડતાં સાચું સદા,
પરવા ધરે ના કોઇની એકાગ્રતા કરતાં મુદા;
દર્શાવતાં શિવમાર્ગને પરમાર્થનાં ઝરણાં ઝરે,
આદર્શ પેઠે રૂપને દર્શાવતાં સેવા ધરે. ૨

અનુભવ મજાનો આપતાં શિક્ષા કથે ડરતાં નહીં,
મન માનતાં રસથી ભર્યાં નિસ્સંગતા સાચી રહી;
સાથી બને દુઃખમાં સદા ચિન્તા હરે સહુ ઉપજી,
આનંદ લ્હાણાં આપતાં શુભ વાત એથી નીપજી. ૩

મહુલી અમારી વ્હાલડી ખાણું ખરૂં છે સત્યનું,
મેઘો ભલા અમૃતતણા શુભ બીજ છે નિજ કૃત્યનું;
ઉંચાં ઘણાં આકાશથી સર્વે સમાવે અંગમાં,
ભાન જ કરાવે સત્યનું આનન્દના શુભ રંગમાં. ૪

જંગલ વિષે મંગલ કરે આધિ ઉપાધિ સહુ હરે,
સૌ વસ્તુના નકશા ધરે ને દીલથી વાતો કરે;
શુભ દીવ્ય રસની શેલડી અમૃત ફ્ળોનો ટોપલો,
ઉદ્ઘાટતાં શુભવાસ દે બળ આપતાં રસ દે ભલો. ૫

એ દીવ્ય ગંગા તીર્થ છે અન્તરૂતણાં માબાપ છે,
સાચી હવા એ પુસ્તકો જિન વાણીની શુભ છાપ છે;
ગમતું નથી તેના વિના આશ્રય અમારો તે ખરો,
ગુફા વિષે પણ પુસ્તકો લેઇ જશું મીઠો ઝરો. ૬

વાતો કરે એકાંતમાં આનન્દમાં મન રાખતાં,
પુષ્ટિ મઝાની આપતાં એ વાંચતાં શુભ ભાખતાં;
હું માગુ છું શુભ એટલું વ્હાલાં સદા પાસે રહો,
બુદ્ધયબ્ધિ પ્રેમી પુસ્તકો આનન્દને કહેતાં વહો. ૭

---

## सुमतिनो आत्मने उपालंभ.

મબધ બાધ્યો છોડ ના છછેડ ના તરછોડ ના,
ભરમાઇ જઈને ભૂલથી તુ શીર્ષ નાહક ફ્રોડ ના,
મબધ બાધ્યો વારિથી જો મીન કેવુ શોભતુ,
એ જલ વિના જીવે નહીં તેથી અરે તે ઓપતુ ૧
મબધ બાધ્યો વારિએ જો દુગ્ધથી તેમા રહે,
પોતે બળે અગ્નિથકી ને દુ ખની કોટિ સહે,
જો સ્નેહથી સબધ બાધી સરમહીં કમલો રહ્યા,
એ વારિવણુ જીવે નહીં ઉત્તમજનો એ જો લહ્યા ૨
કાપ્યા ફ્રી ઉગે ઘણા લુચ્યા ફ્રીથી આવતા
જો શીર્ષ કેશો સ્નેહના મબધમાહિ ફ્રાવતા,
મબધ બાધ્યો સત્ય તેથી શીર્ષપર શોભી રહ્યા,
શોભાભલી એ કેશની વળ છોડના ના જે દહ્યા ૩
જો મેદીનો શુભરગ એને વાટતા રગજધરે,
એ મેદીના મબધને ત્યાગે નહીં ચૂરે કરે,
તેથી સતીઓ મેદીના રગે વપુ શણુગારતી,
મુશ્કેલ સ્નેહજ પાળવો એવુ કયે છે ભાગ્તી ૪
સુવર્ણમા સ્નેહજ ગ્રહ્યો સબધ છૂટે ના કદી,
સબધ ચદ્રે ધારીઓ ઊગતો અરે એતો સુદિ,
જો મોતિથી સબધ બાધ્યો હુમચાગે તે ચરે,
ઊત્તમજનો મબધને છોડે નહિ મરતા અરે ૫
મબધ બાધ્યો ચદ્રથી જો પોયણીઓ ઉલ્લમે,
ચાતક નિહાળી મેઘને કેવુ અહો મન વિકમે,
સબધ બાધ્યો પાળવો વદવુ ઘણ એ સ્હેલ છે,
દુ એ મદ્દી મબધથી રહેવુ ઘણ મુશ્કેલ છે ૬
સબધવી વિશ્વાસનો ઘાતજ કરે પાપી ઘણો,
એ ધૂળવી હલકો ઘણો રાક્ષસથકી બીહામણો,

વિપત્તિ વાદળ વર્ષતાં સંબંધ ત્યાગે ના ખરો,
એ વાત દિલમાં લાવીને નિજટેકને પ્રેમે ધરો. ૭
ભરમાય છે અકળાય છે પલટાય છે સંબંધથી,
સંબંધ બાંધો ના કદી લોકો અરે જનમૂઢથી;
સંબંધ સાચો જાળવે સુખડાં મળે છે ટેકથી,
બુદ્ધયબ્ધિ અન્તરૂમાં કથ્યું જાણોજ સત્ય વિવેકથી. ૮

## ॥ अस्थिर ॥

એ ગોળીના ચવડા સમો મક્કમ વિચારો ના ધરે,
ક્ષણુ ક્ષણુવિષે બદલાઇને ધાર્યું કરે ના કંઇ અરે;
સામો મળે જેવો અરે તેવો ઘડીમાં થૈ જતો,
વિશ્વાસ આપી વાણીથી દૂરે થતો બ્હીતો છતો. ૧
એ હસ્તતાળી આપીને હસતો હસાવે અન્યને,
હેંહેં કરી બોલ્યું ગળેને પ્રગટ કરતો દૈન્યને;
સ્હેમાં તણાતો અન્યની શુભપક્ષ પકડ્યો છોડતો,
શુભવાત લઇ એ ચિત્તની વાતો વિપક્ષે ફોડતો. ૨
ચંચળ બનીને ચિત્તથી ફરતો ફરે જ્યાં ત્યાં અરે,
જ્યાં ત્યાં અરે એ પેસતોને નિકળતો વાયુપરે;
રણુરોજની પેઠે અરે ફરતો ફરે ચંચલપણે,
પાછો ફરીને ભાગતો શ્વાનજ પરે ઢીલાપણે. ૩
ક્ષણુ ક્ષણુવિષે ત્રિદોષીની પેઠે લવારા કૈં કરે,
એ વીર્યહીણા જનતણી સંગે સદા દુઃખડાં ખરે;
એ સૈન્યની આગળ રહીને સૈન્યને ગભરાવતો,
બોલે અને એ કૈં કરેને ભ્રષ્ટ વચની થાવતો. ૪
બોલે તડાકા મારતો ને જોર હાંકે વાઘનું,
ભરમાઇને ફસકી જતો એ જોર જણુવે કાગનું;
સંકટ પડ્યાથી ભાગતો મૂકી જનો સાથે રહ્યા,

 બ્હીતો છતો પગલાંભરે કાયરજનો એવા કહ્યા ૫
વિપત્તિ વેળા આવતા ક્ષણુ વારમા જાતો ખસી,
વિશ્વાસનો ઘાતક બની બોલે નપુસકવત્ હસી,
એ રગ કરતો નવ નવા પડતાં મૂકે છે કાજને,
એ લગ્નમાં વિઘ્નજ સમો વ્હાલી ગણે ના લાજને ૬
એ વેષને આચારને બદલે ઘડીમા બારને,
એ બદલતો ને છોડતો ગુરૂઓ કરી લખવારને,
અસ્થિર જનની વાણીને આચાર મન જૂદા અહો,
બુદ્ધ્યબ્ધિ પૂરા ટેકીની સગે રહી સુખડાં લહો ૭

## શેલડી.

જોને આ ભાઈ શેલડી મીઠી, મીઠા રસમય કયાય ન દીઠી,
ચાવે પીલે રસને આપે, શીતલતા કરનારી વ્યાપે ૧
મરતા જાતિસ્વભાવ ન મૂકે, પરોપકારી ભાવ ન ચૂકે,
ગાઠો પણુ એમા રહેનારી, રસ નહીં ત્યા ગાઠ થનારી ૨
જન્મથકી પરિણામ સ્વભાવે, મીઠા રસને તેહ બનાવે,
જેને જે જોઇએ તે લેતુ, પરિણામ તુ નિજ પામી હેતુ ૩
બાવળ, શેલડી ક્ષેત્રે રહ્યા છે, ભિન્ન સ્વભાવે તેહ વહ્યા છે,
એક ક્ષેત્રમા સર્વે વસતા, ભિન્ન સ્વભાવે ભિન્ન વિકસતા ૪
છુપી રહે ના દાટી પગળે, મૌન રહી પ્રગટે છે કાળે,
બુદ્ધિસાગર રસ આસ્વાદો, પડતા મૂકો વાદ વિવાદો ૫

## ભાષા.

ભાષા પઢિન ભાષા જાણો, વાદવિવાદોમા મન તાણો,
કૂલે ફોગટ ભાષાજ્ઞાની, શાન્તિ થતી ના તેથી અજ્ઞાની ૧
ભિન્નભિન્ન ભાષાઓ જાણો, શબ્દગર્વને ચિત્ત ન આણો,
ભાષાઓમાં ના ભરમાતા, સુજ્ઞે તે જન ખત્તા ખાતા. ૨

ભાષા કોથળો શબ્દ સોપારી, પંડિત તેનો છે વ્યાપારી;
શબ્દ સોપારી અન્યો ખાવે, વ્યાપારી વ્યાપારે ફાવે. ૩
ભાષા ભણનાર પાર ન આવે, સાર ગ્રહે તે શાન્તિ પાવે;
સહુ ભાષાનો સારજ મેવા, બુદ્ધિસાગર સદ્‌ગુણ લેવા. ૪

## પ્રેમપ્રતિજ્ઞામેળ.

ત્હારા અને મ્હારા વચ્ચે અન્તર્ કદી રહેશે નહિ,
જે તું અહો તે હું ખરો એ ભાવતો વહેશે સહી;
જ્યાં તું રહે ત્યાં સૂક્ષ્મરૂપે હું સદા છું જાણજે,
જ્યાં ઐક્ય દૃષ્ટા દૃશ્યનું ત્યાં ભાન એવું આણજે. ૧
તુજમાં રહ્યું જે જે ખરે તે તે રહ્યું મુજમાં ખરે,
જ્યાં ધાતુ મળતી ધાતુથી રંજનપણું શોભા ધરે;
સ્હેજે મળ્યા સ્હેજે રહ્યા સ્હેજે પરસ્પર એકતા,
એ એકતાના યોગીઓની પૂર્ણરૂપે છેકતા. ૨
જ્યાં જ્ઞાન જ્યોતિ ઝળકતી બાધા નથી ત્યાં શર્મ છે,
એ શર્મના આસ્વાદથી જાણ્યો ખરો એ ધર્મ છે;
એ ઐક્ય ભાવે શર્મની ઝાંખી થતી ઝટવારમાં,
હુંતું પણું જ્યાં ના જરા ત્યાં શર્મ છે અવતારમાં. ૩
એ શર્મ દરિયો ઉછળ્યો પારજ જરા પરખાય ના,
જે ઉલટ આંખે દેખતો તે ભેદમાં ભરમાય ના;
એ મેળમાં હું તું મળ્યા હું તું રહ્યા ના જાગતાં,
જે જાગતાં ઉંઘી ગયા તે દુઃખ ના લે વાગતાં. ૪
એ જાગવું ને ઉંઘવું એ ભેદ અવઘટ ઘાટના,
એ ઘાટ અવઘટ ઉતર્યાથી દિવસ તેમજ રાત ના;
હું તું ભૂલાયું ઉંઘમાં ને જાગતાં ત્યાં મેળ છે,
બુદ્ધ્યબ્ધિ એવા મેળથી આનન્દ રેલંછેલ છે. ૫

## सन्तसेवा

રાગ ધીરાના પદનો

સન્ત મારા પ્રાણોરે, સન્તોની સેવા નિત્ય કરૂ,
પ્રભુનુ દ્વાર સન્તોરે, સન્તોની સાથે પ્રેમે ફરૂ સન્ત
મુનિવર સત ભલા જગમાહિ, પ્રભુ પ્રતિનિધિરૂપ,
ત્રિવિધ તાપ હરે જગ સાધુ, મમતા શચીના ભૂપ,
પોતાનો રગ દેતારે, સેવા કરી સહેજે તરૂ સન્ત ૧
સન્તોના હાટે છે સુખડા, ટળતા કર્મ વિકાર,
મહાવ્રતધારી ગુણ ભડારી, દયા ખરી કરનાર,
ધર્મસ્તભ મોટારે, સાધુનુ ધ્યાન દીલ ધરૂ સન્ત ૨
દુનિયાના બહુ પાપ ધુવે છે, કરે બહુ ઉપકાર,
જ્ઞાની ધ્યાની લેશ ન માની, તારે અને તરનાર,
અલખ લ્હેરો લેતારે, આનન્દ રસ સેવી વરૂ સન્ત ૩
ધર્મબીજ દુનિયામા વાવે, કરી પાપનો નાશ,
કલ્પવૃક્ષ ચિન્તામણિ ધેનુ, સન્તો સુગુણ સુવાસ,
સન્ત પગની ધૂલીરે, શિર ચઢાવી પાપ હરૂ સન્ત ૪
સન્ત સમાગમ દર્શન થાશો, સન્ત ચરણમા વાસ,
સન્ત હૃદયના મીઠા મેવા, ચઢતે ભાવ ઉલ્લાસ,
બુદ્ધિસાગર સેવારે, સાચા ભાવે સદાવરૂ સન્ત ૫

---

## आमन्त्रण.

આવો અમારા ધર્મના શુભ આશરે સુખી થશો,
આવો અમારી પાસમા ફરે જરા પણ ના ખસો,
આવો અમારી પાસમા અન્ન લુહીશુ ભક્તિથી,
આવો અમારી પાસમા ભક્તિ કરીશુ શક્તિથી ૧
આવો અમારી પાસમા દિલ તાપ શાન્તિ પામશે,
દુઃખો સહુ નાસી જશે ને સત્ય સમતા જામશે,

જિનધર્મના શુભ આશરે આવી રહો દુનિયા જનો,
જ્યાં ભેદભાવજ ના કશો આ ધર્મથી ઉત્તમ બનો. ૨

પાપો તમારાં ધોઇને નિર્મલ કરીશું ધર્મથી,
સાથી બનાવીશું ખરા વિશ્વાસને શુભ કર્મથી;
જે જે અમારી પાસમાં તે તે તમોને આપશું,
વિશ્વાસ રાખો ધર્મમાં શુભ માર્ગમાંહી થાપશું. ૩

જે જોઇએ તે પામશો એવો અમારો ધર્મ છે,
એ ધર્મની સેવા કર્યાથી શુદ્ધ ચેતન શર્મ છે;
જે જે અમારાં કાર્ય છે તે તે તમારાં માનશો,
દુનિયા જીવોને તારવા કરૂણા હૃદયમાં આણશો. ૪

જે ધર્મમાં આવે જનો તે પૂજ્ય પોતાના ગણી,
બહુ ધર્મસ્નેહજ ધારીને આગળ કરીશું શિવ ભણી;
શ્રીવીરના ઉપદેશને આલમ ઉપર પ્રસરાવતા,
બુદ્ધ્યબ્ધિ સાધર્મીજનો પ્રેમે સદા બોલાવવા. ૫

---

## હૃદયવિશ્રામ મિત્રો.

જાઓ કદી લક્ષ્મી મળી પદવી મળી પાછી ફરે,
મિષ્ટાન્ન ભોજન ના મળો પ્રાસાદ રહેવા ના મળો;
બહુ તાઢ તડકો વેઠવો કદિ જો પડે તો તે પડો,
પણ દીલના વિશ્રામ મિત્રો તે મળેલા ના ટળો. ૧

જે દીલનો આશ્રય દઇને દીલની શાન્તિ કરે,
આનન્દની વેળા વળે ચિન્તા થએલી સૌ હરે;
વિપત્તિમાં છાયા બની સર્વસ્વ આવે નેહથી,
વિશ્રામ મિત્રો તે ખરા ઠારે હૃદય વાતો કથી. ૨

એ જીવતાં જીવે અને મરતાં હૃદયમાં ધારતા,
તાપે તપેલા ચિત્તને તનને સદા જે ઠારતા;

વિશ્રામીના વિશ્રામનુ પૂજન કરૂ ધ્યાનજ ધરૂ,
બુદ્ધયબ્ધિ નિર્મલ શર્મની આશાથકી હુ એ સ્મરૂ ૩

## अविश्वास्य.

હાછહા ભણનારને, ચચળ મન ધરનાર,
કરો પ્રતીતિ ન વાર્ણીની, જેવી વેશ્યા નાર ૧
ગોળીના અવડા સમા, ઠરે ન એકે ઠામ,
વિશ્વાસે રહીએ નહીં, ધાર્યું બગડે કામ ૨
પ્રેમ પ્રતીતિ જ્યા નહીં, પૂરો ના વિશ્વાસ,
તેવા જનને દીલની, વાત ન દીજે ખાસ ૩
અગ્નિજનનો પ્રેમી બને, ઉપર જણાવે પ્રેમ,
તેનો વિશ્વાસ જ તજો, ભાગે રૂડી નેમ ૪
પ્રેમભકિત શ્રદ્ધા વિના, ભટકે લોક ગમાર,
બુદ્ધિસાગર ટેકથી, નેક વર્ષે સુખકાર ૫

## साधुशिक्षा.

એધ બાર્ડ બુક્તો તાગરે અબે આઇ પાર ઉતાનર—એ રાગ

શિખામણ ચિત્તમા ધારીરે, સાધુભાઇ દોષને વારીરે,
છોડી નિજ એક ઘરની ઉપાધિ, લીધો સાધુનો વેષ,
માન પૂજાને ખટપટમા પડી, કેમ કરો નહીં કલેશ શિખામણ ૧
ત્યાગીને એક અનેકની માયે, શાને કરો પ્રતિબન્ધ,
"વાદાયવિદ્યા ક્રિયામા નિન્દા" જાણી ન થાઓ અન્ધ શિખામણ ૨
નિજનુ થાપીને પરનુ ઉત્થાપી, ગાળી કરો બહુલોક,
પરના છિદ્રો દેખે ચાડી, સાધુપણુ ધરો ફોક શિખામણ ૩
ખાનગી વિદ્યા ખૂબ કરીને, કેળવો બુદ્ધિ કરોડ,
દીલ સરળ ત્યા સાધુપણુ છે, મૂકીદો માથા ફોડ શિખામણ ૪

રસ પડતો ગપ્પાં માર્યામાં, ચિત્ત ધરો મોટાઇ;
નિજનું સાચુંને અન્યનું જુઠું, ત્યજીદો એ તોછડાઈ. શિખામણ ૫
દૃષ્ટિમાં ચાંદાં ને બોલમાં ચાંદાં, મીઠી આપવડાઇ,
કૂવામાં ભાંગ પડેલી જાણી, જાઓ નહીં છલકાઇ. શિખામણ ૬
રાગદ્વેષમાં દુનિયા પડી છે, તેમાં પડો નહીં ધાઇ;
સાધુ વેષને પ્હેરી દીપાવો, સમતા ધરો સુખદાઈ. શિખામણ ૭
ઝઘડા ટંટામાંહી પડો ના, ધારો ગુણિજન રાગ;
રાગદ્વેષનો લોચ કરીને, કરશો કર્મનો ત્યાગ. શિખામણ ૮
ગણિ પંન્યાસ સૂરિવાચક થૈ, પડશો નહીં પરભાવ;
મોહમલ્લના સામા થઇને, ચલવો સંયમ નાવ. શિખામણ ૯
છાકી જશો ના જ્ઞાન ભણી ગણી, ભૂલો ન કિરિયાચાર;
ગચ્છોતણી કલેશચર્ચામાં પડતાં, અન્તે થાશો ખુવાર. શિખામણ ૧૦
દેવગુરૂનું શરણુ ગ્રહીને, નિજ શક્તિ અનુસાર,
બુદ્ધિસાગર સંયમ પાળો, જિનશાસન જયકાર. શિખામણ ૧૧

---

## યોગ્યતા ધરી પાસે આવો.

જો પૂર્ણ શ્રદ્ધા હોય તો તું આવજે મુજ પાસમાં,
જો પૂર્ણ પ્રેમી હોય તો તું આવજે મુજ વાસમાં;
જો જીવતાં મૃત્યુ ચહોતો દીલ પાસે આવજો,
મરવા પછી જીવ્યું ચહો તો પાછળે મુજ ધાવજો. ૧
સ્વાર્પણ કરો જો જીંદગી તો દાન મુજને આપશો,
સ્વાર્પણ કરીને જીંદગી વિશ્વાસ દીલમાં સ્થાપશો;
પરિપૂર્ણ દુઃખો સહી શકો તો પાસ મારી રહી શકો,
સ્વાર્પણ કર્યા વણ દિલને વિશ્વાસ વચનો ના બકો. ૨
જો દીલ લેવા ચાહો તો વિશ્વાસ પહેલો આપશો,
વિશ્વાસ લેવા ચાહતો પહેલા હૃદયમાં વ્યાપશો;
સાથે ગમનની ચાહ તો નિજ યોગ્યતાને કેળવો,
રહેવું ચહો સાથે યદિ તો યોગ્યતાને મેળવો. ૩

ભાગ્યા પછી મન મોતિમા સાધો રહે છે મેળવે,
જો શુદ્ધ ચિત્તજ હોય તો એ મેળને શુ પરઠવે,
જ્યા સૂક્ષ્મમા ભેદજ રહે ત્યા સ્થૂળમાહી ભેદ છે,
જ્યા ભેદની વૃત્તિ વહે ત્યાં પૂર્ણ અન્તે ખેદ છે ૪
મન અર્પીને સહેજે મળે છે સજ્જનો એ જાણવુ,
સ્હેજે મળાયુ દુગ્ધ સમ જાણી હૃદયમા આણવુ,
ઔદાર્યને ગાભીર્યથી પામે અમારી આવશો,
બુદ્ધયબ્ધિ વાણી આચરી પરમાર્થતા પ્રગટાવશો ૫

## कविमां विरलता.

આ કાળમા ગુણરાગની દૃષ્ટિ ધરે વિરલાજનો,
આ કાળમા ઉપકાર માને અલ્પ એવા સજ્જનો,
આ કાળમા નિવૃત્તિના માર્ગે વહે તે ધન્ય છે,
આ કાળમા પરમાર્થનુ જીવન ધરે કૃતપુણ્ય છે ૧

## निष्फल जन्म.

મળ્યુ વિત્ત ના વાપર્યું ધર્મમાટે,
વદ્યો વેણ જો નહિ કદિ સત્ય સાટે,
દયા ના કરી દુ ખીઓની જરાયે
ધર્યો જન્મ એળે છતે ગ્યો જીવાયે ૧
મળી લક્ષ્મી તો શુ થયુ ચિત્ત ફૂલે,
ભણે ખૂબ વિદ્યા વૃથા કેમ ફૂલે,
મળ્યુ માન સત્તાતણુ તો થયુ શુ ?
ટળ્યુ માન સત્તાતણુ તો ગયુ શુ ? ૨
ઘણા લોક પૂજે મઝાનુ સર્યું શુ ?
મનાવે પૂજાવે અહો સુધર્યું શુ ?

નથી ચિત્તમાં તો મળ્યાથી થતું શું ?
સ્વકાર્યો કર્યાથી જગત્માં જતું શું ? 3
રહી ચિત્તમમતા કર્યો ત્યાગ શાનો ?
નથી બ્રહ્મચારી રહ્યો કામ છાનો;
નથી દીલ જો સ્વચ્છતો સાધુતા શી ?
બુદ્ધયબ્ધિ ગુરૂભક્તિથી મુક્તિવાસી. ૪

## सुमतिए चेतनापतिने आपेलो उपालंभ.

વિશ્વાસઘાતી થઇને રે કદી, નહીં ઠામ ઠરો,
ટેક નાક છોડીરે, ભલે દુનિયામાંહી ફરો;
શ્રદ્ધાભક્તિ ઢોંગ દેખાડી, વેશ્યા જેવું વ્હાલ,
એ વ્હાલ કૃત્યમાં કાળ રહ્યો છે, કરશો તેનો ખ્યાલ;
ઠાર્યા તેવા ઠરશોરે, ખ્યાલ થાશે અન્તે ખરો. વિ૦ ૧
પ્રતિપક્ષીના પ્રેમી થૈને, સ્વાર્થવિષે મકલાઓ,
ખત્તા ખાશો અન્તે તેથી, જ્યાં ત્યાંહી ભટકાઓ;
નગુરા પામર પ્રાણીરે, જેવું કરશો તેવું ભરો. વિ૦ ૨
ભસવું આટો ફાકવું બન્ને, સાથે કદિ ના થાય,
બે ઘોડે બેસાતું ન કયારે, ભ્રાન્તિએ સત્ય ભૂલાય;
ફર્યાને ફરી જાશો રે, હરાયા ઢોર પેઠે ચરો. વિ૦ ૩
લોક રીઝાવો લોક મનાવો, લેવા મોટું માન,
રીઝની સાથે ખીજ રહી છે, ખત્તા પડે થશે ભાન;
ભવિષ્યમાં જણાશે રે, ઇચ્છા જેવી તેવું ફરો. વિ૦ ૪
ઉદયદિશાથી પશ્ચિમ જાતાં, પામે રવિ પણ અસ્ત,
પ્રિયજનોની શીખ ન માને, થાયે તે અન્તે ભ્રષ્ટ;
બુદ્ધયબ્ધિ શીખ માનીરે, જેવું રૂચે તેવું ધરો. વિ૦ ૫

## नगुरानुं भटकवुं.

નગુરા ઠેર ઠેર ભટકાય . નગુરા
શાન્તિ કદીય ન પાય . નગુરા
માયામા રાચી રહ્યારે, સ્વાર્થ કળા હુશિયાર,
અજ્ઞાને અન્ધા બની રે, ધર્મ ન સમજે લગાર નગુરા૦ ૧
નિશ્ચય જેને ના થયો રે, સાન્નિપાતિકવૃત્તિ,
મન ચચલતા ધારીને રે, જ્યા ત્યા કરતો પ્રવૃત્તિ. નગુરા૦ ૨
ધામધૂમના મોહથીરે, નગુરો ફરતો ફોક,
બુદ્ધિસાગર જ્ઞાનથી રે, સમજે સજ્જન લોક નગુરા૦ ૩

---

## टेक.

ટેક ન છોડે વીર, કદાપિ ટેક ન છોડે વીર,
ઘાસ ન ભક્ષે કેશરી રે, સતી ન છોડે શીલ,
ક્ષત્રિય રણુમા ઝુઝવા રે, કદિ ન કરશે ઢીલ કદાપિ૦ ૧
યોગી ટેક ન છોડતો રે, જાતા કદિ શરીર,
સતીઓ સત્ય ન છોડતો રે, મત્સ્ય ન છોડે નીર કદાપિ૦ ૨
કબુતર હિંમા ના કરે રે, ભલે પડે ઉપવાસ,
મગર ગ્રહુ છોડે નહીં રે, તજે ન ચદન વાસ કદાપિ૦ ૩
હંસ મોતી વણુ ના ચરે રે, ફરે ન બોલી શાહ
સતી ચિતામાહી બળે રે, શીતલ માની દાહ કદાપિ૦ ૪
નાગ અગ ધન ફૂળના રે, વચ્છુ ન ચૂસે વિષ,
ભક્તિમન્ત ભક્તિ વિષે રે, ગણે નહિ નિજ શીર્ષ કદાપિ૦ ૫
રવિઉદયે કમળો ખીલે રે, પોયણી ચન્દ્ર વિકાસ,
બુદ્ધિસાગર ટેકીલો રે, ધન્ય ધન્ય શાબાશ કદાપિ૦ ૬

---

## पथिकने आशीर्वाद.

શાન્તિ સદા હો પન્થમાં ઇચ્છયું ભલું વ્હેલું થશો,
વિઘ્નો સકળ દૂરે ટળો રોગો થયા દૂરે જશો;
જિન ધર્મ શ્રદ્ધા જામશો મિથ્યાત્વવૃત્તિ વામશો,
દિન દિન રવિ કિરણોપરે માંગલ્ય માળા પામશો. ૧
ઉત્સાહથી દઢતા ધરી આચાર ઉત્તમ પાળશો,
કહેણી પ્રમાણે ચાલીને નિજ ભાગ્ય વેળા ભાળશો;
પરમાર્થની આ જીંદગી પરમાર્થ માટે ગાળશો,
બહુ ખંતથી દુઃખીજનોના દુઃખને ઝટ ટાળશો. ૨
મૈત્રી હૃદયમાં ધારીને આચારમાંહી મૂકશો,
નિજ આત્મવત્ સૌને ગણી પરમાર્થને ના ચૂકશો;
આરાધના જિનધર્મની કરતા રહો પ્રેમે સદા,
પરદેશમાં જાતાં ભલી આશીષ આપી એ મુદા. ૩

---

## आत्मामां सृष्टि.

દુનિયા બધી મુજમાં રહી પરમાર્થથી મુજમાં રહી,
જે વ્યષ્ટિરૂપે રહી સદા કથતાંય તે કહેવાય નહીં;
આસક્તિ વા જે વાસનાઓ તે બધી જ્યાં છે નહીં,
દુનિયા અમારી આત્મમાં જાણ્યા પછી શિવતા વહી. ૧
આનન્દ અપરંપાર છે દુનિયાં મઝાની દેખતાં,
બાકી રહ્યું ના કંઇ હવે પરતંત્રતા ઉવેખતાં;
સ્વતંત્ર દુનિયા ખેલને ખેલું સદા એમાં રહી,
અન્તર્‌તણી દુનિયાતણો ઇશ્વર ખરો પોતે સહી. ૨
નિજ સૃષ્ટિનો બ્રહ્મા સ્વયં ઉત્પાદ વ્યય કરતો રહું,
નિજ સૃષ્ટિમાં ધ્રુવ હું રહી પરમાર્થથી સુખડાં લહું;
નિજ સૃષ્ટિનો હું માળી છું માલીક થૈ કાર્યો કરૂં,
નિજ સૃષ્ટિનો લય લાગતાં નિર્વૃત્તિનું જીવન ધરૂં. ૩

નિજ સૃષ્ટિ યાદી લાવીને હુ તુ વિનાનો થઇ રહુ,
બ્રહ્માડ સૃષ્ટિ ભૂલીને આસક્તિ વણુ જ્યા ત્યા વહુ,
પ્રારબ્ધથી જે જીવવુ વ્યવહારથી તે થાય છે,
નિજ આત્મની સૃષ્ટિતણુ જીવન ખરૂ પરખાય છે ૪
જે જે અમારી સૃષ્ટિમા તે તે બધુ કહેવાય ના,
જે છે અમારી સૃષ્ટિમા તે તે બધુ સમજાય ના,
જે જે અમારી સૃષ્ટિમા તે અન્યને દેવાય ના,
બુદ્ધ્યબ્ધિનયસાપેક્ષની સૃષ્ટિવિષે સુખ માય ના ૫

---

## आर्यभूमि.

આ આર્યદેશે અવતરીને આર્યતા ધારો ખરી,
કુસ૫ ઇર્ષ્યા કૂટને દૂરે કરી સ૫જ ધરી,
આ આર્યભૂમિમા થયા તીર્થંકરો મુનીશ્વરો,
શુભ આર્યદેશે અવતરીને આર્યનુ લક્ષણ ધરો
આ આર્યભૂમિમા અમારા પૂજ્યના પૂજ્યો હતા,
આ આર્યભૂમિમા અમારા ધર્મની સાચી લતા,
આ આર્યભૂમિમા મઝાના ધર્મના તત્ત્વો ભર્યાં,
આ આર્યભૂમિમા રહી સ૫ે ઘણા કાર્યો કર્યા ૨
ગુરૂના ચરણના સ્પર્શથી આ ભૂમિ તીર્થસ્વરૂપ છે,
આ આર્યભૂમિ ધૂળમા શુભ ધર્મ બીજક રૂપ છે,
આ આર્યભૂમિમા અમારી ઉન્નતિ સઘળી રહી,
આ આર્યની માતા ભલી તે પુણ્યયોગે મે લહી ૩
તીર્થંકરો ગજર્ષિઓ મુનિયો અહીં વિચરે છતા,
ઉપદેશની ધ્વનિયોથકી સઘળા પ્રદેશો ગાજતા,
ગગા મહી સાગરમતી સિન્ધુ યમુના નર્મદા,
ગોદાવરી કાવેરીના ઝરણા ભલા વ્હેતા સદા ૪
આ ધર્મભૂમિ ગાજતી જગ છાજતી વિદ્યાવડે,

અધ્યાત્મની વિભૂતિયો જોતાં અહીં નજરે જડે;
શત્રુંજય ગીરનાર ને આબુ હિમાલય શોભતો,
ગુફા મનોહર વૃક્ષ વલ્લિ આદિથી બહુ ઓપતો. ૫
આ આર્યધર્મે શોભતો દેશજ સહુ શિરદાર છે,
નિવૃત્તિના આનન્દનો આધાર છે વ્યવહાર છે;
આ આર્યભૂમિ બાળકો ધર્મે સદા શોભી રહો,
બુદ્ધ્યબ્ધિ જૈનાર્યો સદા સંપત્તિના શિખરે વહો. ૬

## आनन्दाशा जीवन.

શુભ તેજની આશા ધરી અંધકાર માંહી ચાલવું,
ચાલ્યા જવું આશા ધરી દુઃખી જીવન પણ ગાળવું;
આશા જીવાડે પ્રાણને શુભ યત્નમાં પ્રેરે ઘણું,
આનન્દમય જીવન સદા થાઓ ખરૂં એવું ભણું. ૧
દૃષ્ટિ અને દૃષ્ટા સદા આનન્દમયવર્તી રહો,
આનન્દના કલ્લોલમાં જે દૃશ્ય તે તેવું વહો;
આનન્દથી ભરીયું જગત્ આનન્દ પામ્યા વણ મરે,
આનન્દ વણ જે જીંદગી તે જીવતો મૂવો ખરે. ૨
આનન્દ વણ જીવાય નહિ રહેવાય નહિ રૂચે નહીં,
લાગે સકલ લૂખું જમણુ એ વાત જ્ઞાની ગમ રહી;
આનન્દથી અમરત્વને સિદ્ધત્વ પ્રગટે છે ખરૂં,
બુદ્ધ્યબ્ધિ આનન્દે રહી જીવન મઝાનું મન ધરૂં. ૩

## विद्यापुरजन्मभूमि बालक्रीडास्मृति.

આ દેહ ભૂતો અહીં થકી લીધાં હતાં જન્મજ ધરી.
આ દેહને પોષ્યું હતું રમતો રમી અહિયાં ભલી;
આ આંબલીયો રમતનું ધામજ હતું દેખાય છે,
ક્રીડા તણી ભૂમિ વિષે સ્ટેશન થયું નિરખાય છે. ૧

વૃક્ષો ઉપર રમતા હતા તે વૃક્ષ સૌ જીર્ણજ થયા,
જે બાલવૃક્ષો દેખીયા મોટા બની શોભી રહ્યા,
ન્હાયા હતા તે કુંડને સરવર મઝાનુ શોભતુ,
વિદ્યાતણુ આ સ્થાન કુંથુનાથ પાસે ઓપતુ ૨
જે કૂપજલ પીધુ હતુ તે કૂપ સ્ટેશન પાસ આ,
જે સ્થાનમા જન્મ્યા હતા ભાગોળમા આવાસ આ,
દીઠા પ્રથમ કુંથુપ્રભુને સ્થાન શાળા પાસ આ,
જ્યા ઉન્નતિ સંસ્કાર લીધા સ્થાન શુભ છે ખાસ આ ૩
આ જન્મભૂમિ ધૂળમા ઉત્ક્રાન્તિના બીજો રહ્યા,
આ જન્મભૂમિ જનનીએ શુભ હાર્દ અન્તરમા વહ્યા,
આ જન્મભૂમિ માતની પૂજા કરૂ સેવા કરૂ,
પ્રગટાવશે પુત્રો ભલા નિશ્ચય કરીને ઉચ્ચરૂ ૪
આ જન્મ ભૂમિ સ્થાનમા જૂનુ જતુ થાતુ નવુ,
જ્ઞાની ઘણા પ્રગટાવશે આશીષ એ દીલથી કવુ,
આ જન્મભૂમિ ગુણ કરી શુભનામ વિદ્યાપુર છે,
બુદ્ધયબ્ધિ જન્મસ્થાનમા વિદ્યા કવિતા શૂર છે ૫

---

## गुर्जरत्रा.

શુભ ગુર્જરત્રાભૂમિમા જૈનો ઘણા શોભી રહ્યા,
આ દેશની ભૂમિવિષે તીર્થો રહ્યા શોભા લહ્યા,
આ દેશની શોભા ઘણી પ્હાડો અને નદીઓ વડે,
વૃક્ષો ઘણા વિલસી રહ્યા ધર્મીજનો ધર્મે રહે. ૧
આ દેશમા કવિયો થયા ભકતો થયા જ્ઞાની થયા,
આ દેશની ભૂમિવિષે શુભ ધર્મના બીજો રહ્યા,
મોટા મુનિના વૃન્દથી આ દેશ શોભે સર્વમા,
સાત્વિક ગુણમય દેશમા જ્ઞાની પડે ના ગર્વમા ૨
શુભ ભક્તિ પ્રીતિ સદ્ગુણોથી દેશ આ વખણાય છે,

આ દેશમાં જિન સાધુઓ જોતાં ઘણા નિરખાય છે;
આ દેશમાં જિન મન્દિરો શોભે મઝાનાં સ્વરૂપમાં,
આ દેશના કવિયો ધરે નહિ ભૂપતિની પણ તમા. ૩
આ દેશમાં જૈનોતણું બહુ જોર જોતાં લાગતું,
આ દેશમાં મુનિયોતણું શુભ માહાત્મ્ય શોભે જાગતું;
આ દેશમાં ભક્તિ ઘણી ભૂમિ દયામય થઇ રહી,
શુભ જ્ઞાનીઓએ જાણીને સુવર્ણની ભૂમિ કહી. ૪
આ દેશમાં શુભ યોગીઓ કવિયો મહન્તો જાગશે,
આ દેશની ભૂમિવિષે સન્તો શૂરાઓ પાકશે;
ઉત્ક્રાન્તિના ભાગી થશે ગુજરાતીઓ આગળ જતાં,
બુદ્ધયબ્ધિ પૂરા પાકશે જ્ઞાનીજનો વૈ મુજ છતાં. ૫

---

## પ્રવૃત્તિ.

પ્રવૃત્તિના પન્થે પડી આગળ વધો આગળ વધો,
પ્રવૃત્તિથી નિવૃત્તિનું રક્ષણ કરી સાધન સધો;
પ્રવૃત્તિની વાડો કરી ક્ષેત્રજ નિવૃત્તિ સાચવો,
પ્રવૃત્તિનું જીવન ધરી કરવા ઉદયના ઉત્સવો. ૧
પ્રવૃત્તિના શ્વાસો ભરી પ્રવૃત્તિના મંત્રો ભણો,
પ્રવૃત્તિથી જીવાય છે એવું હૃદયમાંહી ગણો;
કાર્યો નિયમસર કીજીએ ના રીઝીએ બેસી રહી,
આંકો સમયના મૂલ્યને આશાતણું અમૃત વહી. ૨
પ્રવૃત્તિવણ શુભ શક્તિયોની મન્દતા થાતી ખરે,
પ્રવૃત્તિના પન્થે પડેલો દેશ ઉત્તમતા વરે;
અધિકારથી જે પ્રાપ્ત તે પ્રવૃત્તિમાં મંડયા રહો,
ફળ આશાને ત્યાગી સદા પ્રવૃત્તિના પન્થે વહો. ૩
કાર્યો કરો કાર્યો કરો અધિકારથી કાર્યો કરો,
સમતોલ વૃત્તિ રાખીને કાર્યોવિષે મનડું ધરો;

શુભ શક્તિ દેવી છે પ્રવૃત્તિ આદરો એ આદરો,
બૂરી પ્રવૃત્તિ ત્યાગીને સાચી પ્રવૃત્તિ અનુસરો ૪
સેવા કરૂ જગની ભલી કાર્યો કરીને હુ સદા,
નિશ્ચય હૃદયમા લાવીને પ્રવૃત્તિને સેવો મુદા,
પ્રવૃત્તિના ઉપદેશમા ગભીર ભાવો બહુ રહ્યા,
બુદ્ધયબ્ધિ ગુરૂના સેવકોએ અર્થ સાચા દિલ વહ્યા ૫

## सत्त्वगुणथी अभ्युदय.

રજ તમ થકી જે ઉન્નતિ તે ઉન્નતિ દિન ચારની,
જે સત્ત્વગુણથી ઉન્નતિ તે વર્ષ કોટિ હજારની,
સ્થાયી સદા રહેતુ નથી રજ તમતણુ બળ જાણવુ,
સ્થાયી સદા રહેતુ હૃદયમા સત્ત્વ ગુણબળ આણવુ ૧
જે સત્ત્વગુણને ધારતા તે હારતા ના કોઇથી,
કોટિ ઉપાયો કેળવો પણ તે વિના સુખડા નથી,
જે સત્ત્વગુણ જાણે નહીં ને સત્ત્વ ગુણને નિન્દતા,
તે ઉન્નતિથી દૂર થૈ પાપો કરી નીચા થતા ૨
જે સત્ત્વગુણની બુદ્ધિ છે તે બુદ્ધિ સૌથી શ્રેષ્ઠ છે,
શુભ સત્ત્વગુણની પ્રાપ્તિથી ભવમા કદા નહીં વેઠ છે,
શુભ સત્ત્વગુણની બુદ્ધિથી સ્વાતન્ત્ર્ય મળતુ જે ખરૂ,
બુદ્ધયબ્ધિ ઉત્તમ સત્ત્વને ઉદ્યમ થકી પ્રેમે વરૂ ૩

## परस्पर चित्तमेळ.

કવ્વાલિ—

અમારા ચિત્તની પાસે, તમારૂ ચિત્ત આવે તો,
અમારૂ ચિત્ત પરખી લો, ઉપાસક ચિત્તના થૈને ૧
અમારા ચિત્તને સેવી, અમારૂ ચિત્ત લેઇ લો,
પછી જોશો તમારૂ શુ ? અમારાથી રહ્યુ બાકી ૨

અમારા ચિત્તની સાક્ષી, તમારા દીલને પુચ્છો;
અમારામાં તમે છો તો, તમારામાં અમો છૈએ. ૩
વિપન્થો ચિત્તના થાતાં, ભલે પાસે રહે દેહો;
વિજાતી પન્થ પન્થીઓ, મળ્યા વા ના મળ્યા તો શું ? ૪
સ્વજાતિમાં વિજાતિનો, પડે છે ભેદ કુદરતથી;
અરે એ ભેદના ભેદુ, ગમે ત્યાં ચિત્ત દેખે છે. ૫
હૃદયના તાર પહોંચીને, ગમે ત્યાં ઉત્તરો આપે;
નથી ત્યાં વ્યાપ્તિનો ઝઘડો, નથી ત્યાં શબ્દની ચર્ચા. ૬
પ્રતિબિંબો પડે છે સૌ, હૃદયમાં શુદ્ધતા યોગે;
બુદ્ધયબ્ધિ ચિત્ત ચાહે છે, કરોડો કોશ પર જે છે. ૭

---

## गुरुभक्ति झरणां

ગુરૂભક્તિનાં જેના હૃદયમાં મિષ્ટ ઝરણાં વહી રહ્યાં,
તેના હૃદયમાં શાન્તિનાં આન્દોલનો શીતલ કહ્યાં;
ગુરૂભક્તિમાં આસક્ત તેના ચિત્તમાં જીનવર રહે,
ગુરૂભક્તિના દિલતખ્તપર અર્હન્તતણી શોભા વહે. ૧
ગુરૂભક્તિના આવેશમાં હત્યાતણાં પાપો ટળે,
ગુરૂભક્તિના ઉભરાથકી મનમાનિયું જલ્દી મળે;
ગુરૂભક્તિથી શાપો ટળે બૂરી સકળ ઇચ્છા મટે,
ગુરૂભક્તિથી પ્રભુતા મળે જાશો ગુરૂગંગા તટે. ૨
ગુરૂની હૃદય આશીષમાં જે જોઈએ તે સૌ ભર્યું,
ગુરૂની પરાભાષા થકી સિદ્ધજ અહો જે નિસ્સર્યું;
ગુરૂના હૃદયની ભક્તિથી ખુલ્લાં પ્રભુનાં દ્વાર છે,
ગુરૂભકિતમાં જે નિષ્ઠ છે તેનો સદા જયકાર છે. ૩
ગુરૂના હૃદયમાં ભક્તિ ને શ્રદ્ધા વિના પેસાય નહિ,
ગુરૂના હૃદયને પામવું એ ભકિત વણ કહેવાય નહિ;
ગુરૂભકિતમાં જે મહાત્મ્ય છે તે કેવલી જાણે સહી,
સાચા ગુરૂની ભકિતમાં નક્કી સદા મુકિત રહી. ૪

ગુરૂભક્તિથી જે મ પ તેનુ મૂલ્ય ના કયારે લહો
ગુરૂભક્તિના પ્યાલા ચઢાવી પ્રેમમા મસ્તજ રહો,
ગુરૂભક્તિની શુભ ધૂનમા નિજહસ્તમા મુક્તિ રહી,
બુદ્ધયબ્ધિગુરૂની ભક્તિમા રહેવુ સદા મન ગહગહી ૫

---

## વર્ષાઋતુમાં રાજુલમતીનો વિલાપ

આકાશે ઘમઘોર છવાયુ વાદળુ, ઘન ગડ ગાજે વરસે મૂશલ ધારજો,
ચકમક ચમકે વિજળી પડતો ઝાટકો, બીતા તેથી બીકણુ નરને નારજો,
નેમસ્યામ વણુ વર્ષા વેરણુ થઇ રહી ૧
મરસર ખળખળ વ્હેતુ પાણી ચાલતુ, મરવર છલકાઇ જાતા ઉભરાઇજો,
નાળા નદીઓ જળમય થઈને શોભતા, જાય પપૈયો મનમા હરખાઈજો
નેમ ૨
વનરાજી જ્યા ત્યા ઉગીને ઓપતી, માળામા પખી બેઠા અકળાઇજો,
સૂરજ છાયો વાદળથી આકાશમા, ઝાખા કિરણો પરકાશે દિનમાહીજો
નેમ ૩
ઢોરા વગડામા ચરતા વ્હાલજ ધરી, ખેતર ખેડે ખેડુતો ખુશ થાઇજો,
નીલી સાડી ઓઢી પૃથ્વીએ ભલી, મોગે નાચી કરતા હર્ષ વધાઈજો
નેમ ૪
ડ્રૂંડ્રૂ કરતા ડેડક વૃન્દો સામટા, ટમટમ કરતા તમગ રાત મઝારજો,
શાન્તિ લેતા ઘરમા નરને નારીઓ, શીતલવાયુ વાનો જગ સુખકારજો
નેમ ૫
ગાવે મધુરાગીતો ઘરમા ગોરીઓ, ઢોર હરાયા ખેતરમા ખડ ખાયજો,
મનના મેળા મળીયા સાને માનતા, અન્તર્યામી વણુ મુજમન અકળાયજો
નેમ ૬
ઝરમર ઝરમર વર્ષા દુખમય થઈ રહી, પતિ વિના વર્ષો સમ ક્ષણુ ક્ષણુ જાયજો,
જેઠ અષાઢ આંખો અશ્રુવૃષ્ટિથી, વાદ કરતી સાગરથી દેખાય જો
નેમ ૭
શ્રાવણુ ભાદરવો ઝરમર વર્ષી રહ્યો, મનમા પડતુ નહીં જરી પણુ ચેનજો,

નેમિ મેઘવણુ મન ચાતક તલસી રહ્યું, વિરહસર્પના વિષની લાગી;
ઘેંનજો. નેમ. ૮
મ્હેં જાણ્યું'તું વર્ષા તો વ્હાલી થશે, વર્ષાની ઝડીએ ઘડીયાં મન દુઃખજો;
બની બાવરી વર્ષા ઉની થઈ રહી, દુઃખ જાણે જેના મન લાગી ભૂખજો.
નેમ. ૯
નેમ નેમ કરતી હું જરૂખે ઝૂરતી, દયા દુઃખીની લાવો ત્રિભુવન નાથજો;
બુદ્ધિસાગર કરૂણા દિલમાં લાવીને, પ્રેમે વ્હાલા ઝાલો મારો હાથજો.
નેમ. ૧૦

---

## કુપન્થ પાખંડ

રાગ ધીરાના પદનો.

પન્થોના પાખંડે રે, ભોળાજન ભરમાય છે;
માયામાંહી મુંઝી રે, અંધારે અથડાય છે. પન્થોના૦
નવા નવા પાખંડી જાગે, ભોળવે ભોળા લોક,
કુમતમાં કપટે જગ પાડે, પામર મારે કયાં પોક;
ધતીંગની ધમાલે રે, મૂઢ જનો મુંઝાય છે. પન્થોના૦ ૧
કળા કેળવે કંચન માટે, રામાનો મનરાગ,
ઉદર પોષણના ઉચાટે, દિલમાંહિ ધરતા ડાઘ;
અળસીયાંની પેઠે રે, ઉઠીને ઉભરાય છે. પન્થોના૦ ૨
વાડામાંહી વનચર જેવા, બંધાયા જનબાળ,
ટીલાં ટપકાં કંઠીમાળા, આશા આળ પંપાળ;
મિથ્યા ધર્મે મ્હાલે રે, પ્રભુ નહીં પરખાય છે. પન્થોના૦ ૩
જૂઠી જણાવી જગને માયા, ચિત્તે ધરતા વ્હાલ,
લાખો ઉપાયે લક્ષ્મી લેતા, ખરો ન કરતા ખ્યાલ;
મોહમાં મુંઝેલા રે, ગુરૂઓ તેહ ગણાય છે. પન્થોના૦ ૪
પૈસા માટે પન્થ ચલાવે, મારે વિષયે મોજ,
ભુલીને અંધાનુ લગ્ન જ, ખરાની કરે કોઈ ખોજ;
અંધાની પાછળ અંધો રે, અજ્ઞાને અટકવાય છે. પન્થોના૦ ૫

ધરબારી ગુરુ થાયા ઘરમાં, ગુરુઓ તે ન ગણાય,
વીતરાગના સત્ય વચનથી, સાચું ઝટ સમજાય
બુદ્ધિસાગર ધર્મે રે, સત્યપદ સોહાય છે    પન્થોના૦ ૯

## सत्य धर्मनुं लक्षण.

ધર્મ જ સાચો ધારો રે, સાચી સમજણ દીલ ધરી,
સુગુરુની સાને રે, વીર વાણી સુણી ખરી—ધર્મ
હિંસાકર્મથી પાછા હઠવું, વદવું સાચું નિત્ય,
ચોરી ત્યાગી બ્રહ્મચર્યથી, બનવું પૂર્ણ પવિત્ર,
સંતોષવૃત્તિ ધારી રે, વદવી વાણી હિતકારી.    ધર્મ ૧
મૈત્રીભાવના ધારી મનમાં, મૂકી વર્તનમાંહી,
ગુણીજનના ગુણનું ગાન જ, કરો પ્રેમ થઈ ઉત્સાહી,
સાધુજનની સેવા રે, કરુણા સૌ પર કરી    ધર્મ ૨
દુર્ગુણ ત્યાગી સદ્ગુણ લેવા, નીતિ ધારી ન્યાય,
દુનિયા કુટુંબ સરખી દેખી, કરવો કદિ ન અન્યાય
પરમેશ્વરમાં પ્રીતિ રે, ભક્તિ થકી દિલ ભરી.    ધર્મ ૩
સદ્ગુણોની સેવા સાચી, દાન શીયલ તપ ભાવ,
સર્વ જીવની શ્રેય સાધના, દુર્ગુણ દૂર હઠાવ,
સેવા મીઠા મેવા રે, ગાશે સન્ત અનુસરી.    ધર્મ. ૪
શુદ્ધપ્રેમની નિત્ય સાધના, ઉરમાંહી ઉપકાર,
ક્રોધ-માન માયાને મૂકી, અરિહન્ત ધર આધાર,
બુદ્ધિસાગર ધર્મે રે, શાશ્વત સિદ્ધિપદ વરી.    ધર્મ. ૫

સં. ૧૯૬૯ ના શ્રાવણ વદિ ૦    ॐ शान्तिः ३.

## શઠસંગનો નિષેધ.

રાગ ધીરાના પદનો.

સંગ ન કીજે શઠનો રે, બુદ્ધિ જેહ બગાડે,
બૂડે ને બૂડાડે રે, ખચિત જે નાખે ખાડે. સંગ.
મનમાં જૂઠું બોલે મીઠું, કપટકળા કરનાર,
ખેલે ખેલો ખોટા ખંતે, દગાથી નહીં ડરનાર;
વાતો કરી વ્હાલી રે, ભ્રમણામાંહી ભમાડે. સંગ. ૧
સમજાવીને જૂઠું સાને, મનમાંહી મકલકાય,
પ્રેમ ધરે નહીં અન્તરૂપટમાં, લોભવિષે લપટાય;
સ્વારથમાં પૂરો શૂરો રે, વિશ્વાસઘાતી થૈ વાઢે. સંગ. ૨
લટપટ કરતો બહુ લાલચથી, કરતો રંગ કરોડ,
ડાહ્યો થૈને જ્યાં ત્યાં ડોળે, જળે ન જગમાં જોડ;
ખાઇને સમ ખોદે રે, બોલી ખોટું મૂળ બાળે. સંગ. ૩
ખટપટ કરતો નિત્ય જ ખાંતે, ખોદે જેનું ખાય,
વૈરીનાં જેવાં છે વ્હાલો, શત્રુનો મિત્ર સુહાય;
કુબુદ્ધિ કરાવે રે, પોતે પડે અને પાડે. સંગ. ૪
કૂટ કરીને ફોગટ ફૂલે, અક્કલ વણ અથડાય,
અક્કલનો બોથમીર અકારો, થૈ કુટેલ ફૂટાય;
બુદ્ધિસાગર બોધે રે, સન્ત સત્ય સુઝાડે. સંગ. ૫

સં. ૧૯૬૯ ફાલ્ગુન વદિ ૭

---

## શુદ્ધોપયોગવાસ.

વાયુ જરા જ્યાં વાય નહીં ત્યાં વાસ પૂર્યો મેં ખરે,
જ્યાં અગ્નિ તો બાળે નહીં ત્યાં હું રહ્યો સમજો અરે;
હું પિંડમાં ના પિંડ આ મારૂં નથી ન્યારૂં ગણું,
એવું અમારૂં જ્ઞાન ત્યાં બીજું કશું ક્યાંથી ભણું. ૧

મનવૃત્તિના આકારમા અથડાઉ ના કુટાઉ નહીં,
જ્યા હુ રહુ ત્યા તુ રહુ એ ભાવથી દૂર છુ સહી,
પ્રગટી સમાધિ જ્ઞાનમય એમા સદા હુ જાગતો,
હુ છુ અમારા ધર્મમા ત્યા મોહનો ના લાગતો ૨
જ્યા અન્ય લોકો ઉંઘતા ત્યા જાગતો આનન્દથી,
ફસીયા ઘણા લોકો અહો હુ દૂર છુ તે ફન્દથી,
જે જે થયુ જે જે થશે તે બાહ્યથી ત્યા હુ નહીં,
ઉપયોગતા નિજ આત્મની એવી લગન લાગી રહી ૩
લાગી લગનવા પ્રેમથી છોડાવનારૂ કો નહીં,
જ્યા દીલ લાગ્યુ પ્રેમથી ત્યાતો અમે જાશુ સહી,
પરતત્રતાની બેડીઓ ભાગી સ્વતત્રજ થઈ રહ્યો,
બુદ્ધ્યબ્ધિ ચોલ મજીઠનો લાગ્યો ટળાવ્યો ના ટળ્યો. ૪

સ ૧૯૬૯ ફાલ્ગુન વદિ ૮

---

## नैसर्गिक मेळ.

મનનો મેળ મળે ના મળતા, તો ના કરીએ તાણી,
સ્હેજે મેળ મળે જ્યા મનનો, ત્યા રહીએ શુભ જાણી ૧
ઘણુ તાણુતા તુટી જાતુ, સહેજે બનતુ સારૂ,
ખેચાતાણી કદી ન કરીએ, સહેજ ગણી લો પ્યારૂ ૨
સહેજ મળ્યુ તે સાકર જેવુ, સહેજે ભેદ ન થાવે,
અન્તર્ મેળ મળે ના ત્યાતો, ભેદ જણાઈ આવે ૩
કપટકળા મનમા જ્યા રહેની, ત્યાના મેળ વિચારે,
બુદ્ધિસાગર સદ્ગુરૂ સેજો, સુખ વિશ્રામો ભારે ૪

## असत्सङ्गथी दूर रहेवुं.

સાર મળે ના સંગત કરતાં, ત્યાંથી આઘા ખસીએ;
સદ્દગુણ મળતા જેની સંગે, ત્યાં પ્રેમે બહુ વસીએ. ૧
દોષ દૃષ્ટિથી દેખે જન જે, તેની સંગત તજીએ;
બુદ્ધિસાગર સદ્દગુરૂ સંગે, પરમ પ્રભુને ભજીએ. ૨
સં. ૧૯૬૯ ફાલ્ગુન વદિ ૧૨

---

## 'खटपटी साधु.'

રાગ—ધીરાના પદનો—

ખટપટીયા સાધુ ખોટા રે, ખેલાડુ થઈ ખેલ ખેલે,
ભ્રમણામાંહી ભૂલી રે, ઠઠ્ઠા માંહી ધર્મ ઠેલે. ખટપટીઆ.
અભિમાનથી ઉંચા ઉડી, ભૂલે આતમ ભાન,
નફ્ફટ થઇને કરતા નિન્દા, મોજ મઝા મસ્તાન;
સ્વારથમાં પૂરા શૂરા રે, આયુષ્યને ગાળે એંગે. ખટપટીઆ. ૧
અથડાતા માયામાં આડા, અહંકારે દે આળ,
સમજાવે છેતરવા સાને, બોલે બોલો જેવા બાળ;
સહે ન પરનું સારૂં રે, જકડાણા જરજેલે. ખટપટીઆ. ૨
કરતા કાવા દાવા કપટે, માચે પાપ મઝાર,
વિશ્વાસઘાતી થૈને વાંકા, આચરતા આચાર;
મુખેથી થૈ મીઠા રે, મનમેલ નહી મેલે. ખટપટીઆ. ૩
માથું મુંડાવ્યું મન ના મુંડાવ્યું, કરતા માથાકૂટ,
બાંઠા બહુ વચનોને બોલે, કુલી કરાવે ફૂટ;
મોહમાં મુંઝાયા રે, સાચા સદ્દગુણ નવી લે. ખટપટીઆ. ૪
ધર્મ ન જાણે જનને ધૂતે, કુથલી બહુ કરનાર,
જાણી ઝઘડામાં ઝંપાતા, બુડે ને બુડાવનાર;
બુદ્ધિસાગર બોધે રે મુક્તિના ચઢો મહેલે,
સમતાથી સાધુ સારા રે, ખેલાડુ શિવ ખેલ ખેલે. ૫
સં. ૧૯૬૯ ફાલ્ગુન વદિ ૧૩.

## જૈન દૃષ્ટિએ ગૃહસ્થ ગુરુ નિષેધ.

ગુરૂ નહીં ઘરબારી રે જૈનાગમ જુઓ ધારી,
પરિગ્રહ ધરનારી રે, કડાકૂટતણી ક્યારી—ગુરૂ
સ્થાવર ત્રસ જીવોની હિંસા, કરી વધારે કર્મ,
મૈથુન સેવે મોહે મુઝી, સાચુ લહે નહીં શર્મ,
આજીવિકાના અર્થી રે, શ્યામા મન સંસારી ગુરૂ૦ ૧
ધનનો જાપજ ચિત્ત ધરીને, કરતા ઉપાય કરોડ,
ભક્તોને ભોળવતા ભારી, દલે દોડાદોડ,
બક શાન્તિ બતલાવી રે, હૈયે ધરે હુશિયારી ગુરૂ૦ ૨
લાલચમા પાડે લોભીને, વ્હેમી કરના વાત,
પ્રભુથી વાતો થાતી પરગટ, ભરમાવે વિધવિધભાત,
સાધુના થાવે મામા રે, મિદ્ધાઇની છાક છારી ગુરૂ૦ ૩
ધોળા દહાડે પાડે ધાડો, માયામાહી મન,
ચાર કષાયો લક્ષ્મી ચોરે, જાણે ન તેહ પ્રછન્ન,
પ્રમાદમા પડેલા રે, પૂરા લક્ષ્મી પૂજારી ગુરૂ૦ ૪
વિશ્વાસઘાતી દ્રોહી વૈરી, મોહતણુ મન્દિર,
કહેણી જેવી રહેણી ન કાંઇ, વચન કરણીમા વીર,
અવિરતિ આસક્ત રે, ભાષણુ ઉત્સૂત્ર ભારી ગુરૂ ૫
ગ્રન્થિયોમા મન ગુથાયુ, દાખવે ત્યાગી ડોળ,
ઉંચા ન આવે ઉપાધિથી, પાખડે ચળવે પોલ,
બુદ્ધિસાગર બોધે રે, ગ્રહો ગુરૂ અનગારી ગુરૂ૦ ૬

સ ૧૯૬૯ ફાલ્ગુન વદિ ૧૪

## ☙ શ્રી વીરપ્રભુની સ્ત્રીયશોદાનો સંલાપ અને પ્રભુનો ઉપદેશ ❧

( ઓધવજી સંદેશો કહેજો શ્યામને—એ રાગ. )

યશોદા—

વ્હાલા વીર હૃદયમાં ધારી વીનતિ, અન્તર્યામી સાંભળશો સ્વામી
શિરતાજ જો;
ભરયૌવનમાં મુજને ભમતી શું કરો ? સંયમ લેવા રચતા શો ? આ
સાજ જો. વ્હાલા. ૧
સ્વામી વણ સ્ત્રીને શરણું નહિ સત્ય છે, સ્વામી વણ એક
શ્વાસ જતો ન સુહાય જો;
પ્રાણપ્રભુવણ પ્રાણ પરાણે શું રહે, જોરૂ તજીને મુક્તિપુરી ન
જવાય જો....વ્હાલા. ૨
શાણા સમજો શિખામણ એ સાનમાં, પ્રેમ વિના પરમાતમ
નહિ પરખાય જો;
દયા હૃદયમાં રાખો જગદાતાર થૈ, રસીયા સ્વામી તુજ વણ ના
રહેવાય જો....વ્હાલા. ૩
વનિતા ત્યાગી વનનાં સંકટ વેઠવાં, હાથે વ્હોરી લેવી દુઃખની હાય જો;
શુદ્ધપ્રેમે મુજ સાથે રહો સ્વામીજી, અમથા લોકો ત્યાગી થૈ
અથડાય જો....વ્હાલા. ૪
મન નિર્મલ તો ત્યાગપણું મન માનવું, વ્હાલા અન્તર્ ત્યાગે
શો વનવાસ જો;
વસુધા સ્વાત્મસમીતો વનમાં ક્યાં વસો, આશા ત્યાગતો મુક્તિની
શી ? આશ જો....વ્હાલા. ૫

વીરપ્રભુ—

શ્રી સ્થૂલિભદ્ર મુનિગુણમાંહે શિરદાર જો—એ રાગ.

સાંભળ સલુણી સંયમ છે સુખકાર જો, સંયમવણ શરણું નહીં
આ સંસાર જો;
જગમાં નિજ આતમની શુદ્ધિ સારીએ જો. ૬

સિદ્ધ બુદ્ધ સ્વામી નિજ અન્તર્ સોય જો, શુદ્ધચેતના તેની
આ છે જોય જો,
પ્રાણ પ્રભુને ભજતી તે નિજ પ્રેમથી જો ૭
પ્રેમથકી પરમાતમ નિજ પરખાય જો, સૌમા પરમાતમ સ્વામી
સુહાય જો,
પોતાનામા પ્રાણપતિને પેખીએ જો ૮
બાહ્ય ત્યાગ તે અન્તર્માટે બેશ જો, કર્મતણા જાતા તેથી સૌ
કલેશ જો,
ત્યાગી થૈને મોહવાસના ત્યાગીએ જો ૯
ઉપાધિના ત્યાગે નહીં ઉચ્ચાટ જો, બાહિર્ ત્યાગે અન્તર્
ત્યાગની વાટ જો,
કારણયોગે કાર્યસિદ્ધિ થાતી ભલી જો ૧૦
વસુધા સ્વાત્મસમી લાગી વૈરાગે જો જોગી જન ત્યાગી થૈને
ઘટ જાગે જો,
સર્વાશા ત્યાગીને સયમ સાધવુ જો ૧૧
વનવાસી થૈ સમતાભાવે રહીએ જો, સાધનકાળે સકટ સર્વે
સહીએ જો,
શુદ્ધપ્રેમથી સાધ્ય ધર્મને સાધીએ જો ૧૨
યશોદા—
સકટ વેઠો સસારે રહી સર્વ જો, ઘરમા રહીને ધરીએ નહિ
મન ગર્વ જો,
ગૃહસ્થલિગે સિધ્યા કેઇક સિદ્ધશે રે ૧૩
વીર—
સસારે સયમગુણ નહિ સચવાય જો, રાજમાર્ગ તીર્થંકરથી રક્ષાય જો,
દીક્ષા લેવી સૌ તીર્થંકરને ઘટે જો ૧૪
અપવાદે ઘરવાસે હોવે મુક્તિ જો, અધિક આઉખે મુનિ લિંગની
યુક્તિ જો,
ભરતાદિકે સાધુવેષ ગ્રહ્યો ભલો જો ૧૫

યશોદા—
વેષે શું વધતું તે દાખો વીર જો, નયને વર્ષે શ્રાવણ ભાદ્રનાં નીર જો;
દયા પ્રભુજી લાવો વ્હેલી દિલમાં જો. ૧૬
વીર—
દયા દીલમાં સર્વ જીવોપર જાણજો, માનિની મનમાં સાચું એ માનજો;
વ્યવહારવેષે મન વધતું વૈરાગ્યમાંજો. ૧૭
સર્વે તીર્થંકર મુનિવર વેષે સોય જો, હર્ષેધ્યાને કેવળજ્ઞાની હોય જો;
વેષવાડ સમ સંયમ ક્ષેત્રે વિચારીએ જો. ૧૮
યશોદા—
વૈરાગી થૈ દુઃખ ભોગવવાં વસમાં જો, પીવું ખાવું જાણો સૌ પરવશમાં જો;
સંસારે રહી સુખનેમાણો સાહીબા જો. ૧૯
વીર—
ક્ષત્રીયાણી આ સંસાર અસાર જો, સહુ જીવો પરવશમાં છે સંસારજો;
મુક્તિ માટે દુઃખ ભોગવવા મોટકાં જો. ૨૦
સંસારે સ્વપ્નામાં લેશ ન સુખ જો, સ્વપ્નાની સુખલડી ભાગે ન ભૂખ જો;
રેતી પીલે તેલ ન નીકળે રાણીજી જો. ૨૧
યશોદા—
વૃદ્ધપણામાં ત્યાગીપણાને વરશો જો, વિજ્ઞપ્તિ ઉરમાં વ્હેલા વરશો જો;
વાર વારહું એવું લળી લળી વિનવું જો. ૨૨
વીર—
ક્ષત્રીયાણી સમજો મનમાં સાચું જો, મુક્તિસુખના અનુભવથી હું માચું જો;
ચેન ન પડતું સંયમવણ ચિત્તે જરા જો. ૨૩
ઉચ્ચ ગુણોથી કરશું જગઉદ્ધાર જો, એહ અનાદિ તીર્થંકર આચાર જો;
અવસર દીક્ષા લેવાનો તે આવીયો જો. ૨૪
સમજાવી સ્ત્રીને વ્હાલાએ વચને જો, મૌન રહી યશોદા સમજી સુમને જો;
બુદ્ધિસાગર ધન્ય વીરના ત્યાગને જો. ૨૫

સં. ૧૯૬૯ ચૈત્ર શુદિ ૫

---

## जंगम तीर्थ.

જગમ તીર્થ વડુ જગમાહી, યાત્રા તેની કરીએ,
સાધુસન્તની સેવા સાધી, વ્હેલા સિદ્ધિ વરીએ ૧
સ્થાવરતીર્થ કરતા સાધુ-પાસે વ્હેલા જઇએ,
જ્ઞાની ગુરૂની સગત થાતા, સેવામા ગહગહીએ ૨
સ્થાવર તીર્થે રાખી શાન્તિ, ભગવદ્ગુણને ભજીએ,
સાધુનો ઉપદેશ સુણીને, શિવપુર સાધન સજીએ ૩
સાધુગુરૂની સેવા સાચી, કલિ કાલમા મોટી,
સાધુસેવા ફળતી સાચી, એહ વાત નહિ ખોટી ૪
સોનાનું પાત્રજ છે સાધુ, પોષે પુણ્ય પ્રકાશે,
પાપ રહિત છે સાધુપાત્રજ, દાને દુર્ગતિ નાસે ૫
સાધુ વૈયાવચ્ચ છે સાચી, હત્યા પાપ હઠાવે,
સાધુતીર્થ છે જગમ સાચુ, સેવો સાચા ભાવે ૬
ગુરૂ પાસેથી જ્ઞાનજ લહીએ, પ્રશ્નો પુછી ભાવે,
સ્થાવર તીર્થે સાધુ સગત, હોવે પુણ્ય પ્રભાવે ૭
દોષદૃષ્ટિને દૂર કરીને, દાન સાધુને દેવે,
સાધુને વ્હોરાવી ભાવે, ભક્તો સુગતિ લેવે ૮
સાચા ભાવે દીધુ સાચે, દાન સાધુને દઇએ,
શ્રાવકકરણી સ્થાવર તીર્થે, દાન દઇને ખઇએ ૯
આભવ પરભવ સુખડા આપે, સાધુતીર્થની સેવા,
બુદ્ધિસાગર સાને સમજો મીઠા મુક્તિ મેવા. ૧૦

સ ૧૯૬૯ ચૈત્ર શુદિ ૮

---

## श्रावक

સ્વાર્થ તજી સાધુની સેવા પ્રાણ સમર્પી કરતા,
સુખી થાતા તેવા શ્રાવક, વ્હેલા શિવપુર વરતા. ૧
સાધુ દેખી બેકર જોડી, બહુ સન્માન કરે છે,
શ્રાવક સાચો સાધુ ભક્તજ, ભવપાથોધિ તરે છે. ૨

શ્રાવકને આલંબન સાચું, સાધુનું સુખકારી;
સાધુ સ્નેહ વિના નહિ શ્રાવક વાંચો, શાસ્ત્ર વિચારી. ૩
સાધુ દીઠે ભાવોલ્લાસે, હૈડું જેનું હરખે;
સાચું શ્રાદ્ધપણું તેમાંહિ, પરમપ્રભુને પરખે. ૪
સાધુ દેખ્યાં સ્નેહ ન પ્રગટે, શ્રાવક તેહ ન કહીએ;
શ્રાવક નામ ધરાવે જૂઠું, મનમાં સમજી રહીએ. ૫
ભણ્યો ગણ્યો શ્રાવક આસ્રવની, કરણીનો કરનારો;
સાધુ સરખો કદી ન હોવે, આવે નહિ ભવપારો. ૬
સાધુની આજ્ઞામાં શાસન, પંચમ કાલે ચાલે;
સાધુ ગુરૂગમવણ ના જ્ઞાનજ, સમજુ શિવપુર મ્હાલે ૭
સાધુ ગુરૂની સેવા કરતો, શ્રાવક તેહ કહાવે;
સાધુની જે આણ ન પાળે, જૈનપણું નવિ પાવે. ૮
સાધુ રાગવણ હોય ન સમકિત, આગમમાંહિ ભાખ્યું;
સાધુ ભક્તજ સમકિતી શ્રાવક, પંચાંગીમાં દાખ્યું. ૯
જ્યાં સાધુ ત્યાં વીરનું શાસન, સાધુ તીર્થ મઝાનું;
આસન્ન ભવ્યને શ્રદ્ધા હોવે, પ્રગટ તત્ત્વ નહિ છાનું. ૧૦
સાધુ શ્રદ્ધા ભક્તિ વિના તો, તપજપ ફળે ન ફાલી;
સાધુ ભક્તિમાંહી સમાણી, શિવવધુ લટકાલી. ૧૧
આગમના આરાધક સાધુ, આગમ વચને ચાલે;
તેવા સાધુ જગમાં સાચા, અનુભવ સુખમાં મ્હાલે. ૧૨
સાધુઓમાં તરતમતા છે, આગમના આચારે;
બુદ્ધિસાગર પ્રેમે પરખો સાધુ તરે ને તારે. ૧૩

સં. ૧૯૬૯ ચૈત્ર શુદિ ૯

---

## कलिकालमां भविष्य वाणी.

રાગ—ધીરાના પદનો.

પાખંડીઓ પૂજાશે રે, સાધુજન સીદાશે,
પાપીઓ પૈસે પૂરા રે, ધર્મીઓ નિર્ધન થાશે;

સાધુઓની થાશે મામા, ઘરબારી ધરી ગર્વ,
ગર્વે ગુરૂને દેશે ગાળો, ખત્તા ખાશે નિખર્વ,
ભક્તિના ઢોગે ભોળા રે, શઠજનોથી સપડાશે પાખડી૦ ૧
સાધુનું સન્માન ન સહશે, શ્રાવક શોક્ય સમાન,
સામા સ્તુતિ પાછળ નિન્દા, કરશે ઘણુ અપમાન,
સાધુથી સરખાઇ રે, કરવા ખુબ ઉજમાશે પાખડી૦ ૨
ભદ્રક જન ભોળામા ખપશે, શઠ કહેવાશે સન્ત,
સ્વાર્થે સેવા કરશે શ્રાવક, ભોળા ગણાશે ભદન્ત,
નમતુ નહિ આપે નાગા રે, લોભે ધર્મ લોપાશે પાખડી૦ ૩
વૈરાગી ખપશે વ્હેમીમા, ભણેલ તે વ ઠેલ,
શિષ્યો ગુરુના થાશે સામા, શાન્ત ગણાશે સ્ડેલ,
સ્વચ્છદમા સ્વાતન્ત્ર્યે રે, વનિતા વ્હાલ વખણાશે પાખડી૦ ૪
મર્યાદા મૂકીને મોટા, કરશે કાળા કર્મ,
ઘરબારીઓ ગુરૂ ગણાશે, સન્તની રહેશે ન શર્મ (શરમ)
મ્હારૂ ત્હારૂ વધશે રે, મધ્યસ્થ ભાવ ઘટી જાશે પાખડી૦ ૫
અમધા દેવાશે બહુ આળો, સ્વાર્થ લગી તો સગાઇ,
પાપ પ્રવૃત્તિ વધશે પુષ્કલ, નિસ્પૃહીમાકી નાગાઇ,
ઉચ્ચજનો અથડાશે રે, નીચા ન રહેશે નરમાશે પાખડી૦ ૬
મોજ શોખમા જગ મકલાશે, નિર્ધનમા ધર્મ,
શાસ્ત્રોમા થાશે શકાઓ, જ્ઞાનીમા રહેશે ગર્વ,
બકવાદી બહુ બાઠા રે, જ્ઞાની મોટા ગણાશે પાખડી૦ ૭
વિરલા જન થાશે વૈરાગી, મુનિનુ નહિ બહુ માન,
નિન્દક નફ્ફટનુ બળ વધશે, સત્પાત્રે દુર્લભ દાન,
બુદ્ધિસાગર બોધે રે, સમજુને સાચુ સમજાશે પાખડી ૮
સ ૧૯૬૯ ચૈત્ર શુ ૧૦

---

## यात्राळुने यादी.

રાગ—ધીરાના પદનો.

યાત્રાળુને યાદી રે, શાસ્ત્રાધારે દઉં સારી,
શિક્ષા માનો સાચી રે, નક્કી દિલ નરનારી. યાત્રાળુ૦
ભક્તિ દિલમાં ભરવી ભાવે, કાળો તજવો ક્રોધ,
સાધુ જનને ભાવે સેવી, બાળ થઇ લ્યો બોધ;
વિકથાની ટેવ વારી રે, મન્મથ વેગ મારી. યાત્રાળુ૦ ૧
જપીએ જિનવરને જિહ્વાએ, દયા હૃદયમાં દાન,
શાસ્ત્રો સુગુરૂ પાસે સુણીએ, મુનિનું કરીએ માન;
સાધુ છે તીર્થજ સાચું રે, સત્ય રંગી સદાચારી. યાત્રાળુ૦ ૨
સાધુ વર્ગની કરવી સંગત, વાંચો શાસ્ત્રવિચાર,
તીર્થોમાં શુદ્ધિ છે તપથી, તરીએ તે તીર્થજ ધાર;
દુર્ગુણોને દમવા રે, હૈડામાં ધરી હુશિયારી. યાત્રાળુ૦ ૩
જૂઠું ચોરી ત્યાગી જારી, સજવો સદ્‌ગુણ સાથ,
નક્કી કોઈની કરો ન નિન્દા, નેહે ભજો જિનનાથ;
કામ દૂરે કાઢી રે, બનો શુદ્ધ બ્રહ્મચારી. યાત્રાળુ૦ ૪
આવ્યા ગુણ લેવાના અર્થે, ભૂલો ના એ ભાન,
પ્રભુભક્તિમાં પ્રેમી થૈને, રહેવું સદા ગુલ્તાન;
શ્વાસોચ્છ્વાસે સમરો રે, ધ્યાનમાંહી પ્રભુ ધારી. યાત્રાળુ૦ ૫
માર્ગાનુસારિગુણ માચી, ધરીએ સદ્‌ગુણ ધ્યાન,
ગુણરાગી થઈ ગુણને ગ્રહીએ, તજીને મોહનું તાન;
વ્રત નિજ શક્તિ વરીએ રે, ઉપાધિ આધિ પરિહારી. યાત્રાળુ૦ ૬
યાત્રામાં પ્રભુના ગુણ યાચો, ગુરૂગમ લેઇ જ્ઞાન,
જંગમ થાવર તીર્થ ભજીને, સમતામૃત કરો પાન;
બુદ્ધિસાગર બોધે રે, મુક્તદશા મળનારી. યાત્રાળુ૦ ૭

સં. ૧૯૬૯ ચૈત્ર શુદિ ૧૧

---

# જૂઠા શ્રાવકનાં લક્ષણ.

રાગ ધીરાના પદનો

શ્રાવક તે ના સાચો રે, અનીતિએ પેટ ભરે,
જૂઠી સાક્ષી પૂરી રે, પૈસા લેઈ પાપ કરે,
જૂઠા સોગન્ન ખાવે જુગતે, બોલે જૂઠા બોલ,
થાપણને ઓળવતો લોભે, જૂઠું તોલે જે તોલ–
બુડે ને બુડાડે રે, તારે નહિ સ્વય તરે શ્રાવક ૧
કન્યા વેચી કરે કમાણી, જ્યા ત્યા માગી ખાય,
યાચક પેઠે હાથ ધરેને, ધર્મ વિરૂદ્ધ જે જાય,
વિશ્વાસઘાતી થઈને રે, વિશ્વાસીના પ્રાણ હરે. શ્રાવક ૨
પરને જૂઠા આળ ચઢાવે, ચાડીનો કરનાર,
લોભે લક્ષ્મી લાચે લેતો, હરામી ધન હરનાર,
નિર્દય નફ્ફટ નાગો રે, ધર્મ દેશ દ્રોહી ઠરે શ્રાવક ૩
દેવગુરૂનો નિન્દક દ્વેષી, મફત ખાતો માલ,
સાત વ્યસનમા પૂરો શૂરો, ક્રોધે દે ક્ષણમા આળ,
અધના થાતો સામો રે, ઠગ પેઠે જેહ ફરે શ્રાવક ૪
નારદ પેઠે લોક લડાવે, સૂત્ર વિરૂદ્ધ વદનાર,
જૈન ધર્મની શ્રદ્ધા ન ધરે, નવો પન્થ ધરનાર,
મિથ્યાત્વે મુઝેલો રે, સાધુપર દ્વેષ ધરે શ્રાવક ૫
જૈનાગમથી વિરૂદ્ધ ભાખે, દેવદ્રવ્ય ખાનાર,
સમકિતની શ્રદ્ધા નહીં સ્વપ્ને, ગુરૂદ્રવ્ય હરનાર,
શ્રદ્ધા નહીં જિનમતની રે, મિથ્યાધર્મ સત્ય ઉચ્ચરે. શ્રાવક. ૬
દેવગુરૂ ભક્તિથી દૂરે, ધર્મને માને વ્હેમ,
નાસ્તિકતા મનમાહી નક્કી, શ્રાવક કહીએ કેમ ?
બુદ્ધિસાગર બોધે રે, સાચો શ્રાવક ધર્મ વરે. શ્રાવક ૭

સ ૧૯૬૯ ચૈત્ર શુ ૧૩

---

## "पात्र थाओ."

જ્ઞાન કશુ નહિ થાય મૂરખને જ્ઞાન કશુ નહિ થાય—એ રાગ.

પાત્ર પ્રમાણે માય, જીવોમાં પાત્ર પ્રમાણે માય,
ચકલી ચારો પાણી ભરશે, પચે તેટલું જોઇ;
સરવરના પાણી ના પીવે, યથાશક્તિ હરકોઇ. જીવોમાં પાત્ર પ્રમાણે માય૦ ૧
પાત્ર પ્રમાણે વસ્તુ પચે છે, અધિક અજીરણ હોય;
જેની જેવી યોગ્યતા તેવી, પચતું પ્રગટ અવલોય. જીવોમાં૦ ૨
સિંહણ દુગ્ધ સુવર્ણ પાત્રમાં, ટકે જુઓ સાક્ષાત્;
અન્ય પાત્રને ફોડી નાખે, જાણ્યા જેવી વાત. જીવોમાં૦ ૩
પાત્ર પ્રમાણે પ્રેમ ઠરે છે, પાત્ર પ્રમાણે ધર્મ;
પાત્ર પ્રમાણે વિદ્યા ઠરતી, પાત્ર પ્રમાણે શર્મ. જીવોમાં૦ ૪
પાત્ર થકી અધિકું પડવાથી, ક્ષણમાંહી ઉભરાય;
નદીમાં અધિકું પાણી આવે, પૂરથકી છલકાય. જીવોમાં૦ ૫
ખાય બિલાડી ખીર ના ટકશે, દુર્જનના દિલવાત;
યોગ્યતાવણ અધિકું આપ્યાથી, થતી અપાત્રની ઘાત. જીવોમાં૦ ૬
સોમલ માત્રા ચાર માસનું, બાલક જો કદી ખાય;
તનુમાંહી ઉત્પાત થવાથી, વ્હેલું પરભવ જાય. જીવોમાં૦ ૭
છોકરવાદી સાધુ આગળ, છેદ વાતો ન સુહાય;
પાત્ર વિના મંત્રો સાધ્યાથી, ગાંડા ઘણા થૈ જાય. જીવોમાં૦ ૮
ગંભીરતા વણ ગુહ્ય જાણતાં, ઘણા અનર્થો થાય;
મળે યોગ્યતા સર્વ જણાતું, કુદરતનો એ ન્યાય. જીવોમાં૦ ૯
પાત્ર થવાથી ઇચ્છિત પરગટ, શ્રદ્ધા રાખો સત્ય;
પાત્રતાવણ મળે ન માગ્યું, ધાર્યું ન થાતું કૃત્ય. જીવોમાં૦ ૧૦
દેવાવાળા છે તૈયાર જ, વિના પાત્રતા વાર;
જેવી પાત્રતા તેવી સિદ્ધિ, તુર્ત અહીં તૈયાર. જીવોમાં૦ ૧૧
પાત્રતા પ્રગટાવો પહેલી, વણ માગે મળનાર;
બુદ્ધિસાગર સદ્ગુરૂ સેવા, પાત્રપણું કરનાર. જીવોમાં૦ ૧૨

સં. ૧૯૬૯ ચૈત્ર શુદિ ૧૫.

## શિક્ષોપયોગ.

કુરોગોની પેઠે જ્યા ત્યા, નિન્દા જોર જણાતુ,
જ્ઞાન વિનાના ગાડા લોકો, ભરે પાપનુ ભાતુ ૧
દૃષ્ટિરાગમા દુનિયા દુઃખી, ભરમાઇ બહુ ભૂલી,
દૃષ્ટિરાગમા મતને તાણે, ખેચ તાણ્યા ઝૂલી ૨
આપમતિને આગળ કરતી, પરનુ સત્ય ન લેતી,
દુનિયાના પ્રવાહે તણાતા, બુદ્ધિ સ્થિર નહિ રહેતી ૩
દોરંગી દુનિયાને દેખી, સન્તો સમતા રાખે,
આત્મસમાધિમાહી ખેલી, સહજ સુખને ચાખે ૪
પોતાને પોતે ઓળખવો, કાર્ય ખરૂ જગમાહી,
શાશ્વત શાન્તિ ઘટમા શોધી, રહેવુ સમતા સાઇ ૫
વિષય વેગની વસમી વાટો, તેથી પાછા હઠવુ,
જ્યા ચચલતા ખેદજ પ્રગટે, ત્યાથી પાછા ખસવુ ૬
જેવણ સહજાનન્દ ન રહેતો, તેનુ ધ્યાનજ ધરીએ,
આત્મ પ્રતીતિ અનુભવ પામી, શાશ્વત આનન્દ વરીએ ૭
સ્મરણ મનન ચિતન ચેતનનુ, ઉડા બહુ ઉતરીએ,
સુરતા સ્થિરતા પૂર્ણ લગાવી, ભવ પાથોધિ તરીએ ૮
રત્નત્રયી ઋદ્ધિ નિજ જાણો, નિશ્ચય રાખી ઘટમા,
બુદ્ધિસાગર અન્તર્ શોધો, પડો નહીં ખટપટમા ૯
સવત ૧૯૬૯ ચૈત્ર વદિ ૧

---

## वीर स्तवन.

સન્ત સનેહી રે વીર જિન ! સાભરો, તુમ વણ ક્ષણ ન સુહાય રે,
વિરહ તમારો રે મુજ મન સાલતો, ક્ષણ કોડી યુગ થાય રે સન્ત૦ ૧
તુમ ગુણ મોહ્યો રે મધુકર માલતી, મુજ મનના વિશ્રામી રે,
તુજ મુજ અન્તર્ પડીયુ કર્મથી, ટાળો તે ગુણરામી રે. સન્ત૦ ૨

શરણુ નમાવું રે સાચાં આદર્શ, આશય શુભ ગુરુ ત્યાગી રે;
કેવળજ્ઞાનીની આગળ શું કહું, જહેમાં સહુ નિષ્કામી રે. સન્ત૦ ૩
દુઃષમકાળે રે ગાડે આલંબ, ગુરુ આગમ સુખકારી રે;
ગુરુ શાસનમાં રે સાચા રાગથી, સદ્‌ગુણ નિર્ધારી રે. સન્ત૦ ૪
પાવનપાણું ગુરુ આપો પ્રેમથી, આતમ ગુણ આધારા રે;
બુદ્ધિસાગર શિવસુખ આપકો, પરમ પ્રભુ ગુરુ પ્યારા રે. સન્ત૦ ૫
સં. ૧૯૬૯ ચૈત્ર વદિ ૩

---

## સાધુ સેવા.

હવે મને હરિ નામ શું નેહ લાગ્યો—એ રાગ.

સાધુની સેવા મીઠા છે મોક્ષના મેવા, સેવામાંહી નહિ હેવા રે. સાધુ. ૧
સાધુ સેવાથી મળે છે શિવસુખ, મુક્તિનું દ્વાર જયકારી;
સાધુ સેવાથી મળે અન્ય કોઈ ન મળે, દ્રોહ કદિ ન ધનારી રે. સાધુ. ૨
સાધુ સન્તોની ચાકરીમાં આળસી, ગંગા નદી નિત્ય સેવા;
તીર્થો સમાયાં સાધુ સેવામાં, ભક્તોને સેવાની હેવા રે. સાધુ. ૩
સાધુ સન્તના દેવો છે બોલી, જંગમ મૂર્તિ સવાઈ;
સાધુ સેવ્યા તેણે સેવ્યું છે સર્વે, જંગમ તીર્થ વડાઈ રે. સાધુ. ૪
જિનાજ્ઞાધર સાધુ સેવીને, ધર્મની કરવી કમાણી;
બુદ્ધિસાગર સાધુ ચરણરજ, કરે પવિત્ર જગ પ્રાણી રે. સાધુ. ૫
સં. ૧૯૬૯ ચૈત્ર વદિ ૪.

---

## સેવક.

રાગ—મીરાંના પદનો.

સેવક કોઇક સાચો રે, સમર્પણ સર્વ કરે;
બોલેલા બોલ પાળે રે, સેવામાંહી પ્રેમ ધરે—સેવક.
પ્રાણ ગણે નહિ પ્રભુને અર્થે, સાચી નિષ્ઠા નેક,
સેવક ફરજો અદા કરે છે, મનમાં ધરીને ટેક;
ભમતો ના ભમાવ્યો રે, દગાથી દીલ ખુણ કરે. સેવક. ૧

હુકમ ચઢાવે નિજ શિર ઉપર, આજ્ઞા કરી તે પ્રમાણ,
સ્વામી હુકમમા કરે ન શકા, કરે ન તાણુતાણ,
કૂટે ના લાચ લેઈ રે, પાપે નહી પેટ ભરે સેવક ૨
સાગર પેઠે ગભીર મનનો, થઇ સમાવે સર્વ,
વિશ્વાસઘાતી કદી ન થાતો, સ્વપ્ને કરે ના ગર્વ,
સ્વામીનુ તે પોતાનુ રે, માની નીતિ દીલ ધરે સેવક ૩
પિડ પડે પણ ફર્જ ન ચૂકે, સ્વામી સુખે સુખ,
સ્વામીની છાયા થઈ કરતો, સ્વામીના દુ ખે દુ ખ,
સ્વામીનુ દીલ જાણે રે, સ્વામી દીલમાહિ ઉતરે સેવક ૪
ભેદ ખેદ ને દ્વેષ તજીને, રાખી મનમા સર્વ,
ફર્જે પોતાની સેવતો, માને દિવસ સહુ પર્વ,
સકટ સર્વે સહતો રે, પ્યારા ગણી પ્રાણ પરે સેવક ૫
સેવક ભક્તે સ્વામી વશમા, હનુમાન ને રામ,
સાચા સેવક અમર થયા છે, કરી ગયા શુભ કામ,
બુદ્ધિસાગર બોધે છે, સેવક સ્વામી થૈને ફરે સેવક ૬
સ ૧૯૬૯ ચૈત્ર વદિ ૫

---

## ગુણાનુરાગીની બલિહારી.

રાગ--ધીરાના પદનો

ગુણાનુરાગી જે છે રે, તેની જાઉં બલિહારી,
માર્ગાનુસારી મોટો છે, જગતમા જયકારી ગુણાનુરાગી
સમકિતનો અધિકારી સાચો, ગુણાનુરાગી જીવ,
ગુણ સસ્કારો પાડે ઘટમા, બનાવે જીવને શિવ,
દોષોને જલ્દી દહતો છે, થાવે ગુણગણ ક્યારી ગુણાનુરાગી ૧
ગુણને દેખે જ્યા ત્યા જ્ઞાને, દોષ ઉપર ના દષ્ટિ,
દોષી દેખી દીલ ન દાઝે, સરજે અન્તરની સૃષ્ટિ,
હર્ષે હૈડુ હર્ષે છે, જ્ઞાની દેખી અનગારી ગુણાનુરાગી ૨

સ્વપ્નામાં ગુણ દૃષ્ટિ છાજે, દ્વેષે ન દેખે દોષ,
કરે ન નિન્દા પ્રાણ પડે કદી, પોષે આતમ ગુણ પોષ;
સમજાતું સાચું સવળું રે, પૈશુન આળ પરિહારી. ગુણાનુરાગી. ૩
ગુણને અવગુણ રૂપ ન ગણતો, વૈરી ગુણ પર વ્હાલ,
દોષી પર કરૂણા બહુ દાખે, ખરાનો કરતો ખ્યાલ;
વારી જાઉં વ્હાલે રે, ગુણ દૃષ્ટિનીપર ભારી. ગુણાનુરાગી. ૪
પંચમ કાલે દુર્લભ પેખો, સત્ય ગુણાનુરાગ,
ગુણાનુરાગી સૌભાગી ત્યાગી, ધરૂં તેનો અનુરાગ;
બુદ્ધિસાગર બોધે રે, સમજો મનમાં નરનારી. ગુણાનુરાગી. ૫

સં. ૧૯૬૯ ચૈત્ર વદિ ૧૦.

---

## दीक्षागुरु श्री सुखसागरजी स्तवना.

રાગ—ધીરાના પદનો.

ગુરૂજી ગિરૂઆ જ્ઞાની રે, શરણું એક તવ સારૂં,
પ્રાણ થકી મુજ પ્યારા રે, પ્રભો તવ નામ પ્યારૂં;
ગુણ ગાઉ ત્હારા ગુણ રાગે, અડવડીયાં આધાર,
ભક્તિભાવે તુજને ભજતાં, વાસના નાસે વિકાર;
અન્તરૂના અલબેલા રે, મ્હેરે શુભ કરો મ્હારૂં. ગુરૂજી. ૧
પાપો નાસે તુજ પદ સેવે, આશીર્વાદે લ્હેર,
તુજ સેવાથી શાપ ટળે સહુ, ટળે વિરોધીનાં વૈર;
છવાયે કીર્ત્તિ સઘળે રે, દેખાતું મુક્તિ પુર બારૂં. ગુરૂજી. ૨
સુખસાગર ગુરૂજી જગ સાચા, દીક્ષાના દાતાર,
કર્યો રંકનો રાજા રૂહેસે, સાહાય્ય કરી સારવાર;
બુદ્ધિસાગર બોલે રે, તુમ સમ નહીં તારૂં. ગુરૂજી. ૩

સં. ૧૯૬૯ ચૈત્ર વદિ ૧૧

---

## ॐ योग्य पात्रनी आगळ कहेवुं-दिल खोलवुं. ॐ

તુ ખોલ દીલને યોગ્યતા જાણી જીવોની સાથમા,
અનુભવ કરી દીલ આપજે ચાલી સદા શિવ વાટમાં,
વિશ્વાસઘાતક માનવી વ્હાલજ ધરીને આવતા,
મીઠુ વદી દિલ પેસીને આધિ ઘણી ઉપજાવતા ૧
અસ્થિર મનના માનવી એ મિત્ર વા શિષ્ય જ નહીં,
દિલ મર્મને હણીને અરે ચ ડાલતા જ્હેતા સહી,
ચાડી કરે ચુગલી કરે સમ ખાઇને વાતો કરે,
હિત શત્રુ થૈ ઉપર થકી વ્હાલજ ધરીને સચરે ૨
બહુ કાલ પરિચયને કરી તાવી ઘણી વાતો કરી,
શુભ પાત્રતા પરખી ખરી દિલ આપવુ હેત જ ધરી,
જ્યમ યોગ્યતા ખીલે તથા નિજ દિલનુ કઇ આપવુ,
દિલ પાત્રતા પરખી ભલી યોગ્યજ હૃદયમા સ્થાપવુ ૩
તુ ત્વરિત પ્રેમાવેશ થૈ દિલ ખોલ ના પાત્ર જ વિના,
તુ દાબીને દિલ ઉભગ ઝટ જાણજે સાચી બીના,
ચિન્તામણિથી મોઘુ છે નિજ દીલ નિશ્ચય માનવુ,
સાચા ઝવેરી આગળે ખોલી હૃદય સુખ માણવુ ૪
મન પેટીમા રત્નો ભર્યા જ્યા ત્યા નહીં તે ખોલીએ,
સાચા ઝવેરી પારખુની આગળે ક ખોલીએ,
જે દીલ લઇ દિલ પૂજતો દિલનો સદા સેવક બને,
અનુભવ કરી નિજ દીલ ખુલ્લુ મૂકીએ તેની કને ૫
સુવર્ણ પેઠે જે અરે નિજ દીલને પલટે નહીં,
ગભીર વિશ્વાસુકને દીલ ખોલીએ પ્રેમે સહી,
સમ્યક્ પરીક્ષા દૃષ્ટિથી અનુભવ કરી દિલ રિઝીએ,
બુદ્ધયબ્ધિ અન્તર્ મેળના મેલાપથી બહુ રીઝીએ ૬

સ ૧૯૬૯ ચૈત્ર વદિ ૧૪

## ઉપદેશ.

હરિગીત.

લાંબી કરી ઝટ જીભને પરદોષને બોલીશ ના,
લાભજ નિહાળ્યા વણ કદી દિલદ્વારને ખોલીશ ના;
આવેશમાં બહુ આવીને નિજ ભાનને ભૂલીશ ના,
શાશ્વત મનોહર મુક્તિ વણ તું અન્યમાં ઝૂરીશ ના. ૧
નિજ આત્મના ગુણો વિના બીજું કશું જોઇશ ના,
પરભાવના પન્થે પડી તું, ધર્મને ખોઇશ ના;
પરવસ્તુના સંયોગ વા વિયોગમાં ફૂલીશ ના,
કરૂણામયી નિજ વૃત્તિને સંમોહથી ચૂરીશ ના. ૨
પૈશુન્યવૃત્તિ પોષીને, પર પ્રાણને ભેદીશ ના,
અભિમાનના શિખરે ચઢી આત્માર્થને છેદીશ ના;
પરભાવની પંચાતમાં આનન્દથી મ્હાલીશ ના,
ચાંચલ્યવૃત્તિ આદરી દુઃપન્થમાં ચાલીશ ના. ૩
દુઃખો પડે તે વેદીને બદલો બુરો વાળીશ ના,
હૈડા વિષે હિમ્મત ધરી વિપત્તિથી હારીશ ના;
અનુકૂળ વા પ્રતિકૂલમાંહી સામ્યને છોડીશ ના,
નાહક અપાત્રજ આગળે તું શીર્ષને ફોડીશ ના. ૪
ફર્જો બજાવે જા ! ! ! સદા બીજું કશું દેખીશ ના,
નિર્ભય અદોષી થૈ સદા પરદોષને પેખીશ ના;
પરમાર્થ કરતો જીવ તેને કૃત્યમાં વારીશ ના,
બુદ્ધયબ્ધિ ગુરૂના જ્ઞાનથી સન્તો પ્રકટતા જગ ઘણા. ૫

સં. ૧૯૬૯ ચૈત્ર વદિ ૦))

## ગચ્છ.

ધન્યાશ્રી

ગચ્છ ઘણો ગુણકાર, ગુણોથી ગચ્છ ઘણો ગુણકાર,
સૂરિ ઉપાધ્યાય રત્ન પ્રવર્તક, સ્થવિર પંચ પ્રમાણ,
જ્યાં સંવેગે શોભતા રે, અરિહંતની ત્યાં આણ ગુણથી ૧
સંયમ તત્પર સાધુઓ રે, વૈરાગ્યની થાય વાત,
ચારિત્રે ચિત્ત ચોટીયા રે, જ્ઞાનથી મોહનો ઘાત ગુણથી ૨
ગીતાર્થો ગચ્છમાં ઘણા રે, વાદી ઘણા હુંશિયાર,
સ્વાધ્યાય તત્પર સાધુઓ રે, ધર્મ ધ્યાન ધરનાર ગુણથી ૩
સારણા વારણાદિક ઘણી રે, સમાચારી સદાય,
પંચાચાર પ્રપાલતા રે, સર્વ મુનિ સુખદાય ગુણથી ૪
સમતા સાગર ઝીલતો રે, સાધુવર્ગ હમેશ,
રાગદ્વેષ ઈર્ષ્યા નહીં રે, કપટ નહી તેમ કલેશ ગુણથી ૫
પ્રામાણિક પદવી ધરા રે, પાળે પંચાચાર,
ત્યાગી વૈરાગી શોભતા રે, સંપ ધરી વહનાર ગુણથી ૬
ઉપદેશક બહુ મુનિવરા રે, કહેણી રહેણી સમાન,
શાસન સેવા કારકા રે, ધર્માર્થે દે પ્રાણ ગુણથી ૭
સૂરિની સેવા સારતા રે, મુનિયો થૈ ઉજમાલ,
સૂરિ હુકમ શિરપર ધરી રે, પામે મંગલ માલ ગુણથી ૮
પંચ મહાવ્રત પાલતા રે, ગામોગામ વિહાર,
નિર્દોષી આહાર લે રે, ક્ષાન્ત્યાદિક ધરનાર ગુણથી ૯
વિનય વિવેક વિચારણા રે, લઘુતાને નહીં લોભ,
વિષયો વિષવત્ વામતા રે, રત્નત્રયી સ્થિર શોભ ગુણથી ૧૦
દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવથી રે, ધર્મોન્નતિ કરનાર,
બુદ્ધિસાગર સંઘની રે, શોભા બહુ વહનાર ગુણથી ૧૧

સં ૧૯૬૯ વૈશાખ શુદિ ૫

---

# અમારું શું ? તમારું શું ?

કવ્વાલિ.

સકલનો ભાગ જેમાં છે, અમારો ભાગ તેમાં છે;
અપેક્ષાએ વિચાર્યાથી, અમારૂં શું ? તમારૂં શું ? ૧
જગત્માં જે પદાર્થો છે, નથી ત્યાં હક્ક કોઇનો;
મમત્વ કલ્પના જૂઠી, અમારૂં શું ? તમારૂં શું ? ૨
મનુષ્યો બહુ મરી ચાલ્યા, ગઈ નહીં સાથમાં વસ્તુ;
સકલ વસ્તુ થતી જૂની, અમારૂં શું ? તમારૂં શું ? ૩
તમારો હક્ક છે જેમાં, અમારો હક્ક છે જેમાં;
સકલનો હક્ક છે તેમાં, અમારૂં શું ? તમારૂં શું ? ૪
તમારૂં વા અમારૂં જ્યાં, મમત્વ ખૂબ કલ્પાયું;
નથી જડમાં જરા શર્મજ, અમારૂં શું ? તમારૂં શું ? ૫
જગત્ના જડ પદાર્થોમાં, નથી દાવો નહીં ફાવો;
સકલ જોતા થતા જુદા, અમારૂં શું ? તમારૂં શું ? ૬
હુહા હારીલની પેઠે, મમત્વે કેમ બંધાવું;
વિચારી દિલમાં દેખો, અમારૂં શું ? તમારૂં શું ? ૭
દિયે તે તો નથી ત્હારૂં, મળ્યું તે તો નથી મ્હારૂં;
નથી જડમાં જરા સારૂં, અમારૂં શું ? તમારૂં શું ? ૮
કષાયોને કરે શાથી, નથી આ સર્વ રહેવાનું;
રૂપાન્તર સર્વનું થાતું, અમારૂં શું ? તમારૂં શું ? ૯
જગત્ના જડ પદાર્થો સૌ, સ્વભાવે ભિન્ન છે જાણો;
બુદ્ધ્યબ્ધિસત્યદૃષ્ટિથી, અમારૂં શું ? તમારૂં શું ? ૧૦

સં. ૧૯૬૯ વૈશાખ શુદ ૬

## आत्मानो भास.

તેરા ચરખો બોલે રામ નામ રામ તુહિ રે રામ તુહિ રામ તુહિ–એ રાગ

સુરતા સાધી [1]શૂન્યમા રે, ઝળહળ ઝળકે જ્યોત,
ઝળહળભાનુ પ્રગટીયો રે, થયો ભુવન ઉદ્યોત,
આનન્દ અપરપારા રે, એવો ભાસ્યો આતમરામ,
અલખ રામ તુહિ રે રામ તુહિ રામ તુહિ રામ તુહિ ૧
લંકા ગઢ જીત્યો લઢી રે, માર્યો રાવણ રાય,
સીતા સતી લઈ સાથમા રે, આવ્યો નિજપુર ઠાય આનન્દ ૨
સાગર ખૂબ વલોવીયો રે, રત્નો કાઢ્યા ચઉદ,
અન્તરમા ઉતારીયા રે, નાઠા દુખના ફન્દ આનન્દ ૩
છોટો જગ મોટો થયો રે, મવરાવ્યો ના માય,
અન્તર દૃષ્ટિ દેખતા રે, અન્તરમાહી જણાય આનન્દ ૪
સાગરમા નદીઓ મળી રે, સરવરનો શો ભાર,
ગાગર સાગરમા સમી રે, રહ્યો ન ભેદ લગાર આનન્દ ૫
સર્વ સમાતુ જે વિષે રે, જેમા સૌનો વાસ,
સર્વ પ્રકાશો જ્યા સમે રે, તે હુ પોતે ખાસ આનન્દ ૬
ઉપજે વિણસે જ્યા સહુ રે, પણ જગથી જે ભિન્ન,
તે હુ પોતે પરખીયો રે, ધ્યાન ધરી લયલીન આનન્દ ૭
લીલા જેની લખ ઘણી રે, કોઈ ન પામે પાર,
બુદ્ધિસાગર સદ્‌ગુરુ રે, બોધ સદા સુખકાર આનન્દ ૮

સં ૧૯૬૯ વૈશાખ શુદ ૮

૧ શૂન્યમાં—આત્માના રાગ દ્વેષ રહિત નિર્વિકલ્પ સ્વરૂપમા

# अस्मारुं निवेदन.

હરિગીત.

લેખો લખ્યા ગ્રન્થો રચ્યા ભાષણુ કર્યાં જે જે અમે,
સાપેક્ષદૃષ્ટિથી સકલ જગ બાન્ધવો જાણો તમે;
અધિકાર પાત્ર સુભેદથી જૂદું લખાયું જાણુશો,
જિન વાણીના અનુસારથી સર્વે હૃદયમાં આણુશો. ૧
ઉપજ્યા વિચારો ચિત્તમાં તે તે લખ્યા સમજાવવા,
જો ભૂલ તેમાં હોય તો માફી તણી લઉ છું દવા;
આશય અમારા પૂર્ણ જાણ્યા વણુ ખરૂં સમજાય ના,
જે જે લખ્યું તે આશયો સમજ્યા વિના પરખાય ના. ૨
ગીતાર્થ જે સિદ્ધાંતના તે આશયો સમજે સહુ,
ગીતાર્થદૃષ્ટે ભૂલ તેની માફી હું પહેલાં લહુ;
અધ્યાત્મજ્ઞાને જે ભર્યાં દ્રવ્યાનુયોગે જે સર્યાં,
આશય અમારા જાણુવા અધિકારી તે દિલમાં ધર્યાં. ૩
ગીતાર્થની દૃષ્ટિ વિષે સાપેક્ષ સહુ સમજાય છે,
આશય ઘણા ગંભીર જે અધ્યાત્મના પરખાય છે;
આગમ થકી વિપરીતની હઠ હું જરા ધરતો નથી,
આગમતણા અભ્યાસથી સ્ફુરણા લહી તે તે કથી. ૪
ચારિત્ર પૂર્ણાચારને ધરવાતણી વૃત્તિ થતી,
આચાર પૂર્ણ પળે નહીં દિલ દાઝ વૃત્તિ ઉપજતી;
દર્શનતણી સેવા અને ભક્તિવિષે રંગે રહ્યો,
આગમતણી ભક્તિ વિષે પ્રેમે સદા હું ગહગહ્યો. ૫
શુભ જૈન શાસન ભક્તિહેતે જે રચ્યું તે જાણુશો,
છૂપાય નહિ સાચું જરા એવું હૃદયમાં આણુશો;
પ્રશસ્ય રાગે ધર્મની સેવા કરી પ્હેલાં ઘણી,
બુદ્ધ્યબ્ધિ સાચી ફર્જથી ભક્તિ કરી શાસનતણી. ૬
સં. ૧૯૬૯ વૈશાખ શુદિ ૧૧

---

## જૈનો અને જૈનેતરો પ્રતિ અમારું હૃદય.

હરિગીત

શ્રી જૈન શાસન ભક્તિ છે જૈનો ઉપર શુભ રાગ છે,
પણ દ્વેષ ના અન્યો ઉપર મૈત્રીતણો શુભ લાગ છે,
મિથ્યાત્વ લાગ્યુ જૂઠ પણ મિથ્યાત્વી પર કરૂણા રહી,
અન્તરૂવિષે શુભ ભાવના એવી અધુના ગહગહી ૧
પન્થો ઘણા જગમા દીસે પણ પન્થીઓ પર દ્વેષ ના,
નિજ આત્મવત્ એ પન્થીઓને માનવાથી કલેશ ના,
મિથ્યાત્વના જે પન્થ તેને જૂઠ રૂપે બોધવા,
ઉદ્યમ હમારો થાય છે પાખડ જૂઠ જ રૂન્ધવા ૨
મતભેદમા જીવો પડ્યા તેઓ ઉપર દ્વેષજ નથી,
સાચુ સકલમા જે રહ્યુ સર્વજ્ઞનુ જાણ્યુ કથી,
સૌમા રહ્યુ સિદ્ધત્વ એ સિદ્ધત્વ સૌમા દેખતો,
સૌ જીવને પાયે પડુ સિદ્ધત્વદષ્ટિ પેખતો ૩
સાચુ સદા પ્રસરાવવા સહુ યોગથી ઉદ્યોગ છે,
સાપેક્ષદષ્ટિ સત્ય પર પ્રશસ્ય રાગ નિયોગ છે,
જે સત્યને નિજ ફર્જ છે જે સત્ય તે નિજ પ્રાણ છે,
એ સત્યની સેવાવિષે શુભ રાગનુ નહિ ભાન છે ૪
જૈનેતરોમા સદ્ગુણો તેનો ખરો દિલરાગ છે,
જે સદ્ગુણોને દેખતો તે ધન્ય ને મહાભાગ છે,
આવુ અમોને શિખવ્યુ તે જૈનધર્મજ સત્ય છે,
એ જૈનધર્મ ફેલાવવા ભક્તિ ખરૂ કર્તવ્ય છે ૫
સાચા જીગરથી સર્વનુ કલ્યાણ કરવા વૃત્તિ છે,
સૌમા પ્રભુને દેખીને સૌના ભલામા ભક્તિ છે,
એ ભક્તિ શ્રી જિનવીરના ઉપદેશથી પ્રગટી ખરી,
બુદ્ધચબ્ધિ સત્યજ બોધીને કર્તવ્યના દિલમા ધરી

સ ૧૯૬૯ વૈશાખ શુદિ ૧૩

## ચારિત્ર્યભાવના.

અપૂર્વ સંયમ સેવીશું ક્યારે અહો,
અપૂર્વ વૈરાગ્યે રાખી મન સ્થિર જો;
શુદ્ધ સમાધિ લીન થઇ રહી એ સદા,
ક્યારે થઇશું અન્તરૂના વડવીર જો. અપૂર્વ. ૧
સમતાભાવે શાતા શાતા વેદશું,
ઘોર પરિષહ સહન કરીશું સર્વજો;
નિર્ભય ભેદ રહિત થૈને નિઃસંગથી,
મુક્તિમાર્ગમાં વિચરીશું ત્યજી ગર્વ જો. અપૂર્વ. ૨
ચેતનભાવે ચેતન પરિણમતો રહે,
દેહભાવમાં પરિણમન નહીં થાય જો;
એવી અન્તરૂમાં સાક્ષી વર્તે સદા,
વસ્તુ વસ્તુસ્વભાવે નિત્ય જણાય જો. અપૂર્વ. ૩
પરમ પ્રભુથી લાગી રહે લગની સદા,
ઔદાયિકભાવે સાક્ષીપણું વર્તાયજો;
કર્મવિપાકો ભોગવતાં યોગીપણું,
પૂર્ણપણે અન્તરૂથી અનુભવ થાય જો. અપૂર્વ. ૪
પરમ પ્રભુતા પ્રગટે પરમાનન્દમય,
જન્મ મરણનાં બન્ધન છૂટી જાય જો;
તેનું કારણ ચારિત્રજ મનમાં ધરી,
બુદ્ધિસાગર ભાવ ભલો વર્તાય જો. અપૂર્વ. ૫

સં. ૧૯૬૯ વૈશાખ શુદિ ૧૪.

---

## શુભાધ્યવસાય

રાગ ધન્યાશ્રી.

અધ્યવસાય પ્રગટાય, મનમાં અધ્યવસાય પ્રગટાય;
કુટુંબ સરખી દુનિયા રે, બુરૂં નહીં ઇચ્છાય. મનમાં.

પશુ પખીને દેખીને રે, કોણુ જાણે કેવી રીત,
અન્તરથી પગે લાગતો રે, એવુ જણાતુ અચીત મનમાં૦-૧
વૈર બુદ્ધિ પ્રગટે નહીં રે, પ્રગટે તો અળપાય,
પહેલાથી ક્ષીણુ બહુ થયો રે, ક્રોધવેગ પરખાય મનમાં૦-૨
તીવ્ર સકલેશજ નહીં થતો રે, કપટવૃત્તિ થૈ મન્દ,
લોભવૃત્તિ બહુ નહી થતી રે, લાગે જગત્ જડ ફન્દ મનમાં૦-૩
દયા ભાવ સૌ પર થતો રે, ભક્તિવૃત્તિની વૃદ્ધિ,
બાહ્ય ધનેચ્છા નહીં થતી રે, જ્ઞાનાદિક ખરી ઋદ્ધિ મનમાં૦-૪
શુદ્ધોપયોગે આત્મમા રે, ધૂન ઘણી વર્તાય,
બુદ્ધિસાગર હાલમા રે, પ્રાય દશા એ સુહાય મનમાં૦-૫

સ ૧૯૬૯ વૈશાખ શુ ૧૫

---

## स्वोपयोग

કષાય અને નોકષાય નવ, ક્યારે થાશે ક્ષીણુ,
અખડ તત્ત્વ પ્રતીતિમા, ક્યારે થઇશુ લીન ૧
ચેતન ! ઉદ્યમ કર ઘણો, નિજ ગુણુની કર ચાહ,
અન્તરના ઉપયોગથી, અનુભવ નિજ નિરબાહ ૨
લાગ ઘણો નિજ શોધમા, અભિનવ અનુભવ સાધ,
વર્તમાન અનુભવથકી, અધિકો નિશદિન વાધ ૩
શોધી જે નિશ્ચય કર્યો, તેથી અધિકુ શોધ,
બુદ્ધિસાગર ધ્યાનથી, પરિપૂર્ણ નિજ બોધ ૪

સ ૧૯૬૯ વૈશાખ વદિ ૧

---

## अमारी साथ रहेनारो.

કવ્વાલિ

અમારા ચિત્તની સાથે, સદા સાથી રહી ફરતો,
અમારા જ્ઞાનમા સાથી, અમારી સાથ રહેનારો ૧

અમારા આશયો સર્વે, વિચારે બહુ અપેક્ષાથી;
અમારા સત્યનો સાક્ષી, અમારી સાથ રહેનારો. ૨
ઉપજતા આશયો દિલમાં, અનુમાને વિચારે છે;
અપેક્ષાવાદમાં ઉંડો, અમારી સાથ રહેનારો. ૩
ગુણોનો રાગ અન્તરૂમાં, ગુણાનુરાગથી દેખે;
વિશુદ્ધ પ્રેમથી પેખે, અમારી સાથ રહેનારો. ૪
અનન્યપ્રેમપૂજારી, સદા ચારિત્રનો સાથી;
સદા વ્યવહાર સમ્યક્ત્વી, અમારી સાથ રહેનારો. ૫
મળે શ્રદ્ધા વિચારોમાં, વહે ઉત્ક્રાન્તિના પન્થે;
બુદ્ધયબ્ધિ ધર્મનો સંગી, અમારી સાથ રહેનારો. ૬

સં. ૧૯૬૯ વૈશાખ વદિ ૨

---

## ભૂલી જા ભેદનો ભડકો.

કવ્વાલિ.

અભેદ પ્રેમનો પ્યાલો, હૃદય ઘટમાં ઉતારી જા;
વિશુદ્ધ પ્રેમ રસયોગે, ભૂલી જા ભેદનો ભડકો. ૧
સદા સુખની ખુમારીમાં, બની તન્મય કરી મસ્તી;
અભેદે ખેદ ટાળીને, ભૂલી જા ભેદનો ભડકો. ૨
ભૂલી મ્હારૂં અને ત્હારૂં, પ્રભુને ભેટ અન્તરૂમાં;
નિયમ મર્યાદ આદિ સૌ, ભૂલી જા ભેદનો ભડકો. ૩
વિશુદ્ધપ્રેમરસ પીને, જગતને પા બની પ્રેમી;
જગતને તું સકલ ઐકયે, ભૂલી જા ભેદનો ભડકો. ૪
અમીરસનું ભલું ઝરણું, હૃદય થંડુ કરે જલ્દી;
અભેદીપન્થપન્થી થૈ, ભૂલી જા ભેદનો ભડકો. ૫
અમીરસનું ખરૂં લ્હાણું, ઉલટ આંખો કરાવે છે;
બનીને આત્મનો પ્રેમી, ભૂલી જા ભેદનો ભડકો. ૬

મળીને દીલથી દીલજ, રસતા ઐક્યભાવે એ,
થઇને મરજીવો પ્રેમે, ભૂલી જા ભેદનો ભડકો. ૭
અરે એ કેફ છે ન્યારી, ખરેખર ભાગ ગાજાથી,
વિશુદ્ધ પ્રેમની કેફે, ભૂલી જા ભેદનો ભડકો ૮
સકલ આ વિશ્વ છે નહિ જ્યા, સકલનુ દાન જ્યા થાતુ,
બુદ્ધયબ્ધિશુદ્ધપ્રેમી થૈ, ભૂલી જા ભેદનો ભડકો ૯
સ ૧૯૬૯ વૈશાખ વદિ ૪

## कपटी मेळ

રાગ ધીરાના પદનો

કપટીથી મેળ ન કરશો રે, કપટી કાળો કેર કરે,
મુખે બોલી મીઠુ રે, હૈડામાહી કાતી ધરે,
ચાલે જૂઠુ બોલે જૂઠુ, મનમા ભિન્ન વિચાર,
મેળ કરે નહીં મનથી સાચો, દુર્જનતા ધરનાર,
ફસાવે ફાસીમાહી રે, હિતસ્વીના પ્રાણ હરે કપટી ૧
ઇર્ષ્યાથી અન્તરૂમા દાઝે, વાણીમાહી વ્હાલ,
જીજી કરતો જીવ હણે ઝટ, કળામા કેળવે કાળ,
વ્હાલામા વ્હાલો થઇને રે, આખે અશ્રુ લાવે ખરે કપટી ૨
બાજી રમતો કપટ થકી બહુ, મેળવિષે બહુ ઝેર,
લલચાવે યુક્તિથી લોભે, ફંદ ધરી કરે ફેલ,
ભોળાજન ભરમાવે રે, બોલી બોલ તુર્ત ફરે કપટી ૩
પાપભીતિને ચિત્ત ધરે નહિ, વિષના લાડુ સમાન,
ઠુઠાના જેવો જ્યા મેળજ, ફંદે ફસે નાદાન,
સમજુ તો સમજે સાને રે, ચેતીને ચિત્ત સત્ય વરે કપટી ૪
સ્વાર્થવિષે સપડાતા લોકો, પામે દુ ખ અપાર,
મરણુ વસે કપટીના મેળે, સમજુ ગ્રહે સત્ય સાર,
બુદ્ધિસાગર બોધે રે, સત્ય મેળે કાર્ય સરે કપટી ૫
સ ૧૯૬૯ વૈશાખ વદિ ૭

# निष्प्रेमदशा

કવ્વાલિ.

અરે જ્યાં પ્રેમનાં ફાંફાં, અહો ત્યાં રાખ ઉડે છે;
હૃદયમાં અગ્નિના ભડકા, પ્રગટતી આંખમાં લાલી. ૧
અરે જ્યાં પ્રેમનાં સ્વપ્નાં, અહો ત્યાં શોકની હોળી;
ચિતા સળગે બળે જીવો, જુઓ શમસાન ઘર વનમાં. ૨
અરે જ્યાં સ્નેહ ના છાંટો, અહો તે ખાર ભૂમિ છે;
અરે એ ખાર ભૂમિમાં, ઉગે ના વ્હાલનાં વૃક્ષો. ૩
નથી જ્યાં પ્રેમની મૂર્ત્તિ, નથી ત્યાં મૂર્ત્તિથી પૂજા;
અરે એ પ્રેમ વણ સૂકાં, સરોવર દીલનાં જ્યાં ત્યાં. ૪
તરે નહીં આંખમાં પ્રીતિ, નથી એ આંખમાં વારિ;
અરે જ્યાં આંખ છે ફીક્કી, નથી ત્યાં મેળ દેખ્યાથી. ૫
અરે જ્યાં શુદ્ધ પ્રીતિ નહિ, કઠોર જ દીલડું છે ત્યાં;
દયા ઝરણું વહે ક્યાંથી, વહે જ્યાં તાપ મનમાંહી. ૬
મધુરાં ગાન ત્યાં ક્યાંથી, મનોહર મેળ ત્યાં ક્યાંથી;
મધુરા બોલ ત્યાં ક્યાંથી, અરે જ્યાં શુદ્ધ પ્રીતિ નહિ ૭
ભમે છે રાક્ષસો ત્યાં બહુ, થતા બહુ ભૂતના ભડકા;
ઉગેછે ઝેરીલાં વૃક્ષો, અરે જ્યાં શુદ્ધ પ્રીતિ નહિ. ૮
કપટના નાગ ડંખે છે, અરૂચિતાવ પ્રગટે છે;
થતાં વિશ્વાસનાં વળખાં, અરે જ્યાં શુદ્ધ પ્રીતિ નહિ. ૯
પ્રગટતા ધૂમકેતુ ત્યાં, પ્રગટતા રોગ નાના ત્યાં;
ગમે નહીં ત્યાં કરે વાસો, અરે જ્યાં શુદ્ધ પ્રીતિ નહિ. ૧૦
વિશુદ્ધ પ્રેમમય આંખે, ખરેખર સત્ય દેખાતું;
બુદ્ધયબ્ધિશુદ્ધપ્રીતિની, જગત્માં રીત છે ન્યારી. ૧૧

સં. ૧૯૬૯ વૈશાખ વદિ ૮

## आत्म चाहना.

હોરી

મનમા નિત્ય સ્મરૂરી, અલખનુ ધ્યાન ધરૂરી—ટેક.
રોમ રોમ વ્યાપી સુખકારી, પરમપ્રિય ઉચ્ચરૂરી,
હુ તુ ભેદાતીત નિરજન, શુદ્ધ સ્વરૂપ ખરૂરી,
ખરૂ શુદ્ધ કાર્ય કરૂરી. મનમા૦ ૧
નયનિક્ષેપાથી તુ ન્યારો, નિશ્ચયરૂપ વરૂરી,
પ્રેમતખ્ત પર પ્રભુ તુ વિરાજે, મોહનુ જોર હરૂરી,
અન્તર્ એ ધર્મ ભરૂરી મનમા૦ ૨
નિર્વિકલ્પે દર્શન દીઠુ, શિવપથમા વિચરૂરી,
બુદ્ધિસાગર બળીયો થૈને, મોહની સાથ લડુરી,
હવે નહીં લેશ ડરૂરી મનમા૦ ૩
સ ૧૯૬૯ વૈશાખ વદિ ૧૦

---

## पराभाषानी सत्यस्फुरणा.

પરામા ભાસ જ્યા થાતો, વદો વા ના વદો ત્યા શુ ?
પરાના ભાસની ધ્વનિયો, કદી જૂઠી નથી થાતી ૧
કદી સોગનથી બોલો, અરે એ વૈખરી વાણી,
પરાના ભાસ આગળ તે, રહે ના વૈખરી પડદો ૨
પરાધ્વનિયો તમારી જે, પરામા ભાસતી એવુ,
થતુ ત્યા જૂઠ શુ ફાવે ? વિચારો પૂર્ણ એ ચિત્તે ૩
પરાના દ્વાર ખૂલ્યા જ્યા, છુપાવ્યા ભેદ ના છપે,
પરાવાણી ઉઠી તે તો, કદી જૂઠી નથી થાતી ૪
પરાભાસ જ પરાવાણી, ખરા એ દિવ્ય તારો છે,
ગતિ ત્યા યોગિની પહોચે, ખરી એ શોધ યોગિની ૫
પરામા પહોચતા જેઓ, અહો તે છેતરાયજ શુ ?
વદેલી વૈખરી વાણી, જણાતી નર્તકી પેઠે ૬

પરાના યોગીઓ પાસે, જઇને જૂઠ ના વદવું;
જણાશો બાલ ચેષ્ટાવત્, જણાયા તો હવે સમજો. ૭
પરાનો ભાવ છે સાચો, અનુભવથી જણાતો એ;
બુદ્ધિયબ્ધિસત્ય સંકલ્પો, પરામાં ઉઠતા ફળતા. ૮
સં. ૧૯૬૯ વૈશાખ વદિ ૧૧

---

## શુદ્ધચેતનાપ્રેમરંગ.

વારી જઉં તારા ઉપર સૌ પ્રાણ આ કુરબાન છે,
તારા મનોહર રૂપમાં મનડું સદા ગુલ્તાન છે;
તુજ રૂપમાં તલ્લીન થઇ રાચી રહું માચી રહું,
મુજ શુદ્ધ રંજન ધાતુથી અન્તર્ થકી મેળજ લહું. ૧
આનન્દના અદ્વૈતમાં અન્તર્ સમાધિમાં રહ્યો,
તુજ દેખતાં ને ભેટતાં આનન્દ જાયજ ના કહ્યો;
તુજ ધ્યાનના એકતાનથી અલમસ્ત થૈ જીવું ખરે,
એ ભાવ જીવન પામતાં નિર્ભય દશા અન્તર્ ઝરે. ૨
શુભ એક જાતિ એકરંગી મેળ અન્તર્માં થયો,
જ્યાં વ્યક્તિ ભેદે મેળ ના એ મેળ અન્તર્માં વહ્યો;
એ મેળ તારી સાથમાં પરમાત્મતાની વાટમાં,
બુદ્ધયબ્ધિ ચેતન લાલીમા પ્રગટી હૃદયના ઘાટમાં. ૩

શુદ્ધ ચેતના પોતાના આત્મસ્વામીને કથે છે કે હે સ્વામિન્! હું ત્હારા અસંખ્ય પ્રદેશરૂપ અંગપર વારી જાઉં છું. મારા ભાવપ્રાણ તારા માટે કુરબાન છે. હે ચેતન! અસંખ્ય પ્રદેશરૂપ ત્હારા રૂપમાં હું ગુલ્તાન થઈ ગઇ છું. શુદ્ધ ચેતના કથે છે કે ત્હારા રૂપમાં જલમાં માછલીની પેઠે રાચી રહું છું. મારી શુદ્ધ રંજનતા રૂપ ધાતુથી અન્તરંગ ભાવે ત્હારાથી મેળાપ કરૂં છું. હે શુદ્ધ ચેતન! ત્હને દેખતાં અને ભેટતાં જે આનન્દ ઉત્પન્ન થયો છે તે કથી શકાય તેમ નથી. ત્હારા ધ્યાનમાં એકતાન થઇને હું સદા જીવું છું. એવું ભાવજીવન પામતાં મારી નિર્ભયદશા અન્તર્માં વહે છે.

સંવત ૧૯૬૯ જ્યેષ્ઠ શુદિ ૨

---

## निन्दक प्रतिपक्षियो.

આ જગતમા પ્રતિપક્ષીઓની ખોટ નહીં ખાતે જુઓ,
ઇર્ષ્યાળુઓ ઇર્ષ્યા થકી નિન્દી ભલે પાપો ધુઓ,
ઈર્ષ્યાળુઓ પ્રતિપક્ષીઓનુ શ્રેય થાઓ ચાહુના,
દૃષ્ટિ ખુલો ગુણરાગની ભાવુ ભલી એ ભાવના ૧
જે સર્વ આગળ આવવા શૌર્યજ સ્ફુરાવી ચાલતો,
તેના બને પ્રતિપક્ષીઓ સ્પર્ધા સમાની ખ્યાલ તો,
પ્રતિપક્ષીઓ વણ આગળે આવે નહી મન્તો ખરે,
નિન્દક ગ્રહે પાપો અને ભકતો સવી પુણ્યજ ભરે ૨
નિન્દક જનો જો હોય તો ભૂલો થતી નજરે પડે,
નિન્દક જનો જો હોય તો શૂરા સદા ઉંચે ચડે,
પાપો ગ્રહી નિન્દક જનો ચેતાવતા દુનિયા જનો,
એ નિન્દકો ઉપકારકો તેનુ સદા સારૂ બનો. ૩
નિન્દક અને ઇર્ષ્યાળુ વણ સજ્જન નહીં પરખાય છે,
અધકાર વણ ભાનુતણી કિમ્મત નહીં અંકાય છે,
આત્માર્થતા નિજ આત્મની સંસ્કારથી દૃઢ થાય છે,
દુર્જન જનો ઓધજ દિયે સવગુ ગ્રહે સુખ થાય છે ૪
આ જગત્મા નિર્ભય રહી આનન્દથી રહેવુ ખરૂ,
બોલે જગત્ જે બોલ સારા વા બુરા ના દિલ ધરૂ,
પરમાર્થની વૃત્તિ ધરી સાચી બની કરવુ સહુ,
બુદ્ધચબ્ધિ સાચી ભાવના અન્તર્ વિષે સમજી રહુ ૫
સ ૧૯૬૯ જેઠ વ ૫

---

## गोधावीउपाश्रयनो लीवडो

હરિગીત

નુબ ઓટલો ચૂનાતણો તેથી ભલુ થડ શોભતુ,
તુજ પાસમા જે આવના તેનુ અટો મન થોભતુ,

શુભ શ્રાવકો તુજ હેઠળે બેસી વિચારો જે કરે, ૧
તે કાર્યની સિદ્ધિ થતી એવું જનો બોલે ખરે.
પચ્ચાશ વર્ષો પૂરવે તુજ અસ્તિતા શ્રવણે સુણું,
ગુરૂના ગુરૂ તેના ગુરૂ અહિં આવીયા સાચું ભણું;
સત્કાર દે આવેલને ડાળાં હલાવી પ્રેમથી, ૨
બહુ સાધુઓના સંગથી સંસ્કાર પામ્યો નેમથી.
મયુરો ઘણા તુજ ઉપરે બેસી ભલા ટહુકા કરે,
વાનર ચઢી કૂદે ઘણું ખાઇ સૂઇને મૂતરે;
પાક્યા થકી લીંબોડીયો મીઠી થતી હારી અહો, ૩
દૃષ્ટાન્ત દે પાક્યા પછી લોકો હૃદય સાચું લહો.
હોલા કબુતર ચકલીઓ ખીસકોલીઓ આશ્રય ધરે,
વાયુથકી બહુ હાલીને આનન્દ ધ્વનિયો ઉચ્ચરે;
ધ્યાની મુનિવર આવીને તુજ પાસમાં ધ્યાનજ ધરે, ૪
ઉપકાર કરતો લોકને મીઠું કરી ડાળું ખરે.
બહુ તાપ તપીયા લોકને ઠંડી હવાથી ઠારતો,
જે લોક તુજને પોષતા ઉપકાર તેનો વાળતો;
બાળો રમે તુજ હેઠળે ગાનો મધુરાં ગાવતાં, ૫
નિર્દોષ જીવન ગાળતાં બાળો હૃદયમાં ભાવતાં.
છેદાઇને ભેદાઇને દુઃખો સહે સ્થિરતા ધરી,
કુદરત્ થકી વા સાધુથી શિક્ષા લહી ન્યાયજ વરી;
તારા ઉપર પાણી પડે તાપજ પડે શીતજ પડે, ૬
અવતાર લીધો ભોગવે જે પૂર્વના કર્મો વડે.
તુજ હેઠળે બેસી જિનાગમ વાંચીયાં શિક્ષણ ધર્યું,
ચર્ચા કરી કાવ્યો રચ્યાં શુભ ધ્યાનને પ્રેમે કર્યું;
તે સર્વ કૃત્યોમાં ભલો આશ્રય હવા સારી ગ્રહી, ૭
થાશો ભલું હારૂં અહો આશીષ એ હૃદયે વહી.
ઓગણીશ ઓગણસાઠથી મેં દેખીયો તુજને ખરે,
ગોધાવીમાંહી જ્ઞાનિયો દેખી તને હર્ષજ ધરે;

રોગો ઘણા તુજ કટુક રસથી જાય વૈદ્યે ઉચ્ચર્યું,
બુદ્ધયબ્ધિ આશ્રય છાયનો પામી ભલુ કાવ્યજ કર્યું. ૮

સ ૧૯૬૯ જ્યેષ્ઠ શુદિ ૬

---

## अभिप्रायोत्तर.

અભિપ્રાય બાંધો જે તમે મારા સબધી દ્વેષથી,
બહુ ભૂલ ખાશો જ્ઞાનને માધ્યસ્થવણુ એ ક્લેશથી,
અભિપ્રાયને બાંધ્યા થકી કિમ્મત તમારી થાય છે,
મેલા ઘણા આદર્શમા પ્રતિબિમ્બ ઝાખુ જણાય છે ૧
બહુ ભિન્ન રૂચિ ભિન્ન બુદ્ધિ લોકમત ન્યારા ઘણા,
એકજ રૂચે નહિ સર્વને જોતા જરા ના ત્યા મણા,
દૃષ્ટિતણી જ્યા ભિન્નતા ત્યા પક્ષ એક જ ક્યા રહે,
સમજાય સાચુ જ્ઞાનીને તે જાણીને સમતા વહે ૨
અભિપ્રાય બાંધો જે તમે તેમા તમારી ભૂલ છે,
સમજ્યા વિના અભિપ્રાયમા વૃત્તિ ઘણી પ્રતિકૂલ છે,
દરકાર ના અભિપ્રાયની જે જે રૂચે તે તે કચો,
પ્રીતિ તમારા ઉપરે પરતત્ર યે બહુ જો મચો ૩
નિજ દૃષ્ટિમા જે ભાસીયુ કક્કો ખરો તેનો કરો,
સમજ્યા વિના રામભતણુ પુચ્છજ ગ્રહી હઠને ધરો,
લાતો ઘણી વાગે પડે જાહેર હિમ્મત ના ત્યજે,
જાહેર હિમ્મત અર્થ એ મૂઢ જ વિના કોને સુજે ૪
નિજ જૂઠ પક્ષો તાણવા ભભેરવા ભોળાજનો,
સમુદાય બળ ઘાતક બની સાચા સુધારક શુ બનો,
જગદ્વેષ ઇર્ષ્યા હોળીને સળગાવતા જાહેરમા,
જાહેર હિમ્મત એ બુરી ત્યાગી રહો સુખ લ્હેરમા ૫
પરના વિચારોનુ ગમકડુ જે બને સ્વાર્થે રહી,
જાહેર હિમ્મત તેહુની જોતા જરા કિમ્મત નહીં,

સમજી ખરૂં નિજ કોમની ઉત્ક્રાન્તિ બીજો વાવવાં,
બુદ્ધયબ્ધિ સાચા સદ્ગુરૂના ચરણમાં શીર નામવાં. ૬
સં. ૧૯૬૯ જ્યેષ્ઠ શુદિ ૭.

---

## વિચાર મેળ.

મળતા વિચારો આવતા તે સાથમાં વહેતા રહે,
તે મનથકી મન મેળવી ઐકયના પન્થે વહે;
મળતા વિચારો આવતા ત્યાં રસ પડે વાતોવિષે,
એ વાતમાં આનન્દની દ્વૈતતા નજરે દિસે. ૧
મળતા વિચારો આવતા વિશ્રામ એ સંસારમાં,
દિલ મેળવણ દુઃખી અહો માનવ ઘણો અવતારમાં;
મળતા વિચારો આવતાં દિલ દર્દની શાન્તિ થતી,
મળતા વિચારો આવતાં સહેજે થતી વાતો છતી. ૨
મળતા વિચારો જ્યાં નહીં ત્યાં કેદખાનું મેળમાં,
મળતા વિચારો જ્યાં નહીં ત્યાં સુખ નહીં છે મ્હેલમાં;
મળતા વિચારો જ્યાં નહીં ત્યાં બોલ બોલે દુઃખ છે,
મળતા વિચારો જ્યાં નહીં મિષ્ટાન્ન જમતાં ભૂખ છે. ૩
મળતા વિચારો જ્યાં નહીં ત્યાં દૃષ્ટિમાંહી ઝેર છે,
મળતા વિચારો જ્યાં રહે ત્યાં વનવિષે સુખ લ્હેર છે;
મળતા વિચારો આવતા ત્યાં બાહ્યના મેળા મળે,
મળતા વિચારો આવતાં આનન્દ નેત્રનિચોઉછળે. ૪
એ મેળમાંહિ દિવ્યતા આનન્દતાને ભવ્યતા,
મળતા વિચારો આવતાં આચારમાંહી સામ્યતા;
મળતા વિચારો આવતાં ઉત્ક્રાન્તિપન્થે ચાલવું,
બુદ્ધયબ્ધિ અન્તર્ મેળથી શાન્તિભુવનમાં મ્હાલવું. ૫
સં. ૧૯૬૯ જ્યેષ્ઠ શુદિ ૮.

---

## जन्मदेहोद्देश्य.

કવ્વાલિ

જગત્‌ને લાભ દેવાને, જગત્‌ને સુખ દેવાને,
અણુઓ દેહના સર્વે, રચાયા છે અમારા આ ૧

જગત્‌મા શ્રેય કરવાને, જગત્‌ને ઉચ્ચ કરવાને,
જગત્‌ના પાપ ધોવાને, અમારો જન્મ નિશ્ચય એ ૨

જગત્‌ના દુઃખ હરવાને, ખગ સત્યો બનાવાને,
સકલ પરમાર્થના માટે, અમારો જન્મ નિશ્ચય એ ૩

જીવન સૌના ભલા માટે, મળી છે ઇન્દ્રિયો સર્વે,
ભલામા સર્વ વાપરવા, અમોને જે મળ્યુ તે છે ૪

જીવન છે સર્વથી ઉંચુ, સ્વપરની ઉન્નતિ કરવા,
જરા ના શોક કરવાનુ, વધીશુ આગળે યત્ને ૫

મળ્યામા ભાગ છે સૌનો, જગત્‌મા ભાગ છે મારો,
પરસ્પર ફર્જ એ સૌની, વિચારી ફર્જ આચરવી. ૬

અમારી જીદગાની સો, રહી તે સર્વના માટે,
બુદ્ધયબ્ધિ સત્ય પ્રાસ્યર્થે, મળ્યુ તેને સમજવાનુ. ૭

સ ૧૯૬૯ જેઠ સુદિ ૧૧

---

## पर्यायथी सर्ववस्तुओ बदलाया करे छे.

રાગ ધીરાના પદનો

બદલાતી સર્વે વસ્તુ રે, એક રૂપે નહીં રહે,
ગર્વ ન કરશો કોઇ રે, જ્ઞાનીઓ પોકારી કહે,
ત્રણ અવસ્થા રવિની થાતી, એક દિવસની માંહી,
બાલ યુવા ને વૃદ્ધાવસ્થા, મનુષ્યભવમા આહી;
આચારો વિચારો રે, બદલાતા દેખ્યા સવે બદલાતી ૧

સમય સમય પર્યાયો ફરતા, સર્વ દ્રવ્યમાં જાણ,
અન્તરૂમાં અનુભવથી જોતાં, થાતી પૂર્ણ પીછાન;
મમતા શેમાં કરવી રે, અનુભવ જ્ઞાની લહે. બદલાતી. ૨

દેશો ફરતા ઉદધિ ફરતા, નગર ગામ બદલાય,
બાંધ્યા સંબંધો બદલાતા, કુદરતનો એ ન્યાય;
બદલાતી વસ્તુ રૂહેતી રે, ચિન્તા શોક કોણુ વહે બદલાતી. ૩

ઉત્પત્તિ તેનો નાશજ છે, જોયું જ્ઞાને સર્વ,
હર્ષ શોક કોનો ક્યાં કરવો, લઘુતા વા શો ગર્વ;
સમજુઓ સમજી મનમાં રે, સમભાવે ગહગહે. બદલાતી ૪

આત્મવિશુદ્ધિના પર્યાયો, ઉત્તરોત્તર સહુ વૃદ્ધિ,
જ્ઞાનાદિકની ગુણસ્થાનકમાં, ઉત્તરોત્તર સમૃદ્ધિ;
બુદ્ધિસાગર ધ્યાને રે, જ્ઞાનાનન્દ ચિત્ત ચહે. બદલાતી. ૫

સં. ૧૯૬૯ જ્યેષ્ઠ વદિ ૫.

---

## નાદાનની દોસ્તી.

નાદાનની દોસ્તી કદી કરશો નહીં કરશો નહીં,
નાદાનની સંગતથકી દુઃખો ઘણાં પામો સહી;
નાદાનના મુખ બોલના વિશ્વાસમાં દુઃખો વસે,
વેળા વિપત્તિ આવતાં નાદાન ઝટ દૂરે ખસે. ૧

નાદાન જનની દોસ્તી એ વિપત્તિની વેળા કહી,
બુડે અને બુડાડતો એ સંગનો રંગજ લહી;
માથું કપાવે વાતમાં બદલાઇને અળગો રહે,
આધિ ઉપાધિ વ્યાધિનાં દુઃખો ઘણાં પ્રાણી લહે. ૨

નાદાન નાગો થૈ રહે નાગા કરે પાસે રહ્યા,
બીકણુ હૃદયની પાસમાંહી જે રહ્યા તે દુઃખ લહ્યા;

નાદાનની વાતોવિષે લાતો રહી છે જાણવું,
નાદાન જનના પ્રેમમા ઝેરજ રહ્યું મન આણવુ. ૩
વિવાહની વરસી કરે પાડે કૂવામા ક્રોધથી,
હાંસી કરાવે પાસમા રહીને રહે ના બોધથી,
નાદાનથી દૂરે રહો નાદાન સગત ના કરો,
બુદ્ધ્યબ્ધિ સગત ધીરની પામી વહો શાન્તિ ઝરો ૪

સ ૧૯૬૯ જ્યેષ્ઠ વદિ ૬

---

## स्वोन्नति माटे निन्दकप्रतिपक्षीओवच्चे वीर शरण ग्रहवुं.

પ્રભુ મહાવીરના શરણે, અમારે શાન્તિ લેવાની,
પ્રભુ મહાવીરના નામે, અમારે શાન્ત રહેવાનુ ૧
સતાવે દુર્જનો દાવે, બનેલા બાહ્યથી ઢોગી.
અરે ઈર્ષ્યા થકી તપતા, તપાવા યત્ન કરતા તે ૨
અરે તેઓ ગમે તે કહે, નથી તેની જરા પરવા,
પ્રભુના પન્થ સચરતા, પરિષહ સર્વ સહેવાના ૩
પ્રતિપક્ષી વિના જગમા, ઉદયના ચિન્હ ના કોના,
પ્રતિપક્ષી બનેલાઓ, ઉદયના દ્વારમા ઠેલે ૪
થતા જે પાડવા યત્નો, થતા તે ઉન્નતિ અર્થે,
અમોને એ અનુભવમા, ખરેખર આવતુ સાચુ. ૫
રહે જાગ્રતપણુ અમને, ભવસ્થિતિ વિચારાતી,
કરૂણા સર્વપર રહેતી, વધે ઉપયોગ અન્તરૂમાં



પ્રતીતિ આવતી ઘટમા, અમારી ઉન્નતિ થાશે,
બુદ્ધ્યબ્ધિ વીરના શરણે, થઇશુ વીરના સરખા ૭

સ ૧૯૬૯ જ્યેષ્ઠ વદિ ૮

---

## संभवजिनस्तवन.

સંભવ જિનવર દેવ નિરંજન, નિશદિન તુજ ગુણ ધ્યાન ધરૂંરી;
દુર્જન લોકો નિન્દે ભાંડે, તેથી મનમાંહી ન ડરૂંરી. સંભવ૦ ૧
ખુરી અફવા ખૂબ ઉડાડે, દુર્જન લોકો બૂમ કરીરી;
હાથી પાછળ શ્વાન ભસંતાં, સૂરજ સામી ધૂળ ધરીરી. સંભવ૦ ૨
તુજ આણા મુજ શિર વહી છે, પાછો તેથી કદિ ન પડુંરી;
પાખંડી પાડો ભલે પોકો, સત્ય ધર્મના હેત લડુંરી. સંભવ૦ ૩
જિનઆણાથી સાચું કહેવું, શિર જતાં સાચું ન ત્યજુંરી;
અનેકાન્તનય સાપેક્ષાથી, જૈનાગમને નિત્ય ભજુંરી. સંભવ૦ ૪
દુર્જન દાવાનલમાં પાણી, સાચું તારૂં શરણ કર્યુંરી;
બુદ્ધિસાગર સત્ય દિવાકર, કિરણે તમનું જોર હર્યુંરી. સંભવ૦ ૫

સં. ૧૯૬૯ જ્યેષ્ઠ વદિ ૧૦.

---

## आनन्दभावना.

આનન્દ છે આનન્દ છે આનન્દ છે આનન્દ છે;
ખાતાં પીતાંને ઉઠતાં, આનન્દ પરમાનન્દ છે. આનન્દ૦ ૧
પ્રતિકૂળ સાનુકૂળ તાપ જ ટાઢ રાત્રી દિનમાં;
જડ સૂક્ષ્મમાંને સ્થૂલમાં, આનન્દનો સુખ કન્દ છું. આનન્દ૦ ૨
વિરોધી જનના વૃન્દમાંને, દુર્જનોના ફન્દમાં;
નિવૃત્તિથી રહેતાં અમારે, દુખના નહિ દ્વન્દ્વ છે. આનન્દ૦ ૩
સંપત્તિમાં નહિ હર્ષને, વિપત્તિમાં ના મન્દ છું;
અનુભવ અનુપમ વાસના, શીતલ સઆનો ચન્દ છું. આનન્દ૦ ૪
બન્ધન નહીં એ બાહ્યનાં, બંધાઉ ના હું બાહ્યમાં;
વૃત્તિ શુભાશુભ ક્ષીણ થયે, દૃષ્ટા ખરો નિર્બંધ છું. આનન્દ૦ ૫
સમ્યગ્ નિરક્ષણ આત્મનું, એ વસ્તુતઃ જગમુક્ત છું;
એ કલ્પનાના ભેદથી, વિમુક્ત સાચો વંધ છું. આનન્દ૦ ૬

પશ્ચિમ દ્વારે ગગનગઢમાં, જાપ સહેજે થાય છે,
એ જાપ અજપા નામનો, સોઽહ અનુભવ ગમ્ય છે આનન્દ૦ ૭
જીવે નહીં જીવાયને, અણુજીવતા જીવાય છે,
એ અમર ચેતન ઓળખો,બુદ્ધયબ્ધિ સુખ નિસ્યન્દ છે આનન્દ૦ ૮

સ ૧૯૬૯ આષાઢ શુદિ ૮

---

## आत्मशुद्धस्वरूपोपयोग.

કોઇ એક જ્ઞાનીઓ વિચારે કે, આતમ અમર છે રે જી એરાગ
શુદ્ધ સ્વરૂપ મુજ સારૂ રે, ચેતન સ્વય ખરોજી,
અસખ્યપ્રદેશો ક્ષેત્ર મહાનુ, અસખ્યપ્રદેશી પોતે હેજી,
અસખ્યપ્રદેશે ધર્મ અનન્તો, ભાસે જ્ઞાનની જ્યોતે રે ચેતન૦ ૧
જ્ઞાનાદિક ગુણ ધામ રૂપ નહીં નિર્નામ, અલખ અગોચર જ્ઞાની હેજી,
શ્વેતાબર આશાબર નહીં હુ, અજરામર સુખ ભાની રે. ચેતન૦ ૨
નરનાગી દેહનહીં જાતિનહીં ભાતિનહીં, મનવાણીથી ન્યારો રે હેજી,
દૃશ્ય રૂપ આ જગત્ નહીં હુ, શુદ્ધ ધર્મ આધારો રે ચેતન૦ ૩
નય નિક્ષેપા જ્યા નહી પહોચે, ત્યા મારો આવાસો હેજી,
રાગાદિક પરિણતિથી ન્યારો, પરમાનન્દ વિલાસો રે ચેતન૦ ૪
નિશ્ચયનયદૃષ્ટિથી નિર્મલ, શુદ્ધધર્મનો ધ્યાતા હેજી,
મ ગ્રહનયથી સિદ્ધ સમોવડ, જ્ઞાને જ્ઞેયનો જ્ઞાતા રે ચેતન૦ ૫
જન્મ મરણ જ જાળ નહીં મુજ, પરમબ્રહ્મ પરખાયો હેજી,
નિ સગી ભોગી ગુણ યોગી, નિશ્ચયદૃષ્ટિ જણાયો રે ચેતન૦ ૬
શુદ્ધ ધર્મના ઉપયોગે રહી, નિજને નિજ સભારૂ હેજી,
બુદ્ધિસાગર શુદ્ધસમાધિ, યોગે છે ઉજિયારૂ રે. ચેતન૦ ૭

સ ૧૯૬૯ આષાઢ શુદિ ૯

---

## निष्पक्षपात दृष्टि.

રાગગોડી.

તાણા તાણી કરિયે ન ક્યારે રે તાણે તૂટી જાય. તાણુતાણી
પક્ષપાતની બુદ્ધિથી રે, રાગદ્વેષની વૃદ્ધિ
આત્મભાવના દૂર રહે રે, થાય ન ચેતન શુદ્ધિ. તાણુતાણી. ૧
ષડ્દર્શન ઝઘડાથકી રે, થાય ન આતમ શાન્ત
થાય ઉથાપ વિવાદમાંરે, મોહે જીવડો ભ્રાન્ત. તાણુતાણી. ૨
પોતાનું માન્યું ખરૂંરે, માને દુનિયા લોક;
પરનું માન્યું જૂઠછે રે, જ્યાં ત્યાં પડે છે પોક. તાણુતાણી. ૩
દુનિયાના મતભેદનો રે, કદિ ન આવે પાર;
મતની તાણાતાણમાં રે, મમતાને અહંકાર. તાણુતાણી. ૪
નિક્ષેપા નય ભંગથી રે, અનેકાન્ત સમજાય;
મત બુદ્ધિ ઝઘડા સમે રે, પક્ષપાત દૂર થાય. તાણુતાણી. ૫
મ્હારૂં ત્હારૂં સૌ ત્યજી રે, થઇ મધ્યસ્થ વિચાર;
સાપેક્ષે નય ચાલથી રે, ધર્મ તત્ત્વ નિર્ધાર. તાણુતાણી. ૬
રાગ દ્વેષ દૂરે કરી રે, પન્થથકી રહી દૂર;
બુદ્ધિસાગર ધર્મની રે, સેવા કરી એ શૂર તાણુતાણી. ૭

સં. ૧૯૬૯ આષાઢ શુદિ ૧૪

---

## स्वसमयदृष्टि

રાગગોડી.

શોધી ખૂબ શોધી લીધું રે, આત્મ રમણુતા સાર. શોધી.
પરમાં દૃષ્ટિ દેખતાં રે, રાગાદિક ઉત્પાત;
પર સમય તે જાણવો રે, પ્રગટે ચિત્ત અશાત. શોધી. ૧
અશુદ્ધ પર્યાયો ગ્રહ્યા રે, તે પણ છે પરભાવ;
પરભાવ દૃષ્ટિ ત્યાગીને રે, રાચીજે શુદ્ધભાવ. શોધી. ૨
શુદ્ધોપયોગે આત્મમાંરે, દૃષ્ટિ સમય નિજ જાણ;

સ્વ સમય દૃષ્ટિ રાચતા રે શુદ્ધ ચારિત્ર પિછાણુ શોધી ૩
સ્થિર દીપક જ્યોતિ સમુરે, શુદ્ધદૃષ્ટિથી ધ્યાન,
વીર્યોલ્લાસે ગહુગહી રે, કીજે અનુભવ ભાન શોધી ૪
આત્મસમયમા ધર્મતા રે, આત્મ સમયમા મુક્તિ,
અન્તરૂમા અનુભવ કરો રે, શુદ્ધધર્મની ઉક્તિ શોધી ૫
આગમ નોઆગમતણો રે, ચરણસાર પરમાર્થ,
વ્યવહારે લખ દોડતા રે, જરે નહી તત્ત્વાર્થ શોધી ૬
ઉપશમ અમૃતરસ ભર્યો રે, આત્મસમય પરમાણુ,
શુદ્ધ સમય નિજ ધર્મમાં રે, હોય ન તાણાતાણ શોધી ૮
પરમ પન્થ સાચો કહ્યો રે, આત્મરમણ સુખકાર,
બુદ્ધિસાગર ધર્મમા રે, ચિદાનન્દ જયકાર શોધી ૮

સવત ૧૯૬૯ આષાઢ શુદિ ૧૫

---

## आनन्दस्वरूपमय चेतन.

રાગ ધન્યાશ્રી

આનદ તારૂ રૂપ ચેતનજી, આનન્દ ત્હારૂ રૂપ,
અલખ અગોચર ભૂપ—ચેતનજી૦
હર્ષ શોક તુજને નહીં રે, રાગ દ્વેષથી ભિન્ન,
જગતની જ જાળથી રે, ન્યારો નિજરૂપ લીન ચેતનજી૦ ૧
દુનિયા બોલો જે કહે રે, તેમા રાખ ન લક્ષ,
આપ સ્વભાવમા ખેલતા રે, આપો આપ પ્રત્યક્ષ ચેતનજી૦ ૨
આક્ષેપો લાગે નહીં રે, લાગે ના તુજ ગાળ,
અપકીર્તિ વળગે નહીં રે, વળગે ન યશની માળ ચેતનજી૦ ૩
પ્રતિબિંબ જે જે પડે રે, આરીસાની માહી,
તેને દુ ખ થતુ નહીં રે, એવો ગુણ બ્રહ્મમાહી ચેતનજી૦ ૪
જે જે ભાસે તુજ મહીં રે, સમભાવે તે દેખ,

મસ્ત બની આનન્દમાં રે, સમ્યગ્‌ભાવે પેખ. ચેતનજી૦ ૫
શુદ્ધ ધર્મ ઉપયોગમાં રે, આનન્દ અપરંપાર;
રાગ દ્વેષ વિકલ્પથી રે, ન્યારો નિજ ગુણ સ્ફાર. ચેતનજી૦ ૬
રાગાદિક પરિણામથી રે, વિકલ્પની જંઝાળ;
મનતરંગો એ સહુ રે, શુદ્ધોપયોગે ટાળ. ચેતનજી૦ ૭
મન રમાવી આતમમાં રે, થા આનન્દ ભરપૂર;
બુદ્ધિસાગર ધર્મમાં રે, રમતા સન્તો કે શૂર. ચેતનજી૦ ૮

સંવત ૧૯૬૯ આષાઢ વદિ ૧

---

## योगीने आमन्त्रण.

નિઃસંગતા બોલાવતી અન્તરૂતણા શુભ દેશમાં,
શબ્દો સુણું તેના ભલા, પડશો નહીં હો કલેશમાં;
સત્કાર કરવા ઇચ્છતી, દરિયો ગિરિની શોભતી,
આસન્ન ભૂમિ રૂહથી, એ યોગીનું મન થોભતી. ૧
પર્ણો હલાવી પ્રેમથી, વૃક્ષો નિમંત્રણ આપતાં,
સ્થિરતા શિખામણ દેઇને, એ યોગીને સમજાવતાં;
આવો અમારી પાસમાં, પર્વત કહે વાંકો વળી,
ઉંચા બને કાંઠા બને, યોગીજનો સંગે ભલી. ૨
જંગલ જણાવે પ્રેમથી, આવો અમારી પાસમાં,
નિસ્સંગતાના હેતુઓ, પામો ભલા આવાસમાં;
જ્યાં બાહ્યથી શાન્તિ સ્થળો, ત્યાં શાન્તતા પ્રગટે ખરે;
બુદ્ધચબ્ધિ આમન્ત્રણ ભલું, આનન્દશાન્તિ પદ ધરે. ૩

મનુષ્યના આત્માને અન્તર્‌માં નિઃસંગતા બોલાવે છે. યોગી કથે છે કે હું તેના શબ્દો શ્રવણ કરૂં છું. નિઃસંગતા એમ કહે છે કે હે યોગીઓ તમે સંસારના કલેશમાં પડશો નહીં. નિઃસંગતા કથે છે હે યોગીઓ તમે જનસંસર્ગ ત્યાગીને ગુફાઓનો આશ્રય કરો. યોગીઓનો સત્કાર કરવા જાણે ગુફાઓ ઇચ્છા કરતી હોય એવી દેખાય છે. ગુફાઓ પોતાની પાસે ઉગેલાં વૃક્ષોથી યો-

ગીઓનુ મન થોભે છે વૃક્ષો પર્ણો હલાવીને યોગીઓને આમત્રણ કરે છે પોતાની પેઠે સ્થિર ક્ષમાદિ ગુણવાળા થાઓ એમ વૃક્ષો યોગીઓને શિખામણ આપે છે પર્વત પણ યોગીઓને પોતાની પાસે બોલાવે છે જગલ પણ યોગીઓને બોલાવે છે ઇત્યાદિ

સ ૧૯૬૯ આષાઢ વદિ ૮.

---

## संभवनाथ स्तवन.

વિહરમાન ભગવાન સુણો મુજ વિનતિ એ રાગ

સ ભવ જિનવરદેવ નિરજન ધ્યાઇએ,
શુદ્ધધર્મ નિજ સત્તા રહ્યો ઝટ પાઇએ,
નિશ્ચય દૃષ્ટિ ધરી ચિત્ત પ્રભુગુણ રીઝીએ,
શુદ્ધ સમય નિજ વ્યક્ત ભાવે ઝટ કીજીએ ૧
શુદ્ધોપયોગે કર્મવિપાકો ઘણા ટળે,
સવર ભાવમાં ચેતન ક્ષણુ ક્ષણુમા ભળે,
કર્મભોગથી નિર્જરા જ્ઞાનીને હોય છે,
આત્મસ્વભાવે સવળો પરિણામ જોય છે ૨
જ્ઞાનગર્ભિત વૈરાગ્યથી મોહ હણાય છે,
નિર્ભયતા નિ સગતા ચિત્ત સુહાય છે,
મન ચચલતા નાશથી સ્થિરતા સપજે,
નિર્લેપીપણુ અન્તર્ દૃષ્ટિથી નીપજે ૩
વાધે કમલની નાળ યથા જલ વૃદ્ધિથી,
પરિષહે ગુણ વૃદ્ધિ તથા નિજ શુદ્ધિથી,
પરિષહ પ્રાપ્ત થએ છતે નિર્જરા બહુ થતી,
દુ ખ સમયમા અન્તર્મુખ થાતી મતિ ૪
લડતો કર્મની સાથ જ્ઞાની શૂર થઈ ખરે,
દુનિયા દેખે ન ત્યાય અરે એ શુ કરે,

સમભાવે રહી કર્મ શુભાશુભ ભોગવે,
જ્ઞાની કાળ વીતાવે સુખ મહોત્સવે. ૫
પ્રગટાવી નિજ વીર્ય લડે મેદાનમાં,
હણતો મોહનું સૈન્ય રહી નિજ ધ્યાનમાં;
મોહ શત્રુના સૈન્યને મૂળથી કાપતો,
અન્તરંગ ઉપયોગ શૂરતા વ્યાપતો. ૬
ઘન ઘાતી હણી કર્મ કેવલ પ્રગટાવતો,
ક્ષાયિકભાવે ચેતન રાજ્યને પાળતો;
બુદ્ધિસાગર જિનવરગુણ ગણુ ધ્યાવતો,
પરમ મહોદય જિનપદ ચિત્ત રમાવતો. ૭

સં ૧૯૬૯ આષાઢ વદિ ૯.

---

## कर्मविपाक

કવ્વાલિ.

વિપાકો આપવા આવ્યાં, પ્રગટ થઇને અરે કર્મો;
નથી ડરતો તમારાથી, સહીશું સર્વ સમભાવે. ૧
શુભાશુભવેદીને દેવું, ચુકવશું ઉત્સવો માની;
જરા નહીં હર્ષ દિલગીરી, રહી સમભાવમાં વેદું. ૨
અમારી શક્તિથી આવ્યાં, અમારી શક્તિથી જાશો;
થતા નિર્મલ અમો નક્કી, વિપાકો વેદીને જગમાં. ૩
હરી પાછળ હઠી તલ્પે, અમારી પણ ગતિ તેવી;
તમોને પૂર્ણ ખેરવવા, અમારી ધ્યાનની દૃષ્ટિ. ૪
અહો ચકડોલ બેઠેલા, જનો ઉંચા થતા નીચા;
નથી ઉંચા નથી નીચા, અનુભવ દૃષ્ટિથી જોતાં. ૫
ભમાવ્યો રાનમાં નળને, ભમાવ્યા પાંડવો વનમાં;
રહ્યાં નામો અમર જગમાં, ગયું તું તો હઠી પાછું. ૬

રહીને ગુપ્ત પડદામાં, પ્રગટતુ તુર્ત અણુધાર્યું,
અરે પ્રારબ્ધ ભોગવતા, શુભાશુભ દીનતા કયાથી ? ૭
ગમે ત્યારે ખરી જાશો, અમે એ સર્વ જોઇશુ,
બુદ્ધયબ્ધિ સન્ત મોભાગી, અનુભવ જ્ઞાન મસ્તાનો ૮

અરે કર્મો તમે પ્રગટ થઇને આત્માને વિપાકો આપવા આવ્યા છો તેથી હુ આત્મા ડરતો નથી સમભાવે તમારા વિપાકો અમે સહીશુ, ઉત્સવો સમાન દિવસો માનીને હે કર્મ ! તમારૂ શુભાશુભ વિપાકરૂપ દેવુ ચૂકવીશુ દેવુ ચૂકવતાં હર્ષ વા શોક નથી મારે—( આત્માએ ) સર્વ કર્મવિપાક ભોગવવા જોઇએ તમારા કર્તા હુ અશુદ્ધ વ્યવહારથી હતો અને તમને ભોગવનાર પણ હુ છુ તમારો નાશ પણ અમો કરીશુ જેમ જેમ તમારો ઉદય ભોગવવામાં આવે છે તેમ તેમ અન્તર્મુખ ઉપયોગથી અમો નિર્મલ થઇએ છીએ સિહ તલ્પીને આગળ જવા માટે પહેલો પાછળ હઠે છે તેની અમારી ગતિ પણ આત્માના શુદ્ધ ધર્મ માટે છે હે કર્મ ! ત્હને આત્માના અસખ્યાત પ્રદેશોથી પૂર્ણ ખેરવવા અમારી ધ્યાનદૃષ્ટિ છે ચકડોળમા બેઠેના મનુષ્યો ઉચાનીચા થાય છે પણ વસ્તુત તે ઉચા વા નીચા નથી તેમ પુણ્ય વા પાપના વિપાકોને ભોગવતો આત્મા વસ્તુત ઉચ્ચ વા નીચ નથી અનુભવ જ્ઞાનદૃષ્ટિથી દેખતા તમારાથી હું ન્યારો છુ મડાસમા અને સિહાસનપર બેઠેલો રાજા એકજ છે ઉપાધિ ભેદે ભેદ છે હે કર્મ !!! નળ વગેરેને ત્હે બહુ દુખ દીધા પણ અન્તે ત્હારો નાશ થયો તેમ અન્તે તુ નષ્ટ થશે ઇત્યાદિ

સ ૧૯૬૯ આષાઢ વદિ ૧૨

---

## कर्मरूप प्रभु.

કવ્વાલિ

અરે કર્મ પ્રભો ! ત્હારી, અકલ મહિમા અકલ ઘટના
છવોને પૂતળી પેઠે, રમાડે છે ભમાડે છે ૧
અજબ ત્હારી અરે લીલા, અજબ તુ ખેલ ખેલાડુ,
અરે કિસ્મત બહુરગી, ઘડીમા ઉચુ ને નીચુ ૨

સમર્પી દુઃખનાં લ્હાણાં, શિખાવે પાઠ ધીરજનો;
ગણી ઉપકાર ત્હારો એ, અનુભવમાં ચઢું છું હું. ૩
હલાહલ ઝેર તું તો છે, અને મહાદેવ હું તો છું;
કરીને પાન ત્હારૂં તો, ગણાવું નીલકંઠ જ હું. ૪
અરે તું તમ અને હું તો, પ્રકાશી જીવ ભાનુ છું;
અમારો ને તમારો એ, ખરો સંબંધ છે નહિ એ. ૫
ગ્રહણ તું ને રવિ હું છું, બન્યું તું અભ્ર હું ભાનુ;
અરે શેતાન છે પાપી, જગત્‌માં ખૂબ માયાવી. ૬
પ્રભુ તું કર્મ છે જો પણ, પ્રભુ ત્હારો અરે હું છું;
બુદ્ધચબ્ધિ શક્તિના જોરે, ગગનમાં દીપતા રહીશું. ૭

**ભાવાર્થ**—અકલ મહિમા અને અકલ ઘટનાવાળું હે કર્મ તું એક પ્રભુ અર્થાત્ સમર્થ છે. હે કર્મરૂપ પ્રભો! તું જીવોને પૂતળી પેઠે નચાવે છે રમાડે છે અને ચતુર્ગતિમાં ભમાડે છે. કર્મપ્રભો!!! ત્હારી અજબ લીલા છે અને તું અજબ ખેલનો ખેલાડુ છે, અરે કિસ્મત્ અર્થાત્ કર્મપ્રભો તું બહુરંગી છે. તું ઘડીમાં ઉંચું અને નીચું થયા કરે છે. જ્ઞાનીઓ દુઃખના લ્હાણાં આપીને ધૈર્યનો પાઠ શિખવે છે. ત્હારો ધૈર્યને શિખવવા માટે ઉપકાર માનું છું. ત્હારાથી અનેક પ્રકારે જ્ઞાનાનુભવ મળે છે, અને તેથી હું મારા શુદ્ધ ધર્મમાં આગળ વધું છું. તું તો હલાહલ વિષ છે તો હું મહાદેવ થઇને ત્હારૂં પાન કરી નીલકંઠ થાઉં છું. તું તમ છે તો હું આત્મરૂપ ભાનુ છું. આવી રીતે સત્તાથી તમારો અમારો વ્યવહાર છે એમ જ્ઞાની આત્મા કથે છે. તું ગ્રહણ છે તો હું આત્મારવિ છું. તું વાદળ છે તો હું સૂર્ય છું. કર્મરૂપ પ્રભુનો પણ હું પ્રભુ છું ઇત્યાદિ.

સં. ૧૯૬૯ આષાઢ વદિ ૧૪.

---

## ગુરૂને સ્નેહાંજલિ.

કવ્વાલિ.

ગુરૂ પ્યારા થયા ન્યારા, ગયા ક્યાં દેહને છોડી;
દયા કેમ દિલમાં નાવી, તરત ગ્યા કેમ તરછોડી. ૧

બજાવી ફર્જ પોતાની, ગયા પાછા નહીં આવો,
જઇને સ્વર્ગમા હેતે, કરૂણા શિષ્યપર લાવો ૨
તમારી યાદ આવે છે, ખડી સામી થતી મૂર્ત્તિ,
ગ્રહીને મૌન દો શિક્ષા, ગ્રમણતામા થતી સ્ફૂર્તિ ૩
તમારા નામના જાપો, જપુ છુ હુ સદા પ્રેમે,
સદા સાહાયી બની રહેશો, પ્રભુના પન્થમા ક્ષેમે ૪
સદા સભાગ્તા રહેશો, ગુરૂ મુજ જ્ઞાનના દરિયા,
ગમે તેવો ગણી ત્હારો, મને તારો દયા ભરિયા ૫
સદાની શાન્તિ હો તમને, સદા એ ચાહુ છે મારી,
ગુરૂનો ભક્ત પ્રેમી તુ, ગ્નીહારી સદા ત્હારી ૬
અમારા જીવની સાથે, તમારૂ ધ્યાન યોજાયુ,
બુદ્ધચબ્ધિ સદ્ગુરૂ શરણ, સદા મુજ ચિત્ત મોહાયું. ૭

સ ૧૯૬૯ શ્રાવણ શુદિ ૭

---

## પ્રભુને ન્યાય પ્રાર્થના.

કવ્વાલિ

અમારા ચિત્તનો સાક્ષી, અમારા કાર્યનો સાક્ષી,
નથી ત્હારા વિના બીજો, પ્રભો હુ ન્યાય કયા માગુ ૧
જગત્મા ન્યાયના ધારા, નથી પૂરા અધુરા સૌ,
અધૂરાનુ અધુરૂ સૌ, જગત્નો ન્યાય તુજ પાસે ૨
વિનવવી દુનિયાને શી, રીઝવવી દુનિયાને શી?
ભૂલે છે દુનિયા ડાહી, યથાવૃત્તિ તથા સમજે ૩
પ્રભો !!! તુજને રીઝવવામા, પ્રભો ! તુજને વિનવવામા,
નથી મહેનત ઘણી પડતી, સમર્પણ સર્વનુ કરતા. ૪
અમારા દિલના જ્ઞાતા, અમારા દિલના દૃષ્ટા,
ખરો તુ ન્યાય આપીને, અમારી ઉન્નતિ કરતો ૫
અમારા પૂર્ણ વિશ્વાસી, અમોને દુ ખમા બેલી,

ખરૂં બતલાવ હૃદયમાંહી, સદાની પ્રાર્થના એ છે. ૬
ગમે તેવો ગણી ત્હારો, ઉગારો દુઃખથી તારો;
બુદ્ધ્યબ્ધિ આશરો ત્હારો, પ્રભો તું પૂર્ણ છે પ્યારો. ૭
સં. ૧૯૬૯ શ્રાવણ શુદિ ૯

---

## आचार विचार भेदथी खेद न करवो.

કવ્વાલિ.

જગતમાં ભિન્ન આચારો, વિચારો સર્વના જૂદા;
થતી ના એકતા સૌની, ધરીને ખેદ શું કરશો. ૧
અહો જે ભિન્ન આચારો, વિચારો પણ અપેક્ષાએ;
વિચારી સાર લેવામાં, નથી ખેદજ થતો મનમાં. ૨
રૂચિ છે સર્વની જુદી, પ્રવૃત્તિ સર્વની જૂદી;
જગત્‌ની ભિન્ન દૃષ્ટિથી, બન્યું બનશે સદા એવું. ૩
અહો એ ભેદ કુદ્રત્‌ના, નથી એ આપણા તાબે;
કરે ચિન્તા વળે ના કંઇ, જુઓ જે જે બને તે તે. ૪
વિચારે ચિત્તમાં તેથી, થતું કુદ્રત્ થકી જૂદું;
નથી કુદ્રત્‌તણી સત્તા, ખરેખર આપણા તાબે. ૫
વિચાર્યાથી દશા આવી, અનુભવમાં ખરી આવે;
મટે ત્યારેજ ચંચલતા, અપેક્ષાએજ સમજાતું. ૬
નયોની બહુ અપેક્ષાઓ, જગત્‌માં સર્વ સમજાતી;
અપેક્ષાવાદ શાસનમાં, રહ્યા તે શાન્તતા પામ્યા. ૭
કદિ ના પાર ઝઘડાનો, વિવાદોનો અરે આવે;
કથંચિત્ સૌ અપેક્ષાથી, સમજતા તે સુખી થાવે. ૮
ધરી ઔદાર્ય મતભેદે, અપેક્ષાથી ક્ષમા ધારી;
વિભિન્ન ધર્મીઓ સાથે, સદા નિજ આત્મવત્ વર્તો. ૯
જગત્‌ને શુદ્ધ પ્રીતિથી, હૃદયનું આપશો સારૂં;
બુદ્ધ્યબ્ધિ આશયો સર્વે, સમજતા પૂર્ણ જ્ઞાનીઓ. ૧૦
સં. ૧૯૬૯ શ્રાવણ શુદિ ૧૦

---

# कोने क्षमापना.

કવ્વાલિ

હૃદય ત્હારૂં અને મ્હારૂં, સદાના ઐક્યમા ઝીલે,
નથી આટી નથી ઘાટી, ખમાવાનુ અરે કોને. ૧
પરસ્પર શુદ્ધ પ્રીતિની, ખરી લાગી રહી લગની,
સદાની મૌનમા માફી, રહી ત્યા ખામવાનુ શું'? ૨
રહ્યુ જ્યા ઐક્ય અન્તરથી, નથી ત્યા બાહ્યના ભેદો,
સ્વયં ભેદો ટળી જાવે, સદા અધ્યાત્મની જ્યોતે ૩
ખરા અધ્યાત્મ જ્ઞાને જ્યા, થતી બહુ શુદ્ધિ પ્રીતિની,
અહો એ પ્રેમના પ્યાલા, પીધા ત્યા ખામવાનુ શું ? ૪
નથી દરકાર કાયાની, નથી દરકાર જીવ્યાની,
પ્રભુરૂપ જ જગત્ આ જ્યા, દુભવવાનુ નથી ત્યા તો ૫
પ્રભુ દરબાર દુનિયામા, પ્રભુમય જ્યા જણાતુ સૌ,
રહી જ્યા ભાવના એવી, ઉઠે ત્યા તાર માફીના ૬
હૃદયના વાદ્ય યન્ત્રે એ, ઉઠે છે માફીના તારો,
પરાના તારની ખૂબી, પ્રભુના યોગીઓ જાણે ૭
પીધો જેણે પ્રીતિ પ્યાલો, મર્યો તે જીવતા જુદો,
પીવતા પ્રેમનો પ્યાલો, પુનર્જન્મ્યો પુનર્જન્મ્યો ૮
અરે એ મૃત્યુ છે જુદુ, અરે એ જીવવુ જૂદુ,
વતુ અધ્યાત્મ જ્ઞાને જ્યા, જીવતા શુદ્ધ પ્રેમે તો ૯
અહો એ જ્ઞાનને પ્રેમે, પ્રભુની જ્યોત દેખાતી,
ખરી એ ભક્તના ભાગ્યે, લખાઇ છે પ્રભુ જ્યોતિ ૧૦
અરે એ તત્ત્વ સમજીને, ખરૂ ધર સાધ્ય શુભ ભાવે,
બુદ્ધચબ્ધિ સન્તના બોલો, સદા આનન્દ રસ મેવા ૧૧

સ ૧૯૬૯ ભાદ્રપદ શુદિ ૮

---

## ॐ अध्यात्मज्ञान पुष्प. ॐ

કવ્વાલિ.

હૃદયનું ફુલ્લ મોંઘેરૂં, હૃદયનું પુષ્પ તું પ્યારૂં;
જીવનરૂપી હૃદયરૂપી, નયનને ઠારનારૂં છે. ૧
અમરતાનો અનુભવ દઇ, ભુલાવ્યું ભાન દુનિયાનું;
ભૂલાવ્યાં મૃત્યુનાં દુઃખો, સદા આનન્દ રસ ભરિયું. ૨
બચાવ્યો ત્હેં જીવાડ્યો ત્હેં, રમાડ્યો ત્હે જમાડ્યો ત્હેં;
નવું અર્પ્યું જીવન જ્યોતે, થયો આનન્દનો રસિયો. ૩
ખરી અર્પી સમાધિ ત્હેં, થઇ અદ્વૈતની ઝાંખી;
ભુલાવી ભ્રાન્તિની જાળો, સહજ રૂપે જણાવ્યો ત્હેં. ૪
બનાવ્યો ત્યાગીનો ત્યાગી, બનાવ્યો શુદ્ધનો રાગી;
બુદ્ધ્યબ્ધિ ભાવ પ્રાણુજ તું, થઇ તન્મય સદા જીવું. ૫

---

## ॐ श्रीकृष्ण बनुं छुं. (स्वगत) ॐ

હૃદય વીણા વગાડીને, મધુરા સ્વર નીકાળીને;
કરૂં છું ઇન્દ્રિયો મૃગલાં, બનીને કાનુડો વ્રજનો. ૧
કરૂં છું વૃત્તિ ગોપીઓ, હૃદયના મોરલી નાદે;
અનુભવ જ્ઞાન ગોવર્ધન, ગિરિપર હું ચઢું પ્રેમે. ૨
પરમ ભક્તિ યમુનાના, ઝીલું હું જ્ઞાન વારિમાં;
અહો ત્યાં કામ કાળાહિ, પ્રયત્ને તે દબી જાતો. ૩
મધુસમ મિષ્ટ મોહન છે, મધુ તે તો ગણાતો હો;
મધુનો નાશ કરનારો, મધુસુદન સ્વયં ભાસ્યો. ૪
અસંખ્યાત પ્રદેશોમાં, રહ્યા બ્રહ્માંડના ભાવો;
બુદ્ધ્યબ્ધિ પિંડમાં ચેતન, હરિ શ્રીકૃષ્ણ કહેવાયો. ૫

સં. ૧૯૬૯ ભાદ્રપદ શુદિ ૯

---

## ગુરુપ્યાલો.

માયામાં મનડુ મોહ્યુ રે—એ રાગ

ગુરૂએ પ્યાલો પાયો રે કરૂણા દિલ લાવી,
બુડતાને ઉદ્ધાર્યો રે સાને સમજાવી,
પ્રેમપ્યાલો પાયો બેઠો નહીં દરમાયો,
પણ સ્વાર્પણ ભાવ કરાવ્યો રે કરૂણા ૧
પહેલો પ્યાલો પાયો, ખુમારી રસ બહુ છાયો,
દિલ આનન્દ પરખાયો રે કરૂણા ૨
બીજો પ્યાલો પાયો, હું તત્ત્વમસિ પદ પાયો,
ને અજપા જાપ જગાયો રે કરૂણા ૩
ત્રીજો પ્યાલો પાયો ને, ઐક્યભાવ પરખાયો,
હુ રૂપાતીત જણાયો રે કરૂણા ૪
ચોથો પ્યાલો પાયો, અદ્વૈતભાવ સુહાયો,
ત્યા દ્વૈતભાવ વિલાયો રે કરૂણા ૫
પ્યાલો પાચમો પાયો, ત્યા હુ મા હુંજ સમાયો,
એ કથતા નહીં કથાયો રે કરૂણા ૬
ગુરૂના પ્રેમપ્યાલા, ભક્તિના શુદ્ધ મશાલા,
બુદ્ધિસાગર મન વ્હાલા રે કરૂણા ૭

સ ૧૯૬૯ ભાદ્રપદ શુદિ ૧૦

---

## જગતને સંદેશો.

ગગાતટ તપોવનમા રે બની રચના ભારી—એ રાગ

વ્હાલા બધુ અમારા રે જગતને સદેશો,
કૃપા લાવીને કહેશો રે ધરો ના અદેશો,
વ્હાલુ નિજનુ જીવવુ તેવુ સૌનુ હોય,

મૃત્યુ ન વ્હાલું કોઇને, કીડીને પણ જોય;
દુઃખ દેવું ન કોઇને રે, ઘરોઘર એ કહેશો. વ્હાલા. ૧

ઘોર ન કરવી પેટમાં, ત્યજવાં વ્યસનો સર્વ,
ગણીને સૌ નિજ આત્મવત્, કદિ ન કરવો ગર્વ;
કરી સન્તોની સેવા રે, સુપાત્રે દાન દેશો. વ્હાલા. ૨

વૈર ન ધરીએ વૈરીપર, શુભમાં લેવો ભાગ,
ફોગટ કદિ ન ફૂલવું, કરવો મમતા ત્યાગ;
શુદ્ધ પ્રેમથી સંપી રે, અભ્યુદય નિજ વહેશો. વ્હાલા. ૩

જીવો સૌ સત્તા થકી, દેખી પ્રભુસમ દીલ,
પ્રભુ મૂર્તિયો જીવતી, દેખી હર્ષે ખીલ;
જીવપૂજામાં જિનની રે, ખરી પૂજા લેશો. વ્હાલા. ૪

સત્તા જિનની સૌ વિષે, સૌમાં પ્રભુને જોય,
શુદ્ધજ્ઞાન પ્રીતિથકી, ભક્ત બને હરકોય;
સૌમાં પ્રભુને દેખે રે, ખરા તમે ભક્ત થશો. વ્હાલા. ૫

જીવદયા ધર્મ જ વડો, સકલ ધર્મ શિરદાર,
પ્રભુ ભક્તના ચિત્તમાં, પ્રભુ સદા વસનાર;
દયા વણ નહીં ધર્મી રે, દયાને આદરશો. વ્હાલા. ૬

દેશ જાત ને નાતનો રે, ભેદ તજી નિર્ધાર,
દયા કરો સૌ જીવપર, જીવનનો એ સાર;
બુદ્ધિસાગર સૌને રે, શિખામણ એ દેશો. વ્હાલા. ૭

સં. ૧૯૬૯ ભાદ્રપદ શુદિ ૧૧.

## ब्रह्म खुमारी.

આશાઉરી

સૌમા બ્રહ્મ ખુમારી ન્યારી, અવધૂતદશા કરનારી. સૌમા૦
આનન્દ રસની રેલછેલા, ઉતરે નહીં ઉતારી,
અનુભવ પ્યાલો પીતા પ્રગટે, ચિદાનન્દ ખુમારી સૌમા૦ ૧
વિષયાહિ વિષ સહુરનારી, ઉલટ આખ કરનારી,
સહુ વૃત્તિયોનો લય થાવે, પ્રત્યક્ષ સુખ ભારી સૌમા૦ ૨
નિર્વિકલ્પ સમાધિમાહી, સ્થિરતાને દેનારી,
આત્માનુભવ સ્હેજે આપે, જ્યોતિ દર્શનકારી સૌમાં૦ ૩
સત્તાએ સૌમાહી રહેલી, ન્યારી ના તલ ભારી,
સર્વ તેજનુ તેજ મઝાનુ, ભગવતી શક્તિ પ્યારી સૌમા૦ ૪
બ્રહ્મચર્ય એ સ્વરૂપ મઝાનુ, સન્તોની શિવનારી,
બુદ્ધિસાગર નામ અનેકે, શોભે છે નિર્ધારી સૌમા૦ ૫

સ ૧૯૬૯ ભાદ્રપદ શુદિ ૧૨

---

## शुद्धचेतनाने उक्ति.

રાગ આશાવરી

વ્હાલી પ્રેમી બન્યો હુ તારો, તુજથી નહિ હુ ન્યારો વ્હાલી૦
પર રમણુતા સગ નિવાર્યો, કુમતિ સગ ધિક્કાર્યો,
રાગદ્વેષ પરિણુતિનુ કારણુ, મોહુજ ચિત્તથી વાર્યો વ્હાલી૦ ૧
ક્ષણુભર વિરહ ખમાતો નહીં તુજ, નિત્ય બન્યો તુજ પ્યારો,
ગુણુની ક્યારી પ્યારી મ્હારી, તુજ એક આધારો વ્હાલી૦ ૨
સર્વ સમર્પણુ કીધુ તુજને, જોગી થઇ ફરનારો,
જોગી થઇને તુજને ધ્યાવુ, તન્મયતા કરનારો વ્હાલી૦ ૩
પરમ પ્રેમમા તુહિજ ભાસે, ભગવતી છે આધારો,
તુજ રૂપમા ભીનો લીનો, એક ટેક ધરનારો વ્હાલી૦ ૪

ત્હારી સંગે અનુભવ સુખડાં, ગુણસ્થાનક અધિકારો;
સમકિત ભાવે રહેતી પાસે, અનુભવગમ્ય વિચારો. વ્હાલી૦ ૫
શુદ્ધ જ્ઞાન પ્રીતિના યોગે, તુજ સંગે જ વિહારો;
બ્રહ્માણી શિવા તું બ્રાહ્મી, તાર્યો તુજ તરનારો. વ્હાલી૦ ૬
મુજ અન્તરૂમાં નિશદિન રહેશો, આવે ભવ દુઃખઆરો;
બુદ્ધિસાગર આત્મસ્વરૂપી, ઝળહળ જ્યોતિ ઝગારો. વ્હાલી૦ ૭

સં. ૧૯૬૯ ભાદ્રપદ શુદિ ૧૩.

---

## समज्या विना टीका करो तो शुं?

કવ્વાલી.

અમારા આશયો પૂરા, અપેક્ષાથી નહિ સમજો;
સમજવા ના કરો યત્નો, અને ટીકા (નિન્દા) કરો તો શું? ૧
ધરીને કાકની દૃષ્ટિ, જુવો છો દોષને જ્યાં ત્યાં;
ગુણોને દોષમાં લેખો, અહો સારૂં ગ્રહો ક્યાંથી? ૨
યથા દૃષ્ટિ તથા સૃષ્ટિ, જુવો જ્યાં ત્યાં જગત્‌માંહી;
ખરેખર રાગને દ્વેષે, ખરૂં દેખાય ના જગમાં. ૩
ખરાનો ખ્યાલ કરવાની, ખરી યુક્તિ કહું તમને;
તજીને પક્ષપાતત્વ જ, થઇ મધ્યસ્થ દેખો સૌ. ૪
ગુણાનુરાગદૃષ્ટિથી, વિચારો સત્ય બાજુને;
સ્વપક્ષો વા વિપક્ષોમાં, થઇ મધ્યસ્થ સૌ દેખો. ૫
અરે જે ચિત્ત ભળભળીયો, હૃદયનો દુષ્ટ ઇર્ષ્યાળુ;
પડ્યો જે પક્ષમાં રાગે, ગ્રહ્યું ત્યાં યુક્તિને તાણે. ૬
અપેક્ષાઓ નહીં જાણે, પરસ્પર સત્ય બાજુની;
પરીક્ષામાં ઘણું ભૂલે, પ્રકાશે પોતં પોતાનું. ૭
ગમે તે માનજે મનમાં, ગમે તે દેખજે આંખે;
અનુભવ પૂર્ણ લીધાવણ, કરીશ ના કોઇની ટીકા. ૮

કરે તુ અન્યની ટીકા, ગમે તેવા વિચારોથી,
જગત્ ટીકા કરે ત્હારી, અરે જો પાછુ વાળીને ૯
વિચાર્યા વણુ કરે ટીકા, થતો તુ પાત્ર ટીકાને,
પડે છે શબ્દના પડઘા, ફરી ગણજે ભુલ્યો ત્યાથી ૧૦
વદેલા સર્વ શબ્દોમા, કર્યા તે તે વિચારોમા,
ઘણુ સાચુ રહે બાકી, જગત્મા સર્વ ઠેકાણે ૧૧
કવિયો જ્ઞાનિયો મુનિયો, કહે સાચુ રહે બાકી,
બુદ્ધયબ્ધિ કેવલજ્ઞાની, જુવે છે પૂર્ણ સાચાને ૧૨

૧૯૬૯ શ્રાવણ સુ ૧૧

---

## વાલુડો સાધુ.

આવ્યો હૃદયની પાસ, બાલુડો સાધુ આવ્યો હૃદયની પાસ—

મિષ્ટ વચન મોઘા ઘણા રે, નયન સ્નેહ ભરપૂર,
શુદ્ધપ્રેમ હૃદયે ભર્યો રે, વહેતુ અલૌકિક શૂર બાલુડો ૧
એવા મેઘ વૃષ્ટિ કરીને, ભિજવતો મન ક્ષેત્ર,
ઉલ્લાસ મયૂરો ટહુકતા રે, થાતો પૂર્ણ પવિત્ર બાલુડો ૨
ચકોર મન જેમ ચન્દ્રમા રે, સીતા મનમા રામ,
આત્માસખ્ય પ્રદેશમા રે, આનન્દનો વિશ્રામ બાલુડો ૩
ધ્યાતા ધ્યેયની એકતા રે, અનુભવ જાણે તેહ,
દેખતા સ્થિર થઇ જતો રે, શુદ્ધ સમાધિ ગેહ બાલુડો ૪
ભાવિસિદ્ધપદ સાધ્યમા રે, ઉપાદાન ઉપકાર,
ધર્મ ધુરધરપદ વહી રે, રત્નત્રયી આધાર બાલુડો ૫
આનન્દમય મૂર્તિ ખરી ને, અન્તર્દષ્ટિ પ્રકાશ,
દેખે તે આનન્દમા રે, જગદાનન્દ વિલાસ બાલુડો. ૬
તત્ત્વ રમણતા સ્થિર કરી રે, પરમાનન્દ સ્વરૂપ,
તન્મયતા તત્ક્ષણ કરે રે, રહે ન ભવદુખ ધૂપ બાલુડો ૭

ઇચ્છાઓ લીન થઇ જતી રે, રહે ન દુ:ખનું ભાન;
હું તું ભેદ ન જ્યાં જરા રે, આનન્દમાં ગુલ્તાન. બાલુડો. ૮
શબ્દાતીત એ બાલુડો રે, અન્તર્માંહી જણાય;
બુદ્ધિસાગર દેખતાં રે, આનન્દમાં ઉભરાય. બાલુડો. ૯

૧૯૬૯. શ્રાવણ શુદિ ૧૩

---

## प्रभुने

લગાવ્યો તાર ત્હારાથી, બહિરૂ ત્યાગીપણું કીધું;
થઇ તન્મય ત્હને ધ્યાવું, સદા એ ચિત્તમાં રૂચે. ૧
શમે ના ઉભરા યાવત, પ્રગટતી વાસના મનમાં;
નથી તાવત્ પ્રભુને હો, સમર્પણ સર્વનું કીધું. ૨
સદાનો હું પ્રભો ! ત્હારો, અહો એ બોલવું સ્હેલું;
પ્રભુના ધર્મમય રહેવું, કઠિન એ કાર્ય છે મોટું. ૩
અમારૂં ચિત્ત ચોટયું છે, અમારૂં દિલ લાગ્યું છે;
અહો એ બોલવું સ્હેલું, ઘણું દુર્લભ પરિણમવું. ૪
પ્રભો ! ત્હારા વિના બીજો, નથી મ્હારા હૃદયમાંહી;
હૃદયમાં વાસનાઓ બહુ, નથી બીજો વચન કેવું ? ૫
સકલ સાક્ષી પ્રભો ! ! ! તું છે, અહો એ બોલતા સર્વે;
જગતની સાક્ષીની આશા, અભિપ્રાયે રહે ઇચ્છા. ૬
પ્રભો ! વીતરાગ ! તું સાચો, થતો વીતરાગ ના મનમાં;
થવું વીતરાગ ના સહેલું, જવું સામાપુરે જેવું. ૭
અકલ આ વિશ્વની લીલા, અકલ લીલા પ્રભો ! ! ! ત્હારી;
પ્રભુની પ્રાપ્તિ માટે તો, પ્રભુનું જ્ઞાન કરવાનું. ૮
જગત્ પડદો ખુલ્યા વિના, સમાતી વાસનાઓ ના;
પ્રભુને પૂર્ણ જાણ્યા વણ, ખરો સન્તોષ નહિ મળતો. ૯

પ્રભુની ઓઘથી શ્રદ્ધા, મજા કંઇ અજ્ઞતામાહી,
મઝા તો પૂર્ણ જ્ઞાને છે, પ્રભુને પારખે દિલમા ૧૦
અહે એ બેની વચમાની, અવસ્થામા ઠરે ના કો,
બુદ્ધચબ્ધિ દેવની સેવા, ખુમારીમાં નથી બીજુ ૧૧
૧૯૬૯ શ્રાવણ શુદ ૧૪

## તપ.

ઇચ્છા રોધે તપ છે સાચુ, સમતા પરિણતિ થાવે,
આત્મદ્રવ્ય તે તપ છે સાચુ, શુ હોય નામ ધરાવે રે
પ્રાણી તપ પદને આરાધો ૧
તપનુ અજીરણ ક્રોધ કહ્યુ છે, તેને જેહ શમાવે,
ધર્મ ક્ષમા તપ ગુણુ ધારી જે, વીર્યોલ્લાસ દીપાવે રે. પ્રાણી૦ ૨
સાતનયે વળી ચાર નિક્ષેપે, તપનુ રૂપ સમજીએ,
અન્તરૂમા તપગુણ ઉપયોગે, શબ્દનયે તપ ભજીએ રે પ્રાણી૦ ૩
મમતા વૃત્તિનુ બીજ જે બાળે, કર્મ કલકને ટાળે,
અન્તરૂમા વાસનાઓ રહે નહિ, શુદ્ધ ધર્મ અજુવાળે રે પ્રાણી૦ ૪
તદ્ભવ મુક્તિ જિનવર જાણે, તોપણ તપગુણ રસિયા,
નય વ્યવહાર અને નિશ્ચયથી, તપ તપતા ઉલ્લસિયા રે પ્રાણી૦ ૫
અષ્ટસિદ્ધિ નવનિધિ પ્રગટે, અઠ્ઠાવીશ મહાલબ્ધિ,
શુદ્ધ બુદ્ધ નિજ વ્યક્તિ પ્રગટે, ક્ષાયિક નવ ગુણુ ઋદ્ધિ રે. પ્રાણી૦ ૬
તપ તપતો મુનિ કર્મ ખપાવે, શ્રેણિ ચઠી શિવ જાવે,
અન્તર્ મુહૂર્તમા હિત સાધે, સાધ્ય લક્ષ શુભ ભાવે રે પ્રાણી૦ ૭
ષટ્કારક શુદ્ધિ નિપજાવે, કેવલજ્ઞાની થાવે,
પરમ સમાધિ આનન્દ પાવે, જન્મ જરા વિઘટાવે રે. પ્રાણી૦ ૮
નિશ્ચયથી અન્તરૂમા તપગુણ, ઉપયોગે તે વરીએ,
બુદ્ધિસાગર શિવસુખકારી, તપતીર્થજ દિલધરીએ રે પ્રાણી૦ ૯
૧૯૬૯ શ્રાવણ વદિ ૧

## લોચ.

રાગ ધીરાના પદનો.

દ્રવ્ય લોચ કરાવ્યો રે, શુભ વ્યવહારધારી,
ભેદજ્ઞાને ભાવ્યો રે, આતમ આનન્દકારી. દ્રવ્ય.

લૌકિક ને લોકોત્તર ભેદે, લોચતણા છે ભેદ;
સાતનયોથી લોચ જ જાણી, ટાળો ભવભય ખેદ;
નવવિધ ભાવ લોચે રે, કર્મદોષ જાવે ભારી. દ્રવ્ય. ૧

ક્રોધ માન ને માયા લોભજ, મોટા ચાર કષાય;
ઉપલક્ષણથી નવ નોકષાયો, એથી ભવ ભટકાય;
જીવ પ્રદેશે લાગ્યા રે, પરિણતિ દુઃખકારી. દ્રવ્ય. ૨

લુંચી નાંખવા ચાર કષાયો, અન્તરૂ કરી આલોચ;
પંચ ઇન્દ્રિય વિષયરાગને, લુંચે ભાવથી લોચ;
ભાવલોચ કરતાં રે, મુક્તિ મળે મન પ્યારી. દ્રવ્ય. ૩

નવવિધ શુભ ભાવ લોચથી, ચેતન શુદ્ધિ થાય;
કેવલજ્ઞાન ને કેવલદર્શન, અન્તર્મુહૂર્તમાં પાય;
જ્ઞાનીઓએ ગાયું રે, નિશ્ચયનય અવધારી. દ્રવ્ય. ૪

દ્રવ્ય લોચ દશમો જીન ગાયો, વ્યવહારે એ જાણ;
ઉત્સર્ગાપવાદે સમજી, આગમ કરીએ પ્રમાણ;
અન્તરના ઉપયોગે રે, વ્યવહાર સુખકારી. દ્રવ્ય. ૫

ભાવલોચની પરિપૂર્ણતાને, કરવાનો ઉપયોગ;
અન્તરમાંહી રાખ્યો નક્કી, કરાવીને દ્રવ્ય લોચ;
બુદ્ધિસાગર ધ્યાને રે, સામ્યભાવ દિલધારી. દ્રવ્ય. ૬

૧૯૬૯ શ્રાવણ વદિ ૮.

---

## ⁓ अमे पूजारी. ⁓

જ્યોતિના પૂજારી, અમે જ્યોતિના પૂજારી,
અલખ નિરજન અસખ્ય પ્રદેશી,
પરબ્રહ્મ જયકારી ... . . ... અમે૦ ૧
ત્રિગુણાતીત અનન્ત ગુણમય, નિત્ય સદા અવિકારી,
સ્યાદ્વાદભાવે ઝગમગતી, સિદ્ધ બુદ્ધ સુખકારી અમે૦ ૨
ઉત્પત્તિ વ્યય સ્થિરતા ધારી, બ્રહ્મા શિવ મુરારિ,
કર્ત્તા હર્ત્તા સ્વય સનાતન, પરિપૂર્ણ ગુણ ધારી અમે૦ ૩
ષડ્દર્શનની ચર્ચા ન્યા નહીં, પરભાવ નિર્ધારી,
નામરૂપ વૃત્તિથી ન્યારી, દશા ઉજાગર સારી અમે૦ ૪
લક્ષણ નામ પ્રભેદે માને, દુનિયા જેને સારી,
બુદ્ધિસાગર જ્યોતિર્મય હુ, જોયુ જાગી ધારી અમે૦ ૫

૧૯૬૯ ભાદ્રપ સુદિ ૧

---

## ⁓ प्रेमसागर. ⁓

અપૂર્વ પ્રેમ સાગરમા, નથી સેવાળ ઇર્ષ્યાની,
અપૂર્વ જ્ઞાનીઓ ઝીલે, અપૂર્વાનન્દ રસ સ્વાદે ૧
નથી ત્યા કામની હોળી, નથી ત્યા મોહની વહ્નિ,
નથી ત્યા ક્રોધદાવાગ્નિ, સદા ત્યા ઐક્ય શાન્તિનુ ૨
દયા કલ્લોલ બહુ ઉઠે, વધે ઉત્સાહની ભરતી,
બુદ્ધચબ્ધિ પ્રેમસાગરમા, ઝીલ્યા તે તેહને જાણે ૩

૧૯૬૯ શ્રાવણ વદિ ૦))

---

## आनन्दना पूजारी अमे.

આનન્દના પૂજારી, અમે આનન્દના પૂજારી;
આનન્દ રૂપ અમારૂં સાચું, આનન્દ જીવન ધારી. અમે. ૧
આનન્દ જાતને આનન્દ જ્ઞાતિ, આનન્દમય હુશિયારી;
આનન્દ પૂજા આનન્દ પૂજક, આનન્દ જ્યોતિ સારી. અમે. ૨
આનન્દ દર્શન આનન્દ સ્પર્શન, આનન્દ પ્યારો પ્યારી;
આનન્દ માતા પિતા પ્રેમી, આનન્દ નરને નારી. અમે. ૩
આનન્દ ઇશ્વર આનન્દ દેવી, આનન્દની ઉજિયારી;
આનન્દ બંદો આનન્દ બંદી, અન્તરૂદૃષ્ટિ વિચારી. અમે. ૪
આનન્દ આશુક આનન્દ માશુક, આનન્દ રાધા મુરારિ;
બુદ્ધિસાગર આનન્દ યોગી, જ્ઞાનાનન્દે વિહારી. અમે. ૫

૧૯૬૯ ભાદ્રપદ સુદિ ૩.

---

## करो उद्धार अमारो.

કરો ઉદ્ધાર અમારો, પ્રભુજી કરો ઉદ્ધાર અમારો;
મ્હને દયા લાવીને તારો. પ્રભુજી. ૧
અનન્તભવની મોહવાસના, લાગી તેહ નિવારો;
ખરા જીગરથી કરૂં વિનંતિ, ટાળો દોષ વિકારો. પ્રભુજી. ૨
લાજ લુંટતો મોહ અટારો, રહ્યો નહીં એક આરો;
જે જે કરાવ્યું કહેતાં લાજું, તેને પ્રભો ઝટ મારો. પ્રભુજી. ૩
ઘણા વર્ષથી સાધન સાધું, પણ નહીં આવ્યો પારો;
સાહાય્ય કરો શરણાગત સાહિબ, તું છે મુજ આધારો. પ્રભુજી. ૪
દયાસિન્ધુને કરગરવું શું ? રડવડતો ઉગારો;
બુદ્ધિસાગર પ્રભુકૃપાથી, વાગે જીત નગારો. પ્રભુજી. ૫

૧૯૬૯ ભાદ્રપદ સુદિ ૩.

---

## ॐ गुलामो ते गणावाना. ॐ

કવ્વાલી

હૃદયના સદ્દવિચારોને, દબાવી રાખતા ભયથી,
જતા અજાઈ સ્વાર્થે જે, ગુલામો તે ગણવાના ૧
હૃદય નિજનુ છુપાવીને, ગ્રહે જે અન્યનુ જૂઠું,
કરે જી હાજી હા પૈસે, ગુલામો તે ખરા જગમા ૨
હૃદય અર્પણ કરીને જે, વચન અર્પણ કરીને જે,
ફરી જાવે ફરી બોલી, ગુલામો તે ખરા જગમા ૩
વિકારી પ્રેમના સગી, થતા જે ગારના ખીલા,
હૃદય વિશ્વાસ ઘાતક તે, ગુલામોના ગુલામો છે ૪
બને જે ડગમગુ બોલે, ખરી વખતે ખમી જાતા,
નમેલા ત્રાજવે એમે, ગુલામો તે ગણવાના ૫
દબાવ્યા જે દબી જઇને, છીનતા સત્યને વેચે,
નથી તે ધર્મના સગી, ગુલામી ભાગ્યમા ત્હેના ૬
હૃદયનુ સત્ય બાહિરમા, અરે જે કાઢના ધૈર્યે,
બુદ્ધ્યબ્ધિ સત્ય ધર્મી તે, જગતમા ભાનુવત્ ચળકે ૭

૧૯૬૯ ભાદ્રપદ સુદિ ૫

---

## फकीरी.

કવ્વાલિ

ફકીરી આખ છે જુદી, ફકીરી કાન છે જુદા,
ફકીરી બોલ છે જુદા, ફકીરી ચિત્ત છે જુદું ૧
ફકીરી ચાલ છે જુદી, ફકીરી મસ્તી છે જુદી,
ફકીરી રગ છે જુદો, ફકીરી તાન છે જુદું ૨
ફકીરી પ્રેમ છે જુદો, ફકીરી ન્યાય છે જુદો,
ફકીરી જ્ઞાન છે જુદું, ફકીરી તેજ છે જુદું ૩

ફકીરોની ફકીરીમાં, જગત્ સહુ ભાસતું જૂઠું;
ફકીરોની ગતિ ન્યારી, ફકીરી વેષ છે જૂદો. ૪
દિવાની દુનિયાંથી તો, ફકીરો ભાસતા જૂદા;
ફકીરી સુખની તોલે, જગત્નાં સુખ ના આવે. ૫
ફકીરોની ફકીરીમાં, ખુદાની મોજ મસ્તાની;
બુદ્ધયબ્ધિ મસ્ત સાધુની, ફકીરીમાં પ્રભુ પાસે. ૬

૧૯૬૯ ભાદ્રપદ શુદ ૬.

---

## आत्मस्तुतिपरत्वे वेदसूत्रोमां आत्मस्वरूप वर्णन.

હું સર્વમાં છું સર્વ દુનિયાનો ખરો દૃષ્ટા સદા,
બ્રહ્માંડ સઘળું મુજ વિષે ઉત્પાદ વ્યયમય હું મુદા;
હું સ્થળવિષે હું તૃણવિષે આકાશમાં પાતાલમાં,
દરિયાવિષે ડુંગરવિષે હું નિત્ય ત્રણ્યે કાલમાં. ૧
હું પૃથ્વીમાં હું પાણીમાં હું અગ્નિ વાયુ સ્વરૂ વિષે,
હું પક્ષીમાં હું પ્રાણીમાં સર્વત્ર સત્તા મુજ દિસે;
સંગ્રહનય સાપેક્ષથી સત્તા ગ્રહી બોલું ખરૂં,
બુદ્ધયબ્ધિ જિનવર વાણીથી ચૈતન્યનું ધ્યાનજ ધરૂં. ૨

૧૯૬૯ ભાદ્રપદ સુદિ ૫.

---

## साधु.

સંસારના સંબંધોરે, ત્યજી સાધુ ધ્યાન ધરે;
મમતાનાં મૂળ છેદી રે, અન્તરૂમાંહી સમતા વરે. સંસારના૦
હું છું આનો આ છે મારૂં, એ છે મોહનું મૂળ;
હું હું સૌમાં થાતું મોહે, એ સહુ જાણે ધૂળ;
હું ને મારૂં ત્યાગીરે, રાગ દ્વેષ પરિહરે. સંસારના૦ ૧

વાયુ પેઠે અપ્રતિબદ્ધ થૈ, વિચરે બાહિર્ દેશ,
શુદ્ધોપયોગે આતમદેશમા, વિચરે ત્યજી સકલેશ,
અરિ મિત્રપર સમતારે, નિષ્કામી થૈ ધર્મ ધરે સસારના૦ ૨

ધર્મક્ષમા દિલમાહી ધારે, ક્ષમાશ્રમણ કહેવાય,
ઇર્ષ્યા ક્રોધ ને દ્વેષ ધરે નહિ, સાધુ સન્ત સદાય,
ગુપ્તિએ ગુપ્તા જ્ઞાની રે, ભવોદધિ સહેજે તરે સસારના૦ ૩

ક્રિયા કરે પણ ધરે ન નિન્દા, જ્ઞાન છતા નહિ માન,
તપ કરે પણ તપી ન જાતો, લોકસજ્ઞાનુ ન ભાન,
વિકથા કુથલી ત્યાગી રે, પ્રભુ આણુ શિર ધરે સસારના૦ ૪

જ્ઞાન વૈરાગ્યે આતમ પોષે, પરે નહીં પરભાવ,
નામ દેઇને કરે ન નિન્દા, વૈરાગ્યે રમતો દાવ,
બુદ્ધિસાગર સાધુરે, લોકોત્તર ધર્મ કરે સસારના૦ ૫

૧૯૬૯ શ્રાવણ વદિ ૯

---

## आचार विना विचार मात्रथी शुं ?

વિચારે શુ તુ મનમા રે, વિચારે પાર નહીં આવે,
આચારમાહી મૂકે રે, કાર્ય સિદ્ધિ ઝટ થાવે વિચારે૦

પરપોટા પેઠે સકલ્પો, ઉપજે વિણસી જાય,
ઘડી ઘડીમા રગ ફેરવે, તે નહિ પુરૂષ ગણાય,
દિલમાહી એ વિચારે રે, અનુભવ સત્ય આવે વિચારે૦ ૧

ઉત્તમના સકલ્પો ફળતા, બોલ્યુ કરતા સિદ્ધ,
અધમ ફરે પણ ફરે નહીં તે, બોલ્યુ કરે છે પ્રસિદ્ધ,
શાસ્ત્રોમા દૃષ્ટાન્તો રે, ઘણા દેખી ખુશ થાવે વિચારે૦ ૨

છોડી દે ચિન્તા સૌ દીધી, ઝટ થૈ જા તૈયાર,
ચિન્તાથી કદિ પાર ન આવે, સાહસવી ઝટ પાર,
ગુરૂની વાણી એવી રે, પાળી શિષ્યો સુખ પાવે વિચારે૦ ૩

આગળ છે ફત્તેહ મઝાની, પાછું વાળી ન દેખ,
થાશે થવાનું જે હશે તે, ભાવી આધારે પેખ;
કરવું તે કરવું હમણાં રે, પછીની વાત શું લાવે. વિચારે૦ ૪
" હૃદય પ્રમોદી " સમજી લે આ, ચારિત્ર્યે થા શૂર;
અન્તરૂના અલબેલા પ્યારા, સુખમાં રહો ભરપૂર;
બુદ્ધિસાગર ધર્મે રે, અનુભવ સુખ વરે. વિચારે૦ ૫

૧૯૬૯ શ્રાવણ વદિ ૧૦.

---

## जागीने शिष्यो सेवा करो.

શિષ્યો ઝટપટ જાગો રે, દુનિયાનો ઉદ્ધાર કરો,
સેવામાં મીઠા મેવા રે, અન્યો તારી પોતે તરો;
જગત્નાં પાપોને હરવા, રૂડા લખશો લેખ;
દયા સત્ય વ્યાખ્યાન દઈને, ગ્રહો ભજવશો વેષ;
હિમ્મત ન હારો ધર્મે રે, ઉત્સાહને દિલ ભરો. શિષ્યો૦ ૧
ઉત્તમ આચારો પાળીને, ભજવો રૂડા પાઠ,
નીતિમાંહી શૂરાપૂરા, થઈને સજો સહુ ઠાઠ;
પરોપકારી થઈને રે, જગત્નાં દુઃખ હરો. શિષ્યો૦ ૨
આલસ નિન્દા વિકથા ત્યાગી, ધરશો રૂડો ધર્મ,
મૈત્રી આદિ ભાવના ભાવી, હરશો આઠે કર્મ;
સમતા સ્વભાવે રહીને રે, વ્હેલા શુભ પન્થ સંચરો. શિષ્યો૦ ૩
નિષ્કામી થૈ કાર્યો કરવાં, એમાંહી અધિકાર;
પોતાનો માની પ્રવર્તો, કર્મયોગી શિરદાર;
જ્ઞાનયોગે રહીને રે, પરમ આનન્દ વરો. શિષ્યો૦ ૪
કામક્રોધાદિક દોષો હણવા, નિશદિન કરો અભ્યાસ;
અભ્યાસે અન્તે છે સિદ્ધિ, છોડો ન ઉદ્યમ ખાસ;
મોહવાસના ટાળી રે, નિષ્કામી થૈ ઋદ્ધિ ભરો. શિષ્યો૦ ૫
ચારિત્ર્યે નિર્મલતા ધરવી, ષડાવશ્યક અભ્યાસ,

નિસ્સંગી યોગી થૈ મ્હાલો, અજરામરપુરવાસ,
બુદ્ધિસાગર વાણી રે, સુણી સાચી ધર્મ ધરો શિષ્યો૦ ૬

૧૯૬૯ શ્રાવણ વદિ ૧૧

## પ્રેમ પૂજારી.

પ્રેમદશા પૂજારી અમે, પ્રેમદશા પૂજારી,
વિકારિ પ્રેમે દુનિયા ભૂલી, રાગ દ્વેષ ભય ભારી અમે
પ્રેમે પ્રેમ સૌ દુનિયા કરતી, પ્રેમગતિ કંઈ ન્યારી,
શુદ્ધ પ્રેમ સમકિત ગુણમાંહી, શુદ્ધ બ્રહ્મ અનુસારી અમે ૧
જીવ ગુણોમા પ્રેમ અમારો, જડતા ભાવ વિસારી,
વિષયવૃત્તિનુ સ્વપ્ન નહીં જ્યા, શુદ્ધપ્રેમ નિર્ધારી અમે ૨
શુદ્ધ બ્રહ્મના પ્રેમતાનમા, જન્મ જરા ન વિકારી,
ભય ખેદ ને દ્વેષ નહીં જ્યા, આનન્દ અપરપારી અમે ૩
મૃત્યુ લજ્જા ભેદ નહીં જ્યા, પ્રભુ ઐક્યતા ધારી,
પ્રેમ ફકીરી સહુથી ન્યારી, હૃદય પ્રભુ ધરનારી અમે ૪
સૌ જીવો નિજ આત્મસરીખા, ધર્મ મેઘ ધરનારી,
પ્રેમગતિ જ્ઞાનીજન જાણે, શુ જાણે સંસારી અમે ૫
પ્રેમગતિની અકળકળા કંઈ, સ્થિરતા મન કરનારી,
આત્મરમણતા તે છે પ્રેમ જ, ઉચ્ચદશા ગુણકારી અમે ૬
પ્રેમ પ્રેમમા અનન્તગુણો ફેર, શુદ્ધપ્રેમ અનગારી,
બુદ્ધિસાગર દેવગુરૂ શુભ, પ્રેમ ગતિ બલિહારી અમે ૭

૧૯૬૯ શ્રાવણ વદ ०))

## अनुभवमित्र.

આશાવરી.

વ્હાલા તુજવણ ક્ષણ નવી જાવે, ભોજન પાણી ન ભાવે. વ્હાલા.
પ્રાણપ્રિય તું આત્મસ્વરૂપી, ક્ષણ ક્ષણ યાદી આવે;
કોણ જાણે ચિત્ત શુંય થયું છે, તુજ વણ અન્ય ન સ્હાવે. વ્હાલા. ૧
મન બપૈયો રટતો પિયુ પિયુ, પ્રેમોત્કર્ષ જણાવે;
તુજ ઉપર કુરબાન પ્રાણ સહુ, નિશ્ચય એવો થાવે. વ્હાલા. ૨
અન્તરૂમાં આનન્દ વિશ્રામી, આનન્દ રસ પ્રગટાવે;
જીવાડે શાશ્વત જીવનમાં, દુઃખના ઓઘ હઠાવે. વ્હાલા. ૩
તુજમાં રાચ્યું તુજમાં માચ્યું, પરમપ્રભુ પરખાવે;
અન્તર્યામી આનન્દઘન તું શુદ્ધ સ્વરૂપ જણાવે. વ્હાલા. ૪
વિભુ પ્રભુ તું પરમપ્રિય છે, આત્માભિન્ન કહાવે;
બુદ્ધિસાગર નિર્મલ જ્યોતિ, શુદ્ધ મિત્રને ધ્યાવે. વ્હાલા. ૫

સં. ૧૯૬૯ ભાદ્રપદ શુદિ ૧૪.

---

## चेत.

રાગ ધીરાના પદનો.

ફાંફા ફોગટ મારે રે આશાનો પાર નહીં આવે,
ભ્રમણામાંહી ભૂલ્યો રે આડો અવળો ક્યાં જાવે;
મૃગતૃષ્ણાવત્ માયા સુખડાં, કદિ ન પૂરાં થાય,
મરી મથે છે ચિન્તા કરીને, ઘડીમાં જૂઠું જણાય;
આશાનો સાગર ઉંડો રે, કોઇ ય ન પાર પાવે. ફાંફા. ૧
ઘાટ નવા જે મનમાં ઘડતો, તે અવળા થઇ જાય,
સુખની સામાં દુઃખડાં ઉભાં, આડો અવળો ક્યાં ધાય;
મોહ થકી મુંઝી રે, પરાણે દુઃખ શિર લાવે. ફાંફા. ૨

જ્યા સુખની તુ આશ ધરે છે, ત્યા છે દુ ખના પ્હાડ,
વ્યાધિ સાથે વ્હાલ ધરે છે, ખણુતો દુઃખની ખાડ,
જવાનુ ત્યા ન જાતો રે, અ ધારામા કયા ધાવે ફાફા ૩

ઢાલ પોલસમ હુઢે સઘળુ, જડનુ સુખ છે માન,
હાય કરતી હાથ ઘસતી, દુનિયા રડે દુ ખ ખાણુ,
સુખી ન કોઇ દીઠો રે, વિષ કેમ ચિત્ત ભાવે ફાફા ૪

ચેત ચેત ચતુરા ઝટ ચેતન, મુક્તિવાટમા ચાલ,
સુખનો સાગર તુહિજ પોતે, સમાધિસુખમા મ્હાલ,
બુદ્ધિસાગર ભાવે રે, સાને સત્ય સમજાવે ફાફા. ૫

સ ૧૯૬૯ ભાદ્રપદ શુદિ ૧૫.

---

## भारतवासी जैनोना मत.

ગગ ધીરાના પદનો

ભારતવાસી જૈનો રે, અહ મદ વાદ કરે,
પક્ષભેદે મતિયા રે, મત ભેદ ઘણા ધરે, ભારત

મુહપત્તિના પક્ષી કેઇ, મુહપત્તિ મુખ બાધી,
સાધુઓ વ્યાખ્યાનો વાચે, આરાધિક શિવ સાધી,
વ્યાખ્યાને મુહપત્તિ રે, બાધે સાધુ મુક્તિ વરે ભારત ૧

વ્યાખ્યાને મુહપત્તિ બ ધન, પહેલા નોતુ કયાય,
બીજા એવો પક્ષ કરે છે, પક્ષભેદે એમાય,
નિર્ણય એક ન થાતો રે, પોતાનુ સૌ તાણી મરે ભારત ૨

ચોથે સ વત્સરી કરનારા, માને પ ચમી જૂઠ,
પાચમીયા ચોથને કહે ખોટી, મોહ કરે લુટાલુટ,
પક્ષાપક્ષી ઝઘડા રે, સમજાવે પોતાનુ ખરે ભારત ૩

ત્રણથોઈયા ચાર થોઇને, કહી ન માને સત્ય,
ચાર થોઇયા ત્રણ થોઇને, માને નક્કી અસત્ય;
દેખાડે આગમ પાઠો રે, ગ્રહ્યા પક્ષે યુક્તિ ભરે. ભારત. ૪

ખરતરીયા ખરતરનું તાણે; તપાગચ્છીયા આપ,
ગ્રન્થ પાઠ યુક્તિ દેખાડી, કરતા થાપ ઉત્થાપ;
સામા સામી નિન્હવ રે, પરસ્પર એ ઉચ્ચરે. ભારત. ૫

આંચળીયા પોતાનું સાચું, માને બીજું જૂઠ,
પાયચંદિયા પાંચમ પકડે, સૌની ન્યારી છે પૂંઠ;
જતિયો જપે સાચું રે, પોતાનું બીજું જૂઠ અરે. ભારત. ૬

પિતાંબર પાછળથી પ્રગટ્યા, કહેતા જતિઓ એમ,
પિતાંબર કહે યતિઓ જૂઠા, નિર્ણય થાવે કેમ;
ધોળાંથી થયાં પીળાં રે, પીળામાં મતભેદ અરે. ભારત. ૭

પછીથી ઇરિયા વહિયા નહિ છે, વિમલ કરતા તાણ,
પ્રતિક્રમણાંતે ઇરિયાવહિયા, સાગર વિજયની આણ;
ઉત્થાપક સામા સામી રે, નિર્ણય કરી કોણ મરે. ભારત. ૮

શાંતિસાગરિયા એમ માને, સાધુ કોઇક હાલ,
દૃષ્ટિમાંહી કોઇકિ આવે, પક્ષે બન્યા બેહાલ;
રાયચંદિયા રાગે રે, પક્ષ ગ્રહી ગુરૂ ધરે. ભારત. ૯

હુકુમ મુનિયા આતમજ્ઞાને, માને છે નિજ મુક્તિ,
મૂર્ત્તિ ઉત્થાપે છે ઢુંઢક, કરી ઘણી કુયુક્તિ;
દિગંબરી મત તાણે રે, ઐક્ય થાય કેમ કરે. ભારત. ૧૦

આત્માર્થી છે કેઇક જૈનો, કરે મધ્યસ્થ વિચાર,
ગચ્છભેદ પક્ષોનો અન્ત જ, કદિ ન આવે પાર;
બુદ્ધિસાગર સાચું રે સ્યાદ્વાદી જાણી ઠરે. ભારત. ૧૧

૧૯૬૯ ભાદ્રપદ વદિ ૧.

## જૈનોએ ઘણું ખોયું.

રાગ ધીરાના પદનો.

જૈનોએ ઘણુ ખોયુ રે, સામા સામી કલેશ કરી,
મનના ઝઘડા માડી રે, શાસનની પડતી કરી,
શ્વેતાબર દિગબર વચ્ચે, મતથી પડિયા ભેદ,
માહોમાહે વઢી પડ્યા બહુ, વધ્યો કુસપને ખેદ,
બન્ને નબળા પડીયા રે, વેદાન્તીયો ફાવ્યા ફરી જૈનોએ૦ ૧
બૌદ્ધો સાથે જૈનાચાર્યો, વઢિયા માડી વાદ,
ચૈત્યવાસીઓ સાથે ઘરમા, વઢવાથી થઈ બાદ,
ભૂપતિયો સમજાવ્યા રે, વેદાન્તીએ યુક્તિ ધરી જૈનોએ૦ ૨
વિક્રમ બાર તણા સૈકામા, પ્રગટ્યા ગચ્છો અનેક,
માહો માહે ખડન મડન, કુસપને અવિવેક,
નાની દૃષ્ટિ ધારી રે, જુદા પડ્યા ભેદે જરી. જૈનોએ૦ ૩
મતભેદે જૈનો થ્યા જુદા, ધરી ન શાસન દાઝ,
એકમેકને નિન્હુવ કહેતા, આવી ન જરીએ લાજ,
જૈનો ઘણા વટલી રે, થયા અન્યધર્મી ફરી જૈનોએ૦ ૪
હેમાચાર્યે જૈન ધર્મનો, કરવાને ઉદ્ધાર,
બહુ પ્રયત્ન કીધો હોંશે, ધન્ય ધન્ય અવતાર,
રાજાઓ જૈની કરવા રે, બાથ ભીડી પ્રેમે ખરી જૈનોએ૦ ૫
શિષ્યોમા કુસપ થવાથી, હાનિ પહોચી કલેશ,
કુમારપાલની પાછળ જૈની રાજા થયો નહિ બેશ,
ભિન્ન ભિન્ન ગચ્છોના રે, સૂરિયો છૂટા થયા જરી જૈનોએ૦ ૬
ભેદોમાથી ભેદો પ્રગટ્યા, પરસ્પર નહીં સાહાય્ય,
વસ્તી ઘટવા માડી ઝાઝી, લીધા ન તાજા ઉપાય,
અધાધુધી ચાલી રે, કુસપે ઉન્નતિને હરી જૈનોએ૦ ૭

દિગંબરો દક્ષિણમાં હાર્યા, ગુમાવ્યા રાજાન,
સંપીને ઉપાય કર્યા વણ, જૈનો વટલ્યા જાણ;
જૈનોની ચાર વર્ણો રે, બદલાઇ ગઇ પરિ. જૈનોએ૦ ૮

હીરવિજયસૂરિના સમયે, ગચ્છકલેશ વિપવાદ,
ખરતર તપાગચ્છમાં ઝઘડા, વધીયો પછીથી પ્રમાદ;
વૈષ્ણવ થયા જૈનો રે, વલ્લભના વખતે ફરી. જૈનોએ૦ ૯

ગુજરાતમાંહી વૈષ્ણવ લોકો, વર્તે છે જે હાલ,
પૂર્વે તેના વંશજ જૈનો, ટુંક દૃષ્ટિથી બેહાલ;
દશાએ પહોંચ્યા જૈનો રે, ચક્ષુમાં અશ્રુ જાય ઉભરી. જૈનોએ૦ ૧૦

અન્યવિષે તો દૃષ્ટિ ન દીધી, મત પ્રગટાવ્યા માંહી,
ઢુંઢક પ્રગટયા સોળમા સૈકે, પક્ષ પડયા બે આંહી;
તેરા વિશાપંથી રે, દિગંબર ભેદ ભરી. જૈનોએ૦ ૧૧

ચોથ અને પાંચમ મતભેદો, ત્રણ થોયને ચાર,
ઢુંઢકમાં તેરાપંથી થ્યા, ચર્ચા કજીઆ અપાર;
વ્યાખ્યાને મુહપત્તિ રે, બાંધે નહીં બાંધે વળી. જૈનોએ૦ ૧૨

ચર્ચા મર્ચા કરચા વધતી, થાતા કલેશ વિવાદ,
તેર લાખની સઘળી વસ્તિ, જૈનોની છે હયાત;
ચાલીશ ક્રોડ જૈનો રે, પૂર્વે હતા જુઓ જરી. જૈનોએ. ૧૩

અંધો હોળી ખેલે ઘરમાં, ઘટતો એવો ન્યાય,
સાધુ સૂરિયો સંપ કરીને, કરે ન પૂર્ણ ઉપાય;
હવે જો નહીં ચેતે રે, અવદશા થાશે ઘણી. જૈનોએ૦ ૧૪

સર્વ પક્ષના સંઘો મળીને, કરશે ઉદય વિચાર,
તો જૈનો દુનિયામાં ટકશે, સંપે જયજયકાર;
જાગોને હવે જૈનો રે, વિચારો સૌ ભેગા મળી. જૈનોએ૦ ૧૫

મળતા જે જે વિષયો આવે, તેમાં રહેવું સાથ,
કલેશોદીરણા નવી ન કરવી, ભરવી ઉદયમાં બાથ;
સુણાવ્યું સાચું લાગ્યું રે, કહું વિનયે કરગરી. જૈનોએ૦ ૧૬

સમય જ્ઞાનને વિશાલ દૃષ્ટિ, ધર્મજ્ઞાન વિસ્તાર,
ગુરૂકુળ જૈનોમા થાતા, ઉદય પુનરૂદ્ધાર,
બુદ્ધિસાગર જૈનો રે, લેશો લાભ જન્મ ધરી       જૈનોએ૦ ૧૭

સ ૧૯૬૯ ભાદ્રપદ વદિ ૩

---

## मधुरी मोरली.

કવ્વાલિ.

સ્વર્ગેમા સ્વર ઉઠે ઝાઝા, રહે છે વાદ્યની માઝા,
કરે એક તાનમા મનડુ, મધુરી મોરલી વાગે      ૧
ધુણાવે શીર્ષ જ્ઞાનીનુ, કરે છે વ્યક્ત જે છાનુ,
પ્રણય ગભીરતા લ્હાણુ, મધુરી મોરલી વાગે      ૨
જગતનુ ભાન ભુલાવે, અલૌકિક ઉઘમા છાવે,
સકર્ણ ચિત્ત લલચાવે, મધુરી મોરલી વાગે      ૩
કરે આનન્દની ઝાખી, નચાવે પ્રેમના તાને,
નચાવે ધર્મના ભાને, મધુરી મોરલી વાગે      ૪
કરે છે ચિત્ર મૂર્તિવત્, કરાવે સ્થૈર્ય મનમાહી,
વશીકરણી હૃદય હરણી, મધુરી મોરલી વાગે      ૫
હૃદય વ્હાલી પ્રભાગારી, હૃદય જીવન હૃદય મૂર્તિ,
પ્રભુથી ઐક્ય કરનારી, મધુરી મોરલી વાગે      ૬
પરમ રસમા ઝીલવનારી, ખરા ખેલો ભજવનારી,
રીઝવનારી સદા રગે, મધુરી મોરલી વાગે      ૭
કરે વશમા સદા ભોગી, કરે વશમા સદા યોગી,
મરણ ભીતિ ભુલવનારી, મધુરી મોરલી વાગે      ૮
કરે લદગદ સદાનન્દે, હૃદયમા જાગતી જ્યોતિ,
બુદ્ધયબ્ધિ દિલની દેવી, મધુરી મોરલી વાગે      ૯

સ ૧૯ ૯ ભાદ્રપદ વદિ ૪

---

## अमारो ए सुधारो छे

વૃતોમાં પ્રેમને ધરવો, સદાચારો સદા ધરવા;
ખરૂં જૂનું ખરૂં સોનું, અમારો એ સુધારો છે. ૧
યથા કહેણી તથા રહેણી, અસલ સિદ્ધાન્ત જાળવવાં;
સદા શાસનતણી સેવા, અમારો એ સુધારો છે. ૨
સુધારા નામથી થાતા, કુધારા તે પરિહરવા;
થતી નાસ્તિકતા હરવી, અમારો એ સુધારો છે. ૩
જમાનો જાણીને જે જે, સુધારા યોગ્ય તે કરવા;
પ્રમાણિકતા ખરી ધરવી, અમારો એ સુધારો છે. ૪
જિનાગમની ખરી રક્ષા, કુતર્કોને હઠાવીને;
અનુકૂળ બોધથી કરવી, અમારો એ સુધારો છે. ૫
સદા આગમ અવિરોધી, દઇ ઉપદેશ જગમાંહી;
જગત્‌ની ઉન્નતિ કરવી, અમારો એ સુધારો છે. ૬
ગુરૂકૂલો વધે તેવા, ઉપાયો નિત્ય આદરવા;
અસલનો ધર્મ જાળવવો, અમારો એ સુધારો છે. ૭
મુનિયો તીર્થની રક્ષા, સદા જૈનોતણી રક્ષા;
ઉપાયોથી જ આદરવી, અમારો એ સુધારો છે. ૮
સમયને માન આપીને, ઉદયમાં આગળે વ્હેવું;
સુસંપી ધર્મ જુસ્સાથી, અમારો એ સુધારો છે. ૯
રીવાજો પડતીના છોડી, રીવાજો ચડતીના પકડી;
ટકાવી ધર્મને વ્હેવું, અમારો એ સુધારો છે. ૧૦
જગતમાં ધર્મ ફેલાવો, સહુયત્નો થકી કરવો;
બુદ્ધયબ્ધિ સન્તની સેવા, અમારો એ સુધારો છે. ૧૧

સં. ૧૯૬૯ ભાદ્રપદ વદિ ૫.

## जोगी थैने जंगलमांही फरशुं.

મન મોહ્યા જગલ કેરી હરણીને એ રાગ

જોગી થૈને જગલમાહી ફરશુ રે,
સોઽહ સોઽહ અલખ ઉચ્ચરશુ રે જોગી. ૧
ચિદાનન્દ મૂર્ત્તિની પૂજા,
ક્ષણુ ક્ષણુવિષે અમે કરશુ રે જોગી. ૨
પહાડો પત્થર નદિયો ગુફા,
નિરૂપાધિપણે સચરશુ રે જોગી ૩
આનન્દ રસની રેલ છેલા,
અવધૂત દશામા વિહરશુ રે જોગી ૪
આતમ તે પરમાતમ સાચો,
અનુભવ ખરો દિલ ધરશુ રે જોગી ૫
અન્તર્યામી તાન લગાવી,
વિકલ્પ સકલ્પને હરશુ રે જોગી ૬
જ્ઞાનધ્યાનમા તન્મય થઈને,
બુદ્ધિસાગર શિવપદ વરશુ રે જોગી ૭

સ ૧૯૬૯ ભાદ્રપદ વદિ ૭

---

## सिंहभान.

રાગ ધીરાના પદનો

શૂરો સિહ થઇને રે, સસલા થકી હાર મા,
પોતાનુ ભક્ષ છોડી રે મુખે તૃણુ ઘાલ મા શૂરો૦
શિયાલિયાથી ભય પામીને, દોટ મૂકી ના નાસ,
જોને ત્હારૂ કુલ તપાસી, બળમા ધર વિશ્વાસ,
બકરાના ટોળા માહી રે, બકરો થૈને ચાલ મા શૂરો૦ ૧
પોતાની ગુફા છોડીને, પિજરમા કા પેસ,

આસનગતિ પોતાની છંડી, બ્હીકણુ થૈને ના બેસ;
સિંહણની સંગ છોડી રે, બકરીની સંગે મ્હાલમા. શૂરે૦ ૨
સિંહનાદ પોતાનો છંડી, ખર પેઠે મા ભૂક,
રાસભની સંગે થઇ રેંલો, ફાળ પોતાની મા ચૂક;
ગિરિની ગુફા છંડી રે, ખાડામાં રહેવા ચાલ મા. શૂરે૦ ૩
જંગલ ઝાડીમાં રહેઠાણુ જ, છે ત્હારૂં સુખકાર,
પ્રાણુ જતાં પણુ સ્થાનક તજ ના, શોભા નિજ સ્થાનક સાર;
સમજીને વનના રાજા રે, રાજ્યપણું હાર મા. શૂરે૦ ૪
ટેક નેક પોતાની જાણી, શૂરાતન સંભાળ,
પોતાની શોભા તે માંહી, મનમાં કરી લે ખ્યાલ;
બુદ્ધિસાગર બોધે રે, સાચું ક્ષણુ વિસાર મા. શૂરે૦ ૫

સં. ૧૯૬૯ ભાદ્રપદ વદિ ૮.

---

## हजी हाथथकी बाजी गइ नथी.

મન મોહ્યું જંગલ કેરી હરણીને એ રાગ.

હજી હાથથી ગઇ નથી બાજી રે, આવ ઠેકાણે મનમાંહી લાજી રે. હજી૦
સિંહ તજી ભોજન પોતાનું, કદિ ખાય નહિ તે ભાજી રે. હજી૦ ૧
મોતિચારો હંસ તજીને, કાંકર ખાઇ થાય ન પાજી રે. હજી૦ ૨
વારિ ત્યજતાં મીનની શોભા, જગમાંહિ કદિ ના છાજી રે. હજી૦ ૩
સૂર્ય ઉગતાં શશીની શોભા, ફીકી પડે શોભે ના ગાજી રે. હજી૦ ૪
ઘરબાળથી ઘરની શોભા, ઘર શૂન્યે બોલાતી હરાજી રે. હજી૦ ૫
મર્યાદા પોતાની ત્યજતાં, પયોનિધિ ગણાતોજ પાજી રે. હજી૦ ૬
બુદ્ધિસાગર ચેતાવે છે, વિભુ પ્રભુ હૃદયગત માજી રે. હજી૦ ૭

સં. ૧૯૬૯ ભાદ્રપદ વદિ ૯

---

## ગુણદૃષ્ટિથી ગુરુની પ્રાપ્તિ.

ગુણદૃષ્ટિ થયાથી ગુરૂ મળશે રે, સૌ મનના મનોરથ ફળશે રે ગુણ૦
અંધો નહીં દેખે હીરાને, પગમાહી હીરા જો રઝળશે રે ગુણ૦ ૧
શોધી શોધી દુનિયા શોધો, દોષદૃષ્ટિથી ગુરૂ નહીં મળશે રે. ગુણ૦ ૨
કરો પરીક્ષા ભલે હજારો, દોષદૃષ્ટિએ કાળુ કંઇ જડશે રે ગુણ૦ ૩
દૃષ્ટિ રાગ ત્યા દોષ ન સુઝે, રાગ ના ત્યા દોષો તો નીકળશે રે ગુણ૦ ૪
દોષદૃષ્ટિથી ધોળુ કાળુ, વીતરાગ ગુણી ના ઠરશે રે ગુણ૦ ૫
રગાયુ જેનુ જ્યા મનડુ, તેને સર્વે સાચુ ત્યાજ પડશે રે ગુણ૦ ૬
ગુણદૃષ્ટિથી જગત્ ગુરૂ સહુ, દોષ દૃષ્ટિથી જગત્મા રઝળશે રે ગુણ૦ ૭
શુદ્ધ પ્રેમવણ ગુણદૃષ્ટિ નહીં, જ્ઞાન વિના ન પ્રેમ જ મળશે રે ગુણ૦ ૮
બુદ્ધિસાગર સાચી શિક્ષા, જ્ઞાની સજ્જન ચિત્ત ઉતરશે રે ગુણ૦ ૯

સં ૧૯૬૯ ભાદ્રપદ વદિ ૯

---

## સાચો જૈન.

સમાવે દિલમા દુનિયા રે, સાચો જૈન તેહ કહ્યો,
જ્ઞાનીઓના મનમા રે, અનુભવ એહ રહ્યો,
સર્વ નયોની સાપેક્ષાએ, ટાળે છે એકાન્ત,
સર્વ ધર્મના ભેદ સમાવે, જુવે સાચુ ભલી ભાત,
મતવાદિયો લડતા રે, મધ્યસ્થ ત્યા તો થઇ રહ્યો સમાવે૦ ૧
મિથ્યાત્વી ગ્રન્થોને વાચે, નય સાપેક્ષે સર્વ,
સમકિત ભાવે પરિણમાવી, ધરે નહીં મન ગર્વ,
સ્યાદ્વાદભાવે દુનિયા રે, દેખીને મન ગહુગહ્યો સમાવે૦ ૨
વાદીયો જ્યા ક્લેશ કરે બહુ, ત્યા મનમા આનન્દ,
સાપેક્ષાએ સઘળુ સાચુ, રહે ન જ્ઞાને ફન્દ,
સૌમા સાચુ દેખે રે, આનન્દ શુદ્ધ ચિત્ત લહ્યો સમાવે૦ ૩
વીરપ્રભુના વચનોમાહી, નહીં છે ભેદભેદ,

સાપેક્ષાએ ભેદ પડે નહીં, અજ્ઞાની મન ખેદ;
ઉત્સર્ગો અપવાદો રે, જાણી સત્ય જ્ઞાની થયો. સમાવે૦ ૪

દ્રવ્ય ક્ષેત્ર કાલાદિક જાણે, જાણે દ્રવ્ય વિચાર,
ગુણપર્યાય જગત્ સૌ જાણે, નિક્ષેપ ભંગાધિકાર;
બુદ્ધિસાગર બોધે રે, ઉદારભાવ ચિત્ત વહ્યો. સમાવે૦ ૫

સં. ૧૯૬૯ ભાદ્રપદ વદિ ૧૦

---

## મહાવીર સ્તવન

મહાવીર તુજ પ્રેમદશા કંઇ ન્યારી,
મરી જીવ્યો બીજીવારી; મહાવીર.

તુજ ઉપર જઉંછું સહુવારી, ખેંચાતું દિલ તુજપર ભારી;
મૂક્યું અન્ય વિસારી,
સ્વાર્પણ સર્વે તુજને કીધું પ્રેમાનન્ય વિચારી. મહાવીર. ૧

શુદ્ધોપયોગની આરતિ કરૂં હું, મુજ જીવનમાં પ્રેમ ભરૂં હું,
મંગલ દીપ ભાવ ધારી;
શુદ્ધ ચારિત્ર નૈવેદ્ય ધરૂં છું,
હર્ષનો ઘંટ વગાડી. મહાવીર. ૨

યાંચા કરૂં ના કંઇ તલભારી, પ્રિય તું એક મનમાં ધારી,
ઇચ્છું ન અન્ય મોહારિ;
ભવ મુક્તિ સમ ભાવે લાગે,
લાગી ખરી તુજ યારી. મહાવીર. ૩

હું તું એક રૂપ નિર્ધારી, અદ્વૈતભાવ થયો સુખકારી,
શુદ્ધ પ્રેમ એક તારી;
જ્યોતિજ્યોત મિલાવી સારી,
ભેદપણું ન લગારી. મહાવીર. ૪

દ્રવ્ય ગુણુ પર્યાય વિચારી, અનુભવ ગમ્ય થયો ગુણકારી,
અવગટ ઘટની બારી,
બુદ્ધિસાગર અલખ નિરંજન, જ્ઞાનાનન્દ વિહારી. મહાવીર ૫
સં ૧૯૬૯ ભાદ્રપદ વદિ ૧૧

---

## करे शंङ्का अरे शानी.

હૃદય ત્હારૂં કથે છે જે, હૃદય મ્હારૂં કથે છે તે,
હૃદય પુરૂં ગ્રહ્યાવણ તું, કરે શંકા અરે શાની ૧
પડે ના માન્યતાઓમાં, ખરેખર ભેદના ભડકા,
પરીક્ષા પૂર્ણ ના કરતાં, કરે શંકા અરે શાની ૨
ગયો વ્હેમાઇ જેથી જ્યાં, નથી તે ત્યાં સમજ સાચું,
પરીક્ષકની પરીક્ષામાં, કરે શંકા અરે શાની. ૩
દવા ના વ્હેમની ક્યાંએ, ગમે તે માન મનમાન્યું,
ખુલાસો દિલ કીધાવણ, કરે શંકા અરે શાની ૪
ધરી જેથી અરે શંકા, થયું તેમાં વિચાર્યું કંઇ,
ખરી ત્યાં વાત છે જુદી, કરે શંકા અરે શાની ૫
સ્વયં જેવો તથા બીજો, ગણે વૃત્તિ અનુસારે,
અહો એ વૃત્તિના પડદા, કરે શંકા અરે શાની ૬
હૃદય પામે વસ્યા વણ બહુ, પરીક્ષા ના થતી પૂરી,
ઉપરટપકે જરામાંહી, કરે શંકા અરે શાની ૭
સુણ્યું દીઠું પડે જુઠું, ખરેખર આશયો જાણે,
કરેછે ભૂલ આશયમાં, કરે શંકા અરે શાની ૮
ભૂલે છે આશયે દુનિયા, અભિપ્રાયો ઘડે ઉંધા,
ખુલાસો કર હૃદયનો મો, કરે શંકા અરે શાની ૯
ગુરૂનું જ્ઞાન જો લેશે, તદા સાચી સમજ પડશે,
હજી તું ના જઇશ ભડકી, કરે શંકા અરે શાની ૧૦

પ્રભુના જ્ઞાનની જ્યોતે, ખરૂં તું દેખતો થાશે;
બુદ્ધ્યબ્ધિ સદ્ગુરૂ સંગે, ટળે મિથ્યાત્વની શંકા. ૧૧

સં. ૧૯૬૯ ભાદ્રવદિ ૧૨

## इच्छानी पूजारी दुनिया.

કનરો.

ઇચ્છાની દુનિયા પૂજારી, જોયું જગત્‌માં ધારી ધારી;
ઇચ્છિ સહુને કરગરનારી, રાજા રંકને ઇચ્છા ભારી. ઇચ્છાની. ૧
ઇચ્છા નર ને ઇચ્છા નારી, જ્ઞાનીને ઇચ્છા ઠગનારી. ઇચ્છાની. ૨
ઇચ્છા નાટક ઇચ્છા યારી, ઇચ્છા માયા મહા ધૂતારી. ઇચ્છાની. ૩
ઇચ્છા દુઃખડાં ઇચ્છા પ્યારી, સૌની તેથી થાય ખુવારી. ઇચ્છાની. ૪
ઇચ્છા રૂપ ઘણાં કરનારી, સૂક્ષ્મપણે જગમાં ફરનારી. ઇચ્છાની. ૫
ઇચ્છા મીઠી ઇચ્છા ખારી, નાનાભવ ઇચ્છા કરનારી. ઇચ્છાની. ૬
ઇચ્છાની ખાડી ભયકારી, પડિયા તેની ન આવે પારી. ઇચ્છાની. ૭
ઇચ્છાની જગમાં મહા મારી, સાપેક્ષાએ સારી નઠારી. ઇચ્છાની. ૮
બુદ્ધિસાગર સંવર ધારી, જયવંતા મુનિવર અનગારી. ઇચ્છાની. ૯

## मांकणनो उपद्रव.

દોહા.

માંકણ કરડ્યા રાતમાં. ઉંઘ ન આવી લગાર;
પ્રભુ ભજનમાં રાત ગઇ, અન્તરૂ શાન્તિ મઝાર. ૧
માંકણના ચટકા સહ્યા, એમાં કાંઇ ન સાર;
મોહતણા ચટકા ઘણા, દુઃખદાઇ નિર્ધાર. ૨
કરડી માંકડ સાનથી, સમજાવે છે એમ;
મોહ જુવે છે દાવને, ઉંઘે છે તું કેમ. ૩

માકડ કરડી બોલતો, સાધુ નિદ્રા ત્યાગ,
અવસર આવ્યો જાય છે, ઉપયોગે તુ જાગ. ૪
જગાડતો કરડી ઘણુ, માકડ ધરી ઉપકાર,
બુદ્ધિસાગર ચેત તુ, ઉપયોગે સુખકાર ૫

સ ૧૯૬૯ ભાદ્રપદ વદિ ૧૩

## પ્રેમપ્યાલો

ધર્યો તવ હસ્તમા પ્યાલો, ભરેલો પ્રેમથી પૂરો,
સદા આનન્દ લેવાને, પિઇજા પ્રેમનો પ્યાલો ૧
મરીને જીવવુ બીજુ, નથી જ્યા દુ ખનુ સ્વપ્નુ,
સદાનુ ઐકય કરનારો, પિઇજા પ્રેમનો પ્યાલો ૨
ખુમારી બહુ ચઢી જાતા, ઉલટ આખે જ દેખાતુ,
સમાધિ ઘેન ઘેરાતુ, પિઇજા પ્રેમનો પ્યાલો ૩
ખરી શ્રદ્ધા ખરી ભકિત, હૃદયને શુદ્ધ કરનારો,
અહ મારૂ ભુલવનારો, પિઇજા પ્રેમનો પ્યાલો ૪
નથી જ્યા મૃત્યુની પરવા, જગત્ ભાન જ ભુલવનારો,
ખરૂ અદ્વૈત કરનારો, પિઇજા પ્રેમનો પ્યાલો ૫
અધિકારે સમર્પાયો, મળે છે આત્મજ્ઞાનીને,
થઇ નિ શ ક વિશ્વાસી, પિઇજા પ્રેમનો પ્યાલો ૬
રગોરગમા ખુમારીથી, સમાધિ સુખ દેનારો,
પ્રભુરૂપે જગત્ જોવા, પિઇજા પ્રેમનો પ્યાલો ૭
નથી એ પ ચભૂતોનો, ઉપજતો આત્મમાથી એ,
જીવોપર એ થતો સ્હેજે, પિઇજા પ્રેમનો પ્યાલો ૮
પરાસ્ફુરણા વિષે સાથી, અમરતા જીવવામા દે,
બુદ્ધયબ્ધિ ભાવ લાવીને, પિઇજા પ્રેમનો પ્યાલો ૯

સ ૧૯૬૯ ભાદ્રપદ વદિ ૧૪

## करी स्वार्पण लहो मुक्ति.

કવ્વાલિ.

અહંવૃત્તિ થકી દુઃખો, અહંવૃત્તિ ટળે મુક્તિ;
ગુરૂના પાદમાં પ્રેમે, કરી સ્વાર્પણ લહો મુક્તિ. ૧
સમર્પણ સર્વ કરવાથી, હૃદયના ભાવને જ્ઞાને;
થઇને સાક્ષી વસ્તુનો, કરી સ્વાર્પણ લહો મુક્તિ. ૨
થતો એ ત્યાગ અંતરથી, અહંતા વણ થતાં કાર્યો;
નથી બંધન ક્રિયા યોગે, કરી સ્વાર્પણ લહો મુક્તિ. ૩
અહંવૃત્તિ વિના ફરવું, અહંવૃત્તિ વિના કરવું;
રહસ્ય જ્ઞાનીઓ જાણે, કરી સ્વાર્પણ લહો મુક્તિ. ૪
વિના સ્વાર્પણ નથી શાન્તિ, વિદેહી ભાન ના મળતું;
વિચારી ચિત્તમાં એવું, કરી સ્વાર્પણ લહો મુક્તિ. ૫
કર્યું સ્વાર્પણ અરે જેણે, થયો અન્તરૂથકી યોગી;
થતા ના રાગ ને રોષો, કરી સ્વાર્પણ લહો મુક્તિ. ૬
નહીં બંધાય કર્મે એ, રહે કર્મોવિષે ત્હોયે;
હૃદય મમતા ઉતારીને, કરી સ્વાર્પણ લહો મુક્તિ. ૭
અહો એ યોગ છે મોટો, મહા તપ એ સકલમાં છે;
સદાનો લય અહો એ છે, કરી સ્વાર્પણ લહો મુક્તિ. ૮
બને એ જ્ઞાનના યોગે, ગુરૂભક્તિથકી ભાવે,
ઘણા ભવનાજ સંસ્કારે, કરી સ્વાર્પણ લહો મુક્તિ. ૯
કરી સ્વાર્પણ કરો જે જે, નથી તેમાં થતું હું તું;
નથી મમતા વપુ મનની, કરી સ્વાર્પણ લહો મુક્તિ. ૧૦
પ્રભુને તુર્ત મળવાને, અહો એ માર્ગ છે મોટો;
બુદ્ધચબ્ધિ સદ્દગુરૂ ચરણે, કરી સ્વાર્પણ લહો મુક્તિ. ૧૨

સં. ૧૯૬૯ ભાદ્રપદ વદિ ૦))

## प्रसादी पात्र थावा लें.

હૃદયમા પ્રેમ લાવીને, પુરે પુરી ધરી શ્રદ્ધા,
થઇને હર્ષથી પૂરો, પ્રસાદી પાત્ર થાવા લે ૧
અન્યચિત્ત કરવાને, વિદેહી જ્ઞાન ધરવાને,
અખંડાનન્દ લેવાને, પ્રસાદી પાત્ર થાવા લે ૨
અલખની ધૂનમા રહેવા, અલખની જ્યોતમા ભળવા,
અનન્તાનન્દમા રહેવા, પ્રસાદી પાત્ર થાવા લે ૩
અલખની મસ્તીમા રહેવા, સહુ દુ ખો પરિહરવા,
મુજાવર મોઝનો પ્યારો. પ્રસાદી પાત્ર થાવા લે ૪
અલખ આશુક થવા માટે, અલખ માશુક મળવાને,
હૃદય સૃષ્ટિ વિચરવાને, પ્રસાદી પાત્ર થાવા લે. ૫
સદાની મોજમા રહેવા, રસીલો વિશ્વનો થાવા
અભેદી ભાવવાળી આ, પ્રસાદી પાત્ર થાવા લે ૬
પ્રભુ મહાવીરના પન્થે, ખરૂ આ બીજ જ્યોતિનુ,
બુદ્ધચબ્ધિ ધર્મશિક્ષાની, પ્રસાદી પાત્ર થાવા લે ૭

સ ૧૯૬૯ આશ્વિન શુદિ ૧

---

## ज्ञानी हारी नहिना.

જ્ઞાની જા ના હારી દુ ખમા, જ્ઞાની જા ના હારી,
દુ ખ કસોટી સારી જ્ઞાની, દુ ખમા જા ના હારી,
દુ ખવિના સુખની ન મહત્તા, ધીરજ ઉપજે સારી,
બાહોશી મળતી દુ ખ પડતા, પકવજ્ઞાન નિર્ધારી જ્ઞાની ૧
દૈવરૂપ પ્રભુની ઇચ્છાથી, વિપત્તિ અણુધારી,
આવે છે કઇ સારા માટે, દિલમાંચો એ વિચારી જ્ઞાની ૨
દુ ખની પાછળ સુખ રહ્યુ છે, તાપ વૃષ્ટિ ગુણકારી,
સમના ભાવે સર્વે સહેવુ, દિલગીરી સહુવારી જ્ઞાની ૩

થાય પીલાતો વાળો લાંબો, સુજે સુખની બારી;
ગુણકારોના દુઃખ શિર પડિયાં, ઉત્સવ સમમન ધારી. જ્ઞાની. ૪
સુખદુઃખમાં સમભાવે રહેવું, ઉપયોગી થૈ ભારી;
ભ્રાન્તિ સમ આ દુનિયા માની, કરવી પ્રભુની યારી. જ્ઞાની. ૫
ભૂલીજા દુનિયાનું સ્વપ્નું, હું તું ભાવ વિસારી;
નામ રૂપની વૃત્તિ ટળતાં, આનન્દઘન જયકારી. જ્ઞાની. ૬
ભૂલી જા દુનિયાના ખેલો, આત્મધ્યાનને ધારી;
બુદ્ધિસાગર અલખ નિરંજન, નિત્યાનન્દવિહારી. જ્ઞાની. ૭

સં. ૧૯૬૯ આશ્વન શુદિ ૩.

---

## શુદ્ધ પ્રેમની મહત્તા.

પ્રેમી ચીજ કંઇ ન્યારી પ્રભુજી પ્રેમી ચીજ કંઈ ન્યારી;
પ્રેમીની બલિહારી..................................પ્રભુજી૦
ટેક નેક વસે તુજ પ્રેમે, ભેદ ભાવ હરનારી;
પ્રેમ ચીજ માગી ના મળતી, કિમ્મત ના થાનારી. પ્રભુજી૦ ૧
નામ રૂપની પ્રીતિ જૂઠી, ક્ષણનાશીને વિકારી;
અઠ્ઠીમિંજ પ્રેમ જ કંઇ ન્યારો, ચિન્તામણિથી ભારી. પ્રભુજી૦ ૨
ચોલ મજીઠ સમી છે પ્રીતિ, વિરલા તેના ધારી;
પ્રેમ વિકારે દુનિયા સુંજી, કરતી મારામારી. પ્રભુજી૦ ૩
પ્રભુ પ્રેમથી ઘવરાણા જે, ભક્ત થયા નિર્ધારી;
સેવા ભક્તિ પામ્યા સાચી, તરી ગયા ભવપારી. પ્રભુજી૦ ૪
શૉરના સાટે પ્રેમ નીપજતો, અન્તર્ત્યાગ વિચારી;
પ્રાણહોમથી પ્રેમ પરીક્ષા, ભીતિ જ્યાં ન લગારી. પ્રભુજી૦ ૫
ક્રોધ માન ને દંભની સાથે, પ્રેમ રહે ન જરારી;
ચિત્ત ન દ્રોહી હોય જરાયે, ઈર્ષ્યા ના તલભારી. પ્રભુજી૦ ૬
આશા સ્વાર્થનું જ્યાં ના સ્વપ્નું, ચાડી ચુગલી ન ચારી;
નિન્દાનો તો ગંધ નહીં જ્યાં, પ્રેમજ ત્યાં સંચારી. પ્રભુજી ૭

હિંસાનો સંકલ્પ ન પ્રગટે, ગુણપર્યાય વિચારી,
લગની લાગે અનુભવ જાગે, આનન્દ રસ ગુણકારી. પ્રભુજી ૮
ઝળહળ જ્યોતિ જાગે ઘટમા, એકતાનતા ધારી,
બુદ્ધિસાગર શુદ્ધપ્રેમથી, અજરામર જયકારી પ્રભુજી૦ ૯

સ ૧૯૬૯ આશ્વિન શુદિ ૪

---

## प्रभुविरह दशा

વિરહ ખમાતો ન ત્હારો, પ્રભુ મ્હારા વિરહ ખમાતો ન ત્હારો,
કેમ જશે જન્મારો પ્રભુ
ક્ષણુ ક્ષણુમાહી તુહિ તુહિ તુહિ, લાગે વિરહ તમારો,
શામાટે કકળાવો વ્હાલા, સહેવાતો ન ધખારો પ્રભુ ૧
તવ મૂર્ત્તિમા મુજ મન લાગ્યુ, પ્રગટ્યો પ્રેમ પ્રચારો,
ક્ષણુ કોટિ વર્ષો સમ વીતે, જાણે હૃદય વિચારો પ્રભુ ૨
આખ કાનને હૃદયવિષે તુ, જીભવિષે રહેનારો,
રોમરોમ વસીયો પ્રીતમ તુ, સર્વપ્રાણુથી પ્યારો પ્રભુ ૩
તુજ વિરહે મૂર્છા મન પ્રગટે, તેમા તુ વસનારો,
પ્રેમ દશા પ્રગટી શી આવી, આવે નહીં કઇ આરો પ્રભુ ૪
અન્તર્ગતનુ સઘળુ જાણે, ગીળવ ના રહી ન્યારો,
હજરાહજુર થઇ મુજ વ્હાલમ, દુ ખથકી ઉગારો પ્રભુ ૫
શ્વાસવિષે શતવાર સ્મરૂ છુ, શુ શુ માગુ મઝિયારો,
માગુ હુ તે પોતે તુ છે, બીજો નહીં આધારો પ્રભુ ૬
પ્રગટ થઇ દર્શન દેઇને, દિલમા કર ઉજિયારો,
બુદ્ધિસાગર અન્તર્યામી, વિનતડી અવધારો પ્રભુ ૭

સ ૧૯૬૯ આશ્વિન શુદિ ૫

---

## વિજ્ઞપ્તિ.

વિનતિ છે અમારી, સ્વધર્મી બંધુઓ વિનતિ મારી;
લેશો ઉરમાં ઉતારી.......................................સ્વધર્મી૦

એક રૂપ થઇ ભેગા રહેવું, પ્રીતિ શુદ્ધ વધારી;
ભેદ ભાવ સહુ ભૂલી જાવા, ધર્મસગાઇ વિચારી. સ્વધર્મી૦ ૧
ધર્મ સનાતન રક્ષણ કરવા, ફેલાવા નિર્ધારી;
સર્વ સ્વાર્પણ કરીએ જ્ઞાને, વીર વીર ઉચ્ચારી. સ્વધર્મી૦ ૨
સ્વાર્થ ભેદની મારા મારી, તે સહુ દૂર નિવારી;
ભેગા થઇને હિત ચિંતવીએ, કર્મયોગી થૈ ભારી. સ્વધર્મી૦ ૩
ધર્મવૃદ્ધિની સર્વ યોજના, પૂર્ણાચારે ઉતારી;
સઘળી દુનિયા જાગ્રત્ કરીએ, ઉપદેશે જયકારી. સ્વધર્મી૦ ૪
ભલે પધારો ધર્મબંધુઓ, ધર્મસ્નેહ ધરી ચારી;
ધર્મસંપમાં વિઘ્ન ન નાંખો, જ્ઞાને ધરી હુશિયારી. સ્વધર્મી૦ ૫
શાસનદેવો સાહાય્ય કરો સહુ, ઇચ્છા એવી હમારી;
જૈન ધર્મનો જય થાવામાં, દેશો બુદ્ધિ સુધારી. સ્વધર્મી૦ ૬
શ્રદ્ધા સાચી દિલમાં ધારી, થઇએ ધર્મ વિહારી;
બુદ્ધિસાગર સંઘ ચતુર્વિધ, સેવા સુખની ક્યારી. સ્વધર્મી૦ ૭

સં. ૧૯૬૯ આશ્વિન શુદિ ૬.

---

## શ્રી વીરપ્રભુ સ્તવન.

નિશાની કહા બતાવું રે—એ રાગ.

પ્રભુ કેવી રીતે ધ્યાવું રે, નિત્ય નિરંજન રૂપ. પ્રભુ.
શબ્દથકી ધ્યાવું તને રે, તું નહીં શબ્દ સ્વરૂપ;
રૂપી શબ્દ અરૂપી તુંહિ રે, શબ્દથી ન્યારૂં રૂપ. પ્રભુ. ૧

ચર્મચક્ષુથી દેખતા રે, વસ્તુરૂપી નિરખાય,
ઇન્દ્રિયાતીત તુ કહ્યો રે, જાણ્યો ન ઇન્દ્રિયે જાય પ્રભુ ૨
ચચળ મન અસ્થિર છે રે, અસ્થિરમા સ્થિર ના ભાસ,
રાગદ્વેષથી ધ્યાવતા રે, થાય ન શુદ્ધ પ્રકાશ પ્રભુ ૩
દર્પણ સમ મુજ ચિત્તમા રે, વ્યાપક કયાથી માય,
તુજ સ્વરૂપ થયા વિના રે, અનુભવ ધ્યાને ન થાય. પ્રભુ. ૪
જિનરૂપ થઇજિન ધ્યાવતા રે, ધ્યાવવુ ત્હારૂ થાય,
વીરપ્રભુ દિલ ધ્યાવતા રે, બુદ્ધિસાગર સુખ પાય પ્રભુ ૫

સ ૧૯૬૯ આશ્વિન શુદિ ૭

---

## विजयवाद्य

વિજયના વાદ્ય વાગે છે, ઉઠી સહુ લોક જાગે છે,
ગુરૂને પાયે લાગીને, વિજયની શિખ માગે છે ૧

હૃદયનુ અબ્જ ખીલે છે, અખડાનન્દ ઝીલે છે,
ઉગી ભાનુ તિમિરદળને, ગુહામા ખુબ પીલે છે ૨

પ્રતિજ્ઞા કાર્યની થાતી, અશક્તિ દૂર સહુ જાતી,
જગતની ઉન્નતિ વેળા, ખરેખર આજથી થાતી ૩

અમારા આત્મની સાચી, સમુત્ક્રાન્તિ થતી આજે,
વિચારો સાખ પૂરીને, ગગનગઢમા ચઢી ગાજે ૪

વિજય વૃદ્ધિ સદા થાતી, અમારી ભાવના સ્ફુરે,
બુદ્ધયબ્ધિ મગલો પામે, વિજેતામા રહી પૂરે ૫

સ ૧૯૬૯ આશ્વિન સુદિ ૧૦

---

## કયા ધર્મનો ફેલાવો થશે.

વધશે તે ધર્મ જગમાં રે, જાણો મન નરનારી;
સાચી શ્રદ્ધા ભક્તિ રે, થશે સહુ ઉપકારી. વધશે.
ધર્મગુરૂઓ સહુ સંપીલા, સમજે સમય સુજાણ,
આચારો પરવડતા કહેતા, ખંતીલા ગુણ ગાન;
સમયને માન આપી રે, ઘટતી કરે ફેરફારી. વધશે. ૧
સર્વ દેશમાં સર્વ જાતમાં, યથાશક્તિ અનુસાર,
ધર્મ કર્મમાં જનને પ્રેરે, સર્વવાતે હોંશિયાર;
ધર્મને ફેલાવા રે, કરે યોજનાઓ સારી. વધશે. ૨
કળા બાજને ગંભીરમનના, જ્ઞાની ગુરૂઓ હોય;
વક્તા ત્યાગી ને વૈરાગી, ધર્મ વધે તે જોય;
પ્રભુ પેઠે જ્યાં ભક્તિ રે, ધર્મીઓની થતી ભારી. વધશે. ૩
સ્વધર્મીને સાહાય્ય મળે ને, સ્વધર્મી બહુમાન,
સાનુકૂળ સહુ ધર્મ કાયદા, જગઉપકારી જ્ઞાન;
તત્ત્વો તે જેમાં એવાં રે, સરખા સહુ સંસારી. વધશે. ૪
પ્રાણ સમર્પણ ધર્મી માટે, આજીવિકા સાહાય્ય,
સગવડતા વ્યવહારિક સર્વે, સુખ માટે કરાવાય;
વૃદ્ધિના ઉપાયો રે, તેની નિત્ય તૈયારી. વધશે. ૫
અનેક ભાષામાં ગ્રન્થોના, થશે ઉતારા બેશ,
વક્તાઓ બહુ ધૂન મચવશે, ઉપદેશ દેઈ હમેશ;
જગવૃત્તિ ખેંચાશે રે, સદાચારો થકી ભારી. વધશે. ૬
ભક્તો કરશે ભક્તિ હૃદયથી, દયા દાન નહીં પાર,
વિશાલ દૃષ્ટિ ઉદાર દીલ જ્યાં, ધર્મ ફેલાશે તે વાર;
બુદ્ધિસાગર થાશે રે, સામાજીક બળધારી. વધશે. ૭

સં. ૧૯૬૯ આશ્વિન શુદિ ૧૧.

---

## ॐ खरेखर न्यारो पन्थ हमारो ॐ

ન્યારો પન્થ હમારો, મળે ન તેથી મેળ હમારો ત્હમારો,
દુનિયા થકી બહુ ન્યારો, ખરેખર ન્યારો પન્થ હમારો
જ્યા તમારા હાસ્ય પ્રગટતા, ત્યા હમ શાન્ત વિચારો,
જ્યા તમારી દૃષ્ટિ ન પહોચે, ત્યા હમ નિત્ય વિહારો–ખરેખર ૧
જીહા તમોને ચેન પડે નહીં, ચેન પડે નિર્ધારો,
જીહા તમોને રોવુ જ પડતુ, ત્યા નહીં રોવા આરો ખરેખર ૨
જીહા તમોને શોક ન માવે ત્યા હમ નિશ્ચિત ધારો,
ઉલટા તમારી દૃષ્ટિથકી અમે, ઉલટા છે આચારો ખરેખર ૩
સારૂ ખોટુ જે કર્યું તમોએ, હા વા નહીં ત્યા નકારો,
તમો નથી અધિકારી એ વાતે, વાદે આવે નહીં પારો ખરેખર ૪
અન્તર્દૃષ્ટિથી ભિન્ન માર્ગ ત્યા, મળે ન બાહ્યાચારો,
રાત દિવસનો ફેર રહે છે, ટાળ્યો ન દૂર થનારો ખરેખર ૫
દુનિયા પ્રવાહે યથામતિએ, પ્રગટ્યો વિવેક તમારો,
એ રે વિવેક હવે ચિત્ત ન ગમતો, સ્વપ્ન પેઠે મ મારો. ખરેખર ૬
વાતો અમારી તમારી છે જુદી, સમજો જગતના યારો,
બુદ્ધિસાગર પરમાનન્દે, મેળ તમારો અમારો ખરેખર ૭

સ ૧૯૬૯ આશ્વિન શુદિ ૧૦

---

## ॐ साथे वहेनारा साथीओ. ॐ

સાથીઓ કેઇ સાથે ચાલે ધરી પ્યાર,
શ્રદ્ધા ભક્તિને ધરનાર સાથીઓ
ભક્તો બની કેઇ સાથમાં રે, ચાલે બની હુશિયાર,
ભરમાયા ભરમાઇને રે, પાછા પડે નરનાર સાથીઓ ૧
વસમીવાટો આવતા રે, કેઇક તો ગભરાય,

બીકણુ મનના બાપડા રે, મૂઠીવાળી પાછા ધાય. સાથીઓ. ૨
કેક સાથીઓ લોભથી રે, બાહ્યવિષે મુંઝાય;
દુઃખ પડે ડરકુ બની રે, પગે લાગીને પાછા જાય. સાથીઓ. ૩
સ્થૂલ બુદ્ધિના સાથીઓ રે, લોક પ્રવાહે તણાય;
શત્રુઓની ફૂટથી રે, ફુટીને ફુટ સમ થાય. સાથીઓ. ૪
કૃત્રિમ કીર્ત્તિ લાલચુ રે, ધાલશુસણીયા થાય;
ગોળીના ચવડા સમા રે, ક્ષણિક ચિત્ત નહીં ઠામ. સાથીઓ. ૫
તાપ સમાધિ સંકટો રે, સહે ન મૂઢ ગમાર;
અવિશ્વાસી વ્હેમિયા રે, છુટા પડી અટવાય. સાથીઓ. ૬
સાથી થઇ પાછા પડી રે, પાછા સાથી બની જાય;
આપ સ્વારથિયા જીવડા રે, શત્રુબની દુઃખ પાય. સાથીઓ. ૭
સ્વામિની આજ્ઞા વિના રે, કેઇક ખત્તા ખાય;
પ્રપંચીઓની ઝાળમાં રે, પડીને દુઃખડાં પાય. સાથીઓ. ૮
દૃઢ નિયમ ધીરવીર જે રે, શાન્ત દાન્ત જયકાર;
સાથે રહી ચાલે સદા રે, કોથી નહીં ડરનાર. સાથીઓ. ૯
પરિષહો સર્વે સહે રે, ચિત્તથી દૂર ના થાય;
બુદ્ધિસાગર સાથીઓ રે, જ્ઞાની સાથે વહેસાહાય્ય. સાથીઓ. ૧૦

સં. ૧૯૬૯ આશ્વિન શુદિ ૧૩

---

## સાથે ચાલનાર.

સાથે ચાલે તે સદાય, અમારી સાથે ચાલે તે સદાય;
એકરૂપ થઇ જાય.......................................અમારી.
સાથે બાહ્યથકી વહે રે, દિલથી ભિન્ન જણાય;
અન્તર્ મેળ મળ્યા વિના રે, સાથ કદી ન ગણાય. અમારી. ૧
મનથી મરીને જીવતો રે, નિર્ભયતા ચિત્ત લાય;
સ્વાર્પણ કરી ત્યાગી બની રે, સાથે વહે યોગિરાય. અમારી. ૨

શુદ્ધ પ્રેમ પરમાર્થતા રે, વિવેક કૃત્ય સુહાય,
આત્મજ્ઞાની ઉચ્ચાશયી રે, યોગી હૃદય સ્થિર થાય. અમારી. ૩
બાહ્યક્ષેત્ર કાલાદિકેરે, અન્તરૂ જો કે ગણાય,
અન્તરથી નહીં આતરૂ રે, જ્ઞાનમાર્ગમા જણાય અમારી ૪
સપ્તભીતિ દૂરે કરી રે, ખેદ દ્વેષ અન્યાય,
રાગદ્વેષ દૂરે કરે રે, સાથે વહ્યો જ કથાય અમારી ૫
હૃદયના તારોતારમા રે, સ્વર ઉઠે સરખાય,
ભેદભાવ નહીં સ્વપ્નમા રે, સુખે દુ ખે મ ગાત અમારી ૬
ભેદના ભડકા હોળીઓ રે, વિશ્વાસઘાત કરાય,
આપ સ્વારથની વાતમા રે, કદિ ન શાન્તિ થાય અમારી ૭
આત્મજ્ઞાની અનુભવી ભલો રે, હૃદય કરે નિર્માય,
બુદ્ધિસાગર પન્થમા રે, પ્રેમી ખરો વખણાય અમારી ૮

મ ૧૯૬૯ આશ્વિન શુદિ ૧૩

---

## काळो कागडो.

ચાદા દેખી ખુશ થાનો, કાગડો કાળો ચાદા દેખી ખુશ થાતો,
ચાચે ચાદા ફોલી ખાતો ...... . . ... કાગડો.

કાકા કરીને બોલતો રે, કટુક ગાનને ગાતો,
ભક્ષ્ય વસ્તુઓ મૂકીને રે, અભક્ષ્ય વસ્તુને ચ્હાતો. કાગડો. ૧
જ્યા ત્યા ચાદા દેખવા રે, હર્ષ ધરીને ઉજાતો,
નિર્મલ પાણી બોટતા રે, લજ્જ્યો જરા ન લજાતો કાગડો. ૨
મડદા ઉપર દોડતો રે, ચ ચળ ભીરૂ ગણાતો,
ચ ચળ આખે દેખતો રે, કોયલથી છેતરાતો કાગડો ૩
મનનો મેલો પાપીયો રે, પાપી પ જે ફસાતો,
કપટે નિશદિન રાચતો રે, પરપક્ષી શિશુ ખાતો કાગડો ૪

ગંગાજલ ન્હવરાવીઓ રે, સાબુએ ધોયો સુહાતો;
સન્તે એ સર્વે કર્યું રે, તોપણ શ્વેત નહિ થાતો. કાગડો. ૫
સન્તે શુભ કરવા ભણી રે, કહી શિખામણ વાતો;
ઘણા કૃષ્ણ સંસ્કારથી રે, દોષવર્ણ નહીં જાતો. કાગડો. ૬
જન્મ લીધો જે કર્મથી રે, તેવા રૂપે તે રહાતો;
બુદ્ધિસાગર બોલથી રે, તત્ક્ષણમાં પરખાતો. કાગડો. ૭

સં. ૧૯૬૯ આશ્વિન શુદિ ૧૪.

## જ્યોતિ.

જ્યોતિ ઝળહળ જાગી ગગનગઢ જ્યોતિ ઝળહળ જાગી
દુરીત પનોતી ભાગી. ગગન.
આદિ નહીં અન્તજ નહીં રે, એકતાનતા લાગી;
દૃશ્યાદૃશ્ય ભેદ નહીં રહ્યો રે, પરમ પ્રભુ સોભાગી. ગગન. ૧
ત્યાગપણું એવું થયું રે, ભાન ન હું જ્યાં ત્યાગી;
વૈરાગ્ય જ એવો રહ્યો રે, લાગે નહીં હું વૈરાગી. ગગન. ૨
આનન્દ વણ બીજું નહીં રે, અનહદભંભાવાગી;
બુદ્ધિસાગર આત્મમાં રે, રાગ વિના થયો રાગી. ગગન. ૩

સં. ૧૯૬૯ આશ્વિન શુદિ ૧૫

## કૂડાં છાપાં.

પ્રગટેલા કૂડાં છાપાં રે વૈર ઝેર વધારે,
આડું અવળું છાપી રે, લોકોને લડાવી મારે,
ભાટ ચારણો છાપવાળા, સ્વારથિયા સંસાર;
આડું અવળું ભરડી મારે, ધમંધમા કરનાર,
આજીવિકા અર્થી રે, સાચું નહીં ગણકારે. પ્રગટેલાં. ૧

કપટ કળામા પૂરા શૂરા, ભજવે છે છાપી ભવાઇ,
જૂઠા નિન્દા બણુગા મુકી, જતા હૃદય હરખાઇ,
સાધુઓ સાહાય્ય આપે રે, કીર્ત્તિને વિસ્તારે પ્રગટેલા. ૨
ક્રોધ દ્વેષ ઇર્ષ્યાના જોરે, નિન્દા લવરી છપાય,
મા મૂળો ને ગાજર બાપો, સતાનો એહ ગણાય,
નિન્દાણ કરી પરનુ રે, પૈસા લઈ ટહેર મારે પ્રગટેલા ૩
પાપકર્મના લેખ લખીને, લેખકો હરખાય,
રાક્ષસ જેવા કર્મ કરીને, મરીને દુર્ગતિ જાય,
કાળોતરીયા મેલા રે, કુડુ લખી ભવ હારે પ્રગટેલા. ૪
શાન્તિ જ્ઞાનને આપે એવા, વિરલા છાપા જોય,
સદ્ગુણોને ફેલાવનારા, વિરલા લેખકો હોય,
બુદ્ધિસાગર લેખો રે, સારા સહુ જન તારે,
પ્રગટેલા સારા છાપા રે, શાન્તિસુખ વધારે ૫

સ ૧૯૬૯ આશ્વિન વદિ ૧

---

## ગમે તેમાં કંઇ ને કંઇ કહેવાનું તો હોય.

રાગ ધીરાના પદનો

કુવામા ભાગ નાખી રે, ભાગવણુ કર્યુ પાણી,
નળોમા ખાર નાખ્યો રે, કર્યુ ખાર વણુ પાણી,
જ્યા જુવો ત્યા કઈ કહેવાનુ, મળે ન પૂરૂ શુદ્ધ,
વ્યવહારે ચોખુ કરવામા, થાક્યા છે કેઈ બુદ્ધ,
ચોખુ ન કોઇથી થાતુ રે, રહે છે કઈ તાણાતાણી કુવામા ૧
દોષ વિનાની દુનિયા નહીં છે, દોષદૃષ્ટિએ દોષ,
તુડે તુડે બુદ્ધિ ન્યારી, પોષ સેગી છે પોષ,
નગળાને સબળો જીતે રે, સાચુ થાય ધુલધાણી કુવામા ૨
કોઇના મોભ ચુએ છે ને વળી, નેવ ચુએ છે જાણુ,

ઘેર ઘેર માટીના ચૂલા, છદ્મસ્થ દોષની ખાણ;
કંઈને કંઇ કહેવાનું રે, થવું શું ગુણ અભિમાની. કુવામાં ૩
પગના તળીએ ડુંગર બળતા, દેખે નહીં જગલોક,
પરની નિન્દા ચર્ચા કરતા, જગ જન પાડે પોક;
ભૂલી છે સહુ દુનિયા રે, પોતાને માને સહુ જ્ઞાની. કુવામાં ૪
પોતાનું લાગે છે સારૂં, લાગે અન્યનું જૂઠું,
દૃષ્ટિ રાગમાં ધર્મ મનાયો, જેવું બળેલું ઠુંઠું;
ગુણાનુરાગી થોડા રે, દુનિયા મોહે મુંઝાણી. કુવામાં ૫
નાગા વસ્ત્રવિષે છે લોકો, સૌને આતમ સાખ,
પરની પંચાતો ત્યાગીને, ગુણદૃષ્ટિ ઘટ રાખ;
બુદ્ધિસાગર બોલે રે, ગુણ ગ્રહો શુભ જ્ઞાની. કુવામાં ૬

સં. ૧૯૬૯ આશ્વિન વદિ ૨

ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

---

## मुसाफरने जवानुं छे

બાલુડો સન્યાસી. મારો બાલુડો સન્યાસી. એ રાગ.

અન્તે છે જાવાનું મુસાફર, અન્તે છે જાવાનું;
લે સાથે ખાવાનું..................................મુસાફર૦
કોટી ઉપાયો કરશો ત્હોયે, અહીં નહીં ફાવવાનું;
ઇચ્છાના ગુલામ થવાથી, ચાર ગતિ ઠરવાનું. મુસાફર૦ ૧
આતમના ઉપયોગે રહેતાં, સાચું સુખ થવાનું;
બુદ્ધિસાગર અલખ ધ્યાનથી, શિવસ્થાન ઠરવાનું. મુસાફર૦ ૨

સં. ૧૯૬૯ આશ્વિન વદિ ૩

---

## सौमां सत्ता ब्रह्म विलासी

સૌમા સત્તા બ્રહ્મવિલાસી,
ચિદ્‌ઘન ચેતન વાસી .. ... સૌમા૦
મત્ર રાજ હઠ લય યોગે એ, વ્યક્તિભાવ પ્રકાશી,
આનન્દ ભોક્તા ક્ષણ ક્ષણ માહી, ધર્મ અનન્ત ઉજાશી સૌમા૦ ૧
નિર્વિકલ્પ ઉપયોગે ખેલે, શુદ્ધ ધર્મ અભિલાષી,
ટીલા ટપકા વ્યવહારે એ, વર્તે છે ઉદાસી સૌમા૦ ૨
દ્વિધાભાવ ત્યા આનન્દ નાહી, સહજ ભાવ સુખ પ્યાસી,
બુદ્ધિસાગર ધર્મધૂનમા, ઘટમા ગગા કાશી સૌમા૦ ૩
સ ૧૯૬૯ આશ્વિન વદિ ૩

---

## चेतनने सुमतिनी विज्ञप्ति.

નિજ ઘરમાહી આવો, ચેતનજી નિજ ઘરમાહી આવો,
પરઘરમા દુ ખ પાવો ચેતનજી૦
પર ઘર રમતા સુખ ન પામ્યા, હજીએ શુ ભટકાઓ,
ચુથણુ પુદ્‌ગલના ચુથ્યાથી, આનન્દનો નહીં દાવો ચેતનજી૦ ૧
પરઘર ભમતા આકુલ વ્યાકુલ, કુળ કલક લગાવો,
વાર અનન્તી ભવમા ભટકયા, એ સહુ મનમા લાવો ચેતનજી૦ ૨
રૂપ તમારૂ સર્વ વિસાર્યું, પરનુ એઠુ ખાવો,
પગ પગ હાસી દુનિયા કરતી, કટ કટથી વગોવાઓ ચેતનજી૦ ૩
આનન્દની ભ્રમણાએ ભૂલ્યા, દુ ખના ફન્દે ફસાઓ,
જન્મમરણને પામો ફરી ફરી, તોપણ ત્યાહિજ ધાવો ચેતનજી૦ ૪
સુમતિ સમજાવે છે સાને, નિજઘર સુખનો લ્હાવો,
બુદ્ધિસાગર અન્તર્‌ સુખડા, ચેતન આવે વધાવો ચેતનજી૦ ૫
સ ૧૯૬૯ આશ્વિન વદિ ૫

---

## મનોજય.

મન વશમાં ના આવે, હઠીલું મન વશમાં ના આવે;
સૌને નાચ નચાવે.......................................હઠીલું૦

ચડતું ઉંચુ સ્વર્ગમાં રે, પાતાળે તે જાવે;
નવનવ રસમાં ઝીલતું રે, સંતોષી ના થાવે;
યત્નથકી અટકાવતાં રે, બમણા વેગે ધાવે. હઠીલું૦ ૧

ધ્યેયે બાંધી રાખતાં રે, આકુલતા બતલાવે;
રાગદ્વેષે મ્હાલતું રે, સ્વેચ્છાચારી ભાવે. હઠીલું૦ ૨

જપિયા તપિયા યોગીઓ રે. વશ કરવા લય લાવે;
તેના વશ આવે નહીં રે, વૃત્તિ અનેક ધરાવે. હઠીલું૦ ૩

જેવી શ્વાનની પૂછડી રે, સિદ્ધિ કદિ ન સુહાવે;
મનની વૃત્તિ તેહવી રે, ભલા ભલા ના ફાવે. હઠીલું૦ ૪

નવ નવ જ્ઞેયોમાં ફરે રે, ચંચલતા વર્તાવે;
ધર્મક્રિયામાં જીવને રે, અભિનવ નાચ નચાવે. હઠીલું૦ ૫

નરક સ્વર્ગ મન માનવું રે, મન અવતાર કરાવે;
મન ભવ ને મન મુક્તિ છે રે, દુનિયા રાજ્ય ચલાવે. હઠીલું૦ ૬

સન્યાસી ત્યાગી મુનિ રે, ધ્યાની મૌની હરાવે;
મનોરાજ્યમાં ચાલતું રે, જ્ઞાનીને લલચાવે. હઠીલું૦ ૭

મન જીતે સહુ જીતીયું રે, મન જીતે શિવ પાવે;
જેણે એ મન જીતીયું રે, તે જીનને સહુ ધ્યાવે. હઠીલું૦ ૮

હળવે હળવે યોગથી રે, જીતાતું શુભ દાવે;
બુદ્ધિસાગર ધર્મથી રે, મન જીતી જિન થાવે. હઠીલું૦ ૯

સં. ૧૯૬૯ આશ્વિન વદિ ૬

---

## ✤ उपरथी देखनारा बहु. ✤

કવ્વાલિ

રહ્યુ શુ માહ્યમા મારૂ, અહો તે દેખતા થોડા,
જગત્‌મા જાણુશો મધળે, ઉપરથી દેખનારા બહુ ૧
હલાહલ માહ્યમા હોવે, નિરીક્ષણુની નથી પરવા,
રૂચે જે દેખતા આખે, ઉપરથી દેખનારા બહુ ૨
ઠઠારો બાહ્યનો દેખી, જતા અ જાઈ મૂર્ખાઓ,
હૃદયને વેગળુ મૂકી, ઉપરથી દેખનારા બહુ. ૩
ઘટાટોપે ઘણો ભભકો, કરીને ડોળઘાલુઓ,
જગત્‌મા ફાવતા યુકતે, ઉપરથી દેખનારા બહુ ૪
ઉપરની ટાપટીપોથી, ઉપરની ડાકડીમોથી,
ઘણુ ફાવે અહી ધૂર્તો, ઉપરથી દેખનારા બહુ ૫
તડાકાને ભડાકામા, મઝામા ધામધૂમોની,
ઘણા નહી ઉતરે ઉંડા, ઉપરથી દેખનારા બહુ ૬
રીઝે છે બાહ્યથી લોકો, જગત્‌મા સર્વવસ્તુમા,
પરિણામ જ વિરલા દેખે, ઉપરથી દેખનારા બહુ ૭
વિચારક માનવો થોડા, ઘણા છે ગાડરા જેવા,
ઘણાની શક્તિ છે ઝાઝી, ઉપરથી દેખનારા બહુ ૮
નિરખતા સૂક્ષ્મદષ્ટિથી, જગતમા જ્ઞાનીઓ સાચા,
બુદ્ધચબ્ધિસાર લેનારા, ખરા સ્યાદ્વાદવાદીઓ ૯

સ ૧૯૬૯ આશ્વિન વદિ ૮

---

## ✤ तमासा स्वार्थना ज्यां त्यां. ✤

કવ્વાલિ

પધારો આવશો અહિયા, તમારૂ છે અમારૂ સૌ,
સદાનો હુ તમારો છુ, તમાસા સ્વાર્થના જ્યા ત્યા. ૧

સમર્પ્યાં પ્રાણ સૌ તમને, તમારા વણ નથી ગમતું;
તમે ત્યાં હું સદા સમજો, તમાસા સ્વાર્થના જ્યાં ત્યાં. ૨
કૃપા મુઝ પર સદા રાખો, અમોને ભૂલશો નહિ હો;
સદા ફરમાવશો કાર્યો, તમાસા સ્વાર્થના જ્યાં ત્યાં. ૩
તમારી પ્રીતિનો ભૂખ્યો, અમારૂં હિત કરનારા;
ભલું કરતા સદા રહેતા, તમાસા સ્વાર્થના જ્યાં ત્યાં. ૪
અમારા ચિત્તમાં વ્હાલો, વિસામો વાટનો નક્કી;
ભૂલી જાતા નહીં ક્યારે, તમાસા સ્વાર્થના જ્યાં ત્યાં. ૫
તમારી શીર્ષ પર આજ્ઞા, અમારૂં ધ્યાનમાં લેશો;
ભરૂંસો આપનો પૂરો, તમાસા સ્વાર્થના જ્યાં ત્યાં. ૬
હૃદયમાં સ્વાર્થની હોળી, વદાતા સ્વાર્થથી શબ્દો;
બને છે સ્વાર્થ ચેષ્ટાઓ, તમાસા સ્વાર્થના જ્યાં ત્યાં. ૭
જગત્માં સ્વાર્થસંબંધે, વદાતા મિષ્ટ શબ્દો બહુ;
વિવેકી ખૂબ ચેષ્ટાઓ, તમાસા સ્વાર્થના જ્યાં ત્યાં. ૮
જગત્ પરમાર્થીઓ થોડા, જગત્માં સ્વાર્થીઓ ઝાઝા;
બુદ્ધચબ્ધિ સત્ય પરમાર્થી, ખરેખર ધર્મી બન્ધુઓ. ૯

સં. ૧૯૬૯ આશ્વિન વદિ ૧૦

---

## જણાવે આંખ દિલમાં શું ?

કવ્વાલિ.

ખુશી છો કે ન ખુશી છો, અમારા પર કૃપા કેવી;
પ્રયોજન પુછવાનું ના, જણાવે આંખ દિલમાં શું ? ૧
હૃદય સ્નેહી વા નિઃસ્નેહી, હૃદયમાં ભાવ છે કેવો;
કથેલાં વાક્યની પૂર્વે, જણાવે આંખ દિલમાં શું ? ૨
કરો જે બાહ્ય ચેષ્ટાઓ, હૃદયથી ભિન્ન છે વા નહીં;
મળ્યાથી આંખથી આંખો, જણાવે આંખ દિલમાં શું ? ૩

હૃદયમા દ્વેપ વા પ્રીતિ, ભલાઈ વા બુરાઇ છે,
હૃદયનુ બારણુ સાચુ, જણાવે આખ દિલમા શુ ? ૪
છુપાવી રાખતા જે જે, પરસ્પર ભેદ રાખીને,
ધરો છો આશયો કેવા, જણાવે આખ દિલમા શુ ? ૫
ભલે સોગદ ખાઇને, કળાઓ કેળવો કોટી,
છુપાવ્યો ભાવ ના છૂપે, જણાવે આખ દિલમાં શુ ? ૬
મળીને સર્વ વ્યવહારો, ગમે તે રીત સાચવતા
પરીક્ષા પૂર્ણ કરવાને, જણાવે આંખ દિલમા શુ ? ૭
પરીક્ષા આખની પૂરી, ભણ્યા તે પારખે દિલને,
બુદ્ધચબ્ધિ આખની જ્યોતે, મળે છે જ્યોતિથી જ્યોતિ ૮
સ ૧૯૬૯ આશ્વિન વદિ ૧૨

---

## भिन्नवृत्तिथी रस नहीं पडे

રાગ કાન્હરો

રસ નહીં પડશે સગે અમારી, સગે અમારી રસના,
જોગો હૃદયમા ખૂબ વિચારી રસ ૧
ભિન્ન ભિન્ન વૃત્તિ જ્યા ભારી,
મેળ વિચારે ના જ્યા લગારી રસ. ૨
ભિન્ન ભિન્ન રસના અધિકારી,
ભિન્ન લક્ષ્યને ભિન્ન વિહારી રસ ૩
ભમરાએ ગોગો ઉપાડી,
બાગ દેખાડયો સુન્દર ભારી રસ ૪
ગોગાને વિષ્ટા થૈ પ્યારી
નાના વૃત્તિ ભિન્ન વિચારી રસ ૫
રુચિ અમારી તમારી ન્યારી,
સૌને લાગે નિજ નિજ પ્યારી રસ ૬
નિજ વૃત્તિ સૌને છે સારી,
અન્યની વૃત્તિ લાગે નઠારી. રસ ૭

રસવણુ પોષાતી નહીં યારી;
મળતી ન આવે સમાચારી. રસ. ૮
દષ્ટિ ભિન્નને ભિન્નાગારી;
સુખકારક નહિ મેળ વિકારી. રસ. ૯
સરખે સરખા ગાળના ધારી;
બુદ્ધિસાગર રસની ક્યારી. રસ. ૧૦

સં. ૧૯૬૯ આશ્વિન વદિ ૧૩.

---

## अमोने प्रीत लागी कंइ न्यारी.

પ્રીત લાગી કંઇ ન્યારી, અમોને પ્રીત લાગી કંઇ ન્યારી,
પ્રીતની રીત એ ન્યારી, અમોને પ્રીતિ લાગી કંઈ ન્યારી;
નામ રૂપથી ભિન્ન પ્રકારી, જ્યાં ના સ્વાર્થ વિકારી,
આનન્દ રસની લગની લાગી, દશ્યપણું ના જરારી. અમોને. ૧
જન્મ મરણુની દુગ્ધા નહીં જ્યાં, નહીં વિકલ્પ લગારી;
વૃત્તિના વ્યાપાર નહીં જ્યાં, જ્યાં ના દુષ્ટ ગોહારિ. અમોને. ૨
દુનિયા ઉંઘે જ્યાં બહુ ભારી, જાગે સન્ત સદારી;
પરમબ્રહ્મ પોતે જ્યાં ભાસે, સમતી બાહ્યદશારી. અમોને. ૩
સિદ્ધરૂપ જીવો જ્યાં ભાસે, ભેદભાવ ન કશ્યારી;
ઝળહળ ઝગમગતી શુભ જ્યોતિ, સુખસાગર ઉલટયારી. અમોને. ૪
પ્રીત રીત દુનિયા ના જાણે, ભુલી ભ્રમણા ભારી;
પ્રભુપ્રેમની સૃષ્ટિમાંહી, નહિ જાવા અધિકારી. અમોને. ૫
પ્રીતિનાં પ્રતિબિંબોમાંહી, દુનિયા ભૂલી વિકારી;
અજ્ઞાની જડવાદી મૂઢા, બાહિર્ સૃષ્ટિ વિહારી. અમોને. ૬
જીવાતું એ અગમપ્રીતિથી, આનન્દ અપરંપારી;
બુદ્ધિસાગર સન્ત રસીલા, અલખ પ્રેમ અવતારી. અમોને. ૭

સં. ૧૯૬૯ આશ્વિન વદિ ૧૪

---

# दीवाली

દીવાળી અજવાળી રે—મમતા સંગે ગાળી રે-બ્રહ્મજ્ઞાને ભાળી રે,
ઝળહળ જ્યોતિ ઝગમગે હો જી,
કેવળ કુંભક પ્રાણાયામે, મનની સ્થિરતા થાય,
અવઘટ ઘાટ ઓળંગી ગઢમાં, અનહદ નાદ સુણાય,
વિવિધ વાજા વાગ્યા રે, સારા ભાગ્ય જાગ્યા રે,
આનન્દ ઉદધિ પ્રગટીયો હો જી દીવાળી. ૧

અસંખ્યાત પ્રદેશી આતમા, નિરંજન દેખાય,
અનુભવ જ્યોતે જોતાં ઝાંખી, પ્રગટપણે વર્તાય,
ભેદ ભાવ ભાગ્યો રે, ઐકયભાવ જાગ્યો રે,
પરમ બ્રહ્મ વીરમાં હો જી દીવાળી ૨

સ્થિર દૃષ્ટિ લાગી રહી, વર્ત્યો જય જયકાર,
મંગલ પ્રગટયા નવ નવા, ભાવ દીવાળી મઝાર,
બુદ્ધિસાગર ધ્યાવે રે, અનુભવે ગાવે રે,
દીવાળી એ સન્તનીજી હો જી દીવાળી ૩

સં ૧૯૬૯ આશ્વિન વદિ ૦))

शान्तिः शान्तिः शान्तिः



# શ્રી. ૧૯૭૦ના સાલ્ના.

## સન્ત સુખી અને જગત્ દુઃખી.

ચેતનજી ચેતો એ રાગ.

સુખિયા જગમાં સન્ત સદા જયકારી;
પ્રભુ ભજન ધૂન ધારી રે. સુખિયા.
રાજાઓ દુઃખિયા શેઠો એ દુઃખિયા,
દુઃખિયા રાવ અને રાણા;
દુઃખિયા પ્રોફેસર મર્દ મૂછાળા,
ચક્રવર્તિ મહારાણા રે. સુખિયા. ૧
દુઃખી રાણીઓ ને દુઃખી છે શાણીઓ,
દુઃખી ઠાકોર ઠકરાળાં;
બાળ જુવાન ને વૃદ્ધો સહુ દુઃખિયા,
દુઃખી કંજુસ ખર્ચાળાં રે. સુખિયા. ૨
સુધરેલ દુઃખિયા જૂનાઓ દુઃખિયા,
દુઃખી વિષયના પૂજારી;
કંચન કામિની રાગી સહુ દુઃખીયા,
દુઃખી ભોગી નરનારી રે. સુખિયા. ૩
વાંઢાઓ દુઃખિયા પરણેલ દુઃખિયા,
દુઃખી પરણેલ ને કુમારી;
દુઃખી કવિયો વક્તાઓ બાહોશ,
દુઃખી નિર્ધન અધિકારી રે. સુખિયા. ૪
સાહેબ દુઃખિયા નોકર દુઃખિયા,
દુઃખે સૌ દુનિયા ઘેરાઈ;
બુદ્ધિસાગર સન્ત સોભાગી,
સુખી રહે પ્રભુ ધ્યાઇ રે. સુખિયા. ૫

સંવત ૧૯૭૦ કાર્તિક સુદ ૬ મંગળ.

## જ્ઞાનપ્યાલો

વ્હાલા વેગે આવો રે એ રાગ

જ્ઞાનપ્યાલો પીવો રે, સુખમા ચિરજીવો રે,
ગુરૂનો બોધ પામીને હો જી, ગુરૂના પ્રેમપાત્ર બની મસ્તાન. જ્ઞાન. ૧

સાખી

ગુરૂના પ્રેમે ભક્તિ નેમે, આ બ્રહ્માંડ જણાય,
પિંડમાહી પરમાતમ પરગટ, પરિપૂર્ણ પરખાય
બ્રહ્મા હર ભામે રે, હરિ હૈયડે વાસે રે,
ગોપીની લીલા ભાસતી હો જી. જ્ઞાન ૨

રાસ રમે રંગીલો હરદમ, ગોપીઓની સાથ,
સકલ રાગથી રાગ એ ન્યારો, આપો આપ સનાથ.
આનન્દ રેલછેલા રે, પ્રેમીજન પહેલા રે,
અનુભવમા જે મ્હાલતા હો જી જ્ઞાન ૩

આતમમાહી સર્વ જણાતુ, થયુ થશે નિર્ધાર,
પૂરા હોય તે પરખે પ્રેમે, જ્ઞાન ન સમજે ગમાર
ગુરૂના પાયા સેવે રે, ભેદુ ભેદ લેવે રે,
નગુરા ભટકે ભૂલમા હો જી જ્ઞાન. ૪

સગુરા સેવામાહી પૂરા, વળતા કંચનવાન,
સગુણમાહી નિર્ગુણને પરખે, સત્ ચિદ્રૂપ ભગવાન્
મોહમાયા ઠેલે રે, આનન્દમાહી ખેલે રે,
બુદ્ધિસાગર ધર્મમા હો જી જ્ઞાન ૫

સંવત ૧૯૭૦ ના કાર્તક સુદિ ૧૦ શનિવાર

## स्वपर शुद्धाशुद्ध भावना कर्त्ता आत्मप्रभुनी अनेकापेक्षाए स्तवन.

કાયાના રચનારા રે, આત્મપ્રભુ રંગોરંગમાં,
બ્રહ્મા હર વિષ્ણુ રે, ત્રણ્ય રૂપે તું જગમાં;
સત્વ રજસને તમોગુણ એ, વપુ સૃષ્ટિ કરનાર,
સગુણ લીલા મનની મોજે, ભવોભવમાંહી થનાર;
આત્મ હરિ લીલા રે, વૃત્તિ ગોપીયોની કરે. કાયાના. ૧

एकोऽहं बहु स्यां એ શ્રુતિ, તુજમાં સર્વ જણાય,
એકરૂપ દ્રવ્યાર્થિક નયથી, પર્યાયે બહુ થાય;
અસ્તિ નાસ્તિ ધર્મે રે, અનન્ત રૂપ બ્રહ્મ ખરો. કાયાના. ૨

સગુણ સૃષ્ટિ અનન્ત ત્હારી, અનન્ત ભવથી થાય,
લક્ષ ચોરાશી યોનિમાંહી, નાના ભવ ભટકાય;
ભવ લીલા કરનારા રે, પાર ન પામું ત્હારો ખરે. કાયાના. ૩

સગુણ અને નિર્ગુણ બે રૂપો, જ્ઞાને તુજ જણાય,
જે જાણે તે સમતો તુજમાં, નેતિ નેતિ કહી ગાય;
પોતાને પોતે શોધે રે, જાવે ન તુજ મહિમા કહ્યો. કાયાના. ૪

કાયા સૃષ્ટિ કરી કર્મથી, રાગાદિકપરભાવ;
પરનો કર્તા હર્તા ઈશ્વર, અશુદ્ધવ્યવહાર દાવ;
મોહના તંતુએ રે, કરોળીયાની પેઠે રહ્યો. કાયાના. ૫

તિરોભાવ નિર્ગુણ તુજ રૂપજ, શુદ્ધ ધર્મ પર્યાય,
આવિર્ભાવજ સગુણ રૂપે કર્મયોગે તું જણાય;
આત્મશુદ્ધ પર્યાયે રે, પરમ બ્રહ્મ તુંહિ સદા. કાયાના. ૬

બ્રહ્મ સત્ય ને જગ સહુ મિથ્યા, શુદ્ધનિશ્ચયની દૃષ્ટિ,
સાપેક્ષાએ જેવી દૃષ્ટિ, તેવી સમજવી સૃષ્ટિ;
સત્તાએ નિર્ગુણરૂપી રે, સમજ હવે તત્ત્વ તુંહિ. કાયાના. ૭

રજો આદિ ગુણ નાશ થયાથી, પ્રગટે શુદ્ધ સ્વરૂપ,
જ્ઞાનાદિ સદ્‌ગુણમય ચેતન, નિર્ગુણ રૂપારૂપ,
અષ્ટકર્મ ટળતા રે, મહાદેવ સિદ્ધ ભલો કાયાના ૮

અનેક સિદ્ધાન્તોને જાણી, થાવાથી ગીતાર્થ,
કર્તા હર્તા પરને નિજનો, સમજાતો પરમાર્થ,
સ્વપર દર્શનનો જ્ઞાતા રે, સમજે નયે તત્ત્વ અહો કાયાના ૯

દૃષ્ટિથી ભિન્નાભિન્ન જ તુ, જ્ઞેય જ્ઞાને હોય,
શુદ્ધ અશુદ્ધ અસ્તિ નાસ્તિથી, અનેકાન્ત રૂપ જોય,
બુદ્ધિસાગર જ્ઞાની રે, પ્રગટ પ્રભુ શુદ્ધ રૂપે કાયાના ૧૦

સંવત્ ૧૯૭૦ કાર્તિક શુકલ ૧૧ રવિવાર

---

## दिलमा प्रभुदर्शन.

ધન્યાશ્રી

દર્શન દિલમા થાય, પ્રભુના દર્શન દિલમા થાય,
આનન્દ ઘટ ઉભરાય ... પ્રભુના૦
અરિહંત મૂર્તિ વાચક મુનિ રે, પ્રભુ સાકાર જણાય,
નિરાકાર પરમાતમા રે, સિદ્ધ પ્રભુ નિરખાય પ્રભુના૦ ૧

સાકાર નિરાકાર બે પ્રભુ રે, ચાર નિક્ષેપે હોય,
સાધ્ય સાધક ઉપયોગથી રે, ઉપકારી સહુ જોય પ્રભુના૦ ૨

ધ્યેય દ્વિવિધ પ્રભુ ધ્યાનમા રે, ઉપયોગે સાકાર,
સાકારરૂપી ભાવના રે, દર્શને નિરાકાર પ્રભુના૦ ૩

દેહાદિક સંયોગથી રે, આત્મપ્રભુ સાકાર
દેહાતીત શુદ્ધ આતમા રે, હોવે નિરાકાર પ્રભુના૦ ૪

દેહસંયોગી આતમા રે, નિરાકાર સાકાર
અર્પણાએ ધ્યાઈને રે, બનીએ ધ્યેયાકાર પ્રભુના૦

શુદ્ધનિશ્ચયનય આતમા રે, અસંખ્ય પ્રદેશી મૂર્તિ;
શુદ્ધોપયોગે વંદતાં રે, પ્રગટે નિજ ગુણ વ્યક્તિ. પ્રભુનાં૦ ૬
જ્યાં ત્યાં ઉપયોગે પ્રભુ રે, શુદ્ધભાવે નિરખાય;
શ્રદ્ધા પરમ પ્રેમથી રે, સ્થાપનામાંહી જણાય. પ્રભુનાં૦ ૭
કર્મ હરે હરિ હર પ્રભુ રે, વ્યાપે વિષ્ણુ ગણાય;
પરમ મહોદય થાવતાં રે, જ્યોતિ જ્યોતિ મિલાય. પ્રભુનાં ૮
નિજ ગુણ નિજ આકર્ષતાં રે, રાગાદિક કરી દૂર;
કૃષ્ણ પ્રભુ નિજ આતમા રે, આપો આપ હજૂર. પ્રભુનાં૦ ૯
અલ્લા અરિહંત આતમા રે, નિશ્ચયને વ્યવહાર;
જ્ઞાનાદિક ગુણ લક્ષણે રે, સ્તવતાં સુખ નિર્ધાર. પ્રભુનાં૦ ૧૦
સત્તા વ્યક્તિ આત્મની રે, સ્વપર ધર્મ અનન્ત;
બુદ્ધિસાગર પ્રભુમયી રે, ચેતના શુદ્ધ ભદંત. પ્રભુનાં૦ ૧૧

સં. ૧૯૭૦ ના કાર્તિક શુકલ ૧૪ બુધવાર.

---

## आत्मोपयोग विहार.

પૂર્ણાનન્દ વિહાર, સ્વભાવે પૂર્ણાનન્દ વિહાર;
શુદ્ધ ગુણ વ્યવહાર............................. સ્વભાવે.

આત્માસંખ્ય પ્રદેશમાં રે, ગુણપર્યાય અનન્ત;
અગુરૂ લઘુ પર્યાયથી રે, ષડ્ગુણ હાનિતંત. સ્વભાવે. ૧
દર્શન જ્ઞાન ચારિત્રની રે, રત્નત્રયી સુખકાર;
પ્રતિ પ્રદેશે વર્તતી રે, સમય સમય જયકાર. સ્વભાવે. ૨
ઉત્પત્તિ વ્યય ધ્રુવતા રે, સમય સમય ગુણમાંહી;
અનંત અસ્તિ નાસ્તિતા રે, પ્રતિ પર્યાયની માંહી. સ્વભાવે. ૩
સ્વભાવતઃ બહુભંગીઓ રે, ગુણ પર્યાયમાં હોય;
પરમભાવના યોગથી રે, સદસદ્ રૂપે જોય. સ્વભાવે. ૪
પ્રતિપર્યાય ગુણ વિષે રે, સ્યાદ્વાદ ધર્મ અનન્તઃ

અનેકાન્ત મસ્તારસી રે, સહજાનન્દ વસન્ત સ્વભાવે ૫
ભૂત ભવિષ્યત્ સપ્રતિ રે, ત્રણુ કાલના ભાવ,
એક પ્રદેશના જ્ઞાનમા રે, એક સમય સદ્ભાવ સ્વભાવે. ૬
સ્વપર જ્ઞેય અનન્તનો રે, એક સમયમા ભાસ,
સર્વ જ્ઞેયો ભાસે સદા રે, આત્માનન્ત ઉજાસ સ્વભાવે. ૭
લોકાલોક જ્ઞેયો સહુ રે, એક પ્રદેશ મઝાર,
સમાઈ જાતા એક સમે રે, આત્માનતાધાર સ્વભાવે ૮
ઉત્પત્તિ વ્યય ધ્રૌવ્યની રે, લીલા અનત અપાર,
બ્રહ્મા હરહરિ નામથી રે, સમયે સમયે સુખકાર સ્વભાવે ૯
ચઉદ લોક આકારનો રે, શોભે માનવ દેહ,
જે જે ભાવો લોકમા રે, પિડમા વર્તે એહ સ્વભાવે ૧૦
વસ્તુ સ્વભાવી ધર્મમા રે, સ્થિરતા એહ ચારિત્ર,
બુદ્ધિસાગર આત્મામા રે, શુદ્ધોપયોગ વિલસન્ત. સ્વભાવે ૧૧

સવત્ ૧૯૭૦ ના કાર્તિક શુ૦ ૧૫ ગુરૂવાર

---

## अनुभवलीला.

લીલા અપરપાર, અનુભવલીલા અપરપાર,
ચિદાનન્દ જયકાર . . ... . — ...અનુભવ૦
અન્તરૂમા ઉપયોગથી રે, જ્ઞેયો અનન્ત જણાય,
રાગદ્વેષ વિકલ્પથી રે, ભિન્નરૂપ પરખાય અનુભવ૦ ૧
જ્ઞાન જ જ્ઞેયપણે થઇ રે, ભાસે જ્ઞાન મઝાર,
દ્રવ્ય ગુણુ પર્યાયનો રે, જ્ઞેયપણે આધાર અનુભવ૦ ૨
સ્વપર વિભાસક જ્ઞાન છે રે, જ્ઞાતાજ્ઞેય સ્વરૂપ,
સ્યાદ્ ભિન્નાભિન્ન જ્ઞેયથી રે, વર્તે રૂપારૂપ અનુભવ૦ ૩
રૂપારૂપી આતમા રે, અભિન્ન તેથી જ્ઞાન,
પરદ્રવ્યો ભિન્નજ પણે રે, ભાસે જ્ઞાન અમાન અનુભવ૦ ૪

જ્ઞેયજ્ઞાન અભિન્નતા રે, કથંચિત્ કહેવાય;
ભિન્નાભિન્નપણું ઘટે રે, સ્યાદ્વાદ દર્શન ન્યાય. અનુભવ૦ ૫
સ્વદ્રવ્યાદિક ચારનો રે, અસ્તિ ધર્મ અનન્ત;
પરદ્રવ્યાદિક ચારથી રે, નાસ્તિ ધર્મ અનન્ત. અનુભવ૦ ૬
અસ્તિ નાસ્તિ અનંતનો રે, આત્મદ્રવ્ય આધાર;
ભિન્ન ભિન્ન નિજ ધર્મની રે, અસ્તિ નાસ્તિતા સાર. અનુભવ૦ ૭
ભિન્ન ભિન્ન નિજ કાર્યથી રે, અનન્ત ભિન્ન છે ધર્મ;
શુદ્ધોપયોગે જાણતાં રે, પ્રગટે અનન્તુ શર્મ. અનુભવ૦ ૮
સપ્તનયે જ્ઞાતવ્ય છે રે, સપ્તનયોથી ભિન્ન;
શુદ્ધરૂપ જેનું સદા રે, ધ્યાતા સુખ રસ પીન. અનુભવ૦ ૯
અસંખ્ય નય મત કલ્પના રે, ઉઠે જ્યાંથી એહ;
સમાઇ જાતી જેહમાં રે, આત્મા સહુ ગુણ ગેહ. અનુભવ૦ ૧૦
જ્યાંથી મત પ્રગટે ઘણા રે, ઉઠી જ્યાંહી સમાય;
ભોક્તા સહુ સૃષ્ટિતણો રે, તેહ અભોક્તા થાય. અનુભવ૦ ૧૧
નાગર નટની બાજીનો રે, વાચ્યાવાચ્ય વિચાર;
બુદ્ધિસાગર આત્મમાં રે, સર્વ પ્રભુતા સાર. અનુભવ૦ ૧૨

સંવત્ ૧૯૭૦ ના કાર્તિક વદિ ૪ સોમવાર.

---

## સાધુ સ્વાધ્યાય.

સાધુ તેહ ગણાય, જગત્માં સાધુ તેહ ગણાય;
સમતાવંત સદાય..............................જગત્માં.
નિન્દા ન કરતો કોઇની રે, વૈર ધરે ન લગાર;
ઇર્ષ્યા લવરી ના કરે રે, ધરતો ન કામ વિકાર. જગત્માં. ૧
બુરૂં ન કરતો કોઇનું રે, પૂજે નવી હરખાય;
નિન્દે ગુસ્સો ના કરે રે, દુઃખે નવી અકળાય. જગત્માં. ૨
પર પંચાતે ના પડે રે, સુણે ન નિન્દા કાન;
ગૌરવ મનમાં ના ધરે રે, વંછે નહિં નિજમાન. જગત્માં. ૩

પરિષહ વેઠે આકરા રે, પાછો પડે ન જરાય,
તપ તેજે દીસે સદા રે, મન વર્તે નિર્ભય. જગત્માં ૪
ક્રિયાઅજીર્ણ નિન્દા ત્યજે રે, તપનુ અજીરણ ક્રોધ,
જ્ઞાન અજીરણ માનને રે, ત્યાગી કરતો બોધ જગત્મા. ૫
ધર્મક્ષમા ધારે સદા રે, ક્ષમાશ્રમણ કહેવાય,
આકુલ વ્યાકુલ ના થતો રે, ધરતો ધર્મોપાય જગત્માં ૬
દુ ખ પડે દીન ના બને રે, સ કટમા રહે શૂર;
હેલના આદિ સહુ સહે રે, દિન દિન ચઢતે નૂર. જગત્મા. ૭
પ ચાચારને પાલતો રે, ધરતો ક ચનવાન,
સમભાવે દેખે સહુ રે, ધરતો આતમ ભાન જગત્મા ૮
રત્નત્રયી સાધે સદા રે, વર્તે આતમ ધ્યાન,
સહજ સમાધિમા રહે રે, શુદ્ધધર્મ મસ્તાન જગત્માં ૯
સ્પૃહા ધરે ના કોઇની રે, સર્વ સ ગ પરિત્યાગ,
આશા મમતા પરિહરે રે, દિલમા ન વાસના ડાઘ. જગત્મા. ૧૦
પ ચ મહાવ્રત પાળતો રે, નિશ્ચય ને વ્યવહાર,
બુદ્ધિસાગર સાધુને રે, વન્દના વાર વાર જગત્મા ૧૧

સવત્ ૧૯૬૯ કાર્તિક કૃષ્ણ ૫ મ ગળ

---

## *जे समजाय छे तेमां शो चमत्कार.

અચરિજ ના લાગે મનમા રે, અમોને જેહ સમજાતુ,
અધ્યાત્મ શેલી ચેગે રે, ઉધુ તે સિધ્ધું સમજાતુ,
જલમા કમલને કમલમા વિષ્ણુ, વિષ્ણુમા બ્રહ્મ દેવ,
વિષ્ણુએ બ્રહ્માને બનાવ્યા, બ્રહ્માએ હરદેવ,
અન્યો અન્ય બનાવ્યા રે, દિલમા સમજાઇ જાતુ અચરિજ. ૧

---

* જૈન અધ્યાત્મરસીએ આ કાવ્યનો અર્થ અધ્યાત્મજ્ઞાની ગુરૂગમવાળા ગીતાર્થ પાસેથી મેળવો આત્માના જ્ઞાનાદિ ક્ષયોપશમરૂપ જલમા અનુભવરૂપ કમલ ખીલે છે અને તેમા નાભિકમલમા આઠ રૂચક પ્રદેશ છે તેને વિષ્ણુની ઉપ-

એક થકી બહુધા જગ પ્રગટ્યું, એક વિષે બહુવાસ,
અણુમાં સૃષ્ટિ સર્વ સમાતી, દાસ તણો પ્રભુ દાસ;
કર્ત્તા ન હર્ત્તા દેવો રે, કર્ત્તા હર્ત્તા સહુ ગાતું. અચરિજ. ૨

મા આપવામાં આવે છે. નાભિકમલમાં ધ્યાન ધરતાં પરાસ્ફુરણા યોગે બ્રહ્મજ્ઞાનરૂપ બ્રહ્માની ક્ષયોપશમાદિ ભાવે ઉત્પત્તિ થાય છે અને બ્રહ્મજ્ઞાનમાંથી રાગદ્વેષ ક્ષય કરનાર પરમાત્મારૂપ મહાદેવની ઉત્પત્તિ થાય છે. દર્શન તે બ્રહ્મા છે, જ્ઞાન તે વિષ્ણુ છે અને ચારિત્ર તે મહાદેવ છે. દર્શન, જ્ઞાન અને ચારિત્રરૂપ બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવરૂપ ત્રણ શક્તિઓ છે, તે આત્માના અસંખ્ય પ્રદેશમાં રહે છે. કથંચિત્ નયાપેક્ષાએ દર્શન જ્ઞાન અને ચારિત્રને પરસ્પર જન્યજનક ભાવ સંબંધ છે. સમતારૂપ મહાસાગરમાં કેવલજ્ઞાનરૂપ વિષ્ણુ છે કે જેમાં લોકાલોક જગત્ જ્ઞેયનો કથંચિત્ સમાવેશ થાય છે તે કેવલજ્ઞાનીરૂપ વિષ્ણુની નાભિમાંથી અર્થાત્ તેના યોગે પ્રગટતી પરાભાષામાંથી બ્રહ્મજ્ઞાનરૂપ બ્રહ્માની ઉત્પત્તિ થાય છે. તત્ર નાભિકમલની તંતુરૂપ નાલ અવબોધવી. તેથી કથંચિત્ રૂપકનયની અપેક્ષાએ કેવલજ્ઞાની વિષ્ણુની નાભિમાંથી વાણીરૂપ શુભ જ્ઞાન પ્રગટયું અને તેમાંથી અન્ય જીવને શુકલધ્યાનના બળે અનન્ત જ્ઞાનરૂપ બ્રહ્માની ઉત્પત્તિ થઇ. સત્તાએ આત્મા કેવલજ્ઞાનરૂપ છે. સમષ્ટિદષ્ટિએ સત્તાની અપેક્ષાએ સર્વ જીવોરૂપ વિષ્ણુઓ મોહસાગરમાં કર્માવરણથી રત્નત્રયી લક્ષ્મીની સાથે તથા સમભીતિ વા ગતિરૂપ ફણીધરની સાથે પોઢયા છે. આત્મા સર્વ કર્મરૂપ સૃષ્ટિનો સંહારક બની સિદ્ધ બુદ્ધ થઇ મહાદેવ ગણાય છે.

માતાના ઉદરમાં વીર્ય રકતપરૂ જલમાં આત્મરૂપવિષ્ણુનું તિરોભાવ રત્નત્રયીરૂપ લક્ષ્મીનું પઢોઢવું સમજવું. ચૈતન્યશકિતથી આત્મારૂપવિષ્ણુ શરીરમાં વ્યાપ્ત છે તેનામાંથી નાભિકમલમાં ધ્યાન ધરતાં આત્મજ્ઞાન રૂપ બ્રહ્માની ઉત્પત્તિ થએલી અવબોધવી અથવા સમ્યગ્ દર્શનરૂપ બ્રહ્માની ઉત્પત્તિ અવબોધવી. આત્મજ્ઞાન થયા બાદ સર્વ જ્ઞાનાવરણીયાદિ કર્મની પ્રકૃતિયો રૂપઅન્તર્ કર્મસૃષ્ટિનો નાશ કરનાર ઉપશમ, ક્ષયોપશમ અને ક્ષાયિકભાવીય ચરિત્રરૂપ મહાદેવ શિવની ઉત્પત્તિ થાય છે, તેથી આત્મા શુદ્ધ બુદ્ધ નિરંજન દશાને પ્રાપ્ત કરે છે અને કર્મસૃષ્ટિનો સર્વથા પ્રલય, નાશ થવાથી પોતે સિદ્ધસ્થાનમાં અદ્વિતીય એક પરબ્રહ્મરૂપે વિરાજે છે. આત્માનું સમ્યગ્દર્શન તે બ્રહ્મા છે અને તે આત્માના અનન્ત જ્ઞાનાદિ ગુણોની સૃષ્ટિ રચે છે અર્થાત્ તિરોભાવે સત્તાએ

ઉત્પત્તિ સ્થિતિ વ્યયનો, કર્ત્તા હર્તા આપો આપ,
સર્વ દ્રવ્યમા એવી સ્થિતિ, નિજનો નિજ માબાપ,
અ ધારે અજવાળુ રે, આપો આપ પ્રગટાતુ          અચળિજ ૩

રહેલી હતી તેને આવિર્ભાવ કરે છે, પ્રગટ કરે છે સમ્યક્ત્વરૂપ બ્રહ્માનો આત્મગુણોની સૃષ્ટિ ઉત્પન્ન કરવાનો સ્વભાવ છે તેનાથી સમતારૂપ સરસ્વતી પુત્રી પ્રગટે છે તેનો ભોગ તે પોતે કરે છે કેવળજ્ઞાનરૂપ વિષ્ણુનો આત્મગુણરૂપ સૃષ્ટિપાલન સ્વભાવ છે કેવળજ્ઞાનરૂપ વિષ્ણુ પોતાના આત્માના અનન્ત ગુણોનુ સદા પાલન કરે છે કેવલજ્ઞાનરૂપ વિષ્ણુથી આત્મસૃષ્ટિમા શાન્તિ પ્રવર્તે છે જ્યારે આત્મામાં કેવળજ્ઞાનરૂપ વિષ્ણુ પ્રગટે છે, ત્યારે આત્મા પોતે પરમાત્મા બને છે અને તે અનન્ત રત્નત્રયીરૂપ લક્ષ્મીનો ભોગ કરે છે આત્મા કેવળજ્ઞાનરૂપ વિષ્ણુ પ્રગટાવીને વ્યષ્ટિમા અને પ્રાય બાહ્યસૃષ્ટિમા શાતિ ફેલાવવા શક્તિમાન્ થાય છે આત્મામા ચારિત્રરૂપ મહાદેવ પ્રગટે છે તે સર્વ કર્મરૂપ સૃષ્ટિનો સહાર કરે છે અને તે શૈલેશીકરણરૂપ હિમાલય પર્વતના મળે ઉત્પન્ન થએલી અનન્ત સુખરૂપ પાર્વતીની સાથે સિદ્ધસ્થાનરૂપ કૈલાસમા વિરાજે છે તેમનુ અનન્ત જ્ઞાનરૂપ લિંગ છે તેનો પાર લાવવાને કોઇ શક્તિમાન્ થતુ નથી અનન્તસહજ સુખરૂપ પાર્વતીની આત્મગુણ સ્થિરતારૂપ યોનિ છે તે મહાદેવનુ અનન્ત સુખરૂપ પાર્વતીની સ્થિરતારૂપ યોનિથી આત્મ શુદ્ધ જ્ઞાનાદિ અનત ગુણોની સૃષ્ટિ સદા પ્રવર્ત્યા કરે છે સમ્યગ્દર્શનની સ્થિતિ પ્રાપ્ત કરવામા જ सम्मत्त पासह त मोण पासह ज मोण पासह त सम्मत्त पासह એ સૂત્રનો અનુભવ વાસ્તવિક કરે છે હઠયોગીઓ પૂરક પ્રાણાયામને બ્રહ્મા કહે છે કુભક પ્રાણાયામને વિષ્ણુ કથે છે અને રેચક પ્રાણાયામને હર-મહાદેવ કહે છે

પ્રકૃતિવાદીઓ રજોગુણને બ્રહ્મા કથે છે તમોગુણને મહાદેવ કહે છે અને સત્ત્વગુણને વિષ્ણુ કહે છે પ્રત્યેક જીવમા અને સકલ વિશ્વરૂપ સમષ્ટિમા સર્વ જીવોમા રજોગુણ, તમોગુણ અને સત્ત્વગુણરૂપ બ્રહ્માઓ, મહાદેવો અને વિષ્ણુઓ અનતા છે ૩ અનન્ત જીવોની અપેક્ષાએ અને તેમા રહેલા અનત રજોગુણ, તમોગુણ અને સત્ત્વગુણની અપેક્ષાએ અનન્ત બ્રહ્માદિ દેવો છે રજોગુણ, તમોગુણ અને સત્ત્વગુણની પેલી પાર જનાર તીર્થંકરો વાસ્તવિક કેવલજ્ઞાનરૂપ વિષ્ણુતાએ યુક્ત થવાથી વિશ્વ જીવોનો ઉદ્ધાર કરી શકે છે રજોગુણ, તમોગુણ અને સત્ત્વગુણની પેલી પાર અનન્ત સુખ રહેલુ છે તેની દશાનુ જૈનશાસ્ત્રો વર્ણન કરે છે

પોતાને પોતે ના જાણે, શોધે આપો આપ,
પોતાના ખંડન મંડનની, કરતો થાપ ઉથાપ;
અવતારો નાના ભાવે રે, પોતાને પોતે જગ ગાતું. અચરિજ. ૪

---

પ્રત્યેક જીવમાં વાસ્તવિક સ્થિતિથી દર્શન, જ્ઞાન ચારિત્રરૂપ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર તિરોભાવ અને આવિર્ભાવરૂપે રહેલા છે. જે આત્માઓએ જ્ઞાનાદિ ગુણો પ્રગટાવ્યા છે, તેમાં આવિર્ભાવરૂપે બ્રહ્માદિ દેવો છે અને જેઓ મિથ્યાત્વાદિ દોષોથી હજી જાગ્રત્ થયા નથી તેઓમાં તિરોભાવપણે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરાદિ દેવો છે. સર્વ વિશ્વમાં કાજળની કુંપલીની પેઠે ઠાંસીને ભરાયેલા અનન્ત જીવોમાં ચૈતન્યસત્તા વિષ્ણુ રહેલી છે તેની અપેક્ષાએ जले विष्णुः स्थले विष्णुः, विष्णुः पर्वतमस्तके । आकाशमालिनीर्विष्णुस्तस्माद् विष्णुमयं जगत् ॥ ઇત્યાદિ આધ્યાત્મિક ચૈતન્યસત્તા વ્યાપક મહત્તાથી વર્ણન કરવામાં આવ્યું છે. મહાદેવ સ્તોત્રમાં શ્રીહેમચંદ્રાચાર્યે નીચે પ્રમાણે કથ્યું છે. एक मूर्तिस्त्रयो भागा, ब्रह्मविष्णुमहेश्वराः । तान्येव पुनरुक्तानि, ज्ञानचारित्रदर्शनात् ॥ १ ॥ ज्ञानं विष्णुः सदा प्रोक्तं, चारित्रं ब्रह्म उच्यते । सम्यक्त्वं तु शिवं प्रोक्तमर्हन्मूर्तिस्त्रयात्मिका ॥ અરિહંતદેવની એક મૂર્તિમાં જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ ત્રણ ગુણો છે. તે બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વરરૂપ છે. શુદ્ધાત્મારૂપ અરિહંતમાં જ્ઞાન છે તે વિષ્ણુ છે. ચારિત્રરૂપ બ્રહ્મા છે અને સમ્યગ્દર્શનરૂપ મહેશ્વર છે જ્ઞાન, દર્શન ચારિત્રને પરસ્પરને ભિન્ન ભિન્ન નયોની અપેક્ષાએ બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ તરીકે કથી શકાય છે. જ્ઞાનાદિ એકેક ગુણને પણ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર શક્તિરૂપ કથી શકાય છે. મિથ્યાત્વરૂપ ત્રિપુરારિનો ક્ષય ખરેખર સમ્યગ્દર્શનથી થાય છે માટે તેને મહાદેવ કથવામાં આવે છે. ચારિત્રગુણથી સર્વ ગુણોની ઉત્પત્તિ થાય છે માટે તે અપેક્ષાએ ચારિત્રને બ્રહ્મા કહેવામાં આવે છે. સમ્યગ્દર્શનરૂપ મહાદેવથી જ્ઞાન ચારિત્રાદિ વિષ્ણુ બ્રહ્માની આવિર્ભાવતા થાય છે માટે તે અપેક્ષાએ સમ્યગ્દર્શનરૂપ મહાદેવે આત્મગુણોની સૃષ્ટિ રચી એમ કહેવાય છે. આત્માના શુદ્ધ જ્ઞાનરૂપ વિષ્ણુથી વાસ્તવિક ચારિત્ર બ્રહ્મા વગેરેની ઉત્પત્તિ થાય છે. જૈન આધ્યાત્મિક શાસ્ત્રોની અનેક નયશૈલીથી પરસ્પર એક બીજાની ઉત્પત્તિ સંભવી શકે છે. એક આત્મામાં અને સકલ જીવોમાં આ પ્રમાણે સમજવું.

આત્માના જ્ઞાનાદિ ગુણોને ઉપશમ ક્ષયોપશમ અને ક્ષાયિકભાવે જે અનુભવે છે તે જ્ઞાન દર્શન ચારિત્રરૂપ વિષ્ણુ મહેશ્વર બ્રહ્મા જન્યજનકભાવ

દૃષ્ટિ પ્રમાણે સૃષ્ટિ થાતી, માયાનો નહિ પાર,
અપાર પાર સહુ પોતાનામાં, પિંડ પિંડ સંસાર,
બુદ્ધિસાગર સમજે રે, શાન્ત મન ઝટ થાતું અચરિજ. ૫

સં ૧૯૭૦ ના કાર્તિક સુદિ ૬ બુધવાર

---

સંબંધ આદિ અનેક સંબંધની અપેક્ષાએ પરસ્પર એક બીજાની ઉત્પત્તિ ઘટાવી શકે છે ઇત્યાદિ ગીતાર્થ ગુરુની પાસે રૂબરૂમાં ગુરુગમ પૂર્વક સ્વરૂપ સમજવું

एकोऽहं बहु स्याम् ઇત્યાદિ શ્રુતિયોનો જૈન સ્યાદ્વાદશૈલીએ આત્મામાં અર્થ ઘટાવવો દ્રવ્યાર્થિક નયની અપેક્ષાએ एगे आया આત્મા એક છે અને પર્યાયાર્થિકનયની અપેક્ષાએ આત્મા અનેક છે આત્મામાં અનંત પર્યાયો અને અનન્ત ગુણો રહેલા છે જ્યારે આત્મા સમ્યક્ત્વ પામે છે, ત્યારે તે વિચારે છે કે મારી આત્મારૂપ સૃષ્ટિમાં અનંતગુણો અનંત પર્યાયો રહેલા છે પણ તે પરભાવમાં પરિણમ્યા છે શુદ્ધ જ્ઞાનાદિ અનંત ગુણો પ્રગટાવવા અને કર્મને દૂર કરવું એ મારો ધર્મ છે એમ સમજીને તે ઇચ્છે છે કે હું આત્મા, શુદ્ધ જ્ઞાનાદિ અનેક ગુણોની પ્રગટતાએ અનેકરૂપ થાઉં ભગવતીસૂત્રમાં ज्ञानात्मा दर्शनात्मा उपयोगात्मा चारित्रात्मा આદિ અનેક આત્માઓ કથ્યા છે એક આત્માને જ્ઞાનાદિ ગુણોને આત્માઓ કથી અનેકરૂપ કથ્યો છે આત્મા આ પ્રમાણે સમ્યક્ત્વ બળે बहु स्याम् અર્થાત્ અનેક બહુ ગુણરૂપે વ્યક્ત થાઉં આવી ઇચ્છા કરી આત્મરમણતા કરી આત્માની અનંત ગુણસૃષ્ટિને પ્રગટાવી સિદ્ધ બુદ્ધ પરમાત્મા બને છે આત્મારૂપ ઇશ્વર એ પ્રમાણે સંકલ્પ કરીને ગુણસ્થાનકે ચઢીને અનેક ગુણો પ્રગટાવે છે તેને સહસ્રબાહુ સહસ્રશીર્ષાદિક છે એવી શ્રુતિ પણ આધ્યાત્મિક દૃષ્ટિએ સમ્યક્ ઘટી શકે છે આત્માની સહસ્ર પ્રકારે પ્રવર્તતી જ્ઞાનશક્તિને હજારો શીર્ષરૂપ કથેલ છે આત્માની ચારિત્રશક્તિને સહસ્ર બાહુપાદરૂપે કથેલ છે અનંત શક્તિધર આત્મારૂપ વિષ્ણુ આ સંસારમાં અવિદ્યા, અજ્ઞાન, મોહરૂપ સમુદ્ર જલમાં શયન કરે છે આત્મામાંથી રજોગુણ, તમોગુણ અને સાત્વિકગુણ પ્રગટ થાય છે આત્મા વસ્તુત દ્રવ્યરૂપે એક છે પરભાવની ઇચ્છાએ તે પરભાવ કર્મ યોગે અનન્ત અવતારરૂપે બહુ અનેક બને છે શુદ્ધાત્મગુણની ઇચ્છાબળે શુદ્ધ જ્ઞાનાદિની આવિર્ભાવતાએ અનેક રૂપે અર્થાત્ અનેક શુદ્ધપર્યાયરૂપ બને છે.

## आत्मानी सृष्टि.

નિશાની કહા બતાવું રે—એ રાગ.

અહો ત્હારી માયા ભારી રે, કોઇ ન પામે પાર. અહો૦
સ્વયં રચે સૃષ્ટિ ઘણી રે, સ્વયં કર્મ કરનાર;
પોતાનામાંહી કરે રે, પોતાનાવડે સાર. અહો૦ ૧
બ્રહ્મા હરિહર તું બને રે, ભિન્ન ધરી પર્યાય;
લક્ષ ચોરાશી યોનિનો રે, કર્ત્તા સ્વયં કહેવાય. અહો૦ ૨
બ્રાહ્મણ ક્ષત્રિ વૈશ્યને રે, શૂદ્ર રૂપ તું થાય;
નર નારી નપુંસકપણે રે, ઔદયિક રૂપ સુહાય. અહો૦ ૩
નિજ સૃષ્ટિ કર્ત્તા બને રે, હર્ત્તા નિજનો તેમ;
સ્થિરતા નિજ માંહી ધરે રે, બાહ્યાં નરથી એમ અહો૦ ૪

---

આત્મા અશુદ્ધપર્યાયે સ્વર્ગી—નારક તિર્યંચ, અને મનુષ્યરૂપ છે. આત્મામાં શુદ્ધ-જ્ઞાનાદિ ગુણોની પ્રગટતાએ આત્મા અનંત શકિતમય બને છે. આત્મામાં શુદ્ધ જ્ઞાનાદિ શકિતરૂપ બ્રહ્માણી દેવી અવબોધવી અને રજોગુણ, તમોગુણ મોહની શકિતની અપેક્ષાએ કાલી—મહાકાલી શકિત અવબોધવી. જેટલું પિંડમાં છે, તેટલું બ્રહ્માંડમાં છે. આત્મામાં જ્ઞાનાદિ શુદ્ધ ગુણોનો ઉત્પાદ છે તે બ્રહ્મા છે અને વ્યય છે તે મહાદેવ—હર છે અને આત્મામાં ગુણપર્યાયનું ધ્રૌવ્ય છે તે વિષ્ણુ છે. ઇત્યાદિ ગીતાર્થ ગુરૂગમની અપેક્ષાએ જૈન આધ્યાત્મિક સ્યાદ્વાદનયશૈલીએ આ કાવ્યનો ભાવાર્થ અવબોધવા યોગ્ય છે.

એક થકી બહુધા જગ પ્રકટયું, એક વિષે બહુ વાસ;
અણુમાં સૃષ્ટિ સર્વ સમાતી દાસ તણો પ્રભુ દાસ.

एकोऽहं बहु स्याम् એ શ્રુતિની સ્યાદ્વાદ શૈલીએ આત્મામાં વિવક્ષા ઘટાવવી. એક આત્મામાં અનન્ત જ્ઞાનાદિક ગુણોમાં સમાતા જગતનો આવિર્ભાવ થાય છે. આત્મામા અનન્તગુણોરૂપ જગત્ છે તેનો કર્માવરણ ખસતાં પ્રકટભાવ થાય છે. એક આત્મામાં અનન્ત જ્ઞાનાદિ ગુણોનો અસ્તિધર્મની અપેક્ષાએ વાસ છે અને અન્ય જડ દ્રવ્ય અને તેના ગુણપર્યાયોનો નાસ્તિધર્મની અપેક્ષાએ નાસ્તિધર્મરૂપે વાસ છે. એક પરમાણુમાં સર્વ દ્રવ્યના અસ્તિધર્મ અને નાસ્તિ-ધર્મનો સમાવેશ થતો હોવાથી સર્વસૃષ્ટિ સમાય છે, એમ વિશેષાવશ્યકમાં

નટ નાગર લીલા કરી રે, ભમતો નાના વેષ,
નામ રૂપના મોહમા રે, લાગી ધરતો ક્લેશ અહો૦ ૫
વપુ સૃષ્ટિ સતાઈને રે, કરતો નિજની શોધ,
ભૂલી માયા ભૂલમા રે, ચાલે લેવા બોધ અહો. ૬
દેહભાવ દિલમા ધરી રે, દેખે નહિ નિજ રૂપ,
કર્મતતુ રચના કરી રે, વપુ સૃષ્ટિ ધરે ભૂપ અહો ૭
કાલ અનાદિથી ધરી રે, માયાલીલ અપાર,
માયા સૃષ્ટિમા રહ્યો રે, ઠર્યો નહિ ક્ષણુવાર અહો ૮
પર પરિણામી ચેતના રે, માયાની કરનાર,
પરભાવે જીવવીર્યને રે, પરિણમતા સસાર અહો ૯
શુદ્ધ સૃષ્ટિ ત્હારી ખરી રે, ત્હેનો દે ઉપયોગ,
નિજભાવે નિજ પરિણમે રે, વર્તે નિજગુણ ભોગ અહો ૧૦
આત્મ શુદ્ધ સૃષ્ટિતણો રે, તુ પોતે કરનાર,
બુદ્ધિસાગર આતમમા રે, ક્ષાયિક સૃષ્ટિ થનાર અહો ૧૧

સવત્ ૧૯૭૦ ના કાર્તિક કૃષ્ણ ૭ ગુરૂવાર.

---

શ્રુતજ્ઞાનાધિકારે વર્ણવ્યુ છે, તદ્વત્ એક આત્મામા લોકાલોકરૂપ સર્વ જગત્નો સમાવેશ થાય છે આત્મામા સર્વ દેવદેવીઓ અને અનન્ત બ્રહ્માડોનો સમાવેશ થાય છે એક આત્મામાંથી અનન્ત ગુણપર્યાયનો ઉત્પાદ થાય છે અને એક આત્મામા સર્વ દ્રવ્યના અનન્ત ગુણપર્યાયોનો જ્ઞેયપણે સમાવેશ થાય છે મિથ્યાત્વદશામા આત્મામા આવિર્ભાવની અપેક્ષાએ જ્ઞાનાદિ ગુણો હોતા નથી તેથી તે કાલે આત્મા કથચિત્ ગુણશૂન્ય કહેવાય છે, પશ્ચાત્ સદ્ગુરૂનો સમાગમ થતા તે આત્મામા રહેલા તિરોભાવીય ગુણોનો આવિર્ભાવ-પ્રકાશ થાય છે તે અપેક્ષાએ શૂન્યમાથી અનન્તજ્ઞાનાદિ ગુણસૃષ્ટિ પ્રકટી એમ કહેવાય છે અથવા માતાના ઉદરમાં પૂર્વે જીવોત્પત્તિ વિના શૂન્યતા હતી, પશ્ચાત્ તેમા જીવની ઉત્પત્તિ થઇ તે અપેક્ષાએ શૂન્યમાથી આ આત્મસૃષ્ટિરૂપ જગત્ થયુ એમ કહેવાય છે

આત્મારૂપ પ્રભુના જે જે સેવકો છે તેતે સેવકોનો પ્રભુ સેવક છે આત્મારૂપ પ્રભુના જે જે સેવકો છે તેના પણ જે સેવકો છે તેનુ ઇષ્ટ કરવામા પ્રભુની સર્વૌગિક પ્રવૃત્તિ થવાથી દાસનો દાસ પણ દાસ પ્રભુઆત્મા કથાય છે ભક્તિમાર્ગની મહત્તાદષ્ટિએ ઉપર્યુક્તવાકયમહત્ત્વ અવબોધવુ, ઇત્યાદિ ગુરૂગમપૂર્વક અવબોધવુ

## आत्म प्रभुनी स्तुति.

અજીત જિન તારજ્યો રે એ રાગ.

આત્મ પ્રભુ ત્હારી અહો રે, લીલા અપરંપાર;
કાળ અનાદિથી તમે રે, ભટક્યા વારંવાર;
દયાનિધિ તારજ્યો રે, પોતાને જયકાર. દયા. ૧
સત્તાથી પરમાતમા રે, પૂર્ણાનન્દ સ્વરૂપ;
અલખ અમર શક્તિ ધણી રે, ત્રણ જગત્‌ના ભૂપ. દયા. ૨
મોહે બાહ્ય લીલા કરી રે, ઠરતા નહીં એક ઠામ;
ભેદ દૃષ્ટિથી બાહ્યમાં રે, કલ્પો છો નિજ ધામ. દયા. ૩
સત્વ રજસ તમો ગુણથી રે, ભિન્ન ભિન્ન અવતાર;
લાખ ચોરાશીમાં લહો રે, થઇ માયા ભર્તાર. દયા. ૪
અનેક નામને રૂપથી રે, ભજતા નિજને નિત્ય;
નાગર નટ માયા ધરી રે, નાટક કરતા વિચિત્ર. દયા. ૫
રાજા રંકપણું ધરો રે, કરતા નવ નવ ખેલ;
અલખ લીલા પ્રભુ તાહ્યરી રે, સમજે નં મૂઢ સડેલ. દયા. ૬
પંચ શરીર રચો તમો રે, હર્ત્તા પણ કહેવાઓ;
અજ્ઞાનાવરણે સ્વયં રે, ઢાંકો નહીં દેખાઓ. દયા. ૭
અજ્ઞાનાવરણે રહી રે, જ્યાં નહીં ત્યાં સુંઝાઓ;
હું મારૂં કલ્પી મુધા રે, જન્મ મરણ દુઃખ પાઓ. દયા. ૮
જ્યાં નહીં સુખ ત્યાં શોધતારે, ત્રેવીશ વિષયની માંહી;
પોતાને દુઃખ આપતારે, કર્મ કરીને ઉછાંહી. દયા. ૯
લીલા મોહની બહુ કરી રે, આવ્યો નહીં ભવ અંત;
સમજાવું સમજો પ્રભુરે, ત્રણ ભુવનના સંત. દયા. ૧૦
ઉપશમાદિ સૃષ્ટિનોરે, લીલાનો વિસ્તાર;
કરવો તમને એ ઘટેરે, નિત્ય સુખદાતાર. દયા. ૧૧
નારાયણ વાસુદેવજી રે, પરમબ્રહ્મ ભગવાન;
બુદ્ધિસાગર આતમા રે, નિજનું કરૂં નિજ ગાન. દયા. ૧૨

સંવત્ ૧૯૭૦ના કાર્તિક કૃષ્ણ ૮ શુક્રવાર.

## प्रारब्धभोगमां निर्लेपता.

કવ્વાલિ

કર્યાં પ્રારબ્ધ ભોગવવા, કરીને જોર જે પ્રગટ્યા,
નથી જ્યા ભોગવણ છુટકો, ચુકવવુ કર્મનુ દેવુ ૧

સાખી

શરીર સાથે લાગીયા, આહારાદિક જેહ,
ઇચ્છાવણ સૌ વેદવા, કર્મવિપાકી એહ
કરાવે પ્રેરણા મનને, છુટે ના જ્ઞાનથી વાર્યા,
થતી પ્રયત્ન નિષ્ફલતા, કરાવે જોરથી ઇચ્છા કર્યાં૦ ૨
સમભાવે સાક્ષી બની, સમજી કર્માતીત,
આતમ ઉપયોગે રહી, કરી નિર્લેપી ચિત્ત
ત્યજી ભોક્તાતણી વૃત્તિ, ધરીને શાહુકારીને,
બનીને કર્મનો ન્યાયી, ત્યજીને લોકસંજ્ઞાને કર્યાં૦ ૩
ભોગ રોગ સમ લેખવી, કરી દીનતા ત્યાગ,
ઉત્સવ સમ દિવસો ગણી, આત્મધર્મનો યાગ
ત્યજીને હર્ષ દિલ્ગીરી, સહીને લોકના બોલો,
અખંડાનન્દ સરવરમા, ઝીલીને શાન્તતા ભાવી કર્યાં૦ ૪
કર્મ કર્મને ભોગવે, આત્મામા ઉપચાર,
માની મુઝાવુ નહીં, વસ્તુ ધર્મ ગણી સાર
સ્વભાવે સર્વના સૌ છે, વિભાવી તે નથી પોતે,
શુભાશુભ સહુ ગણી દેવું, ચૂકવવુ આત્મમા જ્યોતે. કર્યાં૦ ૫
કર્મપ્રભુ જે જે કરે, તે સહેવુ સમભાવ,
બુદ્ધિસાગર સહજથી, બનતા કર્મ બનાવ
ગણીને ધર્મ ઉપયોગે, રહીને આત્મની જ્યોતે,
વિલોકી વસ્તુ ધર્મે એ, અનુભવ આત્મમા લેજે કર્યાં૦ ૬

સંવત્ ૧૯૭૦ ના કાર્તિક કૃષ્ણ ૧૦ રવિવાર

---

## सुविधिनाथ स्तवन.

રૂષભજિનેશ્વર પ્રીતમ માહરોરે એ રાગ.

સુવિધિજિનેશ્વર સાહિબ માહારો રે, ક્ષાયિક લબ્ધિ નિધાન;
રૂપારૂપી પરમ પ્રભુ વિભુ રે, ચિદાનંદ ભગવાન. સુ૦ ૧
ઈશાનેશ અરિહંત આતમા રે, કર્ત્તા હર્તા નાથ;
બ્રહ્માંડેશ અલખ વિષ્ણુ ધણી રે, શુદ્ધાલંબન સાથ. સુ૦ ૨
વિશ્વંભર તમહર દિનકર શશી રે, કેવલજ્ઞાનાધાર;
લોકાલોકના ધારક જ્ઞાનથી રે, લીલા અપરંપાર. સુ૦ ૩
પરમબ્રહ્મ વ્યાપક સર્વત્ર છો રે, કેવલજ્ઞાનાપેક્ષ;
વ્યષ્ટિ સમષ્ટિ તારામાં રહી રે, જ્ઞેયજ્ઞાનસાપેક્ષ. સુ૦ ૪
નિરાકાર અલ્લાને રહિમજી રે, સાકારી મહાદેવ;
બુદ્ધ શુદ્ધ બ્રહ્મા વીતરાગજી રે, સુરનર સારે સેવ. સુ૦ ૫
વ્યક્તિ શક્તિ પર્યાયાધાર છો રે, અવિચલ સુખનો કંદ;
નાગર નટ લીલા કરતા ધણી રે, ટાળ્યા કર્મના ફંદ. સુ૦ ૬
સમતા સાગર ઉજાગર સદા રે, ઝળહળ જ્યોતિ રૂપ;
બુદ્ધિસાગર ગુણગણમય ખરો રે, સર્વ ભુવનનો ભૂપ. સુ૦ ૭

કાર્તિક કૃષ્ણ ૧૧ સોમવાર.

---

## भक्ति

હવે મને હરિનામ શું નેહ લાગ્યો એ રાગ.

ભકિતના પન્થે કદિય ન ભૂલું પડાતું;
મુકિતના સ્થાનમાં ચડાતું રે ........................ ભકિત૦ ૧
સર્વ જગત્ નિજ આત્મસમું ગણી,
ધ્યાન પ્રભુનું ધરાતું;
હું તું ના ભેદની દૃષ્ટિ ત્યજીને, પ્રભુમાં ચિત્તડું સમાતું રે. ભકિત૦ ૨

ભકત થયા વણુ જ્ઞાન ન પ્રગટે, ભક્તિનુ અમૃત ભાતુ,
ભક્તિમા દોષની દૃષ્ટિ રહે નહીં, સૌમાહી બ્રહ્મ જણાતુ રે. ભક્તિ૦ ૩
ઉચ્ચને નીચના ભેદ રહે નહીં, વાદવિવાદનુ ન ખાતુ,
ધ્યેયાકારે સર્વ જીવોમાં, પ્રભુનુ રૂપ જણાતુ રે ભક્તિ૦ ૪
પ્રેમના તાનમા આતમજ્ઞાનમાં, ભક્તિથી ચિત્ત સુહાતુ,
કોટી ગમે છે ભક્તિના ભેદો, ભક્તિમા યોગનુ છે નાતુ રે ભક્તિ૦ ૫
પરમ બ્રહ્મનો સૌમા અનુભવ, સત્તા સ્વરૂપ પરખાતુ,
અમૃત રસમય ભક્તિના ભોજને, જન્મ મરણ દૂર થાતુ રે ભક્તિ૦ ૬
ભક્તિ આધીન ભગવાન્ ખરેખર, ભક્તિમા સર્વ સમાતુ,
સર્વમા નિષ્કામ ભક્તિ છે ઉત્તમ, કર્તવ્ય સર્વ કરાતુ રે ભક્તિ૦ ૭
ભક્તિ કરી તેણે સર્વ કર્યું છે, ભેદુના ચિત્તમાં સુહાતુ,
બુદ્ધિસાગરભક્તિકલ્લોલે, અદ્વૈતમયરૂપ થાતુ રે ભક્તિ૦ ૮

કાર્તિક કૃષ્ણ ૧૨ મગળવાર

---

## अमदावाद शेठ जगाभाइ दलपतभाइ पर लखेल पत्र.

રાગ ધન્યાશ્રી

બે નહી સાથે થાય, પરસ્પર વિરૂદ્ધ કાર્ય સદાય,
ભસવુ આટો ફાકવો રે, સગાતે ના થાય,
તમ તેજ જ બે ના રહે રે, એક ઠેકાણે ભાય પરસ્પર૦ ૧
તાપ શીત બે ના રહે રે, સાથે એક જ ઠામ,
રાત્રિ દિવસનુ જાણવુ રે, બ્રહ્મચર્યને કામ પરસ્પર૦ ૨
કફ વાયુ પિત્તનો રે, જો સાથે ઉત્પાદ,
ચિત્ત વિકલતા થઇ જતી રે, દોષ એ સન્નિપાત પરસ્પ૦ ૩
સૂર્ય રાહુ બે પાસમા રે, થાતા ગ્રહણોત્પાત,
દુગ્ધ કાજી એક ઠામમા રે, રહેતા થાતી ફાટ પરસ્પર૦ ૪
સશય નિશ્ચય બેઉનો રે, સાથે ના એક ઠામ,

પરસ્પર વિરોધીના રે, આશ્રયમાં બદનામ. પરસ્પર૦ ૫
પુરૂષત્વ નારીત્વનો રે, એક નહીં આધાર;
બન્ને રહે જો એકમાં રે, નપુંસક નિર્ધાર. પરસ્પર૦ ૬
સદસત્ ભાવે બે રહે રે, અસ્તિ નાસ્તિ એક ઠામ;
રહે વિવાદ ન તેહમાં રે, અનેકાન્ત મત ધામ. પરસ્પર૦ ૭
બન્નેનું મન રાખતાં રે, એકનું પણ ન સધાય;
ઘરનો નહીં ને ઘાટનો રે, ધોબી શ્વાનનો ન્યાય. પરસ્પર૦ ૮
સહુનાં મનને સાચવે રે, આવે નહીં જગપાર;
બુદ્ધિસાગર પ્રભુ ભજે રે, શાન્તિ મળે નિર્ધાર. પરસ્પર૦ ૯

કાર્તિક કૃષ્ણ ૧૩ બુધવાર.

---

## परभातीयुं.

પરભાતીયાનો રાગ.

જાગો વિશ્વંધર પ્રભુ, મુજ અન્તર્યામી;
સહજ સ્વરૂપી જિનવિભુ, શુદ્ધ પર્યાય રામી. જાગો. ૧
ઉત્પત્તિ વ્યય ધ્રૌવ્યનો, સમયે સમયે વિલાસી;
આનન્દઘન અવતાર તું, ગંગા યમુના કાશી. જાગો. ૨
તીર્થો સહુ તુજમાં રહ્યાં, સર્વ ધર્મનો ધર્તા;
ગુણપર્યાયાનંતનો, સમયે કર્ત્તાને હર્ત્તા. જાગો. ૩
જ્ઞાને લોકાલોકનો, વ્યાપક તું સવાયો;
સિદ્ધ સમોવડ જ્યોતિમય, મારા દિલમાં સુહાયો. જાગો. ૪
કૃત્રિમ સહજ બે ભેદથી, લીલા અલખ ધરંતો;
કૃત્રિમ ત્યાગી સહજનો, ઉપયોગ કરંતો. જાગો. ૫
અસંખ્ય પ્રદેશી વ્યક્તિથી, શોભે નિત્ય સનૂરો;
રૂપ નામથી ભિન્ન તું, સત્તા ધર્મ જ પૂરો. જાગો. ૬
ઔદયિક કર્મ વિપાકથી, પરપુદ્ગલ ભોગી;

નિરહવૃત્તિએ ભોગનો, ભોક્તા તુ અભોગી જાગો ૭
સકલ બ્રહ્માંડે ખેલતો, ઉપયોગે યોગી,
શુદ્ધ ગુણ પર્યાયનો, રાસ રમતો અયોગી જાગો ૮
જાગ જાગ મુજ આતમા, સત્તા વ્યક્તિ સ્વભાવે,
બુદ્ધિસાગર અનુભવે, મંગલ જ્યોતિ જગાવે. જાગો ૯

કાર્તિક કૃષ્ણ ૧૪ ગુરુવાર

---

## संस्कारी जीव.

જે કોઇ પ્રેમી અંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે એ રાગ

જીવ સંસ્કારી અવતરે, ધર્મરસ તેના ઉરમા ઠરે,
હોય સરલ સંતોષી નિર્મલ, દોષ ક્ષુદ્રતા હરે,
ભય મત્સર શઠતાનો ત્યાગી, ભક્તિ પ્રભુની કરે. ધર્મ. ૧
કોની કાને સુણે ન નિન્દા, ઉત્તમ શ્રદ્ધા ધરે,
સન્ત જનોની સંગત રાખે, સત્ય વેણ ઉચ્ચરે. ધર્મ ૨
પ્રામાણિકતા રાખે પૂરી, બોલ્યુ પાળે ખરે,
પરના ગુણનો રાગ ધરે બહુ, દોષદૃષ્ટિ પરિહરે. ધર્મ ૩
ચક્રવર્તિની ખીર ન પચતી, દીનને ખાતા અરે,
ધર્મ યોગ્યતા પામ્યા વણ તો, ધર્મ ન માનવ વરે ધર્મ ૪
વૈરાગી વિવેકી જ્ઞાની, ધર્મપન્થ સંચરે,
બુદ્ધિસાગર ગુરૂ પસાયે, ધર્મપાત્રતા મળે ધર્મ. ૫

કાર્તિક વદ ૦)) શુક્રવાર

---

# आत्मन्! पोताना शुद्धधर्ममां रमणता कर.

ચેતનજી ચેતો. એ રાગ.

ચેતનજી ત્હારે શુદ્ધ રમણતામાં રહેવું,
અન્યમાં ચિત્ત નહીં દેવું રે. ચેતનજી.
દુનિયા મનાવાને દુનિયા રીઝવવા,
પૂજાવા કાંઇ નવી કહેવું;
બહુમુખી દુનિયાના સટીંફીકટથી,
ટળશે ન કર્મનું દેવું રે. ચેતનજી૦ ૧
દોરંગી દુનિયામાં ડાળડાહ્યો થઇ,
કદીય ન સ્થિર ઠરવાનો;
પરભાવે રમતાં સાર ન કાઢયો,
કર્મોદધિ ન તરવાનો રે. ચેતનજી૦ ૨
સારા ખોટાની વાત કરંતાં,
સ્થિરતા સંતોષ નવી પાયો;
પરની પંચાતોનો પાર ન આવ્યો,
મોહે ઘણો ભરમાયો રે. ચેતનજી૦ ૩
અન્તરૂમાં લક્ષ્મી લીલા ભરી છે,
દીધી ન દૃષ્ટિ ત્યાં ત્હારી;
સત્તાગતનિજધર્મ ચૂકીને,
શોધે બાહિરૂ અનાચારી રે. ચેતનજી૦ ૪
દૃશ્ય પ્રપંચમાં સાર ન માની,
અન્તરૂમાં ઉપયોગ ધારી;
સ્થિરતાએ દેખ નિજ શુદ્ધસ્વરૂપને,
પરભાવવૃત્તિને વારી રે. ચેતનજી૦ ૫
સોઽહં સોઽહં શબ્દ વાચ્ય જે,
સોઽહં શબ્દ ભિન્ન ન્યારો;

અલખ સ્વરૂપી આતમરાયા,
તત્ત્વમસિ અવધારો રે. ચેતનજી૦ ૬
ત્હારૂં તાહરા દિલમા ભર્યું છે,
પ્રગટ કર ઉપયોગે,
બુદ્ધિસાગર આનન્દમોજે,
રહેવુ નિજ ગુણ ભોગે રે ચેતનજી૦ ૭

સ. ૧૯૭૦ ના માર્ગશિર્ષ શુકલ ૩ રવિવાર

## चेतननुं कर्तव्य.

ચેતનજી ચેતો એ રાગ

ચેતનજી ત્હારે આત્મપ્રેમી બની જાવુ,
મોહવૃત્તિથી દૂર થાવુ રે ચેતનજી
મોહની વૃત્તિયોની સ્ફુરણાઓ જીતી,
નિર્મોહરૂપ બની જાવુ,
સ્વપ્નામા સંકલ્પ ન ઉઠે,
એવુ ધ્યાન ત્હારે ધ્યાવુ રે ચેતનજી ૧
રાત દિવસ શ્વાસોચ્છ્વાસે રમણતા,
આત્મસ્વરૂપની જ કરવી,
વાતો ચિંતો સહુ આત્મસ્વરૂપની,
મન્ત દશા ચિત્ત ધરવી રે ચેતનજી ૨
યશ અપયશમા ચિત્ત ન દેવુ,
દેહાધ્યાસ નવી ધરવો,
જીવતા મોહભાવે મરીને,
જીવતાં જન્મ નવો કરવો રે ચેતનજી ૩
સુવતાં મોજ સહુ દુનિયા ભોગવતી,
જાગતા મોજ મારી લેવી,

દુનિયા દિવાની ગાંડી ધારીને,
અનુભવ વાત ન કહેવી રે. ચેતનજી. ૪
રાગ દ્વેષના સર્વ વિકલ્પો,
તેમાંહી લક્ષ ન દેવું;
બુદ્ધિસાગર શુદ્ધ ધર્મમાં,
ઉપયોગે નિત્ય રહેવું રે. ચેતનજી. ૫

માર્ગશિર્ષ શુકલ ૪ સોમવાર.

---

## ધર્મવિમુખ સાધુઓની ચેષ્ટાઓ

ભોજાભગતના ચાબખાનો રાગ.

દેખશો ધર્મ વિમુખ કેઇ સાધુ, કપટથી ફોલી જગત્ ખૂબ ખાધું,
સાધુ દેખીને કરે અદેખાઇ, દેખાડે શ્વાનવત્ ડોળા;
આપ બડાઇને પરની નિન્દામાં, મારે છે બહુ ગપ્પ ગોળા રે. દે૦ ૧
સિદ્ધાઇ સમજાવતા પોતાની, લવરીમાં રાત દિન ગાળે;
ખોટી મોટાઇનો મોહ ન મૂકે, સત્યને ઘાલે પાતાળે રે. દે૦ ૨
પોતાના મતનું મંડન કરતા, કરી કુયુક્તિયો ઝાઝી;
પરની વાત સહુ જૂઠ દેખાડે, માને છકી બકે ગાઝી રે. દે૦ ૩
વાડા વાળે બહુ વ્હાલ ધરીને, રાગદ્વેષપરિણામે;
લોકોને ફન્દમાં ખૂબ ફસાવે, ત્યાગનો સાર નવી પામે રે. દે૦ ૪
ઉપર વૈરાગીનો ડોળ દેખાડે, મનડું ધરે ખૂબ કાળું;
ધમધમાયમાન ક્રોધે રહે દિલ, મળતાંહી દેવતાને દારૂ રે. દે૦ ૫
રહેણીને કહેણીમાં નિત્ય ગોંટાળો, માનની ભીખના ભીખારી;
જરા વાતમાંહી લડી પડે બહુ, કરી કદાગ્રહ ભારી રે. દે૦ ૬
એક બીજાને દોષી દેખાડે, ગચ્છ કદાગ્રહ ભારે;
મ્હારૂં ત્હારૂં એવું મનમાંહી ધરતા, એળે જીવન વહે ખારે રે. દે૦ ૭
દિલમાંહી ધરતા ખૂબ અંધારૂં, વૈર ઝેર ખૂબ ધારે;
આત્મજ્ઞાનની ગંધ ન જાણે, તરે ન અન્યને તારે રે. દે૦ ૮

શુદ્ધ ધર્મને સાધે સાધુજી, સાધુ વિરલ જયકારી,
બુદ્ધિસાગર ધન્ય સત્ય સાધુને, વંદન વાર હજારી રે. દે૦ ૯

માગશર શુક્લ ૫ મંગળવાર

## આજે ચારિત્રપર્યાયનાં તેર વર્ષ પૂર્ણ થયાં.

તેર વર્ષ થયા આજે, સંયમના તેર વર્ષ થયા આજે,
આનંદ મંગલ છાજે સંયમ
મૂલગુણે પંચ મહાવ્રત પાળ્યા, રાત્રિ ભોજન ત્યાગ્યું;
પ્રાય આત્મગુણોના અર્થે, અન્તર્ મનડું જાગ્યું. સંયમ ૧
વ્યવહારે બ્રહ્મચર્યને ધાર્યું, કાયથકી જયકારી,
નિશ્ચયથી શુદ્ધગુણરમણતા, યથાશક્તિ અવધારી સંયમ. ૨
કાયથકી સ્ત્રી સંગ નિવાર્યો, વચનથકી પણ સાચો,
મનને વશ કરવાને માટે, જ્ઞાન ધ્યાનમાં રાચ્યો સંયમ ૩
અતિચાર પ્રતિક્રમણ કરીને, શુદ્ધ થવાને ઉમાહ્યો,
વ્યવહાર નિશ્ચય સંયમ વાટે, અનુભવ ઝાખી પાયો. સંયમ ૪
સિદ્ધાન્તોનું મનન કરીને, જ્ઞાન માર્ગ સ્થિર ઠાયો,
દ્રવ્યક્ષેત્ર કાલાનુભાવે, સંયમ માર્ગ વહાયો સંયમ ૫
સાધુઓ યતિયોની સંગત, કીધી સાર ગ્રહાયો,
સુખદુઃખ સહીયા જ્ઞાને, કીધા ધર્મ ઉપાયો સંયમ. ૬
કલિકાલમાં ધર્મ સાધના, પૂર્ણ પુણ્યથી પાયો,
સાધકવૃત્તિ યત્ન થતો કંઇ, મનમાં સંતોષ આયો સંયમ ૭
જે જે અંશે ધર્મ સાધના, કલિકાલમાં થાતી,
તે તે અંશે જન્મ સફલતા, અનુભવ યોગે જણાતી સંયમ ૮
આસવવણ જે તેર વર્ષમાં, સંવર યોગ સધાયો,
બુદ્ધિસાગર ધન્ય ગણું હું, ભાવી ધર્મ સધાઓ સંયમ ૯

માગશર શુદિ ૬ બુધવાર

## પેથાપુર.

પેથાપુર તીર્થ ગણાયું રે, ગુરૂ વિહારે પવિત્ર. પેથાપુર.
નેમિસાગર મુનિવર ખરા રે, કીધા ખૂબ વિહાર;
ચોમાસાં અહિંયાં કર્યાં રે, કીધી દેશના સાર. પેથાપુર. ૧
સુવિહિત ગચ્છારાધકા રે, શ્રાવક કરિયા બેશ;
મુનિમાર્ગ ઓળખાવીયો રે, સહી પરિષહ ક્લેશ. પેથાપુર. ૨
સાધુવ્રત પાળ્યાં ભલાં રે, પાળ્યા પૂર્ણાચાર;
વૈરાગી ત્યાગી શિરોમણિ રે, શુદ્ધ ક્રિયા કરનાર. પેથાપુર. ૩
સદ્ગુરૂ રવિસાગર મુનિ રે, નેમસાગરજીશિષ્ય;
ગુરૂભકત વિનયી સદા રે, ત્યાગી રાગને રીસ. પેથાપુર. ૪
ચોમાસા ગુરૂએ કર્યાં રે, ધર્મશાળાની માંહી;
ધર્મસાગરજી મુનિવરે રે, લીધી દીક્ષા આંહી. પેથાપુર. ૫
શ્રીસુખસાગરજી ગુરૂવરે રે, કીધું સ્થાન પવિત્ર;
ધર્મશાલા શોભા ભલી રે, દિન દિન વધતી ચિત્ર. પેથાપુર. ૬
સુવિહિત સાગર સાધુઓ રે, આવ્યા અતિ ઉચ્છાહી;
જૈનધર્મ દીપાવીયો રે, ખામી રહી નહીં કાંઇ. પેથાપુર. ૭
ગુરૂ પરંપર મુનિવરા રે, આવ્યા સ્વચ્છ ઉદાર;
બુદ્ધિસાગર સદ્ગુરૂ રે, ચરણસ્પર્શ જયકાર. પેથાપુર. ૮

માગશર શુકલ ૧૦ સોમવાર.

## दर्शन.

મારો મનવો ભર્યો રે ઉદામી

જ્યોતિ ઘટ ઝળહળ જાગી રે.
અલખ પ્રભુ પરખ્યો પરમ સોભાગી,
બહુનામી પણ જેહ અનામી,
જોઈ જોઇ પરમ રઢ લાગી રે પરમ પ્રભુ
પરખ્યો પરમ સોભાગી ૧
નામરૂપનો ભરમ મટાડી,
સુરતા જ શૂન્યમાહી લાગી રે પરમ ૨
નદીયો પહાડો તીર્થ ભ્રમણની,
ઝટ ભ્રાન્તિવૃત્તિ ભૂલ ભાગી રે પરમ ૩
પડ્દર્શનનોજ સાર જણાયો રે,
હુ તો થઇયો યોગી બહુ ત્યાગી રે પરમ ૪
ધન્ય ગુરૂ પરખાયો પરમ પ્રભુ;
જ્યોતિ જ્યોત થયો તુજ રાગી રે પરમ ૫
ધ્યાતા ધ્યેયને ધ્યાનના ઐક્યે રે,
મોઽહ સોઽહ અલખ વડ ભાગી રે. પરમ ૬
દુનિયા સર્વ સમાઇ સહજમા,
બુદ્ધિસાગર પરમ સુહાગી રે પરમ ૭

માગશર શુદિ ૧૧

---

## आत्मानुभव.

ધન્ય ધન્ય અવતાર થયો મુજ, ભવની ભ્રમણા ભાગી હોજી,
સ્યાદ્વાદ નય ચેતન સત્તા, જાણી રઢ ત્યાહી લાગી ગુરૂજી ભવની૦ ૧
ભટકયો ભવમા વાર અનન્તી, જાણ્યો નહીં પોતાને હો જી,
હવે હુ જાગ્યો આતમ જ્યોતે, ભળીયો આનન્દ ભાને ગુરૂ૦ ૨
અજવાળુ પ્રગટયુ અન્તરમા, અધારૂ અળપાયુ હો જી,

ગુરૂજી૦ ૩
જ્યાં જોઉં ત્યાં જ્ઞેયાકારે, બ્રહ્મરૂપ પરખાયું.
ચિદ્દઘન ચેતન હું છું પોતે, શોધીને સ્થિર થાયો હો જી; ગુરૂજી૦ ૪
વિશ્વવિષે વિશ્વ મ્હારામાં, સાપેક્ષાએ જણાયો.
સર્વ વિચાર તરંગો ઉપજે, વિણસે તે હું પોતે; ગુરૂજી૦ ૫
પરમ બ્રહ્મ આધાર સકલનો, બીજે શીદને ગોતે.
ઓતપ્રોત સહુ જ્ઞેયાકારે, જ્ઞાને નિજમાં ભાસે હો જી; ગુરૂજી૦ ૬
બુદ્ધિસાગર સુખની લ્હેરે, અન્તર્ નિત્યે વાસે.

માગશર શુકલ ૧૨ બુધવાર.

---

## ધારેલા માર્ગમાં જવાનું

ધારેલી વાટે નેમે જવાનું;
વાટે નેમે જવાનું, ધારેલી વાટે નેમે જવાનું; ............................ ધારેલી૦
ભાવી હશે તે થવાનું, ............................ પાછું વળી ન જોવાનું;
ચાલ્યા કરવું વાટમાં રે, પાછું વળી ન જોવાનું;
કરવું ન દીનતા ધારીને રે, કોઇ ન અશ્રુ લ્હોવાનું. ધારેલી૦ ૧
તુજ વાટે જે ચાલતા રે, મળીને અગ્ર જવાનું;
ભિન્ન વાટના પંથીને રે, લડી નહીં મરવાનું. ધારેલી૦ ૨
વિતાડે જે દુર્જનો રે, સર્વે તે સહવાનું;
સાધ્યદૃષ્ટિએ જે ઘટે રે, તે તે સહુ કરવાનું. ધારેલી૦ ૩
કાંટા તડકા સહુ સહી રે, વાટે નિજ વહેવાનું;
દુનિયા દિવાની જે કહે રે, ત્યાં નહીં લક્ષ દેવાનું. ધારેલી૦ ૪
ભિન્ન ભિન્ન દૃષ્ટિ થકી રે, ભિન્ન જગત્ કહેવાનું;
કહેતું અનાદિકાળથી રે, દેવાનું ન લેવાનું. ધારેલી૦ ૫
વ્હાલાને વૈરી વચ્ચે રે, આનન્દમાં રહેવાનું;
ખેંચંતાણુ ખટપટે રે, પાછા નહીં ફરવાનું. ધારેલી૦ ૬
આત્મબળે આગળ જવું રે, કામ નહીં પરવાનું;
બુદ્ધિસાગર શાન્તિથી રે, થાશે કાર્ય થવાનું. ધારેલી૦ ૭

માગશર શુકલ ૧૩ ગુરૂવાર.

## ⇝ निवृत्तिमार्ग छे प्यारो. ⇝

॥ કવ્વાલિ ॥

પ્રવૃત્તિ માર્ગ ભોગીનો, નિવૃત્તિ માર્ગ યોગીનો,
અધિકારી થતાં દિલમા, નિવૃત્તિ માર્ગ છે પ્યારો ૧
નિવૃત્તિની મઝા ન્યારી, નિવૃત્તિની દશા ન્યારી,
નિવૃત્તિની ગતિ ન્યારી, નિવૃત્તિ માર્ગ છે પ્યારો. ૨
પ્રવૃત્તિમા ઉપાધિ છે, નિવૃત્તિમાજ શાન્તિ છે,
અનુભવ સ્વાદતા યોગી, નિવૃત્તિ માર્ગ છે પ્યારો. ૩
નિવૃત્તિ આખ છે જૂદી, નિવૃત્તિ ચિત્ત છે જૂદુ,
નિવૃત્તિ સ્થૈર્ય છે જૂદુ, નિવૃત્તિ માર્ગ છે પ્યારો ૪
પ્રવૃત્તિ માર્ગ સેવકનો, નિવૃત્તિ માર્ગ છે પ્યારો,
થતા લય વાસનાઓનો, નિવૃત્તિ માર્ગ છે પ્યારો ૫
અલખ શાન્તિ નિરખવાને, પ્રભુના દેશમા જાવા,
પ્રભુ પોતે જણાવાને, નિવૃત્તિ માર્ગ છે પ્યારો ૬
ખરી જ્યોતિ નિરખવાને, અખડાનદ લેવાને,
બુદ્ધચબ્ધિ સન્તને સાચો, નિવૃત્તિ માર્ગ છે પ્યારો. ૭

માગશર કૃષ્ણ ૧ રવિવાર

---

## " खरो ए योग साधुनो "

॥ કવ્વાલિ ॥

સદા સતોષની વૃત્તિ, નથી પરભાવની ઇચ્છા,
ગુરૂગમ જ્ઞાન લેવાતુ, ખરો એ યોગ સાધુનો ૧
કષાયો ક્ષીણ થાતા બહુ, વધે વૈરાગ્યની વૃત્તિ,
નિવૃત્તિપન્થ વહેવાતુ, ખરો એ યોગ સાધુનો ૨
અહવૃત્તિ ટળે વેગે, થતી નિન્દા નહીં કોની,
ટળે ઇર્ષ્યાતણી વૃત્તિ, ખરો એ યોગ સાધુનો ૩

નથી મોટાઇનાં ખણુગાં, નથી મોટાઇની વૃત્તિ;
ગુણાનુરાગની વૃદ્ધિ, ખરો એ યોગ સાધુનો. ૪
પડાતું નહીં પ્રપંચોમાં, વધે સમભાવની વૃત્તિ;
નિવૃત્તિમાં રહે મનડું, ખરો એ યોગ સાધુનો. ૫
ક્ષમા વૃદ્ધિ થતી વેગે, સરલતા ચિત્તમાં રહેતી;
ઉપાધિયો થતી દૂરે, ખરો એ યોગ સાધુનો. ૬
અનુભવ જ્ઞાનની ઝાંખી, થતી આનન્દની મોજે;
બુદ્ધ્યબ્ધિસન્તદૃષ્ટિએ, ખરો એ યોગ સાધુનો. ૭
માગશર કૃષ્ણ ૨ સોમવાર.

## નગુરાઓ.

નગુરા ભોળા લોકો રે પાડે જૂઠ પોકો રે,
હરાયા પેઠે આથડે હોજી;
પામે નહીં અધ્યાતમ યોગ જ્ઞાન. નગુરા. ૧
અહીં મળશે કે તહીં રે શ્રદ્ધા નહીં કંઈ રે,
ગોળીના ચવડા જેહવા હો જી;
જ્યાં ત્યાં ભમતા લહે ન નિશ્ચય કંઇ. નગુરા. ૨
ગુરૂ ન મળે જ્ઞાની રે, ત્યાંસુધી અભિમાનીરે,
જીવ ન પામે જ્ઞાનને હો જી;
ઠરે ન મનડું આતમમાં સ્થિર ઠામ. નગુરા. ૩
ગુરૂની શ્રદ્ધા ભક્તિ રે, જાણો એજ શકિત રે,
મનને શાન્તિ આપવા હો જી;
પામે ભક્તો ગુરૂ હૃદયનુંજ જ્ઞાન. નગુરા. ૪
ગુરૂનાં પાસાં સેવે રે, ગુરૂ આણાએ રહેવે રે,
પામે તે સત્ય ધર્મને હો જી;
બુદ્ધિસાગર જ્ઞાની ગુરૂ ધરી સેવ. નગુરા. ૫
માગશર કૃષ્ણ ૩ મંગળવાર

# आत्मप्रभु.

મીરાબાઇના હાથમા છે પુષ્પની માળા એ રાગ

પ્રભુ મારા અસંખ્ય પ્રદેશી રૂપાળા પ્રદેશી રૂપાળા,
દીલમા બિરાજનાર પ્રેમીડા હો જી . ... . .. .. પ્રભુ ૧

જ્યા ત્યા પ્રભુ ત્હારી ધારણા ધારૂ હુ ધારણા ધારૂ,
પ્રેમપુષ્પે પૂજુ ભક્તિથી રે હોજી ..... ...પ્રભુ. ૨

દેહમાહી વ્યાપનાર નિજનેજ તારનાર,
નામ રૂપે ક્યા ક્યા શોધવો રે હો જી . .. .. ..પ્રભુ ૩

હજરાહજુર જ્યોતિ રૂપે રહો નિત્ય રૂપે રહો નિત્ય,
ઉપયોગ એક રહો તાહ્રારો રે હો જી ... . પ્રભુ. ૪

નામ અનેક ભાષામા તમારા ભાષામા તમારા,
ત્રણ કાલમા જે થયા રે હો જી .............. ..... ... પ્રભુ ૫

સર્વે તમારા નામ ગણુ છુ નામ ગણુ છુ,
તોપણ નામાતીત છો રે હો જી. પ્રભુ ૬

વિશ્વમથી તુ વિશ્વ તારામા,
ધ્યાવુ પૂજુ હુ નિજને રે હો જી પ્રભુ ૭

અન્તર્યામી તુ પ્રભુ મ્હારા રે તુ પ્રભુ મ્હારા,
ક્ષણ એક દિલથી ન વિસરો રે હો જી. પ્રભુ ૮

બુદ્ધિસાગર જ્યોતિરૂપ પ્રભુજી અલખ પ્રભુરૂપ,
આનન્દમયરૂપ તાહ્રારૂ રે હો જી પ્રભુ ૯

માગશર વદિ ૪ બુધવાર

# आत्मामां विश्व अने सापेक्षाए आत्ममय विश्व.

દુનિયા અમારા આત્મમાં દુનિયામથી પોતે સદા,
જે જે થયું જે જે થશે તે સર્વમાં જ્ઞાને મુદા;
પર્યાય જે જે દ્રશ્ય તે તે રૂપ થઇયો પૂર્વ હું,
પર્યાય સર્વે માહ્યરા વિજ્ઞાન જ્ઞેયે સર્વ હું. ૧

જે જે જગત્માં દ્રવ્ય જ્ઞાને જ્ઞેયરૂપે પરિણમે,
વિજ્ઞાનવાદી વિજ્ઞરૂપે જ્ઞેય તેને નવિ ગમે;
જ્ઞાન જ થતું નહિ જ્ઞેયવણુ એ જ્ઞેયવાદી ઉચ્ચરે,
એ જ્ઞેયરૂપે સર્વમાની જ્ઞાન વસ્તુ પરિહરે. ૨

પરિણામવાદી દૃષ્ટિ સૃષ્ટિ વાદી આદિ વાદ જે,
સૌ આત્મમાંહી પરિણમે એકાન્તથી વિષવાદ જે;
જે જે થયા મત પન્થ તે તે આત્મમાંથી ઉદ્ભવ્યા,
મિથ્યાત્વમતિ પરિણામથી પાખંડ મત સૌ નીસર્યા. ૩

જાતા સમાઇ નાસ્તિરૂપે શુદ્ધ ચેતન થઈ જતાં,
સ્યાદ્વાદનયથી અસ્તિનાસ્તિ ધર્મ અન્તર્ પ્રગટતાં;
જે ભેદનયની કલ્પના તે ખેદ આપે મુંઝતાં,
જ્યાં એક રૂપે આત્મસત્તા ધ્યાન થાતું શર્મ ત્યાં. ૪

પૂજાપરામાં આવીને સાપેક્ષ ચેતન ધ્યાવીએ,
વિકલ્પ વચનાતીત અન્તર્ ધર્મચિત્તે લાવીએ;
જ્યાં વિશ્વ ઉંઘે જાગતા ત્યાં મસ્ત થઇ રહીએ ખરે,
બુદ્ધયબ્ધિ સમજે જ્ઞાનીઓ પરમાત્મતા પ્રેમે વરે. ૫

માગશર વદિ ૭ શનિવાર.

## सज्झाय.

આપ સ્વભાવમા રે એ રાગ

સમતા ભાવમા રે ચેતન અનુભવ જ્ઞાને રહેવુ,
દુનિયા સારા ખોટા કહેવે, ત્યા નહિ મનડુ દેવુ સમતા ૧

દુનિયામાહી કોઈ ન ત્હારૂ, માન નહીં મન મ્હારૂ,
કોઇ ન અતે સાથે આવે, અન્તે સર્વે ન્યારૂ. સમતા. ૨

પુદ્ગલની બાજી સહુ જૂઠી, મમતા તેની ખોટી,
કરોડપતિની સાથ ન કોઇ, લખપતિ નહીં લગોટી સમતા. ૩

સુખ દુ ખ વાદળ છાયા પેઠે, ક્ષણુ ક્ષણુમા બદલાતુ,
નાટકીયા પેઠે અવતારો, લહીને નાટક થાતુ સમતા ૪

કર્મવશે સહુ જીવો ભમતા, ભમતા દુ ખડાં પાવે,
કર્મ નચાવે તેવુ નાચે, સ્થિરતા ક્યાઈ ન પાવે. સમતા ૫

નહીં નારી ને નહીં નપુસક, નહીં તુ નર અવતારી,
પુદ્ગલના વેષો પ્હેરીને, ભટકે ભવમા ભારી સમતા ૬

પુદ્ગલના સગે ક્રોધાદિક, થાતા તે નહીં પોતે,
આતમસત્તાએ પરમાતમ, શુદ્ધ જ્ઞાનની જ્યોતે સમતા ૭

નિન્દા વા સ્તુતિ નહીં ત્હારી, રાગાદિકથી ન્યારો,
સત્તાએ તુ સિદ્ધ સમોવડ, જ્ઞાનાદિક આધારો સમતા ૮

આત્મસ્વરૂપે ત્હારે રહેવુ, ધર્મ એજ છે સાચો,
રાગદ્વેષે ચિત્ત ન દેવુ, પરમભાવમા માચો. સમતા ૯

અલખ નિરજન રૂપ મઝાનુ, સત્તા ધ્યાઈ લેવુ,
બુદ્ધિસાગર સિદ્ધ સનાતન, બ્રહ્મરૂપને સેવુ સમતા ૧૦

માણસા વદિ ૧૦ સોમવાર

---

## શિષ્યસ્વાધ્યાય.

લક્ષણુ શિષ્યનાં રે, જાણી મનમાં રાગને આણો;
દૃષ્ટિરાગને રૂપરાગથી, મોહ્યા વણુ સહુ જાણો. લક્ષણુ૦ ૧
ગુરૂનો વિનય કરે મન ભાવે, ગુરૂ ભક્તિ મન ભાવે;
સોનાપેઠે ગુરૂથી કસતાં, દુમણો લેશ ન થાવે. લક્ષણુ૦ ૨
ગુરૂવૃત્તિ અનુકુલ થઇ વર્તે, સ્વચ્છંદે નહીં ચાલે;
ગુરૂઆણાને કદિ ન લોપે, શુદ્ધાચારો પાળે. લક્ષણુ૦ ૩
આપમતિ આગળ નવી કરતો, ગુરૂ મતિને અનુસરતો;
વૈરાગી ત્યાગી થઇ શૂરો, ગુરૂપ્રેમ મન ધરતો. લક્ષણુ૦ ૪
ગુરૂના સામું કદી ન બોલે, વૈયાવૃત્યે શૂરો;
ભરમાવ્યો ભમતો ના ભ્રાન્તે, ચઢતા ભાવે સનૂરો. લક્ષણુ૦ ૫
બહુમાન ધારે સદ્ગુરૂનું, ભિન્નભાવ નવી રાખે;
ગુરૂ આણામાં ધર્મને માની, સાચું નિત્ય જ ભાખે. લક્ષણુ૦ ૬
પુચ્છી ગુરૂને સર્વે કરતો, કપટ કરે નહીં ક્યારે;
ગુરૂનો દ્રોહી કદી ન થાતો, થતા કષાયો વારે. લક્ષણુ૦ ૭
વિકથામાંહી લક્ષ્ય ન દેતો, આપસ્વભાવે રમતો;
પંચાચારો પાળે પ્રેમે, વિષયવને નહીં ભમતો. લક્ષણુ૦ ૮
પરપંચાતે કદિ ન પડતો, રહે કદિ ન પ્રમાદી;
બુદ્ધિસાગર સદ્ગુરૂ શિષ્યો, ધર્મ સ્યાદ્વાદવાદી. લક્ષણ. ૯
માગશર વદિ ૧૧ મંગળવાર.

---

## દેહપેટીમાં રહેનાર.

આ દેહની પેટી વિષે રહેનાર પેટી ભિન્ન છે,
આ દેહ પેટીમાં રહ્યો ચૈતન્ય તેનું ચિન્હ છે;
આ પેટીનું જે નામ તેને ગાળ દે તો શું ગયું ?
આ પેટીને પુજ્યા થકી વિશેષ તેમાં શું થયું ? ૧

આ દેહની પેટીતણા નામો ઘણાં પૂર્વે થયાં,
થાતાં ઘણા થાશે સહુ ઉપચારથી માની લહ્યાં,
આ દેહની પેટીવિષે ઉપચારથી સહુ જાણવુ,
પેટી કર્યું એ મે કર્યું એવુ હૃદય ના માનવુ ૨
આ દેહ પેટી રંગ છે તે આત્મનો નહિ માનવો,
આ દેહ પેટી તેજ હુ, અભિમાન મન ન આણવો,
આ દેહ પેટી કાર્યમાં સાક્ષી થઈ વર્તું સદા,
બુદ્ધયબ્ધિ ચેતન રૂપમા ઉપયોગથી રહેવુ મુદા ૩

માગશર વદિ ૧૨ બુધવાર

---

## आत्मसत्ता.

આપ સ્વભાવમા રે અવધુ સદા મગનમે રહેના—એ રાગ

સત્તા ધ્યાવતા રે, વ્યક્તિભાવે ચેતન થાવે,
ચિદાનન્દ વૃત્તિમય થાતા, સુખનો અનુભવ આવે સત્તા ૧
સિદ્ધ સરિખો ચેતન જાણી, આતમ સત્તા ધ્યાવી,
સોડહ સોડહ ધ્યાન મઝાનુ, શિવપુરની છે ચાવી સત્તા ૨
ચેતન સત્તા જેવી નિજની, તેવી સહુમા જાણી,
સર્વ જીવમા નિજને દેખે, પ્રગટે નિજ ગુણખાણી સત્તા ૩
સર્વ પ્રાણીમા પરમબ્રહ્મની, સત્તા વ્યાપી જોવી,
સર્વ જીવોની વિવેક શકતે, લેવી સત્તા વલોવી સત્તા ૪
શત્રુઓમા સિદ્ધ સમી શુભ, ચેતન સત્તા જોવી,
સગ્રહનય સત્તાને દેખી, ઔદયિકદષ્ટિ ખોવી સત્તા ૫
સૌની સત્તા નિજ સમ જાણી, સહુમા પોતે માની,
મૈત્રી ભાવના વિશ્વ ભાવના, ભાવે શિવ મસ્તાની સત્તા ૬
વ્યવહારે અધિકારે આવ્યુ, કરવુ થઈ નિર્લેપી,
અન્તર્ગત સત્તા ઉપયોગે, મન થઈ નિર્વિક્ષેપી સત્તા ૭

જન્મ મૃત્યુનાં બંધન નાવે, સત્તાના ઉપયોગે;
વ્યવહારે વ્યવહારી થાતાં, વર્તે નિજ ગુણ ભોગે. સત્તા. ૮
કર્ત્તવ્ય પ્રામાણ્ય કર્મો, કર્મયોગી ઉપચારે;
સત્તા દૃષ્ટિના ઉપયોગે, થાતાં મોહને મારે. સત્તા. ૯
કર્મયોગી વ્યવહારે થાતાં, સત્તાએ નિજયોગી;
બુદ્ધિસાગર વ્યક્તિ ભાવે, થાવે શિવ સુખ ભોગી. સત્તા. ૧૦

માગશર વદિ ૧૨ ગુરુવાર.

---

## आत्मप्रभुलीला

અલખ લીલાઓ સવાયો, આતમ અલખ લીલાઓ સવાયો;
અસ્તિ નાસ્તિ જગ રાયો......................... આતમ. ૧
રોમ રોમ પ્રદેશમાં રે, લોકાલોક સમાયો;
ચૌદ બ્રહ્માંડ નાટક સહુ રે, પ્રતિ પ્રદેશે સુહાયો. આતમ. ૨
ઉત્પત્તિ વ્યય ધ્રુવતા રે, સર્વદ્રવ્યની પાયો;
સ્વપરપ્રકાશક જ્ઞાનથી રે, સમયે સમયે જણાયો. આતમ. ૩
તિરઃ આવિર્ભાવના રે, ત્રણ કાલ પર્યાયો;
સર્વ દ્રવ્ય સામાન્યને રે, વિશેષે પરખાયો. આતમ. ૪
વ્યક્તાવ્યક્ત સહુ ધર્મને રે, અનુભવમાંહી લખાયો;
વક્તવ્યાવક્તવ્યથી રે, ધર્મ અનંત ભણાયો. આતમ. ૫
સત્તા વ્યક્તિમય પ્રભુ રે, ષટ્કારકમય ભાયો;
ષડ્ગુણ હાનિ વૃદ્ધિથી રે, સૌ પર્યાય મનાયો. આતમ. ૬
પિંડવિષે પરમાતમા રે, સત્તાએ સમજાયો;
સ્યાદ્વાદ ધર્મે સદા રે, અનુભવગમ્ય ગણાયો. આતમ. ૭
વિચારો જ્યાં ઉઠતા રે, ત્યાં તું ધર્મે છાયો;
જીવરૂપ બ્રહ્માંડમાં રે, સહુ બ્રહ્માંડ ધરાયો. આતમ. ૮

સર્વ જ્ઞાનીઓ જે કહે રે, તે સહુ તુજમા માયો,
બુદ્ધિસાગર ધર્મમા રે, કારણ કાર્ય કથાયો આતમ. ૯

માગશર વદિ ૧૪ શુક્રવાર

---

## माणसा क्षेत्र.

આશાઉરી

માણુસા ગ્રામ સદા જયકારી,
બે જિન મન્દિર ભારી .. .. . . ... . .માણુસા૦ ૧
નેમિસાગર ગુરૂવર ભલા રે ઉત્કૃષ્ટા અનગારી,
ચોમાસા અહિંયા કર્યા રે, દિધી દેશના સારી માણુસા૦ ૨
સાગર ગચ્છ શોભાવીયો રે, તપાગચ્છમા ભારી,
નેમિસાગર પદસ્પર્શથી રે, પવિત્ર ભૂ બલિહારી. માણુસા૦ ૩
ક્રિયોદ્ધારક મહા મુનિ રે, શુભ નવ કલ્પ વિહારી,
ધર્મ શિથિલતા વારીને રે, તાર્યા નર બહુ નારી માણુસા૦ ૪
રવિપરે જે દીપતા રે, રવિસાગર ગુણકારી,
ચોમાસા અહીંયા કર્યા રે, સઘ સકલ ઉપકારી માણુસા૦ ૫
તપ ઉપધાન કરાવીયા રે, ગામો ગામ વિહારી,
વૈરાગી ત્યાગી ગુરૂ રે, વચનસિદ્ધિના ધારી માણુસા૦ ૬
સાગરગચ્છ શોભાવીઓ રે, મહા પુરૂષ અવતારી,
સકલ સઘ નાયક મુનિ રે, ચારિત્ર પાત્ર સદારી માણુસા૦ ૭
તત્પદ પકજ સેવતા રે, અનેક ગુણ ભડારી,
સુખસાગર ગુરૂ પૂજ્યજી રે, અહીં આવ્યા સુખકારી માણુસા૦ ૮
ચોમાસુ ગુરૂ સાથમા રે, કીધુ સવર ધારી,
મુજ સાથે અહીં આવીને રે, કીધા જૈન આચારી માણુસા૦ ૯
પિસ્તાલીશ આગમતણો રે, તપ કરાવ્યો વિચારી,
ક્રિયાપાત્ર સમતા ગુણે રે, સ્વપર જનહિતકારી માણુસા૦ ૧૦

ઓગણીશ ઓગણુસાઠમાં રે, આગ્રહે સંઘના ભારી;
ચોમાસું અહિંયાં કર્યું રે, સાલ ચોસઠ ખીજીવારી. માણુસા૦ ૧૧
માસકલ્પ બહુ અહિં કર્યા રે, ધ્યાન સમાધિ મઝારી;
શ્રુતધ્યાન વૃદ્ધિ કરી રે, આત્મરમણુતા ધારી. માણુસા૦ ૧૨
ઠાકોર તખ્તસિંહજી રે, રાગી સંગતિકારી;
શ્રાવિકાઓ શ્રાવકો રે, ગુરૂભક્ત અવતારી. માણુસા૦ ૧૩
ધર્મયોગ્ય આ ક્ષેત્રની રે, શોભા અપરંપારી;
બુદ્ધિસાગર સંસ્તવે રે, ધર્મ ક્ષેત્ર ઉપકારી. માણુસા૦ ૧૪

માગશર વદ ૦)) શનિવાર.

---

## सत्ताए पूर्णप्रभु.

આશાવરી.

પૂર્ણ પ્રભુજી હમારા સગુણી પૂર્ણ પ્રભુજી હમારા;
દિલમાંહી રહેનારા.................. .................સગુણી૦
ઉપમા ઘટે નહીં કોઇની રે, જોતાં સહુ સંસારા;
અસંખ્ય પ્રદેશી આતમા રે, સિદ્ધ બુદ્ધ અવતારા. સગુણી. ૧
ષડ્ગુણ હાનિ વૃદ્ધિનું રે, ચક્ર સદા ધરનારા;
અગુરૂલઘુ પર્યાયથી રે, નવનવરૂપાધારા. સગુણી. ૨
જ્ઞેયજ્ઞાનવૃત્તિ તણો રે, રાસ સદા રમનારા;
નવયૌવન નિત્યે રહો રે, શર્મામૃત પીનારા. સગુણી. ૩
આવિર્ તિરોભાવથી રે, પ્રકટાપ્રકટ થનારા;
સામર્થ્ય સત્ ભાવથી રે, સમય સમય વર્તનારા. સગુણી. ૪
કારણુ કાર્યપણે સદા રે, નિજમાં નિજ રહેનારા;
આપો આપજ ધ્યાવતા રે, સમય સમય ફરનારા. સગુણી. ૫
ધ્યેયસ્વરૂપે પરિણુમી રે, ધ્યેયરૂપ થાનારા;
ધ્યેયથી ભિન્નાભિન્નતા રે, વ્યાપકતા વરનારા. સગુણી. ૬

ઉપાદાન તીર્થજ સ્વય રે, ભાવતીર્થતાધારા,
જગ વ્યાપક નહિ વ્યક્તિથી રે, અન ત ગુણુ ભ ડારા સગુણી. ૭
સૌમા છો સહુમા નહી રે, સાહ્ય સકલ દેનારા,
સાહાય્ય કરો અસહાયથી રે, સર્વ ભાર લેનારા સગુણી ૮
દર્શનને ઉપદર્શનો રે, ત્યા વ્યાપી રહેનારા,
તુજ શક્તિ મહિમાવડે રે, સહુ દર્શન જીવનારા સગુણી. ૯
સ્યાદ્વાદ દર્શન વિષે રે, સર્વ સમાઇ જનારા,
પૂર્ણ દૃષ્ટિ સ્યાદ્વાદમા રે, અનેકધર્માધારા સગુણી ૧૦
સત્વ તમાદિ વિયોગથી રે, નિર્ગુણતા ધરનારા,
બુદ્ધિસાગર ધર્મમા રે, શુદ્ધપણે રમનારા સગુણી ૧૧

પોષ શુક્લ સોમનાર

---

## जन्मभूमि गुर्जरदेश.

શુભ અમારો દેશ, ગુર્જર શુભ અમારો,
સર્વ દેશોથી વિશેષ ગુર્જર ૧
હિન્દુવર્ણ દયા કરે રે, જૈનો સૌથી વિશેષ,
મન્દિરો સહુ ધર્મના રે, પૂર્ણ રસાળ પ્રદેશ. ગુર્જર ૨
આણાના વૃક્ષો ઘણા રે, ટાળે તન મન કલેશ,
કુદ્રત વનરાજી થતી રે, આનન્દ આપે હમેશ ગુર્જર ૩
આમલી રાયણ પીંપળા રે, વડ બાવળના ઝાડ,
જાબુડા મકરોડીઓ રે, કોઇક સ્થાને તાડ ગુર્જર ૪
સીતાફલ દાડીમડી રે, મહુડા ને કન્થેર,
બોરડી જામફળી લીંબડા રે, લીંબુ ઉંબર એર ગુર્જર ૫
કોઠી કેરડા સીમડા રે, સરગવો ને થોર,
ચ દન આગ બદામડી રે, સોપારી નાળીયેર ગુર્જર ૬
કણુને કણુજી ખાખરો રે, કેવળો રીંબરૂ કેળ,
આસોપાલવ ને વરખડો રે, અરડુસો સીમેલ ગુર્જર ૭

બપૈયાં ને વરખડી રે, શેલડી ને કંબોઈ;
બાબરો આવળ મોગરો રે, ચંબેલી જાઇ જુઈ. ગુર્જર. ૮
ગોરખ આંબલી શણુ ઘણી રે, એરંડો ને કપાસ;
તુવેર ડાંગર શર્ષવો રે, આકડો મેથી જવાસ. ગુર્જર. ૯
મકાઈ મગ બાવચી રે, કંદમૂળ બહુ જાત;
પુંવાડ આવળ ખીલુડા રે, ફુલતણી બહુ જાત. ગુર્જર. ૧૦
કાલેરાં ને કોથમી રે, આરયું દુધી ગવાર;
તુરૈયાં ચોળાફળી રે, પાપડી ગલકાં સાર. ગુર્જર. ૧૧
ગીલોડાં પરવર મગફળી રે, કોળું મૂળા વંતાક;
બટાટા ગાજર ઘણાં રે, તામેટાનું શાક. ગુર્જર૦ ૧૨
ચંપો બીજોરા સંતરાં રે, નારંગીને હજારી;
ગુલાબ અરણી રામફળી રે, બ્રાહ્મી ફનસ તૈયાર. ગુર્જર૦ ૧૩
શકરીયાં સૂરણ ઘણાં રે, સૂરણ આદિ કન્દ;
ભાજીપાલા આદિથી રે, દીપે દેશ અમન્દ. ગુર્જર૦ ૧૪
બાજરી જાર ઘહું જવ ચણા રે, વાલ વાલોળ કઠોળ;
ધાન્યભેદ અહીં બહુ થતા રે, અનેક વલ્લિ તંબોલ. ગુર્જર૦ ૧૫
કર્મદાં આદિ વૃક્ષને રે, વલ્લિયોનો નહીં પાર;
ભીંડાં આદિ શાકની રે, જાતિભેદ અપાર. ગુર્જર૦ ૧૬
મૃગલાં સસલાં રાનમાં રે, કરતાં દોડદોડ;
ચારિત્રલાયક ભૂમિની રે, જડે ન જગમાં જોડ. ગુર્જર૦ ૧૭
પંખીઓ નિર્ભય રહે રે, કરતાં સુખ કલ્લોલ;
પશુઓને ચારો ઘણો રે, આર્યદેશ અમોલ. ગુર્જર૦ ૧૮
સાધુ સન્ત ઘણા વસે રે, વસતા ધર્મી લોક;
સાધુભક્ત આ દેશમાં રે, પાપી જન તો સ્તોક. ગુર્જર૦ ૧૯
ધર્મજીજ્ઞાસુ દેશમાં રે, થાતા સાધુવિહાર;
બુદ્ધિસાગર જન્મભૂ રે, ધર્મકરણુ જયકાર. ગુર્જર૦ ૨૦

પોષ સુદિ ૩ મંગળવાર.

---

# માણસાના રાઓળ દરવાર શ્રી તખ્તસિંહજી ઠાકોર.

માણુસા રાઓળ શ્રી દરબાર, તખ્તસિંહ જયકાર—માણુસા
ઠાકોર તખ્તસિંહજી રે, શુભ પત્નીવ્રત ધાર,
પરનારીબંધુસમા રે, રાજ્ય કાર્ય હુશિયાર માણુસા ૧
વ્યભિચારી શિક્ષા દઇ રે, કરતા શીલ પ્રચાર,
પ્રજાપાલક નીતિથી રે, ટેક નેક ઉદાર માણુસા ૨
ચાપોત્કટવંશે થયા રે, ક્ષત્રિયકુલમણિ સાર,
સાધુ જન સંગતિ વિષે રે, રાગ ધરે છે ઉદાર માણુસા ૩
ચર્ચા કરતા ધર્મની રે, ધર્મ વિષે ધરે પ્યાર,
પરિચય અમને છે ઘણો રે, વ્યસન ટાલનહાર માણુસા ૪
લાયબ્રેરી સ્થાપીને રે, કરતા જ્ઞાન પ્રચાર,
ઔષધશાળા સ્થાપીને રે, કરતા દુ ખી ઉદ્ધાર. માણુસા ૫
પુસ્તક વાચી પ્રેમથી રે, લેતા સમ્યક્ સાર,
વ્યવહારે બહુ દક્ષતા રે, ભક્તિ માન્યતા ધાર માણુસા ૬
શાન્તિપ્રચારક રાજ્યમા રે, પ્રજા ઉપર બહુ પ્યાર,
બુદ્ધિસાગર સૂરિનો રે, ધર્મલાભ સુખકાર માણુસા ૭
પોષ શુદિ ૫ ગુરૂવાર

---

## स्वयं पात्र बनो.

સ્વયં બનો પાત્ર ગુણી જયકાર, પાત્ર, સ્વયં૦
પંકજ કદિ ન બોલાવતુ રે, આવે ભ્રમરા હજાર,
કમલ સુગંધે ખેચાઇને રે, પોતે આવે વિચાર સ્વયં૦ ૧
બાગ કદી ન બોલાવતો રે, આવે પામે નરનાર,
આવે મનુષ્યો દોડતા રે, ગુણનો મહિમા અપાર. સ્વયં૦ ૨
દેખી સરવર પંખીઓ રે, આવે હર્ષ અપાર,
શુભ ક્ષેત્ર નિહાળીને રે, કરે મુનિયો વિહાર. સ્વયં૦ ૩

દુનિયા વેગે દોડતી રે, દેખે જ્યાં શક્તિ ઉદાર;
પ્રગટાવો ગુણ આત્મમાં રે, ઢાંકયા રહે ન લગાર. સ્વયં૦ ૪
ખાલી દમામે દુનીઆ રે, વંચાશે એક વાર;
કૃત્રિમની કિમ્મત નહીં રે, દિલ કરી લ્યો વિચાર. સ્વયં૦ ૫
સદ્ગુણી પૂજ્યની મૂર્તિયો રે, પૂજાતી ગુણકાર;
સદ્ગુણ બોલ્યા વણ સદા રે, પ્રેમ કરાવે સાર. સ્વયં૦ ૬
દાબ્યો કદી ન દબાય છે રે, સદ્ગુણનો ભંડાર;
સદ્ગુણી વગડામાં જતાં રે, વંદે લોક હજાર. સ્વયં૦ ૭
શુદ્ધ ચારિત્ર્ય વધારવા રે, થાવું પ્રથમ તૈયાર;
મૌન રહે તો પણ ખરો રે, ખેંચાશે જન પ્યાર. સ્વયં૦ ૮
સાચા સદ્ગુણ ધારવા રે, કરવી ઘટે ન વાર;
બુદ્ધિસાગર સદ્ગુણે રે, પૂજ્ય બનો નિર્ધાર. સ્વયં૦ ૯

પોષ સુદિ ૬ શુક્રવાર.

---

## अद्भुत खेल

ખેલ થતા મુજમાંહી, અદ્ભુત ખેલ થતા મુજમાંહી,
જ્ઞેયો ભાસે મુજમાંહી..............................અદ્ભુત.
અનન્ત ધર્મી વસ્તુઓ રે, ભાસે જ્ઞાને સુહાય;
ઉત્પત્તિ વ્યય ધ્રૌવ્યનો રે, ભાસ સમયમાંહિ થાય. અદ્ભુત. ૧
જ્ઞેયાકાર જે વસ્તુઓ રે, તે સહુ જ્ઞાનાભિન્ન;
જ્ઞેયાભિન્ન જ્ઞાનજ સદા રે, વર્તે ભિન્નાભિન્ન. અદ્ભુત. ૨
જ્ઞેય વિવર્તો જે થતાં રે, ભાસે ભાસકમાંહી;
જ્ઞાતા જ્ઞેય ને જ્ઞાનની રે, ભિન્નાભિન્નતા આંહી. અદ્ભુત. ૩
જ્ઞેયપણે સહુ પરિણમે રે, એવો જ્ઞાન સ્વભાવ;
જ્ઞાન સ્વભાવજ એહવો રે, જ્ઞાન જ્ઞેયનો દાવ. અદ્ભુત. ૪
રાગદ્વેષ વણ પરિણમે રે, જ્ઞેયો ત્યાં નહીં બન્ધ;
પરિણમન એ શુદ્ધ છે રે, નિર્લેપે એ સંબંધ. અદ્ભુત. ૫

ક્ષાયોપશમિક જ્ઞાનમા રે, શુદ્ધ જ્ઞેય પરિણામ,
રાગ દ્વેષ વિણુ ના થતો રે, જ્ઞાનીને અભિરામ અદ્ભુત ૬
ક્ષાયિકજ્ઞાને જ્ઞેયના રે, સર્વ પરિણામ શુદ્ધ,
અનંત ધર્મથી ભાસતા રે, થાતા ચેતન બુદ્ધ અદ્ભુત ૭
સત્તાએ નિજ આત્મમા રે, રહી એ ભાસક શકિત,
આવિર્ભાવે પરિણમે રે, કેવલજ્ઞાને વ્યકિત અદ્ભુત ૮
સમાતા યોગો સહુ રે, સર્વ સમાધિ સમાય,
શુદ્ધ જ્ઞાનની વ્યકિતમા રે, નિર્વિકલ્પે સદાય અદ્ભુત ૯
જ્ઞેય શુદ્ધિ ત્રણ કાલમા રે, વસ્તુ સ્વભાવે ગણાય,
જ્ઞાનશુદ્ધિ પ્રગટ્યા પછી રે, સમ્યગ્ જ્ઞેયો જણાય અદ્ભુત ૧૦
જ્ઞાની જાણે જ્ઞાનમા રે, અદ્ભુતતા ના જરાય,
બુદ્ધિસાગર ખેલની રે, આનન્દ લીલા સદાય અદ્ભુત ૧૧

પોષ સુદિ ૯ સોમવાર

---

## देहाध्यासाभाव.

થાય ન દેહાધ્યાસ, જ્ઞાનીને થાય ન દેહાધ્યાસ,
અધિકારે કર્મો કરે રે પડે ન વાસના પાશ જ્ઞાનીને
મુખ બાહુ ઉર પાદના રે, વર્ણાદિક અધિકાર,
અધિકારે સેવે સદા રે, પિંડ પ્રભુ ધરી પ્યાર જ્ઞાનીને ૧
બ્રાહ્મણતા મુખમા ધરે રે, બાહુમા ક્ષત્રિય ધર્મ,
ઉરમા વૈશ્યપણું ધરે રે, પગમા ક્ષુદ્રનુ કર્મ જ્ઞાનીને ૨
પિંડમા ચારે વર્ણના રે, ધારે ગુણને કર્મ,
ક્ષુદ્રપણું પહેલુ કરે રે, પ્રભુ થવાનો એ મર્મ જ્ઞાનીને ૩
પ્રથમ પાદ પૂજાય છે રે, ક્ષુદ્ર પૂજા એ ધાર,
પશ્ચાત્ બાહુની પૂજના રે, પૂજા શીર્ષ પ્રકાર જ્ઞાનીને ૪
ઉદર પૂજા વૈશ્યની રે, સગુણ કર્માધિકાર,
ત્રીજી વા ચોથી કહી રે, દ્રવ્યભાવ વિચાર જ્ઞાનીને ૫

ચારે વર્ણ ગુણકર્મને રે, અનુક્રમ કરતો જીવ;
કરતો સહુને સર્વદા રે, થાએ નિશ્ચય શિવ. જ્ઞાનીને. ૬
ભાવે અકર્મી કર્મને રે, કરતો રહે વ્યવહાર;
કર્મવિષે અધિકાર છે રે, ફલાશા વણ સાર. જ્ઞાનીને. ૭
વ્યષ્ટિ સમષ્ટિ વર્ણના રે, અધિકાર આચાર;
એકમાં સહુ અનુક્રમે તથા રે, કરતો રહે વ્યવહાર. જ્ઞાનીને. ૮
કર્માવસ્થામાં રહે રે, ત્યજે ભીતિ સહુ ખેદ;
પરમબ્રહ્મ નિજ દેખતો રે, વર્તે દૃષ્ટિ અભેદ. જ્ઞાનીને. ૯
કર્મ ચેતના ત્યાગીને રે, ઉપયોગી થઇ બેશ;
કર્મયોગી પૂરો બને રે, ત્યાગે રાગને દ્વેષ. જ્ઞાનીને. ૧૦
પરમાંહી નવી પરિણમે રે, પરિણમતો નિજમાંહી;
બુદ્ધિસાગર ધર્મની રે, કરણી છે ચિત્તમાંહી. જ્ઞાનીને. ૧૧

પોષ સુદિ ૯ મંગલવાર.

---

## सत्ताए सर्व जीवो ब्रह्म छे. एगे आया.

નિશાની કહા બતાવું રે એ રાગ.

સૌમાંહી છે બ્રહ્મસત્તાએ, એહ વિચારો રે. સત્તાએ સૌમાંહી.
બહિરાતમ દૃષ્ટિ ત્યજી રે, સહુમાં દેખો ધર્મ;
સત્તાએ પરમાતમા રે, સહુમાં રહ્યું શિવશર્મ. સત્તાએ. ૧
જે નિજને જાણે નહીં રે, તેને છે અજ્ઞાન;
સૌમાં પ્રભુત્વ જે જાણતો રે, તે પોતે ભગવાન. સત્તાએ. ૨
વ્યક્તાવ્યક્ત પ્રભુપણે રે, સાપેક્ષાએ દેવ;
સ્વામી પોતે આતમા રે, પોતપોતાની સેવ. સત્તાએ. ૩
તિરોભાવ નિજ શક્તિયો રે, કરતો આવિર્ભાવ;
સંસ્કારોના નાશથી રે, પ્રગટે પરમ પ્રભાવ. સત્તાએ. ૪
સ્વાભાવિક નિજ રૂપનું રે, સતત વર્તે ભાન;
એહિ જ લક્ષણ ધર્મનું રે, સમજે તે મસ્તાન. સત્તાએ. ૫

ભૂલ્યો ભટકી દોડતો રે, જ્યા ત્યા રોઝની પેઠ,
અમૃત ભોજન ત્યાગીને રે, ખાતો ઘર ઘર એઠ. સત્તાએ. ૬
જેને મળીયા સદ્ગુરૂ રે, તે પોતે સુખધામ,
બુદ્ધિસાગર મોજમા રે, રહે સદા નિજ ઠામ. સત્તાએ. ૭
પોષ સુદિ ૧૧ ગુરૂવાર

---

## ॥आतम सेवोजी.॥

સુણજો સાંજનો રે—એ રાગ

આતમના ઉપયોગે રહેવુ, શુદ્ધ ધર્મ એ જાણોજી રે,
સેવા ભક્તિ સર્વ જીવની, આતમમાહી આણો આ૦ ૧
વાદ વિવાદો ખડન મડન, ઝઘડા ટટા ત્યાગીજી,
આતમનો અનુભવ ઘટ કરવો, થઇને તેહના રાગી. આ૦ ૨
ષડ્દર્શનમા આતમ ગાયો, આતમ સહુમા સવાયોજી,
આત્મશુદ્ધિ માટે સહુ કિરિયા, સાપેક્ષાએ કહાયો આ૦ ૩
આત્મવિશુદ્ધિ અનુભવ આપે, કિરિયા તેહજ સાચીજી,
જ્ઞાનીને અનુકુલ સહુ કિરિયા, રહેતો નિજગુણ માચી આ૦ ૪
જ્ઞાનીની વાતો સિદ્ધાન્તો, અનુભવ તેહમા રહિયોજી,
જાણે તે પરને પરખાવે, ભાવ ન જાવે કહીયો આ૦ ૫
જાગ્યા જન પરને ચેતાવે, પામે તે પર આપેજી,
આત્માનુભવ જેણે લીધો, તે પર શિવ પદ સ્થાપે. આ૦ ૬
પગ પચાતો દૂર કરીને, આતમ અનુભવ કરીએજી,
આતમ અનુભવ જે જે હેતુ, તે સહુને અનુસરીએ. આ૦ ૭
આત્મજ્ઞાની ઘટમાહિ પ્રભુજી, સેવી નિજપદ લેવુ જી,
બુદ્ધિસાગર સેવા મેવા, સ્વાદી સુખમય રહેવુ આ૦ ૮
પોષ શુદિ ૧૨ શુક્રવાર.

---

## અનુભવ ગુરુ.

સત્ય ગુરૂ છે અમારો, અનુભવ સત્ય ગુરૂ છે અમારો;
ભવસાગરનો તારો..............................અનુભવ.
નિશ્ચયની દૃઢતા કરીને, ઉચ્ચ દશા કરનારો;
અહંભાવનું ભાન ભૂલાવે, આત્મપ્રદેશ વિહારો. અનુભવ. ૧
અનુભવમાં જે આવતું રે, તેનો છે આધારો;
આત્મોદય તેથી થતો રે, શબ્દાતીત એ સારો. અનુભવ. ૨
અરૂણોદય સમ ઝાંખીથી રે, સ્વપર પ્રકાશી પ્યારો;
બુદ્ધિસાગર સદ્‌ગુરૂ રે, સહજાનન્દાગારો. અનુભવ. ૩

પોષ શુદિ ૧૪ રવિવાર.

---

## ધર્મરૂપ માનસ સરોવર.

ધર્મરૂપ માનસ સરવર ભારી, સૌ તેના અધિકારી. ધર્મ.
મુનિહંસો મૌક્તિક ચરે રે, આનન્દ મસ્ત વિહારી;
યથાશક્તિ જલપાનથી રે, તૃપ્તિ કરે સુખકારી. ધર્મ. ૧
હસ્તી સરવરમાં પડી રે, મસ્તી કરે મન પ્યારી;
પેટ ભરાયે એટલું રે, જલ પીવે જ વિચારી. ધર્મ. ૨
પંખી પશુઓ માનવી રે, નિજ શક્તિ અનુસારી;
જલ પીવે ગ્રહી યોગ્યતા રે, નહિ પ્રતિબંધ જરારી. ધર્મ. ૩
કેચિત્ જલમાં મૂતરે રે, કેચિત્ વારિ પૂજારી;
સ્નાનાર્થે કૈ વાપરે રે, ભિન્નાર્થે કેઈ ધારી. ધર્મ. ૪
જેને જે ઉપયોગમાં રે, આવે ત્યાં લે વારિ;
સ્વાતંત્ર્યે સર્વે જીવો રે, ઉપયોગ કરતા ભારી. ધર્મ. ૫
ગંદાને નિર્મલ કરે રે, મૂલ્ય વિના સુખકારી;
સર્વ દેશ સહુ કાલમાં રે, એકાવસ્થા ધારી. ધર્મ. ૬

નિજ વૃત્તિ અનુસારથી રે, જે સેવે જયકારી,
તેને તેવુ ફળ મળે રે, નહિ આશ્ચર્ય લગારી ધર્મ. ૭
ધર્મ સરોવર ઝીલતા રે, દુ ખ ટળે નિર્ધારી,
ત્રિવિધ તાપ સમાવવા રે, સેવો નરને નારી ધર્મ ૮
ધર્મ સરોવર હંસલા રે, યોગીજન અવતારી,
બુદ્ધિસાગર આત્મમા રે, દેખો મ ગલકારી ધર્મ ૯
પોશ વદિ ૩ બુધવાર

---

## ॐ सत्य पर विश्वास राखी पाछा न हठवुं ॐ

હઠીશ નહીં પાછો કયારે રે, સત્યનો ધર વિશ્વાસ. હઠીશ
પ્રતિપક્ષી સામા થતા રે, દુર્જનની ધરી રીત,
રવિ આગળ તમ નહીં રહે રે, હઠયા હઠશે ખચીત હઠીશ ૧
સહી શકે નહિ ઉન્નતિ રે, પ્રતિપક્ષી જે લોક,
યદ્વા તદ્વા અતથ્યની રે, પાડે છાની પોક હઠીશ. ૨
પ્રતિપક્ષી જન વચ્ચમા રે, રહીને આગળ ચાલ,
ધીર વીર સાચો બની રે, સત્યનુ ધર દિલ વ્હાલ હઠીશ. ૩
ભસાભસ કરતા બહુ રે હસ્તી પાછળ શ્વાન,
ભયથી ભાગી જાવતા રે, સત્યે જય મન માન, હઠીશ. ૪
ધવળ પ્રપ ચી હારીયો રે, જય પામ્યો શ્રીપાલ,
સત્ય ન છાનુ રહી શકે રે, ઘાલે જો પાતાલ. હઠીશ. ૫
પ્રતિપક્ષી જાહેરમા રે, લાવે છે નિજ સત્ય,
દુર્જનથી ડરવુ નહીં રે, કરવુ નિત્ય શુભ કૃત્ય હઠીશ ૬
પરિત ઉપયોગી થઇ રે, ધર્મ કૃત્ય જયકાર,
બુદ્ધિસાગર કીજીએ રે, શાશ્વત સુખ કરનાર હઠીશ ૭
પોષ વદિ ૪ ગુરૂવાર

---

# अध्यात्मनो जयकारक व्यवहार.

અધ્યાત્મજ્ઞાની યોગ્ય ધરે વ્યવહાર,
પામે નહીં કદી હાર. અધ્યાત્મ૦

વિશાલ દૃષ્ટિ રાખતો રે, ગંભીર મનનો ઉદાર;
અનુભવ પામે આત્મનો રે, ડરે નહીં સંસાર. અધ્યાત્મ. ૧
આત્મશુદ્ધપર્યાયમાં રે, રાખે નિજ ઉપયોગ;
વ્યવહારે વર્તે તથાપિ, ચાખે નિજ ગુણ ભોગ. અધ્યાત્મ. ૨
લેપ વિના કરણી કરે રે, અધિકારે નિજ સર્વ;
સૌમાંહી સહુથી સદા રે, ન્યારો ધરે નહિ ગર્વ. અધ્યાત્મ. ૩
બંધાતા રૂઢિ બંધને રે, નહિ અન્તર્માં બંધ,
રૂઢી બંધન વ્યવહારમાં રે, વર્તે થઇ નહિ અંધ. અધ્યાત્મ. ૪
નિરહંવૃત્તિમય થઇ રે, પાળે બાહ્યાચાર;
અન્તર્ નિજગુણ લક્ષ્યમાં રે, જલપંકજવત્ સાર. અધ્યાત્મ. ૫
શાતાશાતા વેદની રે, ભોગે નહીં મુંઝાય;
સહજ શુદ્ધ નિજ ધર્મમાં રે, પૂર્ણ રમણતા પાય. અધ્યાત્મ. ૬
કુશલ સહુ વ્યવહારમાં રે, ઠગ્યો કદી ન ઠગાય;
બુદ્ધિસાગર જ્ઞાનિની રે, કરણી અગમ્ય ગણાય. અધ્યાત્મ. ૭

પોષ વદિ ૮ સોમવાર.

## योगीनी मस्ती.

રાગ—કેદારો

અનુભવ મસ્તી સત્ય મજાની, સહજાનન્દની ખાનીરે,
ભયનુ ભાન ભૂલાવે નક્કી,જ્ઞાન ધૂન મસ્તાની રે. અનુભવ. ૧
પામર જન પામે નહીં સ્વપ્ને, સિદ્ધ ગતિની નિશાની રે,
મસ્ત જ્ઞાનીના દિલમા ઈશ્વર, શુ જાણે અજ્ઞાનીરે. અનુભવ ૨
મસ્તીમા પ્રભુ ભેદ રહે નહીં, પ્રેમ પ્રતીત ન છાની રે,
એકમેકતા નિશ્ચય સ્થિરતા, સુખમાં ઝીલે જ્ઞાની રે અનુભવ ૩
આનન્દ સ્વાદ ન જાવે આખ્યો, ચિદ્દ્ઘનચેતન ધ્યાની રે,
દેખે જાણે ઓર કથન કઇ, આપ સ્વરૂપ સમાણી રે. અનુભવ ૪
અનુભવી જેણે એ મસ્તી, તેને એ સમજાણી રે,
બુદ્ધિસાગર અલખ ધૂનમા, પૂર્ણ રહી મર્દાની રે. અનુભવ ૫
પોષ વદિ ૧૦ બુધવાર

---

## आत्मप्रभुनी पिंड पिंड प्रति प्रभुभावना.

પિંડે પિંડે પ્રભુવાસ, જગતમાહી પિંડે પિંડે પ્રભુવાસ,
સત્તાએ વ્યાપક ખાસ, જગતમાહી. ૧
નૈગમનયની ભાવનાએ, એવો છે વિશ્વાસ,
નૈગમનય સાલબને રે, ધર્મ ફેલાવો ખાસ જગત્. ૨
સંગ્રહનય સત્ મત્ પ્રભુ રે, દર્શન જ્ઞાન સ્વરૂપ,
સર્વત્ર ચૈતન્ય છે રે, સવેદ્ય રૂપારૂપ. જગત્મા. ૩
પિંડ ચૈતન્યાનુભવે રે, સર્વાનુભવ થાય,
સ્વાનુભવ પ્રત્યક્ષવી રે, સ્વય પ્રભુ નિરખાય. જગત્મા. ૪
નય સાપેક્ષાએ થતો રે, સ્વામી સેવકભાવ,
સ્વામી સેવક નહીં કદા રે, નયસાપેક્ષા દાવ. જગત્મા ૫
કોઈ નયે સ્વામી સહુ રે, કોઇ નયે સહુ દાસ;

નયાતીત દૃષ્ટિ થકી રે, એ નહીં વાચ્ય પ્રકાશ. જગત્માં. ૬
અસંખ્ય નય નદીઓ સહુ રે, ઉપજી જેમાં સમાય;
તેહિજ આનન્દઘન પ્રભુ રે, ઉદધિ સ્વરૂપ સુહાય. જગત્માં. ૭
દ્રવ્યાસ્તિકનય ભાવના રે, ભાવે આવિર્ભાવ;
પર્યાયાસ્તિકનયથકી રે, ધ્યાને સિદ્ધ સુભાવ. જગત્માં. ૮
સદસત્ વાચ્યાવાચ્યનું રે, અનુભવગમ્ય સ્વરૂપ;
બુદ્ધિસાગર ધર્મ છે રે, આનન્દચિદ્ ઘનરૂપ. જગત્માં. ૯

મહા શુદિ ૧

## પ્રતિપક્ષીની દૃષ્ટિ.

કવ્વાલિ.

પ્રતિપક્ષી અસૂયાથી, ગુણોને દોષમાં ખેંચે;
પ્રતિપક્ષી અવિવેકે, ભલું નિજ પક્ષમાં વ્હેંચે. ૧
નિહાળે દુગ્ધમાં પૂરા, ખરામાં ખોટ દેખાડે;
પ્રતિપક્ષી બની અંધો, પડે ને અન્યને પાડે. ૨
પ્રતિપક્ષી બની શત્રુ, ધરે છે કાકની દૃષ્ટિ;
ધરે છે દોષની દૃષ્ટિ, યથા દૃષ્ટિ તથા સૃષ્ટિ. ૩
પ્રતિપક્ષી બનેલાઓ, સહે ના જે બન્યું સારૂં;
જવાસાવત્ સુકાઈને, લહે છે દુઃખ અણધાર્યું. ૪
પ્રતિપક્ષી બનેલાઓ, ખરેખર નાગથી ભૂંડા;
ઉડાવી ગપ્પ ગોળાઓ, બને છે દુર્મતિ લુંડા. ૫
પ્રતિપક્ષે થઇ ઉંધા, ધરે છે ઘૂકની દૃષ્ટિ;
સમષ્ટિને બગાડે છે, બગાડી આત્મની વ્યષ્ટિ. ૬
અહો તે કોયલા જેવા, થતા નહીં દુર્જનો ધોળા;
સપાટામાં જ તેઓના, ખરેખર આવતા ભોળા. ૭
કપટની યુક્તિયોથી તે, કળાઓ કેળવે કોડી;

બનાવી અન્ય જન શસ્ત્રો, પછીથી દે જ તરછોડી. ૮
પ્રપચી ખેલ ખેલીને, ફસાવે મુગ્ધને જાળે,
બનીને પાપની મૂર્તિ, મુકે છે ધર્મને માળે. ૯
ઉપરથી ધર્મના વેષે, ઉપરથી ધર્મ આચારે,
બનીને ઢોંગથી સ્વાર્થી, જીવોના પ્રાણુ સહારે ૧૦
અહો જે સાક્ષરો ઉલટા, બને તે સર્વને ઓળે,
પ્રતિપક્ષી બનેલાઓ, ખરાને જૂઠમા તોળે ૧૧
પ્રતિપક્ષી સકલને છે, કરેલા કર્મ જીવ સાથે,
બુદ્ધચબ્ધિ ધર્મ દૃષ્ટિએ, પ્રભુને રાખશો માથે ૧૨

મહા સુદ ૭ બુધનાર

---

## હૃદયમાં ધર્મ છે.

ધર્મ હૃદયથી ન વેગળો, જુઓ હૃદય મઝાર રે,
ભૂલ્યા ભમો કયા મોહથી, કરો અન્તર્ વિચાર રે ધર્મ૦ ૧
ચિદ્દઘન આનન્દ સ્વરૂપથી, સહુ પ્રાણીમા ધર્મ રે,
વ્યાપી રહ્યુ ઘૃત દુગ્ધમા, તેમ સહુમાહી શર્મ રે ધર્મ૦ ૨
નાચ કુદા હાવભાવથી, પ્રભુ કદિ ન પમાય રે,
ધર્મ પ્રભુનો સત્ય છે, એતો જ્ઞાનથી જણાય રે ધર્મ૦ ૩
મળકાને માળા વેષથી, પ્રભુ કદિ ન છળાય રે,
ટપકા ને ટીલા ઢોંગથી, કદી સાચુ ન સુઝાય રે ધર્મ૦ ૪
શુદ્ધ હૃદય વણુ જે થતા, કર્મ કાડ આચાર રે,
યોનિ ચોરાશી લાખમા, ભમે જીવ અપાર રે ધર્મ૦ ૫
પ્રપચ પાખંડથી પ્રભુ, દૂર ગાઉ કરોડ રે,
ભટકતો ભૂલ્યા કેઇ ભ્રાન્તિથી, કરી ખૂબ માથાફોડ રે ધર્મ૦ ૬
ધર્મી અમે એમ માનતા, સહુ જીવ મનમાહી રે,
ધર્મની વાતો સહુ કરે, અનુભવથી ન કાઇ રે ધર્મ૦ ૭

જ્ઞાની ગુરૂને સેવતાં રે, મળે ધર્મનો સાર રે;
બુદ્ધિસાગર સ્યાદ્વાદથી, પામો હર્ષ અપાર રે. ધર્મ૦ ૮

માહાસુદિ ૩ ગુરૂવાર.

---

## ધર્મીનાં લક્ષણો.

સિદ્ધ જગત શિર શોભતા—એ રાગ.

લક્ષણ ધર્મીનાં ધારીએ, પ્રભુનો અત્યંત રાગ;
ગુરૂની શ્રદ્ધા સાચી સદા, દિલમાં રાખી વૈરાગ્ય. લક્ષણ. ૧
રાગદ્વેષને જીતવા, કરતો નિત્ય ઉપાય;
સર્વાગમનો એ સાર છે, માની મનમાં સદાય. લક્ષણ. ૨
સહુની સાથે આનન્દથી, વર્તે આત્મસમાન;
વૈર ઝેરને ત્યાગીને, સહતો નિજ અપમાન. લક્ષણ. ૩
અવગુણ ઉપર ગુણ કરે, દેખે સર્વ સમાન;
પકડે હઠ નહીં મોહથી, કરતો ગુરૂગમ જ્ઞાન. લક્ષણ. ૪
સાચી સેવાને આદરે, કરતો મમતાનો ત્યાગ;
વિષય વિકારોને જીતવા, કરતો યત્ન અથાગ. લક્ષણ. ૫
પરની નિન્દામાં ના પડે, રમતો આપસ્વભાવ;
મનની સ્થિરતાને સાધવા, સાધે યોગના દાવ. લક્ષણ. ૬
કૂડ કપટથી રે વેગળો, રહેતો લોભથી દૂર;
ભક્તિ કરે નહીં સ્વાર્થથી, થાતો કદિય ન ક્રૂર. લક્ષણ. ૭
ધર્મે દંભ ન દાખવે, ત્યાગે પુદ્ગલ આશ;
અધિકારે શુભ ધર્મને, આરાધે નિત્ય ખાસ. લક્ષણ. ૮
દ્વેષ ન પાપીની ઉપરે, સમતા રાખે રે ચિત્ત;
જ્ઞાનિસાધુની સંગતે, રાચી રહેતો ખચીત. લક્ષણ. ૯
દિલડું રંગાયું ધર્મથી, જેવો ચોલ મજીઠ;
ધર્મે રાગ જ એહવો, જ્ઞાને સમજી રે દિઠ. લક્ષણ. ૧૦

વસ્તુ સ્વભાવે રે ધર્મ છે, ચેતનમાહી સદાય,
બુદ્ધિસાગર ધર્મમા, આનન્દપૂર સુહાય      લક્ષણ ૧૧
માઘ સુદિ ૪ શુક્રવાર

## ⇝ પ્રભુનાં બાળ. ⇜

વ્હાલા પ્રભુના બાળ. અમે છીએ વ્હાલા પ્રભુના બાળ,
ગમ્મત ઘહેલાં-વાચાળ ..... ... .. ........... . અમે છીએ
આકાશીય શુભ માડવો, રવિ શશી દીપ પ્રકાશ,
કુદરતના આ બાગમાં, રમીએ લીલ વિલાસ      અમે૦ ૧
પડીએ રડીએ દોડીએ, નાસી જઇએ દૂર,
જ્યા ત્યા પ્રભુના તેજથી, આનન્દમા ભરપૂર.      અમે૦ ૨
દૃશ્યાદૃશ્ય પદાર્થનો, પામીએ નહીં પાર,
અલખ અલખને બોલતા, ફરીએ ઠારોઠાર.
જે જે અમારૂ તે તે પ્રભુનુ, શોધીએ તેજ જ પરમ વિભુનુ,
પ્રભુના બાળક પ્રભુના ખોળે, શુદ્ધપ્રીતિથી પ્રભુ હીંચોળે
જે જે કર્યું જે જે થશે રે, જાણે સર્વ દયાળ,
બાળકને સમજાવીને રે, ચોખો કરે કૃપાલ      અમે૦ ૩
મારૂ સહુ ત્રણુ કાલનુ, તુજથી છાનુ ન લેશ,
પ્રભુ ઉત્સગે ક્રીડતા, આનન્દ હોય હમેશ
અસખ્યપ્રદેશવ્યક્તિએ રે, હું તુ એક સ્વરૂપ,
પરમ પ્રભુ બાળક અમે રે, ત્રણુ ભુવનના ભૂપ      અમે૦ ૪
ભકિતના પરિણામના રે, વિચિત્ર પ્રગટે રગ,
બુદ્ધિસાગર ભક્તિથી રે, નિર્ભય નિજ ગુણુ સગ      અમે૦ ૫
માઘ સુદિ ૫ રવિવાર.

## गुणानुराग.

ધરીએ ગુણાનુરાગ, સકલ પર ધરીએ ગુણાનુરાગ,
થઇએ મહા વડભાગ..........................................સકલ.
નિન્દા ન કરીએ શત્રુની રે, ધરીએ શત્રુ ગુણ રાગ;
જ્યાં ત્યાં સદ્ગુણ દેખવા રે, દોષોનો કરી ત્યાગ. સકલ૦ ૧
પરગુણ પરમાણુસમો રે, ગિરિસમ માનીએ નિત્ય;
એક ગુણ જ્યાં દેખીએ રે, ધરીએ હર્ષે ત્યાં ચિત્ત. સકલ૦ ૨
ગુણદૃષ્ટિએ દેખીએ રે, કરીએ સદ્ગુણ કીર્તિ;
દોષોને અળગા કરી રે, રહીએ સદ્ગુણ રીતિ. સકલ૦ ૩
જ્યાં ત્યાં દુર્ગુણ દેખતાં રે, વદતાં નાવે પાર;
દોષદૃષ્ટિથી દેખતાં રે, કર્મબંધ નિર્ધાર. સકલ૦ ૪
સદ્ગુણના અનુરાગથી રે, ગુણગણ પ્રકટે એશ;
પાપ કર્મ દૂરે ટળે રે, આનન્દ હોય હમેશ. સકલ૦ ૫
સદ્ગુણ રાગી સજ્જનો રે, શિવ પામે નિર્ધાર;
દોષદૃષ્ટિધરદુર્જનો રે, પામે બહુ અવતાર. સકલ૦ ૬
સન્તજનોના ચિત્તમાં રે, સદ્ગુણ રાગ સુહાય;
બુદ્ધિસાગર પ્રેમથી રે, સદ્ગુણ મહિમા ગાય. સકલ૦ ૭
માઘ સુદિ ૬ રવિવાર

---

ॐ शान्तिः ३

## सघली दुनिया.

અમને સઘળી દુનિયા રે, સારી મન સમજાય છે;
સત્તાએ સૌને દેખી રે, આનન્દ શુદ્ધ થાય છે;
વૃક્ષો ઉપર પ્રીતિ પ્રગટે, આત્મસરીખાં જણાય;
પશુ પંખીપર પ્રેમ જ પ્રગટે, પૂજ્ય બુદ્ધિ ઉભરાય;
પ્રભુના જેવા સર્વે રે, જીવો તો દેખાય છે. અમને૦ ૧
ન્હાનાં મોટાં નરનારી સહુ, લાગે પ્રભુ સમાન;

જીવો સર્વ ખમાવુ પ્રેમે, દેઇ અન્તરૂ મન્માન,
સિદ્ધમમા સહુ જીવો રે, સત્તાએ પરખાય છે અમને૦ ૨
જીવોના ઉપકાર તળે હું, આવ્યો વાર અનત,
પરસ્પર ઉપકાર જીવોનો, ઉપકારી છે ભદત,
સર્વજીવોની સેવા રે, કરવા મન હરખાય છે. અમને૦ ૩
મત્તાએ હુ સર્વ જીવોમા, મર્વ જીવો મુજમાહી,
જગત્ ગુરૂ હુ જગનો ચેલો, વિશ્વરૂપ હુ આહી,
સદસદ્ભાવે મહુમા રે, માપેક્ષે સુહાય છે અમને૦ ૪
મગ્રહનયની સાપેક્ષાએ, સત્તા ધ્યાતા બેશ,
અભેદબુદ્ધિ અભેદ પ્રેમે, આનન્દ ઘેન હમેશ,
જીવતા સિદ્ધ સુખડા રે, બુદ્ધિમાગર પાય છે અમને૦ ૫
માઘ સુદિ ૭ મોમવાર

---

## सर्वदर्शनमय स्याद्वाददर्शमय अमे.

ગગાતટ તપોવનમા ે એ રાગ અને સાખી

અથવા

ધીરાના પદની દેશીમા

સર્વનય માપેક્ષે રે, દ્વૈતાદ્વૈતવાદી અમે,
મિમાંસક સાખ્યવાદી રે, સાપેક્ષાએ જ્ઞાનગમે,
સ્યાદ્વાદમા મર્વે વાદો, માપેક્ષાએ સમાય,
માગરમા ભળતી મહુ નદીઓ, એવો ઉત્તમ ન્યાય,
અનુભવીના મનમા રે, માપેક્ષાઓ મર્વે રમે સર્વ ૧
મૌગતવાદ અમારામાહી, ઋજુસૂત્ર માપેક્ષ,
દુર્નયવાદો એકાન્તે મહુ, સ્યાદ્વાદ નિરપેક્ષ,
દુર્નયવાદો સઘળા રે, સમ્યગરૂપે પરિણમે સર્વ. ૨
અનેકનયથી અનેક ધર્મો, વર્તે વિશ્વ મઝાર,
પણ તે સઘળા માપેક્ષાએ, મુજમા ભળના સાર,

જિનાજ્ઞાએ ગાયું રે, સાપેક્ષ યોગ તરતમે. સર્વ. ૩
નય હઠવાદો સર્વ સમાયા, રહ્યો નહીં હઠવાદ;
રવિ પ્રગટે તમ રહે ન કેમે, તેમ પ્રગટ સ્યાદ્વાદ;
બુદ્ધિસાગર સમજે રે, કષાય ભાવ ઉપશમે. સર્વ. ૪

માઘ સુદિ ૮ મંગલવાર.

## अमारा आशयो जाणो.

કવ્વાલિ.

પ્રથમ ટીકા કર્યા પૂર્વે, ઘણી ખામોશ રાખીને;
અલક્ષ્ય કલ્પના શક્તે, અમારા આશયો જાણો. ૧
તમારી મત્યનુસારે, કરો શબ્દાર્થની સિદ્ધિ;
અતર્ક્ય સદ્ગુરૂગમથી, અમારા આશયો જાણો. ૨
મતિ ત્યાં યુક્તિને ખેંચી, કરો અર્થો ગમે તેવા;
સ્વચ્છન્દકકલ્પના ત્યાગી, અમારા આશયો જાણો. ૩
અસૂયા સ્વાર્થપક્ષત્વે, વિપર્યયદૃષ્ટિના યોગે;
ખરૂં સમજાય નહિ મનમાં, અમારા આશયો જાણો. ૪
હૃદય માધ્યસ્થ્ય અવધારી, નયસાપેક્ષતા ધારી;
અનુભવદૃષ્ટિએ પ્રેમે, અમારા આશયો જાણો. ૫
અમારા આશયો સમજ્યા, વિના જે જે અભિપ્રાયો;
ધરો ત્યાં સત્ય નહિ પૂરૂં, અમારા આશયો જાણો. ૬
લખ્યું ને જે કહ્યું તે તે, અમારા આશયે સાચું;
નયસાપેક્ષદૃષ્ટિએ; અમારા આશયો જાણો. ૭
મનુષ્યવ્યક્તિ ભિન્નત્વે, ઘણા આશય તણા ભેદો;
કથનને લેખમાં જ્યાં ત્યાં, અમારા આશયો જાણો. ૮
સમાલોચક વિચારક તે, ગ્રહે વક્તવ્ય સારજને
બુદ્ધચબ્ધિસદ્ગુરૂગમથી, અમારા આશયો જાણો. ૯

માઘ સુદિ ૯ બુધવાર.

# પ્રવૃત્તિ અને નિવૃત્તિ.

કવ્વાલિ

પ્રવૃત્તિ વાડના જેવી, નિવૃત્તિ વૃક્ષના જેવી,
નિવૃત્તિ ભૂપના જેવી, પ્રવૃત્તિ સૈન્યના સરખી ૧
નિવૃત્તિ ગર્ભના જેવી, પ્રવૃત્તિ બાહ્યવેષ્ટન છે,
પ્રવૃત્તિ કાચલા જેવી, નિવૃત્તિ ટોપરા સરખી. ૨
પ્રવૃત્તિ વૃક્ષના સરખી, નિવૃત્તિ વૃક્ષફલ જેવી,
પ્રવૃત્તિ ચક્રના જેવી, નિવૃત્તિ છે ઘડા જેવી ૩
પ્રવૃત્તિ ચાલતા જેવી, નિવૃત્તિ ઉંઘતા જેવી,
પ્રવૃત્તિ ધર્મહેતુ છે, નિવૃત્તિ ધર્મકાર્ય જ છે ૪
પ્રવૃત્તિ લગ્નના જેવી, નિવૃત્તિ પુત્રફલ જેવી,
પ્રવૃત્તિ રાંધવા જેવી, નિવૃત્તિ સ્વાદવા સરખી ૫
પ્રવૃત્તિ મેઘના જેવી, નિવૃત્તિ પાણીના સરખી,
યુવા સમજો પ્રવૃત્તિ તો, નિવૃત્તિ વૃદ્ધના જેવી. ૬
વણિગ્વૃત્તિ પ્રવૃત્તિ તો, નિવૃત્તિ રોકડું નાણું,
પ્રવૃત્તિ જો રસોયો તો, નિવૃત્તિ છે ભર્યું ભાણું ૭
પ્રવૃત્તિ પિંડના સરખી, નિવૃત્તિ આત્મના સરખી,
પ્રવૃત્તિ પ્રાણના સરખી, નિવૃત્તિ બ્રહ્મરૂપ જ છે ૮
પ્રવૃત્તિ મીલના જેવી, નિવૃત્તિ વસ્ત્રના સરખી,
પ્રવૃત્તિ ને નિવૃત્તિનું, ઘણું ગંભીર જ્ઞાન જ છે ૯
પ્રવૃત્તિ ધર્મવ્યવહારે, નિવૃત્તિ ધર્મનિશ્ચયથી,
પ્રવૃત્તિ વણુ નિવૃત્તિનું, કદી રક્ષણ નથી થાતું ૧૦
પ્રવૃત્તિ ચક્રની ગતિએ, નિવૃત્તિ યન્ત્રીની સિદ્ધિ,
બુદ્ધયબ્ધિધર્મરક્ષણમાં, પ્રવૃત્તિ પૂર્ણ સેવા છે ૧૧

માણસા મહાસુદિ ૧૧ શુક્રવાર

---

## एकांत संयम.

સુણ મુનિવરજી ગૃહસ્થના પરિચયમાં ખૂણ ન આવજે,
સંયમ સ્થિરતા કરવા માટે હિતશિક્ષા મન લાવજે;
નર નારીનો ખરિચય ખોટો, આવે સંયમમાંહી તોટો;
પરિચયથી મોહ વધે મોટો, પછી થાય સમાધિમાં ગોટો. સુણ૦ ૧

પરિચયથી રાગ વધે ભારી, ચંચલ મન થાવે ભયકારી;
ચિંતા ખટપટથી સંસારી, લલચાવી તોડે હુશિયારી. સુણ૦ ૨

પક્ષાપક્ષી મારૂં તારૂં, દૃષ્ટિરાગે મન અંધારૂં;
સૂજે નહીં ચેતન હિત સારૂં, ખટપટનું કામ થતું પ્યારૂં. સુ૦ ૩

નારી પંડક પરિચય રાગે, અન્તરૂમાં કામદશા જાગે;
સંયમમાં દોષ ઘણા લાગે, પડતું થાતાં સંયમ ભાગે. સુણ૦ ૪

નારીનો પરિચય અતિબૂરો, પડી જાવે સાધુ મહાશૂરો;
પરિચયમાં રાગ વધે કૂરો, મન જેવું ખાધો ધત્તુરો. સુણ૦ ૫

પરમાંહી પડવાનું થાવે, વ્હાલા દુશ્મન જન મન લાવે;
વિકથા ઝઘડામાં મન જાવે, દુર્ધ્યાને મન ઝોલાં ખાવે. સુણ૦ ૬

સંયમમાં સ્થિરતા કરવાને, ભવોભવનાં પાતિક હરવાને;
અન્તરૂમાં સુખડાં ભરવાને, શિક્ષા માનો શિવ વરવાને. સુણ૦ ૭

પ્રતિબન્ધે પરિચય ઝટ પાડે, શુભ પૂજ્યપણું દૂરે કાઢે;
મન પડતું મોહતણા ખાડે, ચારિત્રે મન જેવું ભાડે. સુણ૦ ૮

સાચી શિખામણ મન ધારી, સંયમમાં વર્તો નરનારી;
બુદ્ધિસાગર જગ જયકારી, મન માની લે સુખ નિર્ધારી. સુણ૦ ૯

માણસા. માઘસુદિ ૧૨ શનિવાર.

## ⇝ जंगल. ⇜

જોગીને જ ગલ મ ગલરૂપ જણાય, મ ગલરૂપ જણાય જોગીને
કુદ્રતની રચના ઘણી રે, જોતા જ્યાં ત્યા જણાય,
બુલબુલ પ ખી બોલતાં રે, પ ખી ઘણાં દેખાય જોગીને ૧
સસલા મૃગલા દોડતા રે, કોયલના ટહુકાર,
મીઠારવ કર્ણે પડે રે, પ્રેમધ્વનિ સુખકાર જોગીને. ૨
કુદ્રતી વનરાજી ઘણી રે, વાનર ક્રીડાસ્થાન
પશુઓ ચરતા પ્રેમથી રે, મોર વાળે નિજવાન, જોગીને. ૩
આબા મહુડા લીંબડા રે, વરખડા કથેર,
વડ રાયણને પીંપળા રે, બોરડી રાની કેળ જોગીને. ૪
બાવળ શુદ્દી આબલી રે, ઇત્યાદિક બહુ ઝાડ,
શુદ્ધ હવાને આપતુ રે' સોહધ્વનિ શુભ તાન જોગીને ૫
અનહદધ્વનિ પ્રગટે ભલી રે, જાગે ચેતન જ્યોત,
નિરૂપાધિયોગે મદા રે, થાય સમાધિ ઉદ્યોત જોગીને ૬
ભવશાન્તિ નિમિત્ત છે રે, સાધને સાધ્ય મધાય,
બુદ્ધિમાગર અનુભવે રે, ગાયુ મત્ય સુહાય જોગીને ૭

માઘસુદિ ૧૫ મ ગળવાર

---

## + स्वर्गस्थ स्वेष्ट गुरु प्रभुश्री सुखसागरजी विज्ञप्ति. +

ખરી વખતના બેલી ગુરૂજી, ખરી વખતના બેલી
માહાય્ય કરો હવે વહેલી... . પ્રભુજી ગુરૂજી
ભક્તોના દુ ખ ભાગતો રે, ભક્ત વત્સલ સુખકારી,
વારવાર શુ વીનવુ રે, માહાય્ય કરો અણધારી. પ્રભુજી૦ ૧
દુર્જનદાવ સમાવવારે, તુ પુષ્કરાવર્ત વારિ,
જે જે કયુ તે જાણતો રે, મહિમા જાગતો ભારી પ્રભુજી૦ ૨

ટળવળાવ ના બહુ હવેરે, કરૂણા ઉરમાં ધારી;
ભક્તિમય મુજ ચિત્તમાં રે, તુંહિ શરણુ એક ભારી. પ્રભુજી૦ ૩
વિજ્ઞપ્તિ કીધા વિનારે, દુઃખ હરે ઉપકારી;
સત્ય ન્યાયની સાહાય્યમાં રે, તું ઉભો નિર્ધારી. પ્રભુજી૦ ૪
હવે ઘણું શું બોલવું રે, જાગતી જ્યોત સદારી;
બુદ્ધિસાગર ધર્મની રે, વ્હેલા ચઢો પ્રભુ વ્હારી. પ્રભુજી૦ ૫

લોદરા. માઘ વદિ ૪ શનિવાર.

---

## हस्ती पाछळ भसतां श्वानो.

ભસાભસ હસ્તી પાછળ કરતાં શ્વાનો કરાંજીનેરે,
ભાગે ભયથી પાછાં થાકી બેસે લાજીને રે.
ઇર્ષ્યાળુ કૂતરની જાતિ, કરીં દાંતીયાં બાળે છાતી;
ખ્યાતિ જાતિની એ ઉદય, કરે શું ગાજીને રે, ભસાભસ૦ ૧
ભસવાની નિજ ટેવ સુહાતી, આંખ કરે ક્રોધે ઝટ રાતી;
ખરેખર શ્વાન સંઘ નહીં કાશી જશે, બાઝીને રે. ભસાભસ૦ ૨
હસ્તીને ભસતાં શું થાશે, પોતાનું ડાચું દુઃખાશે;
કુચ્ચો ભરવા જાતાં પીલાશે, મન દાઝીને રે. ભસાભસ૦ ૩
ભસતાં હસ્તી પાછળ જ્યારે, પરસ્પર જ લડવાનાં ત્યારે.
કરવો કદિ ન પડતો ન્યાય જ તેનો કાજીને રે. ભસાભસ૦ ૪
ભસવાથી હલકો નહીં હસ્તી, હસ્તીની જુદી છે મસ્તી;
બુદ્ધિસાગર શોભે બળથી વિશ્વ વિરાજીનેરે. ભસાભસ૦ ૫

લોદરા. માઘવદિ ૫ રવિવાર.

---

## ग्राम वच्चे कूवो.

ગ્રામ વચ્ચે કૂવો રે, કાઢવા ભૂલ સહુ ડાહ્યા,
કાઈને કાઈ કહેવે રે, અધુરા ખૂબ ખરડાયા ગ્રામ૦
અહીંયા આતો બાકી રહ્યુ છે, ઘટે ન કરવુ અહીં,
થયો જ પહોળો આતો અહીંયા, ચૂનો રહી ગયો તહીં,
મન માને તે કહેવુ રે, સ્વચ્છન્દ મતિ જગ છાયા ગ્રામ૦ ૧
લાખો કીધો માલ વિનાનો, અહીં રહી ગઈ ભૂલ,
ખર્ચ કર્યું પણ સાર ન આવ્યો, ધૂળની બાજી ધૂળ,
કારીગર નહીં ડાહ્યા રે, ખર્ચ્યા બહુ દરમાયા ગ્રામ૦ ૨
ભૂલ કાઢવા બેસે ત્યારે, કાઢે જ્યા ત્યા ભૂલ,
સારૂ દેખવા બેસે ત્યારે, સહુ દેખે અનુકુલ,
જેની જેવી દૃષ્ટિ રે, દેખે તે તેવુ જગજાયા ગ્રામ૦ ૩
સહુ પોતાના મનમા ડાહ્યુ, કોણ રકને રાય,
દેવાય ગલણુ ના દુનિયાને, મન માન્યુ સહુ ગાય,
તાન સહુનુ જુદુ રે, જ્ઞાનાવરણે છવાયા ગ્રામ૦ ૪
જેવુ જેના મનમા તેવુ, બોલીને હરખાય,
જેને જેવી દૃષ્ટિ તેવુ, મનમાહી સમજાય,
બુદ્ધિસાગર સમજુ રે, સાને સમજે સમજાયા ગ્રામ૦ ૫

લોદરા માગ વદિ ૬ સોમવાર

---

## मोहीने शास्त्रो ते शस्त्ररूपे परिणमे छे.

શાસ્ત્ર તે શસ્ત્ર સ્વરૂપ, મોહીને શાસ્ત્ર તે શસ્ત્ર સ્વરૂપ,
નિજ શિર કાપે અનુપ મોહીને

સાક્ષર રાક્ષસરૂપ છે રે, મોહી નરને નાર,
સવરના જે હેતુઓ રે, આસ્રવ રૂપ નિર્ધાર મોહીને ૧

આપમતિ ત્યાં ખેંચતો રે, શાસ્ત્રોના શુભ ભાવ,
સવળા ને અવળું કરે રે, નિરપેક્ષ બુદ્ધિદાવ. મોહીને. ૨
ગ્રહીત પક્ષો સ્થાપવા રે, કરે કુયુક્તિ વિવાદ;
નિરપૈક્ષિક કુયુક્તિથી રે, મનમાં ધરે ઉન્માદ. મોહીને. ૩
સાપૈક્ષિક સુયુક્તિનો રે, કરે નહીં મનતોલ;
ઐકાન્તિકસ્વાગ્રહ થકી રે, નિરપેક્ષક થતો બોલ. મોહીને. ૪
જૈનાગમ સ્યાદ્વાદની રે, જ્ઞપ્તિ વિષે છે અન્ધ;
બુદ્ધિસાગર સદ્દગુરૂને, સેવે સુખ નિર્બન્ધ. મોહીને. ૫

લોદરા. માઘ વદિ ૭ મંગલવાર.

## परपञ्चातमां पाप.

રાગ ધીરાના પદનો.

પાપ છે પંચાતે રે, પંચાતોથી પડવાનું,
પરની પંચાતે રે, રૌરવમાં રખડવાનું;
પરની પંચાતોમાં પડતાં, વિકથા થાય અપાર,
મોહે થાતું મલીન મનડું, પાપકર્મ નહિ પાર;
કાજળ કોઠી પેસે રે, ચોખું ન કો નીકળવાનું. પાપ૦ ૧
પરિણામે કિંપાક ફળો સમ, ખસચળ સમ પંચાત.
નવરાનો એ ધંધો નક્કી, જેવી રાસભની લાત.
સુજે ન કૃત્ય સાચું રે, ગર્વથકી ગળવાનું. પાપ૦ ૨
આથડવાનું આડું અવળું, કુભંડ થાય કરોડ,
કદાગ્રહ કરવા કુયુકતે, જ્યાં ત્યાં માથાફોડ;
કર્મવૃદ્ધિ કરણી રે, કલેશ કરી લડવાનું. પાપ૦ ૩
ચતુરાઇમાં કીડા પડતા, કાળું મુખડું થાય,
આંગળીયો પાછળ જગ કરતું, લાગે બુરી મહા હાય;
યશને માથે જુત્તાં રે, અન્તે તો બહુ રડવાનું. પાપ૦ ૪

એભવ પંચાતીના ઝગડે, માયા ઘાલે પાશ,
બુદ્ધિસાગર સમજી શાણા, રહેશો તેથી ઉદાસ,
ધર્મે ચિત્ત ધારી રે, ભલાઇમાંહી ભળવાનું. પાપ૦ ૫
લોદરા માઘ વદિ ૯ બુધવાર

---

## વટવૃક્ષ નીચે ધ્યાન.

ગંગાતટ તપોવનમાંહે મુની રચના ભારી—એ રાગ

ગામ લોદરા બાહિર રે, સ્ટેશન વડ પાસે,
બાર વાગે જઇને રે, કર્યું ધ્યાન ઉલ્લાસે,
શ્રુતોપયોગે આત્મસ્મરણમાં, લાગ્યું અનુભવ તાન,
બાહિર દૃશ્ય ચલાચલ સૃષ્ટિ, ભૂલાયું જડ ભાન,
સર્વ જીવ ચેતનતા રે, અનુભવતા વાસે ગામ ૧
સત્તાએ જીવો સહુ શિવો, નિજ ચેતનવત્ સર્વ,
કાલ લબ્ધિથી વ્યક્તિ ભાવે, થાવે ટાળી ગર્વ,
શુદ્ધ ચેતન ધર્મે રે, અનુભવ સુખ ભાસે ગામ ૨
અસ્તિ નાસ્તિ નિજ ચેતન ધર્મે, લાગ્યો અનુભવ રંગ,
સમભાવે નિજ સહજાનન્દે, વિલસે જ્ઞાન તરંગ,
ઉપયોગ ધારાએ રે, સુમતિ રહે પાસે ગામ ૩
પ્રેમ પ્રગટતો અનુભવતાને, જીવન સત્ય જણાય,
આપ સ્વભાવે આપ સમાતો, અનુભવ દૃઢતા થાય,
શુદ્ધ ધર્મ સમાધિ રે, ભવનું ભ્રમણ નાસે ગામ ૪
નિરૂપાધિમય સુખમય જીવન, ક્ષણ લાખીણો થાય,
આવું ધ્યાન સદા મુજ રહેશો, જેથી દુઃખ દૂર જાય,
બુદ્ધિસાગર ધ્યાને રે, પરમ પ્રભુ થાશે ગામ ૫
લોદરા માઘ વદિ ૧૦ ગુરૂવાર

---

## आत्मज्योतिवडे विखरायलुं कर्मविपत्ति वादळ.

વિપત્તિ વાદળ ઝટ વિખરાયું, સૂર્ય તેજ પ્રસરાયુ. વિ૦
દુર્દિન ઝટ દૂરે ટળ્યા રે, પુણ્ય ઉદયમાં આવ્યું;
દુર્જન દૂરે ભાગીયા રે, સાચું વિશ્વ સુહાવ્યું. વિપત્તિ૦ ૧
નામ રૂપની કલ્પના રે, તેમાં હું ન રહાયું;
શહેનશાહી સત્યની રે, તેનું જોર જમાયું. વિપત્તિ૦ ૨
અલખ ખલકમાં ખોળતાં રે, અલખ સ્વરૂપ થવાયું;
અનુભવતા અનુભવી ઘટે રે, ગાયાથી ન ગવાયું. વિપત્તિ૦ ૩
સૂક્ષ્મદૃષ્ટિથી સૂક્ષ્મને રે, જોતાં સુખ જણાયું;
અસંખ્યપ્રદેશી જીવનું રે, જ્યાં ત્યાં તેજ છવાયું. વિપત્તિ૦ ૪
શાતાશાતા વાદળે રે, બ્રહ્મ ન ભૂલી જવાયું;
બુદ્ધિસાગર આત્મની રે, વાટે ગમન કરાયું. વિપત્તિ૦ ૫

લોદરા. માઘ વદિ ૧૧ શુક્રવાર.

---

## बहु बोलनारो बांठो.

બહુ બોલે તે બાંઠો, હૃદયમાં ખૂબ વિચારો રે,
ફાંગો કહે જગલોક, હૃદયમાં ખૂબ વિચારો રે. બહુ૦
વાચિક શક્તિ ખીલે ઘણી રે, નિયમિત શક્તિવિહીન;
ધીઠ થવાતું ચારિત્ર્યમાં રે, કથની રહેણી રીત છિન્ન. હૃદયમાં. ૧
એક જાતની જાણવી રે, વક્તૃપણાની ટેવ;
ફોનોગ્રાફપરે વદે રે, થાતી ન સદ્‌ગુણ સેવ. હૃદયમાં. ૨
આજીવિકા કારણે રે, વક્તૃપણાની રીત;
હૃદય વિના ત્યાં પોલ છે રે, અનુભવ એહ ખચીત. હૃદયમાં. ૩
પેટ ભર્યાની લાલચે રે, જે બોલે બહુ બોલ;
ગુપ્ત રીતે ત્યાં જાણવી રે, વર્તનમાંહી પોલ. હૃદયમાં. ૪

જન મન રજન બોલની રે, કિમ્મત નહીં તલભાર,
બુદ્ધિસાગર સદ્ગુરૂની, વાણી ઘણી ગુણકાર      હૃદયમા ૫
લોદરા માઘ વદિ ૧૨ શનિવાર

---

## ⟫ સાવરમતીના કાંઠે મહુડીમાં ગમન. ⟪

મનોહર સાબર કાઠે રે, દીઠા કુદ્રત દેખાવ   મનોહર
સાભરમતીના કાંઠડે રે, મનહર મહુડી ગામ,
જિનમન્દિર રગીયામણુ રે, દેખી કીધ પ્રણામ   મનોહર ૧
ભક્તિમન્ત શ્રાવક ભલા રે, શ્રાવક ઘર પચ્ચીશ,
દેવ ગુરૂ ભક્તિ કરે રે, દયાળુ વિશ્વાવીશ   મનોહર ૨
માનચદ સુત જાણીએ રે, વહોરા કાલીદાસ,
તેના ડહેલામા કર્યો રે, દિવસ બેનો વાસ   મનોહર ૩
ઉંડા આધા ટેકરા રે, કોટેશ્વરનુ સ્થાન,
ગામ ખડાયત ટેકરે રે, કાઉસગ્ગિયા ભગવાન   મનોહર ૪
અજીતનાથ મૂર્તિ ભલી રે, ચમત્કારી કહેવાય,
જગ જન કરતા માનતા રે, પ્રાચીન તીર્થ ગણાય મનોહર ૫
ધીમી મર્પાકારથી રે, વહેતી સરિતા બેશ,
શીતલ જલ વાયુવડે રે, ટાળે તાપ હમેશ.   મનોહર. ૬
આબાની આડી ઘણી રે, મહુડાનો નહીં પાર,
ફલદ્રુપ પૃથ્વી વિષે રે, ઉગે ધાન્ય અપાર   મનોહર. ૭
દયાધર્મમય દેશમા રે, સન્તોનો શુભ વાસ,
બુદ્ધિસાગર ધર્મની રે, કરણી કરતા ઉલ્હાસ   મનોહર ૮
મહુડી માઘ વદિ ૧૩ રવિવાર

---

## कहेणी तेवी रहेणी.

જેની કહેણી સરખી રહેણી, તે નર ધન્ય છે રે;
બોલ્યા કરતાં કરી બતાવે, તે કૃતપુણ્ય છે રે;
કથન ભવ ઇ જ્યાં ત્યાં થાતી, ફાંગા બોલે કાઢી છાતી;
રહેણી શૂન્ય જે બકતો, તે તો જગમાં અપુણ્ય છે રે. જેની. ૧
ઉપદેશકનો પાઠ ભજવતા, રહેણી વણુ તે નામ લજવતા;
ફુટા ઢોલ સમા તે ભીરૂ, જ્યું મત્કુણુ છે રે. જેની. ૨
સદ્ગુણુ વણુ ઉપદેશક કહેણી, નિજ ગુણ હણુવાની છે છેણી;
ગુણુ વણુ ફાંગા ઉપદેશકના, મુખપર ધૂળ છે રે. જેની. ૩
કરવું કાંઇ ન કહેવું બહુલું, એ તો કાર્ય ઘણું છે સહેલું;
બોલ્યું આચારે મૂકયાવણુ કાંઇ ન મૂલ્ય છે રે. જેની. ૪
ગંધ વિના કિંશુક પુષ્પો જ્યું, રહેણી વણુ ઉપદેશક પણ ત્યું;
ખીલ્યું જંગલમાંહી, જેવું આવળ ફૂલ છે રે. જેની. ૫
ખડ્ગધારપર નાચ હી જેવો, રહેણી પાઠ ભજવતો તેવો;
બુદ્ધિસાગર સન્તો એવા, વિશ્વ અમૂલ્ય છે રે. જેની. ૬

વિજાપુર. માઘ વદિ ૧૪ સોમવાર.

---

## मोहत्याग.

દુનિયાને રાજી કરવા રે, કેમ અરે ઇચ્છા કરે,
આત્મભાન ભૂલી રે, પ્રવૃતિ આવી શાને ધરે.
ક્ષણુ ક્ષણુ જીવન કાલ વહે છે, અમૂલ્ય તે ન ગુમાવ;
પ્રભુ સ્વભાવે પ્રભુ મળે છે, એવું મનમાં લાવ;
નિજ સ્વરૂપે રહેવા રે, ભાવ ન કરતો કેમ અરે. દુનિયાને૦ ૧
પ્રભુ પ્રસન્નતાને મેળવવા, પ્રભુ રૂપ થઇ જાવ,
સદ્ગુરૂ પ્રભુને એકજ માની, શ્રદ્ધા હૃદયમાં લાવ;
આત્મનિષ્ઠા રાખી રે, શાન્ત નક્કી થાશે ખરે. દુનિયાને૦ ૨

જગનુ સર્ટીફિકટ કદિએ, આવે નહી નિજ કામ,
આત્મભાવથી આત્મસાક્ષીએ, થાશે નિજ સુખધામ,
નિશ્ચય જો એવો મનમા રે, તો શુ બીજુ પરવડે દુનિયાને૦ ૩
વદાવા પૂજાવા અર્થે, વૃત્તિ ચેષ્ટા થાય,
ત્યા સુધી નિષ્કામ દશા નહીં, અનુભવથી સમજાય,
સમજી ને એવુ મનમા રે, મોહભાવે શાને મરે. દુનિયાને૦ ૪
દર્શન જ્ઞાનાદિક ઋદ્ધિનુ, નિજ ચેતન છે સ્થાન,
મતત એવો ઉપયોગી થૈ, ક્ષણુ ક્ષણુ થા ભગવાન્,
બુદ્ધિસાગર સેવે રે, પ્રભુ પદ શાન્તિ વરે દુનિયાને૦ ૫
વિજાપુર માઘ વદિ ૦)) મગળવાર

---

## વિજાપુરનું વર્ણન.

જન્મભૂમિ જયકારી, વિજાપુર જન્મભૂમિ જયકારી,
મવત્ નવ સત્તાવીએ રે, વિદ્યાપુર વમેલુ,
વર્ણ અઢારે શોભતુ રે, શૂરવીરમા પહેલુ વિજાપુર૦ ૧
બીજીવાર વસ્યુ અહીં રે, કુડની પૂર્વે પહેલુ,
ત્રીજીવાર આ છે અહીં રે, લોકવદન્તી કહેલુ વિજાપુર૦ ૨
પદ્માવતીનુ દેહરૂ રે, પ્રાચીન સૌથી કહાયુ,
મુસલ્માન આવ્યા પછી રે, હિન્દુ પૂર્વે સુહાવ્યુ. વિજાપુર૦ ૩
કુડ મનોહર શોભતો રે, ઝાડી વૃક્ષની ભારી,
આંબાના વૃક્ષો ઘણા રે, કલ્પવૃક્ષ અવતારી વિજાપુર૦ ૪
નવ જિનમન્દિર શોભના રે, જન્મજરા ભયહારી,
દશ પૌષધશાલા ભલી રે, ધર્મિ જનસુખકારી વિજાપુર૦ ૫
કવિકુલત્વ શક્તિથી રે, જનમન રજનકારી,
બારોટો કવિયો વમે રે, બહુ વમતા વ્યાપારી વિજાપુર૦ ૬
ગાયકવાડી રાજ્યમા રે, શ્રેષ્ટપણે વખણાતુ,
પડિતો અહીં જન્મતા રે, માર્થક નામે સુહાતુ વિજાપુર૦ ૭

ઉદય અસ્તના ચક્રથી રે, કોઈ ન ન્યારૂં થાતું;
ઉત્ક્રાન્તિ અવ ક્રાન્તિના રે, નિયમે એહ જણાતું. વિજાપુર૦ ૮
સમ્પ્રતિ પડતી ભાસતી રે, ભાવી ભાવ થવાનું;
ગર્વ ન કરવો કંઈ ઘટે રે, સુજ્ઞે શાન્ત થવાનું. વિજાપુર૦ ૯
નેમિસાગર ગુરૂજી અહીં રે, રવિસાગર ગુરૂ આવ્યા;
ચોમાસાં અહિંયાં કર્યા રે, ગુણ અનેક સુહાવ્યા. વિજાપુર૦ ૧૦
પૂજ્ય પ્રભુ નિર્મલ ગુણી રે, સુખસાગર ગુરૂ રાયા;
ઓગણિસએકસઠ સાલમાં રે, સહુ ચોમાસું કરાયા. વિજાપુર૦ ૧૧
જન્મભૂમિ માતા ખરી રે, સુખકારી ઉપકારી;
બુદ્ધિસાગરધર્મની રે, આર્યભૂમિ બલિહારી. વિજાપુર૦ ૧૨

વિજાપુર, ફાગણ સુદિ ૧ ગુરૂવાર.

---

## शिष्य स्वाध्याय.

જગતમાં ગુરૂના શિષ્યો પાકા બહુ વખણાય છે રે,
ગુરૂની આજ્ઞા મસ્તક ધારી, શિવપુર જાય છે રે;
ગુરૂના વિનયે નિશદિન રાતા, ગુરૂ શિક્ષા પામી હરખાતા,
ગુરૂની સેવા રૂપી ગંગામાંહી ન્હાય છે રે. જગતમાં. ૧
ગુરૂની શ્રદ્ધા પાકી ધારે, ગુરૂના નિન્દક જનને વારે;
ગુરૂના ગુણ ગાવામાં, આનન્દ જેને થાય છે રે. જગતમાં. ૨
ગુરૂને સર્વ સમર્પણ કરતો, ગુરૂ પ્રભુ હૈડામાં ધરતો;
ગુરૂની ભક્તિમાંહી, ભાવ ભલો વર્તાય છે રે. જગતમાં. ૩
ગુરૂથી ભેદ ધરે નહીં ક્યારે, ગુરૂ ઇચ્છા વર્તે આચારે;
ગુરૂની નવધા ભક્તિ કરવા, ચિત્ત સુહાય છે રે. જગતમાં ૪
ગુરૂ દ્રોહી ઠરતો નહીં ઠામે, તપ જપ કરતો મુક્તિ ન પામે;
તે તો કુલ વાલુક પેઠે નરકે, અટવાય છે રે. જગતમાં ૫
ગુર્વાજ્ઞા જેણે ઉત્થાપી, પ્રત્યનીક પૂરો જગપાપી
ગુરૂના સામો થઇને દ્વેષી, બહુ નિન્દાય છે રે. જગતમાં ૬

ધન્ય ધન્ય વિનયથી ગુરૂ રાગી, ભક્ત શિષ્ય જગમા સૌભાગી
પ્રેમે બુદ્ધિસાગર શિષ્યોના, ગુણુ ગાય છે રે. જગતમાં ૭

વિજાપુર ફાગણુ સુદિ ૨ શુક્રવાર

## પ્રભુભક્તિમાં પ્રેમ.

ના રે પ્રભુ નહીં છોડુ—એ રાગ.

મે તો પકડયો પ્રભુ તુજ પન્થ, વળુ નહીં હવે પાછો,
ભલે કષ્ટો પડે ગિર કોડ, મનમાહી ઊલ્લાસો,
લાગી લગન તુજ સાથે વ્હાલા, મનમાહી એક તુજ રે,
પ્રેમ ખુમારી ચઢી મગજમા, જાણે તુ અતર ગુજ્જ વળુ૦ ૧
શ્વાસોચ્છવાસે રટન થતુ તુજ, સુરતા સુરતની સાથ રે,
શરીર સૃષ્ટિનો માલીક મોટો, મારી છે તુ આથ વળુ૦ ૨
પ્રેમલક્ષણા ભક્તિના બાધ્યા, બધાયા છો સદાય રે,
સુજરો મારો માની લેશો, વિરહ ઘડી ન ખમાય વળુ૦ ૩
પ્રેમ પ્રતીતિ ત્યા નહીં ભીતિ, પ્રેમે ભેદ ત્યજાય રે,
પરમ પ્રભુ પુરૂષોત્તમ મ્હારા, રોમ રોમ મહિમાય વળુ૦ ૪
ક્ષણુ વિરહો કોટી વર્ષોસમ, પરોક્ષે ન સુહાય રે,
અલખ પ્રભુ અજરામર સ્વામી, મળના હુ તુ ન થાય વળુ૦ ૫
અડવડતો અથડાતો વાટે, ચાલુ દીન દયાળ રે,
ચાહે તેને તુ પ્રભુ મળતો, કરજે સિદ્ધ કૃપાળ વળુ૦ ૬
નામ રૂપથી લાખો ભેદો, સ્વરૂપમા નહીં ભેદ રે,
બુદ્ધિસાગર દીનોદ્ધારક, મળના નાસે ખેદ વળુ૦ ૭

વિજાપુર. ફાગણ સુદિ ૪ શનિવાર.

## आनंददशा.

આનન્દરસમાંહી રહીએ, ગુરૂજી અમે આનન્દરસમાંહી રહીએ;
આનન્દ જલરસમાં મીનજ થઈ, તન્મયતાને વહીએ. ગુરૂજી.
આનન્દરસ ત્યાં પ્રભુજી અમારા, આનન્દમય અમે છૈયે;
આનન્દ નહીં ત્યાં હું નહીં ક્યાંહી, આનન્દરૂપે થઇએ. ગુરૂજી. ૧
આત્માનુભવ મસ્તપણામાં, આનન્દ રેલંછેલા;
આત્માનન્દી અલખદશામાં, અકલકલાએ રહેલા. ગુરૂજી. ૨
આત્માનન્દોલ્લાસપણામાં, જીવંતા અમ રહીએ;
મરજીવા થઈ મુક્તિરૂપ થઈ, આનન્દ આનન્દ લહીએ. ગુરૂજી ૩
આત્મપ્રદેશે યોગદશામાં, અવધૂત ભાવને વહીએ;
સહજાનન્દપ્રદેશો દેખી, હું તું રૂપે ન રહીએ. ગુરૂજી. ૪
આત્મરૂપ પરિણામપણામાં, અન્ય કશું નહીં ચહીએ;
બુદ્ધિસાગર પરમ ગુરૂજી, મહિમા વૈખરી કહીએ. ગુરૂજી. ૫

ગવાડા. ફાગણ સુદિ ૮ બુધવાર.

---

## प्रभु प्रीति.

ચેતાવું ચેતી લેજે રે—એ રાગ.

પ્રભુજી પરગટ થાવો રે, ઘણું નહીં હવે સતાવો રે,
મળવાનું તુજને છે નક્કી, શાને વાર લગાવો;
જેવા રૂપે છો વ્હાલાજી, તેવા પૂર્ણ સુહાવો. પ્રભુજી. ૧
તુજ માટે ટળવળતો પૂરો, ઘણું નહીં તરસાવો;
અસંખ્ય પ્રદેશે લગની લાગી, તાપે બહુ ન તપાવો. પ્રભુજી. ૨
સાચો તે નહીં વાર લગાડે, ન્યાય ખરો એ લાવો;
પરિપૂર્ણ તવ રૂપ દેખાડો, દર્શનનો બહુ લ્હાવો- પ્રભુજી. ૩
મળતાં મેળ રહે નહીં છાનો, પૂર્ણાનન્દ વધાવો;
બુદ્ધિસાગર નિશ્ચયનયને, સામા વેગે આવો. પ્રભુજી. ૪

પામોલ. ફાગણ સુદિ ૮ બુધવાર.

## आत्मरूप.

હૃદયનુ હાર્દ લેનારા, હૃદયની સાથ રહેનારા,
હવાહલ પાયુ પીનારા, હમારો તુ તમારો હુ ૧
કથેલુ સર્વ કરવામા, હૃદયમા સાર ભરવામા,
સમર્પણુ સર્વ કરવામા, હૃદયનો તુ સદા સાથી ૨
હૃદય વિશ્રામ છે સાચો, રહ્યો નહિ ભક્તિમા કાચો,
અનુભવની કસોટીમા, રહ્યો નહીં મોહ સોટીમા ૩
ત્હને કીધુ કર્યું તે સહુ, અભેદે ભેદ હુ ના લહુ,
મમત્વ સ્વત્વમા ના કઇ, પ્રપચી કલ્પના જ્યા ગઇ ૪
પરબ્રહ્મ સમજવામાં, ગુરૂને પૂર્ણ ભજવામા,
અહતા પૂર્ણ ત્યજવામા, કસોટીપર ચઢયો પ્રેમે ૫
સમર્પણુ સર્વ દેવામા, કથેલુ સર્વ લેવામા,
નથી હુ તુતણી વૃત્તિ, મળ્યો તુ એહવા ઐકયે ૬
અહો એ ઐકય છે મુક્તિ, અહો એ મુક્તિ જીવ્યામા,
અનુભવ ભાવમા આવે, કથે નેતિ કથે નેતિ ૭
અહો એ જ્ઞાનમયભક્તિ, અહવૃત્તિ વિના મુક્તિ,
સમર્પણુમા રહી શક્તિ, થતી એ ભાવથી વ્યક્તિ ૮
નથી એ દૃશ્યમા હુ તુ, સમાયો જ્યા અહો હુ તુ,
બુદ્ધયબ્ધિસદ્ગુરૂ શરણે, જીવન્મુક્તિ અનુભવમા ૯

ભાલક ફાગણુ સુદિ ૯ શુક્રવાર

---

## प्रभु संशोधन.

ચેતનજી તમે ખરૂ શુ ? તેહ ન તપાસો,
આ તો મોહમાયાનો તમાશો રે ચેતનજી૦
અમૂલ્ય આયુષ્ય એળે ગુમાવો, જરા ન ચિત્તમા વિમાસો,
ઘટ શોધ્યા વણુ પ્રભુ નવ દેખ્યા, થયો જગતનો તુ દાસોરે. ચે૦૧

જ્ઞાન નયનથી દેખ પ્રભુને, જ્યોતિથી દીલને પ્રકાશો;
બુદ્ધિસાગર પ્રભુ ભજન કર્યાથી, મુક્તિપુરીમાં હોય વાસોરે. ચે૦૨

વડનગર. ફાગણ સુદિ ૧૦ શનિવાર.

## ગુરુ ભક્તિ.

ગુરૂની કસોટીએ બહુ ચેલા કસાજો,
મરજીવા થઈ સુખ પાશો, ચેલાજી વિનયથી રહેશો. ૧
ગુરૂના વચનના દાસ બનીને, સદ્‌ગુરૂ ચરણે સુહાશો. ચેલાજી ૨
સદ્‌ગુરૂ સર્વસ્વ માની હૃદયમાં, ભક્તિ ગંગામાંહી ન્હાશો. ચેલાજી ૩

વડનગર. ફાગણ સુદિ ૧૩ સોમવાર.

## उपकारक दोशी नथुभाइ मंच्छाराम.

નથુભાઈ જેવા રે, વિરલા પુરૂષ જગમાં;
પરોપકારી પૂરા રે, વસ્યો ધર્મ રગોરગમાં.
શ્રદ્ધાળુ દયાળુ ધીરા, ચિત્ત સરલ સુજાણ;
જિનમન્દિર સમરાવે ભક્તે, સૂત્ર સૂણે ગુણવાન.
બાર વ્રતધારીરે, પડે નહીં મિથ્યા વગમાં. નથુભાઇ. ૧
ધર્મ પ્રાપ્તિમાં સ્હાયક થઇ, અમર કર્યું નિજ નામ;
સાધર્મી બન્ધુનું સગપણ, રાખ્યું ધરી ગુણ હામ;
ઉપકારી ગુણ યાદી રે, સુરો કરે રહી સ્વર્ગમાં. નથુભાઇ. ૨
વિદ્યાશાલા સાચવવામાં, કર્યો સ્વાર્થને દૂર;
આત્મભોગ આપ્યો ધર્માર્થે, નામ થયું મશહૂર;
સાધુના ભક્ત પૂરા રે, વ્યવહારરાગી મનમાં. નથુભાઇ. ૩
ગંભીર સમજુ શાણા સજ્જન, ધર્મ કર્મ ગુલ્તાન;
વિદ્યાપૂર જૈનોમાં દીવો, પામ્યા પ્રતિષ્ઠા માન;
ગુણાનુરાગી થઇને રે, રહે નિત્ય શુભ વગમાં- નથુભાઇ. ૪

પત્ની જડાવ ઘણી ગુણવતી, આજ્ઞાપાલક બેશ,
ઉભય કૂળ વિશુદ્ધ જ જેના, કરતી ધર્મ હમેશ,
સેવામા પૂરી શૂરી રે, વહે સદા ધર્મમગ્ગમા. નથુભાઇ. ૫
નથુભાઈ જેવી જગમા, જોતા જડે ન જોડ,
ધર્મલાભ દેઇને ઇચ્છુ, ફળશો ધર્મના કોડ,
બુદ્ધિસાગર બોલે રે, ગુણાનુરાગ ધરી દિલમા નથુભાઇ ૬
ફાગણ સુદિ ૧૫ ગુરૂવાર

---

## ज्यां त्यां चडती पडती उदयास्तनां चक्रो

જ્યા ત્યા ચડતી પડતી ઉદય અસ્ત ચક્રો ફરે રે,
કોની સરખી વેળા કદા ન રહેતી રવિ પરે રે,
હરિશ્ચન્દ્ર તારામતી રાણી, પરઘર ભરવુ પડિયુ પાણી,
રાવણ રગદોળાયો રણમા, અહતા શુ કરે રે જ્યા ત્યા ૧
રાજા મુજ હતો મોભાગી, ઘર ઘર ભમીને ભીક્ષા માગી,
તેનુ મસ્તક છેદાયુ કાકો ચાચો ભરે રે જ્યા ત્યા ૨
વાસો વસિયા પાડવ વનમા, કાળો વર્ણ થયો નળ તનમા,
સીતા દમયન્તી બહુ દુ ખ લહ્યા વનમા અરે રે જ્યા ત્યા ૩
હાહા! કુમારપાલ દુ ખ છાયા, ભટક્યા દેશો દેશ પલાયા,
પામ્યા રાજ્ય પછીથી ઉદય, લહ્યા ધર્મે ખરે રે જ્યા ત્યા ૪
ખીલ્યુ પુષ્પ અહો કરમાતુ, નગર ગ્રામ ઉજ્જડ થઇ જાતુ,
જેનુ નામ જ તેનો નાશ જ, જોશો બહુ પરે રે જ્યા ત્યા ૫
જલ ત્યા સ્થલ સ્થલ ત્યા જલ પ્રગટે, જન્મ્યુ તે તો અન્તે વિઘટે,
ઉંચા નીચ બનીને કર દ્રય જોડી કરગરે રે જ્યા ત્યા ૬
વખત વખતની છાયા ફરતી, જોયું અજોયું નહીં તે કરતી,
સુઝી મનમા મોહે, ભવ ભવમા શાને મરે રે જ્યા ત્યા ૭
રાજા રાણા મહા મસ્તાના, મૃત્યુના મુખમા ઝપટાણા,
સાથે કાઈ ન આવ્યુ, મરતા એવુ ઉચ્ચરે રે જ્યા ત્યા ૮

હર્ષ શોક કરતો નહીં જ્ઞાની, વસ્તુ સ્વભાવે વસ્તુ જાણી;
જ્ઞાને બુદ્ધિસાગર રમણ કરો અનુભવ ધરે રે. જ્યાં ત્યાં. ૯

ફાગણ વદિ ૯ શુક્રવાર.

---

## ચિત્તલગની.

લાગ્યું અમારૂં ચિત્ત ત્યાં, રંગાઇયા પ્રેમે અમે;
એ પ્રેમ વચ્ચે આવનારૂં, વિશ્વમાંહી કોણ છે?
આનન્દ અપરંપાર જેમાં, પ્રગટતો તેમાં વસું;
એ વાસમાંહી આવીને, હો કાઢનારૂં કોણ છે? ૧
લાગી લગનવા મસ્તીની પ્રભુ, પ્રેમ પ્યાલા પીવતાં;
એ પ્રેમ પ્યાલા ઢોળનારૂં, વિશ્વમાંહી કોણ છે?
સામા પડો પ્રતિપક્ષીઓ, બકવા કરી નિન્દા કરો;
યત્નો કરો લાખો ભલે પણ, સુંઝનારૂં કોણ છે? ૨
લલચાવવા લાખો ઘણી, ધમકાવવા કોટી ગણી;
પ્રવૃત્તિયો જે જે કરો, ત્યાં ડોલનારૂં કોણ છે?
ધિક્કાર વા સત્કારની, વાતોવિષે નહિ ચિત્ત જ્યાં;
ત્યાં કલ્પના કોટી કરો પણ, સાર ગ્રાહક કોણ છે? ૩
નિજ માન્યતામાં સર્વ છે, મશ્ગુલ જ્યાં ત્યાં જાણવું;
પણ મસ્ત જ્ઞાની ચિત્તમાંહી, પેસનારૂં કોણ છે?
પરવા રહી ત્યાં સહુ ઘટે, પરવા નહીં ત્યાં કંઇ નહીં,
અવધૂત જનની પાસમાંહી, બેસનારૂં કોણ છે? ૪
જે જે કથો પહોંચે નહીં, આશા નથી પરવા નથી,
ટેં ટેં કરી થાકી જશો, પાછળ પછીથી કોણ છે?
આલમ બધી અન્તરૂ રહી, આ દૃશ્ય વિશ્વે લક્ષ્ય ના;
બુદ્ધયબ્ધિસદ્‌ગુરૂ પન્થમાં, સાથી બને એ કોણ છે? ૫.

ફાગણ વદિ ૧૦ શનિવાર.

## મૃગતૃષ્ણા.

સુખના સરોવર વિલસતા, સુખમય જળાહલ ભાસતુ,
પામે જતા સુખનહીં જરા, દિલ દુ ખના ભડકા બળે,
દેખાય જે જે બાહ્યથી તે, નહિ જરા અન્તર્વિષે,
ભભકા બધા છે બાહ્યના, અન્તર્ કશુ ના નીકળે 1

વૃત્તિતણા સૌ રમકડા, સંસારના દૃશ્યો અહો,
જ્યા ત્યા ભટકતા પ્રાણીયા, સુખવૃત્તિથી રાચી ઘણુ,
જ્યા સુખ ત્યા દુ ખ દેખતા જ્યા દુ ખ ત્યા સુખ માનતા,
વૃત્તિ ભમાડે જીવને જ્યા દેખતી રળીયામણુ 2

સુખ દુ ખના ચક્રો ફરે પામર જીવો ચક્રે ફરે,
મસ્તાન નિજ મસ્તી થકી, એ ચક્રના ચૂરા કરે,
સુખ દુ ખ વાદળ છાયડા, પૃથ્વી ઉપર બહુ એ પડે,
પણ ભાનુપર છાયા પડે નહિ, આત્મજ્ઞાની રવિપરે. 3

સુખ દુ ખ વાદળ છાયડા, અજ્ઞાનીને દેખાય છે,
જ્ઞાની સદા ત્યાગે રહે, આનન્દમા મલકાય છે,
એ આત્મજ્ઞાની મસ્તની, મસ્તી વિષે સુખતોર છે,
જ્ઞાની વિચારે સહુ કરે, તે વિશ્વ દૃષ્ટે ઓર છે 4

શાતા અશાતા જલ વિષે, મત્સ્યો થયા તે ગભરૂ મરે,
ખાબોચીયા સરવર નદી, ઉદધિ વિષે ફરતા ફરે,
જ્ઞાની અનુભવી યોગીનુ, સુખમય જીવન શાશ્વત ખરે,
બુદ્ધયબ્ધિ યોગી મસ્તીની, લીલા ખરે જ્ઞાની વરે 5

ફાગણ વદિ 11 રવિવાર

---

## ઉન્હાળો

ઉન્હાળો હવે આવીયો, તાપે પૃથ્વી તપત,
વટોળીયા બહુલા ચઢે, ઉના વાયુ વહત ઉન્હાળો 1

સૂર્ય કિરણના તાપથી, સરોવર સૂકાય;
કૂપક જલ ઉંડા ગયા, દુઃખકર લ્હુ વાય. ઉન્હાળો ૨
તાપે તપતાં પંખીયાં, કરે વૃક્ષ વિશ્રામ;
પાણી ઘણું મોઘું થતું, દેખો ગામોગામ. ઉન્હાળો ૩
ઢોરો વૃક્ષના છાંયડે, બેસી લીએ આરામ;
આંબા કેરીએ શોભતા, સન્ત સમગુણ ધામ. ઉન્હાળો. ૪
શીતલ જલ અમૃત સમાં, છાશે ચિત્ત સુહાય;
બાગો નન્દનવન સમા, રાત વ્હાલી જણાય. ઉન્હાળો. ૫
રાયણ વૃક્ષો શોભતાં, ફળ આપે બેશ;
વૃક્ષ નદી પરમાર્થના, માટે સંન્ત હમેશ. ઉન્હાળો. ૬
શાળામાં છૂટી પડે, બેસે ઘરમાં લોક;
ચોરોનો ભય જાગતો, આવે દિન ઉંઘ ઝોક. ઉન્હાળો. ૭
સૂનાં ક્ષેત્ર ઘણાં થતાં, કૃષીબળ લીએ થાક;
ભેજા કુવાવાળા ક્ષેત્રમાં, થાતો ઉન્હાળુ પાક. ઉન્હાળો. ૮
આબુ સીમલા નીલગિરિ, લાનોલી આદિ સ્થાન;
હવા ખાવા જન બહુ જતા, રાજા શ્રીમંત ખાન. ઉન્હાળો. ૯
લગ્ન ઘણાં જ્યાં ત્યાં થતાં, વાગે વાજીંત્ર બેશ;
બુદ્ધિસાગર ધર્મથી, થાય શાન્તિ હમેશ. ઉન્હાળો. ૧૦
ફાગણ વદિ ૧૨ સોમવાર.

---

## શ્રાવક.

વિનયવંત વિવેકવંત, વિદ્યાવંત સુજાણ;
વિદ્યાપુર શ્રાવક ખરા, પંચાતી ગુણવાન. ૧
ભક્તિમન્ત શ્રદ્ધાલુઆ, ગવાડીયા ગુણ જાણ;
પ્રેમી નમ્ર સુહામણા, પામોલા પરમાણ. ૨
ગેરીતાના શ્રાવકો, શ્રોતામાં પ્રખ્યાત;
ભાવી ભાલક શ્રાવકો, ગુરૂની સુણતા વાત. ૩

લોદરીયા શ્રોતા ભલા, જ્ઞાની ગુરૂના ભક્ત,
વિવેકીયા આજોલીયા, જાણે સત્યાસત્ય. ૪
ફાગણ વદિ ૧૨ સોમવાર

---

## ॥ विद्यापुरीय बाल्यावस्थानां बालवृक्षोनुं निरीक्षण. ॥

બાલુડા આજે ફાલ્યા ફૂલ્યા નિરખાય,
દેખી મ્હને હરખાય .. ...... - બાલુડા૦
પર્ણો હલાવી કંપતા રે, કલકલ કરતા જણાય,
બાલ્યાવસ્થા રાગથી રે, ડોલી ડોલી ખુશ થાય બાલુડા૦ ૧
પ્રેમે ઉંચા થયા દેખવા રે, વધતા ઉંચા ઉંચા જાય,
વાયુના સુસવાટથી રે, સ્નેહના ગીતો ગાય બાલુડા૦ ૨
સ્થિર રહી તપસ્યા કરે રે, તાપે નહીં અકળાય,
શીતને સહેતા સામટા રે, વર્ષા એ ભિંજાય બાલુડા૦ ૩
કાપે છેદે સ્વાર્થીઓ રે, દુઃખ અનન્તુ પાય,
તોપણ ફલને આપતા રે, પર ઉપકારી ગણાય બાલુડા૦ ૪
પરમાર્થે વપુઓ ધર્યા રે, લોક કહેણીથી કથાય,
પશુ પંખી મનુજાતના રે, વિસામાએ સુહાય બાલુડા૦ ૫
સ્નેહભર્યા પર્ણોથકી રે, આમન્ત્રણથી સુહાય,
લાંબી ડાળો હલાવીને રે, બોલાવે સુખદાય બાલુડા૦ ૬
માન ગ્રહીને પ્રેમના રે, સાગરથી છલકાય,
પ્રેમ દૃષ્ટિ આરોપણા રે, અદ્દષ્ટિમા પરખાય બાલુડા૦ ૭
આત્મદૃષ્ટિથી દેખતા રે, ચેતન ઐક્ય સુહાય,
સત્તાએ સરખા સહી રે, મળ્યો એ ઐક્યે સદાય બાલુડા૦ ૮
જન્મ સાથી બની શોભતા રે, ધરતા નવ પર્યાય,
બુદ્ધિસાગર બાલુડા રે, મોટા થઇ મલકાય બાલુડા૦ ૯
ફાગણ વદિ ૧૪ બુધવાર

---

## શ્રદ્ધા.

વિશ્વાસ પ્રીતિવિણ વિનંતિ ખૂબ લુખી લાગતી;
ક્ષુધા વિના મિષ્ટાન્નપર, ભોજનરૂચિ ના જાગતી. ૧
ખેંચાય નહીં પ્રીતિ વિના, એ પ્રેમ લોહચુંબકસમો;
એ પ્રેમ નહિતો ખેંચવાની, આશ નહિ કરશો તમો. ૨
પ્રીતિ વિના તન્મયપણું, થાશે નહીં ઉપદેશમાં;
શ્રદ્ધા પરમ ભક્તિ વિના, જીવન જશે મહાક્લેશમાં. ૩
આવો પધારો સહુ કહો, પ્રીતિ વિના કાચુ સહુ;
બુદ્ધ્યબ્ધિ શ્રદ્ધા ભક્તિમાં, તન્મયપણે સર્વે રહ્યું. ૪

ફાગણ વદિ ૧૪ બુધવાર.

---

## જીવલડા મોહમાં ક્યાં ભમો છો.

જીવલડા મોહમાં ક્યાં ભમો છો, કેમ કુમતિના ઘેર રમો છો. જીવલડા૦
કુમતિના ઘેર વિષના પ્યાલા, કેમ પીવોછો માની વ્હાલા. જીવલડા૦૧
કુમતિના ઘેર લાખ ચોરાશી, કેમ થાઓ છો ત્યાં વાસી. જીવલડા૦
ભવ પટ્ટરાણી દુઃખની ખાણી, પ્યારી જાણી પોતાની માની. જીવ૦૨
ફન્દે ફસાવી નિજ ધન લૂંટે, ખાલી ખોખું કરી ખૂબ કૂટે. જીવલડા૦
સંગે રમાડે દુર્ગતિ પાડે, કેમ રાચી રહ્યા છો ચાળે. જીવલડા૦૩
સુમતિના ઘર સામુ ન જુવો, તેમાં પોતાની પત ખુવો. જીવલડા૦
મુખની મીઠી છાતીમાં કાતી, ચૂસી ચૂસી થતી મદમાતી. જીવલડા૦૪
મનની મેલી દેસે ઠેલી, ગાંડી રાંડી ગુણો વણ ઘેલી. જીવલડા૦
બુદ્ધિસાગર બોલ છે સાચો, મારો કુમતિ સુખ તમાચો. જીવલડા૦૫

ફાગણ વદિ ०)) ગુરૂવાર.

---

## મુસાફરને ઉપદેશ.

મુસાફર ફન્દમાં ક્યાં ફસાયો, મોહ માયામાં કેમ મુંઝાયો. મુસાફર૦
પન્થીને પન્થમાંહી વહેવાનું, વાટે ઘર માની ન રહેવાનું. મુસાફર૦૧

મમતા કયા કરે વાટમા સુઝી, કેમ સત્ય મતિ નહીં સુઝી મુસા૦ ૨
રાગદ્વેષ બે મહા લુટારા, જગ લુટે મહા વિકરાળા મુસાફર૦ ૩
આશા ઠગારી જગ ઠગનારી, તેની છોડી દે ઝટ યારી. મુસાફર૦ ૪
મહા દુ ખદાયી વાસના ભૂરી, કરે ભવમા ફજેતી પૂરી. મુસાફર૦ ૫
પચેન્દ્રિય વિષય સુખ કામે, કેમ શાન્તિ સ્વભાવે પામે મુસા૦ ૬
સુખ દુ ખ શીતલ તાપના સગે, રચ્યો નહીં આતમરગે મુસા૦ ૭
બુદ્ધિસાગર ચેતજે વાટે, મળ્યો માનવ ભવ શિવ માટે મુસાફર૦ ૮

ફાગણ વદિ ૦)) ગુરુવાર

---

## शेठ जगाभाइ दलपतभाइने लखेल पत्र

વિચારક શુ શુ વિચારે રે, સત્ય સ્વરૂપ કર શોધ વિચારક
પ્રવૃત્તે યન્ત્રે ચઢયો રે, વિકલ્પનો નહિ પાર,
પત્રમાહી જેમ પત્ર છે રે, કદલી સ્તભેચ્છા સાર વિચારક ૧
આશાના ઉંડા કૂવા રે, પૂર્યા નહીં પૂરાય
જ્યા ઇચ્છા ત્યા દુ ખ છે રે, નિવૃત્તે સુખ જણાય વિચારક ૨
ભાવીભાવ બન્યા વિના રે, કદા નહીં રહેનાર,
ચિન્તાવહ્નિ બાળતી રે, તેનો કરશો વિચાર વિચારક ૩
સુખી કો વિશ્વે થયુ રે, પામી પુદ્ગલ દ્રવ્ય,
પરથી જે સુખ માનવુ રે, ભ્રાન્તિ તે હર્ત્તવ્ય વિચારક ૪
જીવ વિના પરવસ્તુઓ રે, પોતાની ન થનાર,
તેના વશ સુખ માનવુ રે, કારાગૃહ અવતાર વિચારક ૫
દુ ખી પરવશમા પડ્યા રે, કરે ન આત્મવિચાર,
જીવન વ્યર્થ ગુમાવતા રે, પરભવ દુ ખ ભડાર વિચારક ૬
સકલ્પોને શમાવીને રે, ધરી ચેતન ઉપયોગ,
બુદ્ધિસાગર ધર્મનો રે, કર અનુભવ સુખ ભોગ વિચારક ૭

ચૈત્ર સુદિ ૧ ગુરુવાર.

---

## શુદ્ધ પ્રેમ નિદ્રા ખુમારી.

સિદ્ધ જગત્ શિર શોભતા—એ રાગ.

શુદ્ધ પ્રેમની નિન્દમાં, સાચું પ્રકટે છે સુખ;
દુનિયા ભાસે ન ભાનમાં, નાસે દ્વૈતનું દુઃખ. શુદ્ધ. ૧
મીઠો વાય છે વાયરો, ઠંડક અંગ જણાય;
લ્હેરો સ્વપ્નાની લય થતી, નહોતું તેહ સુહાય. શુદ્ધ. ૨
સહજ સમાધિની ઘેંનથી, આનન્દ બહુ ઉભરાય;
મૃત્યુ પામીને જીવવું, જીવંતાં બોધાય. શુદ્ધ. ૩
ધર્માદિક શુભ ધ્યાનમાં, આવે નિન્દ એ બેશ;
શુદ્ધ જ્ઞાનની જ્યોતિથી, પ્રગટે પૂર્ણ હમેશ. શુદ્ધ. ૪
પેલું પૂર્ણ આ પૂર્ણ છે, પૂર્ણે પૂર્ણ પ્રકટાય;
પૂર્ણમાંહી ગ્રહીએ પૂર્ણ તો, બાકી પૂર્ણ પમાય. શુદ્ધ. ૫
પૂર્ણ ધ્યાનની જ્યોતિમાં, પ્રગટે પૂર્ણ અપાર;
સ્યાદ્વાદી શુદ્ધ ધ્યાનમાં, દેખે પૂર્ણ દેદાર. શુદ્ધ. ૬
નિન્દ અલૌકિક પ્રેમની, વેદે માને તે સત્ય;
બુદ્ધિસાગર વેદીને, થયો મન કૃતકૃત્ય. શુદ્ધ. ૭

ચૈત્ર સુદિ ૩ રવિવાર.

---

## સર્વત્ર ચિન્મયતા દેખો.

હોરીના રાગની ધૂનમાં.

દેખો ચિન્મયતા સર્વત્ર રે, પ્રીતે પૂર્ણ પ્રતીતે;
આત્મસત્તા અનુસ્યૂત રે, ભાવો ભાવના રીતે. દેખો. ૧
સૂક્ષ્મથકી પણ સૂક્ષ્મ એ, સર્વ તેજનું તેજ;
સ્વપરપ્રકાશી સુખમયી, શબ્દાતીત તું એજ;
હું તું વિભાને જેહ રે, સત્યરૂપે પ્રવર્તે. દેખો. ૨
હું તું ની સ્ફુરણા વિના, ઐક્યભાવ જે થાય;

પ્રેમાનન્દ પ્રતીતિ ત્યા, આગળ ત્યાથી જવાય,
અનુભવે મત્ય જણાય રે, બુદ્ધિસાગર ચિત્તે દેખો. ૩

## मननुं नाटक.

હોરીના રાગમા

ક્યા ક્યા ભટકાવે ભાઇ રે, મનવા ભવ રગીલા,
ભટકણુ શીલ ભવાઈ રે, કેમ કરતો એ લીલા ક્યા૦ ૧
સ્વર્ગ અને તુ નરક બને છે, ભટકાવે ભવમાહી,
ત્હારી સગે મળે ન શાન્તિ, સ્થિરતા રહે ન કયાહી,
જ્યા ત્યા ઉડી ઉડી જાય રે, વિષયોદ્યાનના ભમરા ક્યા૦ ૨
વિષયવામના બળથી ભટકે, ઠરે ન એકજ ઠામ,
લલચાવે મુજને મહા ભારી, નીચ કરાવે કામ,
શાને માચ્યો મસાર રે, પરની વ્હોરીને પીડા ક્યા૦ ૩
શૂન્યો ઉપર શૂન્ય ચઢાવે, આવે શૂન્ય જવાબ,
વધ્યાપુત્રનો હોય ન જગમા, જોતા કોઇક બાપ,
આપ સ્વભાવે રાચ રે, બુદ્ધિસાગર ધીરા ક્યા૦ ૪
ચૈત્ર સુદિ ૪ સોમવાર

## " इच्छाओ दूर जाओ. "

ઈચ્છાઓ દૂર જાઓ રે, શાને લાગી અમોને,
શાને મતાવો વિપાકે રે, કોણુ બોલાવે તમને, ઈચ્છાઓ ૧
ધર્મ અમારો મૂળ ભૂલાવી, પરભાવે લેઇ જાઓ,
રચનારો તમને હુ મોહે, બળવત્તર કેમ થાઓ,
આત્માધિષ્ઠાન તમારૂ રે, જાણ્યુ શુ ભરમાવો ઈચ્છાઓ ૨
જોતા જોર તમારૂ ન કાંઇ, પ્રકટે જો પુરૂષાર્થ,

આત્મ સ્વભાવે રમતાં શાન્તિ, શુદ્ધ વ્યક્તિ પરમાર્થ;
બુદ્ધિસાગર જોરે રે, પરભાવ હઠાવો. ઈચ્છાઓ. ૩

ચૈત્ર સુદિ ૪ સોમવાર.

**ભાવાર્થઃ**—હે ઇચ્છાઓ–વાસનાઓ તમે હવે દૂર જાઓ. તમે શા માટે મ્હને લાગી છો? વિપાકમાં શા માટે સતાવો છો? કોણ તમને બોલાવે છે? આત્માનો મૂળ ધર્મ ભૂલાવીને હે ઇચ્છાઓ! તમે મ્હને પરભાવમાં લેઇ જાઓ છો. મોહવડે તમારો રચનાર હું અર્થાત્ જીવ છું તેમ છતાં રચનાર જીવના સ્વભાવ વિરૂદ્ધ અવળા માર્ગે લેઇ જવા તમે કેમ બળવત્તર થાઓ છો. સર્વ પ્રકારની ઇચ્છાઓનું સ્થાન તો મારામાં અર્થાત્ જીવોમાં છે તે હવે મેં જાણ્યું. તમે યદ્યપિ જીવમાં રહોછો તોપણ ક્ષયશીલ છો. તેથી તમારો ભરમાવ્યો હવે ભમનાર નથી. જ્યાં ઇચ્છા છે, ત્યાં દુઃખ છે. ઉપાધિ, વ્યાધિ છે. હવે આત્મભાવથી દેખતાં તમારૂં જોર નથી તોપણ જ્યારે પુરૂપાર્થ પ્રગટે, ત્યારે આત્મસ્વભાવે રમતાં તમો સ્વયમેવ નષ્ટ થાઓ છો, ઇત્યાદિ...

---

## अमने जाणनाराओ.

જાણું ન પૂર્ણ હું કોણ રે, ક્યાંથી જાણો તમો તો;
મુજને જાણે સહુ જાણો રે, દેખો નહીં તે અમે તો.
નામથી જાણો રૂપથી જાણો, તેમાં ભૂલ જણાતી;[1]
જાણો કદાપિ વેષાચારે, વાત ન જાણી સુહાતી રે.[2] ક્યાંથી. ૧
કૂળથી જાણો દેહથી જાણો, સહુ દશ્યની વાતો;
અમને જાણે ઇશ્વર જાણો, બોધે તે ખત્તા ન ખાતો રે. ક્યાંથી. ૨
અમને તમને દૃશ્ય સનમને, જાણે તે સુખ પાતો;
બાહ્ય ચરિતે ચિત્ર કાઢતાં, પૂર્ણ ન ત્યાં હું સુહાતો રે. ક્યાંથી. ૩
જગમાં હું છું જગ છે મુજમાં, ઇશ્વરમાં હું સમાતો;
મુજમાં ઇશ્વર ઐક્ય સદાનું, જ્ઞાનીને એ હું જણાતો રે. ક્યાંથી. ૪
દૃશ્યાદૃશ્ય સમાયું મુજમાં, ભેદાભેદે ભણાતો;
પોતાને જાણો જો તમો તો, મુજને જાણ્યો ગણાતો રે. ક્યાંથી. ૫

---

૧ પંડિત ભૂલ ત્યાં ખાતો. ૨ અવગમે સત્ય ન થાતો રે.

દ્રવ્યપણે હું નિત્ય સદા છું, પર્યાથી પર્યવેતો,
સ્વપર પ્રકાશી રૂપારૂપી, એકાનેક સમેતો રે કયાંથી ૬
અનન્ત પર્યવ વ્યતીત થયાને, પર્યયે સમ્પ્રતિ રહેતો,
થાશે અનન્તા પર્યાયોદધિ, પર્યાયે બહુ વ્હેતો રે કયાથી ૭
નિજ પરપર્યાયે સહુ રૂપે, સાપેક્ષાએ ઘટે તો,
સર્વમાહીને સર્વથી ન્યારો, એવો છુ હું ચેતો રે કયાથી ૮
જે જે રૂપે મુજને જાણો, છુ નહીં છૈયે અમે તો,
બુદ્ધિસાગર પરમ બ્રહ્મમય, અનુભવગમ સંકેતો રે કયાથી ૯

ચૈત્ર સુદિ ૫ મંગળવાર.

**ભાવાર્થ**–આ શરીર ધારકની પાસે આવનારાઓ, દેખનારાઓ એમ કથે છે કે અમો તમને જાણીએ છીએ આના પ્રત્યુત્તરમા પરામર્શપૂર્વક કથ્ય એ છે કે જગજ્જનો, શિષ્યો, બન્ધુઓ, ભક્તો, જિજ્ઞાસુઓ ! હું કોણ છુ એ હું પૂર્ણ રીત્યા અવબોધી શકતો નથી. જ્યારે શરીરમા રહેલો હુ કોણ છુ એ સ્વાનુભવ પ્રત્યક્ષે સમગ્ર સ્વરૂપે જાણી શકતો નથી તો તમો મ્હને કયાથી જાણી શકો અર્થાત્ અવબોધી શકો નિશ્ચય કરી શકો જો તમે મુજને અપરોક્ષાનુભવે પૂર્ણપણે જાણી શકો તો તમે સર્વદ્રવ્યાદવ્ય ભાવોને જાણી શકો એમ નિશ્ચય છે તમે એમ કથશો કે દશ્ય સ્વરૂપે તમે છો પરન્તુ તે નિશ્ચય જડ દશ્ય વસ્તુ સબધી હોવાથી આત્માને અવબોધવામા તો ભૂલજ રહેશે પુદ્ગલના પર્યાયો દશ્ય હોય છે અને શરીરાદિક દશ્યોનો અન્ય પર્યાયરૂપે ઉત્પાદ થતો દેખવામા આવે છે અમુક નામથી વા શરીરના અમુક રૂપથી અમને અવબોધો તો તત્સબધી કથવાનુ કે ચિદાનન્દરૂપે અનુભવાતો આત્મા ખરેખર નામરૂપથી ભિન્ન છે નામરૂપથી અમારૂ સ્વરૂપ વા અન્ય કોઇનું સ્વરૂપ અવગત કરવામા પડિત પુરૂષો ભૂલ ખાય છે વેષ અને આચારના પર્યાયથી મ્હને જાણવામા ખરો નિશ્ચય નથી કારણકે વેષ અને આચારમા પૌદ્ગલિકત્વ છે અને જે પૌદ્ગલિકત્વ પર્યાયો છે તે વસ્તુત ક્ષણે ક્ષણે જડત્વપણે ફર્યા કરે છે અને આનન્દ ચૈતન્યાદિ ગુણોથી રહિત છે તેથી વેષ અને આચારમા ચેતન્યાનન્દત્વાદિ ન હોવાથી તેમા રાચી માચીને અન્તે ભૂલવાનું છે અને વેષાદિ પૌદ્ગલિકત્વરૂપે પોતાને કોઇ અવબોધે વા પોતે પોતાને વેષાચારરૂપે અવબોધે તો અહત્વ મમત્વના ખાડામા પડીને પોતે પોતાને દુ ખી કરનાર છે એમ સમજવુ કદાપિ તમે કુળથી જાણો વા

દેહથી જાણો તો તમે અમને ખરી રીતે ઓળખી શક્યા એમ સ્પષ્ટ સમ્યગ્ માની શકાય નહીં. કારણકે એ સર્વ દશ્યની વાતો છે. જો તમે અમને અમારા પૂર્ણ સ્વરૂપે અવબોધી શકો તો તમે ઇશ્વર પરમાત્માને જાણો એમાં જરા માત્ર શંકા નથી. કથ્યું છે કે—

एको भावः सर्वथा येन दृष्टः, सर्वे भावाः सर्वथा तेन दृष्टाः ।
सर्वे भावाः सर्वथा येन दृष्टा, एको भावः सर्वथा तेन दृष्टः ॥१॥

એક પદાર્થને દ્રવ્યગુણ પર્યાયના અસ્તિ નાસ્તિ સ્વરૂપથી પરિપૂર્ણ અવબોધી શકાય તો તે સર્વ જગત્‌ને જાણી શકે. એ અપેક્ષાએ જે અમને જાણે છે તે ઇશ્વરને જાણે છે અને જે ઇશ્વરને જાણે છે તે અમને જાણે છે. અર્થાત્ સર્વને જાણે છે એમ દ્રવ્યાનુયોગશૈલીથી કથાય છે. અમને તમને અને દશ્યાદશ્ય જગત્‌ને જે જાણે છે તેનામાં સર્વથા સર્વદા સહજ શાન્તિ પ્રગટે છે. અતએવ તે સંપૂર્ણજ્ઞાની હોવાથી જીવન્મુક્ત થઇ સદા સ્વતંત્રપણે આનન્દમાં રહે છે. અમારા અનેક શરીર નામ ચેષ્ટાદિ પર્યાયો ભૂતકાલમાં થયા. વર્તમાનમાં નામ શરીર ચેષ્ટા વેષાદિ અનેક બાહ્ય પર્યાયો છે, અને તેમાં હાનિ વૃદ્ધિ થયા કરે છે. જે આજ ચેષ્ટાઓનું ચરિત છે તે આવતી કાલે ભિન્ન પર્યાયરૂપે અનુભવાય છે, અત એવ બાહ્ય નામ વેષ શરીરાચારે અમારૂં ચરિત ચિત્રતાં અર્થાત્ પુસ્તકમાં ચરિત્ર લખતાં જે જે પર્યાયોવડે ભૂતકાળમાં હતો, વર્તમાનમાં છું અને ભવિષ્યમાં થવાનો, તેમાં સ્વભાવ પર્યાય અને વિ. ભાવપર્યાય આદિથી મ્હને પુસ્તકાદિમાં ચિતરતાં પૂર્ણ સ્વરૂપે મ્હારૂં વાસ્તવિક સ્વરૂપ ન ચિતરાવાથી હું મ્હારા સ્વરૂપથી પૂર્ણપણે અન્ય મનુષ્યોના વિચારોમાં અને પુસ્તકોમાં પૂર્ણ સ્વરૂપે શોભી શકવાનો નથી, અને ઓળખવાને પુસ્તકો ચરિતો એ પરિપૂર્ણ પ્રતિબિંબ તરીકે નથી. સર્વના ચરિતોમાં આવી સર્વદા સ્થિતિ હોય છે એમ જ્ઞાન પ્રદેશમાં ઉંડા ઉતરતાં જ્ઞાનીઓ જાણી શકે છે. જો તમે મ્હને અવબોધવા ઇચ્છતા હો તો હું કથું છું તે પર લક્ષ્ય રાખો. હું જગત્‌માં છું અને જગત્ મારામાં છે. ઇશ્વરમાં હું છું ઇશ્વર મારામાં છે. હું ઇશ્વર છું, અન્ય ઇશ્વરો પરમાત્માઓ છે. સત્તાએ સર્વ જીવોનું ઐક્ય છે. વ્યક્તિએ જ્ઞાનાદિ ગુણ સમાનપણે સર્વ સિદ્ધોનુ ઐક્ય છે. એમ સપ્તભંગી નયનિક્ષેપાદિથી જો તમો જાણી શકો તો તમે ખરા જ્ઞાની સિદ્ધ થઇ શકો. અને એવા જે આત્મજ્ઞાની છે તેને હું જણાઉં છું—સ્વપર્યાયે હું છું

અને પરપર્યાયે જે સમગ્ર છે તે नास्ति पर्यायरूप छे ;અને તે नास्ति पर्यायरूप જગત્ પણ મારામા રહ્યુ છે, એમ દ્રવ્યાનુયોગ નૈનીએ સમજવુ જગતથકી હુ આત્મા, એક વ્યકિતની અપેક્ષાએ ભિન્નનાસ્તિ દ્રવ્ય પર્યાયરૂપે છુ જગતના અસ્તિધર્મની સાથે नास्तिधर्म રૂપે હુ રહ્યો જ છુ સ્વદ્રવ્યાદિકની અપેક્ષાએ પોતાનામા છુ અને પરદ્રવ્યાદિકની અપેક્ષાએ પરમાં છુ તેથી દ્રવ્યોની સ્વપરદ્રવ્યાદિકની અસ્તિનાસ્તિભગીની અપેક્ષાએ હુ જગત્મા છુ અને જગત્ મ્હારામા છે એમ કહેવુ તે સ્યાદ્વાદાનુભવ પ્રમાણે યથાર્થ છે આજ નૈનીએ હુ ઇશ્વરમા છુ અને ઇશ્વર મ્હારામા છે એમ અનુભવી શકાય છે સત્તાએ સર્વ જીવો સિદ્ધ છે તેથી સત્તાએ સર્વનુ જે ઐક્ય જાણે તે મ્હને જાણી શકે તથા જે પરમાત્માઓને વ્યક્તિની અપેક્ષાએ તથા સમાનપણે સરખા અવબોધે એવો જે આત્મજ્ઞાની હોય તે સ્વપર દ્રવ્યના સ્વભાવવિભાવ પર્યાયની અસ્તિ નાસ્તિ ભગનયાપેક્ષે મ્હને જાણે એ નિશ્ચય છે દ્રવ્યાનુયોગ નયનૈનીએ દશ્યાદશ્ય સર્વ જગત્ મારામા સમાયુ છે, કથચિત્ દશ્યાદશ્ય જગતથી ભિન્ન છુ, અને જ્ઞાનજ્ઞેયપર્યાયાપેક્ષાએ અભિન્ન છુ આ પ્રમાણે યદિ તમો પોતાને જાણી શકો તો મ્હને જાણ્યો એમ પરોક્ષ અને પ્રત્યક્ષ એ બે દૃષ્ટિમાથી જે દૃષ્ટિએ જાણો તે દૃષ્ટિએ જાણવાનુ કથી શકાય દ્રવ્યપણે નિત્ય અને પર્યાયે અનિત્ય એમ મ્હને અવબોધો ભૂતકાલમા અનત પર્યાયો થયા વર્તમાનમા જે જે પર્યાયો છે અને ભવિષ્યમા અનન્ત પર્યાય સાગર પ્રગટવાનો, તેમા અહ મમત્વનો ત્યાગ કરીને વસ્તુને વસ્તુગને જાણી અને સમભાવથી આત્મામા પ્રેમ ધારીને તદ્રૂપે પરિણમવાનુ કરવુ એમ કરનાર સ્વપર પર્યાયે સર્વમા છુ અને તે સર્વમા નથી એમ અનુભવ કરીને મ્હને પરબ્રહ્મરૂપે અનુભવ જ્ઞાનગમ્ય સગે તે જાણી શકે છે જે જે રૂપે તમે હુ છુ એ રૂપે છુ અને નથી, જે રૂપે નથી તે રૂપે હુ છુ એમ અનુભવ કરો નામ રૂપનો નાશ છે અને એવા અનત જ્ઞેયોનો જ્ઞાનમા ભાસક હુ જે રૂપે છુ તેવો પરિપૂર્ણ પ્રત્યક્ષ દૃષ્ટિએ પૂર્ણ યદિ પોતાને જાણો તો મ્હને જાણો

---

## સન્ત મળવાની ચાહના.

સન્ત મળો સોભાગી; મ્હને એ સન્ત મળો સોભાગી;
સન્ત મળો સોભાગી, મ્હને એ સન્ત ..........................મ્હને.
પરમાનન્દ રસરાગી.........................................
નિરપક્ષી વચનો વદે રે, તત્ત્વરમણુ લય લાગી;
ષડ્ દર્શન અનુભવવડે રે, જ્યોતિ હૃદયમાંહી જાગી. મ્હને. ૧
મ્હારૂં ત્હારૂં ના કરે રે, સ્વાભાવિક ગુણરાગી;
વૃત્તિ વિના અનુભવ કરે રે, આત્મારામ સુભાગી. મ્હને. ૨
દેઇ દે નિજરંગને રે, મળે ના દે તેહ માગી;
સમભાવે વર્તે સદા રે, કુમતિ હૃદયથકી ભાગી. મ્હને. ૩
પરખાવે પ્રભુ પ્રેમથી રે, ભાવ યજ્ઞ ગુણયાગી;
શઙ્કા નિવારક સન્તના રે, ચરણુ કમલ અનુરાગી. મ્હને. ૪
પરમાનન્દ રસિયો કરે રે, સર્વ સમર્પક ત્યાગી;
બુદ્ધિસાગર દર્શને રે, વડભાગી વૈરાગી. મ્હને. ૫

ચૈત્ર સુદિ ૭ શુક્રવાર.

**ભાવાર્થ**—સન્ત મળ્યા વિના સત્ય શાન્તિની પ્રાપ્તિ થતી નથી. મ્હને એવા સૌભાગ્યવંત જ્ઞાની સન્ત મળો કે જે પરમાનન્દ રસરાગમાં રંગાઇ ગયા હોય અર્થાત્ પરમાનન્દ રસ જેના પ્રદેશે પ્રદેશે પરિણમ્યો હોય અને તેની ખુમારીવડે તે રંગાઇ ગયા હોય કે જેથી જેતું મુખ પણ સદા પ્રફુલ્લ હસતું દેખાતું હોય. જે વસ્તુ તત્ત્વના પરિપૂર્ણ જ્ઞાતા હોય, ષડ્દર્શનમાં કથિત તત્ત્વોનો જેણે પરિપૂર્ણ અનુભવ કર્યો હોય અને પશ્ચાત્ સત્યાનુભવ રસ રૂપસારને અનુભવી અનુભવીને જેણે સત્ય જ્ઞાન જ્યોતિને હૃદયમાં જાગ્રત્ કરી હોય. ષડ્દર્શન શાસ્ત્રોના અભ્યાસક પંડિતો અનેક મળી આવે છે. પ્રભુ સંબંધી આત્મા સંબંધી ધર્મ સંબંધી ક્લોકોના ક્લોકો પર્યન્ત સંસ્કૃત ભાષાદિમાં વિવાદ કરનારા અનેક વિદ્વાનો મળી આવે છે. તેઓ ભાષાપંડિતો હોય છે પરંતુ તેમને એમ પુછવામાં આવે કે તમોએ સાક્ષાત્ પ્રભુને વા આત્માને દેખ્યો છે ? તેના પ્રત્યુત્તરમાં તેઓ ના કહેશે. પ્રભુને અને આત્માને સાક્ષાત્ અનુભવ ગમ્ય કરનાર જે સન્ત હોય છે તેની પ્રાપ્તિ થવી દુર્લભ છે. જેની પોતાની વૃત્તિ હોય છે તેવું કોઇપણ જ્ઞેય પદાર્થ સંબંધી મત બંધાય છે.

જે જે દર્શનનો જે જે પંડિતને વા સાધુને રાગ હોય છે વા તતસંબંધી જે જે ગ્રન્થો વાંચે છે તેથી તેની વૃત્તિ પણ તે મતને અનુસરનાર થાય છે અને તે મતના સંસ્કારથી સંક્રાન્તિ થવાથી તન્મત પ્રતિપાદક યુક્તિ સમૂહો પણ તેવા સુઝે છે તેથી ષડ્દર્શનવેત્તાઓમાં સર્વત્ર યાથાતથ્ય તેવું અવલોકવામાં છે ષડ્દર્શન આદિ મતોમાં જે જે મહા પંડિતો થાય છે તે સર્વે પરદર્શનમત પરિહારક અને સ્વદર્શન મત ગ્રાહક યુક્તિયોને સિદ્ધ કરે છે, અને સ્વમતિ પ્રમાણે ઇશ્વર–આત્માદિને સિદ્ધ કરી જનસમાજમાં ધર્મ પ્રવર્તાવે છે પ્રત્યેક દર્શનમાં અનેક વિદ્વાનો થયા છે સર્વ દર્શનના વિદ્વાનો સ્વસ્વ દર્શનને સિદ્ધ કરનારી યુક્તિઓને દર્શાવે છે બાળજીવો તો આજુબાજુના જે જે દર્શન મત ગ્રહણ કરવાના સંયોગો મળ્યા તે મતને અંગીકાર કરે છે પશ્ચાત્ કુલાચારે વંશપરંપરાએ તે દર્શનવાળા તે લોકો ગણાય છે સર્વ દર્શનના પંડિતો જે દર્શનરાગમાં પોતાની મતિ સ્થિત થઈ ત્યાં યુક્તિયોને ખેંચે છે આવું દાર્શનિક પંડિતોમાં પણ સર્વત્ર અવલોકવામાં આવે છે, તેવા દાર્શનિક ભિન્ન ભિન્ન પંડિતોને પૃચ્છવામાં આવે છે કે તમે જે રૂપે ઇશ્વર આત્મા વગેરે માનો છો તેનો પ્રત્યક્ષાનુભવ કર્યો છે ? તેના ઉત્તરમાં તેઓ જ્ઞાનીઓની આગળ મૌન રહેંગે વૃત્તિમાં જે પ્રમાણે પૂર્વે કોઇ ઇશ્વરાદિ જ્ઞેયનો આકાર નિર્ધારિત કર્યો હોય છે, તેવા રૂપે સ્વપ્નમાં તથા વૃત્તિના પ્રબલ વેગે આંખની સામે દેખાય છે, તેથી તે સત્ય ઇશ્વર છે એમ માની શકાય નહિ પૂર્વે અમુક શાસ્ત્રાદિવડે અમુકાકારે ઇશ્વર છે અને આત્મા છે એવો નિર્ણય કરવામાં આવ્યો હોય તો વૃત્તિના પ્રબલ સંસ્કાર વેગથી ભાસ પણ તેવો થાય તથા તેવા પ્રત્યેક દર્શનવાળાને ભિન્ન ભિન્ન ભાસ થાય અને તે પણ ભિન્ન ભિન્ન અનુભવે ભિન્ન ભિન્ન પ્રકારના ભાસ થાય અને એક સરખો સત્ય અનુભવ ભાસ ન રહે ત્યારે તેમાં કયા દર્શનવાળાનો કયો અનુભવભાસ ખરો તે વૃત્તિ પ્રમાણે જ્ઞેય ભાસનો વિચાર કરતાં પરિપૂર્ણ સત્ય અવબોધી શકાય નહિ માટે વૃત્તિ પ્રમાણે જ્ઞેય ભાસાનુભવની આગળ જે રહેતું સત્ય જ્ઞાન કે જે યથાવૃત્તિ તથા જ્ઞેય ભાસાનુભવ રૂપ દર્શન મત ઇશ્વરમાન્યતાદિ રૂપે રહેતું છે, તેનાથી પેલી પાર રહેલું એવું જે જ્ઞાન કે જેમાં મનોવૃત્તિનો સંબંધ માત્ર નથી અને જે સદા સત્ય જ્ઞેયને જ્ઞાનમાં પ્રકાશિત કરે છે એવા નિર્મલ જ્ઞાનની જેણે પ્રાપ્તિ કરી છે એવા સન્તનો મેળાપ ઇચ્છવામાં આવે છે કે જેથી બેડું ચારની પેઠે સાધુઓ જે જ્ઞાન ત્રણ કાલમાં એક સરખી રીતે સત્ય

ત્વને સર્વત્ર સર્વ જનને સર્વથા આપે છે, એવા વૃત્તિની પેલી પાર રહેલા જ્ઞાનવડે જેણે આત્મા અને ઇશ્વરનો સાક્ષાત્કાર કર્યો છે એવા સન્તનાં દર્શન મેળાપ કરવામાં આવે અને તે પ્રમાણે :પ્રત્યક્ષાનુભવે ( વૃત્તિની પેલી પાર રહેલા જ્ઞાનવડે :) પોતાના આત્માને તથા પરમાત્મા આદિને દેખવામાં આવે તો પોતાને સન્ત પ્રભુનો મેળાપ થયો એમ પરિપૂર્ણ ખાત્રી થાય છે. પોતને સન્ત કહેવરાવનારા મનુષ્યો લાખો મળી શકે, પણ સાક્ષાત્ પ્રભુ અને આત્મા વગેરેને દેખાડી આપનારા કોઇકજ જગતમાં મળી શકે. અમે અમારી વૃત્તિના અનુસારે તમારી વૃત્તિને તેવા ઇશ્વર અને આત્માદિની શ્રદ્ધા કરાવીને તેમનાં સાક્ષાત્ દર્શન કરાવી આપીએ એમ વદનારા તથા વૃત્તિમાં પૂર્વે ભાસેલા એવા ઇશ્વર—આત્મા વગેરેને દેખાડીએ એમ કથનારા ઘણા સન્તો મળી આવે, પરન્તુ તે પ્રમાણે વૃત્તિ વિનાના જ્ઞાનવડે સાક્ષાત્ પ્રભુને અને આત્માને દેખાડનારા સન્તોનો મેળાપ થવો એ મહા દુર્લભ છે. કદાપિ એવા સન્તનો મેળાપથાય, પરન્તુ યોગ્યતા વિના તેની રીતે પ્રભુ વા આત્માનો પોતાને સાક્ષાત્કાર થવો એ મહા દુર્લભ છે. ઉપર્યુક્ત લક્ષણવાળા જ્ઞાની સન્ત મ્હારૂં ત્હારૂં કરતા નથી. તેઓ સ્વાભાવિક ગુણના રાગી હોય છે. મનોવૃત્તિમાં જે જ્ઞેયનો ભાસ થાય તેવા ભાસની આગળની દશામાં તે ગયેલા હોવાથી આત્માનો મનોવૃત્તિ વિનાના જ્ઞાનથી અનુભવ કરે છે, અને આત્મામાં રમે છે. તેવો સન્ત પોતાના ઉપાસકને પોતાના નિર્વૃત્તિમયાનુભવરંગનું સમર્પણ કરે છે; જે વસ્તુ કોટી ઉપાયથી ન મળે એવી અનુભવ વસ્તુને માગતાં ત્વરિત દે છે. એવો સન્ત સમભાવે સદા વર્તે છે. જેના હૃદયમાંથી કુમતિ દૂર ભાગી ગઇ હોય છે, એવા સન્તનો સમાગમ ખરી શાન્તિ આપે છે. એવો સન્ત મુમુક્ષુઓને પ્રેમાનન્દથી સાક્ષાત્ પ્રભુને વસ્તુ સ્વરૂપે સ્વહૃદયમાં દેખાડે છે, તેવો સન્ત ભાવયજ્ઞનો ત્યાગ કરનાર હોય છે. અનેક પ્રકારની શંકાઓનું પક્ષપાત રાખ્યા વિના સમાધાન કરનાર એવા સન્તપાદપદ્માનુરાગી હું છું.

સન્ત મળ્યા એનો અનુભવ સ્યો ? તેના ઉત્તરમાં જણાવવામાં આવે છે કે તે પોતાને ઇન્દ્રિયાતીત પરમાનન્દરસમાં લયલીન કરી શકે છે. સર્વાનુભવસમર્પક અને ત્યાજ્યના ત્યાગી એવા સન્તના દર્શનવડે દર્શનેચ્છુ વડસોભાગી અને વૈરાગ્ય પરિણામે પરિણામ પામેલો થાય, ક્ષયોપશમાદિવૃત્તિથી પર સર્વજ્ઞ વીતરાગ દેવે જે આત્મતત્વાદિ કથ્યું છે, તેનો સન્તદ્વારા અનુભવ થાય એવા સન્ત

મળો, એમ મુમુક્ષુજીવો ઇચ્છે છે કે જેઓ મધ્યસ્થ જ્ઞાની આત્મહિતાર્થે પ્રયત્ન કરે છે

---

## धर्मबीजनुं वपन

વાવ્યા બીજ નિર્ધારી, અમોએ વાવ્યા બીજ નિર્ધારી,
ભારતભૂમિ મઝારી .. ... .... ... . ..અમોએ
ભવ્ય જીવ ક્ષેત્રો ઘણા રે, ધર્મબીજ જયકારી,
સદુપદેશ મહામેઘથી રે, સિંચ્યુ ઉત્તમ વારિ અમોએ ૧
ક્લેશ કટાળુ વૃક્ષને રે, ખોદી કાઢ્યા દુ ખકારી,
તાપ ઉપાધિ સહી ઘણી રે, દીધા ક્ષેત્રો સુધારી અમોએ ૨
વિવિધ ધર્મ વિચારના રે, વાવ્યા બીજો સુખકારી,
વાડ કીધી સમ્યક્ત્વની રે, સમ્યગ્ રક્ષણકારી અમોએ ૩
નિષ્કામ કરણીએ ભલી રે, શોધી ભૂમિ ગુણકારી,
મિથ્યાત્વ કચરો કાઢીયો રે, કુગુરૂ મૂષક ટાળી. અમોએ ૪
જ્ઞાન તાપે બીજો તપે રે, ફણગા કાઢશે ભારી,
કાલી ફુલી મોટા થશે રે, અનુક્રમે જયકારી અમોએ ૫
મિથ્યોપદેશ મહાહિમથી રે, બહુ બચશે બલકારી,
પરંપરા વધતી જશે રે, પામી બીજ સંસ્કારી. અમોએ. ૬
નવ્ય નવ્ય સંસ્કારથી રે, ક્ષેત્ર કાલાનુસારી,
યોગ્ય ભૂમિ જ્યાં ત્યાં થશે રે, ધર્મવૃક્ષો ફલધારી. અમોએ ૭
ખડદાયા વિણશી જશે રે, નવા થશે હિતકારી,
બીજોનો ઉદ્‌ગમ થશે રે, અનેક ૩પાવનારી અમોએ. ૮
વાવનાર પ્રત્યક્ષમાં રે, દેખે વાવ્યા વિચારી,
બુદ્ધિસાગર બહુ ફલો રે, સ્વાદે ભાવી નરનારી. અમોએ. ૯
ચૈત્ર સુદિ ૧૧ સોમવાર

---

## समाधिस्वरूप

જ્યાં ધ્યેય ધ્યાતા ધ્યાનતું એકત્વ ત્યાં આનન્દ છે,
જ્યાં દૃશ્ય દૃષ્ટા ઐક્ય ત્યાં તો બાહ્ય વિશ્વજ ફન્દ છે;
આ પિંડને બ્રહ્માંડની જ્યાં એકતા ત્યાં મુક્તતા,
છદ્મસ્થ યોગીને ખરી ભાસે સમાધિ ભવ્યતા. ૧

## सन्तोनी बलिहारी

સન્તોના પૂજારી અમે તો સન્તોના પૂજારી,
સન્તોની બલિહારી.................................અમે.
સન્ત સમાગમમાં પ્રભુયારી, આનન્દ ઉલ્લસે ભારી;
સન્તોથી મુક્તિસુખ મળતું, સર્વોત્તમ ઉપકારી. અમે. ૧
જીવંતા પ્રભુના મન્દિરો, સન્તો મહાવતારી;
પ્રભુના પ્રતિનિધિયો છે સન્તો, સન્તોનો સહચારી. અમે. ૨
પરખાવે પ્રત્યક્ષપણે પ્રભુ, પૂજ્ય પવિત્ર વિહારી;
સન્ત મળો ઇચ્છું છું ક્ષણક્ષણ, પ્યારી સન્તની યારી. અમે. ૩
સાચી શાન્તિ સમર્પે ક્ષણમાં, સઘળા દોષ નિવારી;
અનુભવમાં મસ્તાની સન્તો, મળશો નિશ્ચયકારી. અમે. ૪
જગમાં સુખિયા સન્તજનો છે, લીલા અગમ અપારી;
બુદ્ધિસાગર સન્ત સુશરણે, આનંદ અપરંપારી. અમે. ૫

ચૈત્ર સુદિ ૧૨ મંગળવાર.

## आत्माओने ज देखवा

દેહો ભલે ધાર્યાં ત્હમે દેહો અમે નહિ દેખતાં,
દેહો વિષે જે આતમાઓ તે અમે તો પેખતા;
સર્વે વપુઓ જે ધર્યાં ગુણો ખીલવવા કારણે,
તે કાજ દેહો પૂજતા જઇએ પ્રભુના બારણે. ૧

જે જે થયાં જે જે થશે જે હાલ છે દેહો ઘણા,
તે સર્વમાં ચૈતન્ય વાસો લાગતા મોહામણાં,
ચૈતન્યના સહવાસથી સહુ દેહની છે પૂજ્યતા,
ગુણના ખરા જે પૂજકો તે પૂર્ણ જાણે શુદ્ધતા ૨
જ્યાં જ્યાં જીવોના દેહ છે ત્યાં ત્યાં અમારો પ્રેમ છે,
એ સર્વ દેહો પૂજવામાં બ્રહ્મ ભાવી નેમ છે,
જે જે ગુણો ખીલ્યા જીવોના તેહના પૂજક અમે,
ગુણોતણા આરોપથી પૂજ્યજ અમારાં છો તમે ૩
આરોપથી છે પૂજ્યને પૂજક જગત્ સઘળું અહો,
નૈગમનયે આરોપતાથી પૂજ્યના સઘળે લહો,
એવી અમારી દૃષ્ટિથી પૂજારી હા બનીયા અમે,
અદ્વૈત પ્રીતિ યોગથી બનશો તમો તમને ગમે ૪
આ જગત સઘળું પૂજ્ય છે સાપેક્ષ નયથી પૂજ્ય છે,
સહુ પૂજ્યમાં પૂજકપણું વ્યાપી રહ્યું એ શુદ્ધ છે,
એ પૂજ્ય પૂજકભાવની મસ્તીવિષે બકવાદ છે,
બુદ્ધ્યબ્ધિ જાણે સર્વમાં વ્યાપી રહ્યો સ્યાદ્વાદ છે ૫

ભાવાર્થ—ઉપરના કાવ્યમાં ગુણોના યોગે દેહો—શરીરો નૈગમાદિનયે પૂજ્ય બને છે. જે દેહો તમોએ ધાર્યાં છે તે શરીરોને જ અમે દેખનારા નથી પરન્તુ અમો તો સંગ્રહ નયની સત્તાએ દેહોમાં રહેલા જ્ઞાનાદિ ગુણયુક્ત આત્માઓના દેખનારા છીએ. દેહોને—કોટાઓને પૂજીએ છીએ તેનું કારણ એ છે કે તેઓ આત્માઓના વાસથી પવિત્ર થયા છે તેથી તે પૂજ્યતાને પામ્યા છે. દેહો—કોટાઓમાં અમો સર્વ ગુણયુક્ત આત્માઓને દેખીએ છીએ. જીવોના સંબંધી દેહોમાં પ્રગટતો અમારો પ્રેમ વસ્તુત આત્માઓ સંબંધી છે તેનો દેહોમાં આરોપ થાય છે. તે જીવો અને શરીરના સંબંધથી અવબોધવું. નૈગમનયથી સર્વવિશ્વ પ્રેમયોગે પૂજક છે અને પૂજ્ય છે ઇત્યાદિ.

ચૈત્ર સુદિ ૧૫ શુક્રવાર.

## तारंगातीर्थ स्तवन

ધન્યાશ્રી.

તારંગા તીર્થ મઝાનું રે, આનંદ દે નિર્ધાર. તારંગા૦
અજીતનાથ મહારાજનું રે, જિન મન્દિર જયકાર;
અજીતનાથ પ્રભુ ભેટીયા રે, સુખ સંપત્તિ દાતાર. તારંગા૦ ૧
કુમારપાળે કરાવીયું રે, પાછળ જીર્ણોદ્ધાર;
સંવત્ સોળની સાલમાં રે, શોભે સુન્દરાકાર. તારંગા૦ ૨
સિદ્ધશિલાની ઉપરે રે, એ જિન દેરી સાર;
કોટી શિલાપર દેરી બે રે, શ્વેતાંબર મનોહાર. તારંગા૦ ૩
ધર્મ પાપની બારીએ રે, એક દેરી સુખકાર;
જિનપ્રતિમાઓ જિન સમી રે, ભેટી ભાવ વિશાલ. તારંગા૦ ૪
કુદ્રતી ગુફાઓ ભલી રે, તીર્થ પવિત્ર વિચાર;
કોટી મુનિયોં સિદ્ધિયા રે, વન્દુ વાર હજાર. તારંગા૦ ૫
તારંગા મન્દિરની રે, ઉંચાઇ શ્રીકાર;
દેખી શીર્ષ ધુણાવતા રે, યાત્રાળુ નરનાર. તારંગા૦ ૬
ગુર્જરત્રા પાવન કરૂં રે, તીર્થ વડું ગુણકાર;
બુદ્ધિસાગર તીર્થની રે, યાત્રા જય જયકાર. તારંગા૦ ૭

ચૈત્ર વદિ ૧ શનિવાર.

---

## नगुरा प्राणीनी दशा

નગુરા પામર પ્રાણી રે, ભટકે ઠામો ઠામ. નગુરા૦
રઝળે રોઝ સમો ઘણો રે, ક્ષણિકચિત્ત હરામ;
હૃદય શૂન્ય સ્વચ્છન્દિયા રે, રાગી કંચન કામ. નગુરા૦ ૧
અણુ વિશ્વાસુ બોલકા રે, સડેલ શઠતાધામ;
શ્રદ્ધા પ્રીતિ વણ ભમે રે, વૃત્તિયોના ગુલામ. નગુરા૦ ૨

પ્રમાણિક જીવન વિના રે, રાખે જૂઠ દમામ,
બુદ્ધિસાગર સન્તના રે, શિષ્યો ગુણ ગણધામ-
સુગુરા શિષ્યો જ્ઞાની રે } નગુરા૦ 3

ચૈત્ર વદ ૨ રવિવાર

## ॥ आत्मवत् सर्वत्र देख ॥

નિજ જીવ પેઠે સર્વ જીવો દેખ વપુઓમા રહ્યા,
આ સર્વ જીવો સિદ્ધ છે સત્તાથકી વીરે કહ્યા,
ઔદાર્ય ને ગાભીર્ય દષ્ટિ ધાર સહુની સાથમા,
પ્રેમામૃતે જીવી અને જીવાડ મુક્તિ પન્થમા ૧
આ વાટિકા ખીલી રહી સહુ જીવની ભવક્ષેત્રમા,
ન્હાના અને મોટા જીવોને દેખ અન્તર નેત્રમા,
જીવો સહુ નિજ આત્મવત્ સહુનો મળધી તુ ખરે,
ઉપકાર સૌની સાથમા છે સામસામી જાણુ રે ૨
આનન્દનુ છે સ્થાન ચેતન તુ ખરેખર લાગતો,
શોધે અને શોધાવતો ને ઉંઘ છોડી જાગતો,
નિજ આત્મવત્ સહુ જીવમા આનન્દ અપરપાર છે,
નિજ આત્મવત્ સહુ જીવની પૂજા ખરી જયકાર છે ૩
તુ દેખ સહુ વપુઓ વિષે ચૈતન્ય દેવો વિલસતા,
ઉંચા પ્રતિ ભવ થાવના એ જ્ઞાન જ્યોતે વિકસતા,
તુ જાગતુ કર વિશ્વને જાગે જગાડે યોગીઓ,
મૃત્યુ લહીને જીવતા થાતા અનુભવ ભોગીઓ ૪
સહુ દેહ પડદામા રહ્યા જીવો પ્રભુ સમ દેખ એ,
અધ્યાત્મ જ્યોતિ દેશમા ઈશ્વર બની એ પેખ એ,
સહુ દેહીઓની પૂજ્યના પરમાત્મસમ જ્યા થઇ રહી,
બુદ્ધયબ્ધિ સેવાભાવથી અધ્યાત્મજ્ઞાને એ લહી ૫

વૈશાખ શુદ ૭ સોમવાર

# સાધુ પદ.

આશાવરી.

સાધુ ત્યારે તુંહિ કહાવે, સમતા ઘટમાં આવે.......સાધુ.
રાગ દોષ વિકલ્પ ન પ્રગટે, દ્વેષ ન મનમાં થાવે;
સમભાવે દુનિયાને દેખે, મનમાં વૈર ન લાવે. સાધુ. ૧
નિન્દા વિકથા ત્યાગી નેસે, પરમ પ્રભુને ધ્યાવે;
ઉદયાગત કર્મોને વેદે, પડતો નહીં પરભાવે. સાધુ. ૨
વૈરાગે મન ક્ષણ ક્ષણ વાળે, આત્મરમણતા ન્હાવે;
આત્મ પ્રભુની અલખ મોઝનાં, સ્ફુરણે ગાણાં ગાવે. સાધુ. ૩
દેખે ચાલે ખાવે પીવે, નિજને ન્યારો ભાવે;
અન્તરૂમાં પરમાતમ પેખે, ઉપયોગે તે ધ્યાવે. સાધુ. ૪
દર્શન જ્ઞાન ચરણને સાધે, પરમાનન્દ જમાવે;
બુદ્ધિસાગર સાધુ સાચો, દશવિધ ધર્મ સુહાવે. સાધુ. ૫

વૈશાખ સુદિ ૩ મંગળવાર.

**ભાવાર્થ**—હે આત્મન્! જ્યારે ત્હારામાં સમતા આવે ત્યારે તું સાધુ થઇ શકે. વ્યાકરણ, ન્યાય, સાહિત્ય, સિદ્ધાન્તાદિ શાસ્ત્રોનો અભ્યાસ કરે અને પંડિતાદિ અનેક ઉપાધિયો ધારણ કરે પણ તેથી સમતા આવ્યા વિના આત્મોન્નતિ થાય નહિ અને વાસ્તવિક સાધુપણું પ્રગટે નહિ. અનેક ભાષાના વ્યાકરણ અને ન્યાયશાસ્ત્રોનો અભ્યાસ કરીને પણ જ્યારે સમતાને તું પ્રાપ્ત કરીશ, ત્યારે સાધુ બનીશ. જ્યારે મનમાં રાગદ્વેષનો વિકલ્પ નહિ પ્રગટે, મનમાં કોઇપણ ઉપર દ્વેષ થશે નહિ, સમભાવે દુનિયાને દેખીશ અને કોઇના પર વૈરનાં કારણો છતે પણ વૈર ન કરીશ ત્યારે તું સાધુ ગણાઇશ. કથ્યું છે કે—लाभालाभे सुखे-दुःखे, जीविते मरणे तथा ॥ स्तुतिनिन्दाविधाने च, साधवः समचेतसः ॥ જ્યારે ચેતન પરજીવોની નિન્દા-વિકથાનો ત્યાગ કરીને પરમાત્માને હૃદયમાં ધ્યાવે અને ઉદયાગત શુભાશુભ કર્મોને સમભાવે વેદે તથા પરભાવમાં પડે નહિ ત્યારે તારો આત્મા સાધુ થાય અને એવી દશા પ્રગટે ત્યારે તું સાધુ કથી શકાય. બાકી વેષ અને આચારમાં અહંવૃત્તિ ધરીને ફુલીને ફાળકો થવાથી કાંઇ વળે તેમ નથી. જ્યારે આત્મા સાધુત્વભાવમાં રમણ કરતો

છતો ક્ષણે ક્ષણે વૈરાગ્યમા મન વાળે છે, આત્મરમણતા ન્હાય છે, આત્મપ્રભુની અલખ મોજમા સ્વાભાવિક ગુણોએ અનેક ગાયનો ગાય છે અન્તરમા પરમાત્મ પ્રભુને દેખે છે, અને આત્માના ઉપયોગે આત્મપ્રભુને ધ્યાવે છે, ત્યારે તે સાધુ થાય છે. આવી દશા જ્હારામા પ્રગટતા તુ સાધુ કહેવાય દેખતા-ચાલતા-ખાતા-પીતા આદિ ઔદયિક ભાવની અનેક ક્રિયાઓ કરતા પોતાને ન્યારો અર્થાત્ તે તે ભાવોથી ભિન્ન ભિન્ન દેખે છે, અને અન્તરમા પરમાત્માને અનુભવદૃષ્ટિએ પોતે દેખે છે અને ઉપયોગથી તેનુ જ ધ્યાન થાય છે ત્યારે પોતાનો આત્મા સાધુ થાય છે એમ તુ નિશ્ચય કર. ત્યારે આત્મા પોતાનામા રહેલા દર્શન, જ્ઞાન અને ચારિત્રની આરાધના કરે છે અને આત્મામા પરમાનન્દ પ્રકટાવે છે ત્યારે બુદ્ધિસાગર કહે છે કે હે આત્મન્ ! ત્યારે દશવિધ ધર્મે શોભાયમાન સત્ય સાધુ ગણાઇશ.

---

## અનુભવ વાલ્હડો.

કોઈ મારો પ્રેમીડો બતલાવે એ રાગ

વાલુડો મુજ પ્યારો રે, અનુભવવાલુડો મુજ પ્યારો,
પ્રાણજીવન આધારો રે ... .. ... ... .. અનુભવ
જીવેને જીવાડે મુજને, આનન્દ રૂપાકારો,
સુખસ્વરૂપી રૂપારૂપી, પરમ પ્રેમ અવતારો રે અનુભવ ૧
ઝળહળ જ્યોતિ જગ ઝળકાવે, ખેલે ખેલ અપારો,
દેખુ એકીટસે તવ નૂરને, અન્તરમા ઉજિયારો રે અનુભવ ૨
ભયને દ્વેષ નહીં મુજ અગે, ખેદ ન શોક લગારો;
મૌનપણામા સુખ છે ન્યારૂ, સહજ રૂપ નિર્ધારો રે અનુભવ. ૩
મહા મગલકારી અવતારી, મુજથી એકાકારો,
બુદ્ધિસાગર આનન્દમય થઇ, શોભે વિશ્વ મઝારો રે અનુભવ ૪

**ભાવાર્થ**—આત્મા પોતાનુ સ્વરૂપ નિહાળે છે ત્યારે તેના હૃદયમા અનુભવજ્ઞાન ઉત્પન્ન થાય છે અનુભવજ્ઞાનથી કેવળજ્ઞાન પ્રકટે છે આત્માનુ અનુભવજ્ઞાન તે આત્માનો બાલપુત્ર છે આત્મા પોતાની સુમતિ સ્ત્રીને કહે

છે કે હે સુમતે ! મ્હને અનુભવ બાલુડો બહુ વ્હાલો લાગે છે. આત્મતત્ત્વને વિચારતાં અને ધ્યાવતાં જ્યારે મન વિશ્રામ પામે છે અને નિર્વિકલ્પ સુખ જેનાથી ઉત્પન્ન થાય છે, એવું જે જ્ઞાન તેને અનુભવજ્ઞાન કહે છે. આત્મા પોતાના અનુભવજ્ઞાન બાલુડાપર દુનિયાની સર્વ વસ્તુઓ વારી નાખે છે. પોતાનો આત્મા કહે છે કે હે સુમતે ! મારા પ્રાણનો આધાર અનુભવ બાલુડો છે તે પોતે આનન્દરૂપ ભાવ પ્રાણથી જીવે છે અને મુજને જીવાડે છે. મ્હારો અનુભવ બાલુડો ખરેખર આનન્દરૂપાકાર છે. તેનું સુખ સ્વરૂપ છે. મ્હારો પ્રિય અનુભવ બાલુડો રૂપારૂપી સાપેક્ષપણે છે. મ્હારા પ્રેમનો સાક્ષાત્ અવતાર પ્રગટ્યો છે. મ્હારો અનુભવ બાલુડો પોતાની ઝળહળ ઝગમગ જ્યોતિ જગત્માં ઝળકાવી રહ્યો છે. આનન્દના અપાર ખેલોને ખેલે છે. હું એકીટગે (એકીનજરે) તેનું અર્થાત્ અનુભવ બાલુડાનું નૂર દેખી રહ્યો છું. મારા પ્રાણપ્રિયાધાર બાલુડાને દેખતાં દિલમાં સત્ય પ્રકાશનો ઉદય થાય છે. મ્હારા અનુભવ બાલુડાના અંગે ભય વા દ્વેષનું ચિન્હ જણાતું નથી. મ્હારા અનુભવ બાલુડાને જરામાત્ર પણ ખેદ વા શોકાદિ નથી. મ્હારા અનુભવ બાલુડાના મૌનમાં દુનિયાના સુખથી અલૌકિક એવું ન્યારૂં અર્થાત્ અકૃત્રિમ સુખ ભાસે છે. મારો અનુભવ બાલુડો ખરેખર નક્કી પોતાના સહજ રૂપે રહે છે. મ્હારો અનુભવ બાલુડો મહા મંગલકારી અને અન્તર્ અસંખ્ય પ્રદેશમાં દિવ્ય અવતારી પ્રગટ્યો છે. મ્હારો બાલુડો મ્હારાથી એકાકાર છે. મ્હારામાં તે છે તેનાથી હું ન્યારો નથી અને મ્હારાથી તે ન્યારો નથી. જ્યાં હું તુંની સ્ફુરણા ઉઠતી નથી એવા ઐક્યભાવે બન્નેનું એક ચિદ્ઘનાનન્દ રૂપે અસ્તિત્વ છે. બુદ્ધિનો સાગર એવો આત્મા પોતાનામાં પ્રગટેલા અનુભવ બાલુડાને દેખી આનન્દમય બનીને વિશ્વ મધ્યે શોભે છે, એમ બુદ્ધિસાગર કહે છે. અધ્યાત્મજ્ઞાનને અન્તર્માં પરિણમાવતાં અને સુમતિની સંગે રમતા અનુભવજ્ઞાન રૂપ બાલુડો પ્રગટે છે. તે તેવી દશા પ્રાપ્ત થતાં અવબોધાય છે.

વૈશાખ સુદિ ૪ બુધવાર.

---

# " आत्मानी मुक्ति प्रति प्रीति "

આશાવરી

વ્હાલી સુરતા તુજમાહિ લાગી, વિશ્વ ત્યાગી થયો રાગી. વ્હાલી.
તુજ માટે તપ જપ સહુ કિરિયા, કરતા પાર ન આવ્યો,
સર્વ સમર્પણ તુજને કીધુ, પ્રેમ ભક્તિ ચિત્ત લાવ્યો વ્હાલી ૧
પ્રેમ વિના સહુ લાગે લુખુ, ચેન પડે નહિ જગમા,
વારી જાઉં તુજપર સહુ જગને, પ્રેમ થયો રગોરગમા વ્હાલી. ૨
સમતા સ્થિરતા સખીઓ સાથે, રમતી આનન્દ મૂર્તિ,
યતિ સન્યાસી ફકીર જોગીને, કરતી પ્રીતિ સ્ફૂર્તિ વ્હાલી ૩
તુજ વણુ કાંઇ ન નજરે આવે, તુજ વણુ કાંઇ ન ભાવે,
લોહચુંબક તુ હુ છુ સો સમ, આકર્ષાઉં સ્વભાવે. વ્હાલી ૪
લોકોત્તર સુખ પ્યાલો પાઈ, શાન્તિ સમર્પે મઝાની,
માશુક બંદો તુજને ઇચ્છે, હજીય રહે કેમ છાની વ્હાલી. ૫
શુદ્ધ પ્રેમ ત્યા ઐક્ય સ્વભાવે, ત્હારૂ મ્હારૂ ન થાવે,
જાઓ જાહન્નમા રાજ્ય જગતનુ, મનમા એક તુ આવે. વ્હાલી ૬
વિશ્વ બકો ચાહે મન માન્યુ, લાજ ન દુનિયા લગારે,
મુજ મન માન્યુ છે ત્હારામા, ખપ ના અન્યનો મ્હારે વ્હાલી ૭
તુજ જ્યોતિમા પ્રાણુ પતંગ સમ, ચોલ મજીઠ સમરાગે,
પ્રેમ ખુમારી અલખ રંગની, જોગી થઈ જીવ જાગે વ્હાલી ૮
રાજ્ય ન ઇચ્છુ સ્વર્ગ ન ઇચ્છુ, ઇચ્છુ નહીં સ્વરૂનારી,
રસીલી સહજાનન્દે નિત્યે, પ્રાણાધિક દિલપ્યારી વ્હાલી ૯
તુજ વણુ જીવ્યું ક્ષણુ ન જીવાતુ, મળતુ હવે મુજ વ્હેલી,
સાદિ અનન્તા ભાગે પ્યારી, વર્ષાવ આનન્દ હેલી વ્હાલી ૧૦
અન્તર્ગતની સહુ તુ જાણે, મળજે પ્રીતિ લાવી,
બુદ્ધિસાગર અસંખ્ય પ્રદેશે, અનુભવ ઝાખી આવી. વ્હાલી ૧૧

વૈશાખ સુદિ ૭ શનિવાર

---

## साचो मेळ

સાચો મેળ મળે છે તેઓનો મુજથી તદા રે,
ગુણના રાગી ગુણદૃષ્ટિથી દેખે જગ યદા રે;
વિનયવંત વિવેકી જ્ઞાની, અધ્યાત્માનંદે મસ્તાની,
ગંભીર ધીર વીર જે જૂઠું બોલે નહિ કદા રે. સાચો૦ ૧
પ્રભુરૂપ જીવો સહુ દેખે, પ્રેમભક્તિથી ગુરૂજન પેખે,
આન્તર બાહ્ય થકી જે મોટા પણ છે નિર્મદા રે. સાચો૦ ૨
ચિત્ત અમારૂં પૂર્ણજ જાણે, ઐક્ય કરે ના ભેદને તાણે,
બુદ્ધિસાગર દિલથી તન્મય થઈ રહેવે સદા રે. સાચો૦ ૩

વૈશાખ સુદિ ૮ રવિવાર.

---

## आदरसत्कार

આવો બેસો પધારો અહીંયાં જગજન ઉચ્ચરે રે,
કેઈક પ્રેમી વિરલા ભક્તિથકી એવું કરે રે;
છાપ વિનાનું જેવું નાણું, હર્ષ વિનાનું જેવું ગાણું,
ભાણું માન વિનાનું ગમન અહો નિર્જન ઘરે રે. આવો૦ ૧
મન જૂદું ને કાયા ન્યારી, વિવેકના નામે પૂજારી;
નમતા કપટી બમણું કમાન ચોર ચિત્તાપરે રે. આવો૦ ૨
અતિ વિનયમાં અતિ આચારે, કપટ રહે અન્તરમાં ભારે,
નક્કી પરિણામે અન્તે તો વિષફળ નિસ્સરે રે. આવો૦ ૩
પ્રપંચ આશાએ સન્માને, સમજી પડશો નહિ તોફાને;
જેવું સિંહ પૂરવા સન્માનજ છે પિંજરે રે. આવો૦ ૪
પ્રેમ ભક્તે સત્કાર મઝાનો, કદિ ન રહેતો જગમાં છાનો,
વિનયે બુદ્ધિસાગર સત્કારજ સન્તો વરે રે. આવો૦ ૫

વૈશાખ સુદિ ૮ રવિવાર.

---

# मेसाणाना उपाश्रयमां जे स्थाने श्रीरविसागरजी महाराजे समाधि पूर्वक देहोत्सर्ग कर्यो हतो तेज स्थानमां वेसतां उपजेला विचारो.

આ સ્થાનમા પદ્માસને ગુરૂજી ત્હમે બેઠા હતા,
સમતા સમાધિયોગથી સ્થિરતા વિષે રહેતા હતા,
છેલ્લા વખતના શ્વાસને ઉચ્છ્વાસને લેતા હતા,
મુસાફરી આ જીદગીની પૂર્ણ તો કરતા હતા. ૧

આ દેહમાથી છૂટવાનુ જાણુતાતા જી તમે,
તેવા સમે ગુરૂજી તમારી પાસ બેઠા તા અમે,
ચિન્તા નહિ વા ખેદ ગ્લાનિ વદનપર જરીએ નહીં,
એવુ તમારૂ મુખ આખે દેખીયુ ધારી સહી ૨

આનન્દમા ઝીલી રહીતી આખ બે સ્થિરતા ધરી,
પરમ પ્રભુના ધ્યાનમા ઠાગી હતી વૃત્તિ ભલી,
પરમેષ્ઠિમત્રો બોલતા જે ભકિતથી હળવે અમે,
તે અગુઠો કપાવીને સુણુતા હતા ગુરૂજી તમે ૩

જે દેહમા રહીને તમે ચારિત્ર પાળ્યુ પ્રેમથી,
જે દેહમા રહીને તમે ધ્યાનજ ધર્યું તુ નેમથી,
એ દેહને ત્યાગી તમો ક્ષણુવારમા સ્વર્ગે ગયા,
એ દેહને પશ્ચાત્ તો સર્વે જનો જોતા રહ્યા ૪

વહ્નિ થકી મસ્કાર કીધો દેહનો મઘે મળી,
વિરહે તમારા શોકથી આખો થઈતી ગળગળી,
એ દેહના નિર્વાણુના આ સ્થાનમા તમને સ્મરૂ,
પ્યારા તમારા નામના જાપો જપી ધ્યાનજ ધરૂ ૫

આ સ્થાનમાં યાદી તમારી થાય બહુ વાર જ ભલી,
આંખો થકી અશ્રુ પ્રવાહો નીકળે યાદે વળી;
આ સ્થાનમાં યાદી થકી ચારિત્ર શુદ્ધિ થાવતી,
બુદ્ધયબ્ધિ ગુરૂના નામથી ગુરૂતા હૃદયમાં આવતી. ૬

વૈશાખ સુદિ ૯ સોમવાર.

---

## सत्ताए प्रभुरूप सर्व जीवोनां दर्शन.

પ્રભુરૂપ સત્તાએ જીવોનાં દર્શન હું કરૂં રે,
પ્રીતિ ભક્તિ યોગે જીવોમાં પ્રભુને સ્મરૂં રે;
સત્તાએ ઈશ્વર છે જીવો, ભાવ પ્રાણે સુખકર જીવો;
પ્રેમભર ઉછળ્યા દિલથી જીવોને ભેટી પડું રે. પ્રભુ૦ ૧

ઉંચ નીચ ભેદજ છે કર્મે, પણ નહિ ભેદજ સત્તા ધર્મે;
મુજ સમ સર્વે જીવો અન્તરૂથી સરખા ગણું રે. પ્રભુ૦ ૨

પ્રેમાનન્દ સ્વરૂપ તમારૂં, પ્રેમાનન્દ સ્વરૂપ અમારૂં;
પ્રીતે બ્રહ્મપયોધિમાં ભળીને શિવતા વરૂં રે. પ્રભુ૦ ૩

ન્યૂનાધિક ચૈતન્યે વિલસતા, ત્રણ્ય ભુવનમાં જ્યાં ત્યાં વસતા;
વ્હાલા જીવો સાથે મૈત્રીવટ દિલમાં ધરૂં રે. પ્રભુ૦ ૪

વૈર ભાવના પડદા ચીરી, મળતાં ભેદ ન હોય જરી રી;
છુપાયા છૂપો નહીં સત્તા ચિન્માત્રે સમપણું રે. પ્રભુ૦ ૫

જ્ઞાનદૃષ્ટિથી તમે ન જાણો, તેથી મુજપર હીણું આણો;
તેમાં તમને લાગ્યાં કર્મે, દોષ ખરો ગણું રે. પ્રભુ૦ ૬

અમ સરખી દૃષ્ટિ ન થવાથી, તરતમ યોગે કર્મ રહ્યાથી;
કીધું જાણો નહિ તો પણ, એ પ્રેમે હું ભણું રે. પ્રભુ૦ ૭

અનવચ્છિન્ન પ્રીતિના ઉભરે, મૈત્રીભાવ સહુમાંહિ પ્રસરે;
અગોચર જ્ઞાન પ્રીતિની, લીલામાંહિ અવતરૂં રે. પ્રભુ૦ ૮

સર્વત્ર પ્રભુ ઝાંખી જણાતી, અન્તર્દષ્ટે અનુભવાતી,
સોમા બુદ્ધિસાગર પરમબ્રહ્મ શિવસુખ ખરૂ રે. પ્રભુ૦ ૯

**ભાવાર્થ**—સગ્રહનયની સત્તાની અપેક્ષાએ સર્વ જીવો સિદ્ધ સમાન છે. સગ્રહનય સત્તાએ સર્વ જીવો પ્રભુરૂપ અર્થાત્ સિદ્ધ છે અપ્પા સો પરમપ્પા આત્મા સ પરમાત્મા આત્મા તેજ પરમાત્મા છે આત્મા અર્થાત્ પરમાત્માને પ્રભુ, ઇશ, ઇશ્વર, બુદ્ધ, ભગવાન્, બ્રહ્મા, વિષ્ણુ શકર, આદિ અનેક નામોથી અનેકાર્થે બોલાવવામા આવે છે જૈનદર્શનની અપેક્ષાએ જીવ, આત્મા, ચેતન એ પર્યાયનાચી શબ્દો છે આત્માઓ અર્થાત્ જીવોને,, દેહકર્મથી ભિન્ન જીવરૂપે દેખવા તે આત્મદર્શન અવબોધવુ સર્વ જીવો મૂળ સ્વભાવે જેવા છે તેવા જાણવા તેને આત્મદર્શન કહે છે. वत्थुसहावो धम्मो વસ્તુનો સ્વભાવ તેજ ધર્મ છે. જીવોનો મૂળ સ્વભાવ તેજ જીવોનો ધર્મ છે એમ ઉત્તરાધ્યયન સૂત્રમા કથ્યુ છે, જીવો અર્થાત્ આત્માઓને સત્તાએ પ્રભુરૂપે દેખવા એજ જીવોનુ હુ દર્શન કરૂ છુ સગ્રહનયની અપેક્ષાએ દેશ અને કાલથી અનવચ્છિન્ન પ્રીતિ ભક્તિ યોગે જીવોમા પરમાત્મત્વ સત્તાએ રહેલુ છે તેનુ હુ સ્મરણ કરૂ છુ કારણકે સર્વ જીવોમા સત્તાએ રહેલુ પરમાત્મત્વ સ્મરવાથી સ્વાત્મામાં સત્તાએ રહેલુ પરમાત્મત્વ વ્યક્તિગત થાય છે સર્વાત્માઓમા સત્તાગત પરમાત્મત્વને સ્મરવાથી મનોવૃત્તિમા ધ્યેયાકારરૂપ પરમાત્મા બનવાથી પરમાત્મત્વ સસ્કારો જામે છે અને તેથી પરમાત્મત્વ વ્યક્તિપણે પ્રકાશે એવુ આત્મવીર્ય સ્ફુરે છે સર્વ જીવોની સાથે પરમાત્મરૂપ ધ્યેયાકાર સબધવાળી મનોવૃત્તિ થવાથી પરભાવ પરિણતિકારક મનોવૃત્તિયો બધ પડે છે અને અન્તે તેઓનો નાશ થાય છે સત્તાએ સર્વજીવો પરમાત્માઓ છે અને જ્ઞાનાદિક ભાવ પ્રમાણે સુખ કરનારા જીવો છે એમ ઇચ્છવામા આવે છે પરમાત્મસત્તામય સર્વ જીવોને જાણી મનમાં સર્વ જીવો સબધી નિર્દોષ જીવ સબધી વિશુદ્ધાત્મ પ્રેમસાગર ઉછળે છે અને તેથી મનમાં એમ થાય છે કે વિશુદ્ધસાગરથી ઉછળતા દિલથી સર્વ જીવોને ભેટી પડુ, તેઓની સાથે વિશુદ્ધ પ્રેમથી તન્મય બની જાઉ જીવો કર્મોપાધિથી ઉચ્ચ અને નીચ દેખાય છે—મનાય છે અને વ્યવહારથી વ્યવહારાય છે, પરતુ વસ્તુત આત્માના સ્વભાવે આત્માને અવબોધવાથી અને સત્તાએ આત્માઓ તે સર્વે પરમાત્માઓ છે એમ સત્તાગત દૃષ્ટિએ વિચારતા મ્હારામા અને વિશ્વના સર્વ જીવોમા કઇ ભેદભાવ રહેતો નથી મારા સમસત્તાગત સર્વજીવો પરમાત્માઓ

છે, એવું અન્તર્દષ્ટિથી અવલોકીને સર્વ જીવોને સમાન ગણી સર્વ જીવોમાં ઐક્ય અનુભવું છું. સત્તાએ સર્વ જીવોનું સિદ્ધત્વ સાદશ્ય અનુભવવાથી બાહ્યદષ્ટિથી થતા વિકારો સ્વયમેવ ટળે છે. સિદ્ધસમાન સર્વજીવોની સત્તા અવબોધતાં અને તેઓની સાથે સ્વાત્મસમ ઐક્ય અનુભવતાં સર્વવિશ્વ સ્વકીય કુટુંબ સમાન અવભાસે છે અને તેથી સર્વજીવોની સાથે અહિંસક પરિણામથી વર્તી શકાય છે અને વ્યવહારમાં આચારાદિની શુદ્ધિ અંશે અંશે પ્રગટ થતી અનુભવાય છે. અતએવ સંગ્રહનય સત્તાએ 'અન્તર્દષ્ટિથી સર્વજીવોની સિદ્ધ સરખી સમાન ભાવના ધ્યાવા યોગ્ય છે. બાહ્યથી જીવો ગમે તે દેશ, કુલ, ગતિ, સંપ્રદાય અને લિંગથી ભિન્ન હોય; તથાપિ સત્તાએ સર્વજીવો પરમાત્માઓ છે એમ અવબોધવાથી સર્વજીવો પોતાના સમાન લાગવાથી દ્વેષાદિ ભેદભાવની દષ્ટિ ટળવાથી હૃદયની શુદ્ધિ થાય છે. તથા પોતાનો આત્મા તેજ પરમાત્મા છે એવો અનુભવ આવે છે અને સર્વજીવોની સાથે પરમાત્મવૃત્તિરૂપે સંબંધ થવાથી અનન્તકાલથી લાગેલા દ્વેષાદિ ભેદભાવના સંસ્કારો વગેરેનો નાશ થાય છે. તથા તેથી શુદ્ધ વ્યવહારની સ્વયમેવ પ્રાપ્તિ થાય છે.

હે સંસારી જીવો! સંસારદશામાં અન્તરાત્મત્વમાં તમારૂં પ્રેમાનન્દ સ્વરૂપ છે અને અમારૂં પ્રેમાનન્દ સ્વરૂપ છે. પ્રેમાનન્દ સ્વરૂપના તરતમ યોગે અસંખ્ય ભેદ પડે છે. સંસારીજીવોને પ્રેમ વિના રહી શકાતું નથી. પ્રેમ વિના સંસારીજીવોને આનન્દ ઉદ્ભવતો નથી. અતએવ ધર્મની દશાએ પ્રેમલક્ષણાભક્તિની અનેક પર્યાયે આવશ્યક્તા સ્વીકારવામાં આવે છે. પ્રેમની શુદ્ધિ જેમ જેમ આત્મજ્ઞાન વૃદ્ધિ પામે છે તેમ તેમ વૃદ્ધિ પામતી જાય છે. દેવ ગુરૂ અને ધર્મની આરાધના નિમિત્તે જે પ્રેમ ઉદ્ભવે છે તેને પ્રશસ્ય પ્રેમ કહે છે. સર્વજીવોપર નિર્દોષ મૈત્રીભાવ અને વાસ્તવિક સિદ્ધત્વસત્તા સ્મરાવતો જે પ્રેમ છે તેથી વસ્તુતઃ સ્વકીય આત્માની શુદ્ધિ પ્રગટે છે. આવી નિરવચ્છિન્ન સાર્વજનિક શુદ્ધ પ્રીતિથી સર્વજીવોના બ્રહ્મસ્વરૂપ સાગરમાં પોતાનું ચિત્ત ભેળવતાં અને તન્મયરૂપ થઇ જતાં વ્યવહારનયની અપેક્ષાએ શિવતા પ્રાપ્ત કરૂં એજ પ્રખર સાધનોપયોગદષ્ટિ હૃદયમાં ઉલ્લસી રહી છે.

ચતુર્દશ રાજલોકમાં ન્યૂનાધિક ચૈતન્યના તરતમ યોગે સર્વ જીવો વિલસી રહ્યા છે. ત્રણ ભુવનમાં ન્યૂનાધિક ચૈતન્યભાવે વિલસતા હે સર્વ જીવો! હું તમારી સાથે મૈત્રીભાવને ધારણ કરૂં છું. તમારામાં અને મારામાં એક સરખું

બ્રહ્મત્વ-જ્ઞાનત્વ વિલસી રહ્યુ છે અતએવ સર્વ જીવો ! તમારી સાથે મૈત્રીભાવ ધારૂ છુ, અને તમારા સર્વમા સત્તાગત પરમાત્મત્વ ભાવીને અલૌકિક આનન્દમય ઐક્ય અનુભવુ છુ અનન્તકાલથી સસ્કારે આવતા એવા વેરના પડદા ચીરીને તમારી સાથે આત્મવિશુદ્ધિ પ્રેમ ધારૂ છુ અને જગમાત્ર આત્મસ્વરૂપે આન્તરિક ભેદ ધારણ કરતો નથી અમારૂ અને તમારૂ આત્મસત્તાએ જ્ઞાનસ્વરૂપ જે ઐક્ય છે તેવુ સમ્યક્ નિશ્ચય જ્ઞાનભૂત અવબોધીને હે વિશ્વજીવો ! હુ તમારી સાથે આન્તરિક સમાનત્વ કરીને સમત્વ શ્રેણિએ શિવપ્રાસાદ પર આરોહવા પ્રયત્ન કરૂ છુ.

હે જીવો ! આત્માઓ ! મે તમારી સાથે જે ઐક્ય કર્યું છે અને મારા આત્મસમાન તમારા આત્માઓને જાણવાથી તમારા આત્માઓમા જે પરમાત્મત્વ છે તેને દેખુ છુ તેની દૃષ્ટિએ જો કે તમે કર્મના યોગે મ્હને ન દેખી શકવાથી મારાપર ક્રોધાદિકથી જે કઇ હીણુ અર્થાત્ ખરાબ લાવતા હોવ તો તેમાં તમારો દોષ છે તેથી કઇ મે જે આત્મદૃષ્ટિએ તમને દેખવાનુ અને ભાવવાનુ ધાર્યુ છે તેથી પાછો હઠનાર નથી હે જીવો ! તમો મ્હારા પર જે કઇ હીણુ લાવતા હોય તેમા તમને લાગેલા એવા કર્મનો દોષ છે એ કઇ તમારી જ્ઞાનદૃષ્ટિનો દોષ નથી એમ જાણીને હુ તમારી સાથે સત્તાદૃષ્ટિએ વિશુદ્ધ પ્રેમ ધારીને તમારામા વ્યાપી રહેલુ પ્રભુપણુ ધ્યાવુ છુ અને સ્મરૂ છુ

હે આત્માઓ ! અમારા સરખી તમારી દૃષ્ટિ ન થવાથી અને તમને તરતમયોગે કર્મ લાગવાથી અમો તમારા પ્રતિ જે જે કર્યાએ છીએ જે જે હિતભાવના તમારા પ્રતિ કરીએ છીએ તે તમે ન જાણી શકો, અમારા હૃદયની તથા પ્રકારના જ્ઞાન વિના તમે કિમ્મત ન કરી શકો, એ બનવા યોગ્ય છે તેથી મ્હારે મારી ફરજથી દૂર થવાનુ નથી, મારી આન્તરિક સૂક્ષ્મભાવના કોઈ વખત વિશ્વમા સ્થૂલરૂપે આત્માની પરમાત્મવ્યક્તિએ દેખાવ આપીને બાહ્યથી તમારૂ સપૂર્ણ હિત કરવા સમર્થ થાય એ બનવા યોગ્ય છે હે સમારી જીવો ! વસ્તુત જો કે તમે પરમાત્માઓ છો, તથાપિ કર્માવરણ્યુત તથાવિધ જ્ઞાનના અભાવે તમે મ્હારૂ હૃદય ન અવબોધી શકો અને મ્હારી સાથે મારા વિચારની પેઠે તમો ન વર્તી શકો તે બનવા યોગ્ય છે, તો પણ મારી તમારા પ્રતિ જે ભાવના છે તે બાહ્યથી તથા આન્તરથી સદા રહે એમ હુ ઇચ્છુ છુ. અને મ્હારા આત્મામાં રહેલા પરમાત્મત્વ અને તમારામાં રહેલા પરમાત્મત્વને ધ્યાવુ સ્મરૂ

અને સદા સર્વથા શુદ્ધ પ્રેમે આનન્દૈક્ય અનુભવું એજ મારૂં વાસ્તવિક કર્તવ્ય જ્યાંસુધી આવી સ્થિતિ છે ત્યાંસુધી આદેય છે એમ સ્વાધિકારે અન્ત-દૃષ્ટિએ માનું છું. હે વિશ્વવર્તિ જીવો ! તમો જાણો યા ન જાણો તો પણ વિશુદ્ધ પ્રેમે તમારી સર્વની સાથે મૈત્રીભાવના હું ધારણ કરૂં છું. દેશકાલાદિની ઉપાધિથી અનવચ્છિન્ન એવી સર્વત્ર વિશ્વવ્યાપક વિશુદ્ધ પ્રીતિના ઉભરાવડે સર્વ જીવોમાં પ્રેમની વ્યાપકતા પ્રસરે છે અને તેથી આન્તર્દૃષ્ટિએ સ્વાત્માની પેઠે સર્વ જીવોમાં ધ્યેયાકાર પરમાત્મત્વવૃત્તિના દૃઢ સંસ્કારો જામે છે. પશ્ચાત્ પરિણામ અન્તે એ આવે છે કે સ્વાત્માસંખ્યપ્રદેશોમાં રહેલું પરમાત્મત્વ વાસ્તવિક અનન્ત ગુણો અને અનન્ત પર્યાયોના આવિર્ભાવથી વ્યક્તિ તરીકે પ્રકાશે છે. દેશકાલાદિત: અનવચ્છિન્ન આનન્દરમણુતાના ઉભરાથી આત્મા અજર અમર અવિનાશી બને છે. અતએવ પ્રાથમિક પ્રેમલક્ષણાભક્તિરૂપ સાધનાવસ્થામાં સર્વ જીવોપર પ્રભુત્વબુદ્ધિ પ્રગટે છે અને સર્વ જીવો સાથે મૈત્રીભાવ જાગ્રત્ થવાથી “ खामेमि सव्व जीवे, सव्वे जीवा खमंतु मे, मित्ती मे सव्व भूएसु, वेरं मज्झं न केणइ” એવી ક્ષમાપના થઇ શકે છે. વિશુદ્ધ પ્રેમભક્તિ દ્વારા દૃઢ પરિપક્વ જ્ઞાનસંસ્કાર યોગે અગોચર અનુભવજ્ઞાન લીલામાં અવતરી શકે છે એવી જ્ઞાનલીલાનો વેત્તા અને સાક્ષીભૂત સ્વાત્મા વિના અન્ય નથી.

આવી વિશુદ્ધ પ્રેમલક્ષણાભક્તિના દૃઢ પરિપક્વ સંસ્કારથી વિશુદ્ધજ્ઞાન લીલાના યોગે સર્વત્ર સર્વથા સર્વદા સર્વ જીવોમાં પરમાત્મ પ્રભુની ઝાંખી જણાય છે અને તે ઇન્દ્રિયાતીત આન્તર્દૃષ્ટિએ અનુભવાય છે. સર્વ જીવોમાં જ્ઞાનસાગરરૂપ પરમબ્રહ્મ શિવસુખ રહ્યું છે, એવું અનુભવમાં આવે છે અને તે ખરૂં છે. તિરોભાવે સર્વ જીવોમાં પરમબ્રહ્મ શિવસુખ રહ્યું હોય છે તેને આવિર્ભાવ પરમબ્રહ્મતત્ત્વ જેને થયું હોય છે તે અવબોધે છે એમ જ્ઞાન-સાગરરૂપ આત્માનો અનુભવ કરીને બુદ્ધિસાગર કથે છે.

ૐ શાંતિઃ ૩ ॥

---

## प्रभुए स्वहस्ते शिववधूनुं तिलक कर्युं.

કવ્વાલિ

લગન લાગી પ્રભુ માથે, કર્યું તિલક જિને હાથે,
પ્રભુથી ઐક્ય મ થાયુ, પ્રભુમા ચિત્ત બ ધાયુ ૧

પ્રભુ જ્યોતિ અમાગી છે, અમાગી એ ખુમાગી છે,
પરમબ્રહ્મ અલખજ્યોતિ, સકલમા એજ વિષ્ણોતિ. ૨

પ્રભુથી પ્રેમ ઉભગતો, ચઢેલો રગ નહિ જાતો,
બુદ્ધયબ્ધિ પ્રેમની કહેણી, અગોચર પ્રેમની રહેણી ૩

વૈશાખ વદિ ૭ સોમવાર

---

## समज्या विना हाजी हा करनार शुं करी शके?

જેઓ સમજ્યા વણુ હાજી હા કહે તે શુ કરે રે,
ચાલે ગાડરીયા પ્રવાહે સુખ તે શુ વરે રે,
મદનીયા ખરની મહોકાણે, આવ્યા રાજાદિક શુ જાણે,
તેવુ આચારે સમજ્યા વણુ ઉપહાસી ખરે રે જેઓ ૧

જેઓ ગારખીલા સમ વાતા, રૌદ્રિક અક્ષર ગિણ છપાતા,
તેની કિમ્મત કાઈ ન જગમાહી થાતી અરે રે. જેઓ ૨

પરમત ધુસર નીચે ચાલે, ઘાચીની ઘાણીના ગાળે,
આટા ખાતો બળદ સમો તે જગમાહી ફરે રે જેઓ ૩

સમજે પણુ હિમ્મતને હારે, ભયથી જૂઠા મતને ધારે,
વ્યક્તિ સ્વાતત્ર્ય જ હારીને મૂગા તે મરે રે. જેઓ ૪

સમજી સાચુ વર્તન ધારે, હાજી હાની ટેવ જ વારે,
બોલે બુદ્ધિસાગર શિવસુખ સમ્પત્ નિજ ધરે રે જેઓ ૫

વૈશાખ વદિ ૫ ગુરૂવાર.

**ભાવાર્થ**—જે મનુષ્યો કોઇ પણ બાબતને પરિપૂર્ણ હેયોપાદેય બુદ્ધિથી અવબોધ્યા વિના હાજી હા કહે, હાજી હા કરે તે જગત્માં શું કરી શકે. અર્થાત્ કંઇ પણ કરી શકે નહિં. જેઓ ગડુરિક પ્રવાહે ચાલે છે તેઓ સ્વતંત્ર સહજ સુખ પ્રાપ્ત કરી શકતા નથી. મદનીયા ગધેડાની મહોંકાણે ગયેલા રાજા, પ્રધાન, શેઠ વગેરે મનુષ્યોની પેઠે જેઓ કંઈ કર્ણોપકર્ણ :સાંભળીને કંઇક દેખીને હાજી હા કરે છે અને મદનીયાની મહોકાણ જેવા આચાર પાળવા પ્રવૃત્તિ કરે છે તેઓનું ખરેખર હાસ્ય થાય છે. ગારના ખીલાની પેઠે જેઓ કોઇ પણ કાર્યમાં પ્રવૃત્તિ કરે છે વા કોઇ પણ બાબત અંગીકાર કરે છે ત્યારે તેના પરિપૂર્ણ નૈશ્ચયિકજ્ઞાનના અભાવે ગારના ખીલા સમ થઇને તેમાં ડગમગુ વૃત્તિવાળા બને છે, અને રૈઢિક પ્રવૃત્તિયંત્ર-માં અક્ષર બિંબોમાં તાદૃગ્રૂપે છપાતા એવા તેઓ સ્વ અને પરનું હિત સાધવા સમર્થ થઇ શકતા નથી; તથા તેઓના જન્મની–વિચારા-ચાર કાર્યની જગત્માં કંઇપણ સ્મરણીય કિમ્મત થઇ શકતી નથી. જેઓ પોતાના સત્ય વિચારોને દબાવીને અન્યના અસત્ય મતની ધુંસરી નીચે બળદ જેવા બનીને ચાલે છે અને ઘાંચીની ઘાણીના ગાળાના બળદ જેવા બનીને જેઓ દેખતી આંખે પાટા બાંધીને પરનું દેખ્યું તે ;સત્ય માની લેવામાં અને પોતાના સત્ય વિચારોને વેચી નાખીને પ્રવર્તે છે; તેઓની પ્રવૃત્તિ–પ્રગતિ ખરેખર ઘાંચીની ઘાણીના બળદ સમાન અવબોધવી.

તેવા જનો પરતંત્ર વિચારો .અને આચારોના ઉપાસક બનીને દીનવત્ જગત્માં પરિભ્રમે છે. જેઓ સત્યને સમજે છે, પણ ધૈર્યને હારીને ભયથી પ-રના અસત્ય વિચારોને અવલંબે છે તેઓ વ્યક્તિ સ્વાતંત્ર્ય હારીને જગત્માં મૂંગા મેંઢા સમ અન્તે મૃત્યુ પામે છે. જેઓ સત્યને અવબોધી સત્ય વર્તનને ધારે છે અને સમજ્યા વિનાની હાજીહાની ટેવને વારે છે તેઓ શિવસુખસંપદાને પોતાના આત્મઘરમાં પામી શકે છે એમ બુદ્ધિસાગર કથે છે.

ॐ शान्तिः ३.

# आत्मोन्नति.

કવ્વાલી

સ્વય આત્મોન્નતિ કરવા, ધરો નિજ આત્મમા શ્રદ્ધા,
થઈ નિર્ભય કરો ધાર્યું, ડરો નહીં સકટો પડતા ૧

છુપાવો નહિ હૃદય માન્યુ, હૃદયનુ સત્ય પ્રકટાવો,
કરે જગ કાર્યની ટીકા, અધીરા ના બનો તેથી ૨

તમારા કાર્યમા લાગો, કરીને કાર્ય બતલાવે,
જગત્ પાછળ અનુયાયી, બનીને ચાલશે નક્કી. ૩

પ્રથમ સામુ જગત્ થાતુ, પછીથી માર્ગ અનુસરતુ,
યથા નિજ દેહની છાયા, તથા આ વિશ્વની રીતિ ૪

પકડવા દેહની છાયા, જશો તો તે જશે આઘી
વહ્યા જાઓ તમે માર્ગે, સ્વય પાછળ વહે છાયા ૫

વપુછાયા સમા સમજી, જગત્ના સહુ અભિપ્રાયો,
વહો નહીં પાછળે લોકો, વહો તો પાર નહિ પામો ૬

તમારા આત્મની જ્યોતિ, બનાવે તે પ્રતિ જાઓ,
તમારો જે અનુભવ છે, ખરો નેતા તમારો એ ૭

સદા આત્મોન્નતિ કરવા, લઘુ બાળક સમા થાઓ,
ધરી ઉત્સાહ જીવનને, વહો પ્રગતિતણા પન્થે ૮

નિરાશામા જુઓ આશા, વહો નિજ ઉન્નતિ વાટે,
બુદ્ધયબ્ધિવિશ્વવિજયી તે, વહે નિશ્શક નિર્ભય જે. ૯

વૈશાખ વદિ ૭ શનિવાર.

---

# સાધુ ધર્મની પરીક્ષા.

કવ્વાલી.

પ્રગટતો આંખમાં અગ્નિ, હૃદયમાં દ્વેષના ભડકા.
ભજવવો વેષ સાધુનો, ટકે એ વેષ ક્યાં સુધી ? ૧
સહનતા નહિ મતે પડતાં, જરા ભેદે ઘણો ઝઘડો;
અહો જ્યાં બાર ભૈયાના, થતા ચોકા ત્રયોદશ ત્યાં. ૨
નિમિત્તો ધર્મનાં ઝાઝાં, પરસ્પર ભેદ રહેવાનો;
પડે જ્યાં ભેદ ત્યાં ઝઘડા, કરે તે સાધુઓ કેવા ? ૩
કરે જે ધર્મના ઝઘડા, ગુમાવે વ્યર્થ શક્તિને;
પ્રભુના ધર્મથી શાન્તિ, હૃદયને બાહ્યમાં પ્રગટે. ૪
પ્રભુનો ધર્મ જ્યાં પ્રગટે, અહો ત્યાં રાજ્ય સમતાનું;
સુહાતી સામ્ય દૃષ્ટિ ત્યાં, અહો એ ચિત્ત સાધુનું. ૫
થતો નહિ ધર્મના નામે, જીવોપર જુલ્મ વા ઝઘડો;
ખરો એ ધર્મ છે જિનનો, કથે તે સાધુ છે સાચો. ૬
કરીને ધર્મ ઘેલાઇ, કરે જે ધર્મ ઝઘડાઓ;
હૃદયથી એ નહીં ધર્મી, બન્યો જો બાહ્યથી તો શું ? ૭
બનેલા બાહ્યથી સાધુ, ગમે તે ધર્મના નામે;
ખરી નહિ શાન્તતા પામે, નહીં એ અન્યને તારે. ૮
અલૌકિક સાધુતા પામે, છુપાવ્યો ના છુપે સાધુ;
બુદ્ધ્યબ્ધિ સાધુને મળતાં, હૃદયમાં સાધુતા પ્રગટે. ૯

વૈશાખ વદિ ૮ રવિવાર.

## માયા.

માયા મહા ધૂતારી રે, હરિ હર બ્રહ્માદિકને છળીયા,
જોગી જતિ સંન્યાસી સાધુ, છળીયા સૌથી બળીયા માયા૦ ૧
વૈશાખ વદિ ૯ સોમવાર

## અન્તર્માં લીનતા.

અમારી અન્તરૂમા લય લાગી, મનની ભ્રમણા ભાગી અમારી૦
આતમ તે પરમાતમ સાચો, અનુભવ દિલમા આવ્યો,
રાગદ્વેષનો જોર નિવાર્યો, સમતાથી લય લાવ્યો અમારી ૧
નહિ હું રાગી નહિ વૈરાગી, લિંગી નં જાતિ ભાતિ,
શબ્દાતીત નિરંજન નિર્ભય, રૂપ નામ નહિ જ્ઞાતિ અમારી. ૨
પ્રેમે નિજને પરખી લીધો, ત્યાગ વિના થયો ત્યાગી,
આનંદ સ્વાદે જાગ્યો ઘટમા, થઈ ગયો સોભાગી. અમારી. ૩
નિર્વિકલ્પ સમાધિ રહેરે, જ્ઞાનદશા ઓર જાગી,
બુદ્ધિસાગર આનંદમૂર્તિ, નયને જ્યાં ત્યાં લાગી અમારી ૪

## આત્માનુંભવજ્ઞાન.

ગાવે ગવૈયા ગાન રે, વિરલા તત્ત્વને જાણે,
કવિયો જોડે બહુ કાવ્ય રે, વિરલા અનુભવ માણે ગાવે૦
ગાતા ગાતા જન્મ ગયો પણ, પ્રગટ્યું નહિ ઘટ જ્ઞાન,
કાવ્યો રચના જન્મ ગુમાવ્યો, પ્રગટ્યું નહિ નિજ ભાન,
વિષયોના બહુ માર્ગ રે, વિષયે વૃત્તિને તાણે ગાવે૦ ૧
આત્માનુભવ ગાનથી, આનંદ ઘટ ઉભરાય,
બુદ્ધિસાગર તત્ત્વની વાણી, સુખકર ન્યાય,
જ્ઞાને મન કપિ ઠામ રે, આવે અનુભવ ઠાણે ગાવે૦ ૨
વૈશાખ વદિ ૧૦ મંગળવાર

## ધાર્યું સિદ્ધ થાઓ.

થાશ્યો ધાર્યું અમારૂં, ખરે એ થાશ્યો ધાર્યું અમારૂં,
વિચારીને વિચાર્યું. ખરે એ થાશ્શે ધાર્યું અમારૂં;
નિરૂપાધિક વસતિ વિષે રે, જ્ઞાન જીવન વહો પ્યારૂં,
સહજ સમાધિ સુખ ખરૂં રે, નિત્ય રહો જય કારૂં. ખરે એ ૧

જ્ઞાન ધ્યાન સમતા સદા રે. નાસો મોહ અંધારૂં,
બુદ્ધિસાગર શાન્તિમાં રે, આત્મજીવન વહો સારૂં. ખરે એ ૨

સં. ૧૯૭૦ વૈશાખ વદિ ૧૧ બુધવાર.

---

## દયાદેવી.

દયાદેવી સહુપર કરૂણા લાવ,
સહુને દયાળુ બનાવ........ ....... .................. ...દયાદેવી.

કરૂણારસ સહુમાં ભરી રે, અન્નદાન દેવરાવ;
દુ:ખીનાં દુ:ખ ટાળવા રે, સામર્થ્ય પ્રગટાવ. દયાદેવી. ૧

આર્યભૂમિ દયા ગંગમાં રે, સહુને સ્નાન કરાવ;
આત્મસમા સૌ જીવની રે, રક્ષારીતિ ભણાવ. દયાદેવી. ૨

જીવોના દિલમાં વસી રે, ક્રૂરતા દૂર હઠાવ;
મારામારી વૈરની રે, વૃત્તિયોને શમાવ. દયાદેવી. ૩

આત્મજ્ઞાન પ્રકાશનું રે, જગમાં દાન ફેલાવ;
કરૂણા નદીના પૂરથી રે, દેશો સર્વ રેલાવ. દયાદેવી. ૪

આંખે દુ:ખી ના કો પડે રે, કર્ણે નહીં સંભળાવ;
એવું જગકર શક્તિથી રે, વિજ્ઞપ્તિ ઉર ઠાવ. દયાદેવી. ૫

દયામય મુનિયોવડે રે, સર્વ દેશો ઉભરાવ;
દેખી સુણી અમે હર્ષીએ રે, પાસે દિન એ લાવ. દયાદેવી. ૬

રોમરોમમાં વ્યાપીને રે, કરૂણા મૂર્તિ બનાવ,
બુદ્ધિસાગર ધર્મની રે, વ્હારે વ્હેલી આવ દયાદેવી. ૭

સ ૧૯૭૦ જેઠ સુદિ ૨ બુધવાર

---

## ⇝ हृदय मेमानने आमन्त्रण ⇜

રાગ માઢ

મળશો હૃદય મેમાનરે, મ્હને મળશો હૃદય મેમાન,
ઐક્ય વિચારના પ્રાણ રે . .. મ્હને૦
આત્મ જ્ઞાનાદિ સમાનતા રે, દુ ખે દુ ખી થનાર,
હૃદયમાધ્યેય થઈ રહે રે, છાયા થઈ રહેનાર રે મ્હને૦ ૧
પ્રેમ સમુદ્ર ઉછાળતો રે, શોભે ચદ્ર સમાન,
મેળ મળે સહુ વાતમા રે, કરતો ગુણગણુ ગાન રે મ્હને૦ ૨
આનન્દ રસ રસિયો કરે રે, દુ ખ ભુલાવે ભાન,
માહાત્મ્યક મ્હુ વાતમા રે, રસતો અભેદે પ્રાણ રે મ્હને૦ ૩
રોમ રોમ રગાઈયો રે, આત્મ પ્રદેશો પ્રદેશ,
પ્રેમે તન્મય તાનમા રે, સર્વ સમાવે કલેશ રે મ્હને૦ ૪
આત્મા ભિન્ન થઇ રહે રે, ચિત્ત કરીને ઉદાર,
પન્થી એકજ વાટનો રે, આત્મ પ્રતિનિધિ સાર રે મ્હને૦ ૫
સદ્ગુણ મૂર્ત્તિ પૂજ્યતા રે, જ્ઞાની સમાધિવત,
આત્મ ચારિત્રે શોભતો રે, દ્રવ્ય ચારિત્રથી સન્ત રે મ્હને૦ ૬
યોગી ઉચ્ચ ગુણો વડે રે, કર્મ યોગી જગવીર,
બુદ્ધિસાગર મિત્રનો રે, ચાહુ મેળ સુધીર રે મ્હને૦ ૭

સવત્ ૧૯૭૦ ના જેઠ શુદિ ૩ ગુરૂવાર

---

## सर्वत्र दृश्यमान ब्रह्म.

બ્રહ્મ સર્વત્ર જણાય રે, અહો બ્રહ્મ સર્વત્ર જણાય;
અનુભવ એહ સહાય રે..............................અહો.

સર્વ જીવોમાં ચૈતન્યની રે, સત્તા અનુભવ ગમ્ય;
પિંડે યથા તદ્વત્ અહો રે, બ્રહ્માનુભવ રમ્ય રે. અહો. ૧

બ્રહ્મમાં બ્રહ્મ મળી ગયું રે, વર્તે સાક્ષાત્કાર;
બુદ્ધિસાગર અનુભવે રે, આનંદ અપરંપારરે. અહો. ૨

સંવત્ ૧૯૭૦ જેઠ સુદિ ૪ શુક્રવાર.

---

## अनुभवीए थतुं ते ते

કવ્વાલી.

મળીને સજ્જનો સાથે, મળીને દુર્જનો સાથે;
હૃદયને બાહ્ય સંયોગે, અનુભવીએ થતું તે તે. ૧

નગર ગ્રામો વિષે વિચરી, ફરીને જંગલો માંહિ;
શુભાશુભ કર્મના યોગે, અનુભવીએ થતું તે તે. ૨

મનુષ્યોના વિચારો બહુ, પ્રતિ વ્યક્તિ પડે જૂદા;
મળે મેળોજ જૂદાઇ, અનુભવીએ થતું તે તે. ૩

મળીને ભિન્ન પડવાનું, થઇને ભિન્ન મળવાનું;
જગત્‌ની ભવ્ય શાળામાં, અનુભવીએ થતું તે તે. ૪

વિચિત્ર દૃષ્ટિનાભેદે, અનુભવ બહુમળે જ્ઞાને;
બુધ્ધ્યબ્ધિ સન્તની દૃષ્ટે, અનુભવીએ થતું તે તે. ૫

સંવત્ ૧૯૭૦ સુદિ ૫ શનિવાર.

## अमे सन्तोना मेमान.

સન્તોના મેમાન રે, અમે સન્તોના મેમાન,
આનન્દરસ ગુલ્તાન રે .... ... . . .. . . . . અમે
સન્ત અમારા પ્રાણુ છે રે, સન્ત અમારા બાગ,
સન્ત સરોવર ઝીલીને રે, ધરીએ નિજ ગુણુ ગગ રે અમે ૧
પ્રભુ વસે છે સન્તમા રે, સર્વ તીર્થનો વાસ,
સન્ત હૃદયના પ્રેમથી રે, મોહ કર્મનો નાશ રે અમે ૨
સન્ત ચરણુની ધૂલમા રે, ઓર પવિત્રતા ખાસ;
સેવકને સ્વામી કરે રે, તેનો છે વિશ્વાસ રે અમે ૩
આનન્દરસ રસિયા સદા રે, સન્તવસો અમ પાસ,
આત્મજ્ઞાનીની ગોઠડી રે, તેની હુજી છે પ્યાસ રે અમે ૪
પાર્શ્વમણિ સન્તો ભલા રે, દેઈ દે નિજ રગ,
બુદ્ધિસાગર સન્તને રે, દેખે વધતો ઉમગ રે અમે ૫
સવત્ ૧૯૭૦ ના જેઠ સુદિ ૬ રવિવાર

---

## प्रभुप्रार्थना.

કર વ્હેલી પ્રભો વ્હાર રે, વાર જરી ન લગાડો
મેળવી મનના મેળ રે, આનન્દે રમાડો કર૦ ૧
કુટીથી સર્વે કહુ, નોધારા આધાર,
મનનુ ધાર્યું સહુ કરો, કહુ અનન્તી વાર,
શ્રદ્ધાના જોનાર રે, ધાર્યું કરીને ગમાડો કર૦ ૨
પરા પશ્યતીમા થયુ, સર્વે તુ જોનાર,
માગ્યાવણુ આપે પ્રભુ, મુજ પાપો ધોનાર,
બુદ્ધિસાગર ધાર્યું રે, પેટ ભરીને જમાડો. કર૦ ૩
સવત્ ૧૯૭૦ ના જેઠ સુદિ ૬ રવિવાર

---

## वहे मीठां हृदय झरणां.

પ્રભુની સર્વવ્યાપિની, ખરી ભક્તિ પ્રગટવાથી;
કરૂણા મહાગિરિવરથી, વહે મીઠાં હૃદય ઝરણાં. ૧
જીવોના ચિત્ત સરવરમાં, વિચારોના તરંગો બહુ;
પ્રગટતા દેખીને પ્રેમે, વહે મીઠાં હૃદય ઝરણાં. ૨
પરસ્પર ચિત્તના મેળે, હૃદયની વાત કહેવાતી;
પરસ્પર ચિત્તને પોષે, વહે મીઠાં હૃદય ઝરણાં. ૩
સ્વયં દેખે સ્વયં જાણે, મળ્યાથી મેળ બહુ ખીલે;
અનુભવ જ્ઞાનીની સંગે, વહે મીઠાં હૃદય ઝરણાં. ૪
નથી સંકોચ જ્યાં થાતો, હૃદય ખાલી થતું જ્યાં સહુ;
બુદ્ધ્યબ્ધિતન્મયી ભાવે, વહે મીઠાં હૃદય ઝરણાં. ૫

સંવત્ ૧૯૭૦ ના જેઠ સુદિ ૯ મંગળવાર.

---

## जागीने आत्मामां जो.

માઢ રાગ.

જાગી જીવે છે કોઇ, જોયું એ જોઈ,
ઉંઘે દુનિયા તમામ;
કાઢયું માખણુ વલોઇ, અનુભવ લેઇ,
પામ્યા ચેતન રામ;
બ્રહ્માનન્દ સર્વત્ર છે રે, સર્વ જીવોની માંહી,
બ્રહ્મ દૃષ્ટિથી દેખતાં રે, પરમાતમ છે આંહી રે. જાગી૦ ૧
જન્મ મૃત્યુ નહીં આતમમાં રે, આવ્યો અનુભવ એહ;
સત્તાએ પરમાતમા રે, દેખુ જીવો ગુણુગેહ રે. જાગી૦ ૨
પરમ બ્રહ્મ પોતે સદા રે, જાગી જોતાં જણાય;
અલખ નિરંજન બ્રહ્મની રે, કથની અકથ્ય લખાય રે. જાગી૦ ૩

સર્વ વિષે બ્રહ્મ વિલસે રે, દુનિયા દેખે બહાર,
દેખે નિજમા જ્ઞાનીઓ રે, આનંદ અપર પાર રે જાગી૦ ૪
પોતે પોતાનું ન દેખતા રે, અન્યમાંહી ન દેખાય,
પોતે પોતાનુ પરખતા રે, સર્વમાહી તે જણાય રે જાગી૦ ૫
સ્થિર થાતા નિજ આત્મમાં રે, શુદ્ધોપયોગે બેશ,
પરમાનન્દની લ્હેરનો રે, અનુભવ હોય હમેશ રે. જાગી ૬
જાણ્યુ તે સ્થિર થઇ ગયા રે, છોડયુ ભટકણુ કામ,
બુદ્ધિસાગર આત્મમાં રે, દેખે વિશ્વ તમામ રે જાગી૦ ૭

સંવત્ ૧૯૭૦ ના જેઠ સુદિ ૧૧ ગુરૂવાર.

---

## अधुना शुं ? पछीथी शुं ?

કવ્વાલી.

વિચારી જો કર્યું શુ શુ ? વિચારી જો મળ્યું શુ શુ ?
વિચારી જો ગયું શુ શુ, અધુના શુ પછીથી શુ ૧
વિચારી જો રહ્યુ શુ શુ, વિચારી જો બન્યું શુ શુ,
વિચારી જો ફર્યું શુ શુ, અધુના શુ પછીથી શુ ૨
વિચારી જો જીવન રેખા, ચડાયું ક્યા પડાયું ક્યા,
સુધાર્યું શુ બગાડયુ શુ, અધુના શુ પછીથી શુ ૩
વિચારી જો કર્યા મિત્રો, વિચારી જો કર્યા ભક્તો,
ગયા છે કો રહ્યા કેઇ, અધુના શુ પછીથી શુ. ૪
ગયા મેળા રહ્યા મેળા, થતા મેળા થશે મેળા,
રહ્યા મેળા થયા જૂદા, અધુના શુ પછીથી શુ ૫
થયો શો લાભ વા ટોટો, થયો ન્હાનો અહો મોટો,
અશાતા શાતના યોગે, અધુના શુ પછીથી શુ. ૬
સ્વભાવે શુ વિભાવે શુ, ગ્રહ્યુ ત્યાગ્યુ અનુભવ શો ?
વિવેકે ધર્મના માટે, અધુના શુ પછીથી શુ ૭

અનુભવ શું જણાવે છે, હૃદયમાં ખોજ કર ઉંડી;
બુદ્ધયબ્ધિધર્મપ્રાપ્તિમાં, અધુના શું પછીથી શું. ૮

સંવત્ ૧૯૭૦ ના જેઠ સુદિ ૧૨ શુક્રવાર.

---

## સ્મરીને હાલનું તું જો.

કવ્વાલિ.

કર્યા શા નિશ્ચયો પૂર્વે, ગ્રહ્યું છે સુખ તેં શામાં;
ગ્રહ્યું છે દુઃખ તેં શામાં, સ્મરીને હાલનું તું જો. ૧
ગ્રહ્યું અન્તર્ થકી શું શું, ત્યજ્યું અન્તર્ થકી શું શું;
વિચારો શા ત્યજ્યા લીધા, સ્મરીને હાલનું તું જો. ૨
પ્રતિજ્ઞાઓ કરી શી શી, કઈ પાળી કઈ ત્યાગી;
ફર્યા નિશ્ચય કયા ક્યારે, સ્મરીને હાલનું તું જો. ૩
પ્રથમ લાગ્યા કયા સાચા, પછીથી જૂઠ લાગ્યા ક્યા;
અનુભવની કસોટીમાં, સ્મરીને હાલનું તું જો. ૪
વિચારે મેળ કોનાથી, થયો સાથે જ કોની જ ક્યાં;
પડ્યા છૂટા કયા ક્યારે, સ્મરીને હાલનું તું જો. ૫
વિચારોથી જ આચારો, ફર્યા ક્યારે મળ્યું ફળ શું;
કર્યું કર્તવ્ય કરવાનું, સ્મરીને હાલનું તું જો. ૬
કષાયો જે કર્યા ત્હેનું, ઉદય ફળ શું અનુભવમાં;
કરી શી નિજ ઉત્ક્રાન્તિ, સ્મરીને હાલનું તું જો. ૭
ગયો જે કાલ તે પર તું, ત્વરિત દે આત્મની દૃષ્ટિ;
જીવન જે જે ગયું તે તે, સ્મરીને હાલનું તું જો. ૮
અહો તે આજ પર્યન્ત શો, કર્યો ઉપશમ અચલ કેવો;
બુદ્ધયબ્ધિશુદ્ધ ઉપયોગે, સ્મરીને હાલનું તું જો. ૯

સંવત્ ૧૯૭૦ ના જેઠ સુદિ ૧૩ શનિવાર.

---

## उघाडी आंखने देखो.

કવ્વાલિ.

ઉઘાડી આખને દેખો, કર્યું શુ જન્મીને સારૂ,
ભલામા ભાગ ના લીધો, ગુમાવ્યો વ્યર્થ નિજજન્મ ૧
જમ્યા તો શુ વળ્યુ તેથી, જમાડ્યા નહિ ગરીબોને,
ધની હો તો ઉકાળ્યુ શુ, સુપાત્રે દાન ના દીધુ. ૨
ફર્યા ગાડી વિષે મ્હાલી, કરી શી બહાદૂરી તેમા,
કર્યા ઉપકાર નહિ જગમા, ગુમાવ્યુ વ્યર્થ નિજ આયુ. ૩
થયા પડિત તો શુ રે, કરી બહુ વ્યર્થ ચર્ચાઓ,
જગતનું દુખ હરવામાં, હલાવી જીભ નહીં યત્ને ૪
મળી સત્તા સતાવાને, ગરીબોને પજવવાને,
અહવૃત્તિ કરી ઝાઝી, અહો એ વ્યર્થ સત્તા છે ૫
અહો નિજ શોખના માટે, ગુમાવી વ્યર્થ લક્ષ્મીને,
ભલામા લક્ષ્મી ના ખર્ચી થશે કલ્યાણ શી રીતે. ૬
અરે ઓ માનવી ભોળા, અભિમાની થતો શાથી,
સિકદર બાદશાહ જેવા, ઘસી બે હાથને ચાલ્યા ૭
અરે ઓ માનવી ભોળા, ભમાવે અન્યને તુ શુ,
અહતાથી સ્વય ભૂલ્યો, થશે પશ્ચાત્ ત્હારૂ શુ ૮

---

## हजी तुं चेती ले मनमां.

કવ્વાલિ

હજી તુ ચેતી લે મનમા, કરી લે ધર્મની કરણી,
ભણીને ભૂલ ના ખા તુ, મળ્યુ પરમાર્થનુ ટાણુ ૧

હ્રદયથી રાગને ત્યાગી, હ્રદયથી દ્વેષને ત્યાગી;
કરી લે આત્મની શુદ્ધિ, રહી તવ હસ્તમાં મુક્તિ. ૨
બનીશ ના એક ક્ષણુ માત્ર, પ્રમાદી તું અરે મોહે;
બુદ્ધયબ્ધિધર્મ સાધી લે, સુણી ઉપદેશ સન્તોનો. ૩

સં. ૧૯૭૦ જેઠ વદિ ૪ ગુરૂવાર.

---

## कुशिष्य सङ्गति.

હવે મ્હને હરિ નામ સું નેહ લાગ્યો. એ...રાગ.

જાણીને જોયું કુશિષ્ય સંગતિ નઠારી;
આપે છે દુઃખ બહુ ભારી રે..............................જાણીને
વિનયનો વૈરીને અક્કલનો દુશ્મન, સામું બોલી ચિત્ત બાળે;
રીસ કરે ગુરૂ રાગ ન ધારે, ધર્મ વિમુખ થઇ ચાલે રે. જાણીને. ૧
ભરમાયો મનમાં ભરમાતો, સ્વચ્છન્દી થઇ મ્હાલે;
પ્રત્યનીક થઇ સામો પડીને, ધર્મ પાતાળમાં ઘાલે રે. જાણીને. ૨
દુર્જન લોકની સંગ કરીને, નિન્દાએ મુખ કરે કાળું;
ખાય ત્હેનું હા ખોદે છે ખાંતે, સમજે ન દુષ્ટ કોણુ વ્હાલું રે. જાણીને. ૩
મૂર્ખ કુશિષ્યની સંગતિ ખોટી, જેવી કાણી જલ લોટી;
મનનો મેલો ને સ્વાર્થમાં વહેલો, કુટીલ શઠ મતિ છોટી રે. જાણીને. ૪
અજ્ઞાની પશુ સમ અવતારી, કુસંસ્કારી હરામી;
રણના રોઝ સમો બહુ ચંચલ, બાહ્ય વિષયનો છે કામી રે. જાણીને. ૫
ગોશાળાનો પાઠ ભજવતો, સુખ મીઠો દિલ ઝેરી;
ત્યાગી ઉપરથી અન્તર્ રાગી, ધર્મશાસનનો જે વૈરી રે. જાણીને. ૬
મળશો નહિ કુશિષ્યો ભવોભવ, પ્રભુને વીનતિ હમારી;
બુદ્ધિસાગર સન્ત સમાગમ, મળશો સદા સુખકારી રે. જાણીને. ૭

---

## आत्मज्ञानिनी दृष्टि.

કવ્વાલી

થઇ જ્યા જ્ઞાનીને પ્રીતિ, નથી ત્યા જ્ઞાનીને ભીતિ,
ભલે દુનિયા પડે સામી, ત્યજે નહિ કાર્ય આરભ્યુ ૧

ખરેખર આત્મજ્ઞાનીનો, પ્રવૃત્તિ યોગ નાના છે,
અભ્યતર આત્મજ્ઞાનીનો, નિવૃત્તિ યોગ ન્યારો છે ૨

ધ્રુજે ભયથી અખિલ દુનિયા, ધ્રુજે નહીં આત્મજ્ઞાની ત્યા,
અહો એ આત્મજ્ઞાનીની, ગતિ છે સર્વથી ન્યારી. ૩

અહો જ્યા વિશ્વ બધાતુ, ફરે ત્યા છૂટથી જ્ઞાની,
અહો એ આત્મજ્ઞાનીના, હૃદયમા વિશ્વ છે જૂદુ ૪

મરેલી દુનિયા લાગે, જીવતો આત્મજ્ઞાની ત્યા,
અહો જ્યાં વિશ્વ ઉંઘે ત્યા, હૃદયથી જાગતો જ્ઞાની ૫

પડ્યા જ્યા ધર્મના પન્થો, મતામતમા પડી દુનિયા,
અભેદે દેખતો જ્ઞાની, સકલમાં આત્મની જ્યોતિ. ૬

અખિલ વિશ્વોદધિમાહી, મીઠી મેરામણ જ્ઞાની,
અહો એ જ્ઞાનીની આખે, અમારૂ વિશ્વ છે જૂદુ ૭

અહો એ જ્ઞાનીની આખે, અમારી આંખ મેળાપી,
હૃદયમા જ્ઞાનની જ્યોતે, અખડાનન્દનુ લ્હાણુ. ૮

અહો એ જ્ઞાનીના મેળે, અમારો મેળ મળવાનો,
બુદ્ધયબ્ધિ જ્ઞાનીના મેળે, હૃદયમા મુક્તિ પ્રગટે છે ૯

સવત્ ૧૯૭૦ ના જેઠ વદિ ૫ શનિવાર

## જૈનો જાગો.

જાગી જૈનો ઝટપટ ઝઘડાથી દૂરે રહો રે,
જેવાં વાવો બીજો તેવાં ફળ કર્મે લહો રે;
ઝઘડા કરતાં પડતી થાવે, ઘરની લક્ષ્મી નાસી જાવે,
કજીયા કંકાસોથી પડતીના ચક્કે વહો રે. જાગી. ૧

હતા પૂર્વજો કેવા સારા, સત્તા લક્ષ્મી શક્તિ ઉદારા;
અધુના દશા તમારી કેવી થઇ છે તે કહો રે. જાગી. ૨

લક્ષ્મી ભરતીતી ઘર પાણી, અગ્રગણ્ય સત્તા ના છાની;
યાદી લાવી કજીયા ત્યાગીને સંપે રહો રે. જાગી. ૩

નાત જાતમાં ટંટા પાડી; પક્ષ ગ્રહીને લડતા દહાડી;
ગાડી વાડી લાડી કલેશ ત્યજી શાન્તિ ચહો રે. જાગી. ૪

એક બીજાની ઈર્ષ્યા ત્યાગો, પ્રભુ પાસે સારૂં સહુ માગો;
સંપી મોટા મનથી ઉદય માર્ગ જલ્દી ગ્રહો રે. જાગી. ૫

શાસનની સેવાને માટે, સંપીને ચાલો શિર સાટે;
ત્યાગી વૈર વિરોધો કુસંપનાં બીજો દહો રે. જાગી. ૫

નહીં ચેતો જો આંખ ઉઘાડી, પડતીથી થાશે ધૂળધાણી,
માટે સંપી ચાલો વિઘ્ન પડ્યાં સર્વે સહો રે. જાગી. ૭

અન્ય કોમની ચડતી થાતી, સમજ્યાથી મનમાં સમજાતી;
સત્તા ધન વિદ્યાથી ઉંચા સમજો મન અહો રે. જાગી. ૮

સંપે ધન સત્તાની વૃદ્ધિ, વંશ પરંપર વધે સમૃદ્ધિ;
બોલે બુદ્ધિસાગર શિક્ષા સાચી સદ્દહો રે. જાગી. ૯

ૐ શાન્તિઃ ૐ ૩

સં. ૧૯૭૦ ના જેઠ વદિ ૬ રવિવાર.

## ૐ સ્મરણ.

ઓ ઓ ઓઁ ઓઁ ઓઁ ઓઁ ઓઁ ઓ મંત્ર સ્મરો સદા રે
ઓઁ ઓઁ મંત્ર ગણુતા દુઃખ પડે નહિ શિર કદા રે
ઓઁ ઓઁ મંત્ર ગણો જયકારી, પ્રણવ મંત્ર જગમાં સુખકારી
ઓઁ ઓઁ મંત્ર ધ્યાવતા પરમ બ્રહ્મમય નિર્મદા રે ઓઁ ઓઁ ૧
હરતા ફરતા ઓઁ ઓઁ ધ્યાવો, ઓઁ ઓઁ માંહી લગની લગાવો,
ઓઁ ઓઁ ધ્યેયપણે થઇ જાતા, શિવસુખ સંપદા રે ઓઁ ઓઁ ૨
રગોરગમાં ઓઁ ઓઁ પ્રગટાવો, અન્ય કશું નહિ ચિત્તે લાવો,
સાક્ષાત્ જ્ઞેય સર્વનો જ્ઞાતા સિદ્ધે ઓઁ યદા રે ઓઁ ઓઁ ૩
ઓઁ ધ્વનિથી લય જો પ્રગટે, મિથ્યાવરણો સર્વે વિઘટે,
બોલે બુદ્ધિસાગર ઓઁ ઓઁ પરમ પ્રભુ તદા રે ઓઁ ઓઁ. ૪

સંવત ૧૯૭૦ ના જેઠ વદિ ૭ સોમવાર

---

## વળ્યું શું વેષ પ્હેર્યાથી.

કવ્વાલિ

ધમાધમમાં રહી વૃત્તિ, ગુણો વણ વેષ આચારો,
અભિમાની થયા વેષે, વળ્યું શું ? વેષ પ્હેર્યાથી ૧
રહી જો કામની ઇચ્છા, પરિગ્રહની રહી ઇચ્છા,
અસત્ય બોલવું સહેજે, વળ્યું શું ? વેષ પ્હેર્યાથી ૨
રહી જો માનની ઇચ્છા, કરાવ્યો ક્લેશ લોકોમાં,
રહી જો ભીખ ભોગોની, વળ્યું શું ? વેષ પ્હેર્યાથી ૩
કપટના નાટ્ય ભજવાતા, કષાયોની થતી વૃદ્ધિ,
ત્યજ્યું તેને ગ્રહ્યું પાછું, વળ્યું શું ? વેષ પ્હેર્યાથી ૪
ત્યજીને એક બહુ કીધા, ત્યજી જેમ કાચળી સર્પે,
રહ્યો જો મોહ મનમાંહી, વળ્યું શું ? વેષ પ્હેર્યાથી ૫

હરાયા ઢોરની પેઠે, રહે ત્યાગી નહિ જગમાં;
બુદ્ધયબ્ધિ સદ્દગુણો સેવે, મુનિનો વેષ છે લેખે. ૬

સંવત ૧૯૭૦ ના જેઠ વદિ ૭ સોમવાર.

---

## પ્રતિજ્ઞાપાલન.

કવ્વાલી.

કરીને કોલ બોલીથી,–કર્યું સ્વાર્પણ પ્રતિજ્ઞાથી;
અહંતાધ્યાસને છોડી, પ્રતિજ્ઞા પાળ હિમ્મતથી. ૧
પ્રતિજ્ઞા વીરની શોભા, પ્રતિજ્ઞા કીર્તિનું લ્હાણું;
પ્રતિજ્ઞા સ્વર્ગની કુંચી, પ્રતિજ્ઞા પ્રાણની મૂર્તિ. ૨
હરિચંદ્રે પ્રતિજ્ઞાથી, અમર કીર્તિ કરી જગમાં;
પ્રતિજ્ઞા આત્મની છાયા, સમજતા સન્ત યોગીઓ. ૩
પ્રતિજ્ઞા ભ્રષ્ટ થઇ જગમાં, જીવ્યા તો શું ? મર્યા તો શું ?
પ્રતિજ્ઞા પાળીને મુઆ, રહ્યા એ જીવતા જગમાં. ૪
કરી સ્વાર્પણ પુનઃ પાછું, લઇશ ના જેહ આપેલું;
પ્રતિજ્ઞાના ખરા ટેકી, અગંધન નાગના જેવા. ૫
પ્રતિજ્ઞા છે ચિતા જેવી, જીવંતાં ભસ્મ થાવાનું;
અહો એ ભસ્મમાંહીથી, જીવીને દેવ થાવાનું. ૬
પ્રતિજ્ઞાથી પડ્યા પાછા, ખરા એ બાયલા લોકો;
પ્રતિજ્ઞાપાલને શૂરા, ખરા એ મર્દ ગણવાના. ૭
સ્વયંહસ્તે વચન આપી, ફરે તે ફોગટીઓ છે;
કરીને મુખ નિજ કાળું, થતો હડધૂત જગમાંહી. ૮
પ્રતિજ્ઞા ભ્રષ્ટનું મુખડું, સદા માટે રહે ભ્હીલું;
ચહે નહીં સ્વર્ગસુંદરીઓ, વચનના ઘાતકોને રે. ૯
વદેલા બોલ મુખમાંહી, કદા પાછા નહીં પેસે;
ખરેખર શૂરવીરોના, જગત્માં દેખશો જ્યાં ત્યાં. ૧૦

અમર દેહો નથી રહેતાં, અમર મહેલો નથી રહેતા,
પ્રતિજ્ઞા પાળકો જગમા, અમર રહેતા સદા નામે ૧૧
પ્રતિજ્ઞા પાળનારાની, જગત્‌મા જીવતી કીર્તિ,
ભલે હો રંક વા રાજા, જીવતા શાસ્ત્રના પાને ૧૨
અહો એ ધન્ય માતાને, અહો એ ધન્ય પિતાને,
અરે જેના જ સુતાનો, પ્રતિજ્ઞા બોલીને પાળે ૧૩
અહો એ ધન્ય ભૂમિને, અહો એ ધન્ય છે કૂળને,
પ્રતિજ્ઞા પાળકો ઉપજે, રહે ઇતિહાસના પાને ૧૪
અહો એ ધન્ય ગુરૂઓને, અરે જેના હૃદય શિષ્યો,
પ્રતિજ્ઞામા અડગ રહીને, ગુરૂનુ નામ દીપાવે ૧૫
અહો એ ધન્ય જાતિને, અહો જે જાતિમા જનમ્યા,
પ્રતિજ્ઞા પાળીને પૂરી, કરે છે ઉચ્ચ જાતિને ૧૬
અહો જે દેશના લોકો, પ્રતિજ્ઞા પાળતા ટેકે,
ધરે નહિ મૃત્યુની પરવા, જગત્‌મા દેશ શોભાવે ૧૭
અહો એ ધન્ય જીહ્વાને, વદી પાછુ ગ્રહે નહિ જે,
અહો એ જીભપર રહેતી, વચનસિદ્ધિ અને કીર્તિ ૧૮
અહો એ ધન્ય માનવને, શિખાવે પાઠ અન્યોને,
બની આદર્શવત્ પોતે, ત્યજીને સર્વ સ્વાર્થોને ૧૯
અહો એ ધન્ય માનવને, બની વિશ્વાસની મૂર્તિ,
જગત્‌મા સત્ય તે થાયે, ખરો એ શાહુકાર જ છે ૨૦
અહો એ ધન્ય માનવને, વિપત્તિઓ સહી કોટી,
પ્રતિજ્ઞા પાળતો બોલે, અહંમમતા ત્યજી દૂરે, ૨૧
અહો એ ત્યાગી છે પૂરો, ત્યજી સુખની સહુ આશા,
પડેલા કષ્ટ વેઠીને, પ્રતિજ્ઞા બોલીને પાળે ૨૨
વિદેહી શ્રીજનક પેઠે, કરી સ્વાર્પણ લહે સુખડા,
ત્યજીને ચિત્તમાનુ સહુ, કરી સ્વાર્પણ વધુ પાળે ૨૩
અહો જે સ્વાર્થ વિણાના, બની કીડા વધુ ત્યાગે,
કરે નિજ આત્મની હાનિ, કરે ના સ્વોન્નતિ સાચી ૨૪

પ્રતિજ્ઞા ભંગ જે કરતા, ખરા તે ભંગીઓ જગમાં; ૨૫
પ્રતિજ્ઞા ત્યાગરૂપ વિષ્ઠા, ગ્રહે જે મુખમાં પાછા.
ક્ષણિક મનના થઈને જે, પ્રતિજ્ઞાઓ કરી લોપે; ૨૬
ફરે જેની પ્રતિજ્ઞાઓ, ફરે ત્હેનું કર્યું માન્યું.
અરે વિશ્વાસ તેનો શો ? ફરે જે બોલ બોલીને; ૨૭
ખરી વખતે રહે અળગો, ગળું કાપે ફરી જઇને.
વચન આપી ફરી જાવે, કરે બોલ્યું અબોલ્યું જે; ૨૮
ઉતારી કૂપમાંહી તે, ઉપરથી દોરડું કાપે.
કરે લાખો પ્રતિજ્ઞાઓ, જુવાનો બાળને વૃદ્ધો; ૨૯
પ્રતિજ્ઞા પાળતા વિરલા, હૃદયને વાણીની ટેકે.
પ્રતિજ્ઞા પાળવામાંહિ, ખરી કિમ્મત માનવની; ૩૦
પ્રમાણિકની ખરી કુંચી, પ્રતિજ્ઞા ભ્રષ્ટ શૂકર છે.
પ્રતિજ્ઞા મુક્તિનિ:સરણી, પ્રતિજ્ઞા શક્તિમય દેવી; ૩૧
પ્રતિજ્ઞાથી પડે તેનો, વિનિપાત જ થતો શતધા.
પ્રતિજ્ઞા જીવતી શક્તિ, કરીને પૂર્ણ પાળ્યાથી; ૩૨
પ્રતિજ્ઞા ચૂકતાં ચૂક્યો, ખરેખર સ્વપ્રતિષ્ઠાને.
પ્રતિષ્ઠાના ખરા પ્રાણો, પ્રતિજ્ઞા પાળવામાં છે; ૩૩
પ્રતિષ્ઠાની ખરી સ્થિરતા, પ્રતિજ્ઞા પાળવા પર છે.
ગમે તેવી પ્રતિજ્ઞાને, કરીને હઠ નહીં પાછો; ૩૪
પ્રતિજ્ઞા પૂર્ણ પાળ્યાથી, મળે છે અન્ય શક્તિયો.
પ્રતિજ્ઞાત વિચારોનો, અમલ કરવો ખરા ધૈર્યે; ૩૫
ત્યજીને ભીતિયો સઘળી, વિચરવું સ્વપ્રતિજ્ઞામાં.
જીવે નિજને મર્યોમાની, પ્રતિજ્ઞાપાળ કીધેલી; ૩૬
અમર થાવું પ્રતિજ્ઞાથી, જીવંતાં દિવ્ય જીવનથી.
પ્રતિજ્ઞા અર્જુને કીધી, ખરી રીતે કરી પાળી; ૩૭
પ્રતાપે સ્વપ્રતિજ્ઞાથી, દીપાવ્યું નામ પોતાનું.
પ્રતિજ્ઞા મંત્રની કરણી, ચલાવે દેવતાઓને; ૩૮
ચલાવે સર્વ લોકોને, ફળે છે સિદ્ધ લોકોને.

પ્રતિજ્ઞા પ્રાણ સમ વ્હાલી, ખરેખર સન્ત લોકોને,
ચળાવ્યા ન ચળે લોભે, ડરાવ્યા ના ડરે તેઓ ૩૯
પ્રતિજ્ઞા જે કરે તેને, નિભાવી લે ઉપાયોથી,
પુરૂષમાહી ગણાવાને, કરેલા કોલ પાળી લે ૪૦
કદાપિ ઝેરનો પ્યાલો, પીવાનો યોગ આવે તો,
ગણીશ ના મૃત્યુની પરવા, પ્રતિજ્ઞા પાળવા માટે ૪૧
કદાપિ ક્રોધ જુસ્સાથી, પ્રતિજ્ઞાભ્રષ્ટ ના થાતો,
મળે જો ઈન્દ્રની પદવી, તથાપિ ભ્રષ્ટ ના થાવુ ૪૨
જરા વાતે વિરોધી થઈ, અભિમાને ફુલાઇને,
વચનનો ભગ ના કરજે, વિચારી ટેકને ધરજે. ૪૩
પ્રતિજ્ઞાથી પડેલાઓ, જગત્મા અન્યને પાડે,
કદી ના સગતિ કરજે, થશે સગત અમર તેવી ૪૪
વચનની ટેક ધરવાનુ, શિખ્યો ના તો શિખ્યો શુ શુ ?
પ્રતિજ્ઞા પાળતા શિખ્યો, શિખ્યો ત્યારે સકલ બીજુ ૪૫
ફરી જાતી જીભલડી જે, પ્રતિજ્ઞા બોલીને ક્ષણમા,
અહો એ જીભ સર્પિણી, રહે ત્યા ભય કહો કેવો? ૪૬
શરીરો નહીં અમર રહેતા, મળ્યુ તે ભિન્ન થાવાનુ,
જગત્ની લાલચો છોડી, પ્રતિજ્ઞા પાળજે પૂરી ૪૭
નપુસક તે ગણાવાનો, પ્રતિજ્ઞાથી હઠે પાછો,
પ્રતિજ્ઞા જો ફરે કીધી, પછી એ માનવી શાનો ૪૮
પ્રતિજ્ઞાની ખરી ટેકે, વધે છે નેક માનવનો,
પડે વિશ્વાસ તેનો બહુ, કરે એ કાર્ય ધારેલા ૪૯
પ્રતિજ્ઞાને ત્યજે ભિરૂ, વિપત્તિયો પડે ત્યારે,
વિપત્તિયો સહી પૂરી, પ્રતિજ્ઞા પાળતો શૂરો ૫૦
પ્રતિજ્ઞા પૂર્ણ પાલકની, ચરણધૂલી જ પૂજાતી,
અહો તે ધૂલીમાં પણ કઇ, ભગતુ સત્ત્વ પૂજ્ય જ છે ૫૧
અનન્તી શક્તિના દ્વારો, થતા ખુલ્લા વચન ટેકે,
વચનગુપ્તિ થતી સહેજે, અનુભવ યોગીને એનો ૫૨

વિવેકે સહુ વિચારીને, પ્રતિજ્ઞા ધારવી પશ્ચાત્;
કરીને તું ડરીશ ના કંઈ, મરણ છે સર્વના માથે. ૫૩
પ્રતિજ્ઞા પાળવા માટે, બને તે કર ઉપાયોથી;
વિપત્તિયો પડે પહેલી, પછીથી સહુ ખસી જાવે. ૫૪
પ્રતિજ્ઞા જ્ઞાનીને શોભે, પ્રતિજ્ઞા સન્તને શોભે;
પ્રતિજ્ઞાની પડે હાકો, અહો બહાદૂરના મુખે. ૫૫
પ્રતિજ્ઞા ન્યાયીને શોભે, પ્રતિજ્ઞા યોગીને શોભે;
પ્રતિજ્ઞા ધીરને શોભે, નથી ત્યાં કામ કાયરનું. ૫૬
ફલંગો સિંહની જેવી, પ્રતિજ્ઞા શૂરની તેવી;
પ્રતિજ્ઞાનાં વચન જુદાં, પ્રતિજ્ઞાનાં હૃદય જુદાં. ૫૭
થયો વિદ્વાન્ તથાપિ શું, મળી પદવી તથાપિ શું ?;
વધી ઉમર તથાપિ શું, પ્રતિજ્ઞા ટેક ના ધાર્યો. ૫૮
બન્યો રાજા તથાપિ શું, બન્યો વક્તા તથાપિ શું;
બન્યો લેખક તથાપિ શું, વચન બોલી ફરી જાતાં; ૫૯
બન્યો સાધુ તથાપિ શું, બન્યો શિક્ષક તથાપિ શું;
મળી લક્ષ્મી તથાપિ શું, કરીને કોલ તોડ્યા જો. ૬૦
થયો જો શેઠ ત્હોયે શું? મળ્યા ઇલકાબ ત્હોયે શું ?
પ્રતિજ્ઞા ભ્રષ્ટ થાવાથી, ફરે છે સર્વ પર પાણી. ૬૧
સુધારક જો બન્યો તો શું ? પરીક્ષક જો બન્યો તો શું ?
પ્રતિજ્ઞા ટેક ના ધારી, અલેખે જન્મ માનવનો, ૬૨
વળે શું બોલવાથી બહુ, વળે શું ધર્મીના ડોળે;
વચન બોલી ફરી જાતાં, નહીં વિશ્વાસ રહેવાનો. ૬૩
વળે શું બહુ વિચારોથી, વળે શું ખૂબ વાચનથી;
વદી શબ્દો ફરી જાતાં, નથી કિમ્મત ટકાની રે. ૬૪
વળ્યું શું બાગમાં ફરતાં, વળ્યું શું પંચમાં બેઠે;
વળ્યું શું મૂચ્છ આંબળવે, વચન બોલી ફરી જાતાં. ૬૫
વળ્યું શું મોજ માર્યાથી, વળ્યું શું મિષ્ટ ખાવાથી;
વળ્યું શું ફેન્સી કપડે, વચનનો ભંગ જો કીધો. ૬૬

વજ્યુ શુ હાજી હા કરતા, વજ્યુ શુ દાવ ખેલ્યાથી,
નમ્યા જો લોક ત્હોયે શુ, વચનનો ભગ કીધો જો 67
અમીરાઇ મળી તો શુ, પ્રતિજ્ઞાઓ નહી પાળી,
પ્રતિજ્ઞા પાળનારાઓ, સકલથી શ્રેષ્ઠ છે જગમા 68
પ્રતિજ્ઞાના અધિકારી, બન્યા જે યોગ્યતા પામી,
પ્રતિજ્ઞા તે વહે પૂરી, વિવેકે સત્ય સમજીને 69
પ્રતિજ્ઞા પાળવામાહિ, નવું જીવન પ્રગટ થાતુ,
નવો અવતાર થાવાનો, અમલ આખે નવુ ભાસે. 70
શુભાશુભ બહુ પ્રતિજ્ઞાઓ, વિવેકે સત્ય આદરવી,
બની ગભીર ને ધીરા, સમયના જાણુ થઇ કરવી 71
પ્રભુ દરબારમા જાવા, પ્રતિજ્ઞા પાસના જેવી,
બુદ્ધયબ્ધિ સિદ્ધ સાધનમા, પ્રતિજ્ઞાઓ વ્રતોની છે 72

સવત ૧૯૭૦ ના જેઠ વદિ ૮ મગળવાર

---

## देडकांओनी मेघ प्रति अन्योक्ति प्रार्थना.

વર્ષો મેઘજી ભારી, ભુમિપર વર્ષો મેઘજી ભારી,
ઉરમા અરજી ઉતારી .. . ભુમિપર
ગડગડ વાદ્યે ગાજતા રે, વિદ્યુત્ લાકટિ ધારી,
વાયુનુ વાહન કરી રે, કૃપા કરીને પધારી ભુમિ ૧
પ્રાણુશેષ અમ રહી ગયો રે, લેશો હવે તો ઉગારી,
વડ આકાશી દેવના રે, મહારાજ્ય પદ ધારી ભુમિ ૨
સબધ બાધ્યો તુજ થકી રે, મત્સ્યે અહો જેમ વારિ,
સબધ એવો તુજ થકી રે, ટાળ્યો ટળે ન જરારી ભુમિ. ૩
મસ્વરમાહી ઝીલીએ રે, નિર્દોષ જીવન ધારી,
બાલુડા અમે તાહરા રે, ઝટપટ કર સુખકારી ભુમિ. ૪
મનમા તુંદિ તુંદિ થઈ રહ્યુ રે, આવ આવ ઝટ વારી,
બુદ્ધિસાગર મેઘની રે, આવી પ્હોચી સ્વારી. ભુમિ ૫

સવત ૧૯૭૦ ના જેઠ વદિ ૧૪ સોમવાર

---

# दोषीओपर प्रेमभाव अने तेओनी सेवा.

કવ્વાલી.

અરે માનવ જીવન ત્હારૂં, કરીલે ઉચ્ચ ગુણ રાગે;
કરીશ નિન્દા નહીં કોની, નથી નિન્દાથકી શાન્તિ. ૧
જગત્માં દોષીઓ દેખી, થતી ધિક્કારની વૃત્તિ;
અહો એ દોષ ત્હારામાં, હશે ત્યારેજ તું કેવો ?. ૨
સદા સર્વત્ર જીવોમાં, ઘણા થોડા રહ્યા દોષો;
નથી કો દોષ વણ બાકી, અરે તું દોષ જો ત્હારા. ૩
નથી નિર્દોષ માનવ કો, રહ્યા છે દોષ કંઇને કંઈ;
બની નિર્દોષ પોતે તું, જુએ અન્યત્ર ક્યાં દોષો. ૪
ગયા જ્યાંથી સકલ દોષો, અહો વીતરાગ તે જાણો;
નથી સર્વજ્ઞતા જેમાં, રહ્યા ત્યાં દોષ કર્મે હો. ૫
પ્રથમ તું દોષ પોતાના, નિહાળી જો પરિહર તે;
પડે ક્યાં અન્ય પંચાતે, પડ્યાથી વાગશે નક્કી. ૬
જુવે જે અન્યના દોષો, અહો તે દોષ વૃત્તિમાં;
રમાવ્યાથી જ સંસ્કારો, પ્રગટતા ચિત્તમાં તે તે. ૭
પછીથી તે પ્રકટ થાતા, મળી સામગ્રીના યોગે;
યથા વૃત્તિ તથા વ્યક્તિ, જુવો એ યોગદૃષ્ટિથી. ૮
અધિકાર જ નથી તુજને, અરે ઓ દેખવા દોષો;
ગુણોપર રાગ રાખીને, ગુણોને દેખ જ્યાં ત્યાં તું. ૯
અરે તુજમાં ઘણા દોષો, રહ્યાતા દોષીઓ પેઠે;
મહન્તોએ દયા લાવી, નિવાર્યા છે ઘણા દોષો. ૧૦
અરે તું દોષીઓપર જો, દયાની દૃષ્ટિ નહીં લાવે;
અહો ત્હારા ઉપર ત્યારે, મહન્તો લાવશે ક્યાંથી ? ૧૧
પ્રભુની ચાહના રાખે; પ્રભુ સમ દીલ ના મોટું;
કરીને અન્યની નિન્દા, પ્રભુને પામશે ક્યાંથી? ૧૨
ફજેતી દોષીની કરતાં, ફજેતો તાહરો થાશે;
ટળે નહિ દોષીના દોષો, અને મહાવૈર બંધાતું. ૧૩

રહ્યા જે વિશ્વમા દોષો, જીવોમા કોઈને કોઇ,
અહો તે ટાળવા માટે, જીવોપર પ્રેમ ધરવાનો ૧૪
બનીને સર્વથી ઉંચો, જુવે તુ સર્વમા દોષો,
કદી ના ઉચ્ચ બનવાનો, પ્રભુને પ્રાર્થના કરતા ૧૫
જીવોપર પ્રેમ નહિ ધારે, પ્રભુ પ્રેમી થવા ઇચ્છે,
ધરે ના દોષીપર પ્રીતિ, પ્રભુને પામશે ક્યાથી ? ૧૬
તમે કેવા હતા ન્હાના, મલીનતા ધોવતી માતા,
હતી તે લક્ષ્યમાં લાવી, ધુવોને દોષ જીવોના ૧૭
જીવોપર પ્રેમ લાવીને, જીવોના દોષને ધોતા,
તમારા દોષ ધોવાની, પ્રભુની પ્રાર્થના ફળશે ૧૮
તમારા પુત્ર પુત્રીઓ, હશે દોષી કદાપિ તો,
ઘણી ગભીરતા રાખી, પ્રયત્નો ત્યાં કરો કેના ? ૧૯
ગમે તેવા ઉપાયોથી, ત્યજાવી દો સકળ દોષો,
કહો તે ખાનગીમા સહુ, જણાવા દો નહિ કોને ૨૦
અહો તેવી રીતે પ્રેમે, ઘણી ગભીરતા ધારી,
ધુવોને દોષ અન્યોના, પ્રભુની પ્રાપ્તિ એ રીતે ૨૧
અરે કો તાહારી નિન્દા, કરે કો દોષ દેખીને,
ત્હને તેથી થતુ જેવુ, સકલને થાય છે તેવુ ૨૨
ધરી ત્હારા ઉપર પ્રીતિ, અરે કોઈ દોષ તુજ ધોવે,
ત્હને તેથી થતુ જેવુ, સકલને થાય છે તેવુ. ૨૩
અરે ત્હારા ઉપર કોઇ, ઘણી પ્રીતિ ધરી મ્હેલે,
ત્હને તેથી થતુ જેવુ, અહો તેવુજ અન્યોને ૨૪
સતાવે દોષીઓને બહુ, છપાવે હેલના છાપે,
સ્વય નિજ દોષને ઢાકે, વળ્યુ ધર્મી થવાથી શુ ? ૨૫
નથી સારા અરે કોઇ, અરે હુ એકલો સારો,
ક્ષમાદિક નિજમા નહિ કઈ, વળે શુ દોષદૃષ્ટિથી ૨૬
અહો નિજમા રહ્યા દોષો, ગુણો રૂપે ગણાવાના,
ગુણોને દોષ રૂપે જ્યા, અહો ત્યા દેખવાનુ શુ ? ૨૭

નથી ત્યાં સન્તની દૃષ્ટિ, પ્રભુભક્તિ નથી કિંચિત્;
પ્રભુની ઝાંખી જ્યાં થાતી, ગુણાનુરાગ ત્યાં નક્કી. ૨૮
ગમે તે પન્થ જાતિનો, મનુષ્યજ હોય ત્હોયે શું ?
વદીશ ના દોષ ઇર્ષ્યાથી, ગુણોને જો ગુણોને કહે. ૨૯
પ્રકટ કરવાથકી દોષો, ફજેતી દોષીની થાતાં;
પ્રગટશે અન્ય નહિં દોષી, અહો એ માન્યતા જૂઠી. ૩૦
વિના નામે પ્રકટ કરતાં, ખુવારી સર્વ દોષોની;
ગુણોનો લાભ દર્શાવે, ગુણોની ચાહના થાતી. ૩૧
ગુણોની ચાહના થાતાં, પ્રવૃત્તિયોગ સેવાતો;
પ્રવૃત્તિથી ગુણોની તો, થતી પ્રાપ્તિ વિચારી લ્યો. ૩૨
અમુકનું નામ દેઈને, પ્રગટ કહેવા સહુ દોષો;
થતો ના લાભ તેથી કંઇ, વધે ઉલટો વિરોધ જ તો. ૩૩
પરસ્પર વૈરથી નિન્દા, બુરૂ કરવા થતી વૃદ્ધિ;
વધે ટંટા થતી હિંસા, અહો એ દોષ કહેવાથી. ૩૪
ગુણો કહેતાં વધે પ્રીતિ, ગુણોનો રાગ બહુ સારો;
ગુણાનુરાગ કરવાથી, રહેના દોષપર દૃષ્ટિ. ૩૫
થતાં દોષી ઉપર પ્રીતિ, થતો વિશ્વાસ દોષીને;
કહે તેનો અમલ કરવા, ખરેખર લક્ષ દેવાનો. ૩૬
જીવો સહુ કર્મના વશમાં, ભમાવ્યા કર્મથી ભમતા;
વહે દોષો અહો કર્મે, કહો અન્યાય ત્યાં કોનો. ૩૭
અનાદિકાલથી કર્મે, થતા દોષો જીવોને એ;
યથા પોતે તથા સર્વે, અરૂચિ કો ઉપર ધરવી. ૩૮
અરૂચિ દોષી પર ધરતાં, પ્રથમ નિજના ઉપર ધરવી;
અરૂચિ પાર નહીં આવે, નકામું આયુ જાવાનું. ૩૯
અમૂલ્ય ક્ષણ મનુભવનો, નકામો ગાળ ના કયારે;
ત્યજીને દોષની દૃષ્ટિ, ગુણાનુરાગ ધર મનમાં. ૪૦
પ્રભુ જેવા સકલ જીવો, અહો સત્તાથકી માનો;
નિજાત્માવત્ સહુ જીવો, નિહાળોને તથા વર્તો. ૪૧

શુભાશુભ સહુ પરિણામે, શુભાશુભ ફલતણી પ્રાપ્તિ,
થતુ ફલ આત્મ પરિણામે, વિચારીને ધરો પ્રીતિ ૪૨
જીવોને દોષદૃષ્ટિથી, નિહાળે જે હૃદય વર્તે,
પરિણામ જ અહો તેવુ, હૃદયમા ફલ વિચારી લ્યો ૪૩
પરિણામોતણી શુદ્ધિ, પ્રથમ નિજ આત્મની કરવી,
નિરખવા નહિ કદી દોષો, ખરેખર અન્ય જીવોના ૪૪
ગમે તેવાજ દોષીપર, કરૂણાને ધરી પ્રીતિ,
સદા ઉપકાર કરવાને, પ્રવૃત્તિ કર યથાશક્તિ. ૪૫
ગુણો લેવા મહી જન્મ્યો, ગુણો લેવા જ સામગ્રી,
મળી તુજને વિચારીને, જીવોપર પ્રેમ ધર જગમા. ૪૬
ઘણા ઉપકાર ત્હે લીધા, અહો ઉપકારી લોકોથી,
ગ્રહ્યા તે આપ પાછા તુ, કરી જીવોતણી સેવા ૪૭
ત્યજીને દોષની દૃષ્ટિ, ભલી કર દોષીની સેવા,
ઘણા ઉપકાર તેઓના, અહો તે અન્ય ભવમાહી ૪૮
સતાવ્યાથી રીબાવ્યાથી, જીવોની હેલના કરતા,
થતી નહી આત્મની શાન્તિ, વધે ચાચલ્ય મનમા બહુ ૪૯
અહો અજ્ઞાનતા યાવત્, અહો તાવત્ સકલ જીવો,
જુવે છે દોષ અન્યોના, અહો એ કર્મના વશમા ૫૦
કશો પરમાર્થ નહિ કરતા, અહો એવા જીવો જગમા,
જગત્મા દોષદૃષ્ટિએ, બધુ દેખાય દોષીલુ ૫૧
જગત્મા આત્મજ્ઞાનીઓ, જુવે નહીં દોષ અન્યોને,
જીવોને આત્મવત્ દેખી, કરે ઉપકાર પ્રીતિએ ૫૨
અહો એ આત્મજ્ઞાનીના–હૃદયમા સાર ગુણ દૃષ્ટિ,
રહી તેથી ગુણો દેખે, અને ઉપકાર કરતો એ ૫૩
થયુ જયા આત્મજ્ઞાન જ ત્યા, નથી નિન્દા ખરી ખોટી,
નિજાત્મવત્ સકલ જીવો, ગુણો લેવા ગુણો દેવા ૫૪
સદા વિશુદ્ધ પ્રીતિથી, જીવોના દોષ ધોવાના,
ઉઘાડા મર્મ નહીં કરતા, ગુણોથી ઉચ્ચ કરવાના. ૫૫

વિશુદ્ધપ્રેમદૃષ્ટિએ, જીવો દોષી હૃદયમાંહિ;
અહો લાગે ઘણા વ્હાલા, સહુ દોષો ટળે યત્ને. ૫૬
વિશુદ્ધ પ્રેમ ગંગામાં, સદોષીઓ ઘણું નહાતા;
થઇ નિર્મલ ખુશી થાતા, અહો એ માહાત્મ્ય સાધુનું. ૫૭
ગમે તેવા સદોષીનો, થતો ઉદ્ધાર જ્યાં પ્રેમે;
અહો એ સન્તદૃષ્ટિમાં, રહ્યું કંઇ દિવ્ય જાદુ હો. ૫૮
સદોષીની કરી સેવા, ગુણી કરતા અહો સન્તો;
અહો એ સન્ત માતાઓ, અહો એ સન્ત દેવીઓ. ૫૯
અહો એ માનવીઓ ધન્ય, દયાની મૂર્તિયો જગમાં;
જીવંતી જાગતી જગમાં, જીવોના દોષ ધોનારી. ૬૦
અહો એ દિવ્ય ધોબીઓ, જીવોના દોષને ધોતા;
નમું હું પ્રેમથી ભાવે, જગત્‌ના દિવ્ય સન્તોને. ૬૧
કરે અપકાર તેના પર, કરે ઉપકાર સન્તો હો;
અહો એ સન્ત સેવ્યાથી, સહુ તીર્થો ગણું સેવ્યાં. ૬૨
અહો તરતમ અપેક્ષાએ, ગુણોની સન્તદૃષ્ટિએ;
સદોષીઓ જ નિર્દોષી, ગણીને પ્રેમ ધરવાનો. ૬૩
સમાગમમાં સદા આવો, અહો જે જે જીવો કર્મે;
અહો તે તે ગણી તું તું, જીવન ધર બ્રહ્મદૃષ્ટિનું. ૬૪
જીવો એ હું ગણી સહુની, સદા કર સેવના સાચી;
અહો એ સેવનામાંહી, રહી છે સ્વોન્નતિ પૂરી. ૬૫
થયા ઉદ્ધારકો જે જે, જગત્‌ના તે અહો તેવા;
અણુસમ અન્ય ગુણને તે, ગિરિસમ માનીને વદતા. ૬૬
થવું હોય ત્હારે ધર્મી, ખરી રીતે ખરા ભાવે;
ગુણાનુરાગદૃષ્ટિનો, પ્રથમ સ્વીકાર કર નક્કી. ૬૭
ત્યજીને દોષની દૃષ્ટિ, સકલમાં દેખજે સારૂં;
સદા જ્યાં સારૂં તે મ્હારૂં, ગણી આચાર ધર સારો. ૬૮
કરેલા સર્વ ગુન્હાઓ, અહો તે માફ કર સૌના;
ખમી લે ને ખમાવી લે, સકલમાં દેખ પોતાને. ૬૯

ગણીને સર્વને સરખા, ગણીને આત્મવત્ સહુને,
સદોષીપર ધરી પ્રીતિ, કરી સેવા ગુણી કરજે ૭૦
અહો એ સન્તના કર્મે, અહો એ સત્યના પન્થે,
જવાની છે ખરી શિક્ષા, સુપાત્રો ભવ્ય સમજે એ ૭૧
જગદુદ્ધાર કરવાની, ખરી સેવા જણાવી એ,
બુદ્ધ્યબ્ધિ સન્તદૃષ્ટિએ, પરામાથી પ્રગટ થાતુ ૭૨

સવત ૧૯૭૦ ના જેઠ વદિ ૦)) મગળવાર

---

## कहो शुं लेइने जाशो.

કવ્વાલિ

અહવૃત્તિ ધરી મનમા, કદાગ્રહ ચિત્તમા ધારી,
અમારી પાસ આવીને, કહો શુ? લેઈને જાશો ૧
નથી કઈ યોગ્યતા આવી, નથી વૃત્તિ સમજવાની,
ત્યજાઇ વક્રદૃષ્ટિ નહિ, કહો શુ લેઇને જાશો ૨
પ્રથમ દૃષ્ટિતણા રાગી, બનીને આવતા પાસે,
પરીક્ષાની નથી શક્તિ, કહો શુ લેઇને જાશો ૩
ગુણાનુરાગદૃષ્ટિથી, ગુણો લેતા નથી શીખ્યા,
ધરીને દોષની દૃષ્ટિ, કહો શુ? લેઈને જાશો ૪
અમારી માન્યતા સાચી, ગણીને આવીયા પાસે,
ખરો કક્કો કરો નિજનો, કહો શુ લેઇને જાશો, ૫
નથી લેવાતણી વૃત્તિ, વિતડાવાદની વૃત્તિ,
અહતામાન વૃત્તિએ, કહો શુ લેઈને જાશો ૬
સ્વય નિજ માન્યતા સાચી, કરાવાની રહી વૃત્તિ,
નથી મધ્યસ્થની વૃત્તિ, કહો શુ લેઈને જાશો ૭
અહિસમ ક્રોધની વૃત્તિ, જરામા ધુધવાતા બહુ,

વદો જૂઠું પરોક્ષે કંઈ, કહો શું લેઈને જાશો. ૮
અપેક્ષાઓ સમજવાની, નથી કંઈ યોગ્યતા આવી;
નથી કંઈ શિષ્યની વૃત્તિ, કહો શું લેઇને જાશો. ૯
અમારા આશયો ઉંડા, ભર્યા સ્યાદ્વાદવાણીએ;
વિના સ્યાદ્વાદદૃષ્ટિએ, કહો શું લેઇને જાશો. ૧૦
બની ધર્માંધ અન્યત્ર, રહ્યું સાચું નહીં દેખો;
ગ્રહ્યા વણ ન્યાયની વૃત્તિ, કહો શું લેઇને જાશો. ૧૧
નકામું બોલવું શાને, નકામું બેસવું શાને;
અહો નિરપેક્ષદૃષ્ટિએ, કહો શું લેઇને જાશો. ૧૨
વધુ સાપેક્ષ દૃષ્ટિએ, સમજતા જે અપેક્ષાએ;
બુદ્ધયબ્ધિ સત્યને પામે, બની મધ્યસ્થ ગુણરાગી. ૧૩

સંવત ૧૯૭૦ ના આષાઢ સુદિ ૬ સોમવાર.

---

## पासे आवनाराओ प्रति हृदय स्फुरणा.

કવ્વાલી.

થયા કરશે થવાનું સહુ, ભલું ભૂંડું યથાવૃત્તિ;
નથી ત્હેની જરા ચિન્તા, કહો કો પૂચ્છનારૂં છે. ૧
અમારૂં જે અમે માન્યું, તમારા સર્વમાં તે છે;
અમારૂં જે નથી તે તો, ઉઘાડું સર્વમાં તે છે. ૨
તમારી વૃત્તિના શિષ્યો, તમો સઘળા બની સોહે;
અમારી પાસમાં આવી, કહો શું દેખનારા છો. ૩
તમો અંધા-સ્વયં બનીયા, સ્વયં નહિ દેખનારાઓ;
વહો છો અન્ધની પેઠે, કરીને હાજીહા મુખથી. ૪
બનીને અન્ધ વિશ્વાસી, હૃદયના શૂન્ય થઇ વર્તો;
અનુભવગંધ ના જાણો, ગ્રહ્યું તો શું? ત્યજ્યું તો શું ? ૫

જગતના ચક્ષ્મે જોનારા, ખરી આખે ન જોનારા,
તમારૂ શુ અમારૂ શુ ? ખરૂ ના દેખનારાઓ. ૬
તમારી આખની અગ્રે, રહે જો વૃત્તિનો પરદો,
અમારૂ વા તમારૂ જે, ખરૂ તે ઐક્ય નહિ દેખો, ૭
અમારૂ સત્ય સહુમાહિ, અમારામા તમારૂ સહુ,
ટળી ગયો ભેદ સહુમાથી, સહુ ધર્મો અમારામા ૮
તમારી વૃત્ત્યનુસારે, ગણી જે માન્યતા સાચી,
અહો એ વૃત્તિ કુડાળા, વિષે કેદી અને દૃષ્ટા ૯
તમારી વૃત્ત્યનુસારે, અહો સાદૃશ્ય જ્યા મળતુ,
અહો સાધર્મ્ય ત્યા માની, અહો એ વર્તુલે રમતા ૧૦
જગત્મા વૃત્ત્યનુસારે, જીવો સર્વે રમે એવ,
અનુભવની થતા વૃદ્ધિ, થતા મોટા જ વર્તુલો ૧૧
અહો એ વર્તુલો જ્ઞાને, લહી સર્વત્ર વ્યાપકતા,
પરસ્પરમા સમાતા એ, રહે જુદાઇ ના કિચિત્ ૧૨
અહો એ દૃષ્ટિની સૃષ્ટિ, બને સર્વત્ર વ્યાપક જ્યા,
ગળે વૃત્તિ ટળે ભેદો, ભલુ ભૂડુ કહો ક્યાં શુ ? ૧૩
અહો એ વૃત્તિની બાહિરૂ, અનુભવ માન્યતા આ છે,
બુદ્ધયબ્ધિ સત્સમાગમથી, પરામા ભાસતુ એ સહુ ૧૪

સવત ૧૯૭૦ ના આષાઢ સુદિ ૬ મગળવાર

# ઔપદેશિક.

કવ્વાલિ.

અમી ના આંખમાં આવી, ગઇ કાળાશ ના મનથી;
સતાવે સર્વ જીવોને, કર્યું શું ત્હેં ભલું જગમાં. ૧
ટળી ના કાકની દૃષ્ટિ, જુવે છે દોષ અન્યોના;
મુખે લવરી કરે ઝાઝી, કર્યું શું ? ત્હેં ભલું જગમાં. ૨
હણ્યાં મર્મો ઘણાંઓનાં, વદીને મર્મની વાણી;
સ્વચ્છન્દી થઇ ઘણું મ્હાલ્યો, કર્યું શું ? ત્હેં ભલું જગમાં. ૩
ગરીબોના ભલા માટે, હૃદયમાં કંપ ના પ્રગટ્યો;
મળ્યું તે મોજમાં ગાળ્યું, કર્યું શું ? ત્હેં ભલું જગમાં. ૪
પ્રતિસ્પર્ધિ પ્રતિપક્ષી, મનુષ્યોની કરી નિન્દા;
બુરૂં બહુ ચિંતવ્યું મનમાં, કર્યું શું ? ત્હેં ભલું જગમાં. ૫
પ્રભુપર જો ખરી પ્રીતિ, અનીતિ ના રહે કિંચિત્;
અનીતિ તો હજી તાજી, કર્યું શું ? ત્હેં ભલું જગમાં. ૬
ખરો જો ધર્મ ભાસ્યો તો, નિવૃત્તિ પાપથી થાતી;
હજુ પણ પાપની ચેષ્ટા, કર્યું શું ? ત્હેં ભલું જગમાં. ૭
પ્રપંચોની રમી બાજી, હરાવ્યા લોકને તો શું ?
બની કામી વિષય ભોગે, કર્યું શું ? ત્હેં ભલું જગમાં. ૮
કરી કુયુક્તિયો ઝાઝી, ઘણું જૂઠું વધો ત્હો શું ?
મળ્યું તે ધૂળ સમ કીધું, કર્યું શું ? ત્હેં ભલું જગમાં. ૯
હજારોના ગ્રહ્યા શાપો. રહ્યો ક્રોધે જ ધગધગતો;
ધમાધમમાં રહ્યો રાજી, કર્યું શું ? ત્હેં ભલું જગમાં. ૧૦
પ્રભુ સર્વજ્ઞની ભક્તિ, હૃદયમાં ધાર બહુ માને;
બુદ્ધયબ્ધિ ધર્મ કરવાથી, ભલું થાશે સ્વપરનું જગમાં. ૧૧

સંવત્ ૧૯૭૦ ના આષાઢ સુદિ ૮ બુધવાર.

---

## भीड वखते पोतानुं कोइक.

ભીડ વખતે વિરલા છે પોતાના
પોતાના પોતાના પોતાના રે .... ... ... ....ભીડ વખતે
સારી વખતમા સગા થવાના સહુ, સ્વાર્થે કરે છે સન્માના,
બુરી વખતમા થાય ન બેલી કો, પાસે જતા થાય છાના રે ભીડ ૧
આવો પધારો પ્રાણ અમારા, અમે તમારા સદાના,
ફરે વખત ત્યારે પાસે ન આવે કો, ઉલટા ગણે છે દિવાના રે ભીડ ૨
સદા વેચાયલા અમે તમારા, પ્રાણ કરીશુ કુરબાના,
વળતા પાણી જ્યારે અસ્ત થવાનો ત્યારે, શત્રુ બને છે નિદાના રે ૩
પાદડા ફલ સમે ઝાડ ઉપર જઇ, પખી કરે છે ગુસ્તાના,
સુકુ તળાવ થતા બગલા રહે ન કો, રક અને હોય ગણા રે ભીડ.૪
સારી વખતમા અધાને બહેરા, પૂજાય કુબડા ને કાણા,
પડતી વખતમા પોતાના પતળે, નિર્ગુણ થાય નાદાના રે ભીડ ૫
પતિવ્રતા પણ સામી પડે છે, પુત્રો ગણે છે ટકાના,
પડતાને પાટુઓ મારે પતિત જન, બન્ધુ ખસે કાઢી બાના રે ૬
ભકતો શિષ્યો ભાગી થાય બીજાના, મિત્રો બને છે કહેવાના,
બુદ્ધિસાગર ગુરૂદેવ મઝાના, ધર્મ સહાય સુસ્તાના રે ભીડ ૭

સવત્ ૧૯૭૦ ના આષાઢ સુદિ ૯ ગુરૂવાર

---

## टळी ना वासना त्हो शुं ?

કવ્વાલિ

ટળી ના વાસના ત્હો શુ ?
ફકીરી વેષને પ્હેર્યો, તજ્યા ઘરબાર પોતાના,
બન્ધુ ઉપર થકી સારૂ, ટળી ના વાસના ત્હો શુ. ૧
અહો દેખાય ના બીજો, ખરેખર રેતીમાં તાપે,
થતા વૃષ્ટિ ઉગે બીજો, ટળી ના વાસના ત્હો શુ ૨

હતો બાળક નહીં ત્યારે, હૃદયમાં કામનો ભડકો;
જુવાનીમાં પ્રગટ થાતો, ટળી ના વાસના ત્હો શું. ૩
રહ્યો છે હાડ જ્વરમાંહી, તનુપર લેપ બહુ કીધો;
મળો ટાળ્યા વિના ના કંઇ, ટળી ના વાસના ત્હો શું. ૪
ત્યજી દીધી ત્વચાઓને, તથાપિ મૂળ અન્તરૂમાં;
જુઓને ગોટલી વાવી, ટળી ના વાસના ત્હો શું. ૫
કર્યા છે દેહના ચૂરા, જીણા ત્હોયે પ્રગટ થાતાં;
અહો દર્દ્દુર ચૂરણ વૃષ્ટે, ટળી ના વાસના ત્હો શું ? ૬
જુઓને રાખથી ભાર્યો, જણાતો ધૂમ્ર ના કિંચિત્;
પ્રકટતો વાયુથી વન્હિ, ટળી ના વાસના ત્હો શું ? ૭
કર્યો વશમાં હિ ઘોડાને; કર્યો મજબૂત બાંધીને;
તથાપિ છુટતાં તેવો, ટળી ના વાસના ત્હો શું ? ૮
હઠીલાઇ કરી ઝાઝી; ઘણાં બન્ધન થકી બાંધો;
તથાપિ રોઝડું એવું, ટળી ના વાસના ત્હો શું ? ૯
કુલીને ફાળકો થાતાં, અહંવૃત્તિ ધરીશ ના કંઇ;
થતું સાથે હૃદયનું એ, ટળી ના વાસના ત્હો શું ? ૧૦
અપૂર્વ જ્ઞાન વૈરાગ્યે, વિનાશી વાસના સર્વે;
બુદ્ધચબ્ધિ ધર્મની શકતે, બહિર્ અન્તર્ બને ત્યાગી. ૧૧
સંવત્ ૧૯૭૦ ના આષાઢ વદિ ૧ બુધવાર.

---

## प्रारब्ध कर्म लक्षण.

કર્મો પ્રારબ્ધ ગણાય, અહો એ કર્મ પ્રારબ્ધ ગણાય;
ટળે ન અન્ય ઉપાય..................................અહો.
અકસ્માત્ સંયોગથી રે, ચરણાદિક જે થાય;
શાતા અશાતા હેતુઓ રે, પ્રબલપણે પ્રગટાય. અહો. ૧
નંદિષેણ મુનિવર પરે રે, તેમજ આર્દ્રકુમાર;
ઉપાયો અવળા પડે રે, ઇચ્છા વણ આચાર. અહો. ૨

શક્તિ સ્ફુરાવી મરોડીને રે, કર્મ પ્રબલ થઈ જાય,
જીવને નાથે વૃષભ પરે રે, પૂલ નદીમાં તણાય અહો ૩
ઘાતિ અઘાતિ નિકાચીયા રે, ઉત્કૃષ્ટે પરિણામ,
અણધાર્યાં પ્રગટે તદા રે, ટાળે પ્રતિષ્ઠા ઠામ અહો. ૪
જાણે અનિષ્ટ દુ ખદાયી જે રે, તેથી રહે બહુ દૂર,
યુદ્ધ કરે સામુ ઘણુ રે, હારે તથાપિ શૂર અહો. ૫
નદી સામા પૂરમા વહે રે, તારો મહા બળવાન્,
યત્નોપાયો કર્યા છતા રે, બુડે તદ્વત્ જાણ અહો. ૬
સાવધતા રાખ્યા છતા રે, સર્પ સિંહ કરે ઘાત,
ચાલે ઉપાય ન કોઇનો રે, થાતા બળીયા મહાત્ અહો ૭
પુરૂષાર્થ જ પાછો પડે રે, પ્રેરણા બળ બહુ થાય,
ચિત્ત ફરે બુદ્ધિ ફરે રે, દેહ ન તાબે રહાય અહો. ૮
ચતુરાઈ ચૂલે પડે રે, ઉડી પ્રતિજ્ઞા જાય,
વાયુથી અર્કતુલ જ સમુ રે, જોયા જેવુ જણાય અહો ૯
અણધાર્યું આવી ચડે રે, ધાર્યામા પડે ધૂળ,
શૌર્યે કીડા સળવળે રે, ભણ્યા ગણ્યામા ભૂલ અહો. ૧૦
ગર્વ ગ ધાઈ જાય છે રે, રૂઠે નિકાચિત કર્મ,
પડે ડહાપણમા દેવતા રે, રાખે ન કોઈની શર્મ. અહો ૧૧
પ્રારબ્ધ દેવુ ચૂકવે રે, સમભાવે શાહુકાર,
બુદ્ધિસાગર ગુરૂગમે રે, આનન્દઘન અવતાર. અહો ૧૨

સવત્ ૧૯૭૦ ના આષાઢ વદિ ૨ ગુરૂવાર

---

## મુક્તિનો અનુભવ.

આષાઢ વદિ તૃતીયા દિને રાત્રી ઘણી વીતી હતી,
ઘન ગાજતો તો કાટકા થાતા હતા એવી સ્થિતિ,
બહુ ચમકતીતી વિજળીયો પેસી જતીતી આખમા,
ઘન વાયુના ઝોકાર વિદ્યુત્‌ને ગ્રહે નિજ પાંખમા ૧

એવે સમે પરમાત્મરૂપે લીનતા વૃત્તિ તણી,
આવ્યો અનુભવ મોક્ષનો, ઝાંખી હૃદય પ્રગટી ઘણી;
વિકલ્પ જે જે રાગના ને દ્વેષના તે તે ટળે,
નિજ આત્મરૂપે સ્થૈર્ય તે મુક્તિ અહીં નિશ્ચય મળે. ૨
આત્માવિષે આત્મા રહે પરભાવ ચિત્તે ના લહે,
એવી દશામાં જ્ઞાનીઓ મુક્તિ હૃદયમાંહી વહે;
એવી દશામાં મુક્તતા આનન્દ ચિન્હે ઘટ લહી,
સાક્ષી સ્વપરનો થઈ કરી પરમાત્મતા ઘટમાં વહી. ૩
નિજ ધર્મની જે અંશથી ઉપયોગમાંહિ શુદ્ધતા,
ભાસે અહો તે અંશથી જ્ઞાનેનયે છે મુક્તતા;
એ મુક્તતા દર્શનનયે વસ્તુગતે વસ્તુગ્રહે,
જાણી અનુભવ પામતાં વસ્તુ પ્રતીતિ થઈ રહે. ૪
એ જ્ઞાનનય દર્શન અને ચારિત્રનયથી મુક્તતા,
તે તે સ્વભાવે તન્મયે અનુભવથકી છે વ્યક્તતા;
ઋજુસૂત્રનયથી ઝાંખી એ ઉપયોગમાંહિ ભાસતી,
અન્તર્ વિષે એ શબ્દનયથી મુક્તતા હી વાસતી. ૫
જેને થયો અહીં જીવતાં નિજ મુક્તિનો અનુભવ અહો,
તે મુક્ત એવંભૂતથી થાશે અનુભવ એ લહો;
લોકૈષણાદિ વાસનાઓ મોહની સર્વે ટળે,
આત્મપ્રદેશે મુક્તતા ક્ષાયિક ભાવે એ મળે. ૬
જાશે સહુ એ વાસનાઓ મોહની ધ્યાને ખરે,
પ્રારંભ્યું તે કીધું અહો એ નયથકી નૈગમ વરે;
આત્મપ્રદેશે ચિત્તનું જે સ્થૈર્ય તે મુક્તિ ભણી,
બુદ્ધયબ્ધિ સ્યાદ્વાદે સહજ આનન્દમાં મુક્તિ ગણી. ૭

સંવત્ ૧૯૭૦ ના આષાઢ વદિ ૪ શનિવાર.

---

## मनोवृत्तिने.

રહે કેમ નિશદિન ભમતી, હઠીલી રહે કેમ નિશદિન ભમતી,
સમજાવ્યુ ન સમજતી,—હઠીલી ... .
મોહ પ્રેરણાથી પ્રેરાઇ, છાનીમાની છટકતી,
વાર્યું ન માને સ્વચ્છન્દિની, ભૂતની પેઠે ભટકતી. હઠીલી. ૧
વેદ ભણાવ્યા કુરાન ભણાવ્યુ, આગમ વાતને ભણતી,
તોપણ વ્હાલ કરે વિષયોમાં, ઉપનિષદ ગણગણતી હઠીલી ૨
ધ્યાન ધારણામાહિ રમાડી, તોપણ બાહિર રમતી,
કર્યા કર્મ પ્રારબ્ધ પ્રયોગે, ઔર વસ્તુ કઇ ગમતી હઠીલી. ૩
ઠરતી ના કઇ એક ઠેકાણે, જ્યા ત્યાં એઠુ જમતી,
મોટાઓનાં મ્હેણાં ટૂણાં, ગડદાપાટુ ખમતી હઠીલી ૪
વાત કરે ઇશ્વરના ઘરની, રહ્યુ નહીં કઇ કમતી,
ભક્તાણી થઇ ભરમાવે બહુ, કોને ગ્રહી કોને વમતી હઠીલી. ૫
ઉપશમાવી ક્ષણ ઉપશમતી, જગગ આગળ નમતી,
કર્યું સહુ ધૂળમા મેળવતી, છૂટી થઇને લજવતી હઠીલી ૬
શક્તિ મહામાયા મહાકાલી, દુનિયાને બહુ ધમતી,
બુદ્ધિસાગર શુદ્ધ રમણુતા, પ્રગટ થઇ સહુ દમતી હઠીલી ૭

સવત્ ૧૯૭૦ ના આષાઢ વદિ ૫ રવિવાર.

---

## मनोभ्रमरने.

રમીલા ભ્રમર ક્યા તુ ભટકે, ભ્રાન્તિમાહિ લટકે —રમીલા૦
ઇન્દ્રિયોના વનવિષે રે, વિષય વલ્લિયો ગાઝી,
વિષમમ તેની ગધ ગણીને, તેમાં થા મા રાજી રમીલા. ૧
ચપા પાસે ના જતો રે, ચપાઇશ મહાભારી,
કમલ પાખડીમા વગેરે, આગે કરિકાલ મારી. રમીલા ૨
રસવણ રસિયા ના રહે રે, પણ નીરસ નહીં યારી,
નીરસમાં રમતા થકા રે, અન્તે થાય ખુવારી રમીલા ૩

કામાદિક ષટ્પદ ગ્રહી રે, જ્યાં ત્યાં ભમતો ભારી;
મૂકી માલતી મ્હાલતાં રે, રહે પ્રતિષ્ઠા ન સારી. રસીલા. ૪
સમજુ સમજી સાનમાં રે, વૃત્તિ લે તું સુધારી;
બુદ્ધિસાગર ધર્મથી રે, અદ્ભુત થા અવતારી. રસીલા ૫

સંવત્ ૧૯૭૦ ના આષાઢ વદિ ૬ સોમવાર.



## દગો ના દે હૃદય પેસી.



કવ્વાલી.

કરી પ્રીતિ વિનયયોગે, બની વિશ્વાસની મૂર્તિ;
થઇને પૂર્ણ પોતાનો, દગો ના દે હૃદય પેસી. ૧
કરી મીઠી ઘણી વાતો, પ્રતિજ્ઞાઓ ઘણી લીધી;
બની વિશ્વાસનો ઘાતી, દગો ના દે હૃદય પેસી. ૨
કદાપિ શીર્ષપર પડતાં, કરોડો વિઘ્નની શ્રેણિ;
તથાપિ દુઃખ સહુ સહીને, દગો ના દે હૃદય પેસી. ૩
વિપક્ષીઓ ફસાવાંને, હજારો લાલચો આપે;
ડગીને સ્વાત્મનિશ્ચયથી, દગો ના દે હૃદય પેસી. ૪
બનીને સ્વાર્થમાં અન્ધો, બનીને શસ્ત્ર પોતાનું;
જીવંતાં નર્ક ભોગવવા, દગો ના દે હૃદય પેસી. ૫
જીવંતાં તે મરેલા છે, હૃદય પેસી હૃદય છેદે;
શિખામણ સત્ય અવબોધી, દગો ના દે હૃદય પેસી. ૬
અરે ચંડાલથી ભૂંડું, અનીતિ આભલા જેવી;
હજી સર્વે હૃદય સમજી, દગો ના દે હૃદય પેસી. ૭
નથી માનવ ગણાતો એ, હણે જે પ્રેમી થૈ હૈયું;
હઠી પાછો કુકૃત્યોથી, દગો ના દે હૃદય પેસી. ૮
સડેલા દુર્વિચારોથી, હઠીને સત્ય વચની થા;
બુદ્ધ્યબ્ધિ સત્ય સમજીને, પ્રતિજ્ઞા પાળજે પૂરી. ૯

સંવત્ ૧૯૭૦ ના આષાઢ વદિ ૯ ગુરૂવાર.

## त्यजी दे बाह्य अध्यासो.

કવ્વાલી

ગયા આ પૃથ્વી પટપરથી, અનન્તા રાજરાણુઓ,
અનન્તા જાય છે જીવો, ત્યજી દે બાહ્ય અધ્યાસો ૧
ગણ્યુ જે હેત ના કિંચિત્, ત્યજી દીધુ જ વિષ્ટાવત્,
ઉપાર્જ્યું વિત્ત મોઘેરૂ ત્યજી દે બાહ્ય અધ્યાસો ૨
ત્યજ્યા ઘરબાર કુટુંબી, ગણ્યુ તૃણવત્ વપુને રે,
તથાપિ તુ ફસાયો જ્યા, ત્યજી દે બાહ્ય અધ્યાસો ૩
પ્રતિષ્ઠા શૂકરી વિષ્ટા, રહી નિજરૂપથી જુદી,
ખરી ચૂડેલ ખારીલી, ત્યજી દે બાહ્ય અધ્યાસો ૪
અહો જે શોધતા નિજને, નહીં જ્યા ત્યા સ્વયભુલી,
થતી એ ભુલ અધ્યાસે, ત્યજી દે બાહ્ય અધ્યાસો ૫
કરીને બધ બે આખો, બની અધો સ્વય ખોળે,
અહો એ વાત સમજીને, ત્યજી દે બાહ્ય અધ્યાસો ૬
લગાવી લય નિજાત્મામા, ખરૂ જે રૂપ પોતાનુ,
ખરૂ નિજ રૂપ જોવાને, ત્યજી દે બાહ્ય અધ્યાસો ૭
ત્યજ્યાવણુ બાહ્ય મમતાને, નહીં મળશેજ અતરૂનુ,
ખરૂ એવુ હૃદય બોધી, ત્યજી દે બાહ્ય અધ્યાસો ૮
કથ્યુ આચારમા મૂકી, કરી લે તુ અનુભવને,
બુદ્ધચબ્ધિ ધર્મના ઘેને, સદા આનન્દમય રહેવુ ૯

સવત્ ૧૯૭૦ ના આષાઢ વદિ ૧૦ સુક્રવાર

---

## त्यजी दे भेदनो पडदो.

કવ્વાલિ

સજીને આત્મની સૃષ્ટિ, વિશુદ્ધપ્રેમની દૃષ્ટિ,
સદાના ઐક્યને સજવા, ત્યજી દે ભેદનો પડદો ૧

પ્રભુના ઐક્યના તારે, હૃદયના તાર સાંધી લે,
હઠાવી ભેદકર માયા, ત્યજીદે ભેદનો પડદો. ૨
વિશુદ્ધાનન્દ જ્યોતિમાં, નથી મરવું નથી ડરવું;
ત્યજી શંકા ત્યજી લજ્જા, તજી દે ભેદનો પડદો. ૩
જરા ના લોકની પરવા, હૃદયમાં રાખ ભીતિથી;
પ્રભુપ્રેમે નથી ભીતિ, ત્યજીદે ભેદનો પડદો. ૪
નથી ત્હારૂં અરે તેમાં, અહંતા શું ધરે ભોળા;
અહંતા ત્યાં નથી સમતા, ત્યજીદે ભેદનો પડદો. ૫
વિચિત્ર રંગથી રંગ્યો, અહંતાનો બુરો પડદો;
નથી ત્યાં તુંજ પડછાયો, ત્યજીદે ભેદનો પડદો. ૬
ઘણું મુંઝાય તું શાને, કરીને કલ્પનાઓને;
ગુરૂની સંગમાં રહીને ત્યજીદે ભેદનો પડદો. ૭
ત્યજ્યાથી ભેદનો પડદો, ત્હને આનંદની ઝાંખી;
થશે નક્કી ધરી શ્રદ્ધા, તજીદે ભેદનો પડદો. ૮
મળી છુટા ન થાવાનું, ધરીને મેળ એ સાચો;
બનીને જ્ઞાનથી યોગી, ત્યજીદે ભેદનો પડદો. ૯
જણાશે આંખમાં લાલી, જણાશે ઘેન આંખોમાં;
ધ્વનિ સુખની સહજ ઉઠે, ત્યજીદે ભેદનો પડદો. ૧૦
સદા સોડહંતણા તારે, પ્રભુનો મેળ છે નક્કી;
બુદ્ધચબ્ધિ ધર્મ ધારીને, ત્યજીદે ભેદનો પડદો. ૧૧

સંવત્ ૧૯૭૦ ના શ્રાવણ સુદિ ૧૪ બુધવાર.

---

## रहे अळगो हवे शाने.

કવ્વાલી.

કરીને મેળ વ્યવહારે, પ્રભુથી રાચતો મનમાં;
તથાપિ મન ધરી મમતા, રહે અળગો હવે શાને. ૧
ધરે રંગો પલકમાં બહુ, ત્હને ના એ ઘટે ભાઇ;

કરી મેળો ઘણા પ્રેમે, રહે અળગો હવે શાને ૨
ગમે ના જ્ઞાન વણુ પુરૂ, અધૂરી જ્ઞાન વણુ પ્રીતિ,
પ્રતિજ્ઞાઓ કરી સાચી, રહે અળગો હવે શાને ૩
નીકાળ્યા હસ્તીએ દાતો, નહી અડગ ડગી પેઠે,
થતા જૂઠા પ્રતિજ્ઞાએ, રહે અળગો હવે શાને ૪
થતા કાટા તથાપિ જો, અહો આ ખીજડો કેવો,
જગત્મા પૂજ્ય દેખાતો, રહે અળગો હવે શાને ૫
કરે પરવા ન પ્રાણોની, મરે છે પાણીની સાથે,
જુઓ મીનો અહો કેવા, રહે અળગો હવે શાને ૬
ગમે ત્યારે પ્રભુ વણુતો, ટળે ના મોહની કામી,
અહો સમજી હૃદય સાચુ, રહે અળગો હવે શાને ૭
ત્યજીદે ચિત્તમા આવ્યુ, સજીને જ્ઞાન અન્તરનુ,
બનીને ભક્ત શ્રદ્ધાળુ, રહે અળગો હવે શાને ૮
ખરી શ્રદ્ધા ખરી પ્રીતિ, ફળે છે હા ફળે છે હા,
પઢાવ્યો પાઠ એ પૂરો, રહે અળગો હવે શાને ૯
ભમીને ભૂલ ના ખાજે, ભમાવ્યો ભૂલ ના ખાજે,
ત્યજીને ચિત્ત સંક્લેશો, રહે અળગો હવે શાને ૧૦
મળ્યા વણ મુક્તિ ના જ્યારે, પ્રભુથી જ્યોતિ જ્યોતે તો,
ગુરૂનુ જ્ઞાન પામીને, રહે અળગો હવે શાને ૧૧
ત્યજીદે લોકની પરવા, કરી લે ચિત્ત નિર્મલતા,
મળી આખી ગુરૂ મેળે, રહે અળગો હવે શાને ૧૨
ગુરૂ પર પૂર્ણ છે શ્રદ્ધા, ત્હને જો જ્ઞાનથી પૂરી,
બુદ્ધયબ્ધિ ધર્મને ધરવા, હવે અળગો જરા ના રહે ૧૩

સંવત ૧૯૭૦ ના શ્રાવણ વદિ ૧ ગુરૂવાર

---

## ॐ जगत् बदलाय क्षणक्षणमां. ॐ

કવ્વાલિ.

ફરે તારા ફરે ભાનુ, ફરે ચન્દ્ર ફરે વાયુ,
ફરે ઋતુ ફરે દરિયો, જગત્ બદલાય ક્ષણક્ષણમાં. ૧
ફરે પાણી ફરે વાણી, રૂપાન્તર પામતા દેશો;
વહે બદલાઇ આચારો, જગત્ બદલાય ક્ષણક્ષણમાં. ૨
વહેતી જ્યાં હતી નદિયો, અહો ત્યાં રેતીનાં રણ છે.
અહો જ્યાં રેતી ત્યાં જલધિ, જગત્ બદલાય ક્ષણક્ષણમાં. ૩
અહો જ્યાં માનવો રહેતા, હતા ને રાજ્ય કરતા તા;
અહો ત્યાં અબ્ધિનાં મોજાં, જગત્ બદલાય ક્ષણક્ષણમાં. ૪
હતા જે પર્વતો મોટા, ઘસાઇ ટેકરા જેવા;
થયાને થાય છે થાશે, જગત્ બદલાય ક્ષણક્ષણમાં. ૫
હતાં જ્યાં રાજ્ય આર્યોનાં, અનાર્યોનાં અધુના ત્યાં;
થયાં જ્યાં રાન ત્યાં શહેરો, જગત્ બદલાય ક્ષણક્ષણમાં. ૬
હતાં જ્યાં શહેર ત્યાં રાનો, અહો દેખાય છે આજે;
જુવો ઇતિહાસનાં પાનાં, જગત્ બદલાય ક્ષણક્ષણમાં. ૭
હતી જોરાવરી જાતો, બની તે દાસસમ જાતો;
બન્યા છે દાસ તે યોદ્ધા, જગત્ બદલાય ક્ષણક્ષણમાં. ૮
હતી જે જંગલી જાતો, અધુના જોર પર તેઓ;
સદા ના એક રૂપે કો, જગત્ બદલાય ક્ષણક્ષણમાં. ૯
જુવાની જોશમાં જેઓ, અભિમાની હતા પૂરા;
અધુના વૃદ્ધતા પામ્યા, જગત્ બદલાય ક્ષણક્ષણમાં. ૧૦
હતા જે બાળકો તેઓ, બની યુવકોજ ગર્જે છે;
બની વૃદ્ધો થશે દૂરે, જગત્ બદલાય ક્ષણમાંહી. ૧૧
બન્યા છે રંક તે રાણા, બન્યા છે રાજ તે રંકો;
બને છે વેઠીયા શેઠો, જગત્ બદલાય ક્ષણક્ષણમાં. ૧૨

હતી જ્યાં રાજ્યધાનીઓ, અધુના રાસભો ભૂકે,
જતુ જૂનુ નવુ થાતુ, જગત્ બદલાય ક્ષણુક્ષણુમા ૧૩
નવા પર્યાય ઉત્પાદો, બને જૂના ટળી જાતા,
રહે છે સ્થૈર્ય દ્રવ્યોમા, જગત્ બદલાય ક્ષણુ ક્ષણુમા ૧૪
સુધારા બહુ થયા થાતા, વિચારોમા જ લોકોના,
તથા આચારમા દેખો, જગત્ બદલાય ક્ષણુ ક્ષણુમા ૧૫
વિચારો જે કર્યા પૂર્વે, અધુના જે કરાતા તે,
ઘણો ત્યા ફેરફાર જ છે, જગત્ બદલાય ક્ષણુ ક્ષણુમા ૧૬
હતા બધારણો પૂર્વે, હતા જે ભૂતમા વેષો,
થયા રૂપાન્તરો તેમા, જગત્ બદલાય ક્ષણુ ક્ષણુમા ૧૭
પડો પૃથ્વીતણા આજે, જણાતા શોધ ખોળોથી,
જણાતા ફેરફારો બહુ, જગત્ બદલાય ક્ષણુ ક્ષણુમા ૧૮
નદીઓના પ્રવાહોમા, ઇદ જલ ભાવના વર્તે,
પરતુ પાણી છે જુદુ, જગત્ બદલાય ક્ષણુ ક્ષણુમા ૧૯
વપુની સર્વ ધાતુમા, થતો પર્યાયનો બદલો,
લહી સામગ્રી કાલાદિ, જગત્ બદલાય ક્ષણુ ક્ષણુમા ૨૦
કળી કરમાય છે ખીલી, જુવો જન્મી મરે લોકો,
અધુના જે પછીથી ના, જગત્ બદલાય ક્ષણુ ક્ષણુમા ૨૧
તિરોભાવે રહ્યુ જે જે, બને આવિર્ભાવે તે,
અહો એ સર્વદ્રવ્યોમા, જગત્ બદલાય ક્ષણુ ક્ષણુમા ૨૨
અહો નામો અને શબ્દો, પદાર્થોમા જ પર્યાયો,
ફરે છે પામી સામગ્રી, જગત્ બદલાય ક્ષણુ ક્ષણુમા ૨૩
અહો જે જાણુતા સમ્યગ્, રહે તે સ્થિર સમતામા,
બુદ્ધયબ્ધિ તત્ત્વજ્ઞાને એ, થતી મહાધર્મની શ્રદ્ધા ૨૪
સંવત્ ૧૯૭૦ ના શ્રાવણ વદિ ૨ શુક્રવાર,

---

## कपटी वणिक्

કપટી વાણિયાનો અવતાર, ભમતી મોટી મનમાં ખાર.
ગુરૂની પાસે જ્ઞાનની વાતો, કરતા થઇ હુશિયાર;
સમ ખાધા સાચું બોલવાના, ધૂતે ધર્મે અપાર. કપટી. ૧
દેવગુરૂના સોગન્ન ખાઇને, કરતા જૂઠ વ્યાપાર;
ગુરૂને છેતરે દેવને છેતરે, ઉપર ધર્માચાર. કપટી. ૨
નંદના ફન્દને ગોવિન્દ જાણે, બને છે સ્વાર્થે ગમાર;
વખત આવે ત્યારે નીચા નમીજાય, પછે દાવે દે માર. કપટી. ૩
ધર્મક્રિયાઓ કરે ઘણીપણ, ચિત્ત ન નિર્મલ થાય;
ગંગામાં કોયલા ધુવો વેળાબહુ, કાળાપણું નહિ જાય. કપટી. ૪
દયાની વાતે ડાહ્યો બને પણ, લેતો ઘરાકના પ્રાણ;
જીવડા ન્હાના બહુ બચાવે, કરે મોટાની હાણ. કપટી. ૫
કાલું બોલીને કળાઓ કેળવે, કરતો ફસાવવાની વાત;
પોતાનો થઇ પેટમાંહિ પેસીને, કરે પછીથી ઘાત. કપટી. ૬
વાણિયા બચ્ચા કણુ ન સચ્ચા, થયા ન કોઇના થાય;
ગાંડ રાંડ ને વાણિયો રાજા, હોય પોતાના ન ભાય. કપટી. ૭
માતાના પેટમાં ચિતર્યો ચિત્રે, ખડકયો ચિતામાં પ્રમાણ;
ત્રણ્યે ઠેકાણે વાણિયો સારો, અન્ય ઠેકાણે ન માન. કપટી. ૮
સગી માતાને છેતરવામાં, જરા નહીં અચકાય;
ચિતા કમાનની પેઠે નમીને, ધાર્યું કરે ગમ ખાય. કપટી. ૯
જન્મ થકી કાગડાની પેઠે, કપટ કલા સંસ્કાર;
ટાળ્યા ટળે નહીં ધર્મ ક્રિયાથી, મૃત્યુની સાથ જનાર. કપટી. ૧૦
છેતરતો સોનીને વાણિયો, ધર્મના નામે વ્યાપાર;
કરતો મોટો ભક્ત બનીને, લોભી કપટ આચાર. કપટી. ૧૧
કદાપિ વાણિયો ધર્મી બને તો, મુક્તિ લહે નિર્ધાર;
કવિ અનુભવી સમજુ સમજો, ચેતી ચાલો નરનાર. કપટી. ૧૨

સંવત્ ૧૯૭૦ ના શ્રાવણ વદિ ૩ રવિવાર.

## ➳ व्यापार दक्ष वणिक्. ⇜

વાણિયા વ્યાપારે હુશિયાર, ખા ા વખતે ગમ નિર્ધાર
આગમબુદ્ધિ વાણિયે। જગમા, આપે શ્રેષ્ઠ સલાહ,
ગાડા ઘહેલો પણ વાણિયો ડાહ્યો, આપે બુદ્ધિ ઉત્સાહ વાણિયા ૧
વાણિયા વણુ અહો રાજ્ય રાવણનુ, ગયુ વિચારી વિચાર,
જૈન વણિકો અકલમા ચહાવા, પ્રધાનપદ ધરનાર વાણિયા ૨
દુ ખી ગરીબનો પાલક વાણિયો, ભૂખ્યાને આપે અનાજ,
દયાવિષે તો વાણિયા પહેલા, રાખે વખત પર લાજ વાણિયા ૩
વાણિઓ ધન ખર્ચે વગોડે, ખુવે ન પાછુ લગાર,
ડાહીના ગાડા ને ગાડીના ડાહ્યા, ધરે દયા આચાર વાણિયા ૪
શાહ નામ વાણીયાનુ સાચુ, મહાજન પદવી માન,
જાણે સમયને વાણિયા સ્હેજે, કુદ્રતી એવુ જ્ઞાન વાણિયા ૫
કાગડાને પણ વાણિયો છેતરે, ગ ભીર દાવ સુજાણ,
ધનને ઉરવનારો વાણિયો, શરાફીનુ ઇમાન વાણિયા. ૬
કીર્તિનુ કોટકુ ચણવામા, વાણિયો છે તૈયાર,
હરી નમી પડી દાવ રચીને, કાર્ય સિદ્ધ કરનાર વાણિયા ૭
મનનુ ધાર્યું જણાવતો ના, કાર્ય થતા સમજાય,
જાણે પણ ના મગનુ નામ દે, કોલી ઉદરવત્ ખાય વાણિયા ૮
સલાહ સુલેહનો સગી વાણિયો, સર્વ જીવોનો આધાર,
દેશમા દોલત વાણિયો લાવે, પરદેશે વ્યાપાર વાણિયા ૯
ખોડા ઢોરની પાજરાપોળો, સ્થાપે ગામોગામ,
દયા ક્ષમાદિ અનેક ગુણનુ, વાણિયો છે શુભ ધામ વાણિયા, ૧૦
આચારે વ્યવહારે ઉત્તમ, દયા ધર્મ પર પ્યાર,
બુદ્ધિસાગર ગુણને દેખે, કરતો પરોપકાર વાણિયા, ૧૧

સંવત ૧૯૮૦ ના શ્રાવણ વદિ ૪ સોમવાર

## ગમે તે કર જુવાનીમાં.

કવ્વાલિ.

પ્રમાદે પોઢ ના ભાઇ, મળ્યો અવસર જવા ના દે;
જરાની પ્રાપ્તિની પૂર્વે, બને તે કર જુવાનીમાં. ૧
ત્યજી દે સર્વ વિકથાઓ, વળે ના વાત કરતાં કંઇ;
તપઃ જપ ધ્યાન આદિ સૌ, બને તે કર જુવાનીમાં, ૨
કરો પરમાર્થના યજ્ઞો, જગત્નાં દુઃખ હરવાને;
દયા સત્યાદિ સેવીને, બને તે કર જુવાનીમાં. ૩
સજીવન બાહ્ય પ્રાણીઓ, હરી લે દુઃખ તેઓનું;
ધરીને હામ હૈયામાં, બને તે કર જુવાનીમાં. ૪
જગત્ સેવા પ્રભુ પૂજા, જગત્ સેવા ખરી ભક્તિ;
ગુરૂ પાસે ખરૂં સમજી, બને તે કર જુવાનીમાં. ૫
બની સેવક પ્રથમ પોતે, કરી લે વિશ્વની સેવા;
થતો સેવક પછી સ્વામી, બને તે કર જુવાનીમાં. ૬
મળ્યું તે સર્વ વિશ્વાર્થે, ગણીને ત્યાગ કર ત્હેનો;
રહી છે ત્યાગમાં મુક્તિ, બને તે કર જુવાનીમાં. ૭
જુવાની તો જવાની છે, સદા ના એહ રહેવાની;
મળી એ પુણ્યના યોગે, બને તે કર જુવાનીમાં. ૮
બુરાઇને ત્યજી વેગે, ભલાઇને લહી ભાવે;
બુદ્ધચબ્ધિ ધર્મનાં કૃત્યો, બને તે કર જુવાનીમાં. ૯

સંવત ૧૯૭૦ ના શ્રાવણ વદિ ૫ ગુરૂવાર.

---

## મત્સ્ય ગલાગલ ન્યાય.

મત્સ્ય ગલાગલ ન્યાય રે, વર્તે સર્વત્ર ભારી;
મોટા કરે એ ન્યાય રે, સમજો નર અને નારી.
મ્હોટાનું મન કાયદો, શક્તિમન્ત સદાય,

ન્હાના અપરાધી ઠરે, મોટા મારી ખાય,
પુચ્છે કોને એ કોણુ રે, શક્તિ જ્યાત્યા છે બારી મત્સ્ય ૧
વાઘે માર્યુ માનવી, ત્હેનો શો ઇન્સાફ,
શક્તિ હીણુ છેદાય છે, માગે તો પણ માફી.
પોલ મોટાની મોટી રે, જુવો વાંસ મઝારી. મત્સ્ય ૨
માગે મળવાનુ નહીં, હાથ ધરે શુ થાય,
ઉદરાર્થે અન્યાય છે, સ્વાર્થે જ્યાં ત્યા ભાય
કરે અન્યાયનો ન્યાય રે, મ્હોટા યુક્તિ પ્રચારી મત્સ્ય ૩
સર્વ કાયદા કાનુનો, અલ્પ શક્તિ જનહેત,
નબળાપર બન્ધન બહુ, ન્યાયતણો સ કેત,
મોટા ના બ ધાય રે, શક્તિ સ્વાતન્ત્ર્યધારી મત્સ્ય ૪
વાડે ગળીયા ચીભડા, કરે કિહા પોકાર,
મ્હોટાથી જે મોટકા, દે તેને તે માર,
શેર માથે સવાશેર રે, કરતો ત્હેની ખુવારી મત્સ્ય. ૫
ઉદર નિમિત્તે કાયદા, નબળા માથે હોય,
જીવ રહે જીવો થકી આહારે જગ જોય,
જીવનયન્ત્ર સદાય રે, કુદરતથી એ વિકારી મત્સ્ય ૬
સાચો પ્રભુનો કાયદો, પ્રભુ દરબારે ન્યાય.
શુભાશુભ કર્મો થકી, સુખ દુ ખ ચેતન પાય,
બુદ્ધિસાગર ધર્મે રે, ધરશો ચિત્ત વિચારી મત્સ્ય ૭

સવત્ ૧૯૭૦ ના શ્રાવણ વદિ ૬ બુધવાર

---

##  क्षमापना. 

ખમવાની રીતિ રે વિરલા જાણતા,
જ્ઞાનીઓ જ્ઞાને રે મનમા આણતા
મુખે મિચ્છાદુક્કડ બહુજન બોલે રે, શબ્દના અર્થે રે વિરલા ચાલતા,
ખમે ખમાવે મમતા મનમા ધારી રે, તેવારે જીવો શિવપુર મ્હાલતા,

રાગાદિક દોષો રે દૂરે ખાળતા, અનુભવની લ્હેરે રે મનડું વાળતા. ખ.
ગાડરીયા પ્રવાહે ખમવા ધારો રે, સમજી રે ખામણ રીત સુધારતા;
સુરતા સાથે અનુભવ સુખમાં મ્હાલે રે, આતમને ભવોદધિ પાર ઉતારતા;
વૈરાગ્યે મનમાં રે શુભ અનગારતા, ભાવે રે ભાવના દોષ વિદારતા. ખ.
સર્વ જીવોને આત્મસરીખા જાણી રે, કોઇની સાથે વૈર ના રાખતા;
ધર્મક્ષમા અન્તરમાં નિશદિન આણી રે, જીવતાં શિવસુખ અહિંયાં ચાખતા;
રીતે એમ વીરજિનેશ્વર ભાખતા, દ્વેષને કાઢી રે દૂરે નાખતા. ખ.
ખેંચીને પરભાવથી સઘળી પ્રીતિ રે, આત્મા સંખ્યપ્રદેશે પ્રીતિ સ્થાપતા;
સોહં સોહં રટતા રટતા જ્ઞાને રે, તન્મય થઇ શુદ્ધ સ્વરૂપે વ્યાપતા;
દાનાદિક રૂદ્ધિ રે નિજને આપતા, સમતાના તપથી કર્મને તાપતા. ખ.
આતમ તે પરમાતમ એ ઉપયોગે રે, દુગ્ધારે વચમાંની સહુ ભૂલતા;
અન્તરમાં સહુ સૃષ્ટિ સમાવી ખેલે રે, આનન્દના ઓઘે રે સુખની પ્રફુલ્લતા,
સમતાના પારણે ધ્યાને ઝૂલતા, વીર્યને વિકાસે રે નિજ ગુણ ખીલતા. ખ૦ ૫
ઉંધ્યા કેઇ ખમાવે કેઇ જાગી રે, ઉપયોગે રહી આપ ખમાવતા,
આપ ખમાવે પરને તેહ ખમાવે રે, સ્થિરતાની વાટે રે શિવપુર જાવતા;
નિઃસંગી થઇને રે આતમ ભાવતા, કર્મની સાથે રે લઢતાં ફાવતા. ખ૦ ૬
ખમત ખામણાં સર્વ જીવોની સાથે રે, કરતાં રે આજે આનંદ વ્યાપીયો,
બુદ્ધિસાગર વીતરાગપદ વરવા રે, સમ્યક્ત્વ ભાવે રે ચેતન છાપીયો;
નિજગુણ રે નિજને દાને આપીયો, જાગી રે અન્તર ભાવ એ જાપીયો. ખ૦ ૭

સંવત ૧૯૭૦ના ભાદરવા સુદિ ૪ મંગળવાર.

---

## विश्वासीने शिक्षा.

અખંડાનન્દ વરવાને, ભવાંભોધિજ તરવાને;
ત્હેને જો થાય પ્રીતિતો, શિખામણ ધાર અન્તરમાં. ૧
તજી દે દુર્મતિનારી, ત્યજી દે વાંચ્છના પ્યારી;
ત્યજી દે કામની ક્યારી, ત્યજી દે મોહની યારી. ૨

હૃદયથી દૂર કર ચિંતા, જવલતી સૂક્ષ્મથી ચિંતા,
વસી રહે આત્મની નીત્યા, લગાવી તાન મન પ્રીત્યા ૩
તરી જા લોભનો દરિયો, અનંતા દુઃખથી ભરિયો,
અનંતા સુખ તે વરિયો, બન્યો જે જ્ઞાનમાં બળીયો ૪
નથી જગમાં જરા શાન્તિ, ધરે ક્યાં બાહ્યમાં ભ્રાન્તિ,
ખરી ચૈતન્ય ઉત્ક્રાન્તિ, વરી લે ધર્મની કાન્તિ ૫
નથી જ્યાં તું અરે તું ત્યાં, પ્રવેશે મોહથી રે ક્યાં,
મર્યા વણ તો નથી મુક્તિ, ખરી એ શાસ્ત્રની ઉક્તિ ૬
ખરી નિઃસંગતા ધારી, વિકલ્પો આવતા વારી,
બુદ્ધયબ્ધિ ધર્મપર પ્યારો, ખરો એ સત્ય આધારો ૭

સંવત્ ૧૯૭૦ ના ભાદરવા સુદિ ૭ ગુરૂવાર

---

## जगत्‌मां शक्तिमान् जीवी शके छे.

જીતે શક્તિમન્ત, જગત્‌માં જીતે શક્તિમન્ત,
નિર્બલ પામે અન્ત .. . જગત્‌માં
કાયિક વાચિક શક્તિથીરે, દુર્બળ વર્ગ જીતાય,
વ્યષ્ટિમાં સત્તાવડેરે, સ્વતન્ત્રે જીવાય ..જગત્‌માં ૧
તંત્ર યંત્રના બળથકીરે, સ્થૂલવિશ્વે જય થાય
માનસિક મંત્રો વડેરે, સત્તા વિશ્વ સુહાય . જગત્‌માં ૨
કાયબળે કેશરી જુઓરે, વનમાં કરતો રાજ્ય,
ન્હાના પક્ષીપર જુઓરે, રાજ્ય કરે છે બાજ. જગત્‌માં ૩
સર્વ શક્તિ ભેગી થતાં રે, સંપે જગ રહેવાય,
પૃથક્ શક્તિયો સહુ થતાં રે, નહિ અસ્તિત્વ રખાય . જગત્‌માં ૪
બળ વિના શી બહાદુરી રે, નિર્બલ મૃતક સમાન,
ક્ષીણુ બળે બહુ જાતના રે, રહ્યા ન નામ નિશાન જગત્‌માં ૫
મેળવવી સહુ શક્તિયો રે, એ છે સાચો ધર્મ,
ધર્મ ચૂરાનો જાણવો રે, નિર્બળ લહે ના શર્મ જગત્‌માં ૬

સ્થૂલ વિશ્વપર ભોગવે રે, સત્તા સબળા લોક;
નબળા જન કચરાય છે રે, પાડી મોટી પોક. ....જગતમાં.૭
કામગુણી કબુતર જુઓ રે, પામે બાજથી નાશ;
જુઓ મગર જળમાં કરે રે, માછલીઓને ત્રાસ. ....જગતમાં.૮
નિજ રક્ષણ શક્તિ વિના રે, બનતો માનવ દાસ;
સત્તાવણ માનવ ખરે રે, ધર્મ ન રક્ષે ખાસ. ....જગતમાં.૯
શક્તિ વિના શું જીવવું રે, શક્તિ વિના ક્યાં માન;
શક્તિ વિના ક્યાં બોલવું રે, શક્તિ વિના શું દાન....જગતમાં.૧૦
સર્વ કળાઓ શક્તિની રે, ખીલવતા જન જેહ;
વિશ્વવિષે જીવી શકે રે, પામે અન્યથા છેહ.. ....જગતમાં.૧૧
શક્તિ દેવી પ્રકટાવતાં રે, હોવે નહીં જગ નાશ;
સ્વાસ્તિત્વ રક્ષણ વડેરે, પામે શર્મ વિલાસ ....જગતમાં.૧૨
કાંટાની વાડોથકી રે, ખેતર રક્ષા થાય;
રક્ષક વાડ વિના અહો રે, ખેતર કેવું જણાય. ....જગતમાં.૧૩
ધર્મ ક્ષેત્ર સંરક્ષવા રે, શક્તજનોની વાડ;
કરતાં ધર્મ જીવી શકે રે, સમજો શક્તિની આડ.....જગતમાં.૧૪
જ્ઞાન થકી સહુ શક્તિયો રે, ખીલવવી કરી યત્ન;
સર્વ ઉપાયો આદરી રે, પામો શક્તિ સુમંત્ર. ....જગતમાં.૧૫
કળ વિના બળ શું કરે રે, કળથી બળ સોહાય;
દેશ પ્રજા ધર્મ રક્ષણે રે, કળે બળે જીતાય. ....જગતમાં.૧૬
અલ્પ હાનિ બહુ લાભ જ્યાં રે, બળ વાપરવું ત્યાંય;
આત્મભોગ આપ્યા વિના રે, અભ્યુદય ના ક્યાંય.....જગતમાં૧૭
સારાના રક્ષણ વિષે રે, બુરાનો થાય નાશ.
વાપરવી ત્યાં શક્તિને રે, સંપે વર્તી ખાસ. ....જગતમાં.૧૮
શક્તિ વિના ભક્તિ નહીં રે, શક્તિ વિના નહિં નીતિ;
શક્તિ ત્યાં પાયે પાડે રે, જગ જનની એ રીતિ. ....જગતમાં.૧૯
રજોગુણ તમોગુણ અને રે; સાત્વિક ગુણની શક્તિ;

સ્વસ્વસ્થાને સહુ રહે રે, કાળ અનાદિથી વ્યક્તિ. જગતમા ૨૦
યથાયોગ્ય સ્વાધિકારથી રે, શક્તિ કાર્ય કરાય,
બુદ્ધિસાગર ધર્મનો રે, અકળ અલખ મહિમાય. જગત્મા ૨૧

સંવત્ ૧૯૭૦ ના ભાદરવા સુદિ ૮ શુક્રવાર

---

## स्वाश्रयी बन.

પરવા ન પરની રાખ, મનવા પરવા ન પરની રાખ,
સ્વાશ્રયી થઇ સુખ ચાખ ... ... ........ ...... મનવા૦
કર્તવ્ય કર સ્વીયશક્તિથી રે, કર્તવ્યે અધિકાર,
કર્તવ્ય ફલ ઈચ્છા તજી રે, વર્તી લે મ સાર મનવા૦ ૧
બનવાનું જે જે હશે રે, તે બનશે નિર્ધાર,
કા ચિન્તા નાહક કરે રે, બન સ્વાશ્રયી અવતાર મનવા૦ ૨
કીડી કણુ મણુ હાથીને રે, ઘટતુ સૌને સર્વ,
કર્મ વશે સહુ પામતુ રે, કરવો શોક ન ગર્વ. મનવા૦ ૩
જે જે કાલે જે જે બને રે, સમ ભાવે તે દેખ,
કર્તવ્યે તત્પર બની રે, વીરાદર્શને દેખ મનવા૦ ૪
દે આવકાર આવેલને રે, જનારને જ વળાવ,
છૂટા પડે ભેગા મળે જન, ચિન્તા હર્ષ ન લાવ મનવા૦ ૫
વિવેકે તુજને ઘટે રે, કરતે કાર્ય પ્રવૃત્તિ,
સામગ્રી પામી સહુ રે, આદર નિજની શક્તિ મનવા૦ ૬
તુજને થાવુ ના ઘટે રે, નિજ કર્તવ્યથી ભ્રષ્ટ,
પુચ્છી જો નિજ જીવને રે, પરા ભાષાથી સ્પષ્ટ. મનવા૦ ૭
પરની પરવા મન ધરી રે, નિજ શક્તિ ન ગુમાવ,
સ્વાત્મશ્રદ્ધાને ધારીને રે, ધર કર્તવ્યનો દાવ મનવા૦ ૮
નિજ કર્તવ્ય સુપન્થમા રે, વ્હેતો રહે નિશદીન,
બુદ્ધિસાગર સ્વાશ્રયી જે, બની રહે ગુણુ પીન મનવા૦ ૯

સવત્ ૧૯૭૦ ના ભાદરવા સુદ ૧૦ રવિવાર

## સ્વભાવે મેળ.

મેળ સ્વભાવાનુસાર, સર્વના મેળ સ્વભાવાનુસાર;
જ્યાં ત્યાં છે નિર્ધાર.........................................સર્વ૦
વેશ્યા વેશ્યાથી મળે રે, કામી કામીનો સંગ;
કાળામાં કાળું મળે રે, રાતે રક્ત જ રંગ. સર્વ૦ ૧
મેળ વાદીનો વાદીથી રે, સન્તનો સન્તથી મેળ;
કપટી કપટીથી મળે રે, મેલની સાથે મેલ. સર્વ૦ ૨
બાળક બાળકથી મળે રે, વૃદ્ધની સાથે વૃદ્ધ;
વાદળી વાદળથી મળે રે, ગૃદ્ધની સાથે ગૃદ્ધ. સર્વ૦ ૩
રજોગુણી રજોગુણી થકી રે, કરતો પ્રેમ સંબંધ;
સાત્વિકનો સાત્વિક થકી રે, મેળતણો છે પ્રબંધ. સર્વ ૪
સરખી પ્રકૃત્યનુસારથી રે, થાય પરસ્પર પ્રીતિ;
ભૂંડ ભૂંડણી દેખતાં રે, અનુભવની એ રીતિ. સર્વ૦ ૫
ભિન્ન સ્વભાવ થતાં ખરે રે, રહે ન મેળમાં માલ;
મળી જનો છૂટા પડે રે, વિશ્વે અનાદિની ચાલ. સર્વ૦ ૬
વિષ અમૃત મળી ના રહે રે, તેજ અને અંધકાર;
દુગ્ધ કાંજી મેળ ના રહે રે, ભિન્ન પ્રકૃતિ વિચાર. સર્વ૦ ૭
અન્તરમાં વા બાહ્યમાં રે, સરખા પરમાણુ મેળ;
કુદ્રતથી સાદૃશ્ય જ્યાં રે, ત્યાં એ વર્તે ખેલ. સર્વ૦ ૮
મેળ છે યોગીને યોગીથી રે, ભકતને ભકિતથી જાણ;
સરખી પ્રકૃતિ જ્યાં મળે રે, ત્યાં મન મેળ પિછાણ. સર્વ૦ ૯
મેળ અનન્તા વિશ્વમાં રે, ભિન્ન સ્વભાવે હોય;
બુદ્ધિસાગર મેળની રે, અકથ્ય કથની જોય. સર્વ૦ ૧૦

સંવત્ ૧૯૭૦ ના ભાદરવા સુદિ ૧૧ સોમવાર.

## सदा ऐक्ये मळी रहेजे.

કરીને મેળ મન માન્યો, પ્રવેશી ચિત્તમા બન્ધો!,
ગમે ત્યા જાય તોપણ તુ, સદા ઐકયે મળી રહેજે. ૧
વિભિન્ન સંગીઓ થાતા, વિચારો ભિન્ન સાભળતા,
કદી ના ભિન્નતા ધરજે, સદા ઐકયે મળી રહેજે ૨
પ્રદેશે વાસ કરવાથી, હૃદયથી દૂરતા નહિ હો,
હૃદયથી પાસ તે પાસે, સદા ઐકયે મળી રહેજે ૩
વિચારે ફેર જ્યા ત્યા છે, પડે મતભેદ આચારે,
જગત વૈચિત્ર્ય જાણીને, સદા ઐકયે મળી રહેજે ૪
કદી ના નાશને પામે, ખરો શ્રદ્ધાળુ જન વિશ્વે,
ખરી શ્રદ્ધા ધરી મનમા, સદા ઐકયે મળી રહેજે ૫
પડે ના ભેદનો ભડકો, પરસ્પર શુદ્ધ પ્રીતિ જ્યાં,
ધરીને પ્રીતિથી ભકિત, સદા ઐકયે મળી રહેજે ૬
વિશુદ્ધપ્રેમનુ લ્હાણુ, મળે છે કોઇને ધર્મે,
બનીને પ્રેમ પૂજારી, સદા ઐકયે મળી રહેજે ૭
ખરો એ આત્મના જ્ઞાને, મળે છે મેળ જ્ઞાનીનો,
ભલી સેવા ધરી મનમા, સદા ઐકયે મળી રહેજે. ૮
કથ્યુ એ માનજે બન્ધો, ગણી અમૃત હૃદય પ્યારૂ,
બુદ્ધયબ્ધિ સન્તના યોગે, સદા ઐકયે મળી રહેજે ૯

સંવત્ ૧૯૭૦ ના ભાદરવા સુદિ ૧૨ મંગલવાર

---

## ➳ आत्मभोगी कर्मयोगी. ➳

માથુ મૂકીને કરે કામ, એવો નર વિશ્વમા રાખે નામ,
વિશ્વ કરે છે પ્રણામ ... . . . . ... એવો૦

જ્યાંસુધી ભીતિ રહે રે, ત્યાંસુધી છે હાર;
નિર્ભય થઇ કાર્યો કરે રે, હોવે જય જયકાર;
સાહાય્ય કરે સુર તામ...........................એવો૦ ૧

છૂટે મમતા કલ્પના રે, છૂટે સહુ સંબંધ;
પ્રાણ સમર્પે કાર્યમાં રે, નાસે મિથ્યા ધંધ;
જાગે ચેતન રામ.................................એવો૦ ૨

મૃત્યુ ઉપર આવતાં રે, રહેતાં ના દરકાર;
સાહસિકતા શૌર્યથી રે, સફળો છે અવતાર;
છોડે મોહ તમામ...............................એવો૦ ૩

શ્રદ્ધા યત્ને કાર્યની રે, સિદ્ધિ ધ્રુવ થનાર;
નિશ્ચય ખંતથકી મચે રે, કાર્યસિદ્ધિ ક્ષણવાર;
કૃત્ય કરે નિષ્કામ...............................એવો૦ ૪

અશક્ય શું ? દુનિયા વિશે રે, પાછળ પડતાં વાર;
આત્મભોગની આગળે રે, શું શું થયું ન થનાર;
ત્યાગે એશ આરામ...............................એવો૦ ૫

ધાર્યું સર્વે થઇ શકે રે, રાખે મનમાં હામ;
તન મન વાણી ભોગથી રે, તેમ વળી વ્યયદામ;
રૂપ નામ ભૂલે ઠામ...............................એવો૦ ૬

કાયરને સહુ દૂર છે રે, શૂરાને સહુ પાસ;
આત્મજ્ઞાની ધ્યાને કરે રે, સર્વ કર્મનો નાશ;
પામે શિવપુર આરામ...............................એવો૦ ૭

વપુ છાયાવત્ પાછળે રે, વિજય શ્રી સુખ સત્ય;
બુદ્ધિસાગર ધર્મનાં રે, કરતાં નિઃસ્પૃહકૃત્ય;
સર્વ શકિત જીવધામ...............................એવો૦ ૮

સંવત્ ૧૯૭૦ ના ભાદરવા સુદિ ૧૩ બુધવાર.

---

## खमाव्युं ते खरुं मानुं.

ખમાવ્યાનુ ઘણા કહેતા, ખમાવે છે પ્રવાહે બહુ,
ખમે જે વૈર ટાળીને, ખમાવ્યુ તે ખરૂ માનુ. ૧
શમ્યા જ્યા ક્લેશના ભડકા, અમૈત્રીભાવ ટળવાથી,
રહી નહિ ચિત્તમા ઇર્ષ્યા ખમાવ્યુ તે ખરૂ માનુ ૨
બુરૂ કરવા નથી વૃત્તિ, નથી વાણી થકી બુરૂ,
થતુ ના કાયથી બુરૂ, ખમાવ્યુ તે ખરૂ માનું ૩
ખમ્યા પશ્ચાત્ રહે શાન્તિ, થતી ના દ્વેષની વૃત્તિ,
ખમાવ્યા બાદ જ્યા મૈત્રી, ખમાવ્યુ તે ખરૂ માનુ ૪
નથી કો પીડવા માટે, જરા ના પીડવા મત્તા,
પરસ્પર પ્રેમની વૃત્તિ, ખમાવ્યુ તે ખરૂ માનુ. ૫
નિજાત્મા પેઠ સહુ જીવો, સુખે સુખી રહી વૃત્તિ,
અહિસા ભાવ પ્રગટ્યાથી, ખમાવ્યુ તે ખરૂ માનુ ૬
થયા જે માનવો સાથે, અસૂયા દ્વેષને ક્લેશો,
ખમાવે ત્યાં ખરા ભાવે, ખમાવ્યુ તે ખરૂ માનુ ૭
ભલે હોવ રંક વા રાજા, અહંતાવણ ખમાવ્યાથી,
હૃદયની શુદ્ધતા થાતા, ખમાવ્યુ તે ખરૂ માનુ ૮
ક્ષમા છે મુક્તિનુ લ્હાણુ, ક્ષમા છે વીરની શોભા,
બુદ્ધચબ્ધિ ધર્મ ક્ષાન્તિથી, ખમાવ્યુ તે ખરૂ માનુ. ૯

સવત્ ૧૯૭૦ ના ભાદરવા સુદિ ૧૪ ગુરૂવાર

---

## चेतन धैर्य.

ચેતન ધૈર્યને ધાર, હૃદયમા ચેતન ધૈર્યને ધાર,
હામ ધરી નહીં હાર— હૃદયમા૦
હિમ્મત જો હૈડા વિષે રે, દેવો સહાય્યે થાય,
પલટાએલી બાજી જે રે, સાનુકુલ થઇ જાય,
અણુધાર્યું પ્રગટાય— હૃદયમા૦ ૧

વખત વખતની છાંયડી રે, ફરતી વિશ્વ મઝાર,
સરખા દિન ના કોઇના રે, તેજ પછી અંધકાર;
ષડ્ ઋતુ અવતાર— હૃદયમાં૦ ૨
એ પણ ગયું આ પણ જશે રે, ગભરાઇ ના જાવ,
ચિન્તા શોક જ ના ઘટે રે, એવું મનમાં લાવ;
ચોપટના જેમ દાવ— હૃદયમાં૦ ૩
ભાવિ ઉદરમાં શું ભર્યું રે, અધુના તે ન કળાય,
સમભાવે જે જે બને રે, અનુભવ કર્મ ખપાય;
દિધું સર્વ તે બતાય— હૃદયમાં૦ ૪
ઉંચું જલ નીચું પડે રે, નીચું ઉંચું જાય,
કુદ્રત નિયમની આગળે રે, અન્ય નહીં છે ઉપાય,
નિષ્કામતા સુખકાર— હૃદયમાં૦ ૫
દુઃખ વિના માનવ કદી રે, થાય ન પૂર્ણ મહાન્,
દુઃખ વિના ના સુખનું રે, જગમાં થાતું ભાન;
લાવ તું એવી સાન— હૃદયમાં૦ ૬
અકળાઇ જાના જરા રે, કર તું તારૂં કામ,
બુદ્ધિસાગર ધૈર્યથી રે, કાર્ય સિદ્ધિ અભિરામ;
વિજયાશા નિર્ધાર— હૃદયમાં૦ ૭

સંવત્ ૧૯૭૦ ના ભાદરવા વદિ ૧ શનિવાર.

---

## शिखामण मान सन्तोनी.

અરે કયાં કાગડા પેઠે, જુવે છે દોષનાં ચાંદાં;
ત્યજી દે દોષની દૃષ્ટિ, શિખામણ માન સન્તોની. ૧
કરે કયાં મોહથી નિંદા, નથી નિન્દા થકી સારૂં;
ધુવે શું ? શાહીથી મુખડું, શિખામણ માન સન્તોની. ૨
કરી ઉછાંછળા વેળા, ભમાવ્યાથી ભમી જઇને;
ખણી ખાડો સ્વયં પડ ના, શિખામણ માન સન્તોની. ૩

ઘડી બુરા અભિપ્રાયો, નહીં પડ કાળના મોમા,
વિચારીને હૃદયમાહિ, શિખામણુ માન સન્તોની
બુરૂ કરતા બુરૂ થાશે, પછીથી ખૂબ પસ્તાશે, ૪
કરીશ ના ઠામ ઠેકાણે, શિખામણુ માન સન્તોની
સતાવ્યાથી નથી સારૂ, ઉઘડતુ નર્કનુ બારૂ, ૫
થશે મનમાહિ અન્ધારૂ, શિખામણુ માન સન્તોની
બનીને અન્ધ અજ્ઞાને, પડ કા વહ્નિજ્વાલામા, ૬
હજી છે હાથમા બાજી, શિખામણુ માન સન્તોની
પડી કયા પારકી તુજને, ખરૂ સભાળ પોતાનુ, ૭
હઠી જા પાપથી દૂરે, શિખામણુ માન સન્તોની
નથી કુદ્રતથકી છાનુ, ગમે તેવુ રહ્યુ પડદે, ૮
કર્યું તેવુ સમર્પે છે, શિખામણુ માન સન્તોની
થશે ત્હારૂ જીવન ઝેરી, થશે ના શાન્તિ સ્વપ્નામા, ૯
ત્યજીને મોહની દૃષ્ટિ, શિખામણુ માન સન્તોની
ત્હને તારા ભલા માટે, કથ્યુ જે ધ્યાનમા આવ્યુ, ૧૦
બુદ્ધયબ્ધિધર્મ ધારીને, શિખામણુ માન સન્તોની ૧૧

સવત્ ૧૯૭૦ ના ભાદરવા વદિ ૩ સોમવાર

## તમારાથી થવાનું શું?

કવ્વાલી

નથી કઇ યોગ્યતા આવી, પરીક્ષાની નથી બુદ્ધિ,
નથી કઇ સ્વાત્મની શ્રદ્ધા, તમારાથી થવાનુ શુ ? ૧
વ્યવસ્થાએ જ કરવાની, નથી વિવેકની શક્તિ,
રહ્યુ ગાડાપણુ મનમા, તમારાથી થવાનુ શુ ? ૨
નથી ગભીરતા આથી, સમર્પણુમા રહી ભીતિ,
કરી સામગ્રી ના ભેગી, તમારાથી થવાનુ શુ ? ૩

બરાડા માત્ર પાડ્યાથી, થતી ના કાર્યની સિદ્ધિ;
નથી કિમ્મત વિચારોની, તમારાથી થવાનું શું ? ૪
જતા ભભકી જરામાંહિ, ભલાઇથી થતા દૂરે;
રહ્યું છે ચિત્તમાં હું હું, તમારાથી થવાનું શું ? ૫
જરામાં સંપને તોડી, બનો છો હોળીના રાજા;
નથી વશમાં વચન માથું, તમારાથી થવાનું શું ? ૬
ક્ષમાના પાઠ શબ્દોમાં, નથી આચારમાં આવ્યા;
હણો છો ઠામ ઠેકાણું, તમારાથી થવાનું શું ? ૭
ઘડીમાં નવનવા રંગો, કરી દીવાળીની હોળી;
લડી ક્ષણમાં પડો જૂદા, તમારાથી થવાનું શું ? ૮
નથી જ્યાં ભાન પોતાનું, કદાગ્રહ ચિત્તમાં ભારી;
ગણો ઘહેલાઈમાં ડહાપણ, તમારાથી થવાનું શું ? ૯
ભમાવ્યા ભૂતની પેઠે, ભમી જાતા ગમે ત્યારે;
અલર્કશ્વાનની પેઠે, તમારાથી થવાનું શું ? ૧૦
ભણેલું ને ગણેલું સહુ, અહંકારો કરો મિથ્યા;
ભલે દુર્જન બની બોલો, તમારાથી થવાનું શું ? ૧૧
કર્યાં કર્માનુસારે સૌ, મળે છે વિશ્વમાં સૌને;
નહીં આપે અધિક કોઇ, તમારાથી થવાનું શું ? ૧૨
પડી છે સર્વને સહુની, અહો એ કર્મ કુદરત્થી;
બુદ્ધચબ્ધિ ધર્મ શક્તિથી, વિચાર્યું કાર્ય થાવાનું. ૧૩

સંવત્ ૧૯૭૦ ના ભાદરવા વદિ ૪ મંગળવાર.

---

## आत्मस्वरूप.

શુદ્ધાનન્દ સ્વરૂપ રે, ત્હારૂં અલખ અરૂપી;
બાકી કલ્પના જૂઠી રે, અનુભવ નિજરૂપી;
મિથ્યા કરીને કલ્પના, મનમાં માને ભીતિ;
નહીં તે ત્હારૂં માનીને, ધરે શોકની રીતિ;

નામ રૂપથી ભિન્ન રે, જડમા માન ન મ્હારૂ. શુદ્ધા૦ ૧
ચિન્તા શાને મન ધરે, ચિન્તે તે નહીં તુજ,
તુ તેનાથી ભિન્ન છે, એ અન્તરનુ ગુહ્ય,
માની આ દૃશ્યને જૂઠ રે, નિર્ભયરૂપ જો ત્હારૂ શુદ્ધા૦ ૨
હુ મ્હારૂ જે બાહ્યમા, તેની પ્રતિષ્ઠા લાજ,
માની દુ ખી થાય છે, એ નહીં ત્હારૂ કાજ,
દુનિયા ન જાણે તુજ રે, દુનિયાથી શુ ? તુ બીવે. શુદ્ધા૦ ૩
મોહી દુનિયા આંધળી, નામરૂપમા લીન,
સાચુ તે ના દેખતી, રાગદ્વેષમા દીન,
ડર નહીં દુનિયાની વાતે રે, શુદ્ધરૂપ મભાગી શુદ્ધા૦ ૪
જગના શબ્દ પ્રવાહમા, વહેતા નરને નાર,
પરને નિજ કલ્પી અરે, પામે દુ ખ અપાર,
પરમબ્રહ્મ ભગવાન્ રે, માને નિજ શુ ? ભીખાગી શુદ્ધા૦ ૫
આત્મભાનુના તેજથી, મોહતિમિર પલાય,
જૂઠી માયા કલ્પના, તુ નિર્મલ મહારાય,
નહિ વ્યવહારે મુઝ ગે, નિશ્ચય શુદ્ધ સ્વરૂપી શુદ્ધા૦ ૬
શુદ્ધ રૂપ ઉપયોગથી, આનન્દમય થઇ જાવ,
બુદ્ધિસાગર દૃષ્ટિમા, પરમબ્રહ્મ નિજ લાવ,
સિદ્ધ બુદ્ધ અવતાર રે, આત્મસત્તા મનૂરી. શુદ્ધા૦ ૭

સવત્ ૧૯૭૦ ના ભાદરવા વદિ ૫ બુધવાર.

---

## कर्युं सारुं जगत्मां शुं ?

કવ્વાલી.

ધરીને જન્મ માનવનો, વિચારી જો હૃદયમાહિ,
જીવોની શાન્તિને માટે, કર્યુ સારૂ જગત્મા શુ ? ૧
મળી સપત્ ત્હને જે જે, કર્યો ઉપયોગ ત્હેનો શો ?,
બની ઠાકોર વા રાણા, કર્યુ સારૂ જગત્મા શુ ? ૨

ક્યાં સારાં કર્યાં કૃત્યો, કરી યાદી હૃદયમાં જો;
મળેલી શક્ત્યનુસારે, કર્યું સારૂં જગત્માં શું ? ૩
ગરીબોનાં હૃદય લુસ્યાં, નહીં તો શી દયા પાળી;
મળેલી બાહ્ય લક્ષ્મીથી, કર્યું સારૂં જગત્માં શું ? ૪
બની વિદ્વાન્ ભાષાથી, બની પંડિત વિદ્યાથી;
અહો નિજ સ્વાર્થ વણ બીજું, કર્યું સારૂં જગત્માં શું ? ૫
કરી વ્યાપાર કોટીના, બની મશ્ગુલ મઝામાંહી;
અરે મોહી વિચારી જો, કર્યું સારૂં જગત્માં શું ? ૬
અહંવૃત્તિતણા વશમાં, પડી નિજ ભાન ભૂલીને;
ગુમાવી વ્યર્થ શક્તિયો, કર્યું સારૂં જગત્માં શું ? ૭
કર્યો ઉપયોગ ના સારો, મળેલી બાહ્ય સત્તાનો;
હજી બુરી કરે ઇચ્છા, કર્યું સારૂં જગત્માં શું ? ૮
બનીને પૂર્ણ શ્રદ્ધાળુ, પ્રભુની કર ખરી ભક્તિ;
બુદ્ધચબ્ધિધર્મ ધારીને; કરીલે જન્મને સફળો. ૯

સંવત્ ૧૯૭૦ ના ભાદરવા વદિ ૬ ગુરૂવાર.

---

## प्रमादे गाळ ना आयुः

નથી કિમ્મત વખતની કંઇ, જતાં ના વાર કંઈ લાગે;
નકામો રે પડી રહીને, પ્રમાદે ગાળ ના આયુ: ૧
બનીને રાગમાં અન્ધો, અહંવૃત્તિ ધરી માને;
ત્યજી સમતા બની ક્રોધી, પ્રમાદે ગાળ ના આયુ. ૨
નકામી ખટપટો ખોટી, કરીને ભૂલ ના સાચું;
કરી કુથલી નકામી કૈ, પ્રમાદે ગાળ ના આયુ. ૩
કરીને કામની ચેષ્ટા, ધરી મન કૃષ્ણલેશ્યાને;
કરી ચિન્તા નકામી કૈ, પ્રમાદે ગાળ ના આયુ. ૪
અતૂલ્ય એક ક્ષણ આયુ, ખરેખર નૃભવે માની;

ખરેખર એક ક્ષણનુ રે, પ્રમાદે ગાળ ના આયુ ૫
પ્રમાદો ઝેર બૂરાથી, અનંતા ભવ ફરે દુખી,
ભમાવી લક્ષયોનિમા, પ્રમાદે ગાળ ના આયુ. ૬
પ્રમાદે થાય છે હિંસા, ખરેખર દ્રવ્યત. ભાવે,
પ્રમાદ જ છે ખરો શત્રુ, પ્રમાદે ગાળ ના આયુ ૭
કરી આશા નકામી કે, પડે છે પાપના ચક્રે·
કદી ના પાર આશાનો, પ્રમાદે ગાળ ના આયુ ૮
મર્યા કેઈ મોજમાં મ્હાલી, પડી રહ્યો ઠાઠ સહુ ઠાલી,
મરીને દુર્ગતિ આલી, પ્રમાદે ગાળ ના આયુ· ૯
કરીને સગ માયાથી, કરીને પાપ માયાથી,
અહુતા મોહ છાયાથી, પ્રમાદે ગાળ ના આયુ· ૧૦
વિચારી ધર્મને જ્ઞાને, રહીને ધર્મના ધ્યાને,
બુદ્ધચબ્ધિ ધર્મના તાને, રહ્યુ સહુ ગાળને. ૧૧

સવત્ ૧૯૭૦ ના ભાદરવા વદિ ૭ શુક્રવાર

---

## करी ले जे बने ते ते.

જગતમા જન્મ પામીને, વિવેકે સૌ વિચારીને,
બની નિષ્કામ સદયત્ને, કરી લે જે બને તે તે ૧
ટળે જેથી મરણ ભીતિ, ટળે જેવી બુરી રીતિ.
ટળે જેથી બુરી વૃત્તિ, કરી લે જે બને તે તે ૨
પ્રભુ ભક્તિ પ્રભુ સેવા, દયા ને બ્રહ્મચર્યાદિ,
ભલાં ઉપદેશના કાર્યો, કરી લે જે બને તે તે. ૩
ભલાં પરમાર્થના કાર્યો, જગતને જેહ ઉપયોગી,
અટો જે ધર્મ વૃદ્ધિનાં, કરી લે જે બને તે તે. ૪
ગુરૂ સેવા ગુરૂ પૂજા ગુરૂની સર્વ આજ્ઞાઓ,
યથાશક્તિ અધિકારે, કરી લે જે બને તે તે. ૫

પ્રતિજ્ઞાઓ કરી જે જે, કર્યાં કર્મ વિનાશાર્થમ્;
સદા ઉપયોગમાં લાવી, કરી લે જે બને તે તે. ૬
કરી સંકલ્પ આરંભ્યાં, સુકૃત્યો જે ભલાં જગમાં;
પુરાં કરવા સદા મનથી, કરી લે જે બને તે તે. ૭
ભલી વિશ્વોન્નતિ કરવા, જગતનાં પાપ સહુ હરવા;
કળાઓ કેળવી કોટી, કરી લે જે બને તે તે. ૮
પરસ્પર સર્વ જીવોને, ઉપગ્રહ સત્ય સમજાવી;
બુદ્ધ્યબ્ધિધર્મ વૃદ્ધયર્થં, કરી લે જે બને તે તે, ૯

સંવત્ ૧૯૭૦ ભાદરવા વદિ ૭ શનિવાર.

---

## सर्वसमर्पणत्याग.

સર્વ સમર્પણ માંહિ રે, સત્ય ત્યાગની સિદ્ધિ;
સર્વાહંવૃત્તિ નાશ રે, દાન ધર્મની ઋદ્ધિ. સર્વ.
સર્વ સમર્પણ ત્યાગ છે, દાન સમર્પણ યાગ;
સર્વ સમર્પણ દાન છે, અનુભવામૃત પાન;
પુનરૂજ્જીવન યોગે રે, થાતી સર્વ સમૃદ્ધિ. સર્વ. ૧
માયાબ્ધિ તરવા ભણી, સર્વ સમર્પણ વહાણ;
સર્વ કામને છેદવા, રામચંદ્રનું બાણ;
સર્વ સંગ પરિત્યાગ રે, થાતી ચેતન શુદ્ધિ. સર્વ. ૨
સદ્દગુરૂ સર્વ સમર્પણે, જીવન નવ્ય પમાય;
આત્મામાં પરમાત્મતા, આનન્દ બહુ ઉભરાય;
જાગે ઝળહળ જ્યોતિ રે, લબ્ધિ સિદ્ધિની વૃદ્ધિ. સર્વ. ૩
સર્વ સમર્પણમાં રહ્યું, ભક્ત શૂરત્વ સદાય;
સપ્ત ભીતિની ગંધ ના, આત્મપણે જીવાય;
આશા મમતા ત્યાગ રે, રહેતી તનુની ન ગૃદ્ધિ. સર્વ. ૪
સર્વ સમર્પણ યોગથી, વિશ્વ બધું જીતાય;

પૂર્ણ સમાધિ શાન્તિમાં મુક્તિ કરતલ ન્યાય,
બુદ્ધિસાગર ધર્મે રે, એવ સાધે મહર્દ્ધિ. મર્વ. ૫

સં ૧૯૭૦ ના ભાદરવા વદિ ૮ રવિવાર

---

## आत्मक्रीडा रमण.

આત્મઅસંખ્યપ્રદેશે રમીએ અનુભવ મોઝમા રે,
જ્યા બહુ વ્હેતુ શીતલ સમતા નદીનુ નીર,
તેમા સ્નાન કરીને ઝીલી નિર્મલ થાઇએ રે . ...... .. ......

### દુહા—સાખી.

આત્મઅસંખ્ય પ્રદેશમાં, જન્મ મરણુ ના ક્યાય,
ભેદભાવ નહિ બાહ્યનો, નિજ ગુણુ સ્થિરતા ત્યાય
નિર્મળ ઝળહળ જ્યોતિ કેવલજ્ઞાનની ઝગમગે રે,
જાણે ઉગ્યા ભાનુ કોટી પુનમ ચદ,
એવા ઉપયોગી નિજ અન્તરૂ સ્વામી ધ્યાઇએ રે આત્મા ૧

### સાખી.

આધિ વ્યાધિ ઉપાધિનુ, જ્યા ના નામ નિશાન,
અનન્ત ગુણુ પર્યાયનુ, ચેતન દ્રવ્ય એ ભાન,
નિર્મલ આનન્દ રસનુ સમયે સમયે પાન છે રે.
આત્મા સિદ્ધ બુદ્ધ પરમાત્મસ્વરૂપ સુહાય,
અસ્તિ નાસ્તિમય ચેતન પ્રગટ પરખાય,
એવા પ્રભુને દેખી પ્રભુપણે તે ગાઇએ રે. આત્મા. ૨

### સાખી.

અદ્વૃત્તિ સસારની, જ્યા નહીં માયા જાળ,
રોગ શોક ઇતિ નહીં, જ્યા ના આવે કાલ
કર્ત્તા હર્ત્તા હરિહર બ્રહ્મા પોતે થઈ રહે રે.

જ્ઞેય જ્ઞાતા જ્ઞાને દેખે આપોઆપ,
પોતે સ્વપરપ્રકાશી સર્વ વિશ્વ જ્ઞાને વહે રે, આત્મા. ૩

સાખી.

જ્ઞાને જ્ઞેયની વર્તના, અનન્ત અનન્ત પ્રભાસ;
ષટ્કારક પરિણામનો, સમયે સમયે વિલાસ.
શુદ્ધ પરિણામે પરિણમવું સમય સમય સદા રે,
આદિ અનન્તની સ્થિતિ ભંગે થાતો વાસ;
ત્યાંથી પાછું પડવું નહિ થતું સંસારમાં રે. આત્મા. ૪
વિવેક ઉપશમ સંવરે, રમવું આત્મપ્રદેશ;
રમવું ગમવું, એ સદા, જ્યાં ના મોહ પ્રવેશ.
બુદ્ધિસાગર નિશ્ચય સિદ્ધબુદ્ધતા અનુભવી રે,
રમતાં રમતાં આત્મપ્રદેશે કરતાં ધ્યાન;
અનુભવ પ્રત્યક્ષે એવે દિને હરખાઇએ રે. આત્મા. ૫

સંવત્ ૧૯૭૦ ના ભાદરવા વદિ ૯ સોમવાર.

---

## નકામી વ્હોર ના પીડા.

કવ્વાલિ.

ત્હને ત્હારૂં પડ્યું માથે, પડે કાં અન્ય વાતોમાં;
વિના કારણ ઉપાધિથી, નકામી વ્હોર ના પીડા. ૧
ત્હને જો શાન્તિની ઇચ્છા, ખરેખર જો થતી મનમાં;
બની વિકથાવિષે ડાહ્યો, નકામી વ્હોર ના પીડા. ૨
વિના કારણ સતાવીને, ગરીબોને જ અન્યાયે;
લઇને હાયના શબ્દો, નકામી વ્હોર ના પીડા. ૩
શમાવી દે ઉપાયોથી, થએલાં વૈરને ટંટા;
કરીને ક્રોધથી ઝઘડા, નકામી વ્હોર ના પીડા. ૪
ત્યજી દે હાંસીની રીતિ, ત્યજી નારદતણી વિદ્યા;

વિવેકે પૂર્ણ અવલોકી, નકામી વ્હોર ના પીડા ૫
કરી ઈર્ષ્યા થકી નિન્દા, મહાક્રોધે દઇ આળો,
બની શત્રુ ઘણાઓનો, નકામી વ્હોર ના પીડા. ૬
રહે ના સ્વાસ્થ્ય જેનાથી, રહે આરોગ્યતા જેથી,
સમાધિ ના રહે જેથી, નકામી વ્હોર ના પીડા ૭
અરે જેનાજ સહવાસે, કુબુદ્ધિ બહુ વધે ઇર્ષ્યા,
ફરી એવાજ સંગ ધો, નકામી વ્હોર ના પીડા. ૮
ગુણાનુરાગની દૃષ્ટિ, ટળે જેના જ સહવાસે,
કરીને સંગતિ ત્હેની, નકામી વ્હોર ના પીડા ૯
પડે વિઘ્નો સમાધિમા, વધે દુર્ધ્યાન જેનાથી,
રહી તેના જ સહવાસે, નકામી વ્હોર ના પીડા ૧૦
ગુરૂને દેવ શ્રદ્ધામા, પડે છે ફેર ના જેનાથી,
કરીને સંગતિ ત્હેની, નકામી વ્હોર ના પીડા ૧૧
ગુણો વિઘટે વધે દોષો, અહો એવા મનુષ્યોની,
કરીને સંગતિ ભોળા, નકામી વ્હોર ના પીડા. ૧૨
વિચારાચારની શુદ્ધિ, બને જે જે ઉપાયોથી,
બુદ્ધ્યબ્ધિધર્મ યત્નોએ, નકામી ટાળજે પીડા. ૧૩

સંવત્ ૧૯૭૦ ના ભાદરવા વદિ ૧૦ મંગળવાર.

---

## ગુણોથી ઉન્નતિ થાતી.

કવ્વાલિ

વિચારીને વિચાર્યું એ, હૃદયમા પૂર્ણ ધાર્યું એ,
ઘટાટોપે વળે ના કંઈ, ગુણોથી ઉન્નતિ થાતી ૧
પ્રતાપે ટેક રાખીને, ત્યજી ભોગો સહી દુઃખો,
કર્યું નામ જ અમર જગમાં, ગુણોથી ઉન્નતિ થાતી ૨
શિવાજીએ ઘણા શૌર્યે, કર્યું દક્ષિણ સ્વય કરમા,
ગુણો વણુ ભાવના જગમાં, ગુણોથી ઉન્નતિ થાતી ૩

ગુણોથી પૂજ્યતા મળતી, ગુણોથી સિદ્ધતા મળતી;
ગુણીથી સહુ ખુશી થતા, ગુણોથી ઉન્નતિ થાતી. ૪
કરીને સંપ જાપાને, કળા હુન્નર વધાર્યા બહુ;
પ્રતિષ્ઠા પૃથ્વીમાં વ્યાપી, ગુણોથી ઉન્નતિ થાતી. ૫
જુઓ સામ્રાજ્ય બ્રિટનનું, પ્રયત્ન સંપ વિદ્યાથી;
રહ્યું છે વિશ્વમાં વ્યાપી, ગુણોથી ઉન્નતિ થાતી. ૬
જુઓને ચીન જાગ્યું છે, કરે દેશોન્નતિ કૃત્યો;
અમેરિકા થયું મોટું, ગુણોથી ઉન્નતિ થાતી. ૭
વધે વિજ્ઞાનમાં કેવું, જુઓ જર્મન સદોત્સાહે;
ખરેખર બાહ્ય અંતરમાં, ગુણોથી ઉન્નતિ થાતી. ૮
થયા બેહાલ ભારતના, કુસંપ દ્વેષ અજ્ઞાને;
થતી પડતી જ દુર્ગુણે, ગુણોથી ઉન્નતિ થાતી. ૯
ગુણો એ દેવની શક્તિ, ગુણોમાં વાસ ઇશ્વરનો;
ગમે તેવા પ્રસંગોમાં, ગુણોથી ઉન્નતિ થાતી, ૧૦
રજોગુણ ને તમોગુણની, સદા ના ઉન્નતિ રહેતી;
સદાની પૂર્ણ સાત્વિકી, ગુણોથી ઉન્નતિ થાતી. ૧૧
ત્યજી નાસ્તિકતા ઇર્ષ્યા, ત્યજી અજ્ઞાન વ્યસનોને;
બુદ્ધયબ્ધિ સદ્ગુરૂ સંગે, ગુણોથી ઉન્નતિ થાતી. ૧૨
સંવત્ ૧૯૭૦ ના ભાદરવા વદિ ૧૧ બુધવાર.

---

## अहंता त्यां थतुं एवुं.

કવ્વાલિ.

અવિદ્યાની થતી વૃદ્ધિ, કુસંપે ચિત્ત ચકડોળે;
વધે ઇર્ષ્યાગ્નિની જ્વાલા, અહંતા ત્યાં થતું એવું. ૧
જરા કંઇ પણ ખમાતું નાં, વધેલું માન અન્યોનું;
થતો સંકલેશ અન્યોથી, અહંતા ત્યાં થતું એવું. ૨
વધે છે વૈરની જ્વાલા, બુરૂ કરવા વહે વૃત્તિ;
થતો આરંભ પડતીનો, અહંતા ત્યાં થતું એવું. ૩

થતી સ્વારી કલિની રે, પધાર્યાં નિર્દયા દેવી,
વધે વ્યસનો મહાજોરે, અહંતા ત્યાં થતું એવું. ૪
રહે મોટાઈ મનમાહિં, શિખામણ ના રૂચે સાચી,
વધે છે સ્વાર્થની ઈચ્છા, અહંતા ત્યાં થતું એવું. ૫
વધે છે જોર માયાનું, જણાતા નીચ લોકો સહુ,
પ્રવેશે દુર્ગુણો સર્વે, અહંતા ત્યાં થતું એવું, ૬
રહે હું હું તણી વૃત્તિ, થતું અપમાન સન્તોનું;
રજસ્તમની વહે બુદ્ધિ, અહંતા ત્યાં થતું એવું ૭
થતા ઝગડા ઘણા સાથે, વધે ભીતિ ઘટે નીતિ,
સમર્પણ ત્યાગ ના થાતો, અહંતા ત્યાં થતું એવું. ૮
રૂચે ના ધર્મની વાણી, થતી ઉંધી પ્રવૃત્તિ બહુ,
વધે આસક્તિ જડમાંહી, અહંતા ત્યાં થતું એવું ૯
પરાજય દુઃખ વિપત્તિ, પરાધીન દાસના કર્મો,
થતું સહુ ધાર્યું ધૂળધાણી, અહંતા ત્યાં થતું એવું ૧૦
અહંતા ત્યાં પ્રભુતા ના, અહંતા ત્યાં નથી શક્તિ,
બુદ્ધચબ્ધિ ધર્મ ધરવાને, લઘુતા પાત્રતા સાચી ૧૧
સંવત્ ૧૯૭૦ ના ભાદરવા વદિ ૧૨ ગુરૂવાર

## થતી ઉદ્યમથકી સિદ્ધિ.

થતી આલસ્યથી પડતી, સુવિદ્યા ધર્મ માનવની,
ખરા ઈચ્છિત કાર્યોની, થતી ઉદ્યમ થકી સિદ્ધિ ૧
અશક્ય વિશ્વમાં શું ? શું ? કહ્યું નેપોલીયન શૌર્યે,
અતકર્ય સર્વ કાર્યોની, થતી ઉદ્યમથકી સિદ્ધિ ૨
કરીને રાંકડું મુખડું, ધરે છે દૈન્ય શામાટે,
ઉઠીને ઘોષ મન્ત્ર જ આ, થતી ઉદ્યમથકી સિદ્ધિ ૩
નિરાશા ચિત્તમાં લાવી, અધીરો ના ઘડીમાં થા,
ધરી ઉત્સાહ ભાખ્યું એવું, થતી ઉદ્યમ થકી સિદ્ધિ ૪

વિપત્તિથી ડરી ના જા, વિપત્તિયો પડે સહુને;
ખરેખર કાર્યની પૂરી, થતી ઉદ્યમથકી સિદ્ધિ. ૫
ગણી જીવન અમર નિજનું, અહંતાભાવને ત્યાગી;
પ્રવૃત્તિથી સુકાર્યોની, થતી ઉદ્યમથકી સિદ્ધિ. ૬
પડે વિઘ્નો અરે તેથી, નિરાશા લાવ ના કિંચિત્;
જગત્માં દેખ સર્વત્ર, થતી ઉદ્યમથકી સિદ્ધિ. ૭
નથી ઉદ્યમ સમો બન્ધુ, નથી આલસ સમો શત્રુ;
રહે ના તું જરા નવરો, થતી ઉદ્યમથકી સિદ્ધિ. ૮
નસીબે હાથ દેઈને, થવાનું તે થયા કરશે;
હૃદયમાં લાવ ના એવું, થતી ઉદ્યમથકી સિદ્ધિ. ૯
થઈ ભારતતણી પડતી, અરે આલસ્ય વિદ્વેષે;
જુવો જાપાનની ચડતી, થતી ઉદ્યમથકી સિદ્ધિ. ૧૦
નકામો જે વખત ગાળે, કરે શું તે ભલું જગમાં;
સદા સામગ્રીના યોગે, થતી ઉદ્યમથકી સિદ્ધિ. ૧૧
પ્રવૃત્તિ માર્ગ છે સહુનો, સદા વ્યવહારનયયોગે;
બુદ્ધચબ્ધિધર્મકાર્યોની, થતી ઉદ્યમથકી સિદ્ધિ. ૧૨

સંવત ૧૯૭૦ ભાદરવા વદિ ૧૪ શુક્રવાર.

## एकदिन एवो आवशे एकदिन एवो आवशे

એકદિન એવો આવશે એકદિન એવો આવશે,
મહાવીરના શબ્દોવડે સ્વાતંત્ર્ય જગમાં થાવશે—
સ્વાતંત્ર્ય જગમાં થાવશે. એકદિન૦
સહુ દેશમાં સ્વાતંત્ર્યનાં શુભ દિવ્ય વાદ્યો વાગશે;
બહુ જ્ઞાન વીરો કર્મ વીરો જાગી અન્ય જગાવશે. એકદિન૦ ૧
અવતારી વીરો અવતરી કર્તવ્ય નિજ બજાવશે;
અશ્રુ લ્હુહી સૌ જીવનાં શાન્તિ ભલિ પ્રસરાવશે. એકદિન૦ ૨

સહુ દેશમા મહુ વર્ણમા જ્ઞાનિજનો બહુ ફાવશે,
ઉદ્ધાર કરશે દુ ખીનો કરૂણા ઘણી મન લાવશે. એકદિન ૩
સાયન્સની વિદ્યાવડે શોધો ઘણીજ ચલાવશે,
જે ગુપ્ત તે જાહેરમા અદ્ભુત વાત જણાવશે એકદિન૦ ૪
રાજા સકલ માનવ થશે રાજા ન અન્ય કહાવશે,
હુન્નરકલા સામ્રાજ્યનુ બહુ જોર લોક ધરાવશે. એકદિન૦ ૫
એક ખ ડ બીજા ખ ડની ખબરો ઘડીમાં આવશે,
ઘરમા રહ્યા વાતો થશે પરખ ડ ઘર સમ થાવશે. એકદિન૦ ૬
એક ન્યાય સર્વે ખ ડમાં સ્વાત ગ્ય ન્યાયો થાવશે;
બુદ્ધચબ્ધિ પ્રભુમહાવીરના તત્ત્વો જગત્મા વ્યાપશે. એકદિન૦ ૭

સવત્ ૧૯૭૦ ના આસો શુદિ ૧ રવિવાર

## कदी ना संग कर एनो

બની વિશ્વાસનો ઘાતી, કરે જે પાપના કૃત્યો,
ખરી વખતે ખસી જાવે, કદી ના સ ગ કર એનો ૧
અબી બોલ્યા અબી મિથ્યા, કળાથી નમ્રતા ધારે,
પ્રસ ગે દાવથી મારે, કદી ના સગ કર એનો ૨
ધરી પૈશુન્યની વૃત્તિ, કરે ચાડી બુરી ચુગલી,
સગે જ્યા સ્વાર્થ ત્યાં ભળતો, કદી ના સ ગ કર એનો ૩
નમીને ચોર ચિત્તાવત્, નિહાળી દાવ જે મારે,
મુખે મીઠુ પરોક્ષે કઇ, કદી ના સ ગ કર એનો ૪
વફાદારી બતાવીને પરોક્ષે થાય શત્રુ જે,
બને જે શત્રુનો સ ગી, કદી ના સ ગ કર એનો ૫
જરા મત ભેદમા ઝઘડો, કરી બનતો પ્રતિપક્ષી,
અહો જે છાછરો મનનો, કદી ના સગ કર એનો ૬
ડરે ના પાપ કરવાથી, પ્રભુથી જે નથી ડરતો,
નથી પ્રામાણ્ય વાણીમા, કદી ના સ ગ કર એનો ૭

ગણે જે સ્વાર્થની માળા, કરીને સ્વાર્થના ચાળા;
કરે ભભકા બહુ ઠાલા, કદી ના સંગ કર એનો. ૮
અહો જે શૂન્ય હૈયાનો, બન્યો દૌર્જન્યનો અબ્ધિ;
કરે છે લગ્નની વરશી, કદી ના સંગ કર એનો. ૯
કરે પાછળ ઘણી નિન્દા, કરે પ્રત્યક્ષમાં સ્તવના;
બને કૃતઘ્ન જે ક્ષણમાં, કદી ના સંગ કર એનો. ૧૦
હલાહલ ચિત્તમાં ભરીયું, યથા ભાવો વિષે ભરીયો;
સદા એવો મહા પાપી, કદી ના સંગ કર એનો. ૧૧
નથી મનડું કર્યું વશમાં, વ્યભિચારી અનાચારી;
ગુરૂદ્રોહી નિજદ્રોહી, કદી ના સંગ કર એનો. ૧૨
બનેલા ધારના ખીલા, અધૂરા કાનના કાચા;
ત્યજીને સંગ તેઓનો, બુદ્ધચબ્ધિ શીખ માની લે. ૧૩

સંવત્ ૧૯૭૦ ના આશો સુદિ ૨ સોમવાર.

---

## नथी विश्वासु ए क्यारे

કવ્વાલિ.

પ્રતિજ્ઞા બોલ બોલીને, કરીને જે નહીં પાળે;
નથી કિમ્મત પ્રતિજ્ઞાની, નથી વિશ્વાશુ એ ક્યારે. ૧
ટકે ના પેટમાં વાતો, કરે વિશ્વાસુની ઘાતો;
સ્વભાવ જ છિદ્ર જોવાનો, નથી વિશ્વાસુ એ કયારે. ૨
મળે જ્યાં માન ત્યાં પેસે, ગળાં વિશ્વાસુનાં રેંસે;
ઘણું કૌટિલ્ય આચારે, નથી વિશ્વાસુ એ કયારે. ૩
મળે જે શત્રુને છાનો, નથી માનવ ખરે ન્હાણો;
ચઢે જે શત્રુની વ્હારે, નથી વિશ્વાસુ એ કયારે. ૪
મળીને ચાર જે થાતો, કથી દે મર્મહૃત્ વાતો;
ખરી વખતે જ એ મારે, નથી વિશ્વાસુ એ કયારે. ૫

કથી દે ભય થકી છાનુ, ઉકેલી દે ખરૂ ખાનુ,
વહે જે ચિત્તને ખારે, નથી વિશ્વાસુ એ ક્યારે ૬
પુટીને પેટ જે ફોડે, ચઢીને દ્રોડ વરઘોડે,
ચઢાવ્યો જે ચડે કાળે, નથી વિશ્વાસુ એ ક્યારે ૭
વહેતા વેણુની માત્રા, બને જે ક્રોધનો રાજા,
વહેલા વેણુને હારે, નથી વિશ્વાસુ એ ક્યારે ૮
અરે જ્યા સ્વાર્થ ત્યાં ભળતો, ખરૂ બીજુ નથી ગણતો,
ઉડાવે વાતમા ભારે, નથી વિશ્વાસુ એ ક્યારે ૯
બનીને ગારનો ખીલો, થતો બહુ વાતમા ઢીલો,
પડયા પર પાટુ જે મારે, નથી વિશ્વાસુ એ ક્યારે ૧૦
પ્રમાણીક વેણુથી ભાગે, પ્રતિજ્ઞાથી નહીં હારે,
બુદ્ધયબ્ધિ ધર્મને ધારે, સદા વિશ્વાસુ છે ત્યારે. ૧૧
સંવત્ ૧૯૭૦ ના આસો સુદિ ૩ મંગળવાર

## स्वगत ध्यान कर्या पश्चात् उद्गार.

વાહવાહ ઝળહળ જ્યોતિ જણાય,
ઝળહળ જ્યોતિ જણાય રે વાહ, વાહવાહ
ચેતનને શુદ્ધ ચેતના, બનીયા એકાકાર,
હું તુની દુગ્ધા ટળી, આનન્દ ઉલસ્યો અપાર વાહવાહ. ૧
અનન્ત રૂપની કલ્પના, અનન્ત નામની વૃત્તિ,
અહવૃત્તિ બેની ટળી, પ્રગટી વિવેકશક્તિ. વાહવાહ ૨
જન્મ મરણની કલ્પના, રહી ન જોતા કઇ,
બ્રહ્મા વિષ્ણુ મુજ વિષે, હર નારાયણ મહીં વાહવાહ ૩
શોધુ તે સહુ આત્મમા, સિદ્ધ બુદ્ધ નિજમાહિ,
અસ્તિ નાસ્તિ સાપેક્ષતા, મારામા સહુ આહિ વાહવાહ. ૪
દેહ છતા ના દેહ હુ, ચિદાનન્દ ઘન રૂપ,
મુજ સમ જીવો વિશ્વના, ત્રણ ભુવનનો ભૂપ વાહવાહ ૫

"એકોઽહં" દ્રવ્યત્વથી, પર્યાયે "બહુ સ્યામ્" વાહવાહ. ૬
આત્મામાં સાપેક્ષથી, સમજાયું શુભ આમ.
સર્વ દેવતા દેવીઓ, ચતુર્ગતિ પર્યાય; વાહવાહ. ૭
પર્યાયો મ્હારા વિષે, અસ્તિ નાસ્તિતા પાય.
મેળવવાનું માંહ્ય છે, કથવાનું સહુ માંહ્ય; વાહવાહ. ૮
પિંડ અને બ્રહ્માંડની, અનુભવી એકતાય.
છતી પર્યાયો જે સહુ, સામર્થ્યે બદલાય; વાહવાહ. ૯
જ્ઞેયની નવનવ વર્તના, જ્ઞાનતણા પર્યાય.
દિવ્યજીવન આ અભિનવું, નામ રૂપની બહાર; વાહવાહ. ૧૦
અનુભવ રીતે અનુભવ્યું, અલખ અગોચર સાર.
અનુભવે એ અનુભવી, શબ્દે ના કહેવાય; વાહવાહ. ૧૧
બુદ્ધિસાગર આત્મમાં, અનન્તગુણ પર્યાય.

સંવત્ ૧૯૭૦ આસો સુદિ ૪ બુધવાર.

## થવાનું શું ? રડે બાપુ

કવ્વાલી

ગયા પિતા અપર ભવમાં, કર્યાં કર્માનુસારે તે; ૧
ગયાંને જાય છે સર્વે, થવાનું શું રડે બાપુ.
જગતની નાટ્ય ભૂમિમાં, પડે પડદો મરણનો રે; ૨
ધરે અવતાર ત્યાં બીજો, થવાનું શું ? રડે બાપુ.
થવાનું તે થયું સાક્ષાત્, ભણાવ્યો પાઠ શિક્ષાનો; ૩
શિખાવ્યું મૃત્યુએ સાચું, થવાનું શું રડે બાપુ.
નહીં આવે હવે પાછા, ગયા પાછા નહીં આવ્યા; ૪
વિચારી જો હૃદયમાંહિ, થવાનું શું ? રડે બાપુ.
હતો ચેતન તનુમાં જે, નહીં તું ઓળખે એને; ૫
કદી જો ઓળખે એને. થવાનું શું ? રડેબાપુ.

પિતા જો દેહને કલ્પ્યો, વિનાશી દેહ છે જૂઠી,
કદી ના જાણશે તુજને, થવાનુ શુ ? રડે બાપુ ૬
યદા જો મૃત્યુને જાણે, તદા તો શોક ના આણે,
રૂવે તે દૃશ્ય છે ના જો, થવાનુ શુ ? રડે બાપુ ૭
અવસ્થા દેહની એવી, સદા બદલાય પર્યાયે,
કયો આકાર છે સાચો, થવાનુ શુ ? રડે બાપુ. ૮
ભળી જા તુ પ્રભુમાહી, ખરો આશ્રય પ્રભુ હ્હારો,
ગ્રહી લે ઇશનુ શરણુ થવાનુ શુ ? રડે બાપુ ૯
ત્હને ત્હારૂ કથ્યુ સાચુ, ત્યજી દે તોર માયાનો
ગયા ત્હેના ગુણોને લે, થવાનુ શુ ? રડે બાપુ ૧૦
જણાવુ છુ જીગરથી આ, કરી લે ધ્યાન પોતાનુ,
બુદ્ધયબ્ધિ ધર્મ ધારીને, રહે નિર્ભય સદા બાપુ ૧૧

સવત ૧૯૭૦ ના આસો સુદિ ૫ ગુરૂવાર

---

## खरी आवी उदय वेळा.

કવ્વાલિ

અમોને જ્ઞાનમા ભાસે, પરામા પ્રેરણા ચોગે,
હવે આત્મોન્નતિ કરવા, ખરી આવી ઉદય વેળા ૧
હઠી જાશે અરિ લોકો, ફસાશે તે વિપત્તિમા,
થતી સ્ફુરણા વિજય થાશે, ખરી આવી ઉદય વેળા ૨
પ્રપચીના પ્રપચો સૌ, થશે નિષ્ફળ ખરી રીતે,
સ્વભાવે ધર્મસિદ્ધિની, ખરી આવી ઉદય વેળા ૩
વિપક્ષીઓ થશે નીચા, હવે ના ફાવશે સ્હામા,
જશે હારી હરામીઓ, ખરી આવી ઉદય વેળા. ૪
થશે દ્વારો હવે ખુલ્લા, ખરા સ્વાતન્ત્ર્યના નક્કી,
હૃદયમા સત્ય પ્રગટે છે, ખરી આવી ઉદય વેળા ૫

ઘણા થાશે ખરા ભક્તો, થશે રાગી ખરા શિષ્યો;
થશે સામગ્રીઓ પાસે, ખરી આવી ઉદય વેળા. ૬
થશે ઇચ્છિતની સિદ્ધિ, થશે નિજપક્ષની વૃદ્ધિ;
થવા શુભ સન્તની વાણી, ખરી આવી ઉદય વેળા. ૭
દણાઇ મોહ ઝટ જાશે, ગુણોનું જોર બહુ થાશે;
જગત્માં કીર્તિ ફેલાશે, ખરી આવી ઉદય વેળા. ૮
ટળી જાશે ઘણા દોષો, થશે સંયમતણી સિદ્ધિ,
અનંતાનંદ પ્રકટાશે, ખરી આવી ઉદય વેળા. ૯
ખરેખર આર્યલોકોની, થશે ચડતી ભલી રીતે;
વવાયાં ઉન્નતિ બીજો, ખરી આવી ઉદય વેળા. ૧૦
છણાતાં ઉન્નતિ બીજો, ઉગી ફાલી પુલી ફળશે;
સુધર્મે બુદ્ધિસાગરની, ખરી આવી ઉદય વેળા. ૧૧

સંવત્ ૧૯૭૦ ના આસો સુદિ ૯ સોમવાર.

---

## શિખામણ માન એ સાચી.

કવ્વાલિ.

ભલું ના વૈર સન્તોથી, ભલું ના દુષ્ટની સંગે;
ભલું ના વૈરિ ઘર વસવું, શિખામણ માન એ સાચી. ૧
થતું અપમાન જ્યાં બેસે, ભલું ના બેસવું ત્યાં તો;
હસાહસ ના ઘણી સારી, શિખામણ માન એ સાચી. ૨
ભલી ના બાળથી ક્રીડા, ભલું ના દારૂ પીવાથી;
ભલું ના કલેશ કરવાથી, શિખામણ માન એ સાચી. ૩
હૃદયની ગુપ્ત જે વાતો, કદી ના બાળને કહેવી;
કદા ના દ્રોહીને કહેવી, શિખામણ માન એ સાચી. ૪
કર્યાથી સંગ કુલટાથી, કદાપિ સાર ના આવે;
બુરી વિશ્વાસુની ઘાતો, શિખામણ માન એ સાચી. ૫

કરી દેવું જમણુ જમવા, નથી એમા કદી સારૂ;
બુરાં ખર્ચો ત્યજી દેવા, શિખામણ માન એ સાચી ૬
સદાની દુ ખ દેનારી, કુટેવ જ જે પડે ખોટી,
ત્યજ્યાથી શાન્તિ છે સાચી, શિખામણ માન એ સાચી. ૭
કદી ગભરાઈ ના જાવુ, વિપત્તિયો પડે ત્યારે,
ક્ષમા ધરવી જીવો સાથે, શિખામણ માન એ સાચી. ૮
તપાસી ચાલવુ જ્યા ત્યા, પ્રમાદી ના થવુ જ્યા ત્યા,
સદા ઉપયોગમા રહેવુ, શિખામણ માન એ સાચી ૯
બુરાથી ચેતતા રહેવુ, વધે જ્યા માન ત્યા જાવુ,
પ્રસગે બોલવુ જોઇ, શિખામણ માન એ સાચી ૧૦
વિચારી સગતિ કરવી, મનુષ્યોની અનુભવથી,
બુદ્ધયબ્ધિ ધર્મ ધરવાનો, શિખામણ માન એ સાચી. ૧૧

સવત ૧૯૭૦ ના સુદિ ૧૦ મગળવાર

---

## नथी ए चित्तमां गमतुं

કવ્વાલિ

પ્રશસા આપની કરવી, પ્રવૃત્તિ અન્ય નિન્દાની,
વિરોધીનુ બુરૂ વદવુ, નથી એ ચિત્તમા ગમતુ. ૧
કરી કાપટ્ય મનમાહિ, બુરૂ કરવુ વિરોધીનુ,
નકામી હાજી હા કરવી, નથી એ ચિત્તમાં ગમતુ ૨
તડાકા મારવા જૂઠા, કરી વાતો ગમે તેવી,
નકામા કર્મને કરવા, નથી એ ચિત્તમા ગમતુ ૩
વિવાદો પડિનાઇના, કરીને ક્લેશની હોળી,
અહંતા ચિત્તમા ધરવી, નથી એ ચિત્તમા ગમતુ. ૪
કરીને દોષ ગોપવવા, નકામો દભ જે ધરવો,
નકામો દાક ધરવાનુ, નથી એ ચિત્તમા ગમતુ. ૫

સ્વપક્ષે રાગ પરપક્ષે, અરૂચિ માનીને રૂહેવું;
વિભાવે ખૂબ રંગાવું, નથી એ ચિત્તમાં ગમતું. ૬
કરી વિકથા ખુશી થાવું, કષાયોમાં રમી રૂહેવું;
શુભાશુભભાવને ધરવો, નથી એ ચિત્તમાં ગમતું. ૭
વિચાર્યા વણ ઘણા લાભો, ઘણાં વ્યાખ્યાનને દેવાં;
કથા કરવી મગજ ખોઇ, નથી એ ચિત્તમાં ગમતું. ૮
ધરીને સ્વાર્થની આશા, કષાયોના પડી વશમાં;
જીવનને ગાળવું મોહે, નથી એ ચિત્તમાં ગમતું. ૯
ધરીને ઢોંગ છેતરવા, જનોને જૂઠ સમજાવી;
સ્વકીય સ્વાર્થના માટે, નથી એ ચિત્તમાં ગમતું. ૧૦
પ્રભુ મહાવીરના બોધે, શુભા આત્મોન્નતિ કરવી;
બુદ્ધ્યબ્ધિ સન્તની સેવા, સદા એ ચિત્તમાં ગમતી. ૧૧
સંવત્ ૧૯૭૦ ના આસો સુદિ ૧૧ બુધવાર.

ૐ શાંતિઃ ૩

---

## रहे गाफल नहीं क्यारे

કવ્વાલી.

જનો પાસે ઘણા આવે, ખરેખર ભિન્ન આશયથી;
પરીક્ષા કર ઘણી રીતે, રહે ગાફલ નહીં ક્યારે. ૧
અરે કેઇ દોષ જોવાને, બની ભકતો વિનય ધારે;
હૃદયમાં પેસીને મારે, રહે ગાફલ નહીં ક્યારે. ૨
બનીને કેઇ પોતાના, હૃદયની સર્વ વાતો લેઇ;
જણાવે શત્રુઓને તે, રહે ગાફલ નહીં ક્યારે. ૩
ફુટે પાસે રહેલાઓ, લઇને લાંચ વા સ્વાર્થે;
મુખે મીઠા હૃદય પાપી, રહે ગાફલ નહીં ક્યારે. ૪
વધે સંતાપ જેનાથી, કષાયોની થતી વૃદ્ધિ;
ત્યજીદે સંગ તેઓનો, રહે ગાફલ નહી ક્યારે. ૫

સમાધિમાં થતાં વિઘ્નો, અરે જે જે પ્રસંગોથી,
પ્રસંગો તે ત્યજી દઇને, રહે ગાફલ નહીં ક્યારે. ૬
રમણતા આત્મમાં કરતા, નડે જે જે ઉપાધિયો,
રહીને તેથકી દૂરે, રહે ગાફલ નહી ક્યારે ૭
શુભાશુભ વૃત્તિના ભેદો, ઘણા છે બહુ નિમિત્તોથી
પડીશના બે વિષે સુઝી, રહે ગાફલ નહી ક્યારે. ૮
મનુષ્યોના પ્રસંગોમા, ઘણું મન સાચવી રૂહેવુ,
અખંડાનન્દ લેવાને, રહે ગાફલ નહીં ક્યારે. ૯
સદા અન્તરૂથકી ધ્યાને, અનન્તા કર્મ હરવાને,
અનન્તી વાસના હરવા, રહે ગાફલ નહી ક્યારે ૧૦
સદા નિર્લેપ રહેવાને, સદા નિઃસંગ રહેવાને,
બુદ્ધયબ્ધિ ધર્મ વરવાને, રહે ગાફલ નહી ક્યારે ૧૧

સંવત ૧૯૭૦ ના આસો સુદિ ૧૨ ગુરૂવાર.

---

## प्रबोधक

### અમારા મિત્ર શી રીતે.

કવ્વાલી

કરીને મેળ લાલચથી, ફસાવાનુ કરો મનમા,
રહ્યુ કાપટ્ય વાણીમા, અમારા મિત્ર શી રીતે ૧
બહિરૂ જુદુ હૃદય જુદુ, મુખે મીઠુ હૃદય કાતી,
કહો સાચુ તમે સમજી, અમારા મિત્ર શી રીતે ૨
વિપત્તિમા રહો દૂરે, કરો નિન્દા ગુણો ઢાંકી,
કરો પાછળ ઘણી હાસી, અમારા મિત્ર શી રીતે ૩
શિખામણ સત્ય ના આપો, કહ્યુ તેમાં કરો હાજી,
બનીને સ્વાર્થ પૂજારી, અમારા મિત્ર શી રીતે ૪
ગુણોની વૃદ્ધિ ના થાતી, પ્રવેશે દુર્ગુણો મનમા,
તમારી સંગતે એવુ, અમારા મિત્ર શી રીતે ૫

થતી ના જ્ઞાનની વૃદ્ધિ, નથી રૂચિ ગુણો લેવા;
મળી વેળા જતી એળે, અમારા મિત્ર શી રીતે. ૬
ગપાટા મારવા જૂઠા, નથી ગમતા અમોને એ;
તમારૂં ચિત્ત છે એમાં, અમારા મિત્ર શી રીતે. ૭
તમે જ્ઞાની બન્યા નહીંને, રહો અજ્ઞાનમાં રાચી.
તમોને જ્ઞાનથી વાંધો, અમારા મિત્ર શી રીતે. ૮
નથી એવું તમારામાં, અમોને કંઇ નવું આપો;
થયો ના લાભ સંગતથી, અમારા મિત્ર શી રીતે. ૯
બન્યા ના દાસ જ્ઞાનીના, કરો ના ધર્મની વાતો;
કરો છો પાપની વાતો, અમારા મિત્ર શી રીતે. ૧૦
વિચારે મેળ ના મળતો, પડે વાંધા ઘણા મેળે;
મળેલું ફોલી ખાનારા, અમારા મિત્ર શી રીતે. ૧૧
રહી પાસે પડાવામાં, કરો કંઇ પ્રેરણા જુદી;
જરા ના રાજી ચડતીમાં, અમારા મિત્ર શી રીતે. ૧૨
દગો દેવા રહી વૃત્તિ, ધરો વિશ્વાસ ના પૂરો;
રહો વ્યસનોવિષે રાચી, અમારા મિત્ર શી રીતે. ૧૩
સરે જો સ્વાર્થ તો આવો, અમારી પાસમાં વ્હેલા;
સરે ના સ્વાર્થ તો દૂરે, અમારા મિત્ર શી રીતે. ૧૪
ગુણો લેવા ગુણો દેવા, ખરી આત્મોન્નતિ કરવા;
બુદ્ધચબ્ધિ મિત્રનો મેળો, થતું અદ્વૈત મૈત્રીમાં. ૧૫

સંવત ૧૯૭૦ ના આસો સુદિ ૧૩ શુક્રવાર.

---

## आसो पूर्णिमा रात्रि.

આજ મારે આશો માસો પુનમની શુભ રાત જો,
ઉજ્જવલ ધ્યાને આતમ જ્યોતિ ઝળમગે જો;
આજ મ્હારે આકાશે શોભે છે ઉજ્જવલ ચંદ્ર જો,
આત્માકાશે અનુભવ ચંદ્રો ઉગીયો જો. ૧

આજ મ્હારે આત્મસૃષ્ટિમા અજવાળુ ઉભરાય જો,
સુખનો સાગર કલ્લોલે ચઢીયો ઘણો જો,
આજ મ્હારે ઉપશમભાવે સમતા ઘટ વર્તાય જો,
નામ રૂપની ભ્રમણા ભાગી થઇ દૂરે રે લોલ ૨
આજ મ્હારે ઝળહળ જ્યોતિ સ્વપર પ્રકાશી ખૂબ જો,
આત્મસમાધિમાહિ અદ્વૈત નિજરૂપે જો,
આજ મ્હારે અનુભવામૃત વર્ષે આત્મપ્રદેશ જો,
શાતિ છવાઈ વાદળ નહીં પરભાવનુ જો ૩
આજ મ્હારે ધ્યાતા ધ્યેયને ધ્યાનતણુ એકતાન જો,
ઇન્દ્રિયાતીત આનન્દ ઘેને શિવપણુ જો,
આજ મ્હારે દિલમા પરમ પ્રભુજી પ્રગટ્યા બેશ જો,
બુદ્ધિસાગર ઝગમગ જ્યોતે ઝગમગે જો ૪

સંવત ૧૯૭૦ ના આસો સુદિ ૧૫ રવિવાર

---

## માયા.

જગમાહિ માયા મહા દેવી, સૌને નાચ નચાવે રે,
ચૌદ ભુવનમા જ્યા ત્યા ચાવી, સૌ માયાને ગાવે રે જગ૦ ૧
માયાના પગમા સહુ પડતા, માયા માયા કરતા રે,
નવનવ રંગે નવનવ સંગે, માયાયોગે ફરતા રે જગ૦ ૨
માયા એતો છે મહાકાલી, લાગે સહુને પ્યારી રે,
હરિહર બ્રહ્માદિક અવતારી, મુઝવ્યા મહાભારી રે જગ૦ ૩
મોહરૂપ માયાની શકિત, જાણો અપર પારી રે,
ફન્દે તેના સર્વે ફસીયા, અનેક રૂપ વિચારી રે જગ૦ ૪
બ્રહ્મરન્ધ્રમા શ્વાસ ચઢાવે, હઠયોગી પદ પાવે રે,
તે પણુ માયાના વશ આવે, અષ્ટ સિદ્ધિના દાવે રે જગ૦ ૫
તપસી લપસી ગયા તુર્તમા, મહા માયાના જોરે રે,
હું હું કરતા અહંવૃત્તિના, ફસી ગયા મહાતોરે રે. જગ૦ ૬

પંડિતાઈ મનમાં ધરતા, ઉંચુ જોઈ ફરતા રે;
તેવા જન માયાના જોરે, જગને તો કરગરતા રે. જગ૦ ૭
માયા ખોટી માયા જૂઠી, કહી માયાને નિન્દે રે;
ત્યાગી વૈરાગી જન મોટા, પડતા માયા ફન્દે રે. જગ૦ ૮
ગોથાં ખાધાં જ્ઞાનિજનોએ, માયાથી ન ઉગરિયા રે;
માયા સામે યુદ્ધ કરંતાં, માયામાંહિ મરિયા રે. જગ૦ ૯
સંન્યાસી સાધુઓ મોટા, માયા આગલ છોટા રે;
માયાબ્ધિ તરતાં માયાના, થઇ ગયા પરપોટા રે. જગ૦ ૧૦
સિદ્ધાઇનાં બણગાં ફુંકે, માયાથી તે ચૂકે રે;
યોગતણા સહુ ભેદ વિષે તે, માયાગ્નિને મૂકે રે. જગ૦ ૧૧
ભકતોને ભડકાવ્યા ભારી, હિમ્મત ભાગ્યા હારી રે;
ગમે તેહ રૂપે જગમાંહિ, માયા સેવે નારી રે. જગ૦ ૧૨
માયાનાં છે અનેક રૂપો, સ્થૂલ સૂક્ષ્મ અવતારી રે;
સૂક્ષ્મપણે સન્તોને માયા, થાતી દુઃખ દેનારી રે. જગ૦ ૧૩
કીર્ત્યાદિકનાં રૂપ ધરીને, અહંવૃત્તિના પાસે રે;
જ્ઞાનીઓને નાખે માયા, બહુલાં રૂપ પ્રકાશે રે. જગ૦ ૧૪
ત્યાગીઓને રાગી કરતી, કીર્તિ કમલા સંગે રે;
બાહ્યપ્રતિષ્ઠા પાસે નાખી, રમાડતી નવરંગે રે. જગ૦ ૧૫
ભડકાવ્યા બહુ બ્રહ્મચારીને, ત્રેવીસ વિષયે રાચ્યા રે;
રાગદ્વેષની વૃત્તિયોના, નાચે મનમાં માચ્યા રે. જગ૦ ૧૬
ત્યાગીઓને તૃષ્ણા વળગી, કરતા નિન્દા ચાડી રે;
બ્રહ્મ મૂકીને પડયા ભરમમાં, રહી ન વશમાં નાડી રે. જગ૦ ૧૭
જોગીઓ વાળે લંગોટા, પણ મનમાંહિ ગોટો રે.
તળાવના બગ ભકતો જેવા, માયા રંગે ખોટા રે. જગ૦ ૧૮
કેકે કાટ્યા મુંડ્યા જ્યાં ત્યાં, ભમતા ભીક્ષા માગી રે.
માયાના પૂજારી બનીયા, જડે વસ્તુના રાગી રે. જગ૦ ૧૯
રાગ દોષ માયાની લીલા, કળી કદા ન કળાતીરે,
માયાની પુજારી દુનિયા, માયા માયા ગાતી રે. જગ૦ ૨૦

સત્વ રજો ને તમો ગુણુથી, માયાતો જગ વાસો રે,
મૂકે ના કોઇને માયા, માયાનો જગ દાસો રે જગ૦ ૨૧
તપ જપમાહિ માયા આવે, મન્દિરમાહિ લડાવે રે,
યુદ્ધોમા માયાનો વાસો, સહુને તે ભરમાવે રે જગ૦ ૨૨
વક્તાના મન મન્દિર પેસી, અહ વૃત્તિ પ્રગટાવે રે
મોટા મોટા મુનિજનોની, ધર્મ વૃત્તિ બદલાવે રે જગ૦ ૨૩
માયા કામણગારી મોટી, મહાશક્તિ રૂદ્રાણી રે.
જીતે તેને કોઇક વિરલા, સાચા અનુભવ જ્ઞાની રે જગ૦ ૨૪
જ્યા જુવો ત્યા સઘળે માયા, મુઝયા મુનિ મહારાયા રે,
ઉપશમ શ્રેણિથી પણ પડિયા, વીતરાગતા લાયા રે જગ૦ ૨૫
સર્વ કામના માયા રૂપો, કોઇને કોઇક હોવે રે
નામ રૂપમાં જીવો મુઝયા કોઇક સાચુ જોવે રે જગ૦ ૨૬
સર્વવાસના માયા યોગે, અનેક રૂપે પ્રગટેરે,
માયાથી રહેતા ન્યારો કોઈ, માયાથી કદિ છટકેરે. જગ૦ ૨૭
માયાને ના શર્મ કોઇની, સર્વ જીવોમા રૂહેતીરે,
લક્ષચોરાશીમાહિ સહુને, હડમેલી ઝટ દેતીરે. જગ૦ ૨૮
તત્ત્વમસિ સોહ ના ધ્યાને, માયા આવે વ્હેલીરે,
અહ પણામા નાખીને તે, ભવમા દે હડમેલી રે જગ૦ ૨૯
જા બાપુ કહેતા ના જાતી, છાતી ફોલી ખાતીરે,
ભલા ભલાને પાણી પાતી, તપ જપ ખાતી માતીરે. જગ૦ ૩૦
માલા મણુકા તિલક છાપમા, માયા આવે છાનીરે,
ભક્તોને ભૂલાવે ભૂડી, કર્મ કરે તોફાનીરે જગ૦ ૩૧
સત્ય ધર્મની આગળ પડદો, કરીને રહેતી પોતેરે,
માયાને ધર્મ જ માનીને, જીવો માયા ગોતેરે જગ૦ ૩૨
ઇચ્છાઓ જે અનેક રૂપે, માયા તે અવધારો રે,
કોઈને કોઇ ઇચ્છામા પડતા, પ્રગટે છે મ સારો રે જગ૦ ૩૩
માયા માટે ધર્મને સેવે, જીવો કે અજ્ઞાની રે,
મોટા મોટા ધર્માચાર્યો, માયા સગી માની રે. જગ૦ ૩૪

કર્મ મોહની માયારૂપે, તેની શક્તિ ભાખી રે;
માયા તાવત્ ભવના ફેરા, સૂક્ષ્મપણે એ દાખી રે. જગ૦ ૩૫
માયા જીતે તે જગ મોટો, તેના પ્રણમું પાયા રે;
બુદ્ધિસાગર ગુરૂ કૃપાથી, સત્ય ઉપાયો ઉપાયા રે. જગ૦ ૩૬
સંવત્ ૧૯૭૦ ના આસો વદિ ૫ શુક્રવાર.

---

## दोरंगी दुनिया

દોરૂંગી રહેવાની, દુનિયા દોરંગી રહેવાની
એક પણે ન થવાની.................................દુનિયા.
મુંડે મુંડે ભિન્ન મતિલી. એક પંથે ન જનારી.
ભિન્ન રૂચિ લોકોની જ્યાં ત્યાં, જોઇ લ્યો નિર્ધારી, દુનયા. ૧
કોટી ઉપાયો કરો કદાપિ, ધરી ગણી હુશિયારી,
એક મતે કદી થઇ ન દુનિયા, ભાવિમાં ન થનારી. દુનિયા. ૨
સાચાને કો જૂઠું માને, જૂઠાને કો સાચું.
અનેક રૂપે દુનિયા બોલે, કોનું પાકું કાચું, દુનિયા. ૩
દૃષ્ટિ તેવી સૃષ્ટિ રચીને, રાચ્યા નરને નારી.
રાગ દ્વેષ માયાથી નક્કી, કરતી આત્મ ખુવારી, દુનિયા. ૪
રજો ગુણને તમો ગુણથી, દુનિયા બની દિવાની.
આપ મતિલી પગ પગ વાંકી, સિદ્ધી નહીં થવાની. દુનિયા. ૫
રીઝવતાં દુનિયા ના રીઝશે, સઘળી એકી વેળા.
એક રીઝવતાં બીજો ખીજે, કુઢંગ દુનિયા મેળા. દુનિયા. ૬
દુનિયા રૂપી ગાડું વાંકું, સિદ્ધ નહીં થનારૂં.
અનેક મત પન્થોથી ભરિયું, આડું અવળું જનારૂં. દુનિયા. ૭
સ્વભાવ રૂનિયાનો દોરંગી, ટાળ્યો ના ટળનારો;
અનન્ત કાળથી ચાલે એવું, કદિ ન આવે આરો. દુનિયા. ૮
મનાવવા દુનિયાને નિજનું, ક્યાં તું ભૂલે ભારી;
અંધારામાં ઉંઘી દુનિયા, ભિન્ન કર્મ ધરનારી. દુનિયા. ૯

કાર્ય કરે જો સાચુ ત્હારૂ, ફરજ પોતાની માની,
દુનિયા દોરગી બોલે પણ, ઘર ના પાછી પાની દુનિયા. ૧૦
દુનિયા આગળ ડાહ્યો થાવા, કર ના યત્ન લગારી
દુનિયાના સર્ટીફીકટથી, મુક્તિ નહીં મળનારી દુનિયા ૧૧
કોઇક જેને પ્રભુજી માને, બીજો માને ખોટો,
ખોટાને કોઈ મોટો માને, મોટાને કોઇ છોટો. દુનિયા ૧૨
દુનિયા દોરગી જાણીને, હર્ષ શોક ના ધરવો,
દુનિયા કહે ત્યા લક્ષ્ય ન દેવુ, આત્મધર્મને વરવો દુનિયા ૧૩
અભિપ્રાય દુનિયાના ઝાઝા, તુજપર સહુ અવધારી,
દે ના તે ઉપર તુ દૃષ્ટિ, દુનિયા અધી ધારી. દુનિયા ૧૪
આપોઆપ વિચારી સાચુ, સમતાભાવે રહેવુ,
બુદ્ધિસાગર સત્ય ધર્મમા, રહેવુ સાચુ કહેવુ દુનિયા. ૧૫

સવત્ ૧૯૭૦ના આસો વદિ ' શનિવાર

---

## आनन्दघनावतार

આનન્દઘન અવતારી, ચેતન આનન્દઘન અવતારી,
નિશ્ચય શિવ પદ ધારી ... ... . .. . ચેતન૦
રાગ દ્વેષ પરિણતિ વિનારે, પરમ પ્રભુ જયકારી,
અન્તરમા અનુભવ કરીરે, જોઇ લે નિર્ધારી ચેતન૦ ૧
અનન્ત ધર્માશ્રય વિભુરે, ખેલે ગગન ગઢ બાગી,
આત્માઽસખ્ય પ્રદેશમા રે, ગુણ પર્યાયે વિહારી ચેતન૦ ૨
પ્રતિક્ષણે ઉપયોગમા રે, અવલોકે નિજ ભાગી,
હુ તુની ભ્રાન્તિ ત્યજી રે, ખેલે ખેલ વિચારી ચેતન૦ ૩
ચાર અધ્યાત્મવેદોવડે રે, ઉપનિષદોએ સભાગી,
આગમ નિગમે આત્મમા રે, ધ્યાયુ બ્રહ્મ સુધારી ચેતન૦ ૪
દિલમા નિરજન પ્રભુ રે, સ્યાદ્વાદ અનુસારી,
બુદ્ધિસાગર ભેટીયા રે, આપો આપ સદારી ચેતન૦ ૫

" नयप्रमाणबोधेन, कृत्वा साक्षादनुभवम् ।
आत्मतत्त्वं समादिष्टं, बुद्धिसागरसूरिणा ॥ १ ॥"

સંવત્ ૧૯૭૦ ના આસો વદિ ૭ રવિવાર.

---

## सदा आनंदमां रहेवुं

કદી ગભરાઇ ના જાવું, પડે તે શીર્ષ પર સ્હેવું;
સ્મરીને રૂપ પોતાનું, સદા આનન્દમાં રહેવું. ૧
ત્યજીને બાહ્યની ભ્રમણા, ત્યજી દે સર્વ ચિન્તાઓ;
અહંતાને કરી દૂરે, સદા આનન્દમાં રહેવું. ૨
ગમે તે દુનીઆ બોલે, રહ્યો ના બોલમાં તું તો;
ત્યજીને લોકની સંજ્ઞા, સદા આનન્દમાં રહેવું. ૩
સ્વયં તું દેવ છે નક્કી, રડે ક્યાં અન્યની પાસે;
ત્યજી દીનતાતણી વૃત્તિ, સદા આનન્દમાં રહેવું. ૪
નહીં બાળી શકે અગ્નિ, નહીં ભિંજાવતું પાણી;
ગમે તેવા પ્રસંગોમાં, સદા આનન્દમાં રહેવું. ૫
કરે ના વાળ કો વાંકો, અરૂપી શું કરે રૂપી;
ધરી નિજ આત્મની શ્રદ્ધા, સદા આનંદમાં રહેવું ૬
અનન્તા નામ રૂપોના, ધર્યા પર્યાય ત્હેં પૂર્વે;
નથી તે તું ગણી નક્કી, સદા આનન્દમાં રહેવું. ૭
કસોટીએ ચઢે છે તું, રડે છે શું બની આલો;
થયો તું જીવતો માની, સદા આન્દમાં રૂહેવું. ૮
હસે ત્હેને હસી લે તું, મુવા પર માર ના પાડું;
રહીને સર્વથી ન્યારા, સદા આનન્દમાં રૂહેવું. ૯
કરીલે મોહની સાથે, ખરેખર જ્ઞાનથી કુસ્તી;
કરીને શુદ્ધ મનડાને, સદા આનન્દમાં રહેવું. ૧૦
અહં મમતા ત્યજીને રે, થવાદે જે થતું તે તે;
બુદ્ધચબ્ધિ ધર્મ ધારીને, સદા આનન્દમય રહેવું. ૧૧

સંવત્ ૧૯૭૦ ના આસો વદિ ૮ સોમવાર.

---

## ग्रहो शुं ? आवीने पासे.

વિતંડા વાદ કરવાને, રહી વૃત્તિ પ્રથમ મનમાં,
નથી લેવાતણી ઇચ્છા, ગ્રહો શું ? આવીને પાસે
૧
બનીને આગ્રહી પૂરા, ગ્રહેલો પક્ષ ખેંચો છો,
બનેલા દૃષ્ટિ રાગીયા, ગ્રહો શું આવીને પાસે
૨
ધરીને દ્વેષની દૃષ્ટિ, કથ્યું સહુ માનતા અવગુ,
મતિ ત્યાં યુક્તિને ખેંચો, ગ્રહો શું આવીને પાસે
૩
યથા દૃષ્ટિ તથા સૃષ્ટિ, રચી નિજ ચિત્તમાં પૂર્વે,
રૂચે ના અન્ય કંઈ મનમાં, ગ્રહો શું આવીને પાસે
૪
અપેક્ષાએ વિચારો ના, કથ્યું સંયોગ પામીને,
રહી નિજ પક્ષ આસક્તિ, ગ્રહો શું આવીને પાસે
૫
જુવો છો દુગ્ધમાં પૂરા, થયો જ્યાં રાગ તે સાચું,
બની એવા કહો પોતે, ગ્રહો શું આવીને પાસે
૬
નહીં સમજી શકો પુરૂં, અમોએ જે કહ્યું તમને,
અહંતામાં તણાઇને, ગ્રહો શું આવીને પાસે
૭
અમારા બોર મીઠા છે, તમારા બોર ખાટા છે,
ધરીને માન્યતા એવી, ગ્રહો શું આવીને પાસે.
૮
અમે માન્યું જ તે સાચું, પ્રમાણો વણ વદો એવું,
પછીથી સત્ય તત્ત્વોને, ગ્રહો શું આવીને પાસે
૯
કરો અવગુ કથ્યું અવગુ, પ્રમાણોથી વિચારો ના,
વિરોધી ભાવને ધારી, ગ્રહો શું આવીને પાસે
૧૦
તમારી હાજીમાં હાજી, પુરાવાથી થતા રાજી,
બની નિજ પક્ષના કાજી, ગ્રહો શું આવીને પાસે
૧૧
નથી નિજ પક્ષને ત્યજવો, ગ્રહેલા પક્ષને સજવો,
કરી કુયુક્તિયો ગાજી, ગ્રહો શું આવીને પાસે.
૧૨
જરામાં ધુંધવાઈ જઇ, બની ક્રોધી થતા સ્હામા,
બનીને ટાગઠા જેવા, ગ્રહો શું આવીને પાસે
૧૩

વદો સ્વાર્થે કપટ ધારી, મુખે મીઠા કરી યારી;
પ્રપંચોની બની ક્યારી, ગ્રહો શું આવીને પાસે. ૧૪
ગુણાનુરાગ પ્રકટાવી, ખરી મધ્યસ્થતા લાવી;
બુદ્ધ્યબ્ધિ ધર્મને પામો, ખરેખર આવીને પાસે. ૧૫

સંવત ૧૯૭૦ ના આસો વદિ ૧૦ બુધવાર.

---

## खरी ए भक्तनी भक्ति

કવ્વાલિ.

હૃદયમાં પૂર પ્રીતિનું, વિદેહી ભાવ જીવંતાં;
સમર્પણ સર્વ સ્વામીને, ખરી એ ભકતની ભકિત. ૧
જરા ના મૃત્યુની પરવા, જરા ના સ્વાર્થની પરવા;
થતી તુંહિ તુંહિ રટના, ખરી એ ભકતની ભકિત. ૨
ખરી શ્રદ્ધા હૃદયમાંહી, રહે ના દોષની દષ્ટિ;
સદા આજ્ઞાવિષે રૂચિ, ખરી એ ભકતની ભકિત. ૩
સદા ઉત્સુક સેવામાં, બની નિષ્કામ મનમાંહી;
અહંવૃત્તિ વિના સેવા, ખરી એ ભકતની ભકિત. ૪
સદા સ્વામી હુકમ ચાહે, ભમાવ્યો ન ભમે ક્યારે;
રહે રહેણી વિષે રાચી, ખરી એ ભકતની ભકિત. ૫
ચહે રાજી ન કરવાને, સદા સેવાતણી કરણી;
ગણી નિજ ફર્જ સેવાની, ખરી એ ભકતની ભકિત. ૬
યથા હનુમાનની સેવા, સ્વકીય રામ પર જેવી;
તથા તેવી પરમ પ્રેમે, ખરી એ ભક્તની ભક્તિ. ૭
યથા જગદેવ પરમારે, કરી જયસિંહ (સિદ્ધરાજ)ની સેવા;
ગણે ના પ્રાણની પરવા, ખરી એ ભક્તની ભક્તિ. ૮
કરી આજ્ઞા ગુરૂએ જે, બજાવે પ્રાણ પડતાં તે;
ધરી બહુ માન મનમાંહિ, ખરી એ ભક્તની ભક્તિ. ૯
કસોટીએ ચઢયું સોનું. તપાવ્યુ ને ઉકાળ્યું બહુ,

રહે નિજ રૂપમા તેવી, ખરી એ ભકતની ભક્તિ. ૧૦
સદા સ્નેહે વધે મનમા, શિખામણ સર્વ લે સવળી,
સહે સંકટ પડ્યા માથે, ખરી એ ભકતની ભકિત ૧૧
થતા ઉપસર્ગની કોટી, કદી ગભરાઇ ના જાતો,
ડગાવ્યો ના ડગે મનથી, ખરી એ ભકતની ભકિત ૧૨
ગુણો પ્રકટાવતો ઘટમા, ગ્રહી રૂડી ગુરૂગમને,
વહે શિક્ષા ગુરૂ દીધી, ખરી એ ભકતની ભકિત ૧૩
ચહે ના ભકિતનો બદલો, કરી સેવા જણાવે ના
કરે મમતા સદા દૂરે, ખરી એ ભકતની ભકિત ૧૪
રહે સાવધ વિનય યોગે ખરેખર ભાવ લાવીને,
બુદ્ધયબ્ધિ સદ્ગુરૂનારે ખરી એ ભકતની ભકિત. ૧૫
સવત્ ૧૯૭૦ ના આસો વદિ ૩ શુક્રવાર

---

## સહી લે દર્દ વાનું તું.

કર્યા કર્મોજ ભોગવવા, નિકાચિત ના ટળે ટાળ્યા,
અહો અધુના ઉદય આવ્યુ, સહી લે દર્દ વાનુ તુ.
હણ્યા અંગે જીવોને જ્યા, થતો ત્યા પ્રાયરોગજ તે,
કર્યું કર્મજ ચુકવવાને, સહી લે દર્દ વાનુ તુ ૧
સહ્યા વણ છુટકો ના છે, કરે રૂદન વળે ના કઇ,
વિપાકો કર્મના જાણી સહી લે દર્દ વાનુ તુ. ૨
અશાતા વેદના થાતા, કર્યાથી શોક શુ વળતુ,
બની ઉપયોગથી શૂરો, સહી લે દર્દ વાનુ તુ ૩
કર્યા ઔષધ સફલ થાતા, ઘટે જો કર્મનો રસ તો,
વિચારીને હૃદયમાહિ, સહી લે દર્દ વાનુ તુ ૪
કદાપિ કર્મ છે બળીયુ, કદાપિ જીવ છે બળીયો,
અહો એ કાલભાવે ક્યાક, સહી લે દર્દ વાનુ તુ, ૬
કરણ આઠે વિચારીને, બધા કર્મો વિચારીને, ૫

ખરી વેળા મળી જાણી, સહી લે દર્દ વાનું તું. ૭
ધરી મન શાહુકારીને, વિપાકો વેદ સમભાવે;
નવાંને બાંધ ના જ્ઞાની, સહી લે દર્દ વાનું તું. ૮
ખરા ઉત્સવતણા દિવસો, વિપાકો વેદતાં હોવે;
ખરેખર જ્ઞાનીના મનમાં, સહી લે દર્દ વાનું તું. ૯
બચે ના કર્મથી કોઇ, ગતિ છે કર્મની ન્યારી;
દશાના રંગ છે જુદા, સહી લે દર્દ વાનું તું. ૧૦
ઉદય આવ્યું જ ભોગવવું, ગમે તે તે ક્ષેત્રને કાલે;
બુદ્ધયબ્ધિ ધર્મશ્રદ્ધાથી, પરમબ્રહ્મ સદા સાધ્યે. ૧૧

સંવત્ ૧૯૭૩ ના આસો વદિ ૧૩ શનિવાર.

---

# ૭ पत्र. ૭

સુશ્રાવક શેઠ જગાભાઇ, દલપતભાઇ યોગ્ય ધર્મલાભ;
વિહારે હાલ પ્રવૃત્તિ રે, થાતી ગામો ગામ. વિહારે
વહેતું પાણી નિર્મલું રે, વહેતા સાધુ પવિત્ર;
પ્રતિ બંધન છૂટે ઘણાંરે, નિર્મલ થાતું ચિત્ત. વિહારે. ૧
જિજ્ઞાસુ સજ્જન ઘણારે, લેતા ધાર્મિક લાભ;
પ્રભુ ભજનની ધૂનમાં રે, મન જેમ નિર્મલ આભ. વિહારે. ૨
આત્મભાવ પરીણામની રે, આનન્દ ઝાંખી જણાય;
કહેવાતું નહિં શબ્દથી રે, વેદાતું નિજભાવ. વિહારે. ૩
મોટાઇ જે બાહ્યની રે, તેમાં પોલંપોલ;
અહંવૃત્તિ ત્યાં સુખ નહિ રે, મોહ તણો જ્યાં કોલ. વિહારે. ૪
હું તું ત્યાં સુખ દૂર છે રે, હું તું નહિ ત્યાં સુખ;
આત્મ દશા એવી થતાં રે, નાસે સઘળાં દુઃખ. વિહારે ૫
ધ્યાનીને એકાંતમાં રે. સુખ ભાસે નિજ પાસ;
વિચારતાં નિઃસંગથી રે, આત્મધર્મ વિશ્વાસ. વિહારે ૬
બાહ્ય ક્ષેત્રે વ્યવહારથી રે, નિશ્ચય આત્મપ્રદેશ;

બુદ્ધિસાગર વિહરતા રે, સહજાનન્દ હમેશ વિહારે ૭

મુ વડનગર સવત્ ૧૯૭૦ ચૈત્ર વદિ ૩

---

## લખેલ પત્ર.

મુંબઇથી—

કામી ન જુવે જાત કુજાત, કામી ન જુવે દિન વા રાત,
પડે ન કામીને મન ચેન, વિષય વાસના વર્તે ઘેન ૧
કામી અન્ય ન દેખે પાસ, કરગરતો કામી જન દાસ,
વધે વાસના થાય ન તૃપ્તિ, કામે કામિત હોય સુપુપ્તિ ૨
પૂઠે નિન્દે લોક હજાર સ્વજન વર્ગ દેવે ધિક્કાર,
તનમન શક્તિ હોવે વ્યર્થ, હોવે કામે મહા અનર્થ ૩
ભોગવતા વૃદ્ધિ ગત થાય, કાષ્ઠે વહ્નિ વધતી જાય,
ગુણ દાવાનલ સમ છે એહ, કામે રહે ન નિર્મલ દેહ ૪
ઘોળામા કાળુ કરનાર, કામે ધૂળ સમો અવતાર,
મનને તેથી પાછુ વાળ, સજ્જન સગે જીવન ગાળ ૫
થોડુ કીધુ ઘણુ જ માન, મનમા લાવી ઉત્તમ સાન,
મુક્તિ પન્થમા થા તૈયાર, છોડીદે ભ્રમણા નિર્ધાર ૬
પડી ટેવ ટળતા બહુવાર, ટાળતા ટળતી નિર્ધાર,
મોહકર્મનુ ટળતા જોર, બુરીટેવ ટળે મહાઘોર ૭
મનબળને ફોરવ નિર્ધાર, સન્ત જનોની થાશે વ્હાર,
ટળશે કામતણો મહાગર્વ, યત્ને નાસે દોષો સર્વ ૮
સમજી શુભ પન્થે ઝટ ચાલ, સદ્ગુણ મોજે જગમા મ્હાલ,
બુદ્ધિસાગર શિક્ષા પાળ, સમજીને સાચુ સભાળ ૯

સ ૧૯૬૭

---

## पत्र.

**અમદાવાદ શેઠ જગાભાઇ દલપતભાઇ યોગ્ય ધર્મલાભ.**

જિનેશ્વર જાપ જપવામાં, જિનેશ્વર ધ્યાન ધરવામાં;
સમાગમ સન્ત કરવામાં, જીવન તો હાલ વીતે છે. ૧
પ્રભુથી બાંધી છે પ્રીતિ, ત્યજી છે વિશ્વની ભીતિ;
ગ્રહી છે સન્તની રીતિ, ગમે છે ચિત્તમાં એવું. ૨
પ્રભુની પ્રેમમસ્તીમાં, ભુલીને ભાન હું તું તું;
પ્રભુની સાથ મળવામાં, લગનવા ચિત્ત લાગી છે. ૩
પ્રભુના પ્રેમપ્યાલાને, પિઇને ભાન જગ ભૂલ્યો;
પ્રભુરૂપે પ્રભુ દેખી, મિલાવી આંખથી આંખો. ૪
પ્રભુની પ્રેમભક્તિમાં, નથી બીજું કશું ગમતું;
પડે નહિ ચેન વાતોમાં, બધું દિલનું કહું કોને; ૫
પ્રભુમાં હું પ્રભુ મુજમાં, પ્રભુને હું સદા સરખા;
પ્રભુ મ્હારો પ્રભુનો હું, પરમબ્રહ્મ સ્વયંજ્યોતિ. ૬
પ્રભુ દિલમાં રહો નિત્યે, પ્રભુ વણ અન્ય ના ઇચ્છું;
પ્રભુને શોધનારો હું, પ્રભુથી ક્રીડનારો હું. ૭
પ્રભુની જે અલખ લીલા, અમારી એ અલખ લીલા;
પ્રભુમાં હું સમાયો છું, સમાયો છે પ્રભુ મુજમાં. ૮
તિરોભાવે પ્રભુપોતે, પ્રકટભાવે પ્રભુજ્યોતે;
પ્રભુના રૂપથી રંજી, પ્રભુરૂપે થવાનું છે. ૯
પ્રભુરૂપે થયા વણ તો, પ્રભુ સુખની ખુમારી ના;
પ્રભુના રૂપની ઝાંખી, થતી ત્યાં સ્વર્ગ શા ખપનું ? ૧૦
પ્રભુશ્રી સિદ્ધની સાથે, લગનવા પૂર્ણ લાગી છે;
સ્વયં સિદ્ધ જ થયા વણ તો, કદાપિ એહ નહિં છૂટે. ૧૧
જરા નહિં સ્વર્ગની ઇચ્છા, પ્રભુના રૂપમાં રાચ્યો;
પ્રભુમાંહિ સકલ દેખી, પ્રભુમાં લીન થાવાનું. ૧૨

અમારે ને તમારે એ, પ્રભુના રૂપનું શરણું,
બુદ્ધ્યબ્ધિ સિદ્ધની ભક્તે, પ્રભુ દિલમાં પ્રગટ થાતા ૧૩

વિસનગરથી બુદ્ધિસાગર, સંવત્ ૧૯૭૦ ચૈત્ર

ૐ શાન્તિઃ ૩

---

# ૧૯૭૧ ની સાલનાં કાવ્યો,

---

## વિજાપુરના જૈન
## દોસી નથુરામ મછારામના મૃત્યુ નજીકના રોગોદય પ્રસંગે રચેલ તેમના સમાધિમરણાર્થે તેમને સંભળાવવામાં આવેલ.

## आत्मसमाधिग्रन्थ.

અર્હંત્ સિદ્ધસૂરિ તથા, વાચક મુનિ પ્રણામ,
દ્રવ્યભાવથી ધ્યાવતા, રહે ન આસ્રવ નામ ૧
આત્મસમાધિ ગ્રન્થની, રચના શુભ સંકેત
દોસી મછારામ સુત, નથુભાઈના હેત ૨
ચેતન! મનમાં ચેતીલે, પોતાનું નહીં કોય,
કાયા માયા કારમી, પોતાની ના હોય ૩
કર્મવશે રોગો થતા, ભોગવવા સમભાવ,
હાય વરાળ કર્યાવકી, શાંતિનો નહીં દાવ ૪
સમતા ધર મમતા ત્યજી, અન્તર આતમ ખેલ,
કર્મ વશે મારૂં ગણ્યું, તે સહુ દૂરે મેલ ૫
ચાર શરણને આદરી, જિન આણા મન ધાર,
અવસર આવ્યો રૂડ ના, હિમ્મત લેશ ન હાર, ૬
દેહ અનન્તા પામીયો, છોડ્યા વાર અનંત,
ભાડે ના ઠા તેહમાં, સમજ સમજ મતિવંત ૭

આંખે જે દેખાય છે, ત્હારૂં ના તલ ભાર;
તારૂં તારી પાસ છે, અંતરૂમાંહિ વિચાર. ૮
પંખીનો મેળો મળ્યો, ભિન્ન થતાં ના વાર;
ચેત ચેતરે આતમા, આણી ચિત્ત વિચાર. ૯
ઈન્દ્રજાલ સમ ખેલ આ, આંખે સહુ દેખાય;
તારૂં તેમાં કાંઈ ના, ભૂલ હવે ના થાય. ૧૦
જેમાં ત્હારૂં કાંઈ ના, તેમાં જરા ન મુજ;
પર તે ત્હારૂં ના થતું, એ અન્તરનું ગુજ્જ. ૧૧
પરની ચિંતા ક્યાં કરે, તું પર પુદ્ગલ ભિન્ન,
તુંછે આત્મસ્વભાવમાં, થા તું નિજગુણ લીન. ૧૨
રૂપાનો ભ્રમ છીપમાં, જડમાં સુખની બુદ્ધિ;
ભ્રાંતિ એ ત્યાગી અરે, કર નિજ આતમ શુદ્ધિ. ૧૩
અનન્ત ભવ પાપો કર્યાં, જ્ઞાને દૂર પલાય;
પરમાં નિજ ભ્રાંતિ ટળે! ચેતન શિવપુર જાય. ૧૪
રાગ દ્વેષ ટાળ્યા થકી, મુક્તિ સહજે થાય;
સર્વ શાસ્ત્ર પરમાર્થ એ, સમજ સમજ મન માંહ્ય. ૧૫
પશ્ચાત્તાપ કર્યા થકી, ટળે કર્મની રાશ;
કર્યાં કર્મ આલોચીએ, ચિત્ત ધરી વિશ્વાસ. ૧૬
મારૂં તારૂં જ્યાં લગી, તાવત્ છે સંસાર;
મારૂં તારૂં પરિહરી, ભાવો આતમ સાર. ૧૭
કાળ અનાદિથી અરે, થયો કર્મ સંયોગ;
પરભાવે રમતાંથકી, પરપુદ્ગલનો ભોગ. ૧૮
પરભાવે તું ક્યાં રમે, તેથી ભિન્ન વિચાર;
રૂપાતીતપણું ખરૂં; તુજ સ્વરૂપજ ધાર. ૧૯
શરીર પુદ્ગલ ભિન્ન છે, મનમાં એવું ભાવ;
નામરૂપથી ભિન્ન થઈ, અન્તરમાં લય લાવ. ૨૦
શુભાશુભપણું ધરે, દૃશ્ય વસ્તુમાં જેહ;

તે મિથ્યા તુજ કલ્પના, તુ જ્ઞાનાદિક ગેહ ૨૧
નામરૂપમા તુ નહીં, સમજ સમજ એ ભાવ,
રાગાદિક ત્યાગી ભલી, સમતા મનમા લાવ ૨૨
રોગાદિક પ્રગટે છતે, સમતા મનમા ધાર,
દેવુ ચૂકવ હર્ષથી, ઉત્સવ કાલ વિચાર ૨૩
રોગો વેદાવણુ નહીં, છૂટક બારો માન,
અકળાયાથી શુ વળે, વૈરાગ્યે મન આણ ૨૪
રસ શુભાશુભ મેળવી, બાધ્યા જે જે કર્મ,
ભોગવવા તે તે પડે, નહીં કર્મને શર્મ ૨૫
દીનપણુ કરતાથકા, કર્મ ન દૂરે થાય,
સમભાવે શૂરો બની, ભોગવ કર્મ વિલાય ૨૬
કર્મોદયને વેદતા, ઉપયોગે ક્ષય થાય,
નવા કર્મ બધાય ના, એ છે સત્ય ઉપાય ૨૭
કર્મશત્રુ સાથે લડે, જ્ઞાની ધરીને શસ્ત્ર,
જ્ઞાન ધ્યાન ઉપયોગમા, વાપરતો શુભ અસ્ત્ર ૨૮
જ્ઞાની ઢીલો થાય ના, કર્મોદયથી જરાય,
ઉદયે આવ્યા કર્મને, વેદે સમતા લાય. ૨૯
આત્મજ્ઞાનની દૃષ્ટિથી, જીવ પુદ્ગલ બે ભિન્ન,
જાણી આત્મવિષે સદા, રમ તુ થઇ લયલીન ૩૦
હર્ષ શોક ના મન ધરે, બાહ્યદૃષ્ટિના યોગ,
હર્ષ શોક વણુ ભોગવે, સર્વ શુભાશુભ ભોગ ૩૧
જ્ઞાની મુઝાતો નહીં, પરમા ધરી નિજ ભાવ,
ક્ષણે ક્ષણે ઘટ જાગતો, માની સાક્ષીભાવ ૩૨
જે પોતાનુ નહિ કદા, સદા નહીં રહેનાર,
તેની મમતા ભીતિનો, ઝટ કરવો પરિહાર ૩૩
પર પર્યાયો ભોગવ્યા, તે નહિ તારા થાય,
પર પુદ્ગલ લક્ષ્મી કહે, હહા મોહ મહિમાય ૩૪

નવું બને જૂનું ટળે, શરીર વસ્ત્ર સમાન;
શરીર ભાડા કોટડી, પોતાનું ના માન. ૩૫
શરીર બદલાતાં રહે, અહં મમત્વ ન રાખ;
તેથી ન્યારો માની નિજ, સામ્યામૃતને ચાખ. ૩૬
ઉંચો નીચો તું નહીં; નહિ તું રૂપી દ્રવ્ય;
ભ્રમણા ત્યાગી બાહ્યની, સમજ સમજ તું ભવ્ય. ૩૭
કર્યાં કર્મ ના છૂટતાં, વેદ્યા વણ જગમાંહિ;
કાયર શું બનતો હવે, ભોગવ જ્ઞાનોત્સાહ. ૩૮
ઢંઢણ મુનિએ ભોગવ્યાં, સાધુ ગજ સુકુમાલ;
મેતાર્ય મુનિએ તથા, સમતા ભાવ નિહાળ. ૩૯
કર્મ વશે જીવ નાટકી, નાટક કરે અપાર;
લાજ કર્મને ના જરા, દૃષ્ટાન્તો જ વિચાર. ૪૦
રોગાદિક પ્રકટે છતે, સ્હામું રહે તે જ્ઞાન;
ઘોર પરિષહ આવતાં, ચળે ન વીર સમાન. ૪૧
આત્મજ્ઞાનના શસ્ત્રથી, મોહ શત્રુને માર;
હજી બાજી છે હાથમાં, પરભાવે ના હાર. ૪૨
કીધાં જે જે ભોગવ્યાં,' તેમાં ચિત્ત ન રાખ;
ઇચ્છાઓ જે ઉપજે, તેને મારી નાંખ. ૪૩
કાચી બે ઘડીમાં અહો, આત્મભાવના યોગ;
કેવલ લક્ષ્મી ઉપજે, ટળે મોહ સંયોગ. ૪૪
આત્મભાવના બળથકી, અનન્ત ભવનાં કર્મ;
અંતર્મુહૂર્તવિષે ટળે, પામે શિવ સુખ શર્મ. ૪૫
આત્મરમણતા આદરી, નિર્મળ ચેતન ભાવ;
પરમાત્મા સહજે બને, વસ્તુ ધર્મ સદ્ભાવ. ૪૬
શાત અશાતા વેદની, બેથી ન્યારાં ધાર;
દ્રવ્યવિશે તું નાહી કદા, નિશ્ચય ચિત્ત વિચાર. ૪૭
જ્ઞાનાદિક તપ સંપદા, તુજમાં રહી સદાય;
વ્યક્તિપણે તે થાય છે, પામી શુદ્ધોપાય. ૪૮

શુભાશુભ ઉપયોગથી, શુદ્ધરૂપ છે ભિન્ન
શુભાશુભ ઉપયોગમા, ચેતન થાતો દીન. ૪૯
કેવલ જે ઉપયોગ શુદ્ધ, સાચો ચેતન ધર્મ,
પરમ પ્રભુતા આપતો, પ્રગટાવે શીવ શર્મ, ૫૦
ચેત ચેત ચેતન અરે, ત્યજી મોહની નિન્દ,
ભૂલી આત્મસ્વરૂપને, પકડે કયા પગ જિન્દ, ૫૧
અનન્ત જીવ મુકિત લહ્યા, ભાવી આતમ ભાવ,
આતમ તે પરમાતમા, સિદ્ધ બુદ્ધ સદ્ભાવ, ૫૨
જે જે નાટક તુ કરે, તે નહિ તારૂ રૂપ,
પર પુદ્ગલ મમતા ધરી, પડ ના ભવજલ કૂપ, ૫૩
છેદ્યો તુ છેદાય ના, ભેદ્યો ના ભેદાય,
મિથ્યા ભ્રાન્તિ ત્યાગીને, સમજ સમજ મનમાહ્ય, ૫૪
જે દેખે તે તુ નહીં, નહિ દેખે તે આપ,
આપો આપ વિચારતા, ટળે પુણ્યને પાપ, ૫૫
પુણ્ય પાપ નાટક કરી, ફરતો ભવમા ભાઈ,
ત્હારાથી જે ભિન્ન છે, તેની જૂઠ સગાઇ, ૫૬
જૂઠ સગાઈ માનીને, કરતો મોહાધ્યાસ,
એ તુજને તો ના ઘટે, મોહે ભવ આવાસ, ૫૭
મોહ ભાવ ત્યાગ્યા વિના, ટળે નહી સસાર,
એવુ મનમા જાણીને, મોહ દશાને વાર, ૫૮
મારૂ મારૂ શુ કરે, ત્હારૂ ના જગ કોય,
એક અરૂપી આતમા, અતરમા તુ જોય, ૫૯
મેળો પખીનો મળ્યો, ભવમા ના થિરવાસ,
ક્ષેત્ર ગૃહાદિકમા અરે, કર ના મમતા પ્યાસ, ૬૦
પખીને મમતા અરે, ઘટે ન કરવી અત્ર,
ભાતુ લે પરભવતણુ, કર્ત્તવ્ય શુભ માત્ર, ૬૧
તૈજસ કાર્મણ દેહ બે, પરભવ આવે સાથ,
રકગણી નિજને અરે ભૂલ્યો ત્રિભુવન નાથ, ૬૨

સિદ્ધ સમો સત્તાથકી, નહિ તું પર પર્યાય; ૬૩
રંક પણું મનથી ત્યજી. ધ્યાવે સિદ્ધ સુહાય;
કુટુંબ કબીલો સાથમાં, કદા ન આવે ભવ્ય; ૬૪
મમતા તેની ત્યાગીને, કરતું નિજ કર્ત્તવ્ય;
ચાર શરણને આદરી, પાપ કર્મ કર ત્યાગ; ૬૫
શુભ કર્મો અનુમોદીને, દેવાદિક ધર રાગ.
કેવળજ્ઞાનીએ કથ્યું, તેની શ્રદ્ધા ધાર; ૬૬
શ્રદ્ધાથી સમ્યક્ત્વની, પ્રાપ્તિ છે જયકાર.
ઉત્સૂત્ર ભાષણ કર્યું, પશ્ચાતાપે વાર; ૬૭
મિથ્યા દુષ્કૃત દેઇને, આરાધકતા ધાર.
ગુરૂ પાસે આલોચના, લે તું સરલ સ્વભાવ; ૬૮
ત્રણ શલ્યને પરિહરી, પામીશ આવિર્ભાવ.
ખમી ખમાવી સર્વથી, આતમ નિર્મલ ધાર; ૬૯
વૈરઝેર વિધટ્યાથકી, પામીશ મુક્તિ નાર.
ક્લેશ કર્યા જે સાથમાં, તેહ ખમાવો જીવ; ૭૦
ખમે ખમાવે તે થતો, નિર્મળ ચિદ્ઘન શીવ.
હણીયા જે જે પ્રાણીયા, અજ્ઞાને હિ સદૈવ; ૭૧
મિથ્યા દુષ્કૃત દેઇને, નિર્મળ થા શુભમેવ.
કર્માધીન સૌ પ્રાણીયા, કોઇ ન વૈરી જાણ; ૭૨
કર્મવશે સંસારમાં, ભટકે મનમાં આણ.
શત્રુ કોઇ ન જાણ મન, મિત્ર કરી સહુ માન; ૭૩
મૈત્રીભાવના ભાવીને, કર આતમ કલ્યાણ.
સદ્ગુણની પ્રીતિ ધરી, કર ગુણી જનનો રાગ; ૭૪
ગુણરાગી મુક્તિ લહે, ગુણરાગે ઝટ જાગ;
ધર્મી જનને દેખીને, ધર મનમાંહિ પ્રમોદ. ૭૫
ભાવપ્રમોદે જે રમે, તે ના જાય નિગોદ.
દોષી જનપર રાગ ના, તેમ નહીં મન દ્વેષ; ૭૬
ચિત્ત ધરી મધ્યસ્થતા, પરિહર ભયના ક્લેષ.

જેહ ધરે મધ્યસ્થતા, તે ન ભમે સ સાર,
રાગદોષથી ભિન્ન થઇ, પામે ભવજલ પાર. ૭૭
રાગદ્વેષ ના ઉપશમે, વર્ત્તે ભાવ મધ્યસ્થ,
નિન્દા ઝઘડા ત્યાગીને, પામે શિવપુર તથ્ય ૭૮,
દુ ખીપર કરૂણા કરી, કર નિજ ચેતનશુદ્ધિ,
ચાર ભાવના ભાવતા, થાવે નિર્મળ બુદ્ધિ ૭૯
ચાર ભાવના ભાવતા, ટળે કર્મની કોડ;
પરમાતમપદ પામવા, નહિ કો એહવી જોડ ૮૦
અનિત્ય આ સ સારમા, ઉપજે વિણુસે સર્વ,
તન ધન યૌવન શક્તિનો, શો કરવો મન ગર્વ ૮૧
ઇન્દ્રાદિક જે સુરવરા, આયુ ક્ષયે મરત,
શરણુ ન કો સ સારમા, કો ન સદા જીવન્ત ૮૨
વજ્ર પેટીમા પેસતા, કદી ન મૂકે કાળ,
અહ પણુ મમતા ત્યજી, આતમ ધન સ ભાળ ૮૩
જે ત્હારૂ ન થનાર છે, તેનો ના કર શોક,
તન ધન પુત્ર કલત્રની, મમતા કરવી ફોક ૮૪
ગયુ ન કોઇ સાથમા, ભાવી કદા ન જનાર,
તન ધન મમતા શુ કરે, આત્મધર્મને ધાર ૮૫
મેળ બાહ્યનો કારમો, વીજળીનો ચમકાર,
બાજીગર બાજી સમુ, વૈરાગ્યે મન ધાર ૮૬
પૃથ્વી થઇ ન કોઈની, કદી ન કોની થનાર,
કુટુમ્બ કબીલો એહવો, જાણી મમતા ધાર ૮૭
પરની ચિ તા શ્યા કરે, ચિ તા ભવ જ જાળ,
ચિ તા ચિતા સમ તજી, મનડુ ધર્મે વાળ ૮૮
આવ્યો એકલો એકલો, જાઇશ પરભવ ભાઇ,
દેહાદિકથી ભિન્ન તુ, જૂઠી બાહ્ય સગાઇ. ૮૯
ચેતનથી સહુ ભિન્ન છે, પુત્રાદિક પરિવાર,

ભાવના એવી ભાવતાં પ્રગટે કેવળ સાર. ૯૦
કાયા કાચા કુંભ સમ, અશુચિનો ભંડાર;
દેહ રૂપ છે કારમું, વિણસંતાં ના વાર. ૯૧
દેહ અનન્તા તેં ધર્યા, ચાર ગતિની મઝાર;
કોઈ થયું ના તાહરૂં, કાય અશુચિ વિચાર. ૯૨
મન વાણી કાયાથકી, આસ્રવ તત્ત્વ ગ્રહાય;
વિવેક ત્હેનો મન ધરી, સંવર ધર મન ભાય. ૯૩
કર્મ નિર્જરે જે થકી, તે નિર્જર છે તત્ત્વ;
આત્માર્થી તેને વરે, જ્ઞાની ધ્યાની સત્વ. ૯૪
લોક સ્વભાવ વિચારણા, બોધિ દુર્લભ જાણ;
ધર્મ પ્રરૂપક જીનવરા, પ્રેમે મનમાં આણ. ૯૫
બાર ભાવના ભાવતાં, અનંત કર્મ વિનાશ;
કર્માહિને મોરસમ, ચિદાનન્દ ગુણ વાસ. ૯૬
શુદ્ધ ધર્મની પ્રાપ્તિમાં, બાર ભાવના સત્ય;
શુદ્ધ ધર્મ ઉપયોગમાં, પરમ ભાવના કૃત્ય. ૯૭
ભાવે ભાવના આત્મની, નાસે મિથ્યા ભાવ;
ખીલે સદ્ગુણ આત્મના, સિદ્ધ બુદ્ધતા દાવ. ૯૮
ક્યાં ભટકે પરભાવમાં, કરી વિકલ્પ પ્રચાર;
સર્વ વિકલ્પો ત્યાગતાં, મુક્ત થઈશ નિર્ધાર. ૯૯
જ્યાં સંકલ્પ વિકલ્પ ના, ત્યાં છે શાન્તિ પ્રકાશ;
એહ રૂપ છે તાહરૂં, જ્ઞાનાનન્દ વિલાસ. ૧૦૦
નિર્વિકલ્પોપયોગમાં, સહજાનન્દની લ્હેર;
સાધનન્ત ભંગે ખરે, પ્રગટે આતમ ઘેર. ૧૦૧
ચિદાનંદમય આતમા, સર્વ શક્તિનું ધામ;
મનન સ્મરણ તેનું કરી, શિવપદ સહેજે પામ. ૧૦૨
આત્મભાવ આનન્દ ધર, આત્મભાવ છે સાધ્ય;
નિરાકાર નિર્મલ સદા, જેહ સદાય અબાધ્ય. ૧૦૩

આત્મસ્વભાવે ધર્મ છે, પર પુદ્ગલ છે ત્યાજ્ય,
જ્ઞાનાદિક ગુણમા રમે, હોવે શિવ સામ્રાજ્ય ૧૦૪
આત્મ રમણતા સાર છે, સર્વ શાસ્ત્રનો સાર,
પરિહરી પરભાવને, આત્મરમણતા ધાર ૧૦૫
ચેતન વીર્યોત્સાહને, પ્રગટાવી જયકાર,
આત્મરમણતા આદરો, ભૂલી સહુ સંસાર. ૧૦૬
નિજગુણમાંહી ખેલતા, આનન્દ અપરંપાર,
નિજગુણ સ્થિરતા ચરણમા, ના સંકલ્પ પ્રચાર. ૧૦૭
રૂપાતીત નિર્વાચ્ય છે, સહજાનન્દ સ્વરૂપ,
સહજાનન્દ સમાધિમા, ચેતન જગનો ભૂપ. ૧૦૮
શુભ પરિણામે બન્ધ છે, અશુભે પાપનો બંધ;
શુભાશુભ પરિણામથી, જગત્ શુભાશુભ બન્ધ ૧૦૯
શુભાશુભપરિણામથી, ભિન્ન ચિદાનન્દ રાય,
ચિદાનંદમા ખેલતાં, ભવ ભ્રમણ ટળી જાય ૧૧૦
શુભાશુભ ઉપયોગથી, ભિન્ન શુદ્ધ ઉપયોગ,
ચેતન ધર્મની પ્રાપ્તિમા, શુદ્ધ સદા સંયોગ ૧૧૧
આગમવાણી સાર એ, આરાધો ધરી રંગ,
આત્મસમાધિ ગંગમા, ન્હાવી સદા સુચંગ ૧૧૨
નથુભાઈના કારણે, આત્મસમાધિ વિચાર,
ગ્રંથ રચ્યો વિદ્યાપુરે આરાધન સુખકાર ૧૧૩
ઓગણિસ ઇકોત્તરતણી, માગશિર પુનમ એશ,
બુદ્ધિસાગર ભાવથી, સહજાનન્દ હમેશ ૧૧૪

---

ૐ શાંતિઃ

# खरी अध्यात्मिनी श्रद्धा.

થતા વ્હોરા નહીં પીરો, થતા કપટી નહીં સિદ્ધો;
હૃદયની શુદ્ધતા સાથે, ખરી અધ્યાત્મિની શ્રદ્ધા. ૧

પ્રકાશી છે સદા ભાનુ, તથા શ્રદ્ધા સ્વભાવે છે;
ખરા ઔદાર્યની સાથે, ખરી અધ્યાત્મિની શ્રદ્ધા. ૨

ભમાવ્યોના ભમે ક્યારે, નિહાળ્યું તત્ત્વને જ્ઞાને;
ખરેખર તે ફરે ક્યાંથી, ખરી અધ્યાત્મિની શ્રદ્ધા. ૩

ફરે છે દૃષ્ટિ બાળોની, કરેલી સંગતિયોગે;
પરા પારે ગયેલાની, ખરી અધ્યાત્મિની શ્રદ્ધા. ૪

થતી સંયોગ પામીને, ટળે સંયોગ પામીને;
અરે અજ્ઞાનીની શ્રદ્ધા, ખરી અધ્યાત્મિની શ્રદ્ધા. ૫

કરી બ્રહ્માનુભવ ધ્યાને, ઠર્યા જે આત્મમાં પ્રેમે;
સદા આનન્દભોક્તાની, ખરી અધ્યાત્મિની શ્રદ્ધા. ૬

ટકે ના જ્ઞાનવણ શ્રદ્ધા, નથી શ્રદ્ધા વિના ભક્તિ;
કર્યો જ્યાં ત્યાં અનુભવને, ખરી અધ્યાત્મિની શ્રદ્ધા. ૭

નથી શ્રદ્ધા વિના પ્રીતિ, નથી પ્રીતિ વિના ભક્તિ;
નથી ભક્તિ વિના શકિત, ખરી અધ્યાત્મિની શ્રદ્ધા. ૮

ખરેખર આત્મજ્ઞાનીને, થતો પ્રત્યય કથ્યાનો એ;
બુદ્ધયબ્ધિ સદ્‌ગુરૂ સંગી, અધ્યાત્મિની શ્રદ્ધા. ૯

---

## ક્રિયાના મતભેદો.

ક્રિયાના મતભેદે જે, અજ્ઞાનીઓ ઝઘડા કરે,
જુદી સાધ્ય સાચું જે, સામાસામી લડી મરે—ક્રિયાના

ફકીરફી ફકીર બનીને, કરતા તાણાતાણ,
ક્રિયાનો પરમાર્થ ન સમજે, નિરપેક્ષી થઈ જાણ,
વર વિના જાનઈયા રે, સન્માન કયાથી વરે. ક્રિયાના૦ ૧

ધર્મ ક્રિયાના ભેદ ઘણા છે, સાપેક્ષાએ સત્ય,
સાધ્યદૃષ્ટિથી જ્ઞાનીને સહુ, સાચાં ક્રિયાનાં કૃત્ય,
ઉત્સર્ગાપવાદે જે, કદાગ્રહ કયાથી અરે ક્રિયાના૦ ૨

સંવર નિર્જરની ક્રિયાઓ, આસ્રવરૂપે થાય,
શાસ્ત્રો કજીયા માટે થાતા સાધન બાધકના ય,
અજ્ઞાની સાપેક્ષા રે, સમજે નહીં સાચી ખરે ક્રિયાના૦ ૩

ક્રિયાઓની પરંપરાઓ, દ્રવ્યાદિકથી ગ્રાહ્ય,
કર્તવ્યાકર્તવ્ય રૂપે, સાપેક્ષે નિમિત્ત સાહાય્ય,
કરવું ને જે ન કરવું રે, જ્ઞાની તેનો સાર વરે ક્રિયાના૦ ૪

આગમની સાપેક્ષ ક્રિયાઓ, અધિકારથી સાધ્ય,
બાધ્ય તે સાધકરૂપે થાતી, સાધ્ય તે થાતી બાધ્ય,
નિશ્ચયને વ્યવહારે રે, સમજી જ્ઞાની ક્રિયા ધરે ક્રિયાના૦ ૫

જ્ઞાનીના હસ્તે ક્રિયાઓ, જ્ઞાની કરે તે સાચ,
જ્ઞાની વણ અજ્ઞાની હાથે, સાચ હોવે તે કાચ,
જ્ઞાનીની આજ્ઞાએ રે, ક્રિયાઓની શુદ્ધિ ખરે ક્રિયાના૦ ૬

કર્મયોગનો અધિકારી છે, જ્ઞાની ધર્મ પ્રમાણ,
જ્ઞાની ક્રિયાવિષે નિર્લેપી, જ્ઞાની ગુરુ ધરો આણ,
શુદ્ધિમાર્ગ ધર્મે રે, જ્ઞાની અધિકારી કરે ક્રિયાના૦ ૭

# मताभिप्रायमां मुंझे.

કથ્યું કરતો નથી મ્હારૂં, નહીં સમજે હૃદય મારૂં;
અપેક્ષ્યા પૂર્ણ સમજ્યા વણ, મતાભિપ્રાયમાં મુંઝે. ૧

અમારી દૃષ્ટિમાં કેવું, નથી તે ભાસતું તુજને;
સ્વયં શંકા કરી મનમાં, મતાભિપ્રાયમાં મુંઝે. ૨

અમારા આશયો સમજ્યા, વિના તર્કો કરે ઝાઝા;
વિચારી સત્ય લે ક્યાં તું, મતાભિપ્રાયમાં મુંઝે. ૩

ગ્રહ્યા વણ આશયો સર્વે, પછીથી પૂર્ણ પસ્તાશે;
તપાસ્યા વણ સકળ બાજુ, મતાભિપ્રાયમાં મુંઝે. ૪

મળ્યા સંયોગ કેવા છે, પછીથી તે થશે કેવા;
વિચારી દેખ તે બાપુ, મતાભિપ્રાયમાં મુંઝે. ૫

ત્હને સમજાયું જે આજે, કથ્યું આપ્તે અનાપ્તે વા;
કયા કારણથી થકી રે શું, મતાભિપ્રાયમાં મુંઝે. ૬

મનુષ્યો સહુ નથી સાચા, સુણ્યું સાચું કદી જૂઠું;
નિહાળ્યું પણ થતું જૂઠું, મતાભિપ્રાયમાં મુંઝે. ૭

પરીક્ષક કો નથી પૂરો, ભણ્યો ભૂલે ડુબે તારો;
અરે રાગે અને દ્વેષે, મતાભિપ્રાયમાં મુંઝે. ૮

શિખામણ સન્તની સાચી, સદા માની વિચારીને;
હૃદયમાં દેખશું આવા, મતાભિપ્રાયમાં મુંઝે. ૯

ત્હને વ્હાલા થયા ત્હેનાં, વિચારી જો હૃદય કેવાં;
પરીક્ષા વણ અરે ક્યાં તું, મતાભિપ્રાયમાં મુંઝે. ૧૦

જણાશે ના અધુના જે, પછીથી તેહ સમજાશે;
બુદ્ધ્યબ્ધિ શીખ માનીને, ધરી લે શીર્ષ પર આજ્ઞા. ૧૧

## जणावुं शी ? हवे आज्ञा.

અમારી પાસે બેસીને, વ્યવસ્થા કાર્યની યોજી,
પ્રતિજ્ઞા તે કરી છ ડી, જણાવુ શી ? હવે આજ્ઞા ૧

દબાઈ અન્યની સ્હેમા, વિચારોથી ફરી જાતા,
બનીને ગોળીના ચવડા, જણાવુ શી ? હવે આજ્ઞા ૨

હૃદયની પાસમા રહીને, નથી જાણ્યુ સકલ પુરૂ,
બન્યા નિજ વૃત્તિના મોઝી, જણાવુ શી ? હવે આજ્ઞા. ૩

દબી જાતા દબાવ્યાથી, હૃદયની માન્યતા વેચી,
તથાપિ ભૂલ ના દેખો, જણાવુ શી ? હવે આજ્ઞા ૪

અમારા આશયો સઘળા, નથી સમજ્યા ગુરૂગમથી,
નથી ઈચ્છા સમજવાની, જણાવુ શી ? હવે આજ્ઞા ૫

પ્રવર્તો વૃત્તિ અનુસારે, જરા ના સદ્ગુરૂ પરવા,
કરો છો ચિત્તનુ ધાર્યુ, જણાવુ શી ? હવે આજ્ઞા ૬

કર્યા વણ સદ્ગુરૂ સેવા, નથી મળતા ભલા મેવા,
હૃદયગ્રાહી થયા વણ જે, જણાવુ શી ? હવે આજ્ઞા ૭

નિહાળો ત્રાજવુ નમતુ, અરે ત્યા જાઓ છો બેસી,
ફરીને પુચ્છતા પશ્ચાત્, જણાવુ શી ? હવે આજ્ઞા ૮

નથી સેવકપણુ માન્યુ, નથી નિજ ફર્જની પરવા,
અદા નિજ ફર્જ ના કરવી, જણાવુ શી ? હવે આજ્ઞા ૯

થશે કિમત પ્રતિજ્ઞાની, તમારા ચિત્તમા સાચી,
થશે સ્વાર્પણ પ્રતિજ્ઞાએ, જણાવીશુ તદા આજ્ઞા ૧૦

યથા ચિત્તે તથા વાચિ, યથા વાચિ તથા કાયે,
બુદ્ધયબ્ધિ એકતા થાતા, જણાવીશુ તદા આજ્ઞા ૧૧

## " नहीं विश्वास कर तेनो "

પ્રતિજ્ઞાઓ વચન કોલે, કરીને જે ફરી જાતો;
નથી કિમ્મત પ્રતિજ્ઞાની, નહીં વિશ્વાસ કર તેનો. ૧

નથી જે લાજથી ડરતો, નહીં જે પાપથી ડરતો;
ક્ષણે ક્રોધી ક્ષણે તોષી, નહીં વિશ્વાસ કર તેનો. ૨

અહો જ્યાં જાય ત્યાં તેવો, બની જાતો પ્રસંગોથી;
ફરે લાલચથકી ક્ષણમાં, નહીં વિશ્વાસ કર તેનો. ૩

વદે વાણી ઘણી મીઠી, હૃદયમાં વૈરની કાતી;
હૃદયમાં ડંખને રાખે, નહીં વિશ્વાસ કર તેનો. ૪

પ્રમાણિકતા નથી પ્યારી, રહે વૃત્તિ ઘણી નારી;
હસે જે દંભથી જૂઠું, નહીં વિશ્વાસ કર તેનો. ૫

નથી ઉપકારની વૃત્તિ, નથી મનમાં દયા ઝરણું;
મુખે બીજું વદે બીજું, નહીં વિશ્વાસ કર ત્હેનો. ૬

રહે ચંચલ સદા મનડું, ભમાવ્યો જે ભમી જાતો;
નથી ટેકી નથી નેકી, નહીં વિશ્વાસ કર ત્હેનો. ૭

નથી ગંભીરતા મનમાં, વિચાર્યા વણ વદે શબ્દો;
સદા જે સ્વાર્થ પૂજારી, નહીં વિશ્વાસ કર ત્હેનો. ૮

અનીતિમાં જીવન ગાળે, ઘણી ભીતિ ધરે મનમાં;
ઘડીમાં કંઈ ઘડીમાં કંઇ, નહીં વિશ્વાસ કર ત્હેનો. ૯

કરે સમજ્યા વિના હાહા, કરે સમજ્યા વિના નાના;
દબાવ્યો જે દબી જાતો, નહીં વિશ્વાસ કર ત્હેનો. ૧૦

હૃદય સમજી હૃદય દેવું, વચન સમજી વચન દેવું;
બુદ્ધ્યબ્ધિ ધર્મ બોધીને, કથી શિક્ષા ભલા માટે. ૧૧

---

# સુધારો કે બગાડો આ.

ખરા આર્યત્વના બીજો, જતા વિણશી અહો જેથી,
ટળે નિજ ધર્મની ફર્જો, સુધારો કે બગાડો આ ૧

વધે હાજત વધે ખર્ચો, ટળે છે કાયની શક્તિ,
ખરાબી દેશની થાતી, સુધારો કે બગાડો આ ૨

વધે ભીતિ ઘટે નીતિ, ભલા આચારની ખામી,
નકામી ટાપટીપો બહુ, સુધારો કે બગાડો આ. ૩

વધે શિક્ષણ નકામુ બહુ, અનાચારો વધે ઝાઝા,
ઘટે સ્વાતન્ત્ર્ય ધર્મોનુ, સુધારો કે બગાડો આ. ૪

વધી કહેણી ઘટી રહેણી, પ્રપંચો ઉન્નતિ બ્હાને,
ઘટે છે સંપને લક્ષ્મી, સુધારો કે બગાડો આ ૫

વધ્યા ખર્ચો નકામાં બહુ, ઘટી શ્રદ્ધા ઘટી ભક્તિ,
ઘટી સંકલ્પની શક્તિ, સુધારો કે બગાડો આ. ૬

હતુ જે સત્ય તે જાતુ, ગુરૂઓને ગણે ઘોડા,
થતા ખુનખાર મહાયુદ્ધો, સુધારો કે બગાડો આ ૭

ભલાઈ શબ્દ બોલ્યામા, કર્યામા ગોળ છે મીંડુ,
અનીતિ પોલીસીથી છે, સુધારો કે બગાડો આ ૮

કરે માબાપની સેવા, અરે ના પુત્રીઓ પુત્રો;
ગુરૂને ના ગણે શિષ્યો, સુધારો કે બગાડો આ ૯

નવી ફેશન વધી ઝાઝી, નવુ તે લાગતુ સારૂ,
થતુ જૂનુ અરે ખોટુ, સુધારો કે બગાડો આ ૧૦

નવા નામે સકળ ગમતુ, ભલે હો ઝેર જો મધ્યે,
વધ્યો ભભકો ઉપરનો બહુ, સુધારો કે બગાડો આ ૧૧

વધી હાજીતણી વૃત્તિ, વધ્યા બહુ ગાલધૂમણીયા,

વધી નિન્દા વધી ચાડી, સુધારો કે બગાડો આ. ૧૨
અરે સ્વાતંત્ર્યતા નામે, વધ્યું સ્વચ્છન્દ આચારે;
સુધારો ના જુવે સાચો, સુધારો કે બગાડો આ. ૧૩
અરે પરમાર્થના નામે, સધાતી સ્વાર્થની લીલા;
વધ્યાં મોટાઇનાં બણગાં, સુધારો કે બગાડો આ. ૧૪
ધરી મધ્યસ્થતા મનમાં, વિવેકે દેખશો સાચું;
બુદ્ધ્યબ્ધિસત્યદૃષ્ટિથી, સુધારો ઉન્નતિમાર્ગો. ૧૫

---

## थती आज्ञाथकी मुक्ति.

વિચારીને વિચારે શું ? કરીને કલ્પના કોટી;
હૃદયમાં માન એ સાચું, થતી આજ્ઞાથકી મુક્તિ. ૧
થવાનું સ્વાધિકારે જે, જણાવું સદ્ગુરૂ જ્ઞાને;
કૃપાળુ સદ્ગુરૂવરની, થતી આજ્ઞાથકી મુક્તિ. ૨
નિહાળે યોગ્ય તેને તે, જણાવે કાર્ય તે કરવું;
જરા એમાં નથી શંકા, થતી આજ્ઞાથકી મુક્તિ. ૩
મહાજ્ઞાની મહાધ્યાની, ગુરૂગીતાર્થ આદેશે;
હળાહળ ઝેર પીવાની, થતી આજ્ઞાથકી મુક્તિ. ૪
ધરે ચારિત્ર જે ઉંચું, કરે ના કાર્ય જે નીચું;
શરણ્ય સદ્ગુરૂવરની, થતી આજ્ઞાથકી મુક્તિ. ૫
ગુરૂએ જે કરી આજ્ઞા, અદા કરવી ફરજ માની;
અહો એવી સુશ્રદ્ધાથી, થતી આજ્ઞાથકી મુક્તિ. ૬
કદી આશય ન સમજાતો, તથાપિ તે ખરૂં માની;
અપેક્ષાથી કથ્યું કરતાં, થતી આજ્ઞાથકી મુક્તિ. ૭
ગુરૂના આશયો ઉંડા, ઘણા ગંભીર જે જે છે;
તથાપિ સાધ્ય શ્રદ્ધાથી, થતી આજ્ઞાથકી મુક્તિ. ૮

સદા આજ્ઞા ધરે શીર્ષે, ભમાવ્યા ના ભમે કુમતે,
અહો એવા જ શિષ્યોની, થતી આજ્ઞાથકી મુક્તિ ૯

ગુરૂની છે બલિહારી, ગુરૂની છે ગતિ ન્યારી,
હૃદયમા તત્ત્વ અવધારી, થતી આજ્ઞાથકી મુક્તિ ૧૦

સદા આગમ અનુસારે, ગુરૂ જે જે હુકમ આપે,
બુદ્ધયબ્ધિની ખરી શિક્ષા, થતી આજ્ઞાથકી મુક્તિ ૧૧

---

## अदा कर फर्ज पोतानी.

ડરે છે શુ અરે ભોળા, મરે છે કયા અરે ભોળા,
બની તેનો અધિકારી, અદા કર ફર્જ પોતાની ૧

રૂવે છે કીર્તિને તુ કયા, અધીરાઈ ધરે છે કયા,
પડયુ માથે અરે તેની, અદા કર ફર્જ પોતાની ૨

ધરીને આશ કયા પરની, નકામો તુ કરે ચિન્તા,
થવાનુ તે થયા કરશે, અદા કર ફર્જ પોતાની ૩

ભુલી જા રૂપની ભ્રાતિ, ભુલી જા નામની ભ્રાતિ,
અહવૃત્તિ ત્યજી બાપુ, અદા કર ફર્જ પોતાની ૪

નથી આજ્ઞા વિના સિદ્ધિ, નથી આજ્ઞા વિના રૂદ્ધિ,
નથી આજ્ઞા વિના શુદ્ધિ, અદા કર ફર્જ પોતાની ૫

નથી સાહસ વિના થાતુ, થતુ જે જે કરે જાતુ,
બની નિર્લેપ ભર ખાતુ, અદા કર ફર્જ પોતાની ૬

ત્હને સોપ્યુ અધિકારે, અરે તે કયા હવે હારે,
ગમે તેવુ થશે ક્યારે, અદા કર ફર્જ પોતાની ૭

તને આજ્ઞા રૂચે જ્યારે, અધિકારી થશે ત્યારે,
સ્વય માની અધિકારી, અદા કર ફર્જ પોતાની ૮

નથી લેવું નથી દેવું, અધિકારે સદા રહેવું; ૯
પડે તે દુઃખને સહેવું, અદા કર ફર્જ પોતાની.
ભલે માનો ન વા માનો, જગત્‌ની ધાર ના પરવા; ૧૦
પ્રસંગે કાર્ય કરવાની, અદા કર ફર્જ પોતાની.
ધરી ના ચિત્ત નાદાની, અધિકારી સ્વયં માની; ૧૧
પ્રસંગોપાત્ત કરવાની, અદા કર ફર્જ પોતાની.
ત્યજીને સપ્તભીતિયો, ત્યજીને ફૂટ નીતિઓ; ૧૨
રહી જે ચિત્તમાં છાની, અદા કર ફર્જ પોતાની.
બનીને સ્વાશ્રયી ભાવે, અચલ વિશ્વાસના દાવે; ૧૩
ત્યજી બકવાદની વૃત્તિ, અદા કર ફર્જ પોતાની.
હૃદય નિર્લેપતા ધારી, અહંતાવાદને વારી; ૧૪
જરા પાછી ન કર પાની, અદા કર ફર્જ પોતાની.
ત્યજીને હર્ષની વૃત્તિ, ત્યજીને શોકની વૃત્તિ; ૧૫
સ્વભાવે સામ્યતા ધારી, અદા કર ફર્જ પોતાની.
જુવે શું ? પાછું વાળીને, નકામું વિશ્વ મ્હાલીને; ૧૬
પ્રતિજ્ઞા પૂર્ણ કીધાની, અદા કર ફર્જ પોતાની.
જુવે પાછું નહીં જ્ઞાની, જુવે પાછું નહીં ધ્યાની; ૧૭
જુવે પાછું નહીં તાની, અદા કર ફર્જ પોતાની.
ગતિ છે ઓર શૂરાની, નહીં તેવી અધૂરાની; ૧૮
વિચારી વાત જો ભાની, અદા કર ફર્જ પોતાની.
ધરીને વૃત્તિ સમતાની, અરે ઓ તત્ત્વ મસ્તાની; ૧
કરી જે વાત લો માની, અદા કર ફર્જ પોતાની.
ત્યજી શંકા બની બંકા, ત્યજી દે ભાવ જે રંકા;
બની કર્તવ્યનો યાની, અદા કર ફર્જ પોતાની.
જણાવું છું ભલા માટે, કરી લે શીર્ષના સાટે;

બને છે વાત એ ઘાટે, અદા કર ફર્જ પોતાની. ૨૧
થશે જે જે થવાનુ તે, જશે જે જે જવાનુ તે,
સદા આજ્ઞા હૃદય ધારી, અદા કર ફર્જ પોતાની ૨૨
થશે ફલ શુ ? ન જોવાનુ, થશે ના તે ન રોવાનુ,
કરી આજ્ઞાજ કરવાની, અદા કર ફર્જ પોતાની ૨૩
યથા આજ્ઞા તથા એવ, કશુ બીજુ કરી નૈવ,
ભવાબ્ધિ સુતરવાની, અદા કર ફર્જ પોતાની. ૨૪
કરી આજ્ઞા ન ફરવાની, કથ્યુ એ શિષ્ય સુખકારી,
બુદ્ધચબ્ધિ ધર્મ ધરવાની, અદા કર ફર્જ પોતાના ૨૫

---

## नथी आत्मोन्नति एथी.

વધે કકાસમા પ્રીતિ, વધે ના નીતિની રીતિ,
સુકાર્યોમા રહે ભીતિ, નથી આત્મોન્નતિ એથી ૧
પ્રપચોની રહે વૃત્તિ, ગુરૂની ના થતી ભક્તિ,
સ્ફુરે મહાપાપમાં શક્તિ, નથી આત્મોન્નતિ એથી ૨
પ્રતિજ્ઞાઓ કરી ત્યજવી, સદા કુમતિ હૃદય ભજવી,
બુરી ઇચ્છા સદા સજવી, નથી આત્મોન્નતિ એથી ૩
કદી ના સત્યને વદવુ, જગત્‌ને યુક્તિથી ઠગવુ,
વદી ક્ષણુમા ફરી જાવુ, નથી આત્મોન્નતિ એથી ૪
કરીને ક્રોધ બહુ તપવુ, અહકારે સદા રહેવુ,
પરાયા માલને હરવા, નથી આત્મોન્નતિ એથી ૫
ગરીબોને સતાવાનુ, ખરૂ પ્રામાણ્ય ના ધરવુ,
સદા વ્યસનોવિષે રમવુ, નથી આત્મોન્નતિ એથી ૬
ગુરૂજનને દઇ ગાળો, અરે સ્વચ્છદતા ધરવી,
કરી ચોરી ઉદર ભરવુ, નથી આત્મોન્નતિ એથી. ૭

કુકર્મોને અનાચારો, નહીં ડરવું વ્યભિચારે;
અહો એવાજ આચરણે, નથી આત્મોન્નતિ એથી. ૮

ગ્રહી લાંચો વદી જૂઠું, ખરાબી જીવની કરવી;
મહંતોના થવું સામું, નથી આત્મોન્નતિ એથી. ૯

વિવેકે ના કશું કરવું, કરી આલસ ઉદર ભરવું;
અદેખાઈ ઘણી નિન્દા, નથી આત્મોન્નતિ એથી. ૧૦

ભલે હો જોગી કે ભોગી, નથી આત્મોન્નતિ એથી;
બુદ્ધ્યબ્ધિસદ્‌ગુણો વરતાં, થતી આત્મોન્નતિ સાચી. ૧૧

## सतावे रीस शा माटे

સતાવે રીસ શા માટે, મનુષ્યોનું હૃદય બાળી;
દિવાળીની કરે હોળી, હઠીલાઇ ધરે ખાલી. ૧

મનાવ્યું માનતી ના કંઇ, કરે મનની દશા ન્યારી;
કરાવે ક્લેશની લીલા, મળેલો મેળ તોડાવે. ૨

સુઝાવે ના હૃદય સાચું, સમર્પે દુર્મતિ ઝાઝી;
વધારે કર્મની સૃષ્ટિ, ઘણા અવતાર દેનારી. ૩

તને ધિક્કાર છે કોટી, અરે ઓ રીસ ડાકિણી;
વફાદારી ત્યજાવીને, હરામી ચિત્ત પ્રગટાવે. ૪

ગુણોમાં આગ પ્રગટાવે, ત્યજાવે સર્વ સંબંધો;
કરાવે આંખમાં લાલી, ભરાવે ઝેરના પ્યાલા. ૫

ભલાઇને કરે દૂરે, હૃદયમાં દ્વેષને પૂરે;
કરાવે ભેદના ભડકા, અરે ઓ રીસ પાપિણી. ૬

તપાવે તાપથી તનડું, તપાવે ક્લેશથી મનડું;
કરાવે વ્હાલ ત્યાં ઝઘડો, જણાવે છે ખરું ખોટું. ૭

હરાવે સન્ત લોકોને, મરાવે માનવતોને,
ચડેલાને જ પાડે છે, અરે એ રીસ મહા દુષ્ટા ૮
ચલી જા વિશ્વથી દૂરે, ઠરે તેથી સદા લોકો,
બુદ્ધયબ્ધિ ધર્મ કરવામા, ક્ષમાનો સાથ છે સારો. ૯

---

## જૈનોને બોધ.

અમારા જૈન બધુઓ, કયુ તે ધ્યાનમાં રાખો,
દશા પડતી તમારી થઇ, ઉઘાડી આંખ દેખોને ૧
ગરીબોની વધી સખ્યા, મળે ના ભાખરી ખાવા,
ઘણા વટલે અરે જૈનો, તમો ન લાવતા મનમા ૨
નિરાશ્રય બાળકો રખડે, કરોને સહાય્ય તેઓની,
સ્વધર્મનુ ખરૂ સગપણ, વિચારીને જુઓ મનમા. ૩
ઉડાવોછો મઝા મોઝો, કરો લખ લૂટ લક્ષ્મીની,
તમારી કોમના માટે, કરી સેવા કહો કેવી? ૪
પ્રભુ મહાવીરના ભક્તો, ફરે અજ્ઞાનની જયા ત્યા,
તમોને જો થતી પ્રીતિ, તદા સહાય્યે અરે આવો ૫
રહી બાકી ન પડતીમા, નહી ચેતો હવે જ્યારે,
પછીથી ખૂબ પસ્તાશો, શિખામણ માનશો સાચી ૬
નકામા ખર્ચતા લાખો, રૂપૈયા નાત લગ્નોમા,
તમારી કોમની વ્હારે, ચઢો ઝટ જૈન બધુઓ ૭
કરી સ્વાર્પણ જીવન સઘળુ, કરો ઝટ સહાય્ય જૈનોની,
હશે જો ભક્ત જૈનો તો, થશે મહાવીરની ભક્તિ ૮
હતા કેવા પ્રથમ જૈનો, હવે કેવા થયા દેખો,
તમો જૈનો હૃદયથી તો, કહો કેમ આસુઓ નાવે? ૯
જમાનો વહી ગયો જુનો, જરાતો આખ ઉઘાડો,
તમારી ઉન્નતિ માટે, કરોને લક્ષ્મીથી સેવા ૧૦

કરી યાહોમ વધો આગે, ધરી મર્દાઇ મનમાંહી;
ગુરૂ કૂળો ઘણા સ્થાપો ,ઉઘાડો પાઠશાળાઓ. ૧૧
બચાવી લ્યો ગરીબોને, ત્યજીને મોહની બુદ્ધિ;
બધા જૈનો સુસંપે રહી, કરોને ઉન્નતિ સાચી. ૧૨
કરોને સંઘની ભક્તિ, પરસ્પર સહાય્ય આપીને;
બુદ્ધયબ્ધિ સત્ય શિક્ષાને, ત્વરિત આચારમાં મૂકો. ૧૩

## "પત્રવોધ."

લખાતા પત્ર ના અધુના, નથી કંઇ પ્રેષ્ય સંદેશા;
કરે છે શું ? વિચારે શું ? ગયો ભૂલી થતી શંકા. ૧
પ્રતિજ્ઞા પ્રેમ ભક્તિની, કરેલી પૂર્ણ શ્રદ્ધાથી;
વિચારે ફેર વા બીજું, કળાતું ના અહો શાથી. ૨
પ્રસંગોના અનુસારે, ફરે શ્રદ્ધા ફરે મનડું;
થતું અજ્ઞાનીમાં એવું, નથી ત્હારાવિષે ઘટતું. ૩
તથાપિ એ થતી શંકા, ભૂલી ગયો વા કરે યાદી;
ગયો ભૂલી અરે શાથી, જણાવી દે ખરૂં સાચું. ૪
ગયો ભૂલી નહીં જો તું, લખાતો પત્ર નહિ શાથી;
નથી એ ભક્તિમાં ઘટતું, વિચારી આપ ઉત્તરને. ૫
પ્રવૃત્તિની ઉપાધિમાં, થતી યાદી ગુરૂઓની;
નથી એ યાદીનાં ચિન્હો, સ્મરે છે વા ગયો ભૂલી. ૬
જડાતું જે હૃદય સાથે, ટળે ના પ્રાણ ત્યજતાં તે;
સુભક્તોની ગતિ એવી, સ્મરે છે વા ગયો ભૂલી. ૭
મળી મિલ્કત વધી સત્તા, તથાપિ શું થયું તેથી;
નથી જો પ્રેમને ભકિત, ખરો આનન્દ છે કયાંથી ? ૮
ગયો બુદ્ધિપ્રભા ભૂલી, લખાતા લેખ ના તેમાં;
અહો જ્યાં ચિત્ત ત્યાં વેળા, જણાવો શું ? થયું લખતાં. ૯

રહ્યાં છે ઝેર અમૃત એ, ભવાબ્ધિમા વિચારી લે,
ગ્રહી અમૃત સુખી થાવુ, ઘટે છે એ તને સાચુ ૧૦
પ્રવૃત્તિમા ગુરૂ દેવા, હૃદયમા રાખજે પ્રેમે,
બુદ્ધયબ્ધિ કર્મયોગિની, પ્રવૃત્તિ ધર્મ્ય વ્યવહારે ૧૧

## "શું ઉકાળ્યું?"

ઉકાળ્યુ શુ ભણી વિદ્યા, ગણી વિદ્યા ઉકાળ્યુ શુ?
હૃદયની ઉચ્ચતા સાથે, કરી ના સ્વોન્નતિ જ્યારે. ૧
ઉકાળ્યુ શુ? કવિ થઇને, બની વક્તા ઉકાળ્યુ શુ?
પ્રમાણિક વૃત્તિની સાથે, કરી ના સ્વોન્નતિ જ્યારે ૨
ઉકાળ્યું શુ? કરી યાત્રા, ગુણો જો ચિત્તમા નાવ્યા,
સુધારક થઇ ઉકાળ્યુ શુ?, કરી ના સ્વોન્નતિ જ્યારે ૩
થયો જો કામના વશમા, થયો શૂરો તથાપિ શુ?
લખ્યા લેખો તથાપિ શુ?, કરી ના સ્વોન્નતિ જ્યારે. ૪
મળી સત્તા સતાવામા, કર્યો ઉપયોગ તેથી શુ?
અલેખે સહુ ગયુ આયુ, કરી ના સ્વોન્નતિ જ્યારે ૫
મળી જો પદ્વીઓ ત્હો શુ? ખરૂ ઔદાર્ય ના આવ્યુ,
કમાયો શુ કમાણીમા? કરી ના સ્વોન્નતિ જ્યારે ૬
વિચારી જો સ્વય મનમા? વધ્યો શુ આગળે કોથી?
ક્ષમા ગાભીર્ય ભક્તિથી, કરી ના સ્વોન્નતિ જ્યારે. ૭
રહી જો સાકડી દૃષ્ટિ, મુખે ઔદાર્ય ગાવાનુ,
થયો ઘરડો તથાપિ શુ?, કરી ના સ્વોન્નતિ જ્યારે ૮
ગુણો વણુતો ઘટાટોપે, કદી ના સ્વોન્નતિ થાતી,
બુદ્ધયબ્ધિ સદ્દગુણી થાતા, ભણ્યુ લેખે ગણ્યુ લેખે ૯

## "पत्र बोध."

જણાવું છું હ્હને સાચું, લખી આ પત્રને પ્રેમે;
હજી છે હાથમાં બાજી, બની જા વીરનો સાધુ. ૧

અદા કર ફર્જ પોતાની, બજાવી ધર્મની સેવા;
મળી વેળા ભૂલી જા ના, જગત્ ઉદ્ધાર કરવાને. ૨

ઘણો જ્યાં લાભ દેખાતો, જણાતી અલ્પ હાનિ જ્યાં;
અહો એ કાર્ય કરવાને, હઠી જા ના હવે પાછો. ૩

જગત્ વ્યવહાર દ્રષ્ટિએ, પ્રથમ નિન્દા પછી શ્લાઘા;
પ્રશસ્ય કાર્યમાં એવું, બન્યું એવું અને બનશે. ૪

કરીને સત્ય સંકલ્પો, ફરે ના સત્ય વક્તાઓ;
કરી સંકલ્પની સિદ્ધિ, ગ્રહી લે સાધુની દીક્ષા. ૫

તને છે યોગ્યતા તેની, ભજાવી લે ફરજ ત્હારી;
નકામી કલ્પના છોડી, વળી જા મોક્ષની વાટે. ૬

થતી ના કાર્યની સિદ્ધિ, કર્યાથી ખૂબ ચિન્તાઓ;
થતી સાહસથકી સિદ્ધિ, પ્રવૃત્તિ કર કરી યાહોમ. ૭

સધાતાના જ સંબધો, ખરેખર સ્વપ્નના જેવા;
હવે ના મુંઝ સંબંધે, મુમુક્ષુને શિખામણ એ. ૮

મહાવીરે જણાવ્યું જે, બરાબર મૂક અત્યારે;
થયા વણ શૂર નહિ સિદ્ધિ, જગત્ પરવા ત્યજી દેને. ૯

દીવાની દુનીયા બોલે, તણાતો ના ખરો જ્ઞાની;
પછીથી ખૂબ પસ્તાઈશ, કરી લે કાર્ય ધારેલું. ૧૦

કરે ક્યાં અન્યની ચિન્તા, ગતિ છે સર્વની ન્યારી;
કર્યું પ્રારબ્ધ ભોગવવું, ટળે ના અન્યથી ટાળ્યું. ૧૧

વિચારીને હૃદયમાં એ, કરી લે કાર્ય તું ત્હારૂં;

નભે છે સર્વનુ કર્મે, ગ્રહી લે વીરની દીક્ષા ૧૨
કરોડો જીવની વ્હારે, ચઢી જા ધર્મ દીક્ષાથી,
બુદ્ધયબ્ધિ ધર્મની સેવા, કદી લે આત્મના ભોગે ૧૩

---

## ⇝ स्वगत अध्यात्मनी स्फुरणा ⇝

આત્મામાં પરમાત્મતા, સત્તા એ છે ભવ્ય.
વ્યકિતભાવે સિદ્ધતા, વ્યકિભાવ કર્તવ્ય ૧
ભેદ ભાવને પરિહરી, કરવો આત્મપ્રકાશ,
અન્તર્માહિ વેદવો, જ્ઞાનાનન્દ વિલાસ ૨
આત્માના કર્તવ્યમા, કર્તવ્યો અવશેષ,
સર્વ સમાઈ જાય છે, વીર પ્રભુ આદેશ ૩
જ્ઞાનાદિક જે શકિતયો, તેનો આવિર્ભાવ,
ઉપશમ આદિ ભાવથી, અનુભવ સિદ્ધ સ્વભાવ, ૪
જ્ઞાનાદિક પ્રાકટયમા, સર્વે ધર્મ સમાય,
ઔદયિક ભાવે ધર્મ નહિ, ભાખે શ્રી જિનરાય ૫
સમ્યક્ દર્શન જ્ઞાનને, ચરણ ધર્મ છે સત્ય,
સાધ્ય લક્ષ્ય સાધનથકી, ઉપયોગે એ કૃત્ય ૬
સર્વ જીવોમા દેખીએ, તન્મયભાવે બેશ,
બુદ્ધિસાગર ધ્યાનમા, સહજાનન્દ હમેશ ૭

---

## ⇝ पिंडगत ब्रह्मांड भावना ⇝

સર્વ દેવને દેવીઓ, આત્મામાહિ સમાય,
એવુ જેણે અનુભવ્યુ, તે નિજ ધ્રુવતા પાય ૧
ચઉદ રાજના ભાવને, અનંત જેહ અલોક,
આત્મામાહી અનુભવે, એવો જ્ઞાની કોક ૨

શાસ્ત્રો પણ શાક્ષી ભરે, અનુભવ ગમ્ય સ્વરૂપ;
અનુભવ એવો જે લહ્યો, બન્યો જ્ઞાની તે ચૂપ. ૩
શબ્દાતીત સ્વરૂપ જે, અનુભવ ગમ્યાધાર;
વેદે પણ ના કહી શકે, અનુભવ એ નિર્ધાર. ૪
આત્માનુભવ પામીને, બને બાહ્યનિરપેક્ષ;
પરજીવોના કારણે, વર્તન રહે સાપેક્ષ. ૫
અનંત અનંતી દ્રષ્ટિઓ, જ્ઞાની અનુભવ ગમ્ય;
મુખ્યામુખ્ય નયોથકી, અવબોધે તારતમ્ય. ૬
વચન માર્ગ છે જેટલા, તાવંત જ નય હોય;
નયની અનંત દ્રષ્ટિયો, સાપેક્ષે તે જોય. ૭
સર્વ ધર્મની દ્રષ્ટિયો, જાણે જે સાપેક્ષ;
સમ્યકત્વી તે જ્ઞાની છે, વર્તે ના નિરપેક્ષ. ૮
આત્મભાવને અનુભવે, રહે નહીં પરતંત્ર;
સાધ્યલક્ષ સાપેક્ષથી, પામે નિજ સ્વાતંત્ર્ય. ૯
સર્વ વિવાદો ઉપશમે, જ્ઞાની સ્થિરતા યોગ;
પામી પરમાનન્દનો, ભોગવતો ગુણભોગ. ૧૦
આગમ જ્ઞાની હૃદયમાં, રહે ન શંકા કંઇ.
બુદ્ધિસાગર મુક્તિના, સુખનો અનુભવ અહીં. ૧૧

---

## आध्यात्मिक आर्यक्षेत्र

આર્યક્ષેત્ર સુધારરે, અદા કર ફર્જ ત્હારી;
ક્ષેત્ર વિના ન આધાર રે, માન ચિત્ત વિચારી;
આત્માસંખ્ય પ્રદેશ એ, આર્યક્ષેત્ર સુહાય;
ભાવથકી એ જાણીને, રૂચિ મનમાં લાવ્ય;
સ્થૈર્ય હિમાલય બોધ રે, જ્ઞાનગંગા સુપ્યારી. આર્ય. ૧
દર્શન યમુના શોભતી, સરસ્વતિ ચિદ્વૃત્તિ;

અનુભવ કાશી શહેરમા, વિશ્વેશ્વર શુભશક્તિ,
સમતા નદીઓના નીર રે, વ્હેતા સર્વત્ર ભારી. આર્ય ૨
આર્ય ક્ષેત્ર રક્ષા ભલી, ચાર વર્ણ આધાર,
ચાર વર્ણની ફર્જ છે, સ્વોચિત કર્મ વિચાર,
બ્રાહ્મણ આપે વિવેક રે, રક્ષા ક્ષત્રિય સારી આર્ય ૩
પોષક વર્ગ સુવૈશ્ય છે, ખેતી કરી વ્યાપાર
સેવા શૂદ્ર જનો કરે, આર્ય ક્ષેત્ર નિર્ધાર,
આર્ય ક્ષેત્ર અભિન્ન રે, ચાર વર્ણ સુધારી આર્ય ૪
ચાર વર્ણ જીવાઠ તુ, આર્ય ક્ષેત્ર જયકાર,
ગુણ રૂપ બીજો વાવવા, એ ઉત્તમ આચાર,
કરીને ક્ષેત્ર સ્વતત્ર રે, નાશ કરવો મોહારિ આર્ય ૫
વાવ્યા બીજો ભક્ષતો, ઉંદર જે પરભાવ,
હણવો અવસર પામીને, કરી સુયુકિત દાવ,
નાસ્તિક પખી ઉડાડ રે, એક નિશ્ચય ધારી આર્ય ૬
કપટ ભાવ વરૂઓ અરે, કરતા ખેતી વિનાશ,
શકિતબળે રક્ષા કરે, વીર્ય ક્ષત્રી શાબાશ,
ફર્જ એ સાચો ધર્મ રે, સ્વાધિકારે મદારી આર્ય ૭
ક્ષેત્ર ફર્જ સહુ વર્ણની, અદા કરે તે ધન્ય,
જીવન સફળ તેહનુ, આત્મા તે કૃતપુણ્ય,
ફોરવીને પુરૂષાર્થ રે, જીવો નર અને નારી આર્ય ૮
કર્મરાજ પરતત્રતા, શાન્તિ નહીં દેનાર,
આત્માસખ્ય પ્રદેશમા, દુખ ઘણુ દાતાર,
પરતત્રતાએ ભવ્ય રે, શાન્તિ નહીં થાનારી આર્ય ૯
આત્મા બ્રાહ્મણ વર્ગ છે, આત્મા ક્ષત્રિય વર્ગ,
આત્મા વૈશ્ય સુવર્ગ છે, આત્મા સેવક સ્વર્ગ,
આત્મા સર્વ સ્વરૂપ રે, સ્વપર પર્યાય ધારી આર્ય ૧૦
રાગદ્વેષની પરિણતિ,એહ અનાર્ય પ્રદેશ,

તેનો ભૂપતિ મોહ છે, પ્રગટાવે સંકલેશ;
યુક્તિ પ્રયુક્તિથી મોહને, ઝટ દેને સંહારી. આર્ય. ૧૧
ઉપશમ ક્ષયોપશમ અને, ક્ષાયિકભાવે દેશ;
પોતાનો ઝટ પામતાં, આનન્દ હોય હમેશ;
આર્યભૂમિમાંહી જન્મ રે, હોવે પુણ્ય કદારી. આર્ય. ૧૨
આત્મપ્રદેશે જે વસ્યા, ગુણપર્યાય સ્વતંત્ર;
સિદ્ધાંતોના મર્મનો, તે પામ્યો મહામંત્ર;
દ્રવ્યને ભાવથી જાણ રે, થયો આર્યાવતારી. આર્ય. ૧૩
આર્ય પ્રદેશે સુધારણા, સાધ્ય બિંદુ મન ધાર;
ઉપયોગે શૂરો બની, કર એ ધર્માચાર;
કર નિજ તાબે દેશ રે, સર્વ શકિત વધારી. આર્ય. ૨૪
આત્માસંખ્ય પ્રદેશ એ, નિજ ભૂમિ નિર્ધાર;
જન્મભૂમિનો ભકત થઇ, કર નિજ દેશોદ્ધાર;
તે નિજ દેશનો ભક્ત રે, જન્મ્યો તે જયકારી. આર્ય. ૧૫
તન મન ધન વાણી સહુ, અર્પણ કર કરી ત્યાગ;
જન્મભૂમિનો ભકત થઈ, ધર ઉત્તમ મન રાગ;
બુદ્ધિસાગર દેશ રે, આત્મામાં નિર્ધારી. આર્ય. ૧૬

## નથી નિશ્ચય વિના સિદ્ધિ.

લખ્યું તારા ભલા માટે, વિવેકે વાંચીને સઘળું;
વિચારી જો હૃદયમાંહિ, નથી નિશ્ચય વિના સિદ્ધિ. ૧
નથી જો આત્મની શ્રદ્ધા, કર્યો સંકલ્પ ફરવાનો;
અહો એવી દશા યોગે, ખરેખર એક નિશ્ચય ક્યાં ? ૨
ખરેખર એક નિશ્ચયથી, વધે છે આત્મની શકિત;
વધ્યાથી આત્મની શકિત, થતાં ધાર્યાં સકળ કાર્યો. ૩
ડગે મેરૂ ડગે પૃથ્વી, કર્યો સંકલ્પ ના ડગતો;
અહો એવા જ સંકલ્પે, બને છે કાર્યની સિદ્ધિ. ૪

ગમે તે થાઓ તે થાઓ, તથાપિ કાર્ય કરવાનુ,
કશુ ના અન્ય જોવાનુ, નિશાની કાર્ય કરવાની ૫
થનારૂ શ્રેય જો નક્કી, પઝ્યા વિ'નો સદ્દા કરવા,
ત્યજીને અન્યની ચિન્તા, કરી લે કાર્ય ધારેલુ ૬
ત્હને એવી ખરી પ્રીતિ, હૃદય પ્રકટી ખરી લગની;
તદા તુ બેસી ના રહેજે, શિખામણ સત્ય માનીને ૭
થશે ત્હારો ઉદય એથી, અમારા ચિત્તમા ભાસે,
ખરી આત્મોન્નતિ કરવા, કરી લે એક નિશ્ચયને ૮
થતી ના મન્દપરિણામે, અરે આત્મોન્નતિ ક્યારે,
મર્યા વણ ભાળવો કયા છે ? વિચારી દેખ વૈરાગ્યે ૯
અહો જે જાય છે વેળા, ફરી પાછી નહીં આવે,
પ્રભુ મહાવીરની દીક્ષા ગ્રહી લે સદ્ગુરૂ પાસે ૧૦
પ્રભુ મહાવીર સિદ્ધાન્તો, ભણી ઉદ્ધાર જગ મધળુ,
જગત્મા ધર્મશૂરની, ખરી સેવા બજાવી લે ૧૧
બજાવી કર્જ મ્હે માગી, લખીને પત્ર સમજાવી,
પ્રતિજ્ઞા સિદ્ધ કરવાને, ગ્રહી લે એક નિશ્ચયને ૧૨
કરે છે કાર્ય ધારેલા, જગતમા એક ટેકીલા,
બુદ્ધયબ્ધિ સત્ય નિશ્ચયને, ગ્રહી તેઓ અમર થાતા ૧૩

---

## પત્ર બોધ.

અધીરો કયા બને બાપુ, કરે છે શોક શા માટે ?
બન્યુ તે ના બન્યુ માની, ફરીથી યત્ન કર પ્રેમે ૧
થતી હાર્જ વિજય માટે, પ્રથમ તો ઉદ્યમીને હો
થયુ ભાવિ વિજય હેતે, ગણી ઉત્સાહ ધર મનમા ૨
ધરી ઉત્સાહ બમણો રે, બરાબર ખંતથી યત્ને,
શિખામણ એ અમારી છે, પછીતો કર રૂચે તેવુ ૩

પરાજય ગર્ભમાં વસતો, વિજય સાચો જુવે જ્ઞાની;
વગાડે છે વિજય વાદ્યો, પ્રયત્ને ખંતથી અંતે. ૪
કદી હિમ્મત નહીં ત્યજવી, શિવાજીરાવની પેઠે;
પ્રતાપે દુઃખ બહુ વેઠયાં, થયો અંતે વિજય ગામી. ૫
ત્હને તેવું બન્યું ના કંઇ, કદી ગભરાઇ ના જાવું;
મચ્યા રહેવું સદા કાર્યે, પછીથી દોષ કિસ્મતનો. ૬
જુવો પાશ્ચાત્ય વિદ્વાનો, કરે શોધો મરણસાટે;
કદી હારી નથી જાતા, અનુત્સાહી નહીં બનતો. ૭
ખરી હિમ્મત સમયની જો, કરે પાશ્ચાત્ય દેશીઓ;
કદી જંપી નહીં બેસે, ત્યજીશ ના જાત મહેનતને. ૮
જગત્માં કાર્ય કરવાનાં, ઘણાં ત્હારાં રહ્યાં માથે;
અવિશ્રાન્તજ પ્રયત્ને તે, કર્યા કર ફર્જના યોગે. ૯
હજી નિર્લેપ રહેવાને, ખરૂં ત્હેં જ્ઞાન ના લીધું;
કરી સેવા ગુરૂવરની, કરી લે જ્ઞાન તત્ત્વોનું. ૧૦
સદા અભ્યાસ કરવાથી, થશે સિદ્ધિ સુકાર્યોની;
શિખામણ માનીને વર્તે, જણાશે ભાવી ફળ સારૂં. ૧૧
થતી અભ્યાસમાં ભૂલો, સુધારી લેને ઉપયોગે;
જરા ના ખેદને ધરજે, ભણ્યું નિષ્ફળ નહીં જાશે. ૧૨
લખાયો પત્ર નવરાશે, પ્રસંગે બોધ આપીશું;
બુદ્ધયબ્ધિ સદ્ગુરૂ શિક્ષા, ગ્રહી શિષ્યો સુખી થાતા. ૧૩

## " स्वगतालोचना "

નિરૂપાધિ દશા હમણાં, વિહારે ચિત્ત વેદાતી;
બહિર્ નિઃસંગતા યોગે, સમાધિ ચિત્તમાં વર્તે. ૧
ખરી નિર્ભય દશા ભાસે, જણાતું ભિન્ન પુદ્ગલ સહુ;
કસોટીએ કસાવાતું, સુહાતું આત્મમાં રમવું. ૨
વધે ઉપયોગની ધારા, પડે છે ચેન અંતરમાં;

કષાયો ઉપશમે એવી, વધે છે ચિત્ત નિર્મલતા ૩
નથી વૈરી જગત્‌મા કો, વધે છે ચિત્તમા મમતા,
સ્વરૂપે સામ્ય સ્થિરતામા, થવાનુ શુદ્ધ ઉપયોગી ૪
ખરેખર ભાવત ઘટમા, વિહારી બ્રહ્મમય પોતે,
બુદ્ધયબ્ધિ ભાવના યોગે, અખંડાનન્દતા ભામે. ૫

---

## एकान्त निश्चयवादीने व्यवहारनयना अवलंवनना वोधनी आवश्यकता स्वीकारवामां साहाय्य आपवुं जोइए

" થતી વ્યવહારથી સિદ્ધિ "

ધરી નિશ્ચય હૃદયમાંહી, બહિર્ વ્યવહાર અવલંબે,
ગ્રહેલા કાર્યની નક્કી, થતી વ્યવહારથી સિદ્ધિ ૧
સદા વ્યવહારનયયોગે, વહે શાસન કથુ સાચુ,
મહા સઘોન્નતિ કરવા, થતી વ્યવહારથી સિદ્ધિ ૨
ખરી આત્મોન્નતિ કરવા, સુધારા ધર્મમા કરવા
ખરા અવલબનો લેવા, થતી વ્યવહારથી સિદ્ધિ ૩
ચડયા બાદ જ નહીં પડવા, વિનાતક સાથમા લડવા,
વ્યવસ્થાઓ ખરી ઘડવા થતી વ્યવહારથી સિદ્ધિ ૪
કર્યા ઉપકારને માટે, સમર્પણ શીર્ષના માટે,
ખરી નિજ ફર્જની વાટે, થતી વ્યવહારથી સિદ્ધિ ૫
ખરી નિજ ધર્મ સરક્ષા, વ્યવસ્થા શક્તિથી કરવા,
ઉપાયો સર્વ આદરવા, થતી વ્યવહારથી સિદ્ધિ ૬
અપેક્ષાઓ સકલ સમજી, ખરી ઉપયોગિતા બોધી,
બુદ્ધયબ્ધિ ધર્મ પ્રગતિની, થતી વ્યવહારથી સિદ્ધિ ૭

ॐ शांति, शांतिः शांतिः

---

## "प्रसंगे प्रेम परखातो."

અમે પ્રેમી અમે પ્રેમી, વદે છે વિશ્વમાં લોકો;
કસોટીએ ચઢ્યા પશ્ચાત્, પ્રસંગે પ્રેમ પરખાતો. ૧
અમારૂં સહુ તમારૂં છે, સમર્પણ સહુ કર્યું તમને;
અહો એ બોલવું સહેલું, ઘણી મુશ્કેલ છે રહેણી. ૨
અમારા ચિત્તના સ્વામી, તમે છો એ કથે સર્વે:
વિપત્તિમાં પરીક્ષા છે, ઘણા છે કહેણીમાં ફાંગા. ૩
હૃદયમાં પ્રેમ પરપોટા, થતા ને નષ્ટ થાતા સહુ;
અમારો પ્રેમ સાચો એ, બતાવી આપવું મોંઘું. ૪
ખરી વખતે તમારા તો, અમે છેયે વદે લોકો;
નથી કિમ્મત વદે એવું, વિચારી ચિત્તમાં દેખો. ૫
ઘડીમાં પ્રીતિની રીતિ, ઘડીમાં તો કશું કંઈ ના;
અહો જ્યાં મેળ એવો છે, નથી કિમ્મત જરા તેની. ૬
ફરે જે વૃત્તિના ફેરે, નિમિત્તો બાહ્યનાં પામી;
વદીને શું ? કરે જગમાં, પ્રતિજ્ઞાઓ કરી ડોલે. ૭
બતાવો સહુ કરી બોલી, વિવેકે સહુ વિચારીને;
બુદ્ધયબ્ધિ કહેણી રહેણીમાં, સદા છે ઐક્ય સંતોનુ. ૮

---

## अवस्था एक क्यां तारी.

ભમાવ્યો ક્યાં ભમે છે રે, વિચારી જો હૃદયમાંહી;
પ્રસંગે પ્રાપ્ત સંબંધે, અવસ્થા એક ક્યાં તારી. ૧
કર્યા નિશ્ચય તપાસી જો, પ્રતિજ્ઞાઓ તપાસી જો;
પ્રતિક્ષણ ચિત્ત બદલાતું, અવસ્થા એક ક્યાં તારી. ૨
અરે બદલાય કહેણીમાં, અરે બદલાય રહેણીમાં;
હવે ઝાઝું કથું શું ? શું ?, અવસ્થા એક ક્યાં તારી. ૩

કરે છે હાજી હા મહુનુ, અપેક્ષા વણ વિના સમજી,
રહ્યો નિર્મળ વિચારોમા, અવસ્થા એક ક્યા ત્હારી    ૪
હરાયા ઢોરની પેઠે, રહી ભમવાતણી વૃત્તિ,
ધરે ફાંફાં ગુણો લેવા, અવસ્થા એક ક્યા ત્હારી    ૫
પ્રતીતિ ના તને પૂરી, થતી જે જે કહ્યુ ત્હેમા,
બહિર્ અન્તર્ રહે જૂદુ અવસ્થા એક ક્યા ત્હારી    ૬
વિચારીને કથ્યુ જે જે, ધરી લે યોગ્યતા પૂરી,
બુદ્ધયબ્ધિ ભક્તિશ્રદ્ધાથી, અવસ્થા એક રહેવાની    ૭

ૐ शांतिः ३

---

## अनुभव बहु थशे तुजने.

હજી તુજને ઘણુ જોવુ, ઘણુ સુણવુ રહ્યુ બાકી,
અવસ્થાક્ષેત્ર સબધે, અનુભવ બહુ થશે તુજને    ૧
સુકોમલ પ્રેમની વૃત્તિ, હૃદયની આર્દ્રતા વૃત્તિ
પ્રસગે તેહ બદલાશે, અનુભવ બહુ થશે તુજને    ૨
કરી જે માન્યતા મનમા, મળેલા જ્ઞાનના યોગે
પછીથી તે ટરી જાશે, અનુભવ બહુ થશે તુજને    ૩
શુભાશુભ કર્મ અનુસારે, થશે સયોગ તવ જેવા
તથા કહેણી અને રહેણી, અનુભવ બહુ થશે તુજને    ૪
ગણે છે સત્ય જે હમણા, પછીથી ભાસશે જૂઠું
વિચારોમા થતા વૃદ્ધિ, અનુભવ બહુ થશે તુજને    ૫
રહી મર્યાદ જે હમણા, વિચારોને જ આચારે
નહીં મર્યાદ તે રહેશે, અનુભવ બહુ થશે તુજને    ૬
જણાવુ છુ ત્હને જે જે હૃદયમા ધારજે મધ્યુ,
બુદ્ધયબ્ધિ સદ્ગુરુ સગે, અનુભવ બહુ થશે તુજને    ૭

---

## બનીને યોગ્ય અધિકારી.

ત્હને જે યોગ્ય સમજાયું, હવેથી ભૂલ ના ખાતો;
યથાશકિત પ્રવૃત્તિ કર, બનીને યોગ્ય અધિકારી. ૧

દશા ત્હારી તપાસી જો, સુજાડે જે હૃદય ત્હારૂં;
પછીથી કાર્ય કર જ્ઞાને, બનીને યોગ્ય અધિકારી. ૨

હૃદયમાં ભાવના બીજો, ત્હને જે જે પ્રગટ થાતાં;
ક્રિયામાં મૂકવાં સારાં, બનીને યોગ્ય અધિકારી. ૩

કરી નિશ્ચય અનુભવથી, તપાસી ચાલ નિજ માર્ગે;
ખરી આત્મોન્નતિ માટે, બનીને યોગ્ય અધિકારી. ૪

હૃદય મોટું અહો જેનું, ખરો અંતર થકી મોટો;
થશો ચારિત્રમાં મોટા, બનીને યોગ્ય અધિકારી ૫

ઘણી ઉલ્લંઘી ઘાટીઓ, સ્વદેશે પહોંચવું ત્હારે;
ખરો થા સાધ્યનો યોગી; બનીને યોગ્ય અધિકારી. ૬

તપાસી જો હૃદય ત્હારૂં, ઘણો ત્યાં અન્તરી ઉંડો;
કર્યા કર કાર્ય મન માન્યું, બનીને યોગ્ય અધિકારી. ૭

પડે જે તાપ તે સહેવો, પડે જે ટાઢ તે સહેવી;
સહી લે સંકટો ભાવે, બનીને યોગ્ય અધિકારી. ૮

થશે આત્મોન્નતિ માર્ગો, બધા ખુલ્લાજ ઉપયોગે;
રૂચે તે કાર્ય કર ભાને, બનીને યોગ્ય અધિકારી. ૯

પ્રવૃત્તિમાં પડ્યા પશ્ચાત્, જણાવે જ્ઞાન આગળનું;
તને ત્હારી પ્રવૃત્તિમાં, બનીને યોગ્ય અધિકારી. ૧૦

ખરૂં પ્રામાણ્ય ધારીને, વહો જા માર્ગમાં ભાને;
બુદ્ધયબ્ધિ સત શિક્ષા એ, બનીને યોગ્ય અધિકારી. ૧૧

## आत्मशिक्षा.

ચેતન ! જડનો રાગ નિવારો, જડનો રાગ નિવારો ચેતન=
સુખની બુદ્ધિ જડમા માની, મૂઢપણુ કેમ ધારો,
કોટી ઉપાયે નામ રૂપમય, જડથી સુખ ન ભાળો ચેતન ૧
નામ રૂપના રાગે રાચી, રહેતા નહિ સુખ આરો,
સમજી ફરી કયા ભૂલા ભમતા, અન્તર્ સત્ય વિચારો ચેતન ૨
કામ્યભાવના અજ્ઞાને છે, મોહે પુદ્ગલ પ્યારો,
અમૃત મૂકી વિષ કયા ખાતો, નિજ કયા રૂપ વિસારો ચેતન. ૩
પુદ્ગલ સુખણાને શુ ચૂચે, શાન્તિ નહીં, તલભારો,
ત્યાગી દે જડ સુખની બુદ્ધિ, એળે જન્મ ન હારો ચેતન ૪
અનુભવગમ્ય સ્વરૂપ કર ત્હારૂ, નાસે વિષય વિકારો,
બુદ્ધિસાગર ચેતન ચેતો, દેખો ઘટ ઉજિયારો ચેતન ૫

---

## पत्रबोध.

સદા આત્મોન્નતિ કરવા, પ્રથમ પ્રામાણ્ય ધર અગે,
પ્રવૃત્તિમા ધરી નીતિ, ગુણો ધર સદ્ગુરૂસગે ૧
વિચારી બોલને બોલી, ખરૂ જીવન સદા વહેજે
પ્રતિષ્ઠા તેથકી વધશે, વિવેકે કાર્ય કર ત્હારા ૨
રજસ્તમ પ્રેમ વૃત્તિના, પ્રવેગે ના ફસાતો કયા,
ખરા સાત્વિકપ્રેમી હો, વિચારી દેખ અતરમા ૩
અચલ આત્મોન્નતિ કરવા, પ્રથમ તો સ્વાશ્રયી બનવુ,
સહીછે દુખના નહીં, ખરી સ્વાત્મોન્નતિ જગમા ૪
સહ્યા વણ તો વિપત્તિયો, કસોટીએ ચડયા વણ તો,
થતા સ્વાનુભવી ના કોઇ, થતી સ્વાનુભવે પ્રગતિ ૫
ખરા આત્મોન્નતિ બીજો, સહ્યા છે દુખના માર્ગે,
નવી તે દુખ વણ મળના, સહી દુખો થશો બીજો ૬

નિરાશા ના કદી ધરવી, વહીને સ્વોન્નતિપંથે;
થતી અથડામણી તેથી, વહો છો પંથમાં જાણો. ૭
પ્રવૃત્તિમાં પરખવાનું, પરંબ્રહ્મ જ સદા પ્રેમે;
પછીથી કાર્યમાં તુજને, ખરી નિર્બંધતા રહેશે. ૮
પ્રતિ કર્ત્તવ્યમાં સ્વાત્મા, વિલોકે જ્ઞાન યોગીની;
ખરી કર્ત્તવ્યતા પામી, ક્રિયા યોગી થશે પશ્ચાત્. ૯
ઉપગ્રહ વિશ્વને દેવા, ત્યજી યાચકતણું જગનું;
અવસ્થા એ થતાં નક્કી, ખરી નિષ્કર્મતા પ્રગટે. ૧૦
હજી તો બહુ રહ્યું ચડવું, અહો આત્મોન્નતિ શિખરે;
ત્યજીને દૃશ્યની મમતા, વહ્યા કર ઉન્નતિ માર્ગે. ૧૧
થતી સ્વાત્મોન્નતિ જેથી, ગમે તેવી અવસ્થામાં;
ખરેખર દ્રવ્યને ભાવે, કર્યા કર કાર્ય એવાં તું. ૧૨
હૃદયમાં સત્ય જે પ્રગટે, ખરૂં જીવન અહો તવ એ;
પરીક્ષા બાહ્યથી ડરતાં, ઘણા જન વિશ્વ વંચાતા. ૧૩
નિજાત્માને વિકસવાને, નિજાત્માનું કર્યા કરજે;
નિજાત્માને છુપાવ્યાથી. અધર્મી થાય છે માનવ. ૧૪
નિજાત્માવત્ પરાત્માઓ, વિલોકે તે થતા ધર્મી;
બુદ્ધ્યબ્ધિદૃષ્ટિ સૃષ્ટિની, અલૌકિક રમ્યતા દેખો. ૧૫

---

## पत्र बोध

વિચારકને વિચારૂં છું, નિહાળું દેખનારાને;
જગતની પાઠશાળામાં, પરીક્ષુ પેખનારાને. વિચારક૦ ૧
અનંતા રૂપ ધરનારો, અનંતા નામ ધરનારો;
નથી નામી નથી રૂપી, વિલોકું પ્રેમ પ્યારાને. વિચારક૦ ૨
નિહાળું તે સ્વય પોતે, પરીક્ષુ તે સ્વયં જ્યોતે;
નથી હું કે નથી તું એ, કથું શું ? વાણી ન્યારાને. વિચારક૦ ૩

કથી નેતિ કથી નેતિ, વિરામે યોગિની વાણી,
અખંડાનન્દની ધ્રેને, નિરીક્ષું ધ્રુવતારાને
અનન્તા નામને રૂપો, નથી એ હું સ્વયજ્યોતિ, વિચારક૦ ૪
બુદ્ધયબ્ધિ પૂર્ણની પ્રાપ્તિ, અનન્તાનદ વ્હાલાને. વિચારક૦ ૫

ॐ शान्तिः शान्तिः शान्तिः ।

## व्यवहार हित शिक्षा.

શી પ્રીતિ માર્જારથી, રાજાથી શી પ્રીતિ,
પ્રીતિ શી ગણિકાથકી, યાચકપ્રીતિ ભીતિ ૧
દુર્જનથી શી પ્રીતડી, મન પેખી લે પ્રાણ,
દગો કર્યા વણ ના રહે, દુર્જન દોષનિધાન ૨
ચુગલીઆથી પ્રીતિ શી? નિન્દકથી શો સ્નેહ,
અછતા દોષ ઉઘાડીને, મન ને બાળે દેહ, ૩
પરગુણને દોષજ કહે, કરતા નિજ ગુણ થાપ,
ખલ માનવ એ લક્ષણે, તેથી ઉત્તમ આપ ૪
પરના છિદ્ર ઉઘાડતો, ખલ પામે આનન્દ,
ઉપકારી પર દોષ દે, રચી મહા કુફન્દ ૫
વેશ્યાનો વિશ્વાસ શો? ક્ષણમા લેવે પ્રાણ,
કરે વણિક વિશ્વાસ તે, નીતિધર્મ અજાણ ૬
દુર્જનનો વિશ્વાસ શો, કરે પ્રતિજ્ઞા કોલ,
અવસર આવે પ્રાણ લે, સત્ય ન જેના બોલ ૭
ક્ષણમા આનન્દી બને, ક્ષણમા કરતો રીસ,
ક્ષણિક મનનો માનવી, ત્યાજ્ય એ વિશ્વાવીશ. ૮
મુખથી મીઠું બોલતો, મનમા રાખે ઝેર,
દુર્જન સગત ના ભલી, કરતો કાળો કેર ૯
ધમધમતો ક્રોધે રહે, મનમા રાખે દાવ,
૬૧ કર વિશ્વાસ ન તેહનો, કરે જ અન્તે ઘાવ ૧૦

દંભ ધરે જે ચિત્તમાં, રહે ઉપરથી શાન્ત;
આવે દાવ ન છોડતો, આન્તર વૈરાકાન્ત. ૧૧
કરે કૂટ મન પેસીને, કરે શત્રુથી રાગ;
એવા નરથી જાણવા, રૂડા વિષધર નાગ. ૧૨
હાજી હા જ્યાં ત્યાં કરે, સ્વાર્થવિષે તૈયાર;
પાપ ગણે ના સ્વાર્થમાં, દુષ્ટજ એ નિર્ધાર. ૧૩
મન વાણીમાં ભિન્નતા, આચારે જ્યાં ભેદ;
ત્યાં વિશ્વાસુ થાવતાં, અન્તે હોવે ખેદ. ૧૪
મન ચંચલ જેનું ઘણું, ઠરે ન એકે ઠામ;
તેવા જનની સંગતે, માનવ દુઃખનું ધામ. ૧૫
મનમાં રાખે ક્ષુદ્રતા, બહિર્ રાખે ડોળ;
એવા જનની સંગતે, મળે ન ખાવા ખોળ. ૧૬
દયા ન મનમાં કોઇની, બોલે નિશદિન જૂઠ;
આશા સુખની હોયતો, ગ્રહો ન એની પૂંઠ. ૧૭
પુણ્ય પાપ માને નહીં, ધરે ન સાચી શીખ;
અનીતિ માનવ સંગતે, માગે માનવ ભીખ. ૧૮
બાહ્યાડંબર ડોળને, મુખના મીઠા બોલ;
એથી વિશ્વાસી બને, તે જન મૂર્ખની તોલ. ૧૯
લાલચથી લપસી પડે, કરે નઠારાં કામ;
કોલ કરીને તોડતો, દેવું ન તેનું નામ. ૨૦
નાગાથી સંબંધ શો ? કરે રંગમાં ભંગ;
નિર્લજ લાજ ધરે નહીં, કરે રંગમાં જંગ. ૨૧
કદર થાય ના કાર્યની, ગુણ અવગુણમાં જાય;
ત્યાં વસવું કરવું સહુ, કદી ન શોભા પાય. ૨૨
ખત્તા ખાધા વણકદી, અનુભવ થાય ન અંગ;
વાર્યું કરે ના માનવી, હાર્યું કરે શુભ રંગ. ૨૩
જ્ઞાનીના ધપ્પા ભલા, ગુણ પ્રકટાવે બેશ;
અજ્ઞાનીની સંગતે, પ્રકટે દુઃખ હમેશ. ૨૪

ગુણવંતોની સંગતે, ટળતા દુઃખ અપાર,
બુદ્ધિસાગર સદ્ગુરૂ, સંગે શિવ નિર્ધાર. ૨૫

## इडर.

ઇડર ગઢ દીઠો આંખેરે, કુદ્રત શોભા ધાર–ઇડરગઢ દીઠો આંખે રે.
જિનમંદિર શોભે ભલું રે, શાન્તિનાથ ભગવાન્,
ઇડરગઢ નાયક ધણી રે, દીઠે શિવસુખ ભાન. ઈડર૦ ૧
કુમારપાલ કૃત દેહરૂં રે, પાછળ જીર્ણોદ્ધાર,
સંવત સોલ શતમાં થયો રે, દેવવિમાનાકાર. ઇડર૦ ૨
દર્શન કીધાં ભાવથી રે, સ્તવના કરી સુભાવ,
ભક્તિભાવના યોગથી રે, લીધો આનન્દ લાવ. ઇડર૦ ૩
શાન્તિનાથની પાછળે રે, એક ગુફા સુખકાર,
ધ્યાન ધર્યું ત્યાં બેસીને રે, આનન્દ અપરંપાર ઇડર૦ ૪
દિગંબરનું દેહરૂં રે, છે કંઈ ઉંચુ વાસ,
પાસે ગુફાઓ ઘણી રે, શાન્તિપ્રદ આવાસ ઇડર૦ ૫
વજ્ર માતા પાસે ભલી રે, નિર્જન ગુફા એક,
ધ્યાન કરતા યોગીને રે, વધે સમાધિ ટેક. ઇડર૦ ૬
પોલી ડુંગરી આગળે રે, વ્યાઘ્રાદિકનો વાસ,
ઉંચું ચઢતાં આગળે રે, રણમલ્લ ચોકી ખાસ ઇડર૦ ૭
પ્રાચીન જીરણ દેહરૂં રે, જિનવરનું ત્યાં બેશ,
બેસી ત્યાં પ્રભુ ધ્યાઇયા રે, નાઠા મિથ્યા ક્લેશ ઈડર૦ ૮
સાસુ વહુના સાબેલા રે, આગળ જાતાં સાર,
ધ્યાન યોગ્ય ગુફા ખરી રે, આનન્દ દે નિર્ધાર. ઇડર૦ ૯
યોગીઓએ આવીને રે, ધ્યાન કર્યું અહીં ખાસ,
ખૂબી એક અહીં દીસે રે, વાઘ ન આવે પાસ ઇડર૦ ૧૦
ધ્યાન કર્યું અહીં બેસીને રે, લાગી સમાધિ બેશ,
જો રહેવાએ અહીં સદા રે, આનન્દ હોય હમેશ ઇડર૦ ૧૧

જડ ચેતનની ભિન્નતા રે, પૂર્ણ અહીં પરખાઇ;
શુદ્ધ બુદ્ધ પરમાત્મની રે, સત્તા નિજ દિલ ધ્યાઇ. ઇડર૦ ૧૨
ત્યાંથી નીચે ઉતરી રે, શાન્તિનાથની પાસ;
બગીચામાંહી બંગલે રે, કીધો વિશ્રામ ખાસ. ઇડર૦ ૧૩
સોઢ શામળીયો જે થયો રે, જ્યાંહિ મરાણો તેહ;
દીઠું સ્થાન તે જાઇને રે, પશ્ચિમ દ્વારે એહ. ઇડર૦ ૧૪
રૂખીરાણીનો ગોખલો રે, ઉંચો આનન્દકાર;
ફરફર વાયુ આવતો રે, દેખાવ બહુ મનોહાર. ઇડર૦ ૧૫
ગોખ ઉપર ઉભા રહી રે, દેખે ચારે પાસ;
દેખાતાં રમણિક સ્થળો રે, પ્હાડ ગામ જલવાસ. ઇડર૦ ૧૬
છેલ્લા દરવાજા કને રે, બે ત્રણ ગુફા સાર;
ચંદન ગુફા હેઠળે રે, ધ્યાન યોગ્ય સુખકાર, ઇડર૦ ૧૭
જિનમન્દિર પાંચે ભલાં રે, ઇડર શહેર મઝાર;
દિગંબર ત્રણ મંદિરો રે, પાઠશાલા જયકાર. ઇડર૦ ૧૮
જ્ઞાનભંડારો બે ભલા રે, બસેં શ્રાવક ઘર જોય;
અન્યદર્શની મંદિરો રે, વિવિધ જાતનાં હોય. ઇડર૦ ૧૯
પ્હાડ પાણી ને પાંદડાં રે, આંબા આંબલી ઝાડ;
કાંટાળાં વૃક્ષો ઘણાં રે. દેખાતું નહિ તાડ. ઇડર૦ ૨૦
મહાકાલેશ્વર ડુંગરે રે, ધર્યું ગુફામાં ધ્યાન;
અલખ દશાના તાનમાં રે, થયો ઘણો મસ્તાન. ઇડર૦ ૨૧
કુદરતશોભા અહીં ઘણી રે, દષ્ટિ પ્રમાણે સૃષ્ટિ;
યથાયોગ્ય પ્યારૂં ગણે રે, બુદ્ધિસાગર દષ્ટિ. ઇડર૦ ૨૨

---

## नाथ तमे निज घरमां स्थिर थावो.

નાથ તમે નિજઘરમાં સ્થિર થાવો,
પરઘરમાં નહીં જાવો, નાથ.
મનડું કુમિત્ર ન સાચું જણાવે, મોહની માંહિ ફસાવે;
આશા દાસી ઉંધુ ભણાવે, શાન્તિ જરા નહીં થાવે. નાથ. ૧

મન કુમિત્રથી ભવમાં ભટકો, અસ્થિરતા લહો ખટકો;
ક્રોધ ફણીધર લાગે ચટકો, દુ:ખનો લાગે ફટકો. નાથ ૨
નામરૂપ મમતાના યોગે, પરપુદ્ગલના ભોગે,
દુઃખ અનંતા કર્મ પ્રયોગે, ભોગવો વિધવિધ રોગે નાથ ૩
જ્યાસુધી મન સંગે રમશો, ત્યાંસુધી ભવ ભમશો,
જ્યાસુધી મનને ના દમશો, ત્યાસુધી બહુ ખમશો નાથ. ૪
ઇન્દ્ર ચન્દ્ર જો થાશો વ્હારે, તોપણ શાન્તિ ન કયારે,
મનડાને વશ કરશો જ્યારે, ઠરશો ઠામે ત્યારે નાથ ૫
રાગદ્વેષરૂપ મનને જાણી, વશ કરો જ્ઞાને તાણી,
મનડું છે ભવ દુઃખની ખાણી, ગુરૂગમ મનમાં આણી નાથ ૬
સ્વર્ગ નરક છે મનની પ્રવૃત્તિ, મન વશ થાતા નિવૃત્તિ,
જાણી અનુભવજ્ઞાનની યુક્તિ, નિર્વિકલ્પ પ્રયુક્તિ નાથ ૭
સર્વ કપાયોથી દૂર રહેવું, એ છે તુજને કહેવું,
પ્રારબ્ધ જે કર્મનું દેવું, સમભાવે તે સ્હેવું નાથ. ૮
શિખામણ એ મનમાં લાવો, કર્મને દૂર હઠાવો,
બુદ્ધિસાગર શિક્ષા માની, નિજ ઘર સ્થિર થઇ જાવો નાથ ૯

વડાલી

## ⟿ नाथ मने आशरो छे एक तारो. ⟿

નાથ મને આશરો છે એક ત્હારો,
મને ભવપાથોધિ તારો નાથ૦
મ્હારા મનનું સઘળું જાણે, શું શું કથું આ ટાણે,
તારક તારો રહેમ નજરથી, ભુખ્યાનું મન ભાણે નાથ૦ ૧
જેવો તેવો પણ હું છું તારો, તાર્યા વણ નહીં આરો,
તારક નામ જો સાચું તો હવે, દુઃખોદધિથી ઉગારો નાથ૦ ૨
તવ કૃપા વણ અન્ય ન ઇચ્છું, પ્રાણાધિક તું પ્યારો
માફી કર કરૂણા રસસાગર, કીધા દોષ હજારો નાથ૦ ૩
તપ જપ સંયમ ધ્યાન સમાધિ, તવ કૃપાથીજ થાવે,

અન્તરૂમાં સ્ફુરણા કર સારી, તવ સેવા મન ભાવે. નાથ૦ ૪
જગદુદ્ધારક પાપનિવારક, અસંખ્યપ્રદેશી પ્યારા;
બુદ્ધિસાગર સ્વયં સનાતન, ષટ્કારક આધારા. નાથ૦ ૫

વડાલી

## वीर प्रभु तारो.

વ્હાલા વેગે આવોરે, દયા દિલ લાવોરે, ભીડા મારી ભાંગવા હોજી. એ રાગ.

વીરપ્રભુ તારો રે, તારક મને તારો રે, વીર મને તારશો હોજી.
તારો તારો તારક દીનદયાલ, વીરપ્રભુ–તારક–વીર.
શરણે આવ્યો તાહ્ય રે, છે ત્હારો વિશ્વાસ;
બિરૂદ તારક તાહ્યરૂં, તેથી ધરી તવ આશ,
મોહારિ સંહારો રે, વિકલ્પોને વારો રે. વીર૦ ૧
તપ જપ વ્રત તીર્થો સહુ, તવ આજ્ઞામાં સમાય;
તવ આજ્ઞા સેવ્યાથકી, કર્મ ભર્મ દૂર જાય,
થતા દોષ વારો રે, આજ્ઞાથી ઉદ્ધારો રે. વીર૦ ૨
શું ના કર્મ વિષે થયું, થતું થશે નિર્ધાર;
દોષોથી દૂરે કરી, તાર્યા જીવ અપાર,
આવ્યો મારો વારો રે, ભવજલ પાર ઉતારો રે. વીર૦ ૩
શુદ્ધ સનાતન જગ પ્રભુ, તુજને ક્ષણ ક્ષણ ધ્યાઉં;
બુદ્ધિસાગર ભાવથી, લળી લળી વંદી ગાઉં,
ભવોભવ આધારો રે, અન્તર્યામી મ્હારો રે. વીર૦ ૪

ખેડબ્રહ્મા

## दीठो आज आबु आंखे रे

દીઠો આજ આબુ આંખે રે, હિમગિરિ સરખો વિશાળ.
ગામ ખરેડી જાવતાં રે, ઉંચો બહુ દેખાય;
સડકના માર્ગે સંચરે રે, તાપ ઘણો ન જણાય. દીઠો. ૧
વનસ્પતિ બહુ જાતની રે, દેખતાં દેખાય;

ઉંડા કોતર અતિ ઘણા રે, ખીણો વિકટ મોહાય. દીઠો. ૨
નદી ઝરણા વહેતા રહે રે, શીત હવા સુખકાર,
ગ્રામ્યજનો ખેતી કરે રે, ચાલે ગાડી ધમકાર દીઠો ૩
જૈન ધર્મશાલા ભલી રે, નવ ગાઉપર શોભત,
યાત્રાળુજન શ્રમ હરે રે, ભાતુ અપાતુ સુહત. દીઠો ૪
દેઉલવાડા આવતા રે, જૈનમન્દિર પેખાય,
જિનવરના દર્શન કરે રે, આનન્દ ચિત્ત ન માય દીઠો. ૫
આદિનાથ નેમનાથના રે, દેરા દેખવા કાજ,
સાહેબ ગોરા આવતા રે, ધનવતને મહારાજ દીઠો ૬
કોરણી કરી બહુ જાતની રે, વર્ણન કર્યું નહિ જાય,
ચાર ખડમા કોરણી રે, એ સમ નહીં અન્ય ઠાય દીઠો ૭
ધન્ય વિમલશા શેઠને રે, ધન્ય માતને તાત,
એવો પુત્ર જેને થયો રે, નામ કર્યું વિખ્યાત દીઠો ૮
વસ્તુપાલ તેજપાલનુ રે, અમર રહ્યુ જગ નામ,
મોનૈયા કોટી ગમે રે, વાપર્યા ઉત્તમ ઠામ દીઠો. ૯
ધન્ય ભીમાશા શેઠને રે, દેરૂ કરાવ્યુ સાર,
ગઢ અચળ જિન દેહરૂ રે, દેખ્યુ શુભ મનોહાર દીઠો ૧૦
કુમારપાલે કરાવીયુ રે, અચલેશ્વરની પાસ,
શાન્તિનાથનુ દેહરૂ રે, દેખતા ઉલ્લાસ દીઠો ૧૧
અચલેશ્વર મહાદેવનુ રે, મન્દિર જીર્ણોદ્ધાર,
વસ્તુપાલે કરાવીયો રે, નૃપાજ્ઞા શિર ધાર દીઠો ૧૨
દેખી અર્બુદ દેવીને રે, પાછળ ગુપ્ત છે પન્થ,
રસ કુપિકા અહીં જુઓ રે, અર્બુદ કલ્પનો ગ્રન્થ દીઠો ૧૩
ઉંચુ ગુરૂશિખર રહ્યુ રે, બાવાઓનો વાસ,
ગુફાઓ બહુ છે અહીં રે, વસે યોગીજન ખાસ દીઠો ૧૪
કાપ વસિષ્ઠ ઋષિ તણો રે, આશ્રમ નૃપ પરમાર,
ચોહાણો રાજ્ય થયા રે, દેવડા સપ્રતિ સાર. દીઠો. ૧૫

ઉનાળામાં આવતા રે, યાત્રાળુ જન ખાસ;
સાહેબો રાજા અને રે, ધનવંત યોગી દાસ. દીઠો. ૧૬
ભરત ગુફામાં બેસીને રે, કીધું ચેતન ધ્યાન;
લીન થતાં નિજ રૂપમાં રે, રહ્યું ન બાહ્યનું ભાન. દીઠો. ૧૭
જિનવરનાં દર્શન કર્યાં રે, આનન્દ અપરંપાર;
બુદ્ધિસાગર ભાવથી રે, આબુ યાત્રા કરી સાર. દીઠો. ૧૮

॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

---

## आशा

ત્વરિત થા આશા અળગી રે, તુજથી ન શાન્તિ લગાર. ત્વરિત—
રૂપ કરી બહુ જાતનાં રે, પેસે હૃદય મઝાર;
ચિન્તા ઉપજાવે ઘણી રે, ભીતિ ઘણી કરનાર. ત્વરિત. ૧
સુખ દેખાડે સોગણું રે, જ્યાં છે દુઃખ અપાર;
ત્યાં તલસાવે ચિત્તને રે, જાણે ન વાર કુવાર. ત્વરિત. ૨
અહંવૃત્તિ ગિરિવર થકી રે, પ્રગટ થયો અવતાર;
ભરમાયા તવ સંગથી રે, જગમાં નરને નાર. ત્વરિત. ૩
લાલચ તૃષ્ણા વાસનારે, ઇચ્છાદિક પર્યાય;
જગમાં તારા જાણવા રે, માયા દેવી કથાય. ત્વરિત. ૪
નામ રૂપમાં રાગતા રે, ત્યાં છે તારો વાસ;
યાવત્ વૃત્તિ એહવી રે, તાવત્ શાન્તિ ન ખાસ. ત્વરિત. ૫
નાચ્યો નાટકિયા પરે રે, ચેતન બની તવ દાસ;
સ્વપ્ને ન શાન્તિ લહી ખરી રે, થયો નહિં બ્રહ્મ પ્રકાશ. ત્વરિત. ૬
ચિન્તા હોળી પ્રજ્વાલીને રે, ત્હાં હોમે જીવ પ્રાણ;
મન સૃષ્ટિમાં મ્હાલીને રે, વર્તાવે છે આણ. ત્વરિત. ૭
ચૂડેલ ઝનથી બહુ બુરી રે, પરભવ સાથ થનાર;
સ્વપ્નામાંથી થાતી ખડી રે, ધરી વિવિધ આકાર. ત્વરિત. ૮

સર્વ જગતને જીતવું રે, કાર્ય ઘણું એ સહેલ,
પણ તુજને જે જીતવી રે, કાર્ય ઘણું મુશ્કેલ ત્વરિત ૯
મનની કામના નામનારે, જીતે જગ જીતાય,
એ જીત્યાવણ ત્યાગીનો રે, વેષ ન લેખે થાય ત્વરિત ૧૦
તુજને ત્યજાવણ ત્યાગશો રે, તુજને ત્યજાથી ત્યાગ,
આત્મજ્ઞાન વૈરાગ્યથી રે, તુજ જયનો છે લાગ ત્વરિત ૧૧
આશા વિષ પ્યાલા ગણી રે, કર નહિ પુદ્ગલ આશ,
આશા વિકલ્પન જ્યા જરા રે, આનન્દઘનનો વિલાસ. ત્વરિત ૧૨
આત્મસ્વભાવે સ્થિર થતા રે, આશા થાય વિનાશ,
બુદ્ધિસાગર ધ્યાનથી રે, અનુભવ જ્ઞાન પ્રકાશ ત્વરિત ૧૩

---

## अलख प्रभुरूप.

પ્રભુ તુજ અકળ રૂપ મહાભારી અલખ અલખ જયકારી. પ્રભુ
વૈખરી ભાષાથી ન કથાતુ, અનુભવ એ નિર્ધારી,
પર પશ્યતીમા કઈ આખી, ભાવ સુષુમ્ણા પ્રચારી પ્રભુ ૧
તમ ગુણ દષ્ટિએ છે મહેશ્વર રજથી બ્રહ્મા વિચારી,
સત્ય દષ્ટિએ વિષ્ણુ સ્વરૂપી, ગુણાતીત સુખકારી પ્રભુ ૨
સત્વ રજસ્ ને તમ ગુણ દષ્ટે, પિણ્ડ પ્રભુ અવધારી,
ગુણાતીત દષ્ટિએ પિણ્ડે, સત્તા પરમ બ્રહ્મધારી પ્રભુ ૩
પિણ્ડ પદસ્થને રૂપસ્થ ધ્યાને, આપો આપ વિચારી,
અલખ નિરંજન નિર્ભય સ્વામી, સમતાભાવ વિહારી પ્રભુ ૪
દ્રવ્યે એક અનેક પર્યાયે, કર્ત્તા હર્તા સદારી,
પરગુણ હાનિ વૃદ્ધિ થાવે, સમયે સમયે સુધારી પ્રભુ ૫
નિરાકાર સાકાર સ્વરૂપી, સહજાનન્દની ક્યારી,
સર્વસ્વરૂપી સર્વથી ન્યારો, ભાસે સમાધિ મઝારી પ્રભુ ૬
નામ રૂપથી ભિન્ન સનાતન, જ્ઞાતા જ્ઞેય પ્રકારી,
બુદ્ધિસાગર સિદ્ધ સ્વય પ્રભુ, અનુભવનો ઉદ્ગારી પ્રભુ ૭

---

# नाम रूपातीत अलख परमात्मा.

શામળીયાની પાઘડી—એ રાગ.

મ્હારૂં નામ ન રૂપ લખાય, પરમ દેવ આતમા;
મ્હને નિશદિન યોગીઓ ગાય, પરમદેવ આતમા.
સાત સમુદ્રો ઓળંઘીને રે, જાવું પેલે પાર;
ધ્રુવની તારી દેખીને રે, વહાણુ ચલાવવું સાર. પરમ. ૧
સિદ્ધાચલ દર્શન કરો રે, સિદ્ધાચલ તુજ વાસ;
સિદ્ધાચલને ભેટતાં રે, નિરંજન અવિનાશ. પરમ. ૨
ગંગા કાંઠે કાશીમાં રે, વિશ્વેશ્વર તું ખાસ;
ત્રિવેણીના કાંઠડે રે, તુજ ઝળહળતો પ્રકાશ. પરમ. ૩
સરસ્વતી નદી કાંઠડે રે, શોભીતું સિદ્ધપુર;
વાસ કરતાં તેહમાં રે, વાલ્હમ વાધે નૂર. પરમ. ૪
હું તુંથી જે વેગળો રે, મન મક્કાની પાસ;
શુદ્ધ સમાધિ ઝળહળે રે, સત્ય ખુદા વિશ્વાસ. પરમ. ૫
ક્ષેત્ર ત્રિપુટી પ્રયાગમાં રે, જ્ઞાન દર્શન સ્થિરતાય;
દર્શન સ્પર્શન ધ્યાનથી રે, જન્મ મરણ દૂર જાય. પરમ. ૬
ભક્તિ દ્વારિકા ક્ષેત્રમાં રે, આતમ કૃષ્ણ નિવાસ;
વૃત્તિ ગોપીયોએ શોભતો રે, દેખે જ્ઞાની ઉદાસ. પરમ. ૭
સમતા સાબર કાંઠડે રે, વિદ્યાપુર આવાસ;
નિશ્ચયભાવે જે કરે રે, તોડે કર્મના પાસ. પરમ. ૮
જગન્નાથ પિણ્ડે પ્રભુ રે, ભેદાભેદ ના લેશ;
સમજે અદ્વૈતભાવથી રે, નાશે હું તું ના કલેશ. પરમ. ૯
બ્રહ્મરંધ્ર અનુભવ દશા રે, પહોંચે વાગે તૂર;
ભાવવીર ચેતન બને રે, પ્રગટાવે નિજ શૂર. પરમ. ૧૦
અનેકાન્ત બ્રજ દેશમાં રે, નવ રસનું શુભ તાન;
બુદ્ધિસાગર ધ્યાનમાં રે, મસ્ત થયો લહી ભાન. પરમ. ૧૧

## अयोग्यने उपदेश.

વિમલા નવ કરશો ઉચાટ.. એ રાગ

એવા માનવ આગળ શુ ઉપદેશ કર્યા કરે રે
નગુરા નગુણા લોકો સમજણ વણ ફરતા ફરે રે,
જ્યા નિજની કિમ્મત ના થાતી, વ્યકિત મહત્તા ના સમજાતી
એવા મૂઢ જનોના ગુરૂ બન્યાથી શુ સરે રે, એવા. ૧
કરે ઝવેરી રત્નપરીક્ષા, જાણે ઉત્તમ કિમ્મત શિક્ષા,
બ્હેરા આગળ વેદ પુરાણો વાચે શુ વળે રે. એવા. ૨
સત્ય શિખામણ ચિત્ત ન ધારે, કરે કદાગ્રહ મનમા ભારે,
જે જન અધિકારી ના ભકત થતા પણ શુ મળે રે એવા ૩
સાન્નિપાતિક પેઠે બોલે, સત્ય દલીલો જે ના તોલે,
સુગુરૂ વાનરને ઉપદેશે ઘર નિજનુ ટળે રે એવા. ૪
શ્રદ્ધા ભકિતનો ના દાવો, નહિ ઉપદેશે માને લ્હાવો,
એને ભક્ત શિષ્ય માન્યાથી ઘર નિજનુ બળે રે એવા. ૫
ભૂખ્યાને કિમ્મત ભોજનની, ભોગીને કિમ્મત છે તનની,
જ્યા નહિ વસ્તુની કિમ્મત ત્યા સાર ન નીકળે રે એવા ૬
સમજે ગુરૂની પૂર્ણ મહત્તા, જાણે જે નિજ ગુરૂની સત્તા,
એવા યોગ્ય જનો ઉપદેશે, શ્રમ સફળો ખરે રે,
બુદ્ધિસાગર ગુરૂના શિષ્યો જયકમલા વરે રે એવા ૭

ॐ शान्तिः शान्तिः शान्तिः

---

## कोने उपदेश देवो?

એવા માનવને ઉપદેશો શુભ કરવા ઘટે રે,
જેને શિક્ષા આપે રાગાદિક વિષયો મટે રે,
શ્રદ્ધા ભક્તિ નિજ મન સાચી, ગુરૂ ઉપદેશે રહેતો રાચી,
પડતા કોટી વિઘ્નો ધર્મથી નહિ પાછો હઠે રે એવા ૧

સુગુરો સગુણો દક્ષ દયાળુ, પરોપકારી પૂર્ણ મયાળુ;
પડતો કદી નહીં જે નિન્દા વિકથા ખટપટે રે. એવા. ૨
સમતા ધારે મોહને મારે, સત્ય વિવેકે સત્ય વિચારે;
શિક્ષા આપી તે સદ્ગુરૂની મનમાં બહુ રટે રે. એવા. ૩
સદ્ગુરૂનો ઉપકાર ન ભૂલે અહંવૃત્તિમાં જે નહીં ઝૂલે;
સાચી આવશ્યક નિજ ફર્જ અદા કરવા અટે રે. એવા. ૪
વિનયાચારે વર્ત્તે ભાવે, સાપેક્ષાએ બોધ સુહાવે;
બોલે બુદ્ધિસાગર સદ્ગુરૂ રહે શુભ સંગતે રે. એવા. ૫

---

## मल्लिनाथ स्तवन.

કાનુડો ન જાણે મોરી પ્રીત..........એ રાગ.

મલ્લિજિન લાગ્યું તુજગુણ ગુણતાન, ધ્યાનની ચઢી ખુમારી રે. મલ્લિ૦
જ્યાં જ્યાં દેખું ત્યાં તું તું, અન્તરૂમાં વ્હાલા હું તું;
સાંધ્યો પ્રીતિતારોતાર, ખરી તુજ લાગી યારી રે. મલ્લિ૦ ૧
ભાન ભૂલાયું ભવનું, દુઃખ નહિ ભવના દવનું;
રસીલા તુજ મસ્તી મસ્તાન, બની પરઆશ નિવારી રે. મલ્લિ૦ ૨
કામણ તેં મુજપર કીધું, મનડાને ચોરી લીધું;
તેથી પડે ન ક્યાંએ ચેન, ચાતુરી એ તવ ભારી રે. મલ્લિ૦ ૩
પ્રીતિ ન છૂટે પ્રાણે, પ્રીતિનો રસ જે જાણે;
પ્રાણો તુજ પર સહુ કુરબાન, મેળની રીત વિચારી રે. મલ્લિ૦ ૪
મારામાં તુંહિ સમાયો, ત્હારામાં હુંજ સુહાયો;
હું તું સત્તા એક સ્વરૂપ, મેળ એ અન્તર્ ધારી રે. મલ્લિ૦ ૫
જે જે કહું તે જાણે, અન્તરૂમાં ભેદ ન આણે;
યાંચ્યા ઘટે ન મેળ અભેદ, ભાવમાં સત્ય વિહારી રે. મલ્લિ૦ ૬
હું તુંજ એકસ્વરૂપી, અંતરથી રૂપારૂપી;
અનુભવ આપ્યો એવો બેશ, નિરંજન ભાવ સુધારી રે. મલ્લિ૦ ૭

મેળ અભેદે રહેવુ, સાચા ભાવે એ કહેવુ,
બુદ્ધિસાગર મંગળમાલ, અનુભવ સુખની ક્યારી રે મલ્લિ० ૮

## ભોયણી મલ્લિનાથ સ્તવન.

રાગ પ્રભાતી

મુજને મળ્યા મલ્લિનાથજી, જ્ઞાન દર્શન ધારી
શક્તિ અનંતી સાહીબો, ભોક્તા નિજ ગુણભારી, મુજને ૧
અજરામર અરિહંતજી, લોકાલોક પ્રકાશી,
અલખ અગોચર આતમતા વિશ્વાનન્દ વિલાસી મુજને ૨
દર્શન દીઠા દીલમા, જ્યોતિ જ્યોત મિલાવી,
સર્વ તેજનુ તેજ જે, ચાતુરી થઇ ચાવી મુજને ૩
પરમ પ્રભુ પરમાતમા, સમતાસાગર સાચા,
અન્તર્યામી અનાદિથી, કોઈ વાતે ન કાચા. મુજને ૪
મેળ મળ્યો મનમાનીતો, બીજુ રહ્યુ કો ન બાકી,
નિરખતા નયનો નયનને, તારોતાર જ્યા તાકી મુજને ૫
ભાગી ભાવટ બહુ ભવ તણી, ચિદાનન્દ થયો ચાવો,
બુદ્ધિસાગર ભાવથી, ગાયો મેળ વધાવો મુજને ૬

## पत्रबोध.

( अमदावादना शेठ लल्लुरायजी पर तेमना मरण प्रसंगे लखेल पत्र )

કવ્વાલિ

કરી શરણ જિનેશ્વરનુ, જગત્ સર્વે ભુલી જાવુ,
ખરા સમભાવમા રહેવુ, ખરૂ ઉપદેશથી કહેવુ ૧

દુહા-સાખી

અદા કરી નિજ ફર્જને, યથાશક્તિ અનુસાર,
સુખ દુ ખ આવ્યા ભોગવ્યા, કર ચિન્તા ન લગાર

સ્વભાવે સહુ થયા કરતું, ગતિ કુદ્રતતણી ન્યારી;
ઘટે ના હર્ષ દિલગીરી, સકળથી ભિન્ન નિર્ધારી. કરી. ૨
દુનિયા જૂઠી કારમી, એવું મનમાં લાવ;
સર્વ સંબંધો કારમા, એવું મનમાં ભાવ.
જરા ના લક્ષ દે ઘરમાં, જરા ના લક્ષ દે પરમાં;
સ્વભાવે આત્મના રહેવું, પડે તે દુઃખ સહુ સ્હેવું. કરી. ૩
ઇન્દ્ર ચન્દ્ર નાગેન્દ્રને, કદી ન છોડે કાળ;
દેખ્યું સર્વે જૂઠ છે, જેવી માયા ઝાળ.
ત્યજીને સર્વ ચિન્તાઓ, પ્રભુનું ધ્યાન મન ધરવું;
ખરા વખતે રહી સાવધ, જરા ના મોહથી ડરવું. કરી. ૪
કર્યાં કર્મ સહુ ભોગવે, કો રાજા કો રંક;
દેવું ચૂકવ ! કર્મનું, થઇ ધર્મે નિઃશંક.
ચિદાનન્દી સ્વયં તું છે, ધરેલા દહથી ન્યારો;
મુસાફર વિશ્વમાં તું છે, તને છે ધર્મ આધારો. કરી. ૫
વળે શું હાય વરાળથી, શૂર દયા સંભાળ;
રાગદ્વેષને પરિહરી, સર્વ કર્મને બાળ.
ત્હને એવું ઘટે છે હો, ખરા વૈરાગ્યમાં રહેવું;
ખરૂં શુભ ધર્મનું ભાથું, કમાઇ સાથમાં લેવું. કરી. ૬
આલોયણ ભાવે કરી, મમતા સહુની મેલ;
પ્રભુ સ્વભાવે લીન થઇ, આત્મસ્વભાવે ખેલ.
શિખામણ ચિત્તમાં ધારો, વિકલ્પો સહુ થતા વારો;
બુદ્ધયબ્ધિ ધર્મ છે સાચો, હૃદયથી ધર્મમાં રાચો. કરી. ૭

ૐ शान्तिः ३

---

# परिपूर्ण परमात्मस्वरूप साक्षाद्दर्शनना उद्गारो.

રાગ—ધીરાના પદનો

ત્હારો ન ભેદ પૂરો રે, પામું કેમ તલસાવો,
ધરીને ધ્યાન થાક્યો રે, પૂરા ન તમે પરખાવો.
નકશા શાસ્ત્રોના છે જૂદા, ભિન્ન લક્ષણે ભેદ,
આપ આપના નકશા ભેદે, ક્લેશ કરી ધરે ખેદ,
પરોક્ષે નકશા વાદે રે, પ્રભો ન થતો તું ચાવો ત્હારો ૧
તીર્થો સ્થાવર ભટકયા ભટકે, હજી ન આવ્યો પાર,
જે રીતે તું મળે તે રીતે, જરા ન વાર લગાડ,
મુઝાણી મતિ શોધે રે, જરા ન હવે અકળાવો. ત્હારો. ૨
સર્વસ્વરૂપે પૂર્ણ વિલોકે, રહે ન વાદ વિવાદ,
અનુમાનની તર્ક કોટીએ, પૂગાય ના ગુણ ખાદ,
કહેવું શું ઝાઝું ભકતે રે, સમજી હવે ઝટ આવો ત્હારો ૩
સર્વ સમર્પણ તુજને કરતા, જો તું ના દેખાય,
તો તાણું કરતા શું સારૂં, ભેદપણું ન સુહાય,
પ્રીતિ જો હોય પ્રેમી રે, હવે ન ઝાઝું કહેવરાવો ત્હારો. ૪
મોટા થઇ ખોટાના જેવા, કદી ન થાવો નાથ,
માગે ત્હારો ભેદ ત્યજીને, ઝાલો અભેદે હાથ,
ભક્તિના જો ન ભૂખ્યા રે, તદા તો માગે ના દાવો. ત્હારો. ૫
સમતાભાવે મળો યદા તો, સમતા સદાય પાસ,
બ્હાદુરી ત્યાં નહીં ત્હમારી, કોણ ધરે તવ આશ,
મુઝાએલા મનને રે, જ્ઞાને સત્ય સમજાવો ત્હારો. ૬
જ્યાં દર્શન સાક્ષાત્ તમારૂં, ધ્યાન સમાધિ યોગ,
એવા માર્ગે નિશદિન રહેવું, મળશે ક્ષાયિક ભોગ,
બુદ્ધિસાગર ગાવે રે, સત્યાનુભવ ઘટ લાવો ત્હારો ૭

ॐ शान्तिः शान्तिः शान्तिः ३

## मल्लिनाथ स्तवन.

મલ્લિનાથ તવ રૂપમાં, પ્રેમ અવિહડ લાગ્યો;
નામ રૂપ નિરહંપણે, ભાવ અનુભવ જાગ્યો. મલ્લિ૦ ૧
પ્રેમ ખુમારી અટપટી, લાગે તે જન જાણે;
અનામી પ્રભુ નામને, શુદ્ધ ધ્યાનમાં આણે. મલ્લિ૦ ૨
પ્રેમે મમતા ન પ્રાણની, શૂન્ય જગ સહુ લાગે;
પ્રેમ સમાધિમાં તન્મયે, પ્યારા ઝટપટ જાગે. મલ્લિ૦ ૩
તવ પ્રેમ બૂણી ઓર છે, મરતાને જીવાડે;
આપો આપ સ્વરૂપની, જ્યોતિએ તું જગાડે. મલ્લિ૦ ૪
લાગ્યો રંગ જે પ્રેમનો, ત્હારી સાથ ન છૂટે;
પીધો પ્યાલો પ્રેમનો ભરી ગુણ ગણ ઘૂંટે. મલ્લિ૦ ૫
રૂપાતીત તવ રૂપમાં, તાન લાગ્યું મઝાનું;
કોટી ઉપાયો કેળવે, રહે નહિ કદી છાનું. મલ્લિ૦ ૬
તવ પ્રીતિના તાનમાં, ભાન ભૂલ્યો પરાયું;
બુદ્ધિસાગર ભક્તિમાં, ચિત્ત પૂર્ણ છવાયું. મલ્લિ૦ ૭

ॐ शान्तिः ३ ।

---

## मल्लिनाथ स्तवन.

મલ્લિનાથ તવ પ્રીતની, રીત છે કંઈ ન્યારી;
પ્રાણાર્પણ કરવું પડે, મમતા સર્વ વિસારી. મલ્લિનાથ૦ ૧
મરજીવા થઇ મેળમાં, સાચા ભાવે રહેવું;
સાક્ષી ભાવે સહુ વિશ્વમાં, રહેવું લેવું ને દેવું. મલ્લિ૦ ૨
સુરતા ધારી પ્રભુ સાથમાં, કર્મ બાહ્યનું કરવું;
પ્રભુના શુદ્ધ સ્વરૂપને, નિત્ય ચિત્તમાં સ્મરવું. મલ્લિ૦ ૩
ચિત્ત રહે પ્રભુ પાસમાં, ચેન લાગે ન જગમાં;
પ્રભુ રૂપ પ્રેમ ખુમારીનું, તાન વહે રગોરગમાં. મલ્લિ૦ ૪

શિર સાટે મેળ મેળવી, ઐકય લીનતા ધારી,
બુદ્ધિસાગર ભાવથી, નિશ્ચય દિવ્યાવતારી મલ્લિ૦ ૫

ॐ शान्तिः ३ ।

---

## श्रीमल्लिनाथजिनस्तवनम्

પ્યારા મલ્લિ જિનેશ્વર દેવ સદા સુખ આપશો રે,
વ્હાલા વેગે સાહાય્ય કરીને દુ ખડા કાપશો રે—પ્યારા
મઘણુ માગ મનનુ જાણે, શુ શુ કહુ પ્રભુ તવ આ ટાણે,
સાચા સેવકને તવ સરીખો કરીને થાપશો રે પ્યારા ૧
દુ ખીના દુ ખ ચૂરે દેવા, સેવક સારે સાચી સેવા,
અન્તર્ રોમે ધ્યાતા, ધ્યાનમા વ્હેલા વ્યાપશો રે પ્યારા ૨
સાક્ષીભાવે બાહ્યની રહેણી, સાક્ષી ભાવે બાહ્યની કહેણી,
તટસ્થે નિર્લેપ કરણી કરવી મુજથી એ થશો રે પ્યારા. ૩
હુ તુ ભેદ જગ ના ભાસે, સત્તાએ પરબ્રહ્મ પ્રકાશે,
આપી નિજગુણ સ્થિરતા, ભેદ પડે ના જ્યા કશો રે પ્યારા ૪
સાહાય્ય કરો મુજ ક્ષણ ક્ષણ સ્વામી, કેવળજ્ઞાની નિજગુણ રામી,
ભાવે બુદ્ધિસાગર શિવપદ ઘટમા છાપશો રે. પ્યારા ૫

ॐ शातिः ३

---

## मल्लिनाथ स्तवन.

કાનુડો ન જાણે મ્હારી પ્રીત—એ રાગ

મલ્લિજીન મેળ કરી મહારાજ, કદાપિ ન ફરે ન થાશો રે મલ્લિ
વ્હેલા વ્હારે મુજ આવો, નયનોથી દૂર ન જાવો,
મ્હારે તુજ વણ નહિ આધાર, હૃદયમા નિત્ય સુહાશોરે મલ્લિ૦ ૧
મ્હારે તો મન તુજ મેળાપી, પ્રીતિ તવ મનમા વ્યાપી,
મારી વિનતડી છે એક, પલક નહીં ફરે જાશો રે મલ્લિ૦ ૨

શુભ મમ ત્હારા માથે, મુજને ઝાલીને હાથે;
બુદ્ધિસાગર મંગળ મેલ, કર્યો તે પૂર્ણ વહાશોરે. મલ્લિ૦ ૩

ॐ शांतिः ३

## मल्लिनाथ प्रभु स्तुति.

પ્રભુ મ્હારા પ્યારા રે, જીવનના આધારા રે, મ્હને તારો આશરો હોજી.
મ્હને ત્હારા વિના પલક ના સુહાય. પ્રભુ.
જ્યાં દેખું ત્યાં તાહરૂં, રૂપ મ્હને દેખાય;
તવ પ્રીતિના તોરમાં, આનન્દ ઓર જણાય. પ્રભુ. ૧
જ્યાં ત્યાં તારી શક્તિની, જોતાં ઝાંખી જણાય;
પૂર્ણ પ્રતીતિ તાહરી, ક્ષણ ક્ષણ ત્હારી સાહાય્ય;
અંતરમાં એક વ્હાલા રે, કરૂં કાલાવાલા રે,
વિનતડી દિલ ધરો હોજી. પ્રભુ. ૨
પ્રકટ થઇ પ્રભુજી મને, દુઃખોથીજ બચાવ;
જાણ્યાને શું ? જણાવવું, જ્યોતિ જ્યોત મિલાવ;
જ્યોરૂપ સારા રે, નયનોથી ના ન્યારા રે,
ઝળહળ જ્યોતિ ભાસતા હોજી. પ્રભુ. ૩
અનુભવ ધ્યાને મેં લહ્યો, પૂર્ણાનન્દ સ્વરૂપ;
શું વાણીથી વર્ણવું રૂપારૂપ સ્વરૂપ;
ગુણ અનન્તા ત્હારા રે, અનુભવથી નિર્ધાર્યા રે,
ચઢયો ન રંગ ઉતરે હોજી. પ્રભુ. ૪
મ્હારા ત્હારા રૂપમાં, ભેદભાવ ન લેશ;
સત્તાધ્યાને વ્યક્તિનો, રહે ન કિંચિત્ કલેશ;
ત્હારા ગુણ છે મારા રે, મલ્લિપ્રભુ જયકારા રે, ભોયણીમાંહે ધ્યાઇયા હોજી;
બુદ્ધિસાગર ભક્તિ સદા આધાર. પ્રભુ. ૫

ॐ शान्तिः ३

# अमारो छे प्रभु बेली.

## ( पुण्यकर्म प्रभु याने आत्मानी शक्ति )

કવ્વાલી

તમે ઇચ્છો ગમે તેવુ, કરી યુક્તિ પ્રપચોથી,
નથી અમને કશી ભીતિ, અમારો છે પ્રભુ બેલી ૧
બુરૂ કરતા નહી ફાવો, બધી બાજી થશે ઉંધી,
ગમે તેવા પ્રસગોમા, અમારો છે પ્રભુ બેલી. ૨
થશે જો પાપીનુ ધાર્યું, રહે ના ધર્મી કો જગમાં,
વિચારોને વિવેકે એ, અમારો છે પ્રભુ બેલી ૩
વનોમાં ને ગુફાઓમા, ભયકર પર્વતોમાહી,
ભયકર વારિધિમધ્યે, અમારો છે પ્રભુ બેલી. ૪
ભયકર રાત્રિઓ મધ્યે, બચાવે ઝેરી પ્રાણીથી,
સદા વિશ્વાસ એ મનમા, અમારો છે પ્રભુ બેલી ૫
બચાવે પ્રાણુ નાશકથી, ખરેખર ઘોર નિદ્રામા,
તમારૂ ના થશે ધાર્યું, અમારો છે પ્રભુ બેલી ૬
કર્યું જે જે ધવલશેઠે, થયુ શ્રીપાળને સારૂ,
બને છે શ્રેયકર સર્વે, અમારો છે પ્રભુ બેલી. ૭
કળાઓ કેળવો કોડી, થશે નિષ્ફલ તથાપિ તે,
કર્યો નિશ્ચય અહો યાવત્, અમારો છે પ્રભુ બેલી ૮
થતી મભાળ અણુધારી, કરે મગલ અરણ્યોમા,
વિપત્તિમા અહો નક્કી, અમારો છે પ્રભુ બેલી ૯
સુઝાડે સન્મતિ સમયે, પ્રસગો મેળવે સારા,
નિરાશાઓવિષે આશા, અમારો છે પ્રભુ બેલી. ૧૦
રહે ક્ષણુ માત્ર ના દૂરે, બજાવે ગુપ્ત ફર્જોને,
બુદ્ધયબ્ધિ ધર્મ સન્મૂર્તિ, અમારો છે પ્રભુ બેલી ૧૧

ॐ शांतिः ३

## अमारा ते खरा भक्तो.

અમારા સદ્વિચારોને, ગણે જે પ્રાણથી પ્યારા;
પ્રવર્તે ધર્મદૃષ્ટિથી, અમારા તે ખરા ભકતો. ૧
ગણી આજ્ઞા પ્રભુ જેવી, બજાવે ફર્જ પોતાની;
કરે કર્તવ્ય કાર્યોને, અમારા તે ખરા ભકતો. ૨
ખરી શ્રદ્ધા ખરી ભકિત, ધરી સંસારમાં વર્તે;
રહે મમ પાસમાં મનડું, અમારા તે ખરા ભકતો. ૩
કરે કાર્યો અહંવૃત્તિ, ત્યજીને કર્મ પ્રારબ્ધે;
રહે નિર્લેપ અંતરૂથી, અમારા તે ખરા ભકતો. ૪
ગમે તેવી અવસ્થામાં, ધરી સંતોષ હૈયામાં;
પ્રવૃત્તિ માર્ગમાં વર્તે, અમારા તે ખરા ભકતો. ૫
શુભાશુભ કર્મ વેદંતાં, ધરે ના હર્ષ દિલ્ગીરી;
કર્યું સ્વાર્પણ અમોને સહુ, અમારા તે ખરા ભકતો. ૬
જગત્‌ના દૃશ્ય ભાવોની, શુભાશુભ માન્યતા ત્યાગી;
બજાવે બાહ્યની ફર્જો, અમારા તે ખરા ભકતો. ૭
ધરે ના મૃત્યુની પરવા, કરી આજ્ઞા બજાવવામાં;
ગણે જે ધર્મ આજ્ઞામાં, અમારા તે ખરા ભકતો. ૮
પ્રવૃત્તિમાં નિવૃત્તિમાં, વિવેકે સ્વાધિકારે જે;
કરે છે કૃત્ય કરવાનું, અમારા તે ખરા ભકતો. ૯
અહંભોક્તા અહંકર્તા, ત્યજી ઇત્યાદિ વૃત્તિયો;
બને નિઃસંગ અન્તરૂથી, અમારા તે ખરા ભકતો. ૧૦
અમારાં ધર્મ વ્યાખ્યાનો, વિચારે બહુ અપેક્ષાએ;
કરે કર્તવ્યમાં સ્થિરતા, અમારા તે ખરા ભકતો. ૧૧
કરીને કલ્પના વ્યાપક, ગણે વ્યાપક સકળ જગમાં;
કરે સહુ સાક્ષીવત્ થઇને, અમારા તે ખરા ભકતો. ૧૨
બને ધર્માન્ધ ના મોહે, ગણે નિજ આત્મવત્ સહુને;
ધરે મુજમાં નહીં સંશય, અમારા તે ખરા ભકતો. ૧૩

ધરે ના ભેદની વૃત્તિ, બને તે શ્રેય માટે સહુ,
ગણીને વિશ્વમા વર્તે, અમારા તે ખરા ભક્તો ૧૪
કદી ના સ્વાર્થમા મુઝે, ધરે પરમાર્થની કરણી,
વહે શુદ્ધોપયોગે જે, અમારા તે ખરા ભક્તો ૧૫
નહીં લેપાય ઇચ્છાઓ, કરીને બાહ્ય ભાવોમા,
કષાયોને થતા વારે, અમારા તે ખરા ભક્તો ૧૬
કુતર્કોથી નહીં મુઝે, સુતર્કોથી વહે અગ્રે,
જગત્ કુટુબ માને જે, અમારા તે ખરા ભક્તો ૧૭
શુભાશુભ બાહ્યદૃષ્ટિએ, ગણાતુ ને કરાતુ જે,
કરે તે બાહ્ય વ્યવહારે, અમારા તે ખરા ભક્તો ૧૮
કર્યું તે ના કર્યું માને, નિરજન ભાવને ધારે,
રહે સૌ દૃશ્યથી ન્યારો, અમારા તે ખરા ભક્તો ૧૯
અહુતા નામ રૂપોની, ત્યજીને નામ રૂપોની,
કરે છે કર્મથી કરણી, અમારા તે ખરા ભક્તો. ૨૦
વ્રતો ધારે યથાશક્તિ, પ્રમાદો આવતા વારે,
પ્રવૃત્તિ સાત્વિકી ધારે, અમારા તે ખરા ભક્તો ૨૧
રજોવૃત્તિ તમોવૃત્તિ, ત્યજીને ધ્યાનમા વર્ત્તે,
સમાધિમા રહે સ્હેજે, અમારા તે ખરા ભક્તો ૨૨
ધરે પ્રામાણ્ય વ્યવહારે, કરે છે શ્રેય જીવોનુ,
ઉપગ્રહ કર્મને ધારે, અમારા તે ખરા ભક્તો ૨૩
કદી કાયર બને ના જે, રહે આનન્દની મોજે,
પ્રસન્નાસ્યે જીવન ગાળે, અમારા તે ખરા ભક્તો ૨૪
રમીલા ભક્તિ રસયોગે, રહે સસારથી ન્યારા,
બુદ્ધયબ્ધિ ધર્મદૃષ્ટિએ, અમારા તે ખરા ભક્તો ૨૫

---

## મળો તો ભાવથી મળશો.

પરીક્ષા પ્રેમની સમ્યક્, કરીને પ્રકૃતિ મેળે,
વિવેકે લાભ દેખીને, મળો તો ભાવથી મળશો ૧

વિચાર્યા વણ ઉતાવળથી, કર્યાથી મેળ ના સારૂં;
વિચારી સર્વ સંબંધો, મળો તો ભાવથી મળશો. ૨
મહત્તા મેળની શી છે ? મહત્તાની પ્રવૃત્તિ શી ?
ત્યજીને દંભની વૃત્તિ, મળો તો ભાવથી મળશો. ૩
મળ્યામાં ભેદ ના ભાસે રહે ના સ્વાર્થની કાતી;
ખરૂં પ્રામાણ્ય ધારીને, મળો તો ભાવથી મળશો. ૪
મળી પશ્ચાત્ થવું જુદા, પરસ્પર દ્વેષની વૃદ્ધિ;
મળેલું એ ગણી જૂઠું, મળો તો ભાવથી મળશો. ૫
સ્વભાવે મેળ ના આવે, કરો જે મેળ તાણીને;
નથી આનન્દ તેથી કંઇ, મળો તો ભાવથી મળશો. ૬
થતો જે મેળ મન માન્યો, સદા આનન્દ દેનારો;
મહત્તા મેળની બોધી, મળો તો ભાવથી મળશો. ૭
રજોવૃત્યા તમોવૃત્યા, કરીને મેળ જે મળતા;
ક્ષણિક એ મેળના મેળા, મળો તો ભાવથી મળશો. ૮
વહે જૂદુ હૃદય બાહિર્, પ્રપંચોની વહે વૃત્તિ;
નથી એ મેળ સન્તોનો, મળો તો ભાવથી મળશો. ૯
કરો ના સ્વાર્થથી કાળું, બની વિશ્વાસના ઘાતક;
ખરો વિશ્વાસ લાવીને, મળો તો ભાવથી મળશો. ૧૦
અનીતિમાં બની મશ્ગુલ, પ્રવૃત્તિ શુદ્ધ ના ધારે;
નથી એ મેળનો મેળુ, મળો તો ભાવથી મળશો. ૧૧
નહીં કંઇ ન્યૂનતા લાવે, વિપત્તિમાં પ્રસંગોએ;
હૃદયમાં સત્ય અવધારી, મળો તો ભાવથી મળશો. ૧૨
ત્યજી કાપટ્યની વૃત્તિ, બની નિષ્કામ અન્તરૂથી;
અહંતા ભાવને ત્યાગી, મળો તો ભાવથી મળશો. ૧૩
વિચારી મેળના ભેદો, અભેદે આત્મતા બોધી;
વિવેકે સંપ ધારીને, મળે તો ભાવથી મળશો. ૧૪
કરીને મેળ નિશ્ચયતા, મળેલા બાહ્ય સંયોગે;
ખરેખર સ્વાધિકારે હો, મળો તો ભાવથી મળશો. ૧૫

પરિક્ષાની કસોટીએ, પ્રથમ ચઢવુ ઘણુ સારૂ,
કરી સ્વાર્પણુ મળ્યુ તેનુ, મળો તો ભાવથી મળશો. ૧૬
વ્યવસ્થાઓ સકળ સમજી, થતા તે તેજ મેળોની,
શુભાશુભ મેળ બોધીને, મળો તો ભાવથી મળશો ૧૭
વિચારી યોગ્ય મેળાપી, ગુણો જે જોઇએ તેથી,
કરીને મેળની કિમ્મત, મળો તો ભાવથી મળશો ૧૮
મળ્યા પશ્ચાત્ થવુ જૂદા, બનો ના મેળ એ સ્વપ્ને,
કરીને ચિત્તની શુદ્ધિ, મળો તો ભાવથી મળશો ૧૯
મળ્યામા ના રહે ખામી, પ્રશસે મેળને સન્તો,
અહો એ મેળની રીતે, મળો તો ભાવથી મળશો ૨૦
રહે ના ઝેર હૈયામા, રહે અમૃત સદા મનમા,
ભલા એવા વિચારોમા, મળો તો ભાવથી મળશો ૨૧
નિજાત્માવત્ ગણી જીવો, કરી મૈત્રી ખરા ભાવે,
સદાચારોવિષે પ્રેમે, મળો તો ભાવથી મળશો ૨૨
વિચારી મેળ વ્યાપકતા, બની તન્મય જીવો સાથે,
ખરા સિદ્ધત્વના મેળે, મળો તો ભાવથી મળશો ૨૩
ત્યજીને સાકડી દષ્ટિ, સકળમા આત્મમા ઐકયે,
પરમ અદ્વૈતના મેળે, હૃદયના ભાવથી મળશો ૨૪
ત્યજી મમતા સજી સમતા પરબ્રહ્મ સ્વય બોધી,
બુદ્ધયબ્ધિ શુદ્ધ સ મેલે, હૃદયના ભાવથી મળશો ૨૫

ૐ શાતિઃ ૩

---

## प्रभुने.

અમારો તુ સદા બેલી, સમર્પણુ સહુ કર્યું તુજને,
ચલાવ્યુ વ્હાણુ ભરદરિયે, ગમે તે કર તને સોપ્યુ ૧
કર્યું સ્વાર્પણુ પછી મુજને, બને તેની નથી પરવા,
તમારો હુ જ જપવામા, સદા તલ્લીનતા ગમતી ૨

અમારી પ્રેમ આહૂતિ, ગ્રહીને ઓ પ્રભુ મારા;
મને તુજમાં સમાવા દે, નથી એ વણ કશું ગમતું. ૩
થતું હું હું હૃદયમાં જે, સમાવા દેજ તુંમાંહિ;
રહ્યું જે દૂર હું તુંથી, સમાવા દે મને એમાં. ૪
અનંતી જ્યોતિમાં તારી, અનંતા ધર્મથી મુજને,
સદા માટે સમાવા દે, પછીથી કર ગમે તેવું. ૫
ખુમારીમાં સદા તું તું, ભુલાયું ભાન હું હુંનું;
અહંતાના ત્યજી પડદા, મ્હને તુજ રૂપ જોવા દે. ૬
ગમે તેવો તમારો છું, તમારામાં સદા રહેવું;
ગમે તેવા ઉપાયોએ, ખરૂં એવું થવા દે તું. ૭
ખજાને ખોટ ના ત્હારે, નથી તુજ વણ કશું મ્હારે;
હૃદયના તાર જાણીને, સમાવા દે મને તુજમાં. ૮
હવે ઝાઝું ન કહેવા દે, હવે ના દૂર રહેવા દે;
બુદ્ધયબ્ધિ ધર્મદૃષ્ટિએ, સદા તવરૂપ જોવા દે. ૯

ॐ शान्तिः ३

---

##  प्रभुने. 

કવ્વાલી.

નથી તુજ વણ જરા ગમતું, કહીં ના ચિત્ત તો રમતું;
કર્યું કામણ અરે કેવું ? થતું જ્યાં ત્યાં પ્રભો તું તું. ૧
સદા એવું જ જો રહેશે, તદા તો અન્ય કાંઇ થાશે;
અતઃ એવું નિહાળીને, મળ્યા વણ છૂટકો ના છે. ૨
પ્રભો વ્હાલા ત્હને મળવા, જરા ના અન્યની પરવા;
જરાના પ્રાણની પરવા, હવે ઝાઝું કથું શું ? શું ? ૩
રહ્યું જે જે સકળ મુજમાં રહ્યું તે તેં સકળ તુજમાં;
રહ્યું તુલ્યત્વ સત્તાએ, નથી હું તુંમાં જરા ખામી. ૪

હવે તલસાવ ના ઝાઝુ, સતાવાથી નથી સારૂ,
મળીને આણું ! ! ! અન્તરૂથી, મિલાવી જ્યોતથી જ્યોતિ ૫
મલ્યાવણુ તવ થશે હાંસી, લગાડો વાર ના ક્ષણુની,
જગતનુ રાજ્યમહામર્મા, જવા દો તાન તવ લાગ્યુ ૬
કર્યું દેખ્યું ગયો ભુલી, પ્રભો તવ તાન મસ્તીએ,
હવે ઝાઝુ ન થાવા દો, નહીતર બહુ થશે વરવુ ૭
થયો તવ તાનનો તરસ્યો, થયો તવ ભાનનો ભુખ્યો,
અમારા ચિત્તમા નક્કી, પ્રભો ! તુ છે પ્રભો ! તુ છે ૮
પડે છે ભેદ યાચ્યામા, પડે છે ભેદ કહેવામા,
અભેદે લેવુ ના દેવુ, બને તે સહુ અભેદે છે. ૯
હવે તો એ થયુ નક્કી, વિનતીથી કશુ ના કઈ,
પરાણે મેળ ના થાતો, સ્વભાવે મેળ સોહાતો ૧૦
સ્વભાવે મેળ જે થાતો, નથી મર્યાદ ત્યા રહેતી;
બુદ્ધયબ્ધિધર્મદૃષ્ટિએ, અભેદે હુ અભેદે તુ ૧૧

---

## प्रभु भावना रंग.

રાગ ધીરાના પદનો

પ્રભુજી રંગ લાગ્યો રે, ટળે ના કદી તે ટાળ્યો,
જણાઈ પ્રભુની ઝાંખી રે, આતમ નિજ અજવાળ્યો,
પ્રભુ સરોવર હંસ તદા હુ, વારિ યદિ તો મીન,
પ્રભુ સાગર તો તરંગ હુ છુ, પુરૂષ પ્રકૃતિરૂપ લીન,
પ્રભુ ભાનુ તો કિરણો રે, રસિક રસ નિર્ધાર્યો પ્રભુ ૧
પ્રભુ પ્રાણી તો હુ છુ પ્રાણુજ, પ્રભુ ગાય હુ વત્સ,
પ્રભુ માત તો હુ છુ બાળક, પિતા તનુજ પ્રશસ્ત,
પ્રભુ ચન્દ્ર હુ જ્યોતિ રે, અગાણી ભાવ ઘટ ધાર્યો પ્રભુજી ૨
પ્રભુ ગગન તો હુ થઈ વાયુ, રહુ પ્રભુની સાથ,
પ્રભુ સ્વામી તો હુ છુ સેવક, સાચી પ્રભુ મુજ આથ,

શક્ત પ્રભુ હું શક્તિ રે, છોડું ન હવે કોઇ વાર્યો. પ્રભુજી. ૩
ધ્યેય પ્રભુ તો હું છું ધ્યાતા, દ્રવ્ય તદા પર્યાય;
પ્રભુ પુષ્પ તો હું છું ભમરો, ભિન્નપણું ન સુહાય;
આતમ તો હું છું જ્ઞાનજ રે, ખળું ના કદી હું ખાળ્યો. પ્રભુજી. ૪
પ્રભુ મુખ તો હું છું વાણી, પ્રભુ નાક હું ગન્ધ;
પ્રભુ પ્રેમી તો હું છું પ્રીતિ, બાંધ્યો એ:પૂર્ણ સંબંધ;
દૃશ્ય પ્રભુ તો ચક્ષુ રે, આધારાધેય અવધારો. પ્રભુજી. ૫
જે જે કરૂં તે તારી પૂજા, બોલે તે તવ જાપ;
જે જે ચિંતન તે તવ ધ્યાનજ, હોશો ભક્તિ એ અમાપ;
* દૃશ્ય રૂપ તવ હોજો રે, ભક્ષ્ય હો ! તવ આહારો. પ્રભુજી. ૬
મેળ કર્યો છે તારી સાથે, સદા રહો મુજ સાથ;
નોધારાના છો આધારા, વિજ્ઞપ્તિ દિનનાથ;
બુદ્ધિસાગર ભાવે રે, અન્તરૂમાં તુજને સંચાર્યો, પ્રભુજી. ૭

## आन्तर प्रभु ऐक्य.

એકમેક રૂપે રે પ્રભુજી બનીગયા અમે,
શોધીને શોધી લીધા રે તમો અમે અમો તમે;
જલરસથી જયમ જલના ન્યારૂં, તિલોથકી જેમ તેલ,
પુષ્પથકી સુગંધ ન ન્યારી, એમ સત્તાએ જ મેલ;
શોધે તે પોતે એ છે રે, દેખ્યા પછી કોણ ભમે. એકમેક. ૧
ચંદ્ર થકી જયેમ જ્યોત ન ન્યારી, ભાનુથકી જ પ્રકાશ,
તરંગ સાગરથી નહીં ન્યારા, ધૃતથકીજ ચિકાશ;
ચિદાનન્દ ચિન્હે રે, પ્રભુજી પોતે જ્યાં ત્યાં રમે. એકમેક૦ ૨
તિરોભાવને આવિર્ભાવે, પ્રભુ અનન્તાં રૂપ,
શક્તિ વ્યક્તિથી જ્યાં ત્યાં દેખો, ચેતના ધર્મ અનુપ;

* મારી આંખોએ જે જે દેખાતું હોય દૃશ્ય તે તમારૂં રૂપ હોવ અર્થાત્ દૃશ્ય પદાર્થો છે તે તવ રૂપ છે એવી રીતે દેખાઇને તેમાંથી દૃશ્ય વિષયરાગ ટળો.

પિણ્ડ અને બ્રહ્માણ્ડે રે, સત્તા ધ્યાને એહ ગમે એકમેક૦ ૩
ભેદ કહું તો ભેદ ન ભાસે, સત્તાએ જ અભેદ,
અભેદ દૃષ્ટે અંતર ભાવે, જન્મ જરા નહીં ખેદ,
મૂર્ખાને બ્રાન્તિ ભારી રે, જ્ઞાનીને ભેદ સર્વ સમે. એકમેક૦ ૪
અનંત નામે આકારે બહુ, ઘટઘટ ભિન્ન જણાય,
મનોવૃત્તિના ભેદે ભેદો, અપેક્ષે સત્ય થાય,
ભેદ છતાં અભેદી રે, દેખે મોહ ઉપશમે એકમેક૦ ૫
ચાલતા ચાલતો ભાસે, બેઠા સ્થિર જણાય,
ઉંઘતા ઉંઘેલો ભાસે જે, જાગતા જાગ્રત્ થાય,
સમજુને વાત સહેલી રે, ભેદ ખેદ સર્વ ખમે. એકમેક૦ ૬
જ્ઞાન મળ્યું ગુરુગમથી જેને, તેને પૂર્ણાનન્દ,
અભેદ મેળે પ્રભુને મળતો, રહે ન મોહનો ફન્દ,
બુદ્ધિસાગર ભાવે રે, પ્રભુને પ્રભુદેવ નમે. એકમેક૦ ૭
ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

---

## श्री रविसागरजी सद्गुरुस्तुति.

ધનધટા ભુવન રંગ છાયા, નવખંડા પાર્શ્વ જિન પાયા—એ રાગ
નમું રવિસાગર ગુરુરાયા, જિનશાસન જય વર્તાયા,
સંવેગી રંગ સુહાયા, સાધુમાં સૌથી સવાયા,
સંવત ઓગણીશત સાતે, મૌન એકાદશી પરભાતે,
દીક્ષા લીધી શુભ ભાતે, ગુરૂ આજ્ઞાએ નિજજાતે નમું. જિન. ૧
સમતામાં સૌથી શૂરા, પંચાચારે ઘટ પૂરા,
ઉપસર્ગ કર્યા સહુ દૂરા, શુભ મૈત્રીભાવ ભરપૂરા,
મનમાં ના મમતા માયા નમું. જિન ૨
શુભ ગુર્જર દેશ સુધાર્યો, ચારિત્રે રંગ વધાર્યો,
નિજ આતમ રંગ વધાર્યો, સમતાએ ચેતન તાર્યો,
ઉત્કૃષ્ટ વિશ્વ ગણાયા નમું. જિન. ૩

સુડતાલીશ વર્ષ સવાયા, સહુ સંયમમાં લયલાયા,
મ્હેસાણા નગર રહાયા, સહુ સંઘ સદા મન ભાયા;
ગુરૂભક્તિમાં હરખાયા. નમું. જિન. ૪
ચોપનની સાલ સવાયા, વદિ એકાદશી જેઠ આયા,
ચઢતા પ્રહરે સ્વરૂ જાયા, ત્યાગી પુદ્ગલની માયા;
વર્તાવી સંયમ કાયા. નમું. જિન. ૫
દશ દિશામાં કીર્ત્તિ જાગી, વૈરાગી મહા સૌભાગી,
જ્ઞાનાદિક ગુણગણ રાગી, મેં પુણ્ય યોગથી પાયા;
મેં મનમાં તુજને ધ્યાયા. નમું. જિન. ૬
સાચી શ્રીસદ્ગુરૂ સેવા, શુભ મુક્તિપુરીના મેવા,
મને ગુરૂ ભજ્યાની હેવા, કલિકાળે સદ્ગુરૂ દેવા;
બુદ્ધિસાગર ગુણગાયા. નમું. જિન. ૭

---

## आत्मस्वभावमां रहेवुं.

આપ સ્વભાવમાં રે—એ રાગ.

ખરા નિજ ધર્મમાં રે, ચેતન સદાય ત્હારે રહેવું,
પુણ્યપાપથી સુખ દુ:ખ વેદી, કાંઇ ન કોઇને કહેવું. ખરા.
કર્માધીન સંસારી પ્રાણી, મનમાં એવું જાણી,
જૂઠી જગની બાજી માની, અન્તરૂનો થા જ્ઞાની. ખરા. ૧
નામરૂપની ભ્રમણા મોટી, માન હૃદયમાં ખોટી,
કાયા માયા લોટાલોટી, સાથે નહી લંગોટી. ખરા. ૨
સ્વાર્થતણી માયા અવધારી, ચેત ચેત સંસારી,
માયા ન્યારી કર નહિ યારી, અન્તે દૂર થનારી. ખરા. ૩
પસ્તાવાનું અંતે થાશે, એકાકી થઈ જાશે,
કરી કમાણી બીજા ખાસે, ફજેત ફાળકો થાશે. ખરા. ૪
સ્વપ્ના જેવી જગની બાજી, ત્યાંના થા તું રાજી,
ક્યારે કાજી ક્યારે પાજી, કદી ન કોઇને છાજી. ખરા. ૫

દેવગુરૂની શ્રદ્ધા ધારી, કર ઝટ ધર્મની યારી,
ઉપયોગે નિજરૂપ વિચારી, ધર્મી થા નિર્ધારી. ખરા. ૬
ચેત ચેત ઉપયોગે ભાવે, ધર્મ તે સાથે આવે,
બુદ્ધિસાગર ધર્મ શુભ કર, કરશે તે સુખ પાવે. ખરા. ૭
ૐ શાન્તિ ૩

---

## नहीं पाळी शको आज्ञा.

કદી ઉમંગમાં આવી, કથો આજ્ઞા સદા માનું,
કથું છું હું અનુભવથી, નહીં પાળી શકો આજ્ઞા ૧
નથી સ્વાર્પણતણી વૃત્તિ, રહી સ્વચ્છન્દતા વૃત્તિ,
ગણાયા શિષ્ય તેથી શું ? નહીં પાળી શકો આજ્ઞા ૨
ચણાઓ લોહના ખાવા, અહો દુષ્કાર્ય એ જેવું,
તથા શ્રી સદ્ગુરૂવરની, નહીં પાળી શકો આજ્ઞા. ૩
થશે મન દૂરથી પ્રીતિ, નહીં પાસે રહી શકશો,
ખરી શ્રદ્ધા વિના જાણો, નહીં પાળી શકો આજ્ઞા ૪
વિચારો જુદજુદા જેવા, ઘણા પ્રગટે ઘણા વિણસે,
થતું એવું અહો યાવત્, નહીં પાળી શકો આજ્ઞા ૫
છવતા મૃત્યુના જેવી, દશા નિજની કર્યાવણ તો,
કર્યા વણ પ્રેમની શુદ્ધિ, નહીં પાળી શકો આજ્ઞા ૬
હર્યા વણ સ્વાર્થના દોષો, અહં મમતા ત્યજ્યા વણ રે,
ક્ષમા ધાર્યા વિના મનમાં, નહીં પાળી શકો આજ્ઞા. ૭
થતી આજ્ઞાથકી મુક્તિ, ખરી નીતિ પ્રવૃત્તિ એ,
પ્રતીતિ એ થયાવણ તો, નહીં પાળી શકો આજ્ઞા ૮
વિવેકે ભક્તિ શ્રદ્ધાએ, કરી સ્વાર્પણ સદા પ્રેમે,
બુદ્ધ્યબ્ધિ સદ્ગુરૂવરની, સદા પાળી શકો આજ્ઞા ૯
ૐ શાન્તિ ૩.

---

## सदा आनन्दमां छैये.

નિજાત્મા રૂપને જાણ્યું, ટળી ભ્રાન્તિ અનાદિની;
ગમે તેવી દશા મધ્યે, સદા આનન્દમાં છૈયે. ૧
પ્રવૃત્તિ ફર્જથી કરતાં, બહિર્ વા ગામની મધ્યે;
ગણ્યું જૂઠું જગત્ સ્વપ્નું, સદા આનન્દમાં છૈયે. ૨
ગ્રહ્યું પ્રારબ્ધ ભોગવતાં, મળે અપમાન વા કીર્તિ;
ગણી એ સ્વપ્નની બાજી, સદા આનન્દમાં છૈયે. ૩
ગણો અમને ગમે તેવા, તમારી વૃત્તિના ભેદે;
નથી દરકાર તેની કંઈ, સદા આનન્દમાં છૈયે. ૪
અમારા રૂપમાં રમતાં, જગતનું ભાન ભૂલાતું;
સ્વયં એ ભાન સ્ફુરાતું, સદા આનન્દમાં છૈયે. ૫
સભામાં ભાષણો દેતાં. તથા એકાન્તમાં રહેતાં;
ગણ્યું સહુ સર્વના રૂપે, સદા આનન્દમાં છૈયે. ૬
થતું સહેજે અનુભવવું, શુભાશુભથી રહી ન્યારા;
બુદ્ધયબ્ધિ શુદ્ધ ઉપયોગે, સદા આનન્દમાં છૈયે. ૭

ॐ शान्तिः ३

---

## आनन्दहेली.

પ્રગટી આનન્દ હેલી, હૃદયમાં પ્રગટી આનન્દ હેલી;
નામરૂપ વૃત્તિથી ન્યારી, યોગીજનોએ ગ્રહેલી. હૃદયમાં૦ ૧
અનુભવ દ્રષ્ટિથી અવલોકે, વૃત્તિ થઇ નિજ ચેલી;
નામ રૂપ સાગરમાં રહેતાં, ન્યારી નિત્ય રહેલી. હૃદયમાં૦ ૨
તન્મયભાવે પ્રભુની સાથે, મળતાં પ્રગટી વહેલી;
ત્રણ્ય ભુવનમાં છલોછલો થઈ, અખંડ રૂપ રહેલી. હૃદયમાં૦ ૩
અનુભવમસ્તી મસ્ત બન્યાની, દિવ્ય પ્રકટતી કેલિ;
બુદ્ધિસાગર રસિયા જનને, દશા મળીજ ચહેલી. હૃદયમાં૦ ૪

ॐ शान्तिः ३ ।

# जीवने बोध

ભજનની ધૂન

મૂર્ખા માનવ શું મકલાય, કરણી જેવું ફળ તું પાય,
મ્હારૂં મ્હારૂં કરી મકલાતો, ભણ્યા ગણ્યામાં ભૂલ,
આખર કાંઇ સાથ ન આવે, ડ્હાપણ થતું જ ડૂલ મૂર્ખા૦ ૧
પ્રભુભજનમાં ધરે ન પ્રીતિ, દયા ન કરતો દાન,
પરભવ જાતાં ભાતાં પાખે, નક્કી થઇશ નાદાન મૂર્ખા૦ ૨
રાવણ સરખા ચાલ્યા રાજા, દાનવને કઇ દેવ,
માયાની મમતા મૂકીને સન્ત જનોને સેવ મૂર્ખા૦ ૩
ચેત ચેત ચેતન ઝટ ચતુરા, રાખ પ્રભુપર રાગ,
આખે જોયું સહુ અળપાશે, જાગ જાગ ઘટ જાગ મૂર્ખા૦ ૪
હજી કરીલે સુકૃત હાથે, પામીશ ભવનો પાર,
બુદ્ધિસાર સદ્‌ગુરૂ બોધે, આનન્દ અપર પાર મૂર્ખા૦ ૫

ॐ शान्तिः ३

---

# भयत्रस्त मयुरने.

તુજને જરાપણ દુઃખ દેવાની નથી વૃત્તિ મને,
ભયથી ઘણી શંકા કરી આવે નહિ તું મુજ કને,
આ હૃદય મધણું દેખી લે ત્યાં દ્રોહનું સ્થાનજ નથી,
આ હૃદયમાં અહિંસા વિના બીજું નથી દેખો મથી ૧
ઉપદેશ તવ રક્ષા ભણી મારાથકીજ કથાય છે,
તેમજ છતાં ભીતિ ધરે મારા થકી શું ન્યાય છે ?
ભીતિ ત્હને મનમાં થઇ તો માફ માગું છું અરે,
માફી મ્હને તું આપ એવું પ્રાર્થું છું તુજને ખરે. ૨
મમ આત્મવત્ પ્રેમી સદા તવ જીવમાં મમ પ્રાણ છે,
એવી હૃદયની ભાવનામાં પ્રાણ સહુ કુરબાન છે,

તેમજ છતાં તું ભય ધરે ત્યાં જોર મારૂં છે નહીં,
સેવા બજાવું માહરી એ જાણજે નિશ્ચય સહી. ૩
તુજને થયો સંતાપરે, કાંઇ માહરી ચેષ્ટાથકી,
નિન્દુ અને ગહું અહો એ ભાવથી દિલમાં વકી;
આ વાતનો સાક્ષી પ્રભુ વા ચિત્ત મ્હારૂં જાણવું,
મારાવિષે સમજ્યા વિના ઓછું જરા ના આણવું. ૪
પરિણામ જેવું ફળ થતું ઉપયોગમાં એવું સદા,
સમજી હૃદય મ્હારૂં અરે તું ભીતિ ના ધરજે કદા;
કરૂણા હૃદયનો તાર છે એ તાર તવ મન જાણશે,
બુદ્ધયબ્ધિ સાચા ભાવથી મેળો હૃદયનો માણશે. ૫
ॐ शान्ति ३.

## देशसेवा प्रेम.

મંદાક્રાન્તા.

જેના ચિત્તે પ્રતિદિન વસી, દેશ સેવા મઝાની,
જેના ચિત્તે પ્રતિદિન વસી, દેશ ભક્તિ મઝાની;
જીવ્યો તે આ અવનીતલમાં, શેષ ના જીવનારા,
જાણી માની હૃદય ઘટમાં, દેશની દાઝ રાખો. ૧
આપ્યા ભોગો તનમનતણા, વિત્તને ખૂબ ખર્ચ્યું,
તેનું જીવ્યું સફળ જગમાં, દેશ પ્રેમી ગણાતો;
સેવા સેવા પ્રતિદિન કરે, કાર્ય યોગી બનીને,
કાર્યો તેનાં સફળ જગમાં, દેશને લાભકારી. ૨
માતા પેઠે નિશદિન ગણે, માતૃભૂ પ્રીત સારી,
માતૃ ભાષાપર બહુ ધરે, શુદ્ધ પ્રીતિ વિચારી;
એવા લોકો શુભ ગુણધરા, સર્વનું માન પામે,
સ્વાતંત્ર્યે એ પ્રતિદિન વધી, કીર્તિમાં પૂર્ણ જામે. ૩

રોમેરોમે ભરપુર રહી દેશની દાઝ જેને,
આચારોમા અગણિત રહી દેશની દાઝ જેને,
વાણીમાહી અગણિત રહી દેશની દાઝ સાચી,
જીવ્યો તેતો સફળ જગમા દેશની પ્રીતિ રાચી ૪
જેણે સેવા પ્રતિદિન કરી દેશની દાઝ ધારી
તે આ વિશ્વે શુભ નર ખરો ધન્ય છે તેજ નારી,
પ્રીતિ ધારી સુકૃત સઘળુ દેશનુ ધર્મ્મ દેવુ,
બુદ્ધયબ્ધિ એ શુભ મનથકી દેશ પ્રેમે જ કહેવુ ૫

ॐ शान्तिः ३

---

## चकलीना बच्चाने उद्देशी

કવ્વાલિ

પડયુ માળાથકી બચ્ચા, વિચાર્યું ના અરે ભોળા,
ઉડી ના તુ શકે પૃરૂ, થશે ત્હારૂ હવે કેવુ, ૧
વિઘાતક પ્રાણીઓ તુજને, જુવે છે લાગ ખાવાને,
નથી એ ભાન તુજને રે, થશે ત્હારૂ હવે કેવુ ૨
ઉડીમાળા વિષે જાવા, નથી કઇ શક્તિ તુજમાહિ,
ઉડી પાછુ પડી જાતુ, થશે ત્હારૂ હવે કેવુ ૩
ફરે તવ પાછળે માતા, કરે ચિન્તા ઘણી મનમા,
રહે નીચેજ ગત્રીમા, થશે ત્હારૂ હવે કેવુ ૪
પ્રતિપક્ષી કયા ત્હારા, નથી તે જાણતુ પૃરૂ,
સ્વચ્છન્દી થઇ ફરે જ્યા ત્યા, થશે ત્હારૂ હવે કેવુ ૫
મહન્તોની ત્યજી આજ્ઞા, ધરે સ્વાચ્છન્દ્ય જે મનમા,
મહા દુ:ખો લહે માથે, થશે ત્હારૂ હવે કેવુ ૬
દયા આવે દયાળુને, ત્હને દેખી અરે મનમા,
વિચારી જો ખરૂ ચિત્તે, થશે ત્હારૂ હવે કેવુ, ૭

શરણ્યોથી પડે જૂઠું, થતી તેની દશા જુદી; ૮
હતું તે ના હતું થાતું, થશે ત્હારૂં હુવે કેવું.
કહ્યું શું શું હુવે ઝાઝું, કહે થોડું સમજ ઝાઝું; ૯
બુદ્ધ્યબ્ધિ સન્ત શિક્ષાને, ધરી મનમાં સુખી થાજે.

ॐ शान्तिः ३

---

## "जीव्युं त्हारुं सफळ जगमां आत्मभोगे गणाशे."

મન્દાક્રાન્તા

અન્તરૂમાં જો મનન કરીને શું ભલું વિશ્વ કીધું,
કેવાં કાર્યો જન હિતતણાં ત્હેં કર્યાં દેખ બાપુ;
ખાધું પીધું જગ બહુ ફર્યો શું થયું તે કર્યાથી, ૧
જીવ્યું ત્હારૂં સફળ જગમાં આત્મભોગે ગણાશે.
અન્તર્ દૈત્યો તુજ બહુનડે તે ન વાર્યા અરે તેં,
તાબે તેના શિશુ સંમ બની તું રહ્યો અજ્ઞભાવે;
માયાના ત્હેં વશ થઇ અરે આત્મસત્તા વિસારી, ૨
જીવ્યું ત્હારૂં સફળ જગમાં આત્મભોગે ગણાશે.
સંસારે જો જન બહુ મરે શ્વાન પેઠે અરેરે,
કીધું સારૂં જગ નહિ જરા દુઃખ પામી મરે રે;
મ્હારૂં મ્હારૂં ધન ધન કરી દાનમાં વાપર્યું ના, ૩
જીવ્યું ત્હારૂં સફળ જગમાં આત્મભોગે ગણાશે.
લક્ષ્મી લ્હાવો જગ શુભ કરી મૂઢ તેં તો ન લીધો,
સત્તા લ્હાવો જગ શુભ કરી મૂઢ તેં તો ન લીધો;
મૂંગા બ્હેરાં જન બહુ રડે દુઃખ તેનું ન ટાળ્યું, ૪
મૂર્ખા જો એ મનન કરીને જન્મીને શું ઉકાળ્યું.
દુઃખી જીવો બહુ ટળવળે હાય હોહા કરે છે,
ખાવા સાંસા ભ્રમણ કરતાં દેખ જ્યાં ત્યાં ફરે છે;
ત્હારી ફર્જે અચલ થઇને વાપરી લે મળ્યું તે,

જીવ્યું ત્હારૂં સફળ જગમાં આત્મભોગે ગણાશે. ૫
દુ ખીઓને તન ધન વડે સાજ થાશે મઝાની,
સૌનુ સારૂં મન વચનથી પૂર્ણ પ્રેમે કરાશે,
ત્યારે ત્હારા હૃદય ઘટમા દેવનો વાસ થાશે,
જીવ્યું ત્હારૂં સફળ જગમા આત્મભોગે ગણાશે. ૬
ત્હારા માર્ગે અનુભવ ઘણા, સત્યના પ્રાપ્ત થાશે,
પૂર્વે જેવો નહિ નહિ પડી પાછળે ઓર થાશે,
ત્હારા કૃત્યો અનુભવ દઇ શિક્ષકો સત્ય થાશે,
જીવ્યું ત્હારૂં સફળ જગમા આત્મભોગે ગણાશે. ૭
પશ્ચાત્તાપો નયન ભરશે આસુડા ખેરવીને,
થાશે કૂણું હૃદય સઘળું ઇશ્વરી વાસમાટે,
સૌના માટે તન ધન અને જે મળ્યું તે જણાશે,
જીવ્યું ત્હારૂં સફળ જગમા આત્મભોગે ગણાશે. ૮
આખોઆખે અનુભવ કરી સર્વના ચિત્ત જાણે,
દુ ખે દુ ખે હૃદય બનીને દુ ખને ખૂબ ટાળે,
એવી ત્હારી પરિણતિ બની સ્વાર્પણે ભાવ રહેશે,
જીવ્યું ત્યારે સફળ જગમા આત્મભોગે ગણાશે ૯
મ્હારૂં ત્હારૂં સકળ વિસરી ભેદના ખેદ ટાળી,
સૌનુ સારૂં નિજ સમગણી પ્રેમ અદ્વૈત ભાવી,
સૌના માટે જીવન સઘળું માનીને વિશ્વ મ્હાશે,
જીવ્યું ત્હારૂં સફળ જગમા આત્મભોગે ગણાશે ૧૦
નૌમા બેઠાં સકળ જનને અબ્ધિની પાર જાવું,
સામાસામી મદત કરવી આત્મમા ઐકય ભાવી,
સૌના કાર્યો નિજ સમગણી ફર્જ પૂરી સધાશે,
જીવ્યું ત્યારે સફળ જગમા આત્મભોગે જણાશે ૧૧
ત્હારી ફર્જે સકળ સમજી ફર્જની વાટ લેઇ,
ચાલ્યો જા તુ નિજ પથ વિષે સર્વને સાજ દેઈ ,

નીચાઓને શુભ પથવિષે ચાલતાં શીખવાશે,
જીવ્યું ત્યારે સફળ જગમાં આત્મભોગે ગણાશે. ૧૨
ઉંચાનીચા વિષમ પથમાં રાખીને હોંશિયારી,
જાતાં સૌનું શુભ જગ કદી વેદીને દુઃખ ભારી;
ઉત્ક્રાન્તિ એ વિકસિત બળે આગળેતો ચઢાશે,
બુદ્ધ્યબ્ધિ સ્વરૂ સમ જગ બની સિદ્ધપન્થે વહાશે. ૧૩

---

## आत्मोल्लासे प्रगतिपथमां पान्थ तुं नित्य व्हेजे.

મન્દાક્રાન્તા.

વાંચ્યા ભાવો હૃદય પટના પત્ર ત્હારો ઉકેલી,
રે ના છાનું હૃદય ઉછળે અબ્ધિવત્ પ્રેમ છોળે;
જ્ઞાનોન્નત્યા પ્રગતિ કરવી ચ્હાય છે એજ ચિત્તે,
આત્મોલ્લાસે પ્રગતિ પથમાં નિત્ય તું પાન્થ ! વહેજે. ૧
જે જે ત્હારા હૃદય ગમતું પૂર્વ સંસ્કારયોગે,
તે તે ત્હારા પ્રગતિ પથમાં પ્રાપ્ત થાશે પ્રયત્ને;
કર્તવ્યોના નિશદિન ભણી પાઠ ચિત્તે મઝાના,
આત્મોલ્લાસે પ્રગતિ પથમાં પાન્થ નિત્ય તું ! વ્હેજે. ૨
સેવા મેવા સમ મન ગણી સેવજે સદ્ગુરૂને,
તેથી ત્હારૂં હૃદય વિકસે ને મળે સત્ય જ્યોતિ;
કર્તવ્યોના અનુગમવડે પૂર્ણ યોગી બનીને,
આત્મોલ્લાસે પ્રગતિ પથમાં નિત્ય તું પાન્થ ! વ્હેજે, ૩
જેવા ભાવો હૃદય ઉછળે જે અધુના મઝાના,
તેવા ભાવો નિશદિન રહો એજ ઇચ્છું વિચારી;
ત્હારા માર્ગે અચલ રહીને આત્મયોગી બનીને,
આત્મોલ્લાસે પ્રગતિ પથમાં નિત્ય તું પાન્થ ! વ્હેજે. ૪

શ્રદ્ધા ભક્તિ હૃદય કરૂણા મૈત્રી માધ્યસ્થ ધારી,
સદ્ગુણોમાં મુદિત થઇને વિશ્વનુ શ્રેય ઇચ્છી,
કર્તવ્યોનો અનુભવ કરી સ્વાધિકારે વિવેકે,
આત્મોલ્લાસે પ્રગતિ પથમા નિત્ય તુ પાન્થ ! વ્હેજે ૫

દુ ખી લોકો જગ બહુ રડે દુ ખ સહાર ! યત્ને,
નિષ્કામી થૈ જગ જનતણુ શ્રેય કર નિત્ય ફર્જે,
જન્મી સારૂ અવનીતલમા કૃત્ય કીજે સુભાવે,
આત્મોલ્લાસે પ્રગતિ પથમા નિત્ય તુ પાન્થ ! વ્હેજે ૬

શિક્ષા બાકી હજી તવ રહી કર્મયોગી થવામા,
શિક્ષા બાકી હજી તવ રહી સત્ય માર્ગે જવામા,
પાસા સેવી ગુરૂજનતણા પૂર્ણ શિક્ષા ગ્રહીને,
આત્મોલ્લાસે પ્રગતિ પથમા નિત્ય તુ પાન્થ ! વ્હેજે ૬

સિદ્ધાન્તોના અનુભવતણી સત્ય લે શિષ્ય ! શિક્ષા,
આત્મત્યાગી ઝટપટ બની દેશસેવાર્થ ભીક્ષા,
માગી માગી અવનિતલમા આત્મભોગી બનીને,
આત્મોલ્લાસે પ્રગતિ પથમા નિત્ય તુ પાન્થ ! વ્હેજે ૮

જીવોના સૌ શુભ હિત ભણી ત્યાગમા મુક્તિવાસો,
જાણી એવુ સકલ હરવી ચિત્તની વાસનાઓ,
જે જે કામ્યો સકળ તજવા ત્યાગમા શ્રેય જાણી,
આત્મોલ્લાસે પ્રગતિ પથમા નિત્ય તુ પાન્થ ! વ્હેજે. ૯

ધોવુ ધોવુ બહુ ભવ કર્યુ પાપ સૌ જ્ઞાન યોગે,
સોની સાક્ષી થઇ સહુ કરે લાવ એ યોગ્યતાને,
યોગીઓના હૃદય ઘટમા પેસીને તત્વ લેઇ,
આત્મોલ્લાસે પ્રગતિ પથમા નિત્ય તુ પાન્થ ! વ્હેજે ૧૦

ઉત્ક્રાન્તિ છે તવ શુભ સદા સદ્ગુરૂની કૃપાથી,
ઉત્ક્રાન્તિ છે તવ શુભ સદા કર્મયોગી થવાથી,
નક્કી એવુ હૃદય સમજી સત્ય સ કલ્પ ધારી,

આત્મોલ્લાસે પ્રગતિ પથમાં નિત્ય તું પાન્થ ! વ્હેજે. ૧૧
મુંઝાતો ના વિષય સુખમાં સત્ય કર્તવ્ય ભૂલી,
લોભાતો ના ક્ષણિક જગની વસ્તુઓને વિલોકી;
દેખી જાણી જગત સઘળું હેય આદેય બોધી,
આત્મોલ્લાસે પ્રગતિ પથમાં નિત્ય તું પાન્થ ! વ્હેજે. ૧૨
શુદ્ધ પ્રેમે સકળ કરવું બન્ધનોનો વિછેદી,
આત્મજ્યોતિ જગવ! ઘટમાં જ્ઞાનને ધ્યાન યોગે;
કર્તવ્યોની ફરજ લહીને લેખ ફર્જે લખાયો,
બુદ્ધયબ્ધિના હૃદય ઘટમાં ભાવ સાચો સુહાયો. ૧૩
રતિના લાલ અન્તરમાં, કરો નિષ્કામથી સઘળું;
ખરેખર ભાવ લાવીને, કથી શિક્ષા હૃદય ધરજે. ૧૪
કથ્યું તવ ઉન્નતિ માટે, બજાવી ફર્જ પોતાની;
બુદ્ધયબ્ધિ ભાવ લાવીને, સુખી થાઓ સદા ધર્મે. ૧૫

સાણંદ. ॐ शान्तिः ३

---

## रह्यो जो जीवतो त्हो शुं ?

કરી વિશ્વાસનો ઘાતજ, પ્રતિજ્ઞા છંડીને પાપી;
કરી કાળું વદનદોષે, રહ્યો જો જીવતો ત્હો શું ? ૧
મુખે મીઠો હૃદય કાતી, ગુરૂદ્રોહી બની દ્વેષે;
બનીને કર્મથી ભારે, રહ્યો જો જીવતો ત્હો શું ? ૨
અવજ્ઞા સન્તની નક્કી, જડામૂળથી ઉખેડે છે;
બનીને સન્તનો શત્રુ, રહ્યો જો જીવતો ત્હો શું ? ૩
હઠીલાઇ ધરી મનમાં, કરી નાપાક મન સઘળું;
ભસાભસ બહુ કરી મુખથી, રહ્યો જો જીવતો ત્હો શું ? ૪
મુખે બોલી ફરી જાતાં, ગયું પ્રામાણ્ય પોતાનું;
પછીથી પ્રાણને ધારી, રહ્યો જો જીવતો ત્હો શું ? ૫
કરીને મૈત્રીના ચાળા, વદે મીઠું પ્રપંચોથી;

અરેરે દ્રોહથી પાપી, રહ્યો જો જીવતો ત્હો શુ ? ૬
કળા કપટીતણી કોડી, બુરાઇ ચિત્તમા ઝાઝી,
થઇ સામો ગુરૂજનના, રહ્યો જો જીવતો ત્હો શુ ? ૭
કૃતઘ્ની દ્રોહી પાખડી, બની ઘાતક હૃદયમાહી,
જગત્મા લક્ષ્મી સત્તાથી, રહ્યો જો જીવતો ત્હો શુ ? ૮
રહ્યો ના વાણીથી સાચો, રહ્યો ના ચિત્તથી સાચો,
કરી મેળજ હૃદય છેદી, રહ્યો જો જીવતો ત્હો શુ ? ૯
કરીને ધર્મના ટીલા, ધરી આચાર ધર્મીના,
ધરીને ઢોગ ધત્તૂરા, રહ્યો જો જીવતો ત્હો શુ ? ૧૦
બન્યો વિશ્વાસઘાતી જે, નથી તે યોગ્ય કઈ કરવા,
બુદ્ધયબ્ધિ સન્તની વાણી, રૂચે તે જીવતો જગમા ૧૧

આણંદ

---

## થવાનું તે થયા કરતું

પડી આમા બની દ્વેષી, પ્રપચો કેળવો કોડી,
નકામા શુ બકયા કરતા, થવાનુ તે થયા કરતુ ૧
ગુણોને દુર્ગુણો માની, ગુણો સામે નથી જોવુ,
નથી પરવા તમારી કઈ, થવાનુ તે થયા કરતુ ૨
બનીને માન પૂજારી, બનીને સ્વાર્થના કીડા,
બુરૂ કરતા નહી ફાવો, થવાનુ તે થયા કરતુ ૩
ખરેખર નીચદ્રષ્ટિથી, કદી ના ઉચ્ચ થાવાના,
ખણે ખાડો પડે તે ત્યા, થવાનુ તે થયા કરતુ ૪
બની શયતાનના ભક્તો, બનાવો અન્યને તેવા,
થશે ના તેથકી સારૂ, થવાનુ તે થયા કરતુ. ૫
કરો જેવુ લહો તેવુ, ખરો એ ન્યાયનો કાટો,
ફરે ના ફેરવ્યો કોથી, થવાનુ તે થયા કરતુ. ૬
અમારે શુદ્ધબુદ્ધિથી, સદા કર્તવ્ય કરવાનુ,
બુરામા ના કદી ભળવુ, થવાનુ તે થયા કરતુ. ૭

પડે છે શ્રેયમાં વિઘ્નો, નથી તેથી જરા ડરવું;
કર્યા કરવું બની સાક્ષી, થવાનું તે થયા કરતું. ૮
અદા નિજ ફર્જને કરવી, સદા એ કૃત્ય સન્તોનું;
બુદ્ધયબ્ધિ કુદ્રતી ન્યાયે, થવાનું તે થયા કરતું. ૯

---

## आन्तर सेवाभावना (स्वगत).

ગામોગામે નગર નગરે સર્વ જીવો પ્રબોધું,
દેશોદેશે સકળ જનના દુઃખના માર્ગ રોધું;
સેવા મેવા હૃદય સમજી સર્વને પ્રેમભાવે,
સેવું ફર્જે અચલ થઇને પૂર્ણ નિષ્કામ દાવે. ૧
દુઃખીઓનાં હૃદય દ્રવતાં દુઃખથી આંસુડાં એ,
લ્હુવું એવું જગશુભ કરૂં કો ન રૂહે દુઃખડાંએ;
આત્મોલ્લાસે સતત બાગથી સર્વને શાન્તિ દેવા,
ધારૂં ધારૂં હૃદય ઘટમાં નિત્ય હો વિશ્વસેવા. ૨
સર્વે જીવો પ્રભુસમ ગણી સર્વ સેવા કર્યામાં,
સર્વે જીવો નિજ સમ ગણી પ્રેમ સૌમાં ધર્યામાં;
સેવા સાચી નિશદિન બનો સર્વમાં ઇશ પેખી,
સૌમાં ઐકયે મન વચનથી શ્રેષ્ઠ સેવા જ લેખી. ૩
મ્હારૂં સૌનું નિજ મન ગણી સર્વનું તેહ મ્હારૂં,
સેવા સાચી નિશદિન કરૂં પ્રેમથી ધારી પ્યારૂં;
સેવાયોગી પ્રથમ બનશું સેવના મિષ્ટ વ્હાલી,
એમાં શ્રેયઃ પ્રગતિ બળ છે આત્મભોગે સુખ્યારી. ૪
સેવા મંત્રો નિશદિન ગણી દુઃખિનાં દુઃખ ટાળું,
સેવા તંત્રો નિશદિન રચી દુઃખ સૌનાં વિદારૂં;
સેવા યન્ત્રો પ્રતિદિન કરી સ્વાર્પણે નિત્ય રાચું,
મ્હારૂં ત્હારૂં સહુ પરિહરી સેવનામાંજ માચું. ૫
સેવા માટે પ્રકટ કરવી આત્મશક્તિ પ્રયોગે,

સેવા માટે નિશદિન વહુ રાચીને આત્મભોગે,
થાવુ મ્હારે પ્રગતિ પથમાં સર્વનો શ્રેયકારી,
એવી શકિત મમ ઝટ મળો યોગમાર્ગે વિહારી. ૬
સ્વાર્થીના સૌ પડળ ટળતા સર્વ સેવા કરતાં,
આત્મશ્રદ્ધા પ્રતિદિન વધે વિશ્વ દુ ખો હરતા,
સેવાના સૌ અનુભવ મળો બન્ધનો દૂર જાઓ,
આત્મોલ્લાસે પ્રગતિ પથમા સેવનાઓ કરાવો. ૭
સૌમાં હુ છુ સકળ મુજમા સર્વ માત્રે અભેદે,
આત્માદ્વૈતે અનુભવવડે સત્તયા બ્રહ્મ વેદે,
આત્મારામી સતત થઈને સર્વમા બ્રહ્મ દેખુ,
સેવા સૌની નિજ સમ ગણી આત્મની પૂર્ણ લેખુ ૮
જે આ વિશ્વે નિયમિતપણુ તેહ મ્હારૂ ગણીને,
જે છે વિશ્વે પરમ સુખ તે સર્વનુ તે ભણીને,
બ્રહ્માદ્વૈતે સકળ જગમા સર્વને શર્મ દેવા,
હોજો હોજો પ્રતિદિન મને સ્વાપર્ણે સત્ય સેવા. ૯
મ્હારા મધ્યે પરમ ઇશની જ્યોતિનુ તેજ ભાસો,
વેગે વેગે તિમિરઘનતા ચિત્તની દૂર નાસો,
પૂર્ણાનન્દે સતત્ વિચરી સર્વને સત્ય દેવા,
થાવો થાવો નિશદિન ખરે વિશ્વની સત્ય સેવા ૧૦
વિશ્વે સૌની પ્રગતિ કરવા ધર્મમાર્ગે મઝાની,
સેવા સેવા પ્રતિદિન ચહુ ભાવના ચિત્ત આણી,
સૌને ધર્મે રસિક કરવા સર્વને શાન્તિ દેવા,
બુદ્ધયબ્ધિ સત્ હૃદયગત હો વિશ્વની સત્ય સેવા ૧૧
સદા અમારી શુભ ભાવનાઓ, ફૂળો મઝાની પ્રભુભક્તિ ભાવે,
સર્વે અમારા મમચિત્ત ભ ગો,વિશ્વેશ જ્યોતિ હૃદયે પ્રકાશો, ૧૨
સદા અમારા શુભ ભાવ ધર્મો, ખીલો વિવેકે જગ ઐકય કારી,
ઇચ્છુ સદા સૌખ્ય વિચાર સારા, ફળોસદા એ ધર્મો અમારા. ૧૩

ચોપાઇ.

આત્મોત્ક્રાન્તિ કરવા સાર, સેવા ધર્મજ છે જયકાર;
સેવાધિકારે સેવા ધર્મ, ઇચ્છું પામું શાશ્વત શર્મ. ૧૪

અનુષ્ટુપ્.

કરી સેવા તણાં કાર્યો, ઉચ્ચ થાઉં સદા મુદા;
બુદ્ધ્યબ્ધિ ધર્મ સેવામાં, સર્વ સ્વાર્પણ થયા કરો. ૧૬

---

## आत्मतान

તાન લાગ્યું પ્રભુ તાહરૂં રગરગે, તાન મસ્તાન આનન્દ વ્યાપ્યો;
ઓઘ આનન્દના ઉછળ્યા ઘટવિષે, જીવ પરમાત્મરૂપે જ છાપ્યો. ૧
સર્વ જગ આત્મમાં ઓતપ્રોતે રહ્યું, વિશ્વ તે આત્મરૂપે જણાયું;
આતમા વિશ્વરૂપે સુહાયો ખરો, સચ્ચિદાનન્દ જગ સર્વ છાયું. ૨
અસ્તિનાસ્તિ અપેક્ષાથકી વિશ્વ સહુ, આત્મ સર્વપ્રદેશે સમાયું;
સર્વમાં હું પ્રભુ સર્વ જગ મુજવિષે, દ્વૈતતમજોર સર્વે વિલાયું. ૩
સચ્ચિદાનન્દના અનુભવે આત્મમાં, મસ્ત થઇને જગત્ ભાન ભૂલ્યો;
સચ્ચિદાનન્દના પારણે પોઢીને, પૂર્ણ ગુલ્તાન થઇ પ્રેમ ઝીલ્યો. ૪
નામને રૂપની ભાગી ભ્રમણા સહુ, આત્મમાં સર્વ દેવો નિહાળ્યા;
જ્યોતિમાં જ્યોત જાગી પ્રભુ પૂર્ણમાં, પૂર્ણરૂપે પ્રકટ જ્ઞાન ભાળ્યા. ૫
આત્મસાગરવિષે જ્ઞેયના બુદ્બુદો, હાનિવૃદ્ધિ ભરતી ઓટ થાતી;
જ્ઞેય ને જ્ઞાન ઉત્પાદ વ્યય ધ્રૌવ્યની, સર્વ લીલા થતી ને સમાતી. ૬
પૂર્ણ કહેવાય ના પૂર્ણ નહિ લક્ષ્યમાં, આવતો અકળને કોણ કળતું;
પૂર્ણની પૂર્ણતા પૂર્ણમાં ભાસતી, પુર્ણને અન્ય ના કોઇ છળતું. ૭
તાહરૂં માહરૂં ભેદ સહુ ઉપશમ્યા, વૈખરીથી કહ્યું નૈત્ર જાવે;
ઝાંખી ભાસે પરામાં પરા પ્રેમથી, સત્ય છૂપ્યું રહે ના છુપાવે. ૮
જ્ઞાન ગુલ્તાન મસ્તાન નિજ ભાનમાં, અલખધૂને અલખરામ દીઠા;
બુદ્ધિસાગર પ્રભુ તાનમાં તન્મયી, ભાવ પામ્યો પરમબ્રહ્મ મીઠા. ૯

---

## ❀ પાસે નાઠ્યો. ❀

નાઠ્યો પાસે પ્રતિદિન ઘણી યાદી તારી કરાતી,
એથી ઝાઝુ નહિ નહિ કશુ દેખ ત્હારીજ છાતી,
આ સસારે પરવશપણુ મોહથી હોય દેખો,
શુ શુ કીધુ હૃદય ઉતરી જ્ઞાનથી પૂર્ણ પેખો. ૧
અધારામા મ્હુ અડવડે દેખ તુ ના ખરૂ શુ ?
ઉઘે મોહે નહિ મન ધરે કૃત્યનો હુ કરૂ શુ ?
જો જાણે તો નહિ જગવિષે ચેન તેને પડે રે,
આશાથી તે પ્રતિદિન ખરે ચિત્તમા ના રડે રે. ૨
ત્હારા ચિત્તે ખટપટ થતી કાર્ય ચિન્તા વડે રે,
કેવી રીતે પ્રગતિ પથમા શક્તિયો આપડે રે,
ભાવી ચિન્તા કદિ નહિ કરો સ્વાધિકારે રહીને,
થાશે સારૂ હૃદયગત એ ભાવનાને વહીને. ૩
ત્હારા મિત્રો અનુભવવિષે પૂર્ણ ના તેહ જાણે,
ત્હોયે ત્હારી પ્રગતિપથમા ઉન્નતિભાવ આણે,
થાવાનુ તે સહજ બનશે સદગુરૂભક્તિભાવે,
ધર્મે ત્હારૂ શુભ પથવિષે શ્રેય જે ધૈર્ય દાવે ૪
ઇચ્છા ત્યા તો પગજગ થતો દેખશો એજ દેખી,
આત્મશ્રદ્ધા બહુ બળ વડે પેખશો એજ પેખી,
સૌનુ દેખો અડી નહિ પડે થાય છે જે થવાનુ,
સારૂ સૌ છે જગ સહુ થયુ ને થશે જેહ છાનુ ૫
જે જે ફર્જો તવ શિર રહી તે બજાવી જ લેવી,
આનન્દી થૈ જગત વિચરી શાન્તિથી ફર્જ વ્હેવી,
ધર્મે નક્કી જગત જય છે સદગુરૂના પ્રતાપે,
મોહ મોહ હૃદય રટના શિષ્યને પૂર્ણ વ્યાપે ૬
થાતો ના તુ અવનીતલમા શોક ચિન્તા પ્રસગી,
થાતો ના તુ અવનીતલમા મોહથી ખૂબ રગી,

રાગ દ્વેષે વિવિધ વિષયે મોહમાં ના ફસાતો,
સૌમાં રહીને સહુથી અળગો થાવ ના બાહ્ય રાતો. ૭
સોહં સોહં હૃદય ઘટમાં જાપ જપજે મઝાનો,
આત્માનન્દી સતત બનજે ધારીને ધર્મતાનો;
ધર્મ પ્રેમી પ્રતિદિન બની ચાલજે ધર્મ વાટે,
બુદ્ધયબ્ધિ સદ્હૃદય ઘટમાં ચાલજે શીર્ષ સાટે. ૮

---

## रहो कायम प्रगतिपथमां

થતું ખુલ્લું હૃદય સઘળું, રહે સંકોચ ના મનમાં;
વિસામો વાત કરવાનો, રહો કાયમ પ્રગતિ પથમાં. ૧
હૃદયના તારના તારો, પરસ્પર જ્યાં સદા વ્હેતા;
વિસામો મેળ મેળાપી, રહો કાયમ પ્રગતિ પથમાં. ૨
પરસ્પર હેતની વાતો, પરસ્પર સ્હાયની વાતો;
પરસ્પર એ પ્રવૃત્તિયો, રહો કાયમ પ્રગતિ પથમાં. ૩
પરસ્પર ચિત્તને ચોળી, હૃદય સાથે હૃદય જોડી;
કરાતો વાટ વિસામો, રહો કાયમ પ્રગતિ પથમાં. ૪
પરસ્પર શુદ્ધ પ્રીતિનાં, હૃદય ઝરણાં સદા વ્હેતાં;
જરા ના ભેદ ખેદજ જ્યાં, રહો કાયમ પ્રગતિ પથમાં. ૫
ગુણો સ્હેજે પ્રગટ થાવે, ટળે દોષો સહજયોગે;
સુખાદ્વૈતે જીવન વ્હેતું, રહો કાયમ પ્રગતિ પથમાં. ૬
શમે જ્યાં સર્વ ચિન્તાઓ, અહો તે વાત વિશ્રામો;
અમોને સર્વથી વ્હાલો, રહો કાયમ પ્રગતિ પથમાં. ૭
જીવંતી આત્મપ્રતિમા છે, ખરેખર મિત્ર મેળાપી;
મળે તેને મળ્યું સઘળું, રહે કાયમ પ્રગતિ પથમાં. ૮
હૃદયથી શુદ્ધ મેળાપી, ખરી તન્મય દશા વ્યાપી;
બની છાયા બન્યો આત્મા, રહો કાયમ પ્રગતિ પથમાં. ૯
ઉગે ભાનુ સહજ વિકસે, હજારો ગાઉથી કમળો;

પરસ્પર મેળ વિશ્રામો, રહો કાયમ પ્રગતિ પથમાં. ૧૦
મળે ઘેબર ક્ષુધાળુને, અહો ઉપમા ઘટે ના જ્યા,
બુદ્ધયબ્ધિ સન્ત વિશ્રામો, રહો કાયમ પ્રગતિ પથમા. ૧૧

## ભક્તને પત્ર બોધ.

હૃદયમા પૂર્ણ આલોચી, તપાસો જીદગી ગઇ તે,
અવસ્થા અન્ય પ્રારભે, નિહાળી દેખશો સાચુ ૧
ગૃહસ્થોની અવસ્થામા, પ્રવેશી કર્મના ઉદયે,
અહો સ્વાત્મોન્નતિ ક્યારે, ભૂલો ના ભવ્ય સુઝાઇ. ૨
તમારા શ્રેયના પથમા, સદા જાગ્રત્પણુ ધરવા,
પ્રતિજ્ઞા જે કરી પૂર્વે, તથા આલેખ્ય હેતુ છે. ૩
અવસ્થા એક ગઇ બીજી, અહો બેઠી હૃદય સમજી,
સદા કર ધર્મની ફર્જો, પ્રમાદો આવતા વારી. ૪
રૂચે જાદુ મતિભેદે, અવસ્થા એક ના રહેતી,
સદા બદલાય છે સૌની, પ્રવૃત્તિ ધર્મની સારી ૫
વિચારો ઉન્નતિના જે, કર્યા કરજે સદા મનમા,
પિતા પેઠે બની શૂરો, જગત્મા કાર્ય કર ત્હારા. ૬
સદા નિજ વીર્ય ફોરવવુ, ખરેખર સ્વોન્નતિ માટે,
ઘટે છે નિત્ય એ તમને, ખરો નિશ્ચય કરી વર્તો ૭
કરી નિજ ચિત્તને મોટુ, ઘણુ રાખો ક્ષમા લાવી,
સગાઓનુ ભલુ કરવા, પ્રવર્તો શુદ્ધ બુદ્ધિથી ૮
સુધારો આત્મશક્તિઓ, સહી દુ ખો બનો મોટા,
ભલામા ભાગ લેવાથી, તમારી સ્વોન્નતિ સાધે. ૯
વિચારી ધર્મ તત્વોને, સુણીને ધર્મસિદ્ધાંતો,
તમારી સ્વોન્નતિ કરવા, સદા જાગ્રત બની રહેશો ૧૦
કર્યું શુ જન્મીને સારૂ, સદા સભારતા રહેશો.
ગઇ વેળા પુન પાછી, નહીં આવે હૃદય ચેતો. ૧૧

અહો જે આંખમાં અશ્રુ, વહેતાં તાં સ્મરણ કરશો;
અહો તે ધર્મના માર્ગે, ગૃહસ્થાવાસમાં વહેશો. ૧૨
ગૃહસ્થાવાસમાં તેના, હૃદયમાં સદ્‍ગુણો જાગો;
પ્રતિજ્ઞા ફર્જ આદરવા, પ્રવૃત્તિ તો બની બનશે. ૧૩
તમારા માર્ગમાં તમને, મળોને સહાય્ય સન્તોની;
જગત્‌ના શ્રેયમાં ભાગો, તમારાથી અપાઓને. ૧૪
મળો મંગલ મઝાનાં બહુ, ટળો વિઘ્નો વિપત્તિઓ;
તમારી ધર્મના માર્ગે, સદા બુદ્ધિ રહ્યા કરશે. ૧૫
પ્રવૃત્તિ ને નિવૃત્તિમાં, વિવેકે આયુ વહેવામાં;
બુદ્ધયબ્ધિ ધર્મની દ્રષ્ટિ, પ્રતાપે સિદ્ધિયો મળશે. ૧૬

## कर्तव्योपदेश काव्य

જાગી ઉઠો હૃદય ઘટમાં પૂર્ણ જ્યોતિ જગાવો,
સાચી સેવા જગહિત તણી, તેહમાં ચિત્ત લાવો;
ખોટા ખ્યાલો પરિહરી સદા ચિત્તમાં ધર્મવાસો,
સારાં કાર્યો નિશદિન કરી વિશ્વમાં ઉચ્ચ થાશો. ૧
આત્મા છે આ પરમવિભુ એ ભાવના ચિત્ત ભાવો,
મૈત્રી ભાવી સકળ જનથી તુચ્છતાને હઠાવો;
સાચાભાવે સકળ જનને દુઃખમાં દ્યો દિલાસો,
સાચાં કાર્યો નિશદિન કરી વિશ્વમાં ઉચ્ચ થાશો. ૨
સર્વે જીવો શિવસુખ લહો કર્મના ઓઘ ટાળી,
સર્વેજીવો શિવ સુખ લહો રાગને દ્વેષ વારી;
સાચી એવી હૃદય ઘટમાં ભાવનાને વિકાસો,
સારાં કાર્યો નિશદિન કરી વિશ્વમાં ઉચ્ચ થાશો. ૩
સૌનું સારૂં મનવચનથી કાય લક્ષ્મીવડે હો,
આત્મબુદ્ધયા પ્રતિદિન કરો લક્ષ્મીઓ સાંપડે હો;
ત્યારી નિત્યે પ્રગતિ પથમાં આત્મશક્તિ પ્રકાશો,

સારા કાર્યો નિશદિન કરી વિશ્વમા ઉચ્ચ થાશો. ૪
તારા માટે સકળ શુભ છે શુદ્ધ દૃષ્ટિ પ્રભાવે,
તારા માટે સકળ શુભ છે ધર્મ સાપેક્ષ ભાવે,
એવુ ત્હારા હૃદય સમજી મોહકર્મો વિનાશો,
સારાં કાર્યો નિશદિન કરી વિશ્વમાં ઉચ્ચ થાશો. ૫
આત્મા ચેતો ચતુર સમજી ચોગ સારો મળ્યો છે,
સેવા ચોગે પરમ વિભુમા પ્રેમ સાચો ભજ્યો છે,
માટે નક્કી અવસર લહી જ્ઞાનમાર્ગે વિલાસો,
સારા કાર્યો નિશદિન કરી વિશ્વમા ઉચ્ચ થાશો ૬
સારા કાર્યો કરી વિશ્વે, આત્મોત્ક્રાન્તિ કરો સદા,
બુદ્ધયબ્ધિ સદ્‌ગુરૂજ્ઞાને, ફરજ શીર્ષે વહો મુદા. ૭
ॐ शान्तिः ३.

---

## मरेलां मडदा जीवाडो.

ગોડી

મરેલા મડદા જીવાડોરે, ફુકી જીવનનો મત્રમરેલા,
જીવતો જીવાડનોરે અમૃતરસને છાટી
ઉઘ્યો વિશ્વ ઉઘાડનોરે, સમજે છૂટે મન આટી, મરેલા ૧
ચિદાનન્દ પ્રગટયા વિનારે, જીવે મડદા જાણુ
આનન્દ ઘન પ્રગટયાથકીરે, જીવો જીવ્યા પ્રમાણમરેલા ૨
આનન્દ રસ ત્યા જ્ઞાન છે રે, આનન્દ રસ ત્યા ધ્યાન,
આનન્દ રસ ત્યા ગાન છે રે, આનન્દ રસત્યા ભાન. મરેલા ૩
શકિત વિના મડદા સમારે, જીવો જગ મડદાલ,
જીવન મત્ર ફુકી ભલારે, ચેગે વિશ્વ ઉઠાડ મરેલાં ૪
મડદાઓને સ્વાસ્તિનોરે, નથી કશો અધિકાર,
જલધિ પણુ ના સગ્રહે રે, મડદુ કાઢે ઝટ બહાર. મરેલા ૫
આલમ અલખ જગાડીનેરે, મડદાઓ ઉઠાડ,
અનન્ત શક્તિ ખીલવીનેરે, પ્રેમે પૂર્ણ જગાડ. મરેલાં ૬

તેમાં પ્રભુતા તાહરીરે ક્ષણુના વાર લગાડ.
બુદ્ધિસાગર શકિતયોએ, જીવની વાદ્ય વગાડ મરેલાં; ૭

ૐ શાન્તિઃ ૨

## निर्जीव मनुष्यो जेवाओनो संबंध.

જ્યાં પ્રાણ પ્રેમે પાથર્યાં તે કાષ્ઠના પૂતળાં અરે નિર્જીવ મડદાં અનુભવ્યાં,
મડદાં અરે એ ગાવતાંને નાચતાં બહુ દોડતાં ઉધેસ જેવાં એ સ્તવ્યાં;
જીવંત ચેતન ભૂલીને જડવાદ દ્રષ્ટિ આદરી મડદાં પ્રમાણે આથડયા,
અન્તરૂ ઉછાળા શુદ્ધિના જે જીવતાને જાગતા તેનીજ સાથે લડથડ્યા. ૧
અભિપ્રાય મડદાંના અમારે જોઇતા એકે નથી એનો અમારે ખપ નથી,
લગની અમારી જ્યાંલગી અભિપ્રાયની પરવા નથી જોયું અમે નિશ્ચય મથી;
નિશ્ચય અમારા જાગતા ને જીવતા જે જીવતા તેનીજ સાથે મમરતિ,
એ પ્રીતિરસ અદ્વૈતમાં નહિ ભાન નિર્જીવ વિશ્વનું એ ત્રીજ અદ્ભૂત છે ગતિ.૨
કોળાહુળો અથડાઈને પાછા પડે ના મન અડે જોશો જગત સામું લડે,
ત્હોયે ન ભીતિ કંઇ જરા આકાશસમ અન્તરૂવિષે એ ઉલ્લસે અનુભવવડે;
નિર્જીવ મડદાં શું મળે નિર્જીવ મડદાં શું હસે જાગ્યાં નહીં જે ઉઘતાં,
જડને જરા કિમ્મત નહીં આનન્દરસની જાણવું એ જડ હૃદય શું સુંઘતાં.૩
નિર્જીવ મડદાં જયોતને આંખે જરાનાં દેખતાં,
એ જાણતાં ના મનવસ્યુ એ પ્રેમને ના પેખતાં;
વ્યવહાર મૃગજળ દેખીને ભ્રાન્તિથકી તરસ્યાંગની દોડી ખરૂં ઉવેખતાં,
એના ન મેળાપી અમે એ ભક્ત વા શિષ્યજ નહીં;
એના હૃદયમાં ના અમે વંઠેલ ગાંડા જે થયા,
બુદ્ધયબ્ધિસાચા સદ્ગુરૂ જીવંત તે જીવાડતા;
જીવન મંત્રો ફુંકીને આનન્દરસ ઘટમાં લહ્યા. ૪

ૐ શાન્તિઃ ૨

## गुरूपदेश.

કવ્વાલિ

ભલાઇનાં કરો કાર્યો, કમાણી ધર્મની કરશો,
કર્યું તે આવશે સાથે, વિચારી કાર્યમાં લાગો ૧
ભલુ કરતા ભલુ થાશે, બુરૂ કરતા બુરૂ થાશે,
તમારી શક્તિયો સર્વે, ભલુ કરવા મળી જાણો ૨
સરોવર પાસ આવીને, તૃષાતુર ના રહો ક્યારે;
ભર્યું ભાણુ ક્ષુધા લાગી, અહો ના ખાય તે મૂર્ખો ૩
કરો ઉપકારના કાર્યો, યથાશક્તિ અનુસારે,
ગરીબોના હૃદય લ્હુવાં, તમારી ઉન્નતિ એમા ૪
મળ્યુ ના ખૂટશે ક્યારે, ખરેખર ધર્મના પન્થે;
નકામા ખર્ચ ત્યાગીને, મળી વેળા સફળ કરશો ૫
નમીને આમ્ર લુંબોથી, અદા કરતો ફરજ આબો,
અહો તે કારણે તેની, મહત્તા પત્ર તોરણમા ૬
ભલા દિવસો ભલા માટે, બુરામા ભાગ ના લેવો,
નકામા શોખ મારીને, નકામો ખર્ચ ના કરવો ૭
મળ્યામા ભાગ સૌને છે, મળેલુ સર્વનુ માની,
ભલુ સૌનું કરો તેથી, થશો મોટા કયુ સાચુ. ૮
રહે પાછળ ભલી કીર્તિ, વહે છે કર્મ તો સાથે,
અત પરમાર્થ કૃત્યોમાં, ભલો નિજ હસ્ત લબાવો ૯
હશે તેને સકળ કહેશે, ભલામા ભાગ લેવાને,
ગુણોથી ઉન્નતિ થાશે, સુસપી ચાલશો જગમા ૧૦
પરસ્પર સપીને રહેવુ, વિરોધી ના થવુ કોના,
બુદ્ધચબ્ધિસદ્ગુરૂ શિક્ષા, હૃદય ધારી થશો સારા ૧૧

ॐ शान्तिः ३

## तन्मयहृदये कर्तव्यप्रगतिभावना

આત્માઓ સૌ હૃદય રસથી ઐક્ય રૂપે રસાઇ,
સાચા મેળે અનુરૂપ બની સત્ય કીજે સગાઈ;
આવો સર્વે હૃદય ઘરમાં પ્રેમ પ્યાલા જ પીજે,
બેસો ભાવે હૃદય ઘરમાં ઐક્ય ક્રીડા રમીજે. ૧
ત્હારૂં મ્હારૂં નહિ નહિ કશો ભેદ રે ચાલવાનો,
આત્માદ્વૈતે પરમરસમાં તન્મયીભાવતાનો;
છાનું છાનું નહિ નહિ કશું આત્મભોગી થવાનું,
ઉંચા ઉંચા પ્રગતિપથમાં પૂર્ણવેગે જવાનું. ૨
ભેટો સર્વે નયન મનમાં પ્રેમનું પાત્ર દેખો,
પ્રીતિના થૈ હૃદયરસિયા સર્વમાં પૂર્ણ પેખો;
કાયા માયા નાહ નિજગણી સ્વાર્પણે પૂર્ણ રાચી,
એવા મેળે હૃદયરસથી નિત્યરો ધર્મ માચી. ૩
કાયા પ્રાણો વચન મનને ઐક્ય રૂપે કરીને,
મેળે રૂહેવું અનુભવબળે ભેદ ભાવો હરીને;
પ્રેમાનન્દી સતત થઇને વિશ્વને સ્વર્ગ કીજે,
મુક્તાત્માઓ સકળ થઈએ પૂર્ણ આનન્દ લીજે. ૪
એકીભાવે હૃદય રસનું પાન કીજે મઝાનું,
સર્વે સાથે સકળ કરવું કાર્ય સૌ એકતાનું;
સાથે આવું સહચર બની બોલવું સર્વ સાથે,
સર્વે સાથે વહન કરવું કાર્ય સૌ સર્વ હાથે. ૫
સાથે સર્વે પ્રગતિ કરીએ સર્વ શક્તિ સમર્પી,
હું ને તું એ નહિ નહિ કશું ભેદ જ્યાં આત્મદર્પી;
એવા ભાવે સતત વહવું આપણો ધર્મ એવો,
એકીભાવે અનુભવ વહી ઉન્નતિમાર્ગ લેવો. ૬
એવો નક્કી પ્રગતિપથમાં આપણો ધર્મ સાચો,
સેવી સેવી પ્રગતિ કરણી આત્મમાં પૂર્ણ રાચો;

પ્રામાણ્યે સત્પ્રકટ કરવી શક્તિઓ પૂર્ણભાવે,
બુદ્ધચબ્ધિ સત્પ્રગતિ વિભુતા પામવી ઐક્ય દાવે. ૭

## कबूतर ने पारधी.

દયાળુ પખીઓમાહિ, સડચો દાણો નહિ ખાતુ,
કરૂણાળુ કબૂતર તુ, દયાનો પાઠ શીખવતુ ૧
રહે ભૂખ્યુ તથાપિ તુ, દયા ના ત્યાગતુ ક્યારે,
શિલાકણ ખાઇને સહુને, દયાનો પાઠ શિખવતુ ૨
કદાપિ ચાચ મારે ના, દયાળુ જન ઘરે રહેતુ,
ગરીબાઈ જણાવીને, દયાનો પાઠ શિખવતુ ૩
અરણ્યે પારધી આવ્યો, મહાશીતે થયો દુખી,
બળતુ લાકડુ લાવી, પડેલા પત્ર સળગાવ્યા ૪
પરોણો પારધી ભૂખ્યો, થયો એ આપણો અતિથિ,
પડીને અગ્નિમા પ્યારી, શમાવુ હુ ક્ષુધા તેની ૫
કબૂતર એમ પત્નીને, ગૃહસ્થાશ્રમ કહે ફર્જે;
સુણી વાતો કબૂતરની, કહે પત્ની પડુ પોતે ૬
પરસ્પરમા અતિથિનુ, ખરૂ સ્વાગત અહો કરવા,
પડ્યા બે તાપણી મધ્યે, કર્યું સ્વાર્પણ અતિથિને. ૭
ક્ષુધા ભાગી અતિથિની, ગૃહસ્થાશ્રમ સફળ કીધો,
હૃદયમા પારધી સમજ્યો, ગૃહસ્થાશ્રમતણી કરણી. ૮
પારધીએ મન ચિત્યુ એહ, આત્મભોગથી શોભે ગેહ;
પારાપતનો સાચો ત્યાગ, કાયાપર છે મારો રાગ ૯
પાપીજન મધ્યે શિરદાર, પાપકર્મનો લહુ ન પાર,
પાપો કરતા જીવન ગયુ, થોડુ આયુ બાકી રહ્યુ ૧૦
પારાપતની પેઠે સાર, દયાધર્મ પાળુ હુ સાર,
એવો નિશ્ચય મનમા કર્યો, નિજઘર જાવા પાછો ફર્યો. ૧૧
માર્ગે જાતા સાધુ મળ્યા, પારધીએ તે મનમા સ્મર્યા,

વંદન કીધું લાવી ભાવ, ભવજલધિમાં તું છે નાવ. ૧૨

.... .... .... .... .... ....

ધન્ય ધન્ય ધર્મી અવતાર, ભવસિન્ધુથી મુજને તાર. ૧૩
દીધો દયાધર્મ ઉપદેશ, પારધીના મન નાઠા ક્લેશ;
સાધુવ્રત ત્યાં અંગીકર્યું, દયાવ્રતે નિજ મનડું ધર્યું. ૧૪
સાધુભાવે દયા સમાન, ધર્મ નહીં કો જગમાં માન;
દયાવિષે છે પ્રભુનો વાસ, સર્વ ધર્મમાં દયા જ ખાસ. ૧૫
દયા નહીં ત્યાં હોય ન ધર્મ, દયા નહીં ત્યાં પાપ જ કર્મ;
દયાનદી જો જળ સૂકાય, મહાપ્રલય જગમાં ઝટ થાય. ૧૬
જેના મનમાં દયા ન હોય, તે ના ધર્મી જગમાં જોય;
કબૂતર સરખાં પાળે દયા, મહાજનની તે ઉપર મયા. ૧૭
કબૂતરની રક્ષા જગ થાય, કોમ દયાળુ તેને ન્હાય;
ધન્ય કબૂતર જગમાં જાત, દયા પાળતાં જે પ્રખ્યાત. ૧૮
દયા કરે તેની જે સાર, ધન્ય ધન્ય તેનો અવતાર;
મળે પ્રભુ તેને નિર્ધાર, ભવસાગરનો પામે પાર. ૧૯
પ્રભુ કબૂતર લઇ અવતાર, દર્શન દીધા પ્રેમ અપાર;
અન્ય ધર્મમાં એવી વાત, ભક્ત ભક્તિ મહિમામાં સાર. ૨૦
દયા સ્વભાવે કબૂતર ઇશ, ઘટના કીધી વિશ્વાવીશ;
દયાધર્મનું એ દૃષ્ટાંત, જીવંતું સમજો થઇ શાન્ત. ૨૧
દયા વિના શોભે ના વેદ, દયા વિના તપ જપ છે ખેદ;
દયા વિનાનાં શાસ્ત્રો જૂઠ, મયૂરની જેવી છે પૂંઠ. ૨૨
ધન્ય કબૂતર સ્વાર્પણ ત્યાગ, ધન્ય કબૂતર અહિંસા રાગ;
કબૂતર પારધી સુણી પ્રબંધ, દયા સ્વાર્પણે ધરો સંબંધ. ૨૩
દયાધર્મસમ કોઇ ન ધર્મ, દયાસમું નહિ જગ શુભ કર્મ;
દયાધર્મથી શાન્તિ થાય, પુણ્ય અનંતુ શુભ બંધાય. ૨૪
કબૂતર બચ્ચાં દેખી સાર, કાવ્ય કર્યું એ હૃદયોદ્ગાર;
બુદ્ધિસાગર દયા સુધર્મ, સત્ય સનાતન પામો શર્મ. ૨૫

## अकल प्रभु महिमा.

પ્રભુ તુજ મહિમા મોટોરે, અકળ કદી ન કળાય પ્રભુ
નામ રૂપ મહિમા વડેરે, સગુણ તુ કહેવાય,
સત્વ રજસ્તમ ગુણવડે રે, રૂપ અનન્ત જણાય પ્રભુ. ૧
નટનાગર જગ ખેલતો રે, નામ રૂપ ધરી વેષ,
નાચે જગત નચાવતો રે, વિચરી સર્વપ્રદેશ. પ્રભુ. ૨
સત્વ રજસ્તમ ગુણ વિના રે, નિર્ગુણ તુ કહેવાય,
નામ રૂપ જ્યા નહીં કશુ રે, ભાખ્યુ ન વૈખરી જાય પ્રભુ. ૩
તરસ્યુ જલમાં માછલુ રે, માન્યુ એ નહિ જાય,
પ્રભુહૃદયમાં છે છતા રે, જગને નહીં દેખાય પ્રભુ. ૪
મનથી શોધી થાકતા રે, મનનો લય જ્યા થાય,
પ્રકટ પ્રભુ ત્યાં જાણવા રે, અનુભવીને એ જણાય પ્રભુ ૫
પ્રીતિભક્તિને જ્ઞાનથી રે, યાતાયાત ન ચિત્ત,
એવુ ચિત્ત થાતા થકા રે, અનુભવ થાય પવિત્ર પ્રભુ. ૬
પામે તે તવ રૂપ બની રે, કહે ન જગને કોય,
બુદ્ધિસાગર ધ્યાનમા રે, ભાસે પરામા જોય. પ્રભુ. ૭

ॐ शान्तिः ३

---

## कदी विश्वास्य ना भोळो

ગતાગમ ના પડે પૂરી, નિહાળે ના ભલી બૂરી.
ઘડેલો ના અરે ગોળો, કદી વિશ્વાસ્ય ના ભોળો, ૧
નિહાળે ના સમય કેવો, ગમે તે બોલ તો બોલે,
કરે વિવાહની વરસી, કદી વિશ્વાસ્યના ભોળો ૨
કરે ખુલ્લુ હૃદય જ્યા ત્યા, વિચારે ના થતુ શુ તે,
હૃદય જેનુ વસે મુખમા, કદી વિશ્વાસ્ય ના ભોળો ૩
ભલો વિદ્વાન્ પણ શત્રુ, હિતસ્વી મૂર્ખ ના સારો,
વિવેકી ના હૃદય જેનુ, કદી વિશ્વાસ્ય ના ભોળો ૪

ટકે ના ચિત્તમાં છાનું, સ્વજન શત્રુ નહીં જાણે;
લડેટાણે ભર્યા ભાણે, કદી વિશ્વાસ્ય ના ભોળો. ૫
ધરે ના દીર્ઘદૃષ્ટિને, નહીં ગંભીર મનનો જે;
લહે ના હાર્દ વાતોનું, કદી વિશ્વાસ્ય ના ભોળો. ૬
ઘટે જ્યાં મૌન ત્યાં બોલે, ઘટે જ્યાં બોલવું ત્યાં મૌન;
ઘટે ના તે કરે જલ્દી, કદી વિશ્વાસ્ય ના ભોળો. ૭
અપેક્ષાઓ નહીં જાણે, વિના ડહાપણ થતો ડાહ્યો;
હૃદય લઇને હૃદય બાળે, કદી વિશ્વાસ્ય ના ભોળો. ૮
મળે ત્યાં મૂતરે મેળે, કરે ભળભળ નકામી બહુ;
ખરી વખતે ખસે આઘો, કદી વિશ્વાસ્ય ના ભોળો. ૯
નથી સ્વસ્થાનમાં હૈયું, ભમાવ્યાથી ભમે ઝાઝું;
વસે છે વ્હાલમાં ઝેરજ, કદી વિશ્વાસ્ય ના ભોળો. ૧૦
ચલો મન ચેતીને સુજ્ઞો, શિખામણ માનશો સાચી;
બુદ્ધયબ્ધિસદ્‌ગુરૂ સંગે મળે છે સદ્‌ગુણો સર્વે. ૧૧

---

## તાપને.

તપાવે તાપ શા માટે, બગાડયું ના જરા ત્હારૂં;
મુસાફરપર તપે શાને, બની જા શાન્ત સમજીને. ૧
વિના વાંકે તપાવાની, નથી તવ ફર્જ મન સમજી;
ઘણો ઉકળાટ ના કરવો, ત્હને એવું ઘટે સાચું. ૨
તપાવાથી ત્હને કિંચિત્, નથી કંઇ લાભ થાવાનો;
થતી હાનિ તપાવ્યાથી, હવે તો શાન્ત થા બન્ધુ. ૩
નથી સારૂં અતી સર્વે, સદા છે વર્જ્ય અતિસર્વે;
ધરી મર્યાદ અન્તરૂમાં, સમાવી તાપ દે ત્હારો. ૪
પ્રવૃત્તિ શોભતી હદમાં, રહીને કાર્ય કરવાથી;
તપી મર્યાદ ચૂક્યાથી, અરૂચિ વ્હોરશે સૌની. ૫
નથી ન્હાનું જગત્ કોને, ખરે હદ બ્હાર જાવાથી;

ઉઘાડી આંખ જો સાચુ, થએલી ભૂલ જો ત્હારી ૬
ઘણુ હદ બ્હાર જવાથી, અરે તવ નાશ થાવાનો,
જગત્માં કાયદો એવો, ટળે ટાળ્યો નહીં કોથી ૭
રહો નિજ માનમા સમજી, સહે કુદ્રત નહીં ઉંધુ,
સ્વભાવે માન છે સૌનુ, કથ્યુ થોડુ ઘણુ માનો ૮
હવે હદ બ્હાર ના જાતો, નહી તો તુ ફના થાશે,
બુદ્ધયબ્ધિ ધર્મશિક્ષાને, ગ્રહી શોભા લહો સાચી ૯
ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

## रायणने

ઘણા કાલે થતુ મોટુ, ઘણુ ધીમે વધીને કે
અનુક્રમ ઉન્નતિમાર્ગે, વધીને પુષ્ટ બહુ થાતુ ૧
ફળો લાવી સકળ ડાળે, મનોહર રાયણે શોભે,
ફળો લાવી નમી નીચી, શીખાવે નમ્રતાને તુ ૨
થએલા પીત પાકીને, ગમે ત્હારા ફળો જગને,
શમાવે ભુખ જીવોની, અહો આતિથ્ય તવ સારૂ ૩
ખરે ઔદાર્ય વાયુથી, હલાવી ડાળ ડાળીઓ,
નિમન્ત્રણ તુ કરે સહુને, પધારી ફળ ગ્રહો મારા ૪
સમર્પી ફલ ભલા ત્હારા, હલાવી પાદડા પ્રેમે,
ખુશી થાવે જ ઉપકારી, અહો તવ જીવતુ સારૂ ૫
ત્હને જે લાકડીઓથી, અરે ઝૂડે ફળોમાટે,
ફળો આપે અરે ત્હેને, અહો તવ સન્ત રીતિ એ ૬
ઘણી વર્ષા ઘણી ઠંડી, ઘણો તાપ જ સહે શશ્વત્,
તથાપિ તુ અડગ રહીને, બજાવે ફર્જ પોતાની ૭
રહી લીલુ કરે લીલુ, જગત્ને સ્વાર્પણે પોષી,
અહો તવ ધન્ય છે કાયા, અહો તવ ધન્ય છે જીવ્યુ. ૮
ભલો વિશ્રામ દે સહુને, રહી ઉભુ સદા શોભે,

નિવૃત્તિ યોગીની પેઠે, કરીને આમડી કાઢી. ૯
અમારી જન્મભૂમિના, પ્રદેશોમાં સદા ઉગે,
અમારી ધન્ય છે ભૂમિ, અહો તવ બીજને રક્ષે. ૧૦
અમારા આત્મવત્ વ્હાલા, અમારાં ભવ્ય વૃક્ષો છો;
બુદ્ધચબ્ધિદ્રવ્યને ભાવે, કર્યું વર્ણન અપેક્ષાએ. ૧૧

---

## विहार.

આજે સૂર્યોદય થતાં, પાનસર થકી વિહાર;
ચાર સાધુ સાથે કર્યો, સૈઢવલક્ષી સાર. ૧
ગૃહસ્થશિષ્યો ચારે સાથ, મનમાં જપતા જિનવરનાથ;
વિહારમાં અવલોકયું જેહ, દૃશ્યભાવ વર્ણવશું તેહ. ૨
જતાં વાટમાં વરખડો એક આવ્યો,
અહો આમ્ર સરખો ભલો ઉચ્ચ ભાવ્યો;
ઘણા વરખડા વાડમાંહી સુહાતા,
થયા લીંબડા પંથમાં ખૂબ માતા. ૩
ધીમી ધીમી પવન લહરી, મન્દ તો આવતી'તી,
ભેટી ભેટી સકળતનુને, દૂર તે તો જતી'તી;
દેખી દોડે ચપલ હરણાં, ખેડુતો ક્ષેત્ર શોધે,
ક્ષેત્રે વાડયો દૃઢ અતિ કરી, ઢોરનો પન્થ રૂન્ધે. ૪
ઉંચાં ઘાડાં શુભવટતણાં, વૃન્દ દેખ્યાં મઝાનાં,
પંખી બેઠાં કલરવ કરે, બોલતાં રૂહે નછાનાં;
દેખી દેખી પથિકજનને, ડાળ પર્ણો હલાવે,
આવો પાસે હૃદયગત એ, મૌનભાવે જણાવે. ૫
કોયલ કરે ટહુકાર આંબાડાળ પર બેસી ખરે,
પ્રેમી વિયોગી જીવનને એ હૃદયનું કંઇ ઉચ્ચરે;
અન્તરૂવિયોગે જે બળે તે કોકિલા જેવા અરે,
મીઠા મનોહર શબ્દને તે સાંભળી દિલ ઉછળે. ૬

ભય ત્રસ્ત સસલા માસતા પાછુ જુવે ઉભા રહી,
સુકુમાલતા પ્રેમાળતા વર્ણાય ના વચને કહી,
રાયણ ફલોથી રાયણો શોભી રહી વગડાવિષે,
રખવાળ ફળને વીણતા ઉપકાર કરતી એ દિસે. ૭
દૃશ્યો નિહાળ્યાં એહવા, કુદ્રત્ શોભા છેક,
સૈઢવ ગ્રામ પ્રવેશીને, વાસ કર્યો દિન એક ૮
જ્ઞાનાદિક ચર્ચાવડે, મહાદેવમા વાસ,
કરી લોક બોધ્યા ઘણા, પ્રગટયો ચિત્તોલ્હાસ ૯

ॐ शान्तिः ३

---

## सुमतिनुं आत्मस्वामी प्रति आमंत्रण

પધારો પ્રેમના ભૂખ્યા પધારો પ્રેમના તરસ્યા,
પધારો પ્રેમના રમિયા, કર્યું સ્વાપર્ણ રહુને સઘળુ ૧
પધારો પ્રેમલગનીએ, પધારો મરજીવા થઇને,
પધારો નામ ભૂલીને, પધારો રૂપ ભૂલીને ૨
પધારો પ્રેમના દેવા, ત્યજી મિથ્યા જગત્ સઘળુ,
સતીના જીવતા શબ્દે, પધારો આત્મઘર મધ્યે ૩
સહી દુ ખો સકળ પ્રેમે, મરીને જીવના થાવા,
પધારો મરજીવા થઇને, ત્યજીને ઘેન માયાની ૪
ભલા બૂરા અભિપ્રાયો, જગત્ના સહુ ત્યજી દઇને,
સજીવન થઇ પધાર્યાથી, ચિદાનન્દી થશો નક્કી ૫
સજીવનતા થશે નક્કી, પધાર્યાથી હૃદય માનો,
અહુત્વ ભેદના ભડકા, મનાવી ઘો પધારી અહીં ૬
બની તન્મય સદા સુખમા, અભેદી મેળમા રહેવુ,
બુદ્ધયબ્ધિ ધર્મ દૃષ્ટિએ, પધારો ઘરવિષે પ્રેમી. ૭

---

## પ્રિયતમઆત્મ પ્રતિ ચેતનાના ઉદ્ગારો

પ્રીતમ તવ પ્રીતિ લાગી રે, બીજું કશું ન સુહાય. પ્રીતમ.
ખાવું પીવું ના ગમે રે, કરવી ગમે નહિ વાત;
ઉંઘ ન આવે આંખમાંરે, ગમે દિવસ નહીં રાત. પ્રીતમ. ૧
મૃતક સમા અજ્ઞાનીઓ રે, ગમે ન જોવું દૃશ્ય;
હરવું ફરવું ના ગમે રે, સમ સહુ સ્પર્શ્યાસ્પર્શ્ય. પ્રીતમ. ૨
કુદ્રતની શોભા સહુ રે, ગમે નહીં તલભાર;
મેળ વિનાના લોકથી, નહિ આનન્દ લગાર. પ્રીતમ. ૩
પ્રેમ વિના રસ નહિ પડે રે, પ્રેમ વિના ન સંબંધ;
પ્રેમ વિના શું દેખવું રે, પ્રેમ વિના જન અન્ધ. પ્રીતમ. ૪
પ્રેમોદધિમાં અવતરી રે, મરજીવો થઇ જાય;
તે તુજને પામે સહી રે, બીજા જન વા ખાય. પ્રીતમ. ૫
શુદ્ધ પ્રેમની જ્યોતિમાં રે, બળી ભસ્મ જે થાય;
સહજાનન્દી તે બને રે, મરજીવો તે ગણાય. પ્રીતમ. ૬
પ્રીતિ રીતિને નિર્વહી રે, કરવો આન્તર્ મેળ;
બુદ્ધિસાગર મેળથી રે, આનન્દઘનની સહેલ. પ્રીતમ. ૭

---

## આત્માની સુમતિ પ્રિયા પ્રતિ ઉક્તિ.

પ્રીત લાગી તારી પ્યારી રે, સુજે ન બીજું;
જગત્ સહુ જોઇ લીધું રે, હવે ક્યાં રીઝું-પ્યારી.
વિષયની લાગે વાતો, ગધેડાની જેવી લાતો;
કશું ન તુજ વિણુ મ્હાતો રે..................સુજે-પ્યારી. ૧
નામરૂપ પરપોટા, રાગ તેના સહુ ખોટા;
સમજાણા સહુ છોટા રે..................સુજે-પ્યારી. ૨
પ્રિયા પ્રાણુ પ્યારી વ્હાલી, ચિદાનન્દ લટકાળી;
સાચી એક તુજ ભાળી રે. સુજે-પ્યારી. ૩

ચિત્ત મમ ચોરી લીધુ, કામણુ શુ? એવું કીધુ,
ગમે ન કાંઇ લીધુ દીધુ રે. સુજે-પ્યારી ૪
નિર્જીવથકી ન્યારી, સાચી એક તવ યારી,
તવ રૂપ બલિહારી રે. સુજે-પ્યારી. ૫
આપી જીવ જીવાડે, પાડે ન ચોરાશી ખાડે,
જગાડીને હાડોહાડ રે. સુજે-પ્યારી. ૬
તુજ પર જાઉ વારી, હુ તુ ભેદ ભૂલ્યો ભારી,
લાગી તન્મય તારી રે. સુજે-પ્યારી. ૭
પરાણે ન પ્રેમ થાવે, એ ચ્યો પ્રેમ નહીં આવે,
પ્રેમસુખ પ્રગટાવે રે. સુજે-પ્યારી. ૮
દુનિયાની રીઝ ત્યાગી, લગની ત્હારી જ લાગી,
બુદ્ધિસાગર કથે જાગી રે. સુજે-પ્યારી. ૯
ૐ શાંતિઃ ૩

---

## શું વળે?

વિચારે ના પ્રબોધ્યુ શુ ? સમજતો ના કથ્યુ હૈયે,
સુણાવે શુ વળે તેને, રૂચે ના તત્ત્વ તેને જે. ૧
મરી પ્રીટી જવુ કાર્યો, કરીને અન્યનાં યત્ને,
થતી કિમ્મત નહીં તેની, મરી પ્રીટી જવાથી શુ ? ૨
હૃદયથી ચાહવુ જેને, સમર્પણની પ્રવૃત્તિથી
નહીં તે ચાહને જાણે, વળે તે ચાહનાથી શુ ? ૩
હૃદયનાં દર્દ ના જાણે, હૃદયમા પૂર્ણ ના પેસે,
હૃદયને ના ચહે પ્રેમે, વળે શુ ? મિત્ર એ કરતા. ૪
મળે ના મેળ જ્યા મનથી, નથી જ્યા મેળની કિમ્મત,
પરસ્પર ઐક્ય ના મનનુ, વળે શુ ? મેળ કરવાથી ૫
હૃદયથી ના થતી વાતો, રહે જ્યા ભેદ વાતોમા,
પડે ના વાતમા જ્યા રસ, વળે શુ ? વાત કરવાથી. ૬

મળે ના આંખથી આંખો, હૃદયથી ના હૃદય મળતું;
વહે છે ઝેર મનમાંહી, કરે વંદન વળે શું ? ત્યાં. ૭
થતાં ના ચિત્ત જ્યાં ભેગાં, થતો ના પ્રેમ જ્યાં ભેગો;
કળાથી ભિન્નતા ધારી, વળે ભેગું થવાથી શું ? ૮
મળે ના સ્નેહનો છાંટો, પધારો પ્રાણથી પ્યારા;
પધારો એમ કહેવાથી, વળે શું ? ચિત્તમાં જાણો. ૯
હૃદયરસ જ્યાં નથી વહેતો, હૃદયથી બોલવાનું ના જ્યાં;
નહીં ખૂલે હૃદય સહેજે, વળે શું ? બોલવાથી ત્યાં. ૧૦
સળગતી દુઃખની હોળી, કદી ના શાન્તિ સ્વપ્નામાં;
અધઃપાત જ થતો દોષે, અહો એ જીવવાથી શું ? ૧૧
શિખામણ ચિત્તમાં ધારી, કરે જે સ્વોન્નતિ સાચી;
બુદ્ધ્યબ્ધિ ધર્મદૃષ્ટિએ, ખરૂં સાફલ્ય જીવનનું. ૧૨

---

## शुद्धचेतना योगिनीना आत्मस्वामिशोधना उद्गार.

યોગિની બનીને ઢુંઢું, જ્યાં ત્યાં મુજ સ્વામી;
દેશોદેશ ફરી જોઉં, આતમ ગુણરામી. યોગિની.
કુરાણ પુરાણ શોધ્યાં, આગમ વેદ ભારી;
બાઇબલ ઇંજીલ શોધ્યાં, મળ્યો ન વિહારી. યોગિની. ૧
દરિયા પહાડો શોધી, થાકી ગુફાઓ મઝારી;
નદીઓ શોધીને થાકી, પ્રિયને ઉચ્ચારી. યોગિની. ૨
નિદ્રા નહીં આંખે આવે, ચિત્ત દુઃખ ભારી;
પ્રિયની આશાએ ઝૂરી, શુદ્ધ બુદ્ધ હારી. યોગિની. ૩
પ્રિયતમ વિના ચેન, પડે ન જરારી;
પંડિતોને પુચ્છે પહોંચ્યું, જોયા ન લગારી. યોગિની. ૪
જાતે જેણે દેખ્યા નહિં, ક્યાંથી તે બતાવે;
પોથાં થોથાં ભણી નાદે, ભૂલેલા ભૂલાવે. યોગિની. ૫
પ્રેમના તારોએ મૂક્યા, સર્વત્ર સંદેશા;

વિરહાગ્નિ ચિતાની મધ્યે, બળવાના અ દેશા    યોગિની. ૬
દેહના તબુરે ગાવુ, સુરતા જગાવુ,
સોડહ સોડહ રટી સ્વામી, ધ્યાને ઉંઘી જાવુ    યોગિની. ૭
ઉંઘી જાતા ઉંઘમાહી, પ્રિયતમ દીઠા,
નામરૂપ થકી ન્યારા, ચિદાનન્દ મીઠા    યોગિની. ૮
ઉઠી જાગી જોયુ ત્યારે, કાઇ ના જણાયુ,
જગમા ન માવે એવુ, સુખ ઘેન છાયુ    યોગિની ૯
પ્રિયતમ વિનાની પ્રિયા, જીવતી મરેલી,
ત્રિવિધ તાપે સદા તે, જીવતી બળેલી    યોગિની. ૧૦
નામ રૂપથકી ભિન્ન, જાગૃતિએ જાગી,
બુદ્ધિસાગર પ્રભુ ભેટી, પ્રેમે પાય લાગી,
યોગિની બનીને, ભેટ્યા પ્રિયતમ સ્વામી    ૧૧

ॐ शान्तिः ३

---

## ॥ शुद्धचेतना सतीनी आत्मस्वामी प्रति उक्ति ॥

સતી વિના શોભે નહીં, પ્રિયતમ કયારે રે,
સતી વિના સત્તા દેશ, રાજ્ય ધન હારે રે    સતી વિના.
સતી વિના શાણપણ, કોણ બતલાવે રે,
પર ઘર વાટે ખાટે, શોભા સહુ જાવે રે,    સતી વિના ૧
સીતા વિના રામ જેવા, જ્ઞાન વિના જ્ઞાની રે,
નાક વિના મુખ જેવુ, સત્કાર શ્રુત માની રે    સતી વિના. ૨
પ્રગટે વીર ન સતી વિના કયા, સ્વતત્રતા ના દેશે રે,
સતીતણો સત્કાર નહીં જ્યા, ત્યા દિન જાવે કલેશે રે સતી વિના ૩
ભટકવાની ટેવ ત્યજીને, નિજઘરમાહિ આવો રે;
પત્નીવ્રત ધારી પ્રેમે, લ્યો જીવનનો લ્હાવો રે    સતી વિના ૪
હડકાયા કુતરાની પેઠે, થાય ન વેળે આરૂ રે,
સાન્નિપાતિક વૃત્તિ ધરતા, જીવન થાય નઠારૂ રે. સતી વિના ૫

પતિ વિના પ્રાણ જાવે, સતીના ક્ષણમાંહી રે;
પત્ની વિના જ્યાં ત્યાં જાતાં, ઠરે ન ઠામે ક્યાંહી રે. સતી વિના. ૬
ચતુર સાને સમજે સહેજે, વાજાં શું વગડાવું રે;
બુદ્ધિસાગર પ્રિય પ્રભુ, ઝાઝું શું ? સમજાવું રે. સતી વિના. ૭

ॐ शान्ति ३.

---

## " नकामुं आयु क्यां गाळे ? "

અરે તવ શીર્ષ પર ફર્જો, રહી છે બહુ તપાસી જો;
પ્રમાદે ભાન તવ ભૂલી, નકામું આયુ ક્યાં ગાળે ? ૧
અમૂલ્ય જ જે વખત વીતે, અરે તે નાવતો પાછો;
નકામી વાત ચિન્તામાં, નકામું આયુ ક્યાં ગાળે ? ૨
નથી કિમ્મત મનુભવની, અરે ત્હેં ચિત્તમાં જાણી;
નહીં તો હાય સમજીને, નકામું આયુ ક્યાં ગાળે ? ૩
કરી ના ધર્મની સેવા, કરી ના દેશની સેવા;
કરી ના વિશ્વની સેવા, નકામું આયુ ક્યાં ગાળે ? ૪
કરી ના સદ્દગુરૂસેવા, કરી ના શાસ્ત્રની સેવા;
કરી પ્રગતિ નહીં સારી, નકામું આયુ ક્યાં ગાળે ? ૫
પડી પરતંત્રતા બેડી, કરે છે રાગ વ્યસનોથી;
અરે આવી બન્યું મૂર્ખા, નકામું આયુ ક્યાં ગાળે ? ૬
અરે તું કોણ છે ત્હારૂં ? જગતમાં સ્થાન ક્યાં ત્હારૂં ?
કર્યું શું ? તે વિચારી જો, નકામું આયુ ક્યાં ગાળે ? ૭
ઉપગ્રહ તેં જગતના બહુ, ગ્રહ્યા પાછા પુનઃ દેવા;
બજાવી ફર્જ શી શી ત્હેં, નકામું આયુ ક્યાં ગાળે ? ૮
વળ્યું શું ? લક્ષ્મી સત્તાથી, વળ્યું શું ગાડી લાડીથી;
અરે પરમાર્થ કૃત્યો વણ, નકામું આયુ ક્યાં ગાળે ? ૯
વળ્યું શું ? મોજ શોખે રે, ધુમાડો લક્ષ્મીનો કરતાં;
ઉઘાડી આંખ જો બાપુ, નકામું આયુ ક્યાં ગાળે ? ૧૦

અરે તવ ઉન્નતિ માટે, મળી છે સર્વ સામગ્રી,
અરે તેને ત્યજી દઇને, નકામુ આયુ કયાં ગાળે ? ૧૧
અરે ધિક્કાર છે તુજને, હજી પણ ના હૃદય ચેતે,
વિવેકે દેખ અન્તરૂમા, નકામુ આયુ કયા ગાળે ? ૧૨
કરી ક્રીડા હસ્યા બોલ્યા, અરે ખાધુ અને પીધુ,
અરે તેથી વળે ના કઇ, નકામુ આયુ કયાં ગાળે ? ૧૩
હજી પણ હાથમા બાજી, ભલાઇના કરો કાર્યો,
વિચારી દેખ પોતાને, નકામુ આયુ કયાં ગાળે ? ૧૪
અરે જો હાડોહાડોમા, અસર જો ના ત્હને થઇ તો,
ખરેખર મૂઢ તુ બાપુ, નકામુ આયુ કયા ગાળે ? ૧૫
વગાડી ઢોલ શુ કહેવુ, ઉઠી કર કાર્ય પોતાના,
બુદ્ધયબ્ધિ જાગીને ચેતન, કરી લે જીદગી સફલી. ૧૬

---

## शुद्धचेतनाना परमात्मपति प्रति मेलोद्गार.

વિરહ જરા ન ખમાય, મળો મારા વ્હાલા સ્વામી રે—
કાર્તિક માસ કષ્ટે વહ્યો રે, જોઇ તમારી વાટ,
ઝુરી ઝરૂખે જોવતાં રે, વળ્યો જ દુ ખનો દાટ મળો ૧
ધીમા વાયે વાયરા રે, માગશર માસ મઝાર,
વિરહ વ્યથા વ્યાપે ઘણી રે, જાણે શુ મૂઢ ગમાર મળો. ૨
પોષે પ્રીત વધારીને રે, પ્રીતમ આવો પાસ,
શીત હવા હૈયુ હણે રે, નાખે મુખ નિ શ્વાસ. મળો. ૩
માઘે મારા મનતણ રે, દર્દ કથ્યુ નવ જાય,
પ્રીતમ પાસ વસ્યા વિના રે, નહિ એક ક્ષણ જીવાય મળો. ૪
ફાલ્ગુન ફાગ ગવાયને રે, હોળી જગમા થાય,
ફાગનાગ ડખે ઘણુ રે, મનમા હોળી જ લાય. મળો ૫
કુહુકુહુ કોયલ ટહૂકતી રે, બેગી આગા ડાળ,
કાળી જ્વાલિની સમ બની રે, બળી જ્વલી ના જ્વાલ. મળો. ૬

ચૈત્ર માસમાં ચિન્તના રે, વિવિધ થાતા ચાર;
પ્રિય પતિ વણ ચિત્તમાં રે, આવે મૃત્યુ વિચાર. મળો. ૭
વસંત હૈયડું વ્હેરતો રે, જીવનમાં શો માલ;
તન મન તાપે બહુ તપે રે, કૃપા કરે ના કાળ. મળો. ૮
વૈશાખે મન વાતડી રે, કરવી કોની સાથ;
વજ્ર પિગળે વાતથી રે, જરા વિચારો નાથ. મળો. ૯
જેઠે જગદીશ્વર જરા રે, ખરો કરો મન ખ્યાલ,
ચાતક મેઘથી મન ખુશી રે, મટે જગત્‌ની જ્વાલ. મળો. ૧૦
નદીઓ વ્હેતી જોરથી રે, આષાઢે ઘનઘોર;
આશ ફળે ઘર જન ઠરે રે, મુજ મન શોરબકોર. મળો. ૧૧
શ્રાવણ સરવર મેહુલા રે, પૃથ્વી લીલા વેષ;
આંખે સરવર મેહુલા રે, પ્રિય વસો પરદેશ. મળો. ૧૨
ઘન ગાજ્યા વણ ભાદ્રવો રે, ભારે જગ કહેવાય;
પતિના ગાજ્યા વણ અરેરે, નારે બાકી ન્હાય. મળો. ૧૩
આંખે ભાદ્રવ સરવડાં રે, ચિત્ત નદી દુઃખ નીર;
ભદ્ર કરો પ્રિયતમ પ્રભુ રે, રહે ન ક્ષણ હવે ધીર. મળો. ૧૪
આશ્વિન આશા મન ઘણી રે, પાક્યા ખેતર પાક;
ઉગ્યો આકાશે ચંદ્રમા રે, બાળી કરે મન ખાખ. મળો. ૧૫
સખીઓ ગરબા ગાવતી રે, પ્રગટાવી મન પ્યાર;
વ્હાલા વણ હૈડા વિષે રે, પ્રગટે છે અંગાર. મળો. ૧૬
તાઢ તાપ વર્ષા તણાં રે, દુઃખ સહ્યાં સહુ જાય;
પણ તવ વિરહના દુઃખથી રે, જીવ્યું જરા ન જીવાય. મળો. ૧૭
ક્ષણ ન ખમાતો વિરહથી રે, જાવે બારે માસ;
ખમાય કેમે એ અરેરે, શી જીવ્યાની આશ. મળો. ૧૮
વિષય વને કયાં ભટકતા રે, ભરમાયા જગનાથ;
આંખો મેલ્હી (મૂકી) બાવળે રે, કેમ ભરો અરે બાથ. મળો. ૧૯
નામ રૂપની વૃત્તિયો રે, ભુલાવે નિજ ભાન;
હે નહીં આવતા નિજ ઘરે રે, હાર્યા સત્તા ધન માન. મળો. ૨૦

હૃદયતણી વાતો ભલી રે, કરૂં હું કોની સાથ,
વાત વિસામો વિશ્વમાં રે, તવ વણુ નહિ કોઇ નાથ. મળો. ૨૧
જીવ મળે જો જીવથી રે ત્યારે સુખ ભરપૂર,
વચ્ચે જો બીજું રહે રે, તો સુખ નાસે દૂર મળો. ૨૨
હું તું દ્વિધા ભાવ ના રહે રે, મળતા નાથ હજૂર,
આનન્દ રસના તાનમા રે, થાઉં સદા ચકચૂર મળો ૨૩
તવ વણુ દુષ્ટો ઉપદ્રવે રે, ફુંકે વિષની જ્વાલ,
તવ ધ્યાને હું જીવતી રે, વ્યાપે ન વિષ વિકરાલ મળો ૨૪
પ્રીત રીત તવ વણુ કદી રે, કરી ન બીજે જાય,
તવ વણુ સૂનું જગ સહુ રે, બીજું કશું ? ન જણાય. મળો ૨૫
અરજી સૂણો મમ આત્મની રે, આવો કહુ મમ ખાય,
તવ સંગે રંગે સદા રે, યૌવન સફળુ થાય મળો ૨૬
પુરૂષ નામ ધરાવીને રે, હવે ન કરશો વાર,
સોળ શૃંગાર સજી કરી રે, ભેટવા થઉં તૈયાર મળો ૨૭
નર નારીનું જોડલું રે, સાથે રહી લહે શર્મ,
દ્વૈતભાવ જો મન ધરે રે, બાધે કુમતિએ કર્મ મળો ૨૮
ઐક્યભાવ અદ્વૈતના રે, મેળે મળશો નાથ,
દ્વૈતભાવના ભૂલીને રે, શુદ્ધ પ્રેમે રહો સાથ મળો ૨૯
ઉપશમાદિક ભાવથી રે, ધરી ધર્મ શૃંગાર,
કેવળજ્ઞાનની ભૂમિમા રે, મળતા જયજયકાર મળો ૩૦
કુદરતનો એ કાયદો રે, મળતી ધાતોધાત,
જાતે જાત મળે ખરે રે, તવ મમ એક જ જાત મળો ૩૧
અન્તરૂ એ નિશ્ચય થતો રે, મળતા હવે ન વાર,
બુદ્ધિસાગર અનુભવે રે, આનન્દ આખી અપાર મળો ૩૨

ॐ शान्तिः ३

---

# रात्रि देवी

અહાઅહો રાત્રિ દેવી રે, તવ ગુણ અપરંપાર. અહાઅહો.
કાળો સાળુ ઓઢીને રે, ફરતી વિશ્વ વિહાર;
તારાના આભૂષણો રે, ચંદ્ર વદન જયકાર. અહાઅહો. ૧
દન્તપંકિત નક્ષત્રની રે, ઉજ્જવલ હાસ્ય સુહાય;
ધૂમકેતુ અંબોડીઉં રે, ફેરવતી જ જણાય. અહાઅહો. ૨
સ્નાન કરી સાગર વિષે રે, નીતરતી લહે શોભ;
પર્વતપર ચઢીને રમે રે, કોથી ન પામે ક્ષોભ. અહાઅહો. ૩
લાંબી પ્હોળી કેટલી રે, કોઇ ન પામે પાર;
તવ ખોળે સર્વે જીવો રે, ઉંઘી લહે બલ સાર. અહાઅહો. ૪
દેઈ સજીવન શક્તિયોને, પોષંતી જગજીવ;
ઉઠી જીવો જાગીને રે, થાતા વિશ્વમાં શિવ. અહાઅહો. ૫
નિદ્રાશીશી સુંઘાડીને રે, ડૉક્ટર પેઠે બેશ;
વહાડકામ કરે વિશ્વનું રે, ટાળે જીવોના કલેશ. અહાઅહો. ૬
જગદુદ્ધારક યોગીઓ રે, તીર્થંકર મહાવીર;
જન્મ તેઓને આપતી રે, પયગંબર મહાવીર. અહાઅહો. ૭
ઉત્પાદક સહુ શક્તિયોનાં, બીજોને ધરનાર;
યોગીઓ તવ સંગથી રે, આનન્દ લે નિર્ધાર. અહાઅહો. ૮
મહાકાલી મહાયોગિની રે, ભદ્રકાલી અવતાર;
શ્રમ દુઃખ હરણી જયકરી રે, જીવન મંત્રાધાર. અહાઅહો. ૯
નાળાં નદી સાગર તટે રે, તવ શોભા છે ઓર;
તવ શરણું સહુ જીવને રે, કોનું ન ચાલે જોર. અહાઅહો. ૧૦
તવ કુદ્રત વર્ણન કરે રે, કદી ન આવે પાર;
બુદ્ધિસાગર આત્મમાં રે, વ્યષ્ઠિ સમષ્ઠિ સાર. અહાઅહો. ૧૧

## ॥धर्मराज्य भाषा समाजपर अति क्रिया कायदाओथी हानि नाश. ॥

પડે જ્યા બહુ ક્રિયાઓના, ખરેખર કાયદાઓ ત્યા,
થતી સ્વાતન્ત્ર્યની હાનિ, વધે ના ધર્મ તે નક્કી ૧
બને સ્વાતન્ત્ર્ય નિરોધક, ક્રિયાઓ સૂક્ષ્મ તે ધર્મે,
રહે ના જ્ઞાનીઓ સાચા, મરે છે ધર્મ તે અન્તે ૨
યદા ગીર્વાણ ભાષાપર, પડ્યા હદ બ્હાર બહુ નિયમો,
તદા તે જીવતી ના રહી, વિચારો ધર્મમા એવુ ૩
ગુણોવણ બહુ ક્રિયાઓથી, થતી ના ઉન્નતિ કોની,
કુવામાહિ કબુતરવત્, ક્રિયાઓથી તથા હાનિ ૪
ખરી સ્વતન્ત્રતારોધક, ખરી પ્રગતિવિરોધક જે,
અનિચ્છક બહુ ક્રિયાઓ તે, ખરેખર ધર્મ નાશક છે. ૫
વિના ઉપયોગની જે જે, પ્રવૃત્તિયો ક્રિયાઓની,
નથી તેથી ખરી પ્રગતિ, અહો નિજ યોગ્યના વણ તે ૬
ઘણા હદ બ્હાર આચારે, વડે ના ધર્મની પ્રગતિ,
અતિક્રમ કાયદાઓથી, થતી ના રાષ્ટ્રની પ્રગતિ ૭
ઘણા જ્યા કાયદાઓ છે, ખરે હદ બ્હાર ત્યા હાનિ,
થતી પ્રગતિ અરે અટકે, ટળે સ્વાતન્ત્ર્ય સહુ જનનુ ૮
ક્રિયાઓ કાયદાઓ બહુ, અતિ હદ બ્હાર ના સારા,
જુવો જગમા અહો જ્યાં ત્યા. વિચારીને વિચારો એ ૯
નહીં સ્વાત્મોન્નતિ રોધક, ક્રિયાઓ ધર્મની સારી,
ખરી સ્વાત્મોન્નતિકારક, ક્રિયાઓ ધર્મની કરવી ૧૦
પ્રતિ વ્યક્તિ ક્રિયા જુદી, ખરા સ્વાનુભવે જાણો,
બુદ્ધ્યબ્ધિ ધર્મની પ્રગતિ, થતી ઝટ સ્વાધિકારે હો ૧૧

ॐ शान्तिः ३.

---

## " બળી પરતંત્રતા બૂરી "

ખરૂં સ્વાતંત્ર્ય હરનારી, કરોડો દુઃખ કરનારી;
પરાશાનું જીવન ધારી, બળી પરતંત્રતા બૂરી. ૧
જીવંતાં કેદખાનું એ, ખુશી કરવા ઘણાઓને;
પરેચ્છાએ ક્રિયા કરવી, બળી પરતંત્રતા બૂરી. ૨
વિચારો વેચીને સારા, પરાઇ હાજીમાં જી હા;
કરાતું જે થકી એવી, બળી પરતંત્રતા બૂરી. ૩
નમે દુનિયા તથાપિ શું ? સ્તવે દુનિયા તથાપિ શું ?
પરાજ્ઞા શીર્ષ ધરનારી, બળી પરતંત્રતા બૂરી. ૪
મનોહર પાંજરે કયારે, રૂચે ના સિંહને રહેવું;
ગુણો જાતા ઘસાઈ બહુ, બળી પરતંત્રતા બૂરી. ૫
ગમે ના અન્યને તાબે, અરે રહેવું ગુણો વેચી;
વરં મૃત્યુ પરંતુ તે, બળી પરતંત્રતા બૂરી. ૬
વિચારો અન્યના જે જે, તથા જે અન્ય આચારો;
રૂચે ના ત્હોય આદરવા, બળી પરતંત્રતા બૂરી. ૭
નિજેચ્છાથી ચલાતું ના, નિજેચ્છાથી કરાતું ના;
નિજેચ્છાવત્ વદાતું ના, બળી પરતંત્રતા બૂરી. ૮
રૂચે ના ત્યાં પડયા રહેવું, રૂચે ના તે ક્રિયા કરવી;
જીવંતાં કર્મથી નક્કી, બળી પરતંત્રતા બૂરી. ૯
જવાનું ન ગમે જ્યાં ત્યાં, થતું વેચાણ જ્યાં નિજનું;
નચાવ્યા નાચવું પરના, બળી પરતંત્રતા બૂરી. ૧૦
નિહાળી અન્યના સ્હામું, રહી જ્યાં જીવવું જગમાં;
નથી એ જીવવું ગમતું; બળી પરતંત્રતા બૂરી. ૧૧
મળે પરતંત્રતા પાપે, ટળે પરતંત્રતા પુણ્યે;
બુદ્ધયબ્ધિ ધર્મકૃત્યોથી, મળે સ્વાતંત્ર્ય જગમાંહી. ૧૨

---

## ભલો ના ભીખનો ધંધો.

બની માગણ ધરી આશા, પરાયા બારણે જાવું;
નથી કો નીચ તે સમ કંઈ, ભલો ના ભીખનો ધંધો ૧
કરી નીચું અરે મુખડું, મને કંઇ દે અરે કહેવું,
ગુલામી વૃત્તિથી પણ એ, ભલો ના ભીખનો ધંધો. ૨
નહીં જ્યાં ભાવ ત્યાં જઇને, ધરીને શ્વાનવત્ આશા,
ગરીબાઇ જણાવાની, ભલો ના ભીખનો ધંધો ૩
સહી મ્હેણા અને ટાણા, સહી અપમાનના શબ્દો,
ખરેખર પેટને ભરવું, ભલો ના ભીખનો ધંધો ૪
ઘરોઘર માગવું ખોટું, હળાહળ ઝેરના જેવું,
જીવતા જીવવું શું તે ભલો ના ભીખનો ધંધો ૫
પરાયું મુખ અવલોકી, સદા ધરવી જીવન આશા,
બળ્યું એ જીવવું જગમાં, ભલો ના ભીખનો ધંધો. ૬
કરી ના તો કરી જોશો, જગતમાં નોકરી ભૂરી,
અહો તેથી ઘણો ભૂરો, ભલો ના ભીખનો ધંધો ૭
સદા પરતંત્રતા રહેતી, ઠરે ના ઠામ મન ક્યારે,
દબાઇ નિત્ય રહેવાનું, ભલો ના ભીખનો ધંધો ૮
કદાપિ છાતી ઠોકીને, ખરૂં કહેવાય ના કોને,
રહે સ્વાતંત્ર્ય ના સાચું, ભલો ના ભીખનો ધંધો ૯
બનીને ભીખથી નીચા, પચાવ્યો માલ ખાઇને,
બની શું ? છાતીને વદવું, ભલો ના ભીખનો ધંધો ૧૦
થતો કંપિત સ્વર જ વદતા, પડે છે પગ અરે પાછા,
નિજાત્માને રૂચે ના એ, ભલો ના ભીખનો ધંધો ૧૧
વિના હક્ક અન્યનું ખાવું, ખરેખર એ નહીં સારૂં,
વિચારો ભિક્ષુકો મનમાં, ભલો ના ભીખનો ધંધો ૧૨
કરી ઉદ્યમ ગમે તેવો, સદા આજીવિકા કરવી,
બુદ્ધ્યબ્ધિ નીતિવૃત્તિથી, સદા જીવ્યું ભલું જગમાં ૧૩

# माल्तीनी भ्रमर प्राति श्लेषोक्ति.

માલતી–કાળો કાળો જગત કથતું તે નહીં લેશ ખોટું,
સંતોષી તું નહિ નહિ જરા નામ ત્હારૂં શું મ્હોટું;
ઠામે ઠામે ભ્રમણ કરતો એક ઠામે ન બેસે;
ગુંગું ગુંજે સ્વર નહિ ભલો આયુ ગાળીશ કલેશે. ૧
જા તું દૂરે હઠ હઠ અરે આવ ના મૂર્ખ પાસે,
ટેકી નેકી નહિ નહિ જરા જાય જ્યાં ત્યાંજ વાસે;
તું ના કોનો પ્રિયતમ અરે સ્વાર્થમાં રક્ત પાજી,
ત્હારા જેવા નયન નિરખી હું મરૂં ચિત્ત લાજી. ૨
લજ્જા નાવે કુલવટ તજી અન્યની પાસ જાતાં,
લજ્જા નાવે પરવશ થઇ અન્યનું એઠું ખાતાં;
કાળો પીળો બહુ પદ ધરે લોકથી નૈવ લાજે,
હા હા ત્હારી અકલ ઘટના જાય જ્યાં ત્યાંજ ગાજે. ૩
ફટ્ ફટ્ ત્હારા નયન સુખને પ્રેમની ટેક છંડી,
ઓલી ઓલો ઝટ ફરી ગયો નેક છંડી કુલંડી;
હા હા ત્હેં જે હૃદય સુખથી જે કરીતી પ્રતિજ્ઞા.
છંડી ત્હેને પરવશ થયો કેમ જાણે ન સુજ્ઞા. ૪
વલ્લિયો જે ચતુર જગમાં પ્રેમ શૂનો નિહાળે,
ના વિશ્વાસી તવ મનતણી પૂર્ણ ધિક્કારી ભાળે;
ત્હોયે નાવે અકલ તુજને ક્યાં હજી તું ભમે છે;
ત્યાગી મીઠું પરવશ થઈ એઠું ક્યાં તું જમે છે. ૫
મોટો થાવે નહિ નહિ કદી વલ્લિની હાય લીધે,
મોટો થાવે નહિ જગ કદી પત્નીને દુઃખ દીધે;
સુંજી જેઓ પરવશ થયા તેહની ના પ્રતિષ્ઠા,
દુઃખી અન્તે જગ બહુ થયા આંખથી કૈક દીઠા. ૬
બેલીઓ જે જગ બહુ અરે પાસ તેની ન જાવો,
સાચી શિક્ષા હૃદય સમજી ભ્રાન્તિને છંડી આવો;

પામો તેથી જગ જશ ઘણો કીર્ત્તિને સુપ્રતિષ્ઠા,
બુદ્ધયબ્ધિ સત્પથગતિ કરે પત્નીને સ્વામી મીઠા. ૭

## ગરીબોપર દયા લાવો.

તમારી ઉન્નતિ કરવા, પ્રભુને બારણે જાવા,
કર્યાં પાપો સકળ હરવા, ગરીબોપર દયા લાવો ૧
ગરીબોના ઘણા દુ ખો, હર્યાથી સ્વર્ગની પ્રાપ્તિ,
થતી એવુ હૃદય જાણી, ગરીબોપર દયા લાવો ૨
મળી લક્ષ્મી સફળ કરવા, મળી સત્તા સફળ કરવા,
મળી વિદ્યા સફળ કરવા, ગરીબોપર દયા લાવો ૩
મળે ના પૂર્ણ ખાવાનુ, કરે પોકાર દુ ખોથી,
દયાવન્તો પ્રભુ ભક્તો ! ગરીબોપર દયા લાવો ૪
ગરીબોની દયા કરવી, તમારો ધર્મ છે મોટો,
કદી ના દુ ખી થાવાને, ગરીબોપર દયા લાવો. ૫
નિજાત્માને થતી પીડા, ક્ષુધા ને રોગથી જેવી,
તથા સૌની વિચારીને, ગરીબોપર દયા લાવો ૬
ગરીબોની ખરી આશી, ખરેખર યોગીના જેવી,
હૃદય એવુ વિચારીને, ગરીબોપર દયા લાવો ૭
ગરીબોનુ ભલુ કરતા, ગરીબાઈ કદી નાવે,
મળે છે સાહાય્ય દેવોની, ગરીબોપર દયા લાવો ૮
નકામા ખર્ચ ત્યાગીને, અનન્તા દુ ખ હરવાને,
અનન્તા સુખ લેવાને, ગરીબોપર દયા લાવો ૯
પરપર મોક્ષ ફલ જાણી, હૃદયમા ભાવ બહુ આણી,
મહન્તો શેઠીયાઓ સૌ, ગરીબોપર દયા લાવો ૧૦
શિખામણ સન્તની માની, ખરો પરમાર્થ મન આણી,
બુદ્ધયબ્ધિ સિદ્ધિને માટે, ગરીબોપર દયા લાવો ૧૧

ॐ शान्तिः ३

##  મહા ધૂતારી માયા. 

માયા મહા ધૂતારી નારી,
કરતી સર્વ વિશ્વ ખુવારી. માયા૦
બ્રહ્માને મુંઝાવ્યા ભારી, દોડ્યા બની વિકારી;
સરસ્વતીની પાસે વેગે, વિચિત્ર કામણગારી. માયા૦ ૧
મુંઝાયા વિષ્ણુ લક્ષ્મીથી, સાત્ત્વિક ગુણ અવતારી;
મહાદેવ ભિલડીથી મુંઝ્યા, લાજ રહી નહીં ધારી. માયા૦ ૨
અષ્ટસિદ્ધિના ધારક યોગી, વિણસે કામ વિચારી;
તપસી લપસી જાતા ક્ષણમાં, ક્રોધાદિક સંસ્કારી. માયા૦ ૩
ભણ્યા ગણ્યામાં ભૂલ કરાવે, તપનો તાલ બગાડે;
જ્ઞાનીને ક્ષણમાં ગબડાવે, યોગી પાય લગાડે. માયા૦ ૪
શાબ્દિક તાર્કિક પંડિત મોટા, સતી જતી લંગોટા;
નાચ નચાવે વિશ્વ લગાવે, સૌથી કરતી છોટા. માયા૦ ૫
નગ્ન તપસ્વી બાવાઓને, શબ્દરૂપ ભરમાવે;
ષડ્દર્શનના પ્રવર્તકોમાં, તાણાતાણી કરાવે. માયા૦ ૬
અવધૂતો અથડાણા કેઈક, કલાવંત કૂટાણા;
મહાજન રાજન સાજન મોટા, ભ્રમણાથી ભટકાણા. માયા૦ ૭
માયાના સામા જે પડતા, માયા વશ તે થાવે;
અકળકળા માયા દેવીની, સમજ્યામાં ના આવે. માયા૦ ૮
સર્વ જીવોમાં માયા વ્યાપી, માયાની મહાલીલા;
માયાને પૂજે સહુ દુનિયા, બને સિદ્ધજન ઢીલા. માયા૦ ૯
માયા જય કરવો મહા દુર્લભ, જ્ઞાની મનમાં જાણે;
કથની કરતાં કાંઇ વળે નહિ, રહેણી કોઇક આણે. માયા૦ ૧૦
માયાને જીતે તે યોગી, મળતી તેને સિદ્ધિ;
બુદ્ધિસાગર અનુભવયોગે, પરમાનન્દ પદ ઋદ્ધિ. માયા૦ ૧૧

---

## શકું ના રીઝવી સહુને.

શકયા ના રીઝવી સહુને, અરે તીર્થંકરો ઋષિયો,
પરસ્પર માન્યતા ભેદે, શકુ ના રીઝવી સહુને. ૧

પરસ્પર ભિન્નદૃષ્ટિએ, ગણાતુ સત્ય બહુ ભેદી,
ગણે જૂઠું પરસ્પરનુ, શકુ ના રીઝવી સહુને ૨

અરે જે એકને ગમતુ, નથી તે અન્યને ગમતું,
પરસ્પર વૃત્તિના ભેદે, શકુ ના રીઝવી સહુને ૩

કથુ સાપેક્ષ દષ્ટિએ, નથી તે જાણુતા મૂઢો,
પરસ્પર પક્ષની તાણે, શકુ ના રીઝવી સહુને ૪

મતામતમા પડી દુનિયા, ઘણા છે ધર્મના પન્થો,
વિચારે ભેદ આચારે, શકુ ના રીઝવી સહુને ૫

મુસલ્માનો ગણે જૂઠા, ખરેખર હિન્દુઓને તો,
ગણે જૂઠાજ હિન્દિઓ, અહો જગ મ્લેચ્છ લોકોને ૬

ગણે છે ખ્રીસ્તિયો જૂઠા, જગત્મા અન્ય ધર્મોને,
ગણે બૌદ્ધોજ અન્યોને, ખરેખર વિશ્વમા જૂઠા ૭

અરે વ્યવહારમાં એવુ, જગત્મા સર્વ લોકોનુ,
લડે છે માન્યતા ભેદે, શકુ ના રીઝવી સહુને ૮

મનુષ્યોની પ્રવૃત્તિઓ, પરસ્પર ભેદવાળી છે,
દિવાની દુનિયામાહી, શકુ ના રીઝવી સહુને ૯

થયો ના એક માન્ય જ કો, જગત્મા સર્વને ક્યારે,
પ્રભુમા પણુ કર્યા ભેદો, શકું ના રીઝવી સહુને ૧૦

રૂચે ના તે જુવે દોષો, રૂચે તે સદ્ગુણો દેખે,
રૂચે તેને જ તે મીઠુ, શકુ ના રીઝવી સહુને. ૧૧

ગમે તેવી જ બાબતમા, પડે છે વિશ્વમા ભેદો,
ગમે ના તે પડે સ્હામા, શકુ ના રીઝવી સહુને ૧૨

અનાદિથી થતું એવું, રૂચે ના એક દુનિયાને;
બુદ્ધ્યબ્ધિ આત્મરંજનમાં, સમાયાં રંજનો સર્વે. ૧૩

## सुमतिनी आत्मस्वामिप्रति हितशिक्षा.

વ્હાલા પતિ પ્રેમે પધારો રે, ભક્તિ ભૂખ્યા ભગવાન. વ્હાલા૦
માયા મમતાના ઘરે રે, રોગ દુઃખ ભરપૂર;
શાસ્વત શર્મ મળે નહીં રે, દાનદયા ગુણ દૂર. વ્હાલા. ૧
નામ રૂપની વૃત્તિના રે, સંગે મળે ન શાન્તિ;
લાખચોરાશી યોનિમાં રે, ભટકો ધરી મન ભ્રાન્તિ. વ્હાલા. ૨
પર પુદ્ગલના ચૂંથણાં રે, ચૂંથે મળે ન શર્મ;
ભક્તવત્સલ ભગવંતજી રે, કેમ ગ્રહો અરે કર્મ. વ્હાલા. ૩
સત્તા ધન શોભા સહુ રે, પરઘર ભમતાં જાય;
ધૂળથકી હલકાપણું રે. ફટ ફટ જગમાં થાય. વ્હાલા. ૪
આજલગી પરઘર રમી રે, સુખ લહ્યું શું ? સાર;
સમખાઇ મુજને કહો રે, અનુભવથી નિર્ધાર. વ્હાલા. ૫
પરઘર જો સુખ ના મળે રે, તો કેમ ભટકો નાથ;
આમ્ર મૂકી અમથા અરે રે, બાવળને ભરો બાથ. વ્હાલા. ૬
અન્તરૂમાં અનુભવ કરી રે, આવો નિજઘરમાંહી;
લક્ષ્મીલીલા લ્હેરથી રે, દુઃખ ન હોવે ક્યાંહી. વ્હાલા. ૭
ત્રિવિધ તાપો દૂર રહે રે, આનન્દ અપરંપાર;
બુદ્ધિસાગર ધર્મથી રે, નિજઘર સ્થિરતા સાર. વ્હાલા. ૮

## प्रगति.

ઉઠો જાણી જનો સર્વે, જગત્માં સ્થાન ક્યાં મ્હારૂં;
અવસ્થા શી થઇ જાણી, કરોને કાર્ય પ્રગતિનાં ૧
કપાળે હાથ દેઇને, કદી બેસી રહો ના રે;
કરી ઉદ્યમ થશે સારૂં, થતી સહુ સિદ્ધિઓ યત્ને. ૨

બને છે આત્મશ્રદ્ધાથી, કદી ના થાય તે કાર્યો,
ત્યજીને દેહની મમતા, બની નિર્ભય કરો કાર્યો. ૩
અહો જે જીવપર આવી, જીગરથી કાર્યને કરતો,
થતો તેનો વિજય નક્કી, વરે છે વીરને લક્ષ્મી. ૪
પડે છે તે ચ્હડે છે હો, વધારી આત્મની શક્તિ,
જુવો પાશ્ચાત્યદેશોમા, પ્રવૃત્તિમા બનો તેવા ૫
હતા પૂર્વે તમે કેવા ? બન્યા બેહાલ રે હમણા,
થઇ વ્યસનોથકી પડતી, ત્યજો વ્યસનો હવે સર્વે. ૬
સુધારો સપી જપીને, તમારા ઉન્નતિ કાર્યો,
મર્યા વણ માળવો દૂરે, કરો કાર્યો દઈ પ્રાણો ૭
કદી જીવી શકે ના તે, સમર્પણથી અરે બ્હીતો,
જીવ્યાની આશ રાખો તો, મર્યા પહેલા કરો કાર્યો ૮
ખરી આત્મોન્નતિ કરવા, કરો કોટી પ્રયત્નોને,
કરીને ઉન્નતિ યત્નો, જગત્માં જીવતા રહેશો. ૯
થયુ પ્રાત હવે ઉઠો, લગાડો વાર ના કિંચિત્,
બુદ્ધચબ્ધિધર્મની વેળા, મળી છે ઝટ કરો સફ્લી ૧૦

---

## स्वदेशमातृभाषाप्रगति.

સ્વદેશી માતૃ ભાષાની, વૃદ્ધિ કાર્ય કરી સદા,
ખરૂ સ્વાતન્ત્ર્ય દેનારી, સુહાતી સદ્વિચારોથી ૧
જીવન્તી માતૃ ભાષાથી, સ્વધર્મોની ખરી પ્રગતિ,
વિચારી ચિત્તમા એવુ, કરો ભાષાતણી રક્ષા ૨
સ્વદેશી માતૃ ભાષાના, ખરા પ્રેમે બની ભક્તો,
કરો સહુ કાર્ય ભાષાથી, તમારી ઉન્નતિ એથી ૩
સ્વદેશી જો કહાવો તો, લખો ગ્રન્થો સ્વદેશીમા,
થશે દેશોન્નતિ એથી, કળા કૌશલ્યની વૃદ્ધિ ૪

સ્વદેશી જન્મ ભૂમિને, સ્વદેશી માતૃ ભાષાનો;
બની ભક્તો સ્વદેશીઓ, પ્રચારો માતૃ ભાષાને. ૫
પ્રચારી માતૃ ભાષાને, કરો ઉદ્ધાર પોતાનો;
કથી શિક્ષા ખરી માની, પ્રવર્તો પ્રેમથી એમાં. ૬
સુધારી શબ્દ ભંડોળે, કરો ભાષાતણી સેવા;
બુદ્ધયબ્ધિમાતૃ ભાષામાં, રહી ઉત્ક્રાન્તિયો સર્વે. ૭

ॐ शान्तिः ३

## માતા.

સુહાતી સ્વર્ગથી મોટી, સદા સંતાન સંભાળે;
કદી ના વર્ણવ્યો જાતો, અપૂર્વ સ્નેહ, માતાનો. ૧
કરી સર્વાબ્ધિયોની શાહી, કરી લેખણ ગિરીન્દ્રોની;
કરીને પત્ર પૃથ્વીનો, લખું જો સ્નેહનું વર્ણન. ૨
તથાપિ પૂર્ણ ના થાવે, જગત્માં ક્યાંય ના માવે;
અહો એવો અલૌકિક છે, અપૂર્વ સ્નેહ, માતાનો. ૩
પ્રભુ મહાવીર બંધાયા, અપૂર્વસ્નેહતંતુએ;
પ્રતિજ્ઞા ગર્ભમાં કીધી, અપૂર્વ સ્નેહ, માતાનો. ૪
સહીને દુઃખ સંભાળે, વિપત્તિમાં સ્વસંતાનો;
કર્યા દોષો નહીં દેખે, અપૂર્વ સ્નેહ, માતાનો. ૫
કરે છે પેટમાં રક્ષા, કરે જન્મ્યા પછી રક્ષા;
સુખે સુખી દુઃખે દુઃખી, અપૂર્વ સ્નેહ, માતાનો. ૬
કરે અપરાધ સહુ માફી, હૃદયની સાથ ચાંપીને;
ઘણું પંપાળતી હસ્તે, અપૂર્વ સ્નેહ, માતાનો. ૭
મહાદેવી જગત્ અંબા, કદી ના ચિત્તથી ભૂલે;
ઉછેરે સંકટો વેઠી, અપૂર્વ સ્નેહ, માતાનો. ૮
કરે સ્વાર્પણ દઈ પ્રાણો, કરે ઉપકારની કોટી;
બની તન્મય રહે ખુશી, અપૂર્વ સ્નેહ, માતાનો. ૯

સદા જે ભક્ત માતાનો, સદા ભક્ત સ્વભૂમીનો,
અહો તે જીવતો જગમા, અપૂર્વ સ્નેહ, માતાનો. ૧૦
પિતા માતાતણી ભક્તિ, કરી શ્રવણે અહા કેવી;
ચિરંજીવી રહ્યો નામે, અપૂર્વ સ્નેહ, માતાનો. ૧૧
કરે જે માતૃની ભક્તિ, કરે તે સદ્ગુરૂ ભક્તિ,
કરે તે દેવની ભકિત, અપૂર્વ સ્નેહ માતાનો ૧૨
બનીને માતૃના ભકત જ, કરો ભકિત સ્વમાતાની,
બુદ્ધયબ્ધિ ભાવ જનનીની, કરી સેવા બનો મોટા. ૧૩

---

## જુવાની જાય છે ચાલી.

જુવાની તો દિવાની છે, જુવાની તો જવાની છે,
કરી લે ધર્મ કાર્યોને, જુવાની જાય છે ચાલી. ૧
નદીના પૂરની પેઠે, વહે છે વિજળી વેગે,
કરી લે કાર્ય ધારેલા, જુવાની જાય છે ચાલી ૨
ભલી બૂરી અવસ્થાએ, ધમાધમ ખૂબ કરનારી,
અહાહા જોતજોતામાં, જુવાની જાય છે ચાલી. ૩
અહો ગદ્ધાપચીશીમા, ખભા પર આવતી આખો,
છકાવે મોહસંગીને, જુવાની જાય છે ચાલી ૪
છલોછલ ઈન્દ્રિયો સર્વે, ભરાતી વીર્યના યોગે,
અરે મર્યાદ તોડાવે, જુવાની જાય છે ચાલી ૫
યથાવૃત્તિપ્રવૃત્તિમા, બરાબર બળથકી વ્હેતી,
મલી ત્હારા ભલા માટે, જુવાની જાય છે ચાલી ૬
બને કો સ્વર્ગના રાજા, બને કો દોજીના રાજા;
ખરેખર સંગતે એની, જુવાની જાય છે ચાલી ૭
બને છે ધર્મીને ધર્મી, બને છે પાપીને પાપી;
હમી તાળી દઇ આ તો, જુવાની જાય છે ચાલી ૮
અહતા શું કરે પાછી, વદે શું મોહથી ગાછી,

કદી ના કોઇને છાજી, જુવાની જાય છે ચાલી. ૯
સજે છે ઠાઠ શું ? ઠાલી, રહ્યો શું ? મોહથી મ્હાલી;
મનુષ્યોને ઘણી વ્હાલી, જુવાની જાય છે ચાલી. ૧૦
જવા ના દે અરે ખાલી, મળી અમૃતતણી પ્યાલી;
મળી મિષ્ટાન્નની થાળી, જુવાની જાય છે ચાલી. ૧૧
વળે ના કોઈથી વાળી, ખળે ના કોઇથી ખાળી;
પળે ના કોઇથી પાળી, જુવાની જાય છે ચાલી. ૧૨
ગઈ પાછી નહીં ભાળી, કરે ના કોઈની યારી;
બુદ્ધ્યબ્ધિ ધર્મ કર દહાડી, જુવાની જાય છે ચાલી. ૧૩

ॐ शान्तिः ३

---

## कर्या कर कार्य प्रारंभ्युं.

નિહાળ્યો પત્ર તવ આવ્યો, લખ્યાનો સાર સહુ જાણ્યો;
થયો ખુશી લખ્યા લેખે, કર્યા કર કાર્ય પ્રારંભ્યું. ૧
ત્યજી સઘળા પ્રમાદોને; અવસ્થા યોગ્ય સંભારી;
છતી સામગ્રીના યોગે, કર્યા કર કાર્ય પ્રારંભ્યું. ૨
કદી કંટાળ ના બાપુ, કરી એકાગ્ર મન ત્હારૂં;
અનુક્રમને વ્યવસ્થાથી, કર્યા કર કાર્ય પ્રારંભ્યું. ૩
જીગરથી જે કરે યત્નો, ચડે છે ઉન્નતિ પર તે;
શુભાશા ચિત્તમાં ધારી, કર્યા કર કાર્ય પ્રારંભ્યું. ૪
જુવો આદર્શ રાનાડે, કરી ઉદ્યમ થયો મોટો;
થતું ધાર્યું સકળ જગમાં, કર્યા કર કાર્ય પ્રારંભ્યું. ૫
કરેલા સદ્‌વિચારોનું, થતું ફળ વિશ્વમાં સારૂં;
પ્રવૃત્તિનો બની યોગી, કર્યા કર કાર્ય પ્રારંભ્યું. ૬
કથી પ્રત્યક્ષ જે શિક્ષા, ખરી આત્મોન્નતિ માટે;
સદા સંભાળીને બાપુ, કર્યા કર કાર્ય પ્રારંભ્યું; ૭
કદી શયતાનની વાટે, નહીં જાવું અરે સુંઝી;

જુવાની જાલવી જાગી, કર્યા કર કાર્ય પ્રારબ્ધ્યુ ૮
નિરાશાગાં સકળ સ્વપ્નાં, જવા ભૂલી સદાશાએ,
કસોટીએ ચઢી ભાવે, કર્યા કર કાર્ય પ્રારબ્ધ્યુ. ૯
ત્હને ત્હારા અધિકારે, સદા કર્તવ્ય કરવાનુ,
બની લક્ષ્યોપયોગી તુ, કર્યા કર કાર્ય પ્રારબ્ધ્યુ ૧૦
સ્વધર્મે સ્થૈર્ય ધારીને, થતા દોષો નિવારીને,
અપેક્ષાએ વિચારીને, કર્યા કર કાર્ય પ્રારબ્ધ્યુ ૧૧
ગ્રહી અધ્યાત્મ બળયોગે, પ્રગત થા !!! સ્વોન્નતિ પથે,
ત્યજીને ભાવિની ચિન્તા, કર્યા કર કાર્ય પ્રારબ્ધ્યુ ૧૨
ગુણોથી ઉન્નતિ થાતી, બૂરી બુદ્ધિ ટળી જાતી,
બુદ્ધ્યબ્ધિધર્મધારીને, કર્યા કર કાર્ય પ્રારબ્ધ્યુ ૧૩

---

## स्वात्मसत्यनो प्रकाश कर !!!

નિજાત્માને ગમે તેવુ, પ્રકાશો આચરો જગમા,
બની પરતત્ર મન જગના, કરો ના નાશ ચેતનનો ૧
ખરૂ આત્માવિષે પ્રગટ્યુ, જગત્‌ને તે જણાવી દો,
કદી ના વચ સ્વાત્માને, અને જગને કથી જૂઠુ ૨
કદી નાપાક ના બનવુ, છુપાવી સત્ય આત્માનુ,
નથી કો સત્યથી ખીજો, જગત્‌મા ધર્મ સમજી લે ૩
ડરાવ્યાથી ડરી ના જા, કર્યા કર સ્વાત્મ માનેલુ,
બળી જાવુ ભલે ન્હેમા, કદીના જૂઠને કહેવુ ૪
બનીને ચિત્તના તાબે, નિજાત્માનુ છુપાવીશ ના,
નથી ભીતિથકી નીતિ, જતા સાચુ રહ્યુ ના કઇ ૫
સુજાડે જે ત્હને સ્વાત્મા, કથ્યા કરને વધા કર તે,
સદા તુ સત્ય રૂપી છે, નથી ભીતિ કદી સત્યે ૬
જગત્ રીઝે અરે ખીજે, ત્હને ત્હેનુ પ્રયોજન શુ ?
છુપાવી સત્ય સ્વાત્માનુ, કથે જૂઠુ નહીં ધર્મી ૭

છુપાવે સત્ય આત્માનું, અરે તે શું ? કરે જગમાં;
રહે ના જીવતો જગમાં, ધરી સ્વાતંત્ર્ય પોતાનું. ૮

અતઃ તું સત્ય આત્માનું, સદા પ્રકટાવ !!! જગમાંહી;
સમાયો સત્યમાં ઇશ્વર, સદા સ્વાતંત્ર્યને દેશે. ૯

સદા તું સત્યમય સ્વાત્મા, રહ્યું જે સત્ય સ્વાત્મામાં;
પ્રકાશી થા !!! પ્રવૃત્તિથી, સદા સુખમય બને તેથી. ૧૦

મરેલાંના મરેલાઓ, વિચારો, સત્યથી જૂદા;
અરે જે હોય તે જૂઠા, કદી ના પૂજ !!! તેઓને. ૧૧

નથી જ્યાં સત્ય તે સઘળાં, અરે પોથાં અને થોથાં;
નથી ઉપયોગ ના કિંચિત્, જીવાડે શું ? મરેલાઓ. ૧૨

અતઃ ધર સત્યની કહેણી, અને રહેણી નિજાત્માની;
બુદ્ધ્યબ્ધિ ધર્મ છે સત્યે, સુહાતો જ્ઞાન જ્યોતિએ. ૧૩

---

## *आम्र–आंबो.

" સદા શોભા ધરે આંબા "

યદા તું ભૂમિમાં ઉગે, મનોહર રક્ત પર્ણોથી;
તદા કિલકલ કરી જગમાં, સદા શોભા ધરે આંબા. ૧

વધે વાડોલીયા મધ્યે, ભલાં સંયોગ પામીને;
ઉપગ્રહને ગ્રહી નીત્યા, સદા શોભા ધરે આંબા. ૨

બની મોટો ઉપગ્રહ જે, ગ્રહ્યા તે વાળતો પાછા;
મનોહર આમ્રફલ દેઇ, સદા શોભા ધરે આંબા. ૩

રૂપાળાં પર્ણ તવ પ્યારાં, થતાં તોરણ ગૃહદ્વારે;
કરી સ્વાર્પણ જીવોને તું, સદા શોભા ધરે આંબા. ૪

મઝાની કેરી લુંબોને, ધરી નીચા નમે વિનયે;
શિખાવી નમ્રતા સૌને, સદા શોભા ધરે આંબા. ૫

કુહૂકુહૂ કરે કોયલ, નિહાળી મોર તવ પ્યારો;
મઝાના મિષ્ટ તે શબ્દે, સદા શોભા ધરે આંબા. ૬

---

* પેથાપુરમાં દક્ષિણ દિશાએ નજીકમાં આંબા પાસે એક નવીન આમ્ર દેખીને કાવ્યની સ્ફુરણા પ્રગટી હતી.

મઝાની ડાળ ડાળીઓ, ઘણા સ્તભો થકી સોહે, ૭
મઝાના નીલ પર્ણોથી, સદા શોભા ધરે આણા
ઘટા તવ સ્વચ્છપર્ણોની, મઝાની છાંય દેનારી, ૮
ફળીને વિશ્વ પરમાર્થે, સદા શોભા ધરે આણા.
શુકો તવ પાદડે બેસી, કરે કલ્લોલ બોલીને, ૯
ફળો ખાઇ ખુશી થાતા, સદા શોભા ધરે આણા
અહો ખીસ્કોલીઓ ભાવે, કુદે છે ડાળ ડાળીપર, ૧૦
રૂપાળા પખી માળાથી, સદા શોભા ધરે આણા.
કરે છે મોર ટહુકારો, ભલી તવ ડાળપર બેસી, ૧૧
હલાવી પાદડા ડાળો, સદા શોભા ધરે આણા
હુક હુકા કરી વાનર, ફળોને ખાઇ ઝઝેરે, ૧૨
તથાપિ ધારીને સમતા, સદા શોભા ધરે આણા
અહો માનવ પશુ પખી, અહીં આવો ફળો ખાવો, ૧૩
હલાવી પર્ણ આમત્રી, સદા શોભા ધરે આણા
ઉગેલા સર્વ વૃક્ષોમા, મહત્તા કુદ્રતી ત્હારી, ૧૪
કદી ના વર્ણવી જાતી, સદા શોભા ધરે આણા
મનુષ્યોનુ જીવન તુ છે, કરે ઉપકાર સહુ આપી, ૧૫
અત તુ વિશ્વ પૂજાઇ, સદા શોભા ધરે આણા
અરે તવ છાયડે આવી, કરે વિશ્રામ સહુ પશુઓ, ૧૬
રહીને મૌન ઉપકારે, સદા શોભા ધરે આણા
અહો ત્હારાં સકળ અગો, ખરા ઉપયોગમા આવે, ૧૭
નકામુ જાય ના કિંચિત્, સદા શોભા ધરે આણા
સહીને તાપ વર્ષાને, સહીને ટાઢ તુ જીવે, ૧૮
સહીને ત્રાસ નિર્દયનો, સદા શોભા ધરે આણા
મરીને બીજથી પાછુ, ફરી ઉગે જગત્માહી, ૧૯
કરી કર્તવ્ય કરણીને, સદા શોભા ધરે આણા
અહો તુજને જે વાવે તે, ફળો પામે જીવતા તે, ૨૦
અહો એવી પ્રવૃત્તિથી, સદા શોભા ધરે આણા

ઘણા વૈશાખના તાપે, અને બહુ જયેષ્ઠના તાપે; ૨૧
મઝાની પકવશાખોથી, સદા શોભા ધરે આંબા.
અહો તવ મિષ્ટ રસ પીતાં, થતો તન તાપ ઝટ હરે; ૨૨
નમેલી કેરી લુંબોએ, સદા શોભા ધરે આંબા.
ધરે સ્વાસ્તિત્વને માટે, મનોહર ગોટલાઓને; ૨૩
શિખાવી સ્વાસ્તિતા જગને, સદા શોભા ધરે આંબા.
મનોહર આમ્રવનમાંહી, રહી કુદરતતણી શોભા; ૨૪
કરી આતિથ્ય સંતોનું, સદા શોભા ધરે આંબા.
ત્હને જે પત્થરો મારે, મનોહર કેરીઓ આપે; ૨૫
ખરી સાત્વિકવૃત્તિથી, સદા શોભા ધરે આંબા.
વિસામો દે પથિકોને, ઘણી શીતળ ધરી છાયા; ૨૬
લહે ઉંઘી ઘણી શાન્તિ, સદા શોભા ધરે આંબા.
કર્યું શું પુણ્ય પરભવમાં, કરી સેવા શી? સન્તોની; ૨૭
જગત્ પુણ્યે પ્રગટ થઇને, સદા શોભા ધરે આંબા.
જગત્માં સર્વ જીવોની, ખરી સેવાર્થ પ્રગટીને; ૨૮
બજાવી ધર્મ પોતાનો, સદા શોભા ધરે આંબા.
અહો આ આર્ય ભૂમિમાં, થતો અવતાર તવ સારો; ૨૯
અમૂલા વિશ્વ મોંઘેરા, સદા શોભા ધરે આંબા.
અહો તવ જાત છે ઉંચી, ખરે શુભ સન્તની પેઠે; ૩૦
કરી અપકારીનું શ્રેયઃ સદા શોભા ધરે આંબા.
અમારો દ્રવ્યને ભાવે, ખરેખર જન્મ ભૂમિમાં; ૩૧
ઉગી ફાલી ફળી ફૂલી, સદા શોભા ધરે આંબા.
નદીને સન્તની પેઠે, થતી ઉપકારીમાં ગણના; ૩૨
બુદ્ધયબ્ધિ ધર્મ ધારીને, સદા શોભા ધરે આંબા.

ૐ શાંતિઃ ૩

# सुधारो योग्य कर समजी.

સુધારાવણ નથી પ્રગતિ, સુધારાવણ નથી સુખડાં,
સુધારાવણ નથી શાન્તિ, સુધારો યોગ્ય કર સમજી. ૧
ખરી દેશોન્નતિ કરવા, ખરી ધર્મોન્નતિ કરવા,
ખરી સંઘોન્નતિ કરવા, સુધારો યોગ્ય કર સમજી ૨
ખરી જ્ઞાનોન્નતિ કરવા, ખરી આત્મોન્નતિ કરવા,
નવું જીવન પુનઃ ધરવા, સુધારો યોગ્ય કર સમજી. ૩
ખરૂં સ્વાતંત્ર્ય ધરવાને, બૂરી પરતંત્રતા હરવા,
કદાગ્રહને કરી દૂરે, સુધારો યોગ્ય કર સમજી. ૪
સદા સ્વાસ્તિત્વ સંરક્ષા, પ્રવૃત્તિથી પ્રગત થાવા,
ધરી સ્વાનુભવો પૂરા, સુધારો યોગ્ય કર સમજી. ૫
સમાજોદય સદા કરવા, શુભંકર ઐક્યને ધરવા,
અનીતિને પરિહરવા, સુધારો યોગ્ય કર સમજી ૬
ત્યજીને સંકુચિત દૃષ્ટિ, કરી ઔદાર્ય દૃષ્ટિનું,
જમાનો ઓળખી ધૈર્યે, સુધારો યોગ્ય કર સમજી ૭
ફરે છે સર્વ પર્યાયો, રૂપાન્તર સર્વમાં થાતું,
અનાદિથી જ આલોકી, સુધારો યોગ્ય કર સમજી ૮
જુઓ પાશ્ચાત્ય દેશોમાં, પ્રવૃત્તિઓ ભલી કેચિત્,
બન્યા સ્વતંત્ર તેથી તે, સુધારો યોગ્ય કર સમજી ૯
થતી સ્વાત્મોન્નતિ જેથી, ખરેખર દ્રવ્યને ભાવે,
પડાતું ના કદી પાછું, સુધારો યોગ્ય કર સમજી ૧૦
પ્રવેશ્યા બહુ કુધારાઓ, અહાહા બાળ લગ્નાદિ,
થઇ પડતી અરે તેથી, સુધારો યોગ્ય કર સમજી ૧૧
વધે પાછું પુનઃ ઓજસ્, ટળે અજ્ઞાનતા મહુની,
ખરી એવી પ્રવૃત્તિનો, સુધારો યોગ્ય કર સમજી ૧૨
સુવિદ્યાઓ વધે જેથી, અવિદ્યાઓ ટળે જેથી,
સદા સર્વત્ર શાન્તિનો, સુધારો યોગ્ય કર સમજી ૧૩

વધે શુભ સ્વાત્મ સત્તાની, પ્રવૃત્તિના ભલા નિયમો;
ટળે દુઃખો ઉપાયોથી, સુધારો યોગ્ય કર સમજી. ૧૪
કદી ના દેશ રૂહે દુઃખી, ઉપાયો યોજીને એવા;
પ્રબંધોની પ્રવૃત્તિથી, સુધારો યોગ્ય કર સમજી. ૧૫
સકળ કેળવ સ્વદેશીઓ, ગમે તે વર્ણના લોકો;
ઉઠાડી જાગતા કરવા, સુધારો યોગ્ય કર સમજી. ૧૬
સબલતા સર્વ લોકોની, ખરી કરવા સુનિયમોથી;
ભરી સહુ વર્ણના સંઘો, સુધારો યોગ્ય કર સમજી. ૧૭
થતી સ્પર્ધા સકલ દેશે, સકલ આગળ પ્રગત થાવા;
અહો એવો સમય પામી, સુધારો યોગ્ય કર સમજી. ૧૮
કુવાના દેડકા જેવી, ત્યજીને સાંકડી દૃષ્ટિ;
ધરી સાગર સમી દૃષ્ટિ, સુધારો યોગ્ય કર સમજી. ૧૯
થતાં સંઘર્ષણો ઝાઝાં, પરસ્પરમાં વિચારોનાં;
અરે એવી અવસ્થામાં, સુધારો યોગ્ય કર સમજી. ૨૦
કરે બલ બુદ્ધિની હાનિ, મરેલા જે વિચારો તે;
ત્યજીને સદ્વિચારોથી, સુધારો યોગ્ય કર સમજી. ૨૧
હઠી ના જા જરા પાછો, ડરીને અન્ય લોકોથી;
હૃદયમાં સત્ય બલ લાવી, સુધારો યોગ્ય કર સમજી. ૨૨
કરોડોની નિરાશામાં, ખરી આશા પ્રગટ કરવા;
કરી સ્વાર્પણ ભલા માટે, સુધારો યોગ્ય કર સમજી. ૨૩
સ્વભાષા માતૃભૂમિની, મહત્તા પૂજ્યતા કરવા;
મહત્તા ધર્મની કરવા, સુધારો યોગ્ય કર સમજી. ૨૪
સદા તવ ફર્જ છે સારી, કદી ના ભૂલ તું ખાજે;
સ્વધર્મોદ્ધાર કૃત્યોમાં, સુધારો યોગ્ય કર સમજી. ૨૫
સ્વદેશોદ્ધાર કૃત્યોની, વ્યવસ્થાઓ સબલ કરવા;
સમાજોની રહી સાથે, સુધારો યોગ્ય કર સમજી. ૨૬
પ્રથમ ઝટ આત્મભોગી થૈ, કુહાડો પાદ પર મારી;
નિજાત્માને સુધારીને, સુધારો યોગ્ય કર સમજી. ૨૭

અમેરિકા અને જાપાન, સુધારાથી વધ્યું આગળ,
ઘણાં દૃષ્ટાંત વાંચીને, સુધારો યોગ્ય કર સમજી ૨૮
જતા નબળા જીવન હારી, થતા સબળા જગત્ ચાવા,
બધી નિર્માલ્યતા હરવા, સુધારો યોગ્ય કર સમજી ૨૯
પડી જે ઘોર નિદ્રામાં, રહે તે પાછળે રહેશે,
પરાશાઓ ત્યજી દેવા, સુધારો યોગ્ય કર સમજી ૩૦
કદી ના મૂઢ દૃષ્ટિથી, સુધારો બોધ વણ કરવો,
ખરૂં ખોટું વિચારીને, સુધારો યોગ્ય કર સમજી ૩૧
સ્વદેશી વસ્ત્ર જે પહેરે, સ્વદેશી ભક્ત જે થૈને,
ખરેખર તે પ્રગત થાતો, સુધારો યોગ્ય કર સમજી ૩૨
બધા અંગો પ્રબળ કરવા, ખરા જે આત્મપ્રગતિના,
કર્યા વણ ઉદ્યમી થઈને, સુધારો યોગ્ય કર સમજી. ૩૩
કદી પશ્ચાત્ ના રહેવું, પ્રગતિપંથે થવું પંથી,
સદા એ મંત્ર ગોખીને, સુધારો યોગ્ય કર સમજી ૩૪
સહ્યા વણ સંકટો દુઃખો, કદી ના ઉન્નતિ થાતી,
સદા હિમ્મત ધરી મનમાં, સુધારો યોગ્ય કર સમજી ૩૫
સમાજે જ્ઞાતિઓમાંહી વિનાશક જે રહ્યા તત્ત્વો,
કરી દૂરે બની શૂરો, સુધારો યોગ્ય કર સમજી ૩૬
સુધારો જે કરે તેના, થશે સામા ઘણા લોકો,
રહીને તેમની સામો, સુધારો યોગ્ય કર સમજી ૩૭
સુધારક જ્ઞાનીઓથી રે, રહે શત વર્ષ જગ પાછળ,
પછીથી તેહ પૂજાતા, સુધારો યોગ્ય કર સમજી ૩૮
જમાનો વાયુની વેગે, અરે દોડે પ્રગતિપન્થે,
રહે પાછળ નથી સારૂં, સુધારો યોગ્ય કર સમજી ૩૯
દશા જો દેશની કેવી? દશા જો ધર્મની કેવી?
દશા જો લોકની કેવી? સુધારો યોગ્ય કર સમજી ૪૦
કુપન્થોને ત્યજી દેવા, સુમાર્ગોમાં સદા વહેવા,
કરી ચાહોમ બમ બાપુ, સુધારો યોગ્ય કર સમજી ૪૧

કરે ટીકા જગત્ તેની, જરા ના રાખ મન પરવા;
સદા સાચું હૃદય રાખી, સુધારો યોગ્ય કર સમજી. ૪૨
નિજાત્મા સત્ય સૂઝાડે, કદી ના દાબતો તેને;
બનીને સત્યનો સંગી, સુધારો યોગ્ય કર સમજી. ૪૩
ડરીને મૂઢ લોકોથી, કદી ના સત્યને ત્યજવું;
ધરી સાચા વિચારોને, સુધારો યોગ્ય કર સમજી. ૪૪
વિચારી દેશકાલાદિ, વિચારી સ્વાત્મબળ પ્રગટયું;
બનીને સ્વાશ્રયી ધૈર્યે, સુધારો યોગ્ય કર સમજી. ૪૫
શુભંકર સ્વાત્મશ્રદ્ધાને, ધરી મનમાં સદોત્સાહે;
યથાશકત્યા સ્વધિકારે, સુધારો યોગ્ય કર સમજી. ૪૬
વિપત્તિ બંધનો જે જે, પડ્યાં છે સંઘપર ભારી;
સમુચ્છેદી વિવેકે તે, સુધારો યોગ્ય કર સમજી. ૪૭
નિવૃત્તિની થતી રક્ષા, પ્રવૃત્તિ માર્ગપર વહેતાં;
નિવૃત્તિને પ્રવૃત્તિમાં, સુધારો યોગ્ય કર સમજી. ૪૮
ભણી અધ્યાત્મશાસ્ત્રોને, ભણીને તત્ત્વ વિદ્યાઓ;
સ્વદેશોદય પ્રવૃત્તિમાં, સુધારો યોગ્ય કર સમજી. ૪૯
પરસ્પર સ્વાધિકારે જે, પ્રવૃત્તિ યોગ્ય કરવાની;
અરે તેમાં કરી સ્વાર્પણ, સુધારો યોગ્ય કર સમજી. ૫૦
મહત્તા સ્વાત્મની કરવા, મહત્તા દેશની કરવા;
મહત્તા ધર્મની કરવા, સુધારો યોગ્ય કર સમજી. ૫૧
સમષ્ટિની મહત્તાને, વિવેકે પૂર્ણ અવબોધી;
મહત્તા વ્યષ્ટિની કરવા, સુધારો યોગ્ય કર સમજી. ૫૨
વિલોકી ધર્મ શાસ્ત્રોને, ધરી આસ્તિકય દ્રષ્ટિને;
ગ્રહી સાચું ઉદય કરવા, સુધારો યોગ્ય કર સમજી. ૫૩
જરા જો ભૂલ થાશે તો, પડયા પર પાટુઓ પડશે;
જમાનો ચેતવાનો આ, સુધારો યોગ્ય કર સમજી. ૫૪
અરે પાશ્ચાત્ય દ્રષ્ટિઓ, સકળ ના ધાર નિજ ખોટું;
ધરી પૌર્વાત્ય દષ્ટિને, સુધારો યોગ્ય કર સમજી. ૫૫

કળાઓ સર્વ વિજ્ઞાનો, અને શોધો ઘણી કરવા,
નભી રહેવા સકળ સાથે, સુધારો યોગ્ય કર સમજી. ૫૬
હરીફાઇ પરસ્પરમા, થતી સહુ દેશમા જાણી,
ટકી સૌમા પ્રગટ થાવા, સુધારો યોગ્ય કર સમજી ૫૭
સમાજો જાતિઓ સર્વે, ઉઠાડી ઉંઘથી યત્ને,
બની સેવક ધરી ફર્જો, સુધારો યોગ્ય કર સમજી ૫૮
વહે છે જી દગી મોઘી, નકામી ના જવા દે તે,
જગત્ આ સ્વર્ગસમ કરવા, સુધારો યોગ્ય કર સમજી ૫૯
સુધારા ના નથી કેચિત્, પ્રવર્તે જે કુધારા તે,
નકામા તેહ ધારીને, સુધારો યોગ્ય કર સમજી ૬૦
પરસ્પર વીર્યની હાનિ, કદી કરવી નહિ કલેશે,
પરસ્પર એકતા ધારી, સુધારો યોગ્ય કર સમજી ૬૧
પરસ્પર માન્યતા ભેદે, પરસ્પર નાશ ના કરવો,
ખરૂ આર્યત્વ પ્રકટાવી, સુધારો યોગ્ય કર સમજી ૬૨
વિના સ્વાનુભવે કોની, નહીં નકલ અરે કરવી,
ખરેખર વેષ આચારે, સુધારો યોગ્ય કર સમજી ૬૩
ગ્રહીલે અન્યનુ સારૂ, ગુણો લે દોષને ત્યાગી,
બુદ્ધ્યબ્ધિધર્મદ્રષ્ટિએ, સુધારો યોગ્ય કર સમજી ૬૪

ॐ शान्तिः ३ अर्हम्.

---

## ॥ अमदावादी शेठ लल्लु रायजी जीवनश्लाघा. ॥

લલ્લુરાયજી રે શેઠ ભલો ઉપકારી,
દાનવીર રત્ન જયકારી,—
ઓગણીશ ઈકોત્તર સાલે ॰ જેઠ શુદિ ચોથ ગુરૂવારે રે,
દેહ ત્યાગી રે ગયો અહીં થકી ચાલી,
જગ્યા તારી રહી અરે ખાલી લલ્લુ॰ ૧
જૈન ગરીબ વર્ગ ઉદ્ધાર્યો રે, દીન લોકને બહુ મન પ્યારો રે,

શુભ કામો રે કરીને નામ દીપાવ્યું, દેશ ગુર્જર નામ ગવાયું. લલ્લુ૦ ૨
જૈન બોર્ડીંગ સ્થાપી મઝાની રે, કરી સાહાય્યો રહી ના છાની રે;
ધન્ય જનની રે પુત્ર જણ્યો શુભકારી, વિત્ત વાવર્યું જગ હિતકારી. લલ્લુ૦ ૩
આત્મભોગ મઝાનો આપી રે, ગયો ઉજ્વળ યશને સ્થાપી રે;
ધર્મ ભાતું રે લેઈ ગયો તું સાથે, દાન દેઇ ગરીબને હાથે. લલ્લુ૦ ૪
પામો પરભવમાં શુભ શાન્તિ રે, પામો ધર્મ સેવા ગુણ કાન્તિ રે;
બુદ્ધિસાગર રે દાનવીર ગુણ ગાવે, ગુણ રાગે ગુણો અંગ ખાવે. લલ્લુ૦ ૫

શ્રાવક લલ્લુભાઈ રાયજી, દાનવીર દાતાર;
નામ અમર જગમાં રહ્યું, ધન્ય ધન્ય અવતાર. ૧
ધન પામી ધન વ્યય કર્યો, ગરીબ જન આધાર;
જગમાં જશ લેઇ ગયો, ધન્ય ધન્ય અવતાર. ૨
ગરીબાઇ ત્હેં ભોગવી, ભોગવી ત્હેં શેઠાઇ;
દયા દાનની વૃત્તિથી, કીધી વિશ્વ ભલાઈ. ૩
*પ્રેમચંદ, વીરચંદ ને, હીરાચંદ ને લાલ;
ધર્મચંદ, નગીન તેમ, થયો કોળીયા કાળ. ૪
ચમનભાઇ દલપત અને, મનસુખભાઇ ઉદાર;
જૈન કોમના શેઠીયા, ગયા કાર્ય કરનાર. ૫
નગરશેઠ મણિભાઇનો, સાથી લલ્લુ ઉદાર;
શાન્તિ પામો પરભવે, ધર્મ સદા સુખકાર. ૬
જેશીંગભાઇ જગજયો, ગાનારામાં એક;
બોલ્યું તે પાળે સદા, એવી જેની ટેક. ૭

---

૧ પ્રેમચંદ રાયચંદ.
૨ વીરચંદ દીપચંદ.
૩ હીરાચંદ મોતીચંદ.
૪ લાલભાઇ દલપતભાઇ.
૫ ધર્મચંદ ઉદયચંદ.
૬ નગીનદાસ કપૂરચંદ.
૭ ચમનભાઈ નગીનદાસ.
૮ દલપતભાઇ મગનલાલ.
૯ મનસુખભાઇ ભગુભાઇ.
૧૦ મણિભાઇ પ્રેમાભાઇ.
૧૧ લલ્લુ રાયજી.
૧૨ જેસંગ હઠીસંગ.

પરમાર્થી જન ઉદ્ભવો, તેવા જગમા સાર,
બુદ્ધિસાગર ધર્મથી, હોવે જય જયકાર ૮

---

## "करो ना नोकरी क्यारे."

કરાવે શોકને ચિન્તા, પરાજ્ઞા શીર્ષ પર વહેવી,
પડે કરવુ ગમે ના તે, કરો ના નોકરી કયારે ૧
ખરી નિજ જાતને વેચી, પરાયા હાથમા દેવી,
જીવ તા નર્કના જેવી, કરો ના નોકરી કયારે. ૨
નકામુ હાજી હા કરવુ –, પડે પરત ત્ર થાવાથી,
ખુશી ના સ્વામિઓ થાતા, કરો ના નોકરી કયારે. ૩
રૂચે જે શેઠને તેવી, પ્રવૃત્તિ સેવવી પડતી,
પુરૂ ના પેટનુ થાવે, કરો ના નોકરી કયારે ૪
સહન કરવા પડે મેણા, અને ટોણા ગમે ત્યારે,
નિજેચ્છાએ જવાતુ ના, કરો ના નોકરી કયારે ૫
ગમે તેવુ કરે સારૂ, ગમે માલીકને ના તે,
ગમે તે ભુલને કાઢે, કરો ના નોકરી કયારે ૬
બને જો લોહીનુ પાણી, તથાપિ ના કદર થાતી,
મળેલુ ભાગ્ય વેચીને, કરો ના નોકરી કયારે ૭
કરે છે નોકરી તે તો, બને છે શૂદ્ર, કાર્યોથી,
કરો સ્વાતન્ત્ર્યથી ધધો, કરો ના નોકરી કયારે ૮
નથી પ્રજ્ઞા સ્વય જેને, પશુવત્ અન્યના તાબે,
રહે છે શક્તિયો વેચી, કરો ના નોકરી કયારે. ૯
થતા નોકર સ્વશકિતઓ, દબાઇ જાય છે સઘળી,
પરાશ્રય જીવવુ ખોટુ કરો ના નોકરી કયારે ૧૦
વદાતુ ના કગતુ ના, હૃદયમા સત્ય જે આવ્યુ,
છુપાવી સત્ય આત્માનુ, કરો ના નોકરી કયારે. ૧૧

કદી પરતંત્ર ના બનવું, લહી અવતાર માનવનો;
બુદ્ધ્યબ્ધિ ધર્મ સ્વાતંત્ર્યે, રહીને જીવવું જગમાં. ૧૨

## आत्मानी तृष्णा प्रति उक्ति.

રાગ—આશાવરી.

તૃષ્ણા ક્યાં તું બહુ ભટકાવે, આનન્દ લેશ ન થાવે.
કામ વિષય વિત્ત નામ રૂપના, નિમિત્તે ઝટ આવે;
કીર્ત્તિ પ્રતિષ્ઠાપદ ઇહાથી, છતી મનમાંહી થાવે. તૃષ્ણા. ૧
શાન્તિ મળે ના તવ સંગતથી, લાખ ચોરાશી ભમાવે;
અન્તરૂ ચેત્યો આત્મજ્ઞાનથી, રૂચિ તવ પર નાવે. તૃષ્ણા. ૨
દીધાં દુઃખ અનન્તા ભવમાં, જોર હવે ન સુહાવે;
આત્મજ્ઞાન વૈરાગ્ય વિનાતો, ઘટ ઘટ જોરે ફાવે. તૃષ્ણા. ૩
શાન્તિ મળે ના સ્વપ્ને સાચી, આઠે કર્મ ગ્રહાવે;
પ્રગટ થવા દઉં નહિ હવે ઘટમાં, યુક્તિ પ્રયુકિત દાવે. તૃષ્ણા. ૪
તૃષ્ણા વણ કર્તવ્યો કરવાં, એ છે નિશ્ચય ભાવે;
બુદ્ધિસાગર સ્થિરતાયોગે, આનન્દ અનુભવ આવે. તૃષ્ણા. ૫

ॐ शान्तिः ॥

## पधारो मेघ महाराजा.

જુવે છે રાહ જગ સઘળું, તમારી મહેરબાનીની;
કૃપા લાવી દયા સાગર, પધારો મેઘ મહારાજા. ૧
જગત્ જીવાડવા માટે, અદા નિજ ફર્જને કરવી;
ખરેખર ફર્જ દૃષ્ટિએ, પધારો મેઘ મહારાજા. ૨
જગતના શહેનશાહોને, જીવાડો છો કૃપા લાવી;
મહત્તાને અદા કરવી, પધારો મેઘ મહારાજા. ૩
દશા બૂરી પશુઓની, અને નિર્ધન મનુષ્યોની;

કરૂણા સર્વ પર લાવી, પધારો મેઘ મહારાજા ૪
સુધારા ને વધારા સહુ, તમારા વણ ટળી જાતા,
તમારી અસ્તિથી લીલુ, પધારો મેઘ મહારાજા ૫
તમોને રોકનારો કો, નથી ઉપકારીનો શત્રુ,
જગજીવન ખરા પ્રેમે, પધારો મેઘ મહારાજા ૬
તમારા વણ સુભક્તોને, મળે ના ભાખરી ખાવા,
કરીને વ્હાર, સન્તોની, પધારો મેઘ મહારાજા, ૭
તપાવે તાપ મન તનને, ઘણો ઉકળાટ જગ થાતો,
સ્મરે છે સેવકો તમને, પધારો મેઘ મહારાજા ૮
ખરો આધાર તુ જગને, તમારા વણ નથી શાન્તિ,
ઘણા પીડાય છે લોકો, પધારો મેઘ મહારાજા ૯
જગત્‌ને આશ છે ભારી, ભલા તવ ગાય છે ગાણા,
જગત્ આનન્દ દેવાને, પધારો મેઘ મહારાજા ૧૦
તમારા વણ ઘણી હિંસા, થશે આ વિશ્વ જીવોની,
જગદ્‌ઉદ્ધાર કરવાને, પધારો મેઘ મહારાજા ૧૧
ઘણા મોઘા થયા પશ્ચાત્, ઘણુ પસ્તાવવુ થાશે,
ઉરે એ વાત લાવીને, પધારો મેઘ મહારાજા ૧૨
અશાન્તિ વિશ્વમા વ્યાપી, નહીં જોવાય રે આંખે,
નિહાળી વિશ્વને વેગે, પધારો મેઘ મહારાજા ૧૩
ધરો ના સાંકડી દૃષ્ટિ, બનીને વિશ્વમા મોટા,
ભલો ઉપકાર કરવાને, પધારો મેઘ મહારાજા ૧૪
કર્યું શુ પાપ લોકોએ, અવજ્ઞાથી કરી મોહે,
કરીને માફ તેની ઝટ, પધારો મેઘ મહારાજા ૧૫
તમે ગભીર છો મોટા, મહો અપરાધ જીવોના,
ભલી પરમાર્થ વૃત્તિથી, પધારો મેઘ મહારાજા ૧૬
તમારી દાન વૃત્તિનુ, ખરૂ દ્રષ્ટાન્ત ઉપદેશે,
અપાતુ જાણીને પ્રેમે, પધારો મેઘ મહારાજા ૧૭

કરો અપકાર પર ઉપકાર, તમારી ખ્યાતિ છે એવી;
જણાવો રહેણીમાં રહીને, પધારો મેઘ મહારાજા. ૧૮
જગત્‌માં જાગતી જ્યોતિ, તમારાં નામ છે ઝાઝાં;
ખરી વખતે બની બેલી, પધારો મેઘ મહારાજા. ૧૯
નહીં કકળાવવું સારૂં, જગત્‌ના લોકને ક્યારે;
નિઃસાસા લોકના ના લ્યો, પધારો મેઘ મહારાજા. ૨૦
નથી સેવક વિના સ્વામી, રહસ્યજ એ વિચારી લ્યો;
મહત્તા રાખવા માટે, પધારો મેઘ મહારાજા. ૨૧
તમારી વર્ષવામાંહી, ખરી શોભા રહી જાણો;
ખરી શોભા પ્રરક્ષાર્થે, પધારો મેઘ મહારાજા. ૨૨
જગત્ પર ખૂબ રીસાતાં, કદી ના પરવડે તમને;
ત્યજીને રીસ આનન્દે, પધારો મેઘ મહારાજા. ૨૩
કરે છે પ્રાર્થના લોકો, જીગરથી જાણશો સાચી;
રહ્યું શું ? બાકી કરવાનું, પધારો મેઘ મહારાજા. ૨૪
મનાવાનું નથી બાકી, ચહે ન માન મોટાઓ;
જગત્‌ના પુણ્યના પ્રેર્યા, પધારો મેઘ મહારાજા. ૨૫
નહીં આવે જગત્ મરતું, પધારે વિશ્વ સહુ જીવે;
વિવેકે એ વિચારીને, પધારો મેઘ મહારાજા. ૨૬
તપી જાતું જગત્ સઘળું, નથી આધાર બીજો કો;
અરે શુભ સન્ત આમન્ત્ર્યા, પધારો મેઘ મહારાજા. ૨૭
વિપત્તિમાં કરી સ્વાર્પણ, ઉગારે પ્રાણ અન્યોના;
ખરી તે સન્તની કરણી, પધારો મેઘ મહારાજા. ૨૮
ગણાઓ સન્તમાં મોટા, તમારૂં નામ ના લજવો;
ધરીને લાજ મનમાંહી, પધારો મેઘ મહારાજા. ૨૯
અરે જે એકને કહેતાં, ખરેખર તેરને જાણે;
તમે તેવા ખરા જ્ઞાની, પધારો મેઘ મહારાજા. ૩૦
કર્યો ઉપકાર જગ જાણે, કદી ભૂલે નહીં તમને;
વધારે શું ? હવે કહેવું, પધારો મેઘ મહારાજા. ૩૧

કથ્યુ સહુ ધ્યાનમા લેઈ, જગદ્દરક્ષક હવે વ્હેલા,
બુદ્ધયબ્ધિ ભાવ લાવીને, પધારો *મેઘ મહારાજા ૩૨

ॐ शान्तिः ३

## चडती पडतीनो विवेक.

જે નર ચડતો તે નર પડતો, પડ્યા પછી જે ઉઠે નહીં,
તેથી વધીને શોચ્ય જગતમા, મળી શકે નહીં મનુજ કહીં. જે ૧
વૃત્ત કંદુકસમ પડીને સાધુ, વારવાર ઉચો આવે,
મૃત પિણ્ડસમ પડીને પાછો, ઉચો કાયર જન નાવે જે ૨
પડીને પાછો ઉઠે તે નર, સ્વાસ્તિત્વ માની જે થાવે,-
ઉઠાડે પણ તે ના ઉઠે, કાયર મૂઢત્વ જે ભાવે જે ૩
પડી પગોની ઠોકર ખાવી, પ્યારૂ ના કોને એવુ,
ઉઠાડવુ જગને ઝટ ઉઠી, કાર્ય ખરૂ એ કરી લેવુ જે. ૪
ચડ્યા પડ્યાનો અન્તર્ સમજી, યથાશક્તિ ચડતા રહેવુ,
બુદ્ધિસાગર પ્રગતિ પન્થમા, અન્ય શુ કરણી વિના કહેવુ જે ૫

## पत्रबोध

હવે તો તુ સ્મૃતિ પટમા, કદી આવે કદી નાવે,
જતા શ્રદ્ધા ગઇ પ્રીતિ, ગઇ ભક્તિ રહ્યુ જગ શુ ? ૧
અદા નિજ ફર્જને કરવી, ફરી ભાવી ફરીશુ એ,
સ્પૃહાના કઇ અરે મનમા, વિચારી જો કર્યું જે જે ૨
ત્હને ત્હારા અધિકારે, ઉપગ્રહ દાનને આપ્યુ,
ગયો ભૂલી તથાપિ શુ ? ત્હને હાનિ અરે તેમા ૩
ઉપગ્રહને અરે ભૂલે, થતો તે ધૂળથી હલકો,
સુરે તે કર ભલે આપુ, વિચારી જો પરિણામજ ૪
ખરૂ શુ સ્વાત્મહિત ત્હારૂ, અહંતાથી ગયો ભૂલી,

* પેથાપુરમા અષાડવદમા સ ૧૯૭૩ મા આ કાવ્ય રચ્યા બાદ વૃષ્ટિ થઇ હતી

યથા દૃષ્ટિ તથા સૃષ્ટિ, રચીને ભૂલ ખાશે તું. ૫
મનોવૃત્તિ કરી જેવી, જુવે છે તેહવું ભાસે;
કરી સ્વાનુભવે તે જો, થશે નિર્ણય ત્હને તેનો. ૬
ફરે મનડું સકળ ફરતું ? ઠરે મનડું સકળ ઠરતું;
રહીને વૃત્તિના તાળે, જુવે ત્યાં સત્ય શું ? ભાસે. ૭
શુભાશુભ વૃત્તિના ધર્મો, રચે વૃત્તિ મનઃ સૃષ્ટિ;
પછી તે સ્થૂલમાં પ્રગટે, શુભાશુભની પ્રવૃત્તિયો. ૮
પ્રિયત્વ વૃત્તિ જ્યાં થાતી, અરે ત્યાં તે સદા ન રહે;
નિમિત્તોથી થતા મનમાં, શુભાશુભ ખૂબ પર્યાયો. ૯
નિમિત્તોથી અરે માનવ, પરીક્ષામાં કરે ભૂલો;
વિચારી ચિત્ત જો ઉંડું, વિચારો જે થતા તેમાં. ૧૦
સ્વયં સાક્ષાત્ અનુભવ શ્યો ? મનોવૃત્તિ વિના તુજને;
મનોવૃત્યા અનુભવ જે, કર્યા તે સર્વ બદલાતા. ૧૧
મનોવૃત્યા અનુભવમાં, નિમિત્તોથી થતી ભૂલો;
જણાતી ભૂલ ના નિજની, થતી સર્વજ્ઞ વણ ભૂલો. ૧૨
ટળે શ્રદ્ધા ટળે ભક્તિ, અરે જો એકવાર જ તો;
પછીથી તે ટળ્યા કરતી, ગમે ત્યાં સ્થાપતાં નક્કી. ૧૩
મનોવૃત્તિતણા ધર્મો, સદા બદલાય છે જગમાં;
સદા બદલાય જગ સઘળું, સદા બદલાય તું પોતે. ૧૪
મનઃ બદલાય છે ત્હારૂં, વયઃ બદલાય છે ત્હારૂં;
તનુજ બદલાય છે ત્હારૂં, ફરે છે આત્મપર્યાયો. ૧૫
કર્યા જે નિશ્ચયો તેઓ, સદા બદલાય છે જ્ઞાને;
બને છે પૂર્વના જૂઠા, કર્યા સાંપ્રત થતા સાચા. ૧૬
કર્યું જે જ્ઞાન બદલાતું, અવસ્થા એક ના રહેતી;
રહે દ્રવ્યત્વથી સૌમાં, ખરે દ્રવ્યાર્થદૃષ્ટિએ. ૧૭
અનેક દૃષ્ટિઓાયે જે, નિહાળે એક વસ્તુને;
વિના સાપેક્ષ બુદ્ધિએ, વિરોધાભાસ દેખાતો. ૧૮
કથ્યું કોનું અરે સાચું, વિના સ્વાનુભવે માને;

ખરેખર અન્ધ દૃષ્ટિનુ, ખરૂ પ્રાબલ્ય ત્યા રહેતુ. ૧૯
દલીલો સ્વાત્મદૃષ્ટિથી, અરે જે સત્ય તવ ભાસે,
થતી તે જૂઠ અન્યોની, દલીલોના પ્રમાણોથી ૨૦
ગમે તેવી દલીલોનુ, થતુ ખડન પરસ્પરમા,
પરસ્પર દૃષ્ટિના ભેદે, પ્રમાણોમા વિવાદો છે ૨૧
દલીલો સત્યની આપી, ખરેખર આપ્ત જે કહીએ,
ખરે તુ અન્યવાદીની, દલીલોથી અનાપ્તજ છે. ૨૨
પરસ્પર દૃષ્ટિભેદોએ, ગ્રહાતુ અશથી સાચુ,
ગ્રહાતુ અશથી જૂઠુ, વિરૂદ્ધદૃષ્ટિએ જૂઠુ ૨૩
જગત્મા સર્વ ધર્મોમા, જગત્મા સર્વ વ્યવહારે,
થતુ એવુ સદા આવ્યુ, અને એ થાય છે એવુ ૨૪
વિચારાચારમા એવુ, પ્રિયાપ્રિય જ ખરૂ ખોટુ,
થતુ ને થાય છે એવુ, ભવિષ્યત્મા થશે એવુ ૨૫
અરે જો એહ દૃષ્ટિએ, બને ત્યા ચિત્ર ના કિચિત્,
થતુ સૌનુ થતુ ત્હારૂ, મનોવૃત્તિતણા ખેલે ૨૬
નિરીક્ષુ જેહ દૃષ્ટિએ, અરે તુ તેહવો ભાસે,
મનોવૃત્તિવિષે ધ્યેયજ, બને છે દેખ બહુ રૂપી ૨૭
મનોવૃત્તિથકી બાહિર, અરે તુ સત્ય શુ ? દેખે,
યથા સઘળા જનો દેખે, તથા તુ દેખતો મનથી ૨૮
કર્યું તેથી વિશેષજ શુ ? અરે આ દૃષ્ટિના ભેદે,
કર્યો નિર્ણય તે બીજી, દલીલોથી થતો જૂઠો ૨૯
અહો એવી દશા જ્યા છે, અરે ત્યા બાલદૃષ્ટિએ,
થતો નિર્ણય નહીં પૂરો, અવસ્થા એક ક્યા રહેવે ૩૦
મતોના બહુ પરિવર્તન, નિમિત્તોથી થતા મનમા,
નથી તેથી જતી પ્રીતિ, પરસ્પર આત્મદૃષ્ટિથી ૩૧
પરસ્પર ભિન્ન દૃષ્ટિએ, પરસ્પર ભિન્નતા ભાસે,
તથાપિ પ્રેમદૃષ્ટિએ, પરસ્પર ઐક્ય દેખાતુ ૩૨
અત યાવત્ નહીં નિર્ણય, થતો તાવત્ પરમપ્રેમે,

નિરીક્ષી સ્વાત્મવત્ જીવો, પ્રવૃત્તિ કર જીવન માર્ગે. ૩૩
ઉપગ્રહ જે કર્યો જેણે, જુવે ઉપકાર ના તેનો;
ચઢીને તે પડે પાછો, ખરો એ ન્યાયનો કાંટો. ૩૪

ઉપગ્રહદૃષ્ટિએ વર્તી, અદા ના જે કરે ફર્જે;
વધે ના આગળે કિંચિત્, ગુણોની સત્પ્રવૃત્તિમાં. ૩૫

સુધારી જો અતઃ ભૂલો, ભણ્યામાં ભૂલ તો થાતી;
થતું શું ? દેખ આત્મામાં, જણાવે સત્ય તવ આત્મા. ૩૬

તથાપિ તે દબાવીને, વિચારે છે અરે બીજું;
મળે સંગત તથા તેવો, થતું એવું વિચારી જો. ૩૭
નિરીક્ષે અન્યના દોષો, નિજાત્માના નથી જોતો;
ઘડી એકાન્તમાં બેસી, તપાસી જો જીવન ત્હારૂં. ૩૮
ઉપગ્રહદૃષ્ટિએ તેમજ, ગુણાનુરાગદૃષ્ટિએ;
પ્રતિજ્ઞાદૃષ્ટિએ તેમજ, વિચારી જો પ્રવૃત્તિને. ૩૯
ખરેખર આત્મદૃષ્ટિથી, પરાત્માઓ નિહાળી લે;
પછીથી પ્રેમદૃષ્ટિએ, કર્યા કર સ્વોન્નતિ ત્હારી. ૪૦
અનેકદૃષ્ટિઓને જે, વિચારે સત્ય ભાવોથી;
થતો તે સુજ્ઞ વ્યવહારે, કરે આલોચના નિજની. ૪૧
થતાં આલોચના નિજની, પ્રતિક્રમણે પ્રવૃત્તિથી;
હૃદયશુદ્ધિ થતી સાચી, થતી પ્રગતિ તતઃ પશ્ચાત્. ૪૨
છુપાવીને હૃદય ત્હારૂં, પ્રવર્તે મૂર્ખની સંગે;
નિજાત્માની થતી પ્રગતિ, નથી વ્યવહારમાં ક્યારે. ૪૩
ખરેખર ઉન્નતિ ક્રમમાં, થતું સહુ શ્રેયને માટે;
બને છે જેહ બનવાનું, વિચારી શાન્ત થાવાનું. ૪૪
ગમે તેવી અવસ્થામાં, કરે છે જ્ઞાની જે પ્રગતિ;
કરે તેવી નહીં ક્યારે, અરે મૂઢો જ અજ્ઞાને. ૪૫
ગણે છે સર્વ પોતાને, ખરેખર ડાહ્યલા જગમાં;
ભલે હો મૂર્ખ વા જ્ઞાની, થતું એવું વિચારોમાં. ૪૬

ગણી દોષી નિજાત્માને, રહે જે સુસ્ત તે મરતો,
ગણે નીચો નિજાત્માને, થતા નીચા જગજ્જીવો ૪૭
ખરેખર ભાવના દૃષ્ટિ, જણાવે તે વિચારીને,
વિચારો કર !!! અરે ઉચા, નિજાત્મા ઝટ થશે ઉચો ૪૮
વિચારી યોગ્ય શાસ્ત્રોને, હૃદયમા મર્મ ધર સાચો,
પડી ના જા જરા પાછો, થતી ઉત્સાહથી પ્રગતિ ૪૯
પડે ઉત્સાહ વણુ પશ્ચાત્, અરે જીવો ઘણા પાછા,
નિજાત્માને જ ઉત્સાહે, કરી લે ઉચ્ચકરણીથી ૫૦
પ્રવૃત્તિયો મરી જાતી, ખરે ઉત્સાહ વણુ સઘળી,
નિજાત્મા ઉન્નતિ દ્વારો, થતા ખૂલ્લા જ ઉત્સાહે. ૫૧
દબાઇ જો રહીશ બાપુ, રહીને આકડા મનમા,
તદા તુ પાણીયાગનો થઇશ સુનમી પ્રવૃત્તિમા ૫૨
અત વિસ્તીર્ણતા કરવા, નિજાત્માના વિચારોથી,
હૃદયના દ્વાર ખોલીને, વિચારો ઉન્નતિના ભર ૫૩
મરેલા ના વિચારો લે, મરેલા અન્યને મારે,
જીવતા સદ્વિચારોએ, પ્રવૃત્તિ કર પ્રગત થાવા ૫૩
સુધારો કર જીવનક્રમમા, ત્યજી દોષો પ્રવૃત્તિથી,
કર્યા કર, કાર્ય પ્રગતિનુ, ગુણોના પન્થમા વર્તી ૫૫
નથી નિશ્ચય વિના સિદ્ધિ, પ્રવૃત્તિ પન્થમા વ્હેતા,
જગત્ રજાય ના કયારે, સદા તુ રજ સ્વાત્માને ૫૬
સલાહો જ્ઞાનીઓની લેઇ, પ્રવૃત્તિ યોગ્ય કરવાથી,
નિજાત્માની થતી પ્રગતિ, સ્વભાવે ધર્મ જાણ્યાથી ૫૭
ગણી પાછુ ભૂલ્યો ત્યાથી, પ્રવૃત્તિ કર સકળ વાચી,
રૂચે તે કર વિચારીને, ત્યજી સ્વચ્છ હતા સઘળી ૫૮
અદા નિજ ફર્જને કીધી, પ્રતિજ્ઞાની પ્રવૃત્તિથી,
સમજતો માનમા શાણો, ભલુ થાઓ સદા સૌનુ ૫૯
લખેલા આશયો સર્વે, અપેક્ષાઓ વિચારીને,

કરી નિશ્ચય ધરી સમતા, પ્રવૃત્તિ કર રૂચે તેવી. ૬૦
સદા નિજ ફર્જને કરવી, ગમે તેવા પ્રસંગોમાં;
બુદ્ધ્યબ્ધિધર્મદૃષ્ટિએ, સદા હો શ્રેય જીવોનું. ૬૧

ॐ शान्तिः ३

---

##  पत्र बोध. 

તમારો પત્ર વાંચીને, હકીકત ચિત્તમાં ધારી;
વિવેકે સત્પ્રવૃત્તિને, કર્યા કર પ્રેમ ઉત્સાહે. ૧
પ્રમાણિકતા ખરૂં જીવન, કદી ના ત્યાગવું તેને;
યથા કહેણી તથા રહેણી, ધરીને સ્વોન્નતિ કરવી. ૨
અનીતિમાર્ગથી દૂરે, રહીને સ્વોન્નતિ પન્થે;
સદા વહેવું વિવેકે એ, તમારે કાર્ય કરવાનું. ૩
સદા મર્યાદમાં રહેવું, ત્યજી સ્વાછન્દ્યવૃત્તિને;
જગત્‌ના અશ્રુ લ્હુવાની, પ્રવૃત્તિને સદા ભજવી. ૪
જુવાની તો દિવાની છે, મદિરા સમ અહો સત્તા;
વિવેકે એ વિચારીને, સદા શુભ કર્મયોગી થા. ૫
કરીને કાર્ય દેખાડ્યા,-પછી કહેણી બને સાચી;
સદા એ લક્ષ્યમાં રાખી, ધરી લો વાક્‌ની સમિતિ. ૬
સદા નિજ ફર્જને કરવી, કદી ના મુંઝવું તેમાં;
અહંતાને ત્યજી દેવી, સદા પરમાર્થકરણીમાં. ૭
વિચારી શાસ્ત્ર મર્મોને, વિવેકે જ્ઞાન કરવાથી;
થતી ના ભૂલ કાર્યોમાં, થતી નિજ લેખ્યની પ્રગતિ. ૮
સદા સ્વાયત્ત મન કરવું, ખરો એ યોગ છે જગમાં;
રહી એ યોગના તાબે, સુધારી લે પ્રવૃત્તિને. ૯
પગથીયાં ઉન્નતિક્રમનાં, ઘણાં છે એમ ધારીને;
ચઢ્યા કરવું ગુણો પામી, ગુણોવણ શું ? ઘટાટોપે. ૧૦
સદા પ્રામાણ્ય વૃત્તિથી, પ્રવર્તી સર્વ કાર્યોમાં;

બની આદર્શવત્ જીવી, જીવાડો વિશ્વને પ્રેમે
કથ્યા કરતા કરીને જે, બતાવે તે સદા મોટો, ૧૧
વિચારી સર્વમા એવુ, ખરી આલોચના કરવી
મહત્તા આત્મની સાચી, ખરેખર રહેણીથી શોભે, ૧૨
નિજાત્મા એ ગણે સાચુ, પછીથી પુચ્છવુ કોને ?
નિજાત્મા વચવાથી તો, મહત્તા ના કદી થાતી, ૧૩
સમાલોચી જીવન સઘળુ, પ્રતિક્રમણે કરો શુદ્ધિ
પ્રથમ માર્ગાનુસારી જે, થતો તે ધર્મને પામે, ૧૪
કરો ઓછુ વદો થોડુ, જગત્ સહુ જાણશે સાચુ.
સુધારે ભૂલ પોતાની, નિહાળે ભૂલ પોતાની, ૧૫
ખરી તેની થતી પ્રગતિ, થતો તે સર્વનો સ્વામી
ગુણો સામા ધરે દૃષ્ટિ, જગત્ તવ પાછળે વ્હેશે, ૧૬
બુદ્ધ્યબ્ધિ સ્વોન્નતિમાર્ગે, વદ્યાકર સત્ય ઉપયોગે
૧૭

ॐ शान्तिः ३

---



## पत्रवोध.



તમારો પત્ર આવ્યો તે, વિચારી સાર જાણ્યો છે,
થતી આત્મોન્નતિ જેથી, કમાવાનુ કમાઇ લ્યો.
થશે જો ત્યાગની ભક્તિ, તદા વૈરાગ્યની સ્થિરતા, ૧
થશે અધ્યાત્મની સ્થિરતા, કમાવાનુ કમાઇ લ્યો
ટળે અધ્યાસ જો પરથી, થએલો નામરૂપોનો, ૨
તદા આનન્દની પ્રાપ્તિ, થતો સતોષ આત્મામા
અરે જે ચૂંથણા ચૂંથે, સદા પુદ્ગલતણા મોહે, ૩
વિપાકોના પ્રવાહોમા, તણાતા તે નથી ભકતો
વિપાકો ભોગવે કર્મે, હૃદયમા સાક્ષીધર થઇને, ૪
રૂચે રાચે નહીં તેમા, રહી અન્તરથકી ન્યારા
તજે યાચકતણી વૃત્તિ, પ્રવૃત્તિમા પડે ત્હોયે, ૫

કદાપિ લક્ષ્ય ના ચૂકે, ખરે તે ભક્ત ગણવાના. ૬
પડીને પાંજરામધ્યે, ધરે આનન્દ કો માનવ;
બજાવે દૈવની આજ્ઞા, રહી નિર્લેપ અન્તરથી. ૭
અરે એવી દશા માટે, નથી અભ્યાસ જો થાતો;
નથી જો કાળજી મનમાં, કમાવાનું પછે શું છે ? ૮
જગત્‌ને ખૂબ રીઝવવા, પ્રવર્ત્તે પાર ના આવે;
પલકનાં આંસુડાં પાડે, પછીથી તો હતા તેવા. ૯
અતઃ મનમાં ખરા ભાવે, ખરૂં તે સત્ય ધારીને;
ત્યજી શેતાનની સંગત, કમાવાનું કમાઇ લ્યો. ૧૦
નિજાત્મોત્ક્રાન્તિ કરવાને, બની પરમાર્થના યોગી;
મળી વેળા ગુમાવો ના, કમાવાનું કમાઇ લ્યો. ૧૧
પછીથી ખૂબ પસ્તાશો, નહીં ચેતો યદિ મનમાં;
વિચારો ખૂબ એકાન્તે, નિજાત્માનું કર્યું શું ? ત્હેં. ૧૨
નથી આડંબરે મુક્તિ, નથી કંઇ લોક રંજનમાં,
ખરી પરમાર્થની કરણી, કર્યાથી મુક્તિ થાવાની. ૧૩
ધરો અધ્યાત્મની રહેણી, વિવેકે ટેક નેકીથી;
પ્રમાણિકતા ધરી અંગે, કમાવાનું કમાઇ લ્યો. ૧૪
કદી કર્તવ્યથી પાછા, હઠી ના ધૈર્યને ધારો;
બુદ્ધ્યબ્ધિધર્મકર્તવ્યે, પ્રવર્તો કર્મયોગી થૈ. ૧૫

ૐ शान्तिः ३

---

## क्षमाथी स्वोन्नति करशो.

લખેલો પત્ર પહોંચ્યો છે, વિચારી સાર જાણ્યો છે;
લખું શું ? ઉત્તરે ઝાઝું, ક્ષમાથી સ્વોન્નતિ કરવી. ૧
કથે સૌ સ્વાત્મદષ્ટિએ, રૂચે વા ના રૂચે તે તે;
રૂચે તે લઇ ત્યજી બીજું, ક્ષમાથી સ્વોન્નતિ કરશો. ૨
મહાવીરે પ્રરૂપ્યો જે, ખરો તે ધર્મ માનીને;

વિપાકો કર્મના બોધી, ક્ષમાથી સ્વોન્નતિ કરશો ૩
જગત્ સહુ કર્મના તાબે, નચાવે કર્મ જીવોને,
વિચારી કર્મની શક્તિ, ક્ષમાથી સ્વોન્નતિ કરશો ૪
મહાવીરે મહ્યા દુ ખો, બચે ના કર્મથી કોઇ,
સહીને કર્મનુ દેવુ, ક્ષમાથી સ્વોન્નતિ કરશો ૫
જગતમા કર્મ છે વૈરી, નિમિત્ત જ જીવ છે તેમા,
શુભાશુભ કર્મફલ જાણી, ક્ષમાથી સ્વોન્નતિ કરશો ૬
કર્યા કર્મો જ ભોગવવા, શુભાશુભ જે ઉદય આવ્યા,
કથાકારક બની તેવા, ક્ષમાથી સ્વોન્નતિ કરશો ૭
વડાના સત્ય દષ્ટાતે, વડા બનવા સહો દુ ખો,
કથી ઉપદેશ જગને એ, ક્ષમાથી સ્વોન્નતિ કરશો. ૮
વડા થાતા વડા દુ ખો, સહન કરવાં પડે સૌને,
વિચારી ચિત્તમા એવુ, ક્ષમાથી સ્વોન્નતિ કરશો. ૯
થશે સ્વાનુભવો એના, થશે પ્રગતિ થતી એથી,
બુદ્ધયબ્ધિસાધુના પન્થે, ક્ષમાથી સ્વોન્નતિ કરશો ૧૦

---

## " पत्रबोध "

લખેલો પત્ર તવ આવ્યો, વિલોકી ભાવને જાણ્યો,
કરી સ્વાત્મોન્નતિ સાચી, ધરી સમતા સહી દુ ખો ૧
શુભાશુભ કર્મના યોગે, શુભાશુભભાવ જે પ્રગટે,
બની તે બે વિષે સાક્ષી, કરો સ્વાત્મોન્નતિ સાચી ૨
મન ચાચલ્ય વારીને, બની નિશ્ચલ ભણ્યા કરવુ;
ત્યજી પરભાવની વૃત્તિ, કરો આત્મોન્નતિ સાચી ૩
બનીને દક્ષ વ્યવહારે, વિચારી બોલવુ સૌથી,
ધરી ઉપયોગ ચારિત્રે, કરો આત્મોન્નતિ સાચી ૪
ધરી યતના ક્રિયા કરવી, ધરી ઉપયોગ આચારે,
નિમિત્તો પુષ્ટ અવલબી, કરો આત્મોન્નતિ સાચી ૫

કદી ભળભળ નહીં કરવી, પ્રયોજન જેટલું બોલી;
પ્રમાણિકતા ધરી પૂરી, કરો આત્મોન્નતિ સાચી. ૬
વિરૂદ્ધ જ જેહ વ્યવહારે, કદી કરવું નહીં તેને;
લડીને મોહની સ્હામા, કરો આત્મોન્નતિ સાચી. ૭
નિમિત્તો મોહનાં જે જે, રહો ઝટ દૂર તેનાથી;
પ્રમાદોને કરી દૂરે, કરો આત્મોન્નતિ સાચી. ૮
શુભાશુભ વૃત્તિથી ન્યારા, રહીને આત્મમાં રમવું;
ધરી શિક્ષા હૃદયમાં એ, કરો આત્મોન્નતિ સાચી. ૯
બનીને શુદ્ધ ઉપયોગી, શુભાશુભ કર્મ ના ગ્રહવું;
ધરી એ મુક્તિની કુંચી, કરો આત્મોન્નતિ સાચી. ૧૦
નિરંજન શુદ્ધ ઉપયોગે, રહી નિજ શુદ્ધતા માટે;
ઉપાયો યોગ્ય અવલંબી, કરો આત્મોન્નતિ સાચી. ૧૧
ખરી સમતા સમાધિ છે, વિકલ્પાતીત મન કરવું;
ખરી એ સન્ત રહેણી એ, કરો આત્મોન્નતિ સાચી. ૧૨
નિજાત્મામાં રમણુ કરવું, નિજાત્મામાં રહી મુક્તિ;
બુદ્ધયબ્ધિ ધર્મ શિક્ષાથી, કરો આત્મોન્નતિ સાચી. ૧૩

ૐ शान्तिः ३

---

## पत्र बोध.

સમાચારો મળ્યા સર્વે, સહાતો રોગ જે પ્રગટયો;
કરો ચિન્તા નહીં તેની, બચે ના કર્મથી કોઇ. ૧
રહી આત્મોપયોગે જે, સહાતો રોગ ત્યાં પ્રગતિ;
બનીને સાક્ષી વેદે જે, અહો તે જાગતા જ્ઞાની. ૨
જગત્‌ની નાટ્યશાળામાં, બનીને પાત્ર સહુ જીવો;
વિપાકો ભોગવે છે હો, કર્યાં કર્મો નહીં છૂટે. ૩
વિચારી કર્મના ખેલો, રહો સાક્ષી પ્રવૃત્તિમાં;
શુભાશુભભાવને ત્યાગી, કરો જે શીર્ષપર આવ્યું. ૪

કરી લો ધર્મના કાર્યો, બની પરમાર્થના યોગી,
થયા કરતુ થવાનુ તે, ત્યજી દો શોકની વૃત્તિ ૫
મુસાફરને અહ તા શી ? જડોપર ચિત્ત મમતા શી ?
થયુ બહુ દૃશ્યને જોતા, ટળે તૃષ્ણા મળે શાન્તિ. ૬
કરી ના સ્વોન્નતિ તો શુ ? થયુ આ વિશ્વમા જાણો,
મહાવીરે કથ્યુ સાચુ, ધરો સમતા ત્યજો મમતા ૭
ચિદાનન્દ જ સ્વરૂપી છો. નિહાળો જો નિજાત્માને,
થશે બ્રહ્માડની સાથે, નિજાત્માની હૃદય રહેણી ૮
નિજાત્મામા રહ્યુ સર્વે, રહો કયા ? અન્ય આશાએ,
નિજાત્મામા ધરી સ્થિરતા, લહો આનન્દની ઘેનો ૯
કદાપિ એકવાર જ જો, નિજાત્માનન્દની ઘેને.
નિજાત્મા સ્થૈર્યને પામે, પછીથી ઇચ્છવાનુ શુ ? ૧૦
દશા એવી લહ્યા વણ તો, કથ્યુ સ્વાનુભવે નાવે,
અત એવી પ્રવૃત્તિથી, રહો સ્વાનુભવે ધ્યાને ૧૧
ખરેખર લક્ષ્ય એ સાચુ, સદાનન્દીથવા માટે,
હૃદયમા યોગ્ય લાગે તો, નિજાત્માયોગને સાધો. ૧૨
ધરો પરમાર્થની રહેણી, મુસાફર કર્મયોગી થૈ,
બુદ્ધયબ્ધિધર્મ ધાર્યાથી, મળે શાન્તિ સદા સાચી ૧૩

ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

૧૯૭૧ અશાડ શુદિ ૧૫

---

## अरे तुं पेट क्यां वळग्युं.

ભભૂકે પેટમા અગ્નિ, તદા સૂઝે નહીં બીજુ,
ખરૂ સ્વાતન્ત્ર્ય હરવાને, અરે તુ પેટ કયા વળગ્યુ. ૧
કરાવે યાચના જ્યા ત્યા, મગાવે ભીખ નીચ ઘેરે,
પડાવે ભક્તિમા વિઘ્નો, અરે તુ પેટ કયા વળગ્યુ ૨
ક્ષુધા સમ વેદના કોઇ, નથી આ વિશ્વમા ભાળુ,

કરાવે કૃત્ય ના કરવું, અરે તું પેટ ક્યાં વળગ્યું. ૩

સ્પૃહા ના વિશ્વમાં કોની, અરે રાખત નહીં કોઇ;
ગુફામાં જંપવા ના દે, અરે તું પેટ ક્યાં વળગ્યું. ૪

વિચારો ફેરવી નાખે, દબાવે પૂર્ણ સત્તાથી;
કરાવે વેઠ અન્યોની, અરે તું પેટ ક્યાં વળગ્યું. ૫

ત્યજાવે ટેક નેકીને, ત્યજાવે હોંશિયારીને;
નમાવે નીચની પેઠે, અરે તું પેટ ક્યાં વળગ્યું. ૬

કરાવે કીર્તિમાં કાળું, કરાવે હાજી હા જ્યાં ત્યાં;
વદાવે બોલવું ના તે, અરે તું પેટ ક્યાં વળગ્યું. ૭

કરાવે નોકરી નીચી, ભરાવે પાપનાં ભાતાં;
સુજાડે પાપની બુદ્ધિ, અરે તું પેટ ક્યાં વળગ્યું. ૮

સમાધીમન્ત સન્તોને, ગ્રહાવે હાથમાં ઝોળી;
કરાવે હાથ નીચો ઝટ, અરે તું પેટ ક્યાં વળગ્યું. ૯

કરાવે ચોરીનાં કર્મો, પ્રમાણિકતા ત્યજાવે છે;
મહા પાખણ્ડ ધરનારૂં, અરે તું પેટ ક્યાં વળગ્યું. ૧૦

થતું જીવના જીવોનું તો, ખરેખર પ્રાણીઓ બીજા;
ક્ષુધા ત્યાં હેતુ છે નક્કી, અરે તું પેટ ક્યાં વળગ્યું. ૧૧

થયાં ને થાય છે પાપો, ખરેખર પેટ ભરવાને;
નથી તું ચાલતું કોનું, અરે તું પેટ ક્યાં વળગ્યું. ૧૨

ધરી પ્રારબ્ધકપર શ્રદ્ધા, ત્યજી દઇ પેટની ચિન્તા;
બુદ્ધચબ્ધિ ધર્મની કરણી, કરે તે પેટને જીતે. ૧૩

સંવત ૧૯૭૧ ના અસાડ વદી ૧ મંગળવાર.

---

# सन्तो सत् वतलावुं.
## आस्तिनास्ति सर्वाद्वैतदृष्टि ब्रह्मज्ञान.

સન્તો સત્ બતલાના રે કે મેને મુજેન પાયાજી—એ રાગ.

સન્તો સત્ બતલાવુ રે કે જેવુ સમજુ તેવુ ગાવુ,
આપહિ કર્તા આપ અકર્તા, બ્રહ્મા વિષ્ણુ પોતે,
પરમ પ્રભુ શિવશકર જ્યોતે, સ્વય સ્વયને ગોતે સન્તો. ૧
અનન્ત બ્રહ્માણ્ડો પણુ પોતે, શોધે આપોઆપે,
ઇશ્વર સેવક હુ છુ પોતે, ધ્યાવુ જપા જાપે સન્તો ૨
મોટા મોટા દરિયા તે તો, હુ છુ ચિત્સત્તાએ,
પાહાડો વાયુ જલ પણુ હુ છુ, અનન્તરૂપ પર્યાયે સન્તો ૩
નદીઓ હુ છુ તળાવ હુ છુ, હુ છુ સરવર પાણી,
સર્વ ભક્ષી દાવાનલ હુ છુ, સદસત્ વાત પ્રમાણી. સન્તો ૪
જડ સ્થાવર જગમ પણુ હુ છુ, પશુ પક્ષી સહુ રૂપે,
તેમાં હુને તુમા હુ, છુ, છૂપાવ્યુ ના છૂપે સન્તો ૫
જન્મ જરા ને મૃત્યુ હુ છુ, મહાકાલ હુ જાતે,
તે તે તુ તુ સર્વે હુ છુ, હુ છુ નવરમવાતે સન્તો ૬
વ્યાપક હુ છુ વ્યાપ્ય જ હુ છુ, નર નપુસક નારી,
નામી અનામી રૂપી અરૂપી, હુ છુ સહુ અવતારી સન્તો ૭
નારક દેવો તિર્યંચ હુ છુ, માનવ સર્વ પ્રકારી,
લોકાલોક જ સ્વય હુ છુ, અસ્તિનાસ્તિતા ધારી સન્તો ૮
જે જે કહુ તે પણુ હુ છુ ને, ના કહુ હુ જાણો,
કીડી કુજર હુ છુ સમજો, ચૌદ ભુવનનો રાણો સન્તો ૯
દૃશ્યાદૃશ્ય સ્વરૂપી હુ છુ, હુ છુ સર્વ વિચારો,
ખડન મડન રૂપી હુ છુ, તરનારો હુ તારો સન્તો ૧૦
પૂજકને હુ પોતે પૂજ્ય જ, કર્મ ક્રિયા હુ જાણુ,

નવ નવજ્ઞેયો પોતે હું છું, પ્રેમી હું પિછાણું. સન્તો. ૧૧

જગત્ પ્રભુ હું પોતે છુંને, સર્વે હુંમાં સમાયું;
અસ્તિ નાસ્તિતા નયદૃષ્ટિએ; સૌમાંહી હું ધ્યાયું. સન્તો. ૧૨

અલ્લા મહુમદ ઈસા મુસા હું, બુદ્ધ વ્યાસ અવતારી;
શંકર રામાનુજ વલ્લભ હું, હું પ્યારો ને પ્યારી. સન્તો. ૧૩

સાકાર અને હું નિરાકાર છું, ધર્માધર્મ સ્વરૂપી;
ગંગા કાશી સર્વ તીર્થ હું, મુજથી વાત ન છુપી. સન્તો. ૧૪

બાઈબલ વેદ કુરાન જ હું છું, સર્વ ધર્મના ગ્રન્થો;
સર્વ વિચારો સર્વાચારો, અનેકનયમતપન્થો. સન્તો. ૧૫

સાપેક્ષાએ હું હું કરતો, થયો જ હુંથી ન્યારો;
હું હું ભૂલતાં થઈ સમાધિ, આનન્દ ઉલસ્યો અપારો. સન્તો. ૧૬

ગંભીર વાતો ગુરૂગમ લેઈ, સહુ હુંમાંહી સમાવે;
સર્વનયોએ અનેકાન્તથી, હુંમાં સર્વ સુહાવે. સન્તો. ૧૭

---

## ગુરુમહારાજશ્રી સુખસાગરજી મહારાજની જયંતી ઉજવવામાં આવી તે પ્રસંગે પ્રગટેલા ઉદ્ગારો.

તમારા સર્વ ઉપદેશો, સ્મૃતિ પામી થતા તાજા;
અમારા પ્રાણના પ્યારા, કૃપાથી તવ સદા સાજા. ૧

તમારા નામના મન્ત્રે, અમારી ઉન્નતિ થાતી;
ગુરૂના નામના મન્ત્રે, ગુણોની થાય છે વૃદ્ધિ. ૨

કૃપા ત્હારી સદા ઇચ્છું, કશું ના અન્ય હું ઈચ્છું;
બનીને ધ્યેય મમધ્યાને, રહો એવું સદા ચાહું. ૩

સદા તવ શિષ્યનું શ્રેયઃ, ચહ્યું ત્હેં ચિત્ત મમજાણે;
સદા ઉત્ક્રાન્તિમાં સાથી, બન્યા તેવા બન્યા રહેશો. ૪

સદાશ્રી સદ્ગુરૂ મ્હારા, હૃદયથી ના રહો ન્યારા,
બુદ્ધચબ્ધિ ધર્મસાધનમાં, સદા સાહાય્યી રહો પ્યારા ૫

સ ૧૯૭૧ ના અશાડ વદ ૩ ગુરૂવાર.

ॐ शान्तिः ३

પેથાપુર ગુરૂમહારાજે સ ૧૯૬૨ ની સાલમા માસકલ્પ કર્યો હતો તે સમયે હુ સાથે હતો પેથાપુરમા અર્ધોંએ લગભગ શ્રાવકોના ઘર ગુરૂમહારાજના ભકતોના છે પૂજા આગી વગેરે ઠાઠમાઠથી જયતી ઉજવવામા આવી હતી.

---

## कन्याविक्रय

કન્યા વિક્રય મહા પાપ, વધે છે તેથી ઘણા સન્તાપ,
લક્ષ્મી સત્તા ઝટ ટળે રે, વધે કુબુદ્ધિ અમાપ,
કન્યાવિક્રય કરનારના રે, જૂઠા પ્રભુના જાપ
ખરેખર કન્યા વિક્રય મહા પાપ ૧
કન્યા વિક્રયે દેશનીરે, થાવે ખરાબી ખૂબ,
કન્યા વિક્રય કરી કોઈએ રે પામી ન આબા હુબ ખરેખર ૨
હોય ખરાબી નાતની રે, સુજે ન ધધો શ્રેષ્ઠ,
હોય હરામી હાડકા રે, પડે ઉચેથી હેઠ ખરેખર ૩
કન્યાવિક્રય કરનારનુ રે, ચિત્ત રહે નહિ ઠામ,
યશ પ્રતિષ્ઠા બહુ ઘટે રે, કરે ન સારૂ કામ. ખરેખર, ૪
ભીખનું હાલ્લુ ના ચઢે રે, કદી સીકાએ જાણુ,
પાપની પોઠી પરભવે રે, લેઇ જાવે અજાણુ ખરેખર ૫
નીચ ઘણો ચણ્ડાલથી રે, કન્યાવિક્રય કરનાર,
ગોમાસ ભોજીથી બૂરો રે, દુર્ગતિ લે અવતાર, ખરેખર ૬
કન્યાવિક્રયના પાપમા રે, જે જન સાહાય્યી થાય,
તે પણ તેવો પાપીઓ રે, દુર્ગતિમા ભટકાય ખરેખર ૭

નાતજાતને દેશની રે, હાનિ ઘણી કરનાર;
કન્યાવિક્રય મહા દોષછે રે, દૂર કરો નરનાર. ખરેખર. ૮
ગમે તેવો ધંધો કરી રે, જીવવું શ્રેષ્ઠ ગણાય;
કન્યાવિક્રય કરી જીવવું રે, જીવતાં મૃત્યુ સદાય. ખરેખર. ૯
કન્યાવિક્રયના પાપને રે, કાઢો દેશથી દૂર;
દેશોન્નતિ ત્યારે થશે રે, સંઘોન્નતિ ભરપૂર. ખરેખર. ૧૦
કન્યાવિક્રય પાતકે રે, નાત ન ઉચ્ચ થનાર;
બુદ્ધિસાગર બોધથી, ચેતો નર ને નાર. ખરેખર. ૧૧

સંવત્ ૧૯૭૧ ના અસાડ વદિ ૯ શુક્રવાર.

---

## आकाशमां चढेला कृष्णावर्णी मेघदर्शनद्वारा ग्रहातुं शिक्षण.

કવ્વાલિ.

છવાઈ વાદળાંથી બહુ, બની ઘમઘોર આકાશે;
જગત્ ઉપકાર કરવાને, પ્રવર્ષે પૃથ્વીપર ગાજી.
મનુષ્યોએ તથા ભાવે, જગત્ ઉપકાર કરવાને;
ખરી ઔદાર્યદૃષ્ટિથી, વરસવું દાનધારાએ.
કરે છે પૂર્ણ શીતલતા, મહી પર તાપ સંહારી;
વિદારી તાપ જગજનના, મનુષ્યોએ તથા કરવું.
ઠરે ના એક ઠેકાણે, પ્રવર્ષે સર્વ દેશોમાં;
તથ સર્વત્ર દેશોમાં, ફરી ઉપકાર કરવાનો.
ચઢી ઉંચો પછી નીચો, બનીને મેઘ વર્ષે છે;
બની ઉંચા મનુષ્યોએ, બનીને નમ્ર દેવાનું.
ગણે ના રાત વા દહાડો, બજાવે ફર્જ વર્षીને;
મનુષ્યોએ તથા ફર્જે, સકલ સ્વાર્પણ કર્યા કરવું.

અરે આ વિશ્વમા રાજા, ગણાતા સર્વનો રાજા,
બનીને મેઘ વર્ષે છે, ગણે ના ભેદ કોનો તે ૭
તથા જ્ઞાનિમનુષ્યોએ, બનીને સન્ત પરમાર્થી,
જગદુદ્ધાર કરવામા, જરા ના ભેદને ધરવો. ૮
નદીઓને ભરી દેતો, ભરી દેતો તળાવોને,
કરે દુષ્કાલને દૂરે, કરે છે હર્ષ જીવોને ૯
તથા સજ્જનમનુષ્યોએ, કરી સ્વાર્પણ ભલા ભાવે,
ચલાવી દાનશાલાઓ, ગરીબોને સુખી કરવા ૧૦
ચલાવી જ્ઞાનશાલાઓ, મનુષ્યોને સુખી કરવા,
સજાવી સાધનો સર્વે, ખરાં આજીવિકાવાળા ૧૧
જગતને શર્મ દેવાને, પ્રબોધાલય ભલા કરવા,
ખુશી કરવા સકલ જીવો, દયાને દાન સદ્બોધે. ૧૨
ખરી પરમાર્થ કરણીથી, જીવોના ચિત્ત સરવરને,
ભલા ભાવે ભરી દેવા, ખરા સદ્બોધવારિથી ૧૩
પ્રવર્ષે સર્વ ક્ષેત્રોમા, કરે છે અન્ન નિષ્પત્તિ,
પ્રવર્ષી જીવ ક્ષેત્રોમા, પ્રવૃદ્ધિ ધર્મની કરવી ૧૪
વહે છે વાયુની સાથે, કરીને લાઇટ વિદ્યુત્‌ની,
પડે વૃક્ષો ઉપર ઝાઝો, ખરા આકર્ષણી વેગે ૧૫
સદા શુભભાવ વાયુની, કરીને સદ્ગતિ વહેવુ,
કરે આકર્ષણો જે જે, પ્રથમ ત્યા દાન બહુ દેવુ ૧૬
મળી જે સર્વ સમ્પત્તિ, મનુષ્યોને સદા દેવી,
ધરીને જ્ઞાનની લાઇટ, બનીને મેઘ પરમાર્થી. ૧૭
દયાનુ વારિ વર્ષાવી, જીવોને રક્ષવા ભાવે,
ખરૂ કર્તવ્ય સન્તોનુ, ખરેખર મેઘની પેઠે ૧૮
જગત પુણ્યાનુસારે તે, પ્રવર્ષે સર્વદેશોમા,
તથા પ્રારબ્ધ અનુસારે, જીવોને દાન દેવાનુ ૧૯
સ્તવે જીવો ઘણા ભાવે, તથા નિન્દે દઈ ગાળો,

ધરી સમભાવ તે વર્તે, બજાવે ફર્જ પોતાની.
તથા ઉત્તમ મનુષ્યોએ, સ્તુતિ નિન્દા ત્યજી દઇને; ૨૧
સદા ઉપકાર કરવાની, પ્રવૃત્તિને અદા કરવી.
કદિ પરવા નહીં કરવી, સ્તુતિ નિન્દા કરે તેની; ૨૨
અદાનિજ ફર્જ કરવાને, સદા સ્વાર્પણ કર્યા કરવું.
જગત્જીવન યથા તું છે, મનુષ્યોએ તથા બનવું; ૨૩
ધરીને સન્તની દૃષ્ટિ, સદા પરમાર્થ કાર્યોથી.
સહીને તાપ ભાનુનો, ધરીને ગર્ભ પાકો થઈ; ૨૪
પ્રવર્ષે કાલ પામીને, હરે સંતાપ જીવોના.
સહીને કર્મના તાપો, ધરીને ગર્ભ પ્રગતિનો; ૨૫
મનુષ્યોએ પ્રગત્યર્થે, સદા દાનો કર્યા કરવાં.
ખરો અવસર લહી પુણ્યે, ભલું કરવું દયા દાને; ૨૬
હરી સંતાપ જીવોના, રહો શુભ મેઘની પેઠે.
કરે ક્ષણમાં જગત્ લીલું. કરે ઝટ પૃથ્વીને લીલી; ૨૭
બપૈયાને જ સન્તોષે, કરે આશા સફળ સૌની.
મનુષ્યોએ તથા લીલું, ખરેખર વિશ્વનું કરવું; ૨૮
કરે જે પ્રાર્થના ટેકે, ઘણો સન્તોષવો તેને.
કર્યું લીલું નહીં જેણે, લહી અવતાર માનવનો; ૨૯
અરે તે માનવી હાર્યો, થતો તે ધૂળથી હલકો.
ચઢેલા મેઘની શોભા, ખરેખર વિશ્વમાં મોટી; ૩૦
ઉપગ્રહથી જગત્માંહે, ખરેખર પૂજ્ય દેખાતો.
મનુષ્યોએ ઉપગ્રહથી, જગત્માં શોભવું સૌમાં; ૩૧
ઉપગ્રહને કરે તેઓ, જગત્માં પૂજ્ય છે સૌને.
રહે ઉપયોગ તાવત્ તે, પછીથી તે ગુપ્ત થઇ જાતો; ૩૨
મનુષ્યોએ તથા તાવત્, બની ઉપયોગી ને રહેવું.
કરીને દાન વારિનું, રૂપાન્તરૂથી ગ્રહે પાછું; ૩૩
કરંતાં દાન ના ખૂટે, કરે તેવું મળે પશ્ચાત્.

જનોએ દાન દેવામા, કદી ના દેખવુ પાછુ,
કરેલા દાનથી ઝાઝુ, મળે પાછુ ખરેખર તે ૩૪
અત દાન પ્રવૃત્તિથી, જરા પાછા નહીં હઠવુ,
મળે છે પૂર્વભવ દીધુ, ધરી શ્રદ્ધા ખરી તેની ૩૫
કરી ઉપકાર જગપર બહુ, નહીં ઇચ્છે પ્રતિ ફળને,
જનોએ મેઘની પેઠે, થવુ નિષ્કામ ઉપકારે ૩૬
રહીને વાદળા ભેગા, પ્રવર્ષે ચાલીને જ્યા ત્યા,
મનુષ્યોએ તથા કરવા, મળી ઉપકારના કાર્યો ૩૭
ખરા પરમાર્થના કાર્યો, બને છે સપથી સારા,
કુસપે થાય છે કાળુ, જુવોને વિશ્વમા જ્યા ત્યા ૩૮
ખરા નિજરૂપમા આવે, તદા જલધારની વૃષ્ટિ,
થતી એવુ વિચારીને, ખરા નિજરૂપમા રહેવુ ૩૯
કરીને દાન વૃષ્ટિથી, રહે છે શીર્ષ પર ઉચો,
મનુષ્યોએ દઇ દાનો, તથા ઉચા થવુ જગમા ૪૦
અહો જે દાન લેનારા, રહે છે દાનીથી નીચા,
મહત્તા દાનની સમજી, મનુષ્યોએ થવુ ઉચા ૪૧
ખરેખર મેઘ કૃષ્ણ જ છે, મહા ઉપકારથી જગમા,
રમે છે વાદળી ગોપી, તણી સાથે ઘણો ગાજી ૪૨
શુભાત્મા મેઘ અન્તરૂમા, ખરેખર દ્રવ્યને ભાવે,
નિહાળી સત્ય પરમાર્થે, સદા રહેવુ મનુષ્યોએ ૪૩
નિજાત્મા મેઘ જાણીને, અદા કરવી ફરજ નિજની,
સદા જગ સન્તલોકોએ, ખરો નિજ ધર્મ જાણીને ૪૪
નિમિત્તે મેઘની પેઠે, જગજીવન થવુ ભાવે,
ઉપાદાને તથા મેઘ જ, બુદ્ધયબ્ધિ મેઘ થઇ રહેવુ ૪૫

સવત ૧૯૭૧ ના અષાડ વદિ ૫ શનિવાર

---

## ન્હાનાં બાળકો.

ન્હાનાં બાળો રમત કરતાં ખેલ ખેલે મઝાનાં,
કાલાંઘેલાં વચન વદતાં લાડકાં લાડ કરતાં;
દોડે બેસે પલપલ વિષે ખૂબ ચાંચલ્ય ધારે;
મીઠા હાસ્યે જનક જનનીને જ આનન્દ આપે. ૧
જેવો યોગી સરલ મનથી, બાલુડાં ભવ્ય તેવાં,
જેવો યોગી અતિશય સુખી બાલુડાં ભવ્ય એવાં;
સૌને વ્હાલાં વદન નિરખે બાલુડાં ખૂબ લાગે,
ના કો વૈરી મુનિ જનપરે બાલુડાંને સ્વભાવે. ૨
આંખો પ્રેમે અતિશય ભરી સર્વનો પ્રેમ ખેંચે,
મીઠા હાસ્યે જગવશ કરે નિર્મલું ચિત્ત ધારી;
જેવો યોગી મરણ ભયને ખૂબ ભૂલે સ્વભાને,
તેવાં બાળો મરણ ભયને જાણતાં ના જ તાને. ૩
પ્રેમી પ્રેમી વણ નહિ કશું બાળકો અન્ય ઝંખે;
પ્રેમી શબ્દો વણ નહિ કશું બાળકો અન્ય ઝંપે;
પ્રેમે દોડી રૂદન કરતાં માતની પાસ જાવે,
માતા દેખી ખુશ થઇ જતાં નિર્ભયી રાજ્ય પાવે. ૪
બાળો રાજા જગ જન કથે તે નહીં લેશ ખોટું,
રાજાથી તો હૃદય સમજો બાળનું ભવ્ય મોટું;
જ્યારે તેનું હૃદય મળતું કોઇની સાથ ત્યારે,
તેની સાથે કદિ નહિ ધરે ભેદનો ખેદ ભારે. ૫
જે જે આવે હૃદયેં સ્ફુરણા સર્વને બોલી દેતું,
તેથી વ્હાલું સકલ જનને લાગતું પ્રેમીડું એ;
ચાલે ખેલે ડગુમગુ બની ખુશ સૌને કરંતું,
પ્રેમાબ્ધિમાં લચપચ બની ન્હાય ત્યાં તે ફરંતું. ૬
બાળો ભેગાં થઈ મન તણી વાત બોલી રમંતાં,
ટોળું થૈને રમત કરતાં મોઝથી તે ભમંતાં;

રૂચે તે તે સકલ કરતા ના રૂચે તે નિવારે,
હારે જીતે નહિ નહિ કશુ ચિત્તમા તેહ ધારે ૭
નિર્દોષી એ રમત રમતા પુષ્ટિ ધારે મઝાની,
માબાપોથી નહિ કદિ કશી વાત રાખે ન છાની,
ચિન્તા કોની નહિ નહિ જરા વિશ્વના ખેદ ટાળે,
પ્યારા બાળો રમતગમતે પ્રેમથી પૂર્ણ મ્હાલે ૮
યોગી જેવુ હૃદય ધરતા પ્રેમિલા બાલુડાઓ,
ખાવુ પીવુ અભિનવ અહો દેખવુ ઇચ્છતા એ,
જે જે દશ્યો નયન નિરખે તેહને તે તપાસે,
રૂચેના તો ઝટ પરિહરી અન્યમા ચિત્ત વાસે ૯
હાસ્યોમા તે અચરિજ ધરે સ્નેહના સાગરોને,
દેખી ઝીલી ચતુર સુજનો દુ ખ તાપો શમાવે,
નાગા પૂગા ચળવળ કરી સર્વનુ ચિત્ત ખેચે,
બેસી રહેવુ કદિ નહિ ચહે કામ કરતા જણાતા ૧૦
મૂછો ખેચે નૃપતિવરની પાટુઓને લગાવે,
ત્હોયે બાળો નૃપતિ વરને ચિત્તમા ખૂબ ભાવે,
ધૂલી મધ્યે રમત કરતા લોટતા મસ્ત થૈને,
ઝાલી હસ્તે અહિવર અહો પુચ્છને ચૂબતા એ ૧૧
નાગો સાથે રમત રમતા ભીતિ શુ ? તે ન જાણે,
પ્રેમે યોગી સમ મન બની નિર્ભયાનન્દ માણે,
માબાપોના હૃદય ઘરમા શોક રહેવા ન દેતા,
આનન્દાર્થે જનક જનની બાલુડાને રમાડે ૧૨
બાળો દેખી ખુશ સહુ થતા નાખુશી કો ન થાવે,
હાહા હોહો ઘર બહુ કરે જપતા ના જરાયે,
થાકે ત્યારે ઝટ દઇ અરે ઉંઘતા માત ખોળે,
ગાવી માતા મધુર વચને પારણામા સુવાડે ૧૩
ઉઘે મીઠુ શ્રમ સહુ હરી જાગતા બાળ રાજા,
માની પાસે પ્રભુ દિન બની ધાવીને હોય તાજા,

જ્યારે માતા શિશુ શિરપરે હસ્ત મૂકે મઝાનો,
ત્યારે પ્રેમે હૃદય ઉભરે ખૂબ છલ્કાઇ જાતી. ૧૪
સ્વાતંત્ર્યે એ પ્રતિદિન રહે પારતન્ત્ર્યે ન રીઝે,
મોજે ખેલે નહિતર રૂવે પ્રેમ જ્યાં ત્યાં રહે તે;
બાલ ક્રીડા અતિશય કરે બાલ શ્રી કૃષ્ણ પેઠે,
બાળારાજા જગ જન ખુશી ખૂબ કરતા વિલાસે. ૧૫
પંપાળંતાં જનક જનની બાળકો લેઇ ખોળે,
ત્યારે બાળો પ્રમુદિત બની ગેલથી ખૂબ બોલે;
માતા ખોળે સુખ બહુ લહે પ્રેમથી ખૂબ ધાવે,
ત્યારે માતા સુખમય બની શીર્ષપર હસ્ત ઠાવે. ૧૬
માને ધાવી પરમ સુખિયાં બાળ થાતાં ખરે રે,
મીઠાં ઘેલાં વચન વદતાં શોક સૌના હરે રે;
સારાં દૃશ્યો નયન નિરખી ખૂબ આનન્દ પાવે,
બાળાં ભોળાં હસ હસ કરી સર્વને તે હસાવે. ૧૭
હાડો માંડી અતિશય અરે ખૂબ પંજેળતાં એ,
માગ્યું પામી પ્રમુદિત બની મસ્તીથી ખેલતાં એ;
માંહેમાંહે રમત ગમતે બાળકો ખૂબ રીઝે,
સ્વર્ગી મેળે અતિશય સુખી વિઘ્નથી ખૂબ ખીજે. ૧૮
રોમે રોમે રગરગ વિષે ખૂબ આનન્દ વ્યાપ્યો,
જાણે દેવે પરમ સુખ નો વારસો ખૂબ આપ્યો;
બાળા વેષે નભ અવતરી દેવ દેવીજ આવ્યાં,
ભોળાં બાળો નયન નિરખે પ્રેમમાં તે સુહાવ્યાં. ૧૯
એવાં બાળો અવનીં તલમાં શ્હેનશાથીજ મોટાં,
યોગી જેવાં જગત વિલસે અજ્ઞતા ફક્ત ધારે;
અજ્ઞાની એ તદપિ સુખમાં સર્વથી આગળે છે,
આહા એવી શિશુવય દશા કો ન ઇચ્છેજ ચિત્તે. ૨૦
પ્યારા એવી શિશુવય દશા જ્ઞાન તે સાથ હોવે,
તો આ વિશ્વે સુખમયપણું કોઇ મૃત્યુ ન ઇચ્છે;

નિર્દોષી એ શિશુવય દશા જ્ઞાનની સાથ યોગી,
પામી પ્રેમે અનુભવ લહી પૂર્ણ આનન્દી થાવે ૨૧
આહા એવી શિશુવય દશા જ્ઞાનિનુ જ્ઞાન હોવે,
આહા એવી શિશુવય દશા યોગિનો યોગ હોવે,
નિષ્કામે સૌ કરણી કરતા ચિત્તમા હો દશા એ,
બુદ્ધયબ્ધિ સત્ શિશુવય દશા સ્વર્ગ સિદ્ધિ પ્રદાતા ૨૨

સવત્ ૧૯૭૧ ના અસાડ વદિ ૮ મગળવાર

## प्रभु वालुडो.

માતાનુ ગાન

વ્હાલો વ્હાલો હૃદયનો પ્રાણ, પ્રભુ મુજ બાલુડો,
મારૂ સર્વ મનોરથ સ્થાન, પ્રભુ મુજ બાલુડા
આખલડી અણિયાલી અમૂલી, જોતા તૃપ્તિ ન થાતી રે,
નાચે નચાવે આખ ઇસારે, નિર્મલ નેહે મોહાતી પ્રભુ૦
બ્રહ્મ તેજ આખે ઉભરાતુ, પ્રિયજનો ઝટ પરખે રે,
આખ ઉલાળે વિશ્વ ઉલાળે, સહુ હરખાવી હરખે પ્રભુ૦ ૧
કારમા નયણા લોકોત્તર શ્યા, કાલજડાને કોરે રે,
નાજુક ન્હાનુ નાક મઝાનુ, ઉછરે આનન્દ છોળે પ્રભુ૦ ૨
દાડમ કળી સમ દાતની પક્તિ, હસપક્તિ ઝટ જીતે રે,
ઉપમા લાયક કોઈ ન જગમા, અનુભવ ગીત પ્રતીતે પ્રભુ૦ ૩
હસતા પુષ્પ ખરે જ્યમ મોતિ, હાસ્ય મધુરૂ સુહાતુ રે,
સર્વ બ્રહ્માડોની સહુ લીલા, કરતુ દીલ જણાતુ પ્રભુ૦ ૪
કાલજડુ હરે કાલુ બોલી, કરે તન્મય મનડાગી રે,
અદ્વૈતબ્રહ્મના મેળે ઝઓળે, પ્રેમોદધિ અવતારી પ્રભુ૦ ૫
રક્ત કમલ અળતાના જેવા, પ્યારા પગલાં ભરતો રે,
ડગુમગુ ચાલી વિશ્વ ડોલાવે, છાતીએ બાઝી પડતો પ્રભુ૦ ૬
ઉછળી આનદ ઓઘ ઉછાળે, ખોળે પડી શુભ ખેલે રે,

અંગુઠો મુખમાંહી ચાવી, રમતો નવ નવ ગેલે. પ્રભુ૦ ૭
બાળ પ્રભુ પારણીએ પોઢે, હાલરવે હુલરાવું રે;
પ્રભુનાં લક્ષણ પારણીયામાં, દીઠાં તે શું ? જણાવું. પ્રભુ૦ ૮
હાલો હાલો કરતાં હલાવે, ત્રણ્ય ભુવનને પ્રેમે રે;
અકલ અલખ લીલામાં લચપચ, રહેતો જીવન ક્ષેમે. પ્રભુ૦ ૯
અનુભવ રમ્મત ગમ્મત કરતો, વિશ્વ જીવાડી એ જીવે રે;
ત્રણ્ય ભુવન અંધારૂં નાહું, પુત્ર પનોતા દીવે. પ્રભુ૦ ૧૦
વ્હાલ કરીને છાતી સરખો, ચાંપી આનંદ પામું રે;
બાહિર અન્તર્ બાલ પ્રભુના, રૂપે જગ સહુ નામુ. પ્રભુ૦ ૧૧
પગ ઝાંઝરીએ જગ ચમકાવે, આંખથકી આકર્ષે રે;
આનંદ તેજે દેહ ભરેલી, પ્રેમ તેજે બહુ વર્ષે. પ્રભુ૦ ૧૨
ભૂમિ પડીને સામું જોતો, આંખ મીંચી કંઇ હસતો રે;
પાસે આવી ખોળામાંથી, કળા કરીને ખસતો. પ્રભુ૦ ૧૩
ખીલે ખીલાવે ઝૂલે ઝૂલાવે, હસે હસાવે રમાવે રે;
બ્રહ્મરૂપ તન્મયતા માટે, લાડ કરે ને લડાવે. પ્રભુ૦ ૧૪
સખીઓ આવો બાલ-પ્રભુને, હેત કરીને રમાડો રે;
જગજીવન જગનાથ જીવન મુજ, દેખોને દિલ વ્હાલો. પ્રભુ૦ ૧૫
નવનવ ચેતન ગુણે ખીલે, અનુભવ રસને ઝીલે રે;
જીવનશકિત અમીરસ દીલે, તેજ સમર્પ્યું રસીલે. પ્રભુ૦ ૧૬
અંગોઅંગે રોમોરોમે, આનન્દ હેલી વિલસે રે;
કામણગારી કાયા ઉજ્વલ, દેખંતાં દિલ ઉલસે. પ્રભુ૦ ૧૭
પ્રભુ બાલ મુજ ખોલે હુલાવું, તન્મય થઈ ઝટ જાવું રે;
મુખ પર ઝરમર જ્યોતિ ઝળકે, વ્હાલ કરીને વધાવું. પ્રભુ૦ ૧૮
નાચે રાચે ધાવે પ્રેમે, મીંચી આંખ ઉઘાડે રે;
જોઈ રહે મુજ સામું ધાતાં, અદ્વૈત બ્રહ્મ જગાડે. પ્રભુ૦ ૧૯
વ્હાલ કરીને અંગે વળગે, ઝંપે નહીં ક્ષણ વારે રે;
વિશ્વાસીમાં સૌથી સાચો, શુદ્ધ સરલતા ધારે. પ્રભુ૦ ૨૦
કુદ્રતી શોભા સૌથી સારી, રવિ શશી વારી જાઉં રે;

બાલક રાજા આનંદ તાજા, ગુણ કેટલા હુ ગાઉ. પ્રભુ૦ ૨૧
આત્મ પ્રતિબિંબ નિર્મલ ન્હાનુ, મલકે મુખથી મઝાનુ રે,
દિલથી દિલ પરખાવે નયને, મૌન રહી કહે છાનુ પ્રભુ૦ ૨૨
તૃપ્તિ ન પામુ લાડ લડાવે, પ્રભુ ખેલે મુજ ખોળે રે,
જન્મ સફલ થયો પુણ્યોદયથી, આવે નકો મુજ તોલે પ્રભુ૦ ૨૩
અલંકારથી અંગ ઓપાવુ, ઝભલા નરમ પહેરાવુ રે,
દિલ આગણીએ બાલુડાને, લય લાવી પધરાવુ. પ્રભુ૦ ૨૪
બાલુડાના લાડના લ્હાવે, હરખી ધાતોધાતે રે,
પૂર્યા પૂર્ણ મનોરથ પ્રભુએ, જાય જીવન હરખાતે પ્રભુ૦ ૨૫
કલ્પવૃક્ષ બીજ ચંદ્રની પેઠે, વધતો હર્ષ વધારે રે,
વૈરીને પણ વ્હાલો લાગે, ગ્રેસી બની અવતારે પ્રભુ૦ ૨૬
બાલુડા પ્રભુ આગળ ગાતી, ગરબા નવનવ ગાને રે,
પ્રભુમય ગાનો તાનો જણાતા, મને સમજાવે સાને. પ્રભુ૦ ૨૭
બાલુડામા સર્વ ભર્યું છે, બાકી રહ્યુ નહીં કાઈ રે,
સર્વ મનોરથ ફળીયા મારા, રહી કલ્પવૃક્ષની છાંહી પ્રભુ૦ ૨૮
જીવનમા અમીરસ રેડાયો, પત્ની જીવન શુભ સિદ્ધયુ રે,
કોટિ વર્ષ તક નંદન જીવો, પ્રભુ ચુંબી અમૃત પીધુ પ્રભુ૦ ૨૯
રત્નકુક્ષીને જનની શિરોમણિ, પ્રભુની માત ગણાણી રે,
ત્રણ ભુવનમા હુ થઈ ચાવી, વિશ્વવત્સલ બ્રહ્માણી પ્રભુ૦ ૩૦
અંબા દેવી શકિત પુરાણી, નામ અનેકે ગવાઇ રે,
દુનિયા શાતિ શ્વામ ગ્રહતી ઘરઘર કરતી વધાઇ પ્રભુ૦ ૩૧
બાલ પ્રભુમા દેવ દેવીઓ, પ્રિયપણુ સહુ જોતી રે,
બુદ્ધિસાગર વારી જાઉ, પ્રભુને વધાવુ મોતી પ્રભુ૦ ૩૨

---

## સાણંદવાળા સંઘવી કેસવલાલ નાગજીના પત્રનો ઉત્તર.

હૃદયના તાર તૂટેલા, કદાપિ નૈવ સંધાતા,
કદાપિ સાધતા સાધા, રહે અજ્ઞાનીના પ્રેમે ૧
થતી પ્રીતિ જતી પ્રીતિ, અહો અજ્ઞાનત એવુ,
થતી મૈત્રી જતી મૈત્રી, અહો અજ્ઞાનત કહેવુ. ૨

હૃદય તારો નહીં તૂટે, હશે જ્યાં જ્ઞાન ત્યાં નક્કી;
અહો એ બ્રહ્મજ્ઞાનીનો, ખરેખર પ્રેમ છે જૂદો. ૩
નથી જ્યાં એક વણ બીજું, થતો ના છેદ ત્યાં કોનો;
ખુમારી જ્યાં ચઢી એવી, નથી ત્યાં છેદની ભ્રાન્તિ. ૪
ફુટેલી કાચની કોઠીં, ફરી સન્ધાય ના કયારે;
જડોમાંહિ થતું એવું, નથી એ જ્ઞાનીમાં ઘટતું. ૫
અહો એ કાચની સાથે, નથી સાદૃશ્ય જ્ઞાનીનું;
વિશુદ્ધપ્રેમ જ્ઞાનીનો, સમાતો બ્રહ્મ જ્યોતિમાં. ૬
વપુથી મુક્ત કીધેલું, ફણી ધારે નહીં કંચુ;
અહો એ કંચુકે જડતા, અતઃ ત્યાં તો બને તેવું. ૭
પરન્તુ જ્ઞાનિએ ધાર્યું, અહો જે જ્ઞાનમાં સાચું;
ઘટે ઉપમા નહીં ત્યાં એ, મળે જ્યાં જ્ઞાનીને જ્ઞાની. ૮
પરિહાર્ય જ સ્વભાવે જે, નહીં તે જ્ઞાનીના મનમાં;
કદાપિ આવતું પ્રેમે, વિશુદ્ધ સ્નેહ છે જ્ઞાને. ૯
ઘટે ના કંચુકી સરખું, ગ્રહી પાછું ત્યજી દેવું;
અહો એ ચિત્તમાં સમજી, ત્યજી દે બાહ્યની ભ્રાન્તિ. ૧૦
અરે જે આત્મવત્ કરવું, ગ્રહીને તે ત્યજાતું ના;
ઘટે જે કંચુકી સમ તે, નથી તે પ્રેમ યોગ્ય જ એ. ૧૧
વિચારી ચિત્તમાં એવું, ત્યજીને નામની પ્રીતિ;
ત્યજીને રૂપની પ્રીતિ, વિશુદ્ધ પ્રેમ ધર જ્ઞાને. ૧૨
થતા જે દુઃખ આઘાતો, ખરેખર કર્મયોગે એ;
નિમિત્તો ત્યાં થતાં બીજાં, વિશુદ્ધ બ્રહ્મ ના વૈરી. ૧૩
પછી ત્યાં લાગણી કોના, ઉપર બૂઠી અરે થાતી;
થતી અજ્ઞાનથી સમજી, ઘસાવા ચિત્ત ના દેવું. ૧૪
સુકે ના સ્નેહનાં ઝરણાં, વિશુદ્ધ જ્ઞાનજ્યોતિએ;
સુકે ત્યાં જ્ઞાનની ખામી, સદા અજ્ઞાનીઓમાંહિ. ૧૫
મધુરાં ગાન જ્ઞાનીના, હૃદયમાં ગુંજતાં રહેતાં;
નિમિત્તો બાહ્યનાં પામી, ટળે ના તે કદિ ટાળ્યાં. ૧૬

શુભાશુભ જે નિમિત્તોમા, થતો જે રાગ ને દ્વેષ જ,
રૂપાદિક યોગથી યાવત્, નથી તાવત્ ખરી પ્રીતિ ૧૭
નથી તાવત્ ખરો પ્રેમી નથી તાવત્ ખરો જ્ઞાની,
વિશુદ્ધ જ્ઞાન પ્રગટ્યાથી, થશે સ્વાનુભવો સાચા ૧૮
અહો જે નામની પ્રીતિ, અહો જે રૂપની પ્રીતિ,
નિમિત્તો પામીને જૂદા, રહે છે તેહ બદલાતી. ૧૯
હૃદયના તાર તૂટેલા, અરે જે મૂઢતા યોગે,
અહો તે જ્ઞાનના યોગે, પુન સ ધાય જ્ઞાનીને ૨૦
ખરી એ વાત માની છે, ખરેખર બ્રહ્મજ્યોતિએ,
નહીં તૂટ્યુ જણાવાનુ, ખરેખર બ્રહ્મદૃષ્ટિએ ૨૧
સ્વભાવે સર્વના સૌ છે, સ્વભાવે આત્મ અવધારી,
સ્વભાવે નિત્ય રહેવાથી, ખરો શો ? પ્રેમ પરખાશે ૨૨
થતા આત્મા ઉપર પ્રીતિ, ભુલાતા નામની પ્રીતિ,
ભુલાતા રૂપની પ્રીતિ, અવસ્થા દિવ્ય પ્રગટે હો ૨૩
પરાત્માના હૃદય ગાનો, સુણી શકશો વિશુદ્ધિએ,
અવસ્થા દિવ્ય પ્રકટાવો, થશે આશા સફલ ત્યારે ૨૪

સવત ૧૯૭૧ ના અશાડ વદિ ૭ ગુરૂવાર

---

## વૃદ્ધાવસ્થા.

વૃદ્ધાવસ્થા અહહહ અરે રોગથી છે ભરેલી,
ગાત્રો થાવે શિથિલ સઘળા બુદ્ધિ ના રહે ઠરેલી,
આંખોમાથી ઝરઝર ઘણુ પાણી નિત્યે વહે છે,
દેખાતુ ના નયનથકી રે આશ ચિત્તે રહે છે ૧
જે પાદોથી ગમન કરીને વીશ ગાઉ જવાતુ,
તે પાદોથી અરર હવે દૂરતો ના ચલાતુ,
યષ્ટિ ઝાલી ઘડપણુ વિષે સ્તોક બાહિર ફરાતુ,
ધોળા વાળો શિરપર ઉડે ધાર્યુ ના કયા જવાતુ ૨
દાઢી ધોળી કૃશવપુ ખરે શ્વાસ ચાલે ન માતો,
ખાધુ પાકે જઠર મહિ ના રાબડી ચિત્ત રાતો,

બોલાતું ના હૃદયબળથી બોલતાં જીભ ધ્રૂજે,
ચિન્તા ઝાઝી પરવશપણું જાઉં ક્યાં તે ન સૂજે. ૩
શક્તિ ઓછી શયન કરતાં ઉંઘ મીઠી ન આવે,
રોગો આવે બળ બહુ કરી ચિત્ત ક્યાં ન સુહાવે,
જે જે કીધું યુવક વયમાં તેન થાતું જરાથી,
લોહી ધીમું વહન કરતું ચાલતું ના ત્વરાથી. ૪
પૂજાભક્તિ અરર કશું શક્તિથી ના થતું રે,
જે જે દેખ્યું યુવક વયમાં દૂર તે તો જતું રે;
વાણી કાયા બળ બહુ ટળે દુઃખકારી બુઢાપો,
ભેગું કીધું સ્વજન ધનને લેઇ જાતાં બળાપો. ૫
આજ્ઞા બીજા ઉપર કરતાં કોઇ માને ન માને,
ચીડાવાનું પલપલ વિષે ચિત્ત રહેવે ન ભાને;
વિશ્વાસીઓ ઉપર મનડું ક્યાંઇ શંકાય ભારે,
કર્ણો કાચા બહુ પડી જતા નાસિકા શક્તિ હારે. ૬
વ્હાલો લાગે જરૂર મનમાં આટલો ને વિસામો,
બાકી બીજું મન નહિ ગમે ઠાઠ લાગે નકામો;
શ્રૃંગારો જે પ્રથમ મનમાં પૂર્ણભાવે સુહાતા,
ફીક્કા લાગે જરૂર સહુને ચિત્ત આપે ન શાતા. ૭
પડેલા દાંતથી બોખું, થતું મુખડું ચવાતુંના,
વળાતું કેડથી વાંકા, જરાથી ઝાઝરી કાયા. ૮
અરે એવી અવસ્થામાં, થતી ના ધર્મની કરણી;
સુણાતું ના અરે પૂરું, જરાવસ્થા અરે એવી. ૯
* પડે છે લાળ મુખડાથી, વળે છે ચીપડા આંખે;
જણાતી હાડ પાંસળીઓ, કરોચળીઓ વળે અંગે. ૧૦

---

* गात्रं सकुचित गतिर्विगलिता भ्रष्टा च दन्तावलि,
दृष्टिर्नश्यति वर्धते बधिरता वक्त्र च लालायते ।
वाक्यं नाद्रिय ते च बान्धयजनो भार्या न शुश्रूषते,
हा कष्टं पुरुषस्य जीर्ण वयसः पुत्रोप्यमित्रायते ॥
(વૈરાગ્યશતક.)

પડે છે ગાલપર ખાડા, જતી આંખો અરે ઉંડી,
પડી રહેવું પડે ઘરમા, ગમેના ત્હોય શું ? કરવું. ૧૧
ગ્રહી યષ્ઠિ વદન નીચું, કરી પન્થે જતા પૂછ્યું,
યુવાને વૃદ્ધને એવું, જુવો છો શું અહો નીચું ? ૧૨
કહ્યું વૃધ્ધે ખરા જ્ઞાને, યુવકને હેત લાવીને,
જુવાની મમ ગયેલીને, નમી નીચો નિહાળું છું ૧૩
દિવાની એ જુવાનીમા, નમી નીચું નહીં જોયું,
જુવાની ઝટ ગઇ કયા તે, નમી નીચો નિહાળું છું ૧૪
બનીને મસ્ત ના જોયું, ખરૂં શું ? કૃત્ય કરવાનું,
જરાથી જર્જરી દેહે, નમી નીચો નિહાળું છું ૧૫
કર્યા ના ધર્મ કાર્યોને, સમાધિ ધ્યાન ના કીધું,
ભુલાવ્યું સહુ જુવાનીએ, નમી નીચો નિહાળું છું ૧૬
સદા મુખડું કર્યું ઉંચુ, રહી અહંકારને કામે,
ધરી ના નમ્રતા માટે, નમી નીચો નિહાળું છું ૧૭
ખરેખર ધર્મ સાધનમા, નથી યૌવન સમી વેળા,
ગયું પાતાળમા પેસી, નમી નીચો નિહાળું છું. ૧૮
અમારા પર ઘણી ફર્જો, રહી ઉપકાર કરવાની
કરી કે ના કરી તેને, નમી નીચો નિહાળું છું ૧૯
શુભાશુભ જે કર્યું તેનો, જવાબજ આપવા માટે,
હૃદયમા થાય પસ્તાવો, નમી નીચો નિહાળું છું ૨૦
ખરેખર રીઝીને દૈવે, સમર્પી દેહ માનવની,
મળે કે ના મળે પાછી, નમી નીચો નિહાળું છું ૨૧
જુવાનીમા લગન વેળા, ગઇ હા ઉંઘમા એળે,
અંત મનમાહિ શરમાઇ, નમી નીચો નિહાળું છું ૨૨
રમાડી ખૂબ માયામા, અરે કયા સ્વપ્ન પેઠે ગઇ,
વળીને કેડથી વાંકો, નમી નીચો નિહાળું છું ૨૩
જુવાની તાલી દેઇને, ગઇ તે ના અરે જાણ્યું,

જુવાની સર્વની જાશે, નમી નીચો નિહાળું છું. ૨૪
નમ્યા ના જે જુવાનીમાં, પ્રભુશ્રી સદ્ગુરૂનેરે;
વળે વાંકા નમે નીચા, નમી નીચો નિહાળું છું. ૨૫
કર્યું શું ? શું ? જુવાનીમાં, અહંવૃત્તિ કરી ઝાઝી;
વિવેકે નમ્રતા લાવી, નમી નીચો નિહાળું છું. ૨૬
ધુણેલું શીર્ષ ડોસાનું, નિહાળી પૂચ્છયું યુવાને;
ધુણે છે શીર્ષ તેનું શું ? ખરૂં કારણ કહો મુજને. ૨૭
જુવાની તે દિવાની સમ, ગઇ તે શું ? અરે ક્ષણમાં;
જરા આવી અરે આ ક્યાં, ધુણે છે શીર્ષ રે તેથી. ૨૮
જરા યમરાજના સરખી, અરે આવી ગ્રહ્યો મુજને;
તથાપિ ચેતવું ધર્મે, ધુણે છે શીર્ષ તેથી આ. ૨૯
વિચાર્યું ના મગજમાંહી, ખરૂં કર્તવ્ય કરવાનું;
હવે એ તો થશે કે ના, ધુણે છે શીર્ષ તેથી આ. ૩૦
જુવાની ત્હેં દિવાની થઇ, ભમાવ્યો ભૂતની પેઠે;
બની વૈરણ કર્યું ત્હેં શું ?, ધુણે છે શીર્ષ તેથી આ. ૩૧
અરે આ સ્વપ્ન વા સાચું, કયું ખોટું કયું સાચું;
થતી શંકા અવસ્થામાં, ધુણે છે શીર્ષ તેથી આ. ૩૨
બની વાળો અરે ધોળા, કથે છે ચેત માનવ તું;
હવે કાળાં ત્યજી દઇને, કરી લે કૃત્ય ધોળાં તું. ૩૩
પડ્યો શું મોહની મોઝે, અરે તું ચેતી લે જ્ઞાને;
પછીથી ખૂબ પસ્તાશે, જણાવે વાળ ધોળા થઇ. ૩૪
અરે પરમાર્થ કાર્યોમાં, વિતાવી દે જીવન બાકી;
બનીને વાળ ધોળા થઇ, જણાવે છે ખરી રીતે. ૩૫
અહો એ શ્વેત કેશો તો, બન્યા એ ધર્મના દૂતો;
જરા આવી હવે ચેતો, હવે ચેતો ત્વરિત ચેતો. ૩૬
સુધારી લે ઘડી છેલ્લી, હવે ના મોહને ધર રે;
હવે તો ચેત !!! ચેતન તું, જણાવે વાળ ધોળા થઇ. ૩૭
અરે ક્યાં ઉંઘમાં ઉઘે, હવે તો ચેત ચેતનજી;

જરા આ રાક્ષસી આવી, જણાવે કેશ ધોળા થઇ ૩૮
હવે ચેતો હવે ચેતો, કષાયો સર્વ ટાળીને,
નહી તો ખૂબ પસ્તાશો, જણાવે વાળ ધોળા થઇ. ૩૯
પડી જો ધૂળ ધોળામા, પછીથી ના રહ્યુ બાકી,
અત ચેતો વયોવૃધ્ધો, જણાવે વાળ ધોળા થઇ. ૪૦
જુવાનીમા દિવાના થઇ કર્યુ તેથી હવે ચેતો,
પ્રમાદે ના પડો કિચિત, જણાવે કેશ ધોળા થઇ. ૪૧
હવે આયુ રહ્યુ બાકી, ખરેખર ધર્મ કરવાને,
વિચારીને કરો સારૂ, જણાવે વાળ ધોળા થઇ. ૪૨
રહ્યુ થોડુ હવે બાકી, ઘણુ વીત્યુ અરે આયુ,
વિચારી લે વિવેકે રે, જણાવે વાળ ધોળા થઇ. ૪૩
હવે કયા તુ ભમે ભોળા, અરેરે મોહના વનમા,
ત્યજી દે ઝટ વિકારોને, જણાવે વાળ ધોળા થઇ ૪૪
ઝબૂકે વીજળીના ઝટ, પરોવી લે અરે મોતી,
નહીં આવે ગઇ વેળા, જણાવે વાળ ધોળા થઇ ૪૫
નિહાળી જો અરે મૂચ્છો, અને દાઢી બની કેવી,
વપુ ધ્રુજે અરે ચેતો, જણાવે વાળ ધોળા થઇ ૪૬
અરે કયા કેમ રે ભમતો, નહીં સાચે કશુ આવે,
જશે સૌ જોત જોતામા, જણાવે વાળ ધોળા થઇ ૪૭
કરે શુ મારૂ ને તારૂ, નહીં કો સાથમા આવે,
કરી લે ધર્મના કાર્યો, જણાવે વાળ ધોળા થઇ ૪૮
અરે વૈરાગ્યને માટે, મળ્યો અવસર જવા ના દે,
હવે ના કૃત્ય કર કાળુ, જણાવે વાળ ધોળા થઇ ૪૯
અરે તવ આખ મિચાશે, તદા તુ ખૂબ પસ્તાશે,
ઝડપશે કાળ અણધાર્યો, જણાવે વાળ ધોળા થઇ, ૫૦
સુધારીલે જીવન બાકી, અદા કર ફર્જ એ તારી,
ફરી આલોચ જો મનમા, જણાવે વાળ ધોળા થઇ ૫૧
જુવાની જોત જોતામા, ગઈ તે ત્હે ન કઇ જાણ્યુ,

જરાવસ્થા જશે ઝડપે, જણાવે કેશ ધોળા થઇ. ૫૨
ગઇ તે ગઇ રહી બાકી, અવસ્થા ગાળ પરમાર્થે;
સગાં સહુ સ્વાર્થનાં સંગી, જણાવે કેશ ધોળા થઇ. ૫૩
ત્યજી દેને વિષય તૃષ્ણા, નથી તેથી કદિ શાન્તિ;
અહંતાને ત્યજી દે ઝટ, જણાવે વાળ ધોળા થઇ. ૫૪
જતાં પરભવવિષે સાથે, નહીં કો આવશે નક્કી;
થશે સાથે કર્યાં કાર્યો, જણાવે વાળ ધોળા થઇ. ૫૫
અવસ્થા એક ના રહેતી, સદા બદલાય છે સહુની;
વિપર્યય દેખ આંખોએ, જણાવે વાળ ધોળા થઇ. ૫૬
કરે શું ? કામની ચેષ્ટા, અવસ્થા દેખ ત્હારી શી ?
થયું રે જીર્ણ તન તારૂં, જણાવે વાળ ધોળા થઇ. ૫૭
અહં મારૂં કરે મૂર્ખા, નથી તેથી કદિ સારૂં;
જવાનું સૌ જતું રહેશે, જણાવે વાળ ધોળા થઇ. ૫૮
હવે પરમાત્મની સાથે, પરોવી ચિત્ત લે ત્હારૂં;
હવે કર્તવ્ય એ ત્હારૂં, જણાવે વાળ ધોળા થઇ. ૫૯
મળી વેળા અરે તુજને, ખરેખર મુક્ત થાવાને;
ઉપાધિમાં પડે કયાં તું, જણાવે વાળ ધોળા થઇ. ૬૦
પડી પંચાતમાં ભોળા, નકામું ગાળ ના આયુ;
ત્યજી વિકથા પ્રભુ ભજવા, જણાવે વાળ ધોળા થઇ. ૬૧
બની નિઃસંગ સંસારે, રહી અન્તરૂથી ન્યારો;
કરીલે સ્વોન્નતિ સાચી, જણાવે વાળ ધોળા થઇ. ૬૨
ખમાવી સર્વ જીવોને, ધરી લે ચિત્તમાં સમતા;

ચોપાઇ.

સુધારી લે હવે છેલ્લી, જણાવે વાળ ધોળા થઇ. ૬૩
ક્ષણ ક્ષણ શક્તિ ઘટતી જાય. ઇન્દ્રિયો બહુ નિર્બલ થાય;
વૃદ્ધાવસ્થા એવી અરે, ખાધું જીરવાતું ના ખરે. ૬૪
માઠાં સ્વપ્ન, આવે મન, ગમે ન બેઠું ફાટે તન;
કરથી માળા હેઠી પડે, ઘરમાં ન્હાનાં મોટાં લડે. ૬૫
ખું ખું કરતાં દહાડા જાય, ખાવાનું ના ચિત્ત સુહાય;

અરર હે હા હુ હુ બોલ, અવાજ જાણે ફુટયો ઢાલ. ૬૬
કાહ્યા થાવે ઘરના લોક, ક્યારે મરશે પાડે પોક,
કટાળો આવે મન ખૂબ, ક્યાથી પાડે આખા લૂખ ૬૭
મુખથી દિન વચનો બોલાય, દુખ કહ્યુ ના કોને જાય,
ત્હોયે જીવ્યાની મન આશ, વૃદ્ધાવસ્થા એવી ખાસ ૬૮
પોતાના તે પરના થાય, વિત્ત રળેલુ બીજા ખાય,
એ જોયુ ના કેમે જાય, હાય હાય એવુ ઉચ્ચરાય ૬૯
વૃદ્ધાસ્વથા એવી અરે, પામીને જો ધર્મ ન કરે,
વૃદ્ધા અવસ્થા નિષ્ફલ જાય, એવુ વિરલાના મન થાય ૭૦
વિરલા ઘરડા ચેને ચિત્ત, ચેતે તો એ થાય પવિત્ર,
વૃદ્ધાવસ્થા પૂર્વે ભવ્ય, કર ત્હારૂ સારૂ કર્તવ્ય ૭૧
વૃદ્ધાવસ્થા દુખ ભરેલ, ચેતે તેને શિવપુર મહેલ,
ચેતે ના તો દુખી થાય, લક્ષ ચોરાશિમાહી જાય ૭૨
ધોળામા જો ઘાલી ધૂળ, તો રહેવે ના ધર્મનુ મૂળ,
ચેતે તેને છે સુખકાર, ચેતે તેને કદિ ના હાર ૭૩
ધર્મ કમાણી આવે સાથ, ભાવે ભજવા ત્રિભુવન નાથ,
વૃદ્ધાવસ્થામા એ સાર, નહી તો પામે યમના માર ૭૪
સર્વ પાપને કરવા સાફ, વૃદ્ધાવસ્થા ધોળી સાફ,
પામી સફળી કરવી ભાઇ, સાચી માની ધર્મ સગાઇ ૭૫
મૃત્યુનો ભય મોટો થતો, કાઢયો ના તે મનથી જતો,
થાશે શુ ? એવુ ચિન્તાય, હાય હાયમા દહાડા જાય ૭૬
બોલતા બહુ શ્વાસ ભરાય, મનની વાતો કયાઇ ન થાય,
ઉગ્યાને પૂજે નરનાર, આથમતાને હોય જુહાર ૭૭
વૃદ્ધાવસ્થા પામી અરે, ચેતે તે જગ સુખને વરે,
ગયો સિકદર વિક્રમરાય, જીવ્યાનો જગ નહી ઉપાય ૭૮
પાડવ સરખા ચાલ્યા ગયા, તેના નામો સ્મૃતિમા રહ્યા,
ચેતો વૃધ્ધો નરને નાર, જાણી આ સસાર અસાર ૭૯
માયાને મૂકો ઝટ દૂર, ધ્યાવો પરમ પ્રભુનુ નૂર,

જ્યોતિમાંહિ જ્યોતિ મળે, લક્ષ ચોરાશી ફેરા ટળે. ૮૦
મૃત્યુ ગાજે સૌને શીર, હોય વીર પેગંબર પીર;
ગાજે મહા ભયંકર કાળ, મારે અંગુધારી ઝટ ફાળ. ૮૧
વૃદ્ધાવસ્થા પામી જેહ, પ્રભુભક્તિથી ચેતે તેહ;
જન્મ મૃત્યુને જીતી જાય, પરમ સુખી તે દિવ્ય સુહાય. ૮૨
શિક્ષા સમજુને ઝટ મળે, પાપ કર્મથી પાછો વળે;
પરમાર્થે તે રાચી રહે, સમતાભાવે સુખડાં લહે. ૮૩
શાન્ત રસી થાવાને કાજ, વૃદ્ધાવસ્થા ઉત્તમ સાજ;
પામીને ના કરો પ્રમાદ, વૈરાગી થઇ શિવસુખ સ્વાદ. ૮૪
ધારે જે મનમાં ઉપદેશ, જન્મ જરાના ટાળે ક્લેશ;
શંકા તેમાં નહીં લગાર, નિશ્ચય એવો મનમાં ધાર. ૮૫
વૃદ્ધ થઇ વૈરાગ્યમાં, ધ્યાને કાઢો કાળ;
પરમ પ્રભુના ધ્યાનથી, હોવે મંગલ માલ. ૮૬
સમજુ સમજે સાનમાં, સફલ કરે અવતાર;
વર્તી પૂર્ણ સમાધિમાં, પામે શર્મ અપાર. ૮૭
પેથાપુરમાં ભાવથી, રચના કીધી સાર;
બુદ્ધિસાગર ધર્મથી, હોવે જયજયકાર. ૮૮

સંવત ૧૯૭૧ ના અશાડ વદિ ૧૨ શનીવાર.

---

## જુવાની.

જબરૂં જુવાનીનું જોર, થાતો ભારે શોર બકોર;
જાણે પ્રગટ્યું ગંગા પૂર, એવું જુવાનીનું નૂર. ૧
સકલ ઇન્દ્રિયો થાય સચેત, બલપૂરે મન વાધે ક્ષેત્ર.
ધાર્યાં સર્વે કાર્યો થાય, નરનારી મસ્તીમાં ગાય. ૨
વ્હાલો લાગે મન શ્રૃંગાર, મોઝ મઝામાં લાગે પ્યાર.
આશુક માશુક પ્રગટે રાગ, ગદ્ધા પચ્ચીશીનો લાગ. ૩
ખભા ઉપર આવે છે આંખ, અહંવૃત્તિની પ્રગટે પાંખ;

ઘરડાનું કીધુ નવ ગમે, ઇન્દ્રિયો મન જ્યા ત્યા ભમે. ૪
સ્વચ્છન્દી મનડુ બહુ થાય, ગાનતાનમા ચિત્ત સુહાય,
બોલ્યાનુ મન રહે ન ભાન, નાટકમા બહુ લાગે તાન. ૫
ઉછાછળા ઉતાવળપણુ, અહકાર ને નિર્દયપણુ,
વિના વિચારે થાતાં કામ, મનમા ગમતા સ્ત્રીને દામ. ૬
જુવાની છે સ્વર્ગની વાટ, યુવા અવસ્થા નરકની ખાટ,
જુવાની છે સુખ ભડાર, જુવાની દુ ખો દાતાર ૭
જુવાનીમાં થાતો ધર્મ, જુવાનીમા થાતા કર્મ,
વાપરી જાણે તે જન તરે, બાકી બીજા ભવમા ફરે ૮
વિદ્યુત લક્ષ્મી સરખી જાણ, સદા રહે ના મનમા આણ,
કાળી મૂછો કાળા કેશ, ચેત ચાલીને યૌવન વેષ ૯
જુવાની દિવાના સમી, દમે સદા તેને સયમી,
જુવાની છે અન્ધ સમાન, દેખાતુ ના સાચુ માન ૧૦
જુવાની છે નદી સમાન, જુવાની ભરતી સમજાણ,
જુવાનીમા સબળો યોગ, જુવાનીમા સબળો ભોગ ૧૧
જુવાની પાડાની પેર, ધમધમાથી કરતી કેર,
વર્તે કામતણુ બહુ જોર, મન હરાયુ જેવુ ઢોર ૧૨
જેમા બળ વાળે ત્યા વળે, કાર્ય શુભાશુભ કીધુ ફળે,
અષ્ટ કર્મને વેગે મથે બળવાળે જો સિદ્ધિ પથે. ૧૩
જુવાનીમા સાધે કામ, જુવાનીમા સાધે રામ,
જુવાની સબળુ હથિયાર સારામા વાપરવુ સાર. ૧૪
જુવાનીમા ધર્મ કરાય, તેથી મુક્તિ વેગે થાય,
વૃદ્ધાવસ્થા પૂર્વે ભાઇ, જુવાનીમા ધર્મ સુખાઇ ૧૫
પચી જાય ખાધુ સહુ કોય, દોડાતુ વેગે બહુ જોય,
ગાત્રો સર્વે બળથી ભર્યા, થાતા કાર્યો સર્વે કર્યા ૧૬
શોભે શૃગારે શુભ વેષ, રોગતણા બહુ હોય ન કલેશ,
જુવાનીમા મસ્તી ઘણી, મિત્ર કલત્રે પ્રીતિ બની ૧૭
ઉછાછળા બોલાતા બોલ, ધીંગા મસ્તી વાક્ય કલોલ,

જુવાની જાળવવી બેશ, તેથી આનન્દ હોય હમેશ. ૧૮

કવ્વાલી.

જુવાનીમાં દિવાના થઇ, પ્રવૃત્તિ ના કરો બૂરી;
જગત્‌માં જોઇને જોશો, નથી એના સમી શૂરી. ૧૯
જુવાની જોત જોતામાં, જશે એવું હૃદય ધારી;
કરો પરમાર્થનાં કાર્યો, હૃદયમાં ધર્મ અવધારી. ૨૦
જુવાની જાળવી ચાલે, અહો તે મુક્તિમાં મ્હાલે;
જુવાની સર્વને વ્હાલી, જતી ઝટ હસ્ત દઈ તાલી. ૨૧
જુવાનીમાં થતી સેવા, જુવાનીમાં થતી ભક્તિ;
થતી નિજ દેશની રક્ષા, થતી આવિર્‌પણે શક્તિ. ૨૨
કરાતી અર્થની સિદ્ધિ, કરાતી જ્ઞાનની વૃદ્ધિ;
ખરી એ શક્તિમાં મ્હોટી, જરા એ વાત ના ખોટી. ૨૩
જુવાનીમાં બની જ્ઞાની, જુવાનીને જીતે ચુકત્યા;
બને તે મુક્તિનો સાથી, ભલી જિન ભક્તિની શકત્યા. ૨૪
જુવાની પુણ્યથી પામી, કરે જે ધર્મ રે તેની;
બુદ્ધ્યબ્ધિ જીંદગી સફળી, પ્રવૃત્તિ સત્ય છે એની. ૨૫

સંવત ૧૯૭૧ ના શ્રાવણ શુદ ૪ શનિવાર.

---

## નોકર-સેવક.

કરે નોકરી નોકર જેહ, તેના ગુણ વર્ણવશું એહ;
પ્રાણાન્તે બેવફા ન થાય, નોકરનો ગુણ એહ સુહાય. ૧
કરે ન નિન્દા સ્વામીતણી, વફાદાર રહે સ્વામી ભણી;
કરે ન સ્વામી ઉપરિ દ્રોહ, કરે ન પરમિલ્કત પર મોહ. ૨
સ્વામીના ગુણ પાછળ ગાય, સ્વામીનું સારૂં મન ચ્હાય;
સ્વામી સંકટમાં લે ભાગ, સદા ધરે નિજ સ્વામી રાગ. ૩
કાર્યોથી ના ચોરે અંગ, કરે ન ખોટા જનનો સંગ;
સ્વાર્પણથી સેવા શુભ કરે, દુર્બુદ્ધિ દૂરે પરિહરે. ૪

સ્વામી હુકમે ચાલે નિત્ય, ટેક નેકને રાખે ચિત્ત,
સઘળુ સ્વામી પૂછી કરે, ફાટફૂટ ના હૃદયે ધરે ૫
દેતા શિક્ષા કરે ન ક્રોધ, મનમા ધારે સવળો બોધ,
કૂડ કપટથી દૂરે રહે, સ્વામી ચહે તેને તે ચહે ૬
વાર્યું શેઠે કરે ન કામ, પરમેવો વાળી લે દામ,
સ્વામીના શત્રુનો સાથ, કદિ ન કરતો ઝાલી હાથ ૭
ખોટુ લાગે સ્વામી ચિત્ત, તેવી ધારે કોઇ ન રીત,
સ્વામી સામો કદિ ન થાય, મનમા લેશ ન બુરૂ ચ્હાય ૮
સ્વામી વિરૂદ્ધ ન થાય કદાય, સેવક ગુણુ એ છે નિર્માય,
સ્વામીને શુભ કરતો સહાય, સ્વામી દુ ખે દુ ખી થાય ૯
વિશ્વાસી સ્વામીનો ઘાત, કરે તેહની નીચી જાત,
આચદ્રાર્ક નરકે રહે, દુ ખ અનન્તા ત્યા તે લહે ૧૦
વિશ્વાસી સ્વામીને છળે, કુભીપાકઅગ્નિ એ બળે,
ખોદે ઉપરીનુ જે ખાઇ, ઠરે ન ઠામે ક્યારે ભાઇ ૧૧
સર્વ જણાવ્યા કાર્યો કરે, કથિત માર્ગમધ્યે સચરે,
શીર્ષ મૂકીને સેવા કરે, એવો સેવક સ પદ વરે ૧૨
અશુભ નિજ સ્વામીનુ ચ્હાય, તપજપ કરતો સ્વર્ગ ન જાય,
કરતો નિજ સ્વામી અપમાન, પામે ના તે ઉત્તમ સ્થાન ૧૩
સમર્થ થઈને સ્હામો થાય, કૃતઘ્ન નિર્ગુણ તેહ ગણાય,
સર્વ લોકમા દુષ્ટ ગણાય, દુર્જન નરકે અન્તે જાય ૧૪
ઉપકારીનો ઘાતક થાય, નરક ગતિમા વ્હેલો જાય,
આ ભવમા પણ લહે ન શાત, પાપી થાવે સઘળા ગાત્ર ૧૫
જેનાથી જે થયો મહન્ત, તેનો જે જન કરતો અન્ત,
પાપીમા પાપી શિરદાર, અપજશ દુ ખડા લહે અપાર ૧૬
સ્વામીના જે દેખે દોષ, પામે ના તે ગુણનો પોષ,
રાજા શેઠ ગુરૂ વા દાસ, વર્તે સત્ય હૃદયથી ખાસ ૧૭
શત્રુજનોથી ફૂટે નહીં, કીર્તિ તે જન પામે અહીં,

આપદમાં જે ખશી ન જાય; સાચો સેવક તેહ ગણાય. ૧૮
કરી પ્રતિજ્ઞા પાળે બોલ, તે સેવકનું વધતું તોલ;
ગુમાસતા નોકર જન ખાસ, સાચા બોલાનો વિશ્વાસ. ૧૯
ઉપરી સાથે ધરે વૈર, રાખે ના મનમાં કંઈ ઝેર;
રહે ન સ્વામી સાથ ઉદાસ, ધારે નિજ સ્વામી વિશ્વાસ. ૨૦
કદી ન બોલે જૂઠા બોલ, થાય નફ્ટ ના નિચ નિટોલ;
કરતો મીઠા વચને વાત, પામે સ્વામી જેથી શાત. ૨૧
કરે ન મનમાંહિ અહંકાર, લઘુતાથી વર્તે સંસાર;
સારૂં શ્રેષ્ઠતણું નિજ ગણે, અન્તરમાં સારૂં તે ભણે. ૨૨
સ્વામી સેવા સાચો ધર્મ, સેવકનો જાણો એ મર્મ;
રામતણો સેવક હનુમંત, ધન્ય ધન્ય એવા નિજ દન્ત. ૨૩
સેવક ધર્મો પાળે જેહ, સેવક મહિમા પામે તેહ;
સેવક થઇ જે સ્વામી થાય; અનુભવ તે પામે સુખરાય. ૨૪
સેવક સ્વાધિકારે ભવ્ય, કરવું સાચું નિજ કર્તવ્ય;
બુદ્ધિસાગર સુખડાં બેશ, પાળી લક્ષ્મી લહો હમેશ. ૨૫

સંવત્ ૧૯૭૧ ના શ્રાવણ સુદિ ૬ સોમવાર.

---

## શિષ્ય.

વિનય વડે શોભે જે નિત્ય, રાખે નિશદિન નિર્મળ ચિત્ત;
ગંભીરતા રાખે મન ઘણી; વાણી મીઠી સોહામણી. ૧
ગુરૂ પ્રેમી ગુરૂનો થઇ દાસ, વર્તે મન રાખી વિશ્વાસ;
સમયજ્ઞ જ સમતા ભણ્ડાર, શીલે શોભે શુભ અવતાર. ૨
ગુરૂથકી કાયાથી અભેદ, આત્માથી વર્તેજ અભેદ;
ગુરૂ ગુણોને ગાતો ફરે, પ્રાણ જતાં નિન્દા ના કરે. ૩
ગુરૂ સેવામાં રાચી રહે, ગુરૂની શિક્ષા શીર્ષે વહે;
કદિ ન ધારે મન અહંકાર, નિર્મળ ધારે શુભ વ્યવહાર. ૪
ગુરૂમન વર્તી સેવા કરે, ગુર્વાજ્ઞા લઇ હરે ફરે;

ગુરૂના માથે દે ના દોષ, ધમકાવ્યાથી કરે ન રોષ. - ૫
નિશદિન ગુરૂની કરૂણા ચહે, કૃપા વિના ના ક્ષણ પણ રહે,
ગુરૂ આવે ઝટ ઉભો થાય, ગુરૂ વદીને બેસે ઠાય. ૬
ગુરૂપર રાખે બહુલો ભાવ, ગુરૂને સમજે ભવજલ નાવ,
સદા ગુરૂનુ સાચુ ચહે, કપટ વિનાના વચનો કહે ૭
ગુરૂથી છાનુ કાઇ ન રહે, એવા નિજ મનડાને વહે,
ગુરૂ હૃદય જાણી સહુ કરે, ગુરૂદ્વેષી વિશ્વાસ ન ધરે. ૮
ગુરૂનુ બહુલુ કરતો માન, મનમા કરતો ગુરૂનુ ધ્યાન,
કરે ગુરૂ પર કદિ ન રીસ, જગમાં ઉત્તમ થાવે શિષ્ય. ૯
દુ ખ પડે પણ ધરે ન ખેદ, પ્રાણ પડે પણ ધરે ન ભેદ,
વઠાસમા સ કટને સહે, ઘડાસમા મ કટને વહે ૧૦
ગુર્વાજ્ઞાનો મનમાં રાગ, ભોગછના તે પામે ત્યાગ,
ગોસાલા સમ કદિ ન થાય, ગુરૂદ્રોહી નર નરકે જાય. ૧૧
ગુરૂનો દ્રોહી ઠરે ન ઠામ, જગમા યશનુ લહે ન ધામ,
ગુરૂ દ્રોહીનુ ઠરે ન ચિ ત. જગમા મળે ના રૂડા મિત્ર. ૧૨
કુલવાલુક પેઠે ભટકાય, શુદ્ધ હૃદય તેનુ ના થાય,
હણે ગુરૂનો જે વિશ્વાસ, તે નરકે જાવે જન ખાસ ૧૩
ગુરૂથી કદિ કરે ન વિરોધ, ગુરૂનો ગ્રહતો નિર્મળ બોધ,
સ્વાર્પણ કરી ગુરૂ ચરણે રહે, તેવા શિષ્યો મુકિત લહે. ૧૪
કરે ન આજ્ઞા ગુરૂની ભ ગ, રાખે આપત્ સમયે ર ગ,
ગુરૂ વચનામૃત પીવે સદા, ગુરૂને છેતરતો ના કદા. ૧૫
ગુરૂની આગળ લઘુતા ધરે, ગુરૂ વિરૂદ્ધ ન કાર્યો કરે,
ગુરૂ પ્રતિષ્ઠા કરે સુવૃદ્ધિ, કરે સદા નિજ ચેતન શુદ્ધિ. ૧૬
કરી પ્રતિજ્ઞા કરે ન ભ ગ, કદા ધરે ના ચિત્ત કુઢ ગ,
ઉપયોગી થઇ સેવા કરે, દ્રવ્યાદિક ભાવો અનુસરે ૧૭
દઢ શ્રદ્ધાળુ અન્તર્ દક્ષ, કદિ ન મૂકે સારો પક્ષ,
ભૂલે ના ગુરૂનો ઉપકાર, ભરમાવ્યો ના ભમે લગાર ૧૮

કદિ કૃતઘ્ન ન થાવે ખરે, ગુરૂશિક્ષા નિશદિન મન સ્મરે;
પ્રસન્ન રાખે ગુરૂને સદા, ધારે ન અવળી દૃષ્ટિ કદા. ૧૯
કરે ન ગુરૂથી વાદ વિવાદ, વાદ કરંતાં આવે ખાદ;
મન મોટું રાખીને રહે, ગુપ્ત રહસ્યો ક્યાંના કહે. ૨૦
નિષ્કામી થઇ ભક્તિ કરે, મુક્તિપુરી તે શિષ્ય જ વરે;
ગુરૂભક્તિમાં કાઢે કાળ, ગુરૂભક્તિમાં નિશદિન વ્હાલ. ૨૧
શિષ્યતણો ભક્તિ શૃંગાર, તેથી તે શોભે જગસાર;
કહેણી રહેણી સરખી ધરે, બની પ્રમાણિક સંપદ વરે. ૨૨
ધારે મનમાં ગુરૂ ઉપદેશ, કરે કદિ ના ગુરૂથી ક્લેશ;
અપત્ય અધિકા શિષ્ય સુભવ્ય, વિનય ભક્તિ તેનું કર્તવ્ય. ૨૩
કલિકાલે જે ગુરૂના ભક્ત, ગુરૂસેવામાંહી આસક્ત;
ધન્ય ધન્ય તેનો અવતાર, પામ્યો તે ભવજલધિ પાર. ૨૪
પુણ્યે ગુરૂની સેવા મળે, ગુરૂસેવાથી વાંચ્છિત મળે;
બુદ્ધિસાગર ગુરૂની સેવ, શાશ્વત શિવપુર આનન્દ મેવ. ૨૫

સંવત્ ૧૯૭૧ ના શ્રાવણ સુદિ ૮ બુધવાર.

---

## શિષ્યપ્રતિ ગુરુનું કર્તવ્ય.

દે શિક્ષા શિષ્યોને સાર, કરતો ભાવથકી ઉપકાર;
ધારે શિષ્ય ઉપર બહુ પ્રેમ, શિષ્યોન્નતિ કરવામાં રહેમ. ૧
અવગુણ ટાળે કરી ઉપાય, શિષ્યોને કરતો શુભ સહાય;
સત્યાસત્યનો દેવે બોધ, કરે નહીં શિષ્યોપર ક્રોધ. ૨
કેળવણી આપે સુખકાર, જેથી થાવે જગ જયકાર;
નિજ સરખા શિષ્યોને કરે, એવા ગુરૂઓ વિરલા ખરે. ૩
દેશકાલનું દેવે જ્ઞાન, આત્મોન્નતિ કરાવે ભાન;
સાવચેત શિષ્યોને કરે, નિજ ફર્જે સહુ વાર્તા ખરે. ૪
શિષ્યશ્રેય માટે સહુ કરે, ભેદભાવ દિલમાં ના ધરે;
સઘળું જીવન સ્વાર્પણ કરે, શિષ્યોમાટે જગમાં ખરે. ૫

લાયકને લાયક દે જ્ઞાન, શિષ્યો તેથી પામે માન,
સમજાવે પ્રગતિના મત્ર, સમજાવે પ્રગતિનુ તત્ર. ૬
શિષ્યોનુ વાળે શુભ વાન, રહે ન કોઇ જન નાદાન,
વિદ્યા આપે કરી કૃપા, પ્રગતિ શાન્તિથી જે પ્રપા. ૭
સમજાવે તત્ત્વોના ભેદ, ટાળે અજ્ઞ દોષના ખેદ,
નિજ શિષ્યો મોટા જગ થાય, નિશદિન એવા કરે ઉપાય ૮
પૂર્ણ કાળજી ચિત્તે ધરે, શિષ્યોની આપતને હરે,
શિષ્ય પ્રેમને ખેચે સાર, ધન્ય ધન્ય ગુરૂનો અવતાર ૯
શિષ્યો પાછળથી સસ્મરે, એવી પ્રવૃત્તિ ગુરૂજી ધરે,
આળસ અગે ધરે ન લેશ, ટાળે શિષ્યતણા બહુ કલેશ. ૧૦
શિષ્યોન્નતિમા રાજી રહે, પ્રાણાતે બૂરૂ ના ચહે,
વર્તે મનડુ કરી ઉદાર, શિષ્યોની સાથે સુખકાર ૧૧
અપત્યવત્ શિષ્યો મન ધરે, સર્વ શકિતથી સારૂ કરે,
ધરે ન સ્વાર્થ હૃદયમા લેશ, સ્વકર્તવ્યો કરે હમેશ ૧૨
એવા ગુરૂઓ જગમા લેશ, કરે ઉન્નતિ ટાળી કલેશ,
બુદ્ધિસાગર ગુરૂ સમાન, ઉપકારી જગ કોના માન ૧૩

સવત્ ૧૯૬૧ ના શ્રાવણ સુદિ ૧૦ શુક્રવાર.

---

## श्मशान.

જ્વાલાવડે તુ ધગધગી રહેતુ જણાવે શાન્તતા,
સસારમા શુ ? સાર છે વા સત્ય છે વા ભ્રાન્તતા,
જન્મી અરે શુ શુ કર્યુ શા શા કર્યા ખેલો અરે,
સમજાવતુ મૌની રહીને સાનમા જૂઠુ ખરે. ૧
લાખોતણી રાખો થઇ ના કોઇ અહીં રહેતુ નથી,
આ પ્રેતવનની રાખના તત્ત્વો જુવો યત્ને મથી,
જે મૂછ મરડી મ્હાલતાતા ગાજીને બહુ બોલતા,
તેના વપુની રાખ અહિ જે પર્વતોને તોલતા ૨

સંસ્કાર છેલ્લા સર્વના થાતા અહીં દેહોતણા,
હુકમો ચલાવે નૃપતિયો તે શાંત થઇ ગયા અહિં ઘણા;
હસતું જગતના લોકને આ પ્રેતવન મુંગું રહી,
જન્મ્યાજ તેની રાખ થાતી દેખશો સર્વે અહીં. ૩
ભડભડ થતા ભડકા ઘણા મડદાંતણી ભસ્મો થતી,
કાયા અરે ઘડીમાં બળી હોતી ન હોતી થઇ જતી;
ચાલે ન કોનું જોર અહીં સર્વે ન હોતા થઇ જતા,
બલ બુદ્ધિ જો અહંકાર અહીં નભતો નહીં કોનો કદા. ૪
કે યોગીઓને ભોગીઓના દેહની રાખો થઇ,
કે યુવતીઓના દેહની રાખ જ અરેરે થઇ ગઇ;
કે જમીનમાટે જોરથી શમશેરથી લડતા હતા,
તેવા જનોની રાખ અહીં દેખાય ખાધા બહુ ખતા. ૫
માતા નહીં જે પૃથ્વીમાં માયા અહિં ત્રણ હાથમાં,
મોહે ધમાધમ બહુ કરી લીધું ન કંઇએ સાથમાં;
ખાલી જવું અન્તે અરે ત્હોંયે ન મમતા ત્યાગવી,
શિક્ષા કથે ગંભીર થઇ શમશાન જોને માનવી. ૬
બહુ ધૂમ્રના ગોટા થતા વૈરાગ્યને એ દાખવે,
અન્તેજ ગોટાળા થતા સંજ્ઞાથકી એ સૂચવે;
ઝટ ચેત નર ઝટ ચેત નર અન્તે ન સાથે કંઇ થતું,
તો શું ધૂમ્રના લાચકા ભરે હાથે ન આવે કંઇ છતું. ૭

મંદાક્રાન્તા.

કોના બોલે અરઅર અહીં મૃત્યુ પામ્યા પછી રે,
એવી ભૂમી જગત તલમાં મૃત્યુ માર્ગે વસી રે;
બાળી ભસ્મીભૂત તન કરે એહ પાછું ન આપે,
દેખી આંખે જન મન અરે મોહને કેમ થાપે. ૮
ઉંચા નીચા જગ બહુ થતા પાપમાં રક્ત રહેતા,
કાળાં કર્મો બહુ બહુ કરી સર્વને જૂઠ કહેતા;
એવાનાં તો તન નહિ રહ્યાં ખાખ ઉડે અહીં રે,
ક્યાં તે જન્મ્યા નહિ નહિ અરે કોઇ જાણે મહી રે. ૯

ગદ્ધાં લોટે ખર બહુ વદી મૂઢ ! જોને મશાણે,
સાથે ના જો પરભવ કશું ભૂલતો કેમ તાને,
એ એ કેવું ચરમ સમયે સ્થાન આ સર્વનું છે,
ગર્વીઓને મરણ સમયે સ્થાન આ ગર્વનું છે. ૧૦

કયા સંસારે સરસ સુખ છે દેખીને સર્વ દેખો,
ખાતા પીતા સરસ સુખ છે પેખીને સર્વ પેખો,
શું ભોગોમાં અનુભવ કરી શર્મ છે તે તપાસો,
ભોગીઓના તન સહુ અરે ખાખ થાતા વિમાસો. ૧૧

પ્રેમીઓ સૌ અનુભવ કરો પ્રેમે કયા આ શ્મશાને,
આ શી ? બાજી અગમ જગમાં ભેદ કો ના પિછાને,
માયા ખેલો અહઅહ બધા સત્યને કોઈ પામે,
યોગી આવું નયન નિરખી મોહને પૂર્ણ વામે ૧૨

આ સંસારે સુખ નહિ કશું પૂર્ણ દેખો તપાસી,
મ્હારૂં ત્હારૂં નહિ નહિ કશું પુદ્ગલોની તમા શી ?,
દેખાડે આ ચરમ સમયે પિતૃભૂમી ખરે હા,
જાગો જાગો નયન નિરખી નાટ્ય દેખી અરે હા ૧૩

ન્હાના મોટા સકલ મનુજો, ના તનુઓ બળેલા,
મૃત્યું પાખે નહિ જગ અહીં કોઇ અન્તે રહેલા,
ત્હોયે શી ? આ જગત તલમાં મોહની છે ધમાલો,
પોલે ઢોલે ભરમ જગમાં ઠાઠ છે પૂર્ણ ઠાલો ૧૪

કાયા કાચા ઘટ સમ ખરે વાર ફૂટે ન લાગે,
જોને આખે જગત જનને ચાલતો વિણ ધાગે,
જોને જાગી હૃદય ઘટમાં જ્યોતિ જ્યોતે મિલાવો,
પામી સારો અવસર ખરે, ધર્મ કાર્યે લગાવો. ૧૫

દોહરા

ભડભડ મડદા બળી રહી, સમજાવે સંકેત,
બચ્ચો ન કોઈ મૃત્યુથી, ચેત ચેત નર ચેત ૧૬
મનુજોના મડદા તણી, સમજાવે છે રાખ,
ચેત ચેત નર જ્ઞાનથી, આખર તનની ખાખ ૧૭

બળતી જવાલાઓ કહે, તનનો રંગ પતંગ;
ભસ્મીભૂત સઘળું થતું, કર સન્તોનો સંગ. ૧૮
ફઠ ફટ ફાટી હાડકાં, સમજાવે નરનાર;
ચેત્યા તે સુખ પામિયા; શેષ લહ્યા ફટકાર. ૧૯
ચંદન રસ લેપ્યું વપુ, બળે મશાણે દેખ;
ના કર કાયા ગારવો, નજરે માનવ પેખ. ૨૦
જમીન માટે ઝૂઝતા, વપુઓ તેનાં રાખ;
બની ગયાં દેખી અરે, સાચું જગમાં ભાખ. ૨૧
ખોરી ખોરી બાળતાં, મડદાં કુટુંબી વર્ગ.
આંખે આવું દેખીને, કરવો ઘટે ન ગર્વ. ૨૨
નામ ન નિશાન ન કોઇનાં, રહ્યાં જગત્માં માન;
નામ રૂપમાં મુંજ ના, સમજાવે જ મશાણ. ૨૩
રાખથકી કાયા બની, અન્તે રાખ જ થાય;
નજરે દેખ મશાણને, ખાખે ખાખ જણાય. ૨૪
મહા ભયંકર લાગતું, રાત્રે દેખ મશાણ;
ચતુર્ગતિ સંસાર આ, મશાણ નિશ્ચય જાણ. ૨૫
ભવ શ્મશાને જીવ સહુ, બળતા ક્ષણ ક્ષણ જાણ;
ઉગરે સાચા સાધુઓ, વૈરાગી ગુણ ખાણ. ૨૬
શ્મશાન સંસારે અહો, શરણ સદ્ગુરૂ દેવ;
કામ મોહ ચિન્તા ત્યજી, ખરી ભકિતથી સેવ. ૨૭
પ્રભુ ભકિતમય મનથી, ઉગરે ધર્મી જીવ;
ભવ પીડા દૂરે કરી, થાવે જીવનો શિવ. ૨૮
ભવ શ્મશાને કાં પડે, ચેત ચેત નર ચેત;
વૈરાગી થાવા ખરો, શ્મશાનનો સંકેત. ૨૯

કવ્વાલી.

ખુદાને ઢુંઢનારાઓ, શ્મશાનોમાં ભમો જાગી;
ખુદાની વાનગી મળશે, થતાં મનમાં જ વૈરાગી. ૩૦
ભભૂતિ અંગપર ચોળી, ફકીરી ચિત્તમાં ધારી;

નિહાળી ખાખ સમ જગને, બનો ખાખી તજો યારી. ૩૧
નથી આ વિશ્વમા શાન્તિ, જગત્ ઢુંઢી જુવો સઘળુ,
જુવો પુચ્છી શ્મશાનોને, જણાવો ઉત્તરો શુ ! તે. ૩૨
ચઢેલાઓ અભિમાને, ઉઘાડી આખ દેખોને,
તમારી સાથ શુ ? આવે, જગત્ છે ખાખની બાજી ૩૩
છતી આખે જુવો ના કાઇ, પછીથી ખૂબ પસ્તાશો
ગયા પાછા નહીં આવો, કરી લ્યો ધર્મની કરણી ૩૪
અહા સન્ધ્યા સમા ઠાઠો, અરે વિજળી સમી લક્ષ્મી,
જતી ના કોઇની સાથે, કર્યું હાથે થતુ સાથે ૩૫
જગત્ની કારમી બાજી, ઠગે છે સર્વ જીવોને,
તથાપિ જે ન ચેતે તે, ભમે છે જન્મ મરણે તે ૩૬
શ્મશાનોમા મડા દેખી, અરે વૈરાગ્ય ના આવે,
તદા મૂઢત્વ છે ઝાઝુ, અહી એ સન્ત સમજાવે ૩૭
ઉપાન્ગ દેહનુ થાતુ, શ્મશાને દેખ ધારીને,
અવસ્થા એક ના રહેતી, હૃદયમા જો વિચારીને ૩૮
અહ મમતાતણી વૃત્તિ, અરે સ સાર છે એ તો,
અહમમતા ત્યજી ભવ્યો, ખરા વૈરાગ્યથી ચેતો ૩૯
સગાઓ સર્વ રોઇને, પછીથી શાન્ત થઈ જાતા,
જતો જીવ એકલો પરભવ, સગા સાથે નહીં થાતા ૪૦
કર્યાં કર્મો જતા સાથે, કમાણી અન્ય જન ખાતો,
નહીં જે ચેતતો માનવ, પછીથી ખૂબ પસ્તાતો ૪૧
જુવો જાગી હૃદયમાહિં, પરમ શાન્તિ પરખવાને,
કરી લ્યો સન્તની સગત, અલખ જ્યોતિ નિરખવાને ૪૨
સદા પરમાત્મભક્તિમા, રહો રાજી જનો સર્વે,
ત્યજી પાપો લહી સાચી, કદાપિ ના રહો ગર્વે. ૪૩
અવસ્થા સર્વની જેવી, થશે તેવી નથી શકા,
ત્યજી વૈરાગ્યના શસ્ત્રો, બની મહાવીર સમ બકા ૪૪

ભવ પિતૃ વને સન્તો, અલખનાં ગાન ગાવે છે;
લગાવી ધ્યાનની તારી, પ્રભુ મહાવીર ધ્યાવે છે. ૪૫
ખરે એ ધન્ય યોગીઓ, ખરી એ શાન્તિને પામે;
મિલાવી જ્યોતિથી જ્યોતિ, ઠરે છે સિદ્ધ થઇ ઠામે. ૪૬
ખરા એ સન્તયોગીઓ, પડે ના મોહ જંઝાળે;
બની ત્યાગી પ્રભુ રાગી, અહો ઝટ મોહને બાળે. ૪૭

દુહા.

ભવ શ્મશાન સ્વરૂપને, અવબોધી ઝટવાર;
સાચાં સુખડાં પામવા, ચેતો નર ને નાર. ૪૮
દગા પ્રપંચો ત્યાગીને, ધર્મ હૃદયમાં ધાર;
અજરામર પદ પામવા, ચેતો નર ને નાર. ૪૯
ગયા પ્રેમીઓ પ્રેમમાં, મુંઝી નરક મઝાર;
પરમ પ્રભુને પામવા, ચેતો નર ને નાર. ૫૦
રાવણ સરખા રાજવી, રામસમા ઝુંઝાર;
ગયા ન પાછા આવીયા, ચેતો નર ને નાર. ૫૧
વિષયાગ્નિમાં ના પડો, પડ્યા કરે પોકાર;
એવું સમજી ચિત્તમાં, ચેતો નર ને નાર. ૫૨
વિષય હળાહળ પીવતાં, હોય ન શાન્તિ લગાર;
પુનઃ પુનઃ કયાં મુંઝતા, ચેતો નર ને નાર. ૫૩
હું મારૂં કરતાં થકાં, ભૂલ્યો જીવ ગમાર;
જાગી ઘટમાં જ્ઞાનથી, ચેતો નર ને નાર. ૫૪
પામી યૌવન સંપદા, ભૂલો ના તલભાર;
વિશ્વ શ્મશાને શર્મ ના, ચેતો નર ને નાર, ૫૫
થઇ ન પૃથ્વી કોઈની, કદિ ન કોની થનાર;
આંખ મિંચાએ કંઈ નહીં, ચેતો નર ને નાર. ૫૬
સગાં સંબંધી સ્વાર્થનાં, જૂઠા વિષય વિકાર;
સ્વપ્ન સમું જાણી સહુ, ચેતો નર ને નાર. ૫૭
મુંઝાતો કયાં માનવી, શ્મશાન દેખી વિચાર;
અન્તે કોઇ ન કોઈનું, ચેતો નર ને નાર. ૫૮

સ્વપ્ન સુખલડી ભક્ષતા, ક્ષુધા ન ભાગે ધાર,
જાણે ઝપ વળે નહીં, ચેતો નર ને નાર ૫૯
વાડી ગાડી લાડી સહુ, પડતાં રૂહે નિર્ધાર,
એવુ જાણી ચિત્તમા, ચેતો નર ને નાર. ૬૦
નામ રૂપનો મોહ શો ?, શો ? જડ વસ્તુ પ્યાર,
કૃત્રિમ સર્વ નિહાળીને, ચેતો નર ને નાર ૬૧
ધર્માર્થે જીવન વિના, જૂઠ સકળ વ્યવહાર,
એવુ મનમા જાણીને, ચેતો નર ને નાર ૬૨
પાપ પુણ્ય બે જાણીને, કરો વિવેકે સાર,
પાપ કર્મ ત્યાગી સદા, ચેતો નર ને નાર ૬૩
સસારે સુખ ના કશુ, દુ ખ અનન્ત અપાર,
એવુ જાણી ચિત્તમા, ચેતો નર ને નાર. ૬૪
કરો ઉપાયો કોટિ પણ, કોઇ નહીં રહેનાર,
સમજી સાચુ ચિત્તમા, ચેતો નર ને નાર. ૬૫
ષડ્રસ ભોજન સ્વાદતા, રહ્યા ન વિશ્વ મઝાર,
અનિત્ય આ સસારમા, ચેતો નર ને નાર ૬૬
પ્રોફેસર પડિત ઘણા, જ્ઞાની ગયા ગમાર,
પરમ પ્રભુની ધૂનમા, ચેતો નર ને નાર ૬૭
કરે ક્રોધ શા કારણે, તેથી દુ ખ અપાર,
સાચી શિક્ષા માનીને, ચેતો નર ને નાર ૬૮
રાગાદિકના બન્ધનો, વડે થતો સસાર,
રાગાદિક હણવા પ્રતિ, ચેતો નર ને નાર ૬૯
આત્મોન્નતિની પ્રાપ્તિ તો, કષાય જયથી ધાર,
નિશ્ચય એવો મન ધરી, ચેતો નર ને નાર ૭૦
ભવજળધિ તરવા પ્રતિ, નૌકા દેહ વિચાર,
પુણ્યોદયથી પામીને, ચેતો નર ને નાર ૭૧
ચિતામણિ સમ દેહને, પામી કરો ન વાર,
ધર્મ કર્મ મનમા ધરી, ચેતો નર ને નાર ૭૨

કાયા કાચાં કુંભ સમ, વિણસંતાં નહિ વાર;
એવું સમજી સાનમાં, ચેતો નરને નાર. ૭૩
શ્મશાનીયા વૈરાગ્યથી, વળે ન કિંચિત્ સાર;
જ્ઞાનયુક્ત વૈરાગ્યથી, ચેતો નર ને નાર. ૭૪
શૃંગારિક રસથી અરે, મળે ન સુખ લગાર;
શાન્તરસે રસિયા બની, ચેતો નર ને નાર. ૭૫
ત્યજી પ્રમાદો આવતા, વૈરાગ્યે મન વાળ;
વસ્તુ સ્વભાવે ધર્મ છે, ચેતો નર ને નાર. ૭૬
ધન્ય ધન્ય તે મુનિવરા, શાન્તરસી જયકાર;
મુનિ દૃષ્ટાન્તો બોધીને, ચેતો નર ને નાર. ૭૭
ગજ સુકુમાલ સદા નમો, સમતા રસ ભંડાર;
મનમાં એહ વિચારીને, ચેતો નર ને નાર. ૭૮
ધન્ય ધન્ય તે મુનિવરા. અવન્તી સુકુમાલ;
શ્મશાનમાં કાઉસગ્ગ રહ્યા, વન્દો મુનિ કૃપાળ. ૭૯
શ્મશાનમાં સાધન કર્યું, પરભવનું સુખકાર;
તેને મનમાં લાવીને, ચેતો નર ને નાર. ૮૦
પાર ન આવે રોવતાં, વહે એમ સંસાર;
હર્ષ શોકને પરિહરી, ચેતો નર ને નાર. ૮૧
સમજુ સત્યગ્રહે સદા, વાંચી કાવ્ય વિચાર;
મુક્તિપુરી વેગે લહે, સફળ કરે અવતાર. ૮૨

ચોપાઇ.

શ્મશાન કાવ્યનો વાંચો સાર, પામો તેથી ભવનો પાર;
સમજી ચિત્તે ધરો વિવેક, નિશ્ચય રાખો ધર્મની ટેક. ૮૩
પ્રગટે વાંચ્યાથી વૈરાગ્ય, બાહ્યાભ્યન્તર પ્રગટે ત્યાગ;
હોવે શિવસુંદરીનો રાગ, શાશ્વત સુખનો થાવે લાગ. ૮૪
આધિ વ્યાધિ સહુ નાસે દુઃખ, અન્તરમાં પ્રગટે શિવ સુખ;
રત્નત્રયીની પ્રાપ્તિ થાય, ચારિત્રી થઇ શિવપુર જાય. ૮૫

ભણે ગણે જે નર ને નાર, ધર્મી થાવે તે નિર્ધાર,
બુદ્ધિસાગર મંગળ માળ, પામે થાવે જગ જયકાર. ૮૬

ॐ शान्तिः ॥३॥

સંવત્ ૧૯૭૧ ના શ્રાવણ સુદિ ૧૦ શનિવાર

## सागर.

સાગરમાં લક્ષ્મી વસે, રત્નો અપરંપાર,
સાગરની ગંભીરતા, ઉપમા સજ્જન ધાર ૧
સાગરની સેવા કરે, વાંછિત ફળે કરોડ,
દરિદ્રતા દૂરે કરે, નહિ જગ એની જોડ. ૨
ભરતી ઓટ થાતા રહે, ઉછળે બહુ કલ્લોલ,
ઘું ઘું અવ્યક્ત શબ્દથી, બોલે ગંભીર બોલ ૩
નાવો વહાણો સ્ટીમરો, ફરતા દોડાદોડ,
સબમરીનો ક્રૂઝરો, દોડે હોડાહોડ ૪
સાગરમધ્યે દ્વીપ બહુ, ખડકો હોય અનેક,
ભલું બુરૂં જગનું કરે, ત્યજે ન નિજની ટેક ૫
સાગરનું શિક્ષણ ગ્રહે, તે જન થાય મહાન્,
પ્રવૃત્તિથી પ્રગતિ કરી, થાવે જગ સુલ્તાન ૬

કવ્વાલી

વલોવ્યો અબ્ધિ દેવોએ, તથા સાગર વલોવ્યાથી,
ગ્રહાતા રત્ન મન માન્યા, જતું દારિદ્રય ઝટ દૂરે ૭
વિવેકે જે વલોવે તે, ત્યજી વિષ અમૃત સ્વાદે,
વલોવાનું જે શિખે તેઓ, ખરા વિજ્ઞાનીઓ જાણો ૮
યથા સાગર કરે ભરતી, તથા ભરતી કરે જેઓ,
સદા સમ્પત્તિને પામે, રહે દુ:ખી નહીં તેઓ ૯
કરીને ઓટ સાગર ઝટ, વધારે છે સ્વયં બળને,
તથા ઓટે મનુષ્યોએ, હઠી પાછા થવું મોટા ૧૦

કરે છે માર્ગ પ્રગતિનો, સ્વયં છોળે ગમે ત્યાં તે;
મનુષ્યોએ તથા પ્રગતિ, કર્યા કરવી સ્વયં બળથી. ૧૧
ધરે છે પેટમાં સહુને, બને ના છાછરો ક્યારે;
થઇ ગંભીર મનુષ્યોએ, કદિ ના છાછરા થાવું. ૧૨
બને જે છાછરા મનના, લહે અપકાન્તિને તે તો;
વિચારી મર્મ અન્તર્માં, ખરી ગંભીરતા ગ્રહવી. ૧૩
ધરી ગંભીરતા લોકો, ગુણો સંપત્તિયો પામે;
બને જે છાછરા મનના, તિરસ્કારો લહે જગના. ૧૪
યથા સાગર ઘણી નદીઓ, ગ્રહી શોભા લહે ઝાઝી;
તથા પ્રગતિ ઘણી રીતે, ગ્રહીને શોભતા લોકો. ૧૫
ઘણા નિજ સ્વોન્નતિ પન્થો, નદીઓના સમા જાણી;
સદા સ્વાત્મોન્નતિ કરવી, ગ્રહીને શક્તિયો તેથી. ૧૬
ખરા જે શક્તિપ્રાપ્તિના, ઉપાયો દ્વાર સમ જેઓ;
કરીને પ્રાપ્ત તેઓને, ખરી સ્વાત્મોન્નતિ કરવી. ૧૭
પુરાણાં ને નવાં જે જે, ગ્રહીને દ્વાર શક્તિનાં;
વિવૃદ્ધિ સ્વાત્મશક્તિની, કર્યા કરવી ઉપાયોથી. ૧૮
યથા સાગર તરંગોથી, લહે છે કુદ્રતી શોભા;
વિચારોના તરંગોથી, તથા શોભા લહે લોકો. ૧૯
સુધારાના વિચારોના, તરંગોથી વહે જેઓ;
કરે પ્રગતિ સદા તેઓ, કુધારાઓ ત્યજી દૂરે. ૨૦
ઘણી ગંભીરતા ધારે, ઘણો ઉછળે તરંગોથી;
તથા ગંભીરતા ધારી, મનુષ્યોએ પ્રગતિ કરવી. ૨૧
ઘણાં રત્નો ધરે ઉદરે, મનુષ્યોએ ગુણો તદ્વત્;
ધરી અન્તર્ ભલા ભાવે, બની સાગર સમા રહેવું. ૨૨
બની સાગર નિમિત્તોથી, ગુણો પામી સદા રહેવું;
ઉપાદાને તથા થાવું, સ્વયં સાગર ખરી રીતે. ૨૩
જગત્ સાગર સમું દેખે, સમાવે સાગરો નિજમાં;
સ્વયં સાગર બનીને તે, કરે તે સાગરો સૌને. ૨૪

ક્ષયોપશમાદિ ભાવોથી, ભરે સાગર સદા આત્મા,
બુદ્ધિયબ્ધિ ધર્મ સાગરની, ખરી શોભા લહે જ્ઞાની. ૨૫
ૐ શાંતિઃ ૩

સવત્ ૧૯૭૧ ના શ્રાવણ શુદિ ૩ શુક્રવાર.

## ઠરી ના બેસતો દ્રોહી.

સ્વદેશ દ્રોહી છે પાપી, અદૃશ્ય જ છે વદન તેનુ,
સ્વદેશાગાર પાપોથી, ઠરી ના બેસતે દ્રોહી ૧
સ્વદેશ દ્રોહીના જન્મે, ભયંકર થાય ઉત્પાતો,
નિષૂદન કાઢીને ક્યાએ, ઠરી ના બેસતો દ્રોહી ૨
વળે શુ ? તીર્થને તપથી, સ્વદેશદ્રોહીને જગમા,
ભયકર પાપ કૃત્યોથી, ઠરી ના બેસતો દ્રોહી ૩
અરે જે રાજ્યનો દ્રોહી, અરે જે ધર્મનો દ્રોહી,
પડીને પાપ ખાડામા, ઠરી ના બેસતો દ્રોહી ૪
બને જે મિત્રનો દ્રોહી, સુખી થાતો નહી ક્યારે,
હૃદય ઘાતક અરે પાપી, ઠરી ના બેસતો દ્રોહી ૫
બને વિશ્વાસી ઘાતક જે, પડી નરકે લહે દુ ખો,
લહી રૈરવ ઘણી પીડા, ઠરી ના બેસતો દ્રોહી ૬
ગુરૂનો જે બને દ્રોહી, નથી તેના સમો પાપી,
ગુરૂ સામો પડી પામર, ઠરી ના બેસતો દ્રોહી ૭
ગુરૂ દ્રોહી સમો પાપી, જગત્મા અન્ય ના કોઇ,
બનીને ભૂતવત્ ક્યાએ, ઠરી ના બેસતો દ્રોહી ૮
પ્રતિજ્ઞા પ્રેમ તોડીને, સુખી થાતો નહીં દ્રોહી,
જનોના શાપ લેઇને, ઠરી ના બેસતો દ્રોહી ૯
બની ઉપકારીનો દ્રોહી, મરે બહુ દુ ખથી રોતો,
હલાહલ સર્પ સમ ભૂડો, ઠરી ના બેસતો દ્રોહી ૧૦
કૃતઘ્ની જે થતો દ્રોહી, અરે રાક્ષસ થતો પાપે,

મરીને અન્ય ભવમાંહિ, ઠરી ના બેસતો દ્રોહી. ૧૧
ડરીને મૃત્યુ જગત્માંહિ, કદાપિ દ્રોહ ના કરવો;
કરીને દ્રોહથી ભૂંડું, ઠરી ના બેસતો દ્રોહી. ૧૨
શિખામણ સત્ય માનીને, કરે ના દ્રોહ જે સારા;
બુદ્ધ્યબ્ધિધર્મ ધારીને, લહે અદ્રોહીઓ શાન્તિ. ૧૩

સંવત્ ૧૯૭૧ ના શ્રાવણ વદિ ૫ રવિવાર.

---

## क्षमा आपी त्हने साची.

ગણીને આત્મવત્ ભાવે, ત્યજીને વૈર અન્તરથી;
ધરીને ચિત્તમાં વૈરી, ક્ષમા આપી ત્હને સાચી. ૧
કરૂણાદૃષ્ટિ ધારીને, હૃદયના દોષ વારીને;
પ્રતિ બદલો નિવારીને, ક્ષમા આપી ત્હને સાચી. ૨
થતું કર્માનુસારે સહુ, નિમિત્તો માત્ર ત્યાં અન્યો;
વિચારી કર્મના ભાવો, ક્ષમા આપી ત્હને સાચી. ૩
થવાનું થાય છે કર્મે, નહીં કો કર્મથી છૂટે;
ભયંકર પાપ ગુન્હાની, ક્ષમા આપી ત્હને સાચી. ૪
જરા ખામી નહીં રાખી, બુરૂં કરવા તથાપિ મ્હેં;
ખરી અધ્યાત્મદૃષ્ટિએ, ક્ષમા આપી ત્હને સાચી. ૫
પરંપરવૈરસંસ્કારો, વધાર્યાથી નથી સારૂં;
વિચારી વાંક કર્મોનો, ક્ષમા આપી ત્હને સાચી. ૬
વિપાકો કર્મના સહવા, નિહાળી દોષ પોતાનો;
ખરી એ સન્તદૃષ્ટિએ, ક્ષમા આપી ત્હને સાચી. ૭
બુરી વૃત્તિથકી બુરૂં, થતું સહુ જીવનું સમજી;
ભલા ભાવે થતું સારૂં, ક્ષમા આપી ત્હને સાચી. ૮
નિજાત્માવત્ સદા માન્યો, મનો વચ કાયચેષ્ટાએ;
પ્રભુશ્રી વીરના બોધે, ક્ષમા આપી ત્હને સાચી. ૯
ગમે તે થાઓ તે થાઓ, ગમે તે તું ? કરે ત્હોયે;

ધરી અદ્વૈતની દૃષ્ટિ, ક્ષમા આપી ત્હને સાચી. ૧૦
ક્ષમા છે મુક્તિ નિ સરણી, ક્ષમાયેગે શ્રમણ થાવા;
બુદ્ધયબ્ધિ ધર્મ ધારીને, ક્ષમા આપી ત્હને સાચી. ૧૧

સંવત્ ૧૯૭૧ ના શ્રાવણ વદ ૬ સોમવાર

## जरा ना भूल थावा दे.

તપાસીને સકલ ફરજો, મચ્યા કર કાર્ય ત્હારામા,
તપાસી બાજુઓ સર્વે, જરા ના ભૂલ થાવા દે. ૧
પ્રમાદો આવતા વારી, ખરો ઉદ્દેશ મન ધારી,
હૃદયમાં ધૈર્ય ધારીને, જરા ના ભૂલ થાવા દે ૨
બની સાધ્યોપયોગી ઝટ, વિચારી ક્ષેત્રકાલાદિ,
સુયુક્તિયો ધરી સાચી, જરા ના ભૂલ થાવા દે ૩
થતા વિઘ્નો થશે વિઘ્નો, કયા ક્યારે કયા રૂપે,
ઉપાયો સર્વ સંયોજી, જરા ના ભૂલ થાવા દે ૪
વિપત્તિયો પડે જે જે, કરી તેના ઉપાયો સહુ,
ખરી આત્મોન્નતિ માટે, જરા ના ભૂલ થાવા દે. ૫
પ્રપંચીના પ્રપંચોથી, નહીં વંચાઇ ઉપયોગે,
શુભંકર કાર્ય કરવામા, જરા ના ભૂલ થાવા દે ૬
ખરી પ્રગતિવિષે ભાવે, ધરીને ચિત્ત હુશિયારી,
બુદ્ધયબ્ધિધર્મ કરવામા, જરા ના ભૂલ થાવા દે ૭

સંવત્ ૧૯૭૧ ના શ્રાવણ વદ ૭ મંગળવાર.

## तदा जीव्युं सफल मानुं.

જગતના સર્વ જીવોનુ, ભલુ કરવા થશે યત્નો,
મઝાની શાન્તિ અર્પાશે, તદા જીવ્યુ સફલ માનુ ૧
વિધર્મી વા સ્વધર્મીની, વિના ભેદે થશે સેવા,

ભલામાં ભાગ લેવાને, તદા જીવ્યું સફલ માનું. ૨
સમગ્ર વિશ્વમાં શાન્તિ, પ્રવર્તક સત્પ્રતિબોધો;
પ્રચારાશે ભલી રીતે, તદા જીવ્યું સફલ માનું. ૩
નિજાત્માવત્ સકલ જીવો, ગણીને તેમ વર્તાશે;
યદાનુભવ થશે એવા, તદા જીવ્યું સફલ માનું. ૪
રહે ના વૈર કો સાથે, ટળે મનના સકલ દોષો;
પરાત્મા ધ્યાનમાં ભાસે, તદા જીવ્યું સફલ માનું. ૫
રજસ્તમની ટળે વૃત્તિ, પ્રવર્તે સાત્વિકી વૃત્તિ;
શુભાઽશુભની ટળે વૃત્તિ, તદા જીવ્યું સફલ માનું. ૬
સમગ્ર વિશ્વમાં યુદ્ધો, ટળે એવાજ ઉપદેશો;
પ્રચારાશે ભલા ભાવે, તદા જીવ્યું સફલ માનું. ૭
પ્રમાદે જાય ના ક્ષણ એક, રહે અન્યાય ના જગમાં;
પ્રવર્તે ન્યાય સર્વત્ર, તદા જીવ્યું સફલ માનું. ૮
ટળે મમતા મળે સમતા, અહંતા સ્વપ્નમાં નાવે;
બુદ્ધયબ્ધિધર્મદૃષ્ટિથી, સદા જીવ્યું સફલ માનું. ૯

સંવત્ ૧૯૭૧ ના શ્રાવણ વદ ૮ ગુરૂવાર.

---

## आबुजीपर आनन्द.

અહા અહીં આનન્દ આવે રે
વાણીથી ના કથાય............ ..............મઝાનો.
શિખરોપર કિરણો પડે રે, શીતલ વાયુ વાય;
પંખી કલરવ બોલતાં રે, શાન્તિ મઝાની જણાય. અહા૦ ૧
અઢાર ભાર વનસ્પતિ રે, ઉગે અપરંપાર;
કુદ્રતી શોભા ભલી રે, યથાવૃત્તિ સુખકાર. અહા૦ ૨
વિવિધ પુષ્પ સુગંધથી રે, રોગ ઘણા દૂર જાય;
ઉન્હાળે અહિંની હવા રે, સૌથી સરસ સુહાય. અહા૦ ૩

ભોગ દૃષ્ટિથી ભોગીઓ રે, ફરતા અહિં જણાય,
યોગ દૃષ્ટિથી યોગીઓ રે, ચિદાનન્દને ધ્યાય અહો૦ ૪
ચિત્તસમાધિકારકો રે, વિવિધ સ્થાનો અત્ર,
શિલા બહુ નજરે પડે રે, ન્હાની મોટી યત્ર તત્ર અહો૦ ૫
નિર્જન શિલા પ્રદેશમા રે, બેસી કીધુ ધ્યાન,
વિષયાતીત આનન્દમા રે, મન બહુ થયુ મસ્તાન અહો૦ ૬
ભર્તૃહરિ ગુફાવિષે રે, ધ્યાન કર્યું જયકાર,
આત્મામા સ્થિરતા થઈ રે, આનન્દ પ્રગટ્યો અપાર. અહો૦ ૭
જિનવદન સ્તવના કરી રે, પ્રગટી હર્ષની રેલ,
બુદ્ધિસાગર દૃષ્ટિએ રે, ચિદાનન્દની મ્હેલ અહો૦ ૮

સંવત્ ૧૯૭૧ ના માઘવદિ ૧૧

---

## कुंभारीया.

ચારે બાજુ પર્વત હાર, સરસ્વતી વહેતી જયકાર,
ઝાડ ખજૂરીના બહુ થાય, નાન્હા વ્હેળા વહે સદાય.
પિંપળ ઉંબર આદિ ઘણા, વૃક્ષો લાગે સોહામણા,
આરાસણ નગરી અહિં હતી, નેમિનાથજી નગરીપતિ ૧
રાજા વિમળશાહે કર્યા, દેરા પાંચે લક્ષ્મી ભર્યા,
સ્વર્ગ જવાને પંચ વિમાન, શોભે કોરણીએ ગુણખાણ ૨
અંબિકા પામી આદેશ, વિમલશાહે કીધા બેશ,
અંબિકા શુભ દેવી સાર, નેમનાથની જગ જયકાર ૩
વેલડીઓ ઉગે જયકાર, જાણે તેને કિમ્મત સાર,
ભાવડા જાતિ કરે નિવાસ, મક્કાઇ ઘઉ પકવે ખાસ ૪
જંગલમાહિં વરૂઓ વાઘ, જવા ન રાત્રે એકલ લાગ,
દાંતાના રાણાનુ રાજ્ય, વર્તે આપે સૌને સાજ ૫
જંગલમાહિં મંગળ બેશ, જિનદર્શનથી હોય હમેશ,
પાંચે દેરામા જિન ઘણા, દેખે ચિત્ત ન રહેતી મણા ૬
૭

ચાર દિવસ રહેવાનું થયું, ચિત્ત સમાધિએ ગહગહ્યું;
ધ્યાન કરંતાં ચિત્ત મઝાર, આનન્દ પ્રગટ્યો અપરંપાર. ૮
આત્મધ્યાનાવસ્થા વિષે, વીતરાગની ઝાંખી દિસે;
એવો અનુભવ પ્રગટ્યો સાર, પરમાનન્દ દશા જયકાર. ૯
આરોગ્યપ્રદ જલને હવા, તેના આગળ શી ? છે દવા;
કાયાનું આરોગ્ય જ રહ્યું, સમતા ભાવે મનડું વહ્યું. ૧૦
અંબાજી જઈ કર્યો વિહાર, અનેક ડુંગરો દેખ્યા સાર;
પહોંચ્યા ગામ ખરેડી સાર, ત્યાંથી આબુ કર્યો વિહાર. ૧૧
આબુ મન સાબુ સમ થયો, મરૂ ગુર્જરની વચ્ચે રહ્યો;
બુદ્ધિસાગર યાત્રા કરી, અનુભવની પોઠી ઘટ ભરી. ૧૨

સંવત્ ૧૯૭૧ ના માઘસુદિ

---

## अलेखे बोध ना जातो.

સદા ઉપદેશ કરવાથી, ગમે તે બોધને પામે;
જગત્માં પાત્ર જીવે કૈ, અલેખે બોધ ના જાતો. ૧
મહત્તા ધૂળની જગમાં, પ્રસંગે સર્વને ભાસે;
થતી કિમ્મત અરે સૌની, અલેખે બોધ ના જાતો. ૨
ગમે તે કાલને ક્ષેત્રે, પ્રગટતા બોધ લેનારા;
નિરાશા ના કદિ ભજવી, અલેખે બોધ ના જાતો. ૩
ધરી કર્તવ્યની દૃષ્ટિ, કર્યાં કરવું અધિકારે;
હૃદયમાં ધારજે સાચું, અલેખે બોધ ના જાતો. ૪
પરિણામે થશે ફલ વા, નહીં થાશે ત્યજી શંકા;
કર્યા કર ઉપદેશોને, અલેખે બોધ ના જાતો. ૫
કર્યા કર બોધ જીવોને, ગમે તે જાગશે તેથી;
જગત્માં દેખ દૃષ્ટાન્તો, અલેખે બોધ ના જાતો. ૬
ગમે ત્યારે થતી પ્રગતિ, ખરેખર બોધના યોગે;
ઉગે છે બીજ વાવેલાં, અલેખે બોધ ના જાતો. ૭

જરા પણ હાર ના હિમ્મત, કર્યા કર કાર્ય તુ ત્હારૂ,
થશે તવ બોધથી સિદ્ધિ, અલેખે બોધ ના જાતો ૮
ધરી ઉત્સાહ મનમાહી, મચ્યા કર બોધ દેવાને,
બુદ્ધયબ્ધિ બોધની કરણી, સદા સફળી થતી જગમા ૯

## વિરોધો સહુ શમાવી દે.

પ્રભુ પ્રાપ્તિ થશે નક્કી, કથુ તે કર ખરા ભાવે,
ક્ષમા લાવી હૃદયમાહિ, વિરોધો સહુ શમાવી દે ૧
ક્ષમા દે આત્મવત્ માની, વિરોધીવર્ગને જ્ઞાને,
અનન્તાનન્દ વરવાને, વિરોધો સહુ શમાવી દે. ૨
રજોગુણને તમોગુણને, નમૂલ તૂર્ણ હરવાને,
જગત્મા પૂજ્ય થાવાને, વિરોધો સહુ શમાવી દે ૩
અભેદે ચિત્ત રસવાને, અહ ત્વ ભાવ વિસરવાને,
સમાધિ યોગ વરવાને, વિરોધો સહુ શમાવી દે ૪
નિજાત્માવત્ જગત્ ભાસે, અહો એવી દશા વરવા,
કર્યા જે જન્મીને તે તે, વિરોધો સહુ શમાવી દે ૫
ભલી આત્મોન્નતિ કરવા, હૃદય શુદ્ધિ ભલી ધરવા,
થતાં પાપો સકલ હરવા, વિરોધો સહુ શમાવી દે ૬
અહિંસાની પ્રતિષ્ઠાથી, રહે ના વૈરની વૃત્તિ,
અહો એવી દશા વરવા, વિરોધો સહુ શમાવી દે. ૭
વિરોધે આત્મબળ હાનિ, પરસ્પર અવનતિ ખાનિ,
વિચારી ચિત્તમા એવુ, વિરોધો સહુ શમાવી દે ૮
અવક્રાન્તિ વિરોધે છે, ખરેખર વિશ્વમા સૌની,
વિરોધે યાદવો મૂવા, વિરોધો સહુ શમાવી દે ૯
વિરોધ જ જ્યા પ્રગટ થાતો, પ્રથમ ત્યાં આત્મબળ હાનિ,
થતી પશ્ચાત્ અન્યોની, વિરોધો સહુ શમાવી દે ૧૦

વિરોધે ના થતી શાન્તિ, વિરોધે બહુ થતી ભ્રાન્તિ;
ઘટે છે દેહની કાન્તિ, વિરોધો સહુ શમાવી દે. ૧૧
કષાયો સર્વ હરવાને, ભવાંભોધિ સુ તરવાને;
નિજાત્મા શુદ્ધ કરવાને, વિરોધો સહુ શમાવી દે. ૧૨
વિરોધક ભાવ વણ આત્મા, પરાત્મા છે સ્વયં પિણ્ડે;
બુદ્ધયબ્ધિ પૂર્ણ પ્રાપ્ત્યર્થે, વિરોધો સહુ શમાવી દે. ૧૩

સંવત્ ૧૯૭૧ ના શ્રાવણ વદિ.

---

## निर्वृत्तिदेवी

નિર્વૃત્તિ ધન્ય ધન્ય, જગત્માં નિર્વૃત્તિ ધન્ય ધન્ય;
સેવે જન કૃતપુણ્ય, જગત્માં..... ..................નિર્વૃત્તિ.
તુજ ખોળામાં જે રહ્યા રે, તેને નહીં ભવ દુઃખ;
નિર્ભયી થઇ ખેલ્યા કરે રે, પામી અનન્તાં સુખ. જગત્માં. ૧
યોગી યતિ સન્ન્યાસીઓ રે, ઉદાસીને ફકીર;
તવ સેવા પ્રેમે કરે રે, અન્તરૂમાં ધરી ધીર. જગત્માં. ૨
સાત્વિક ગુણ આહારથી રે, પોષે જે નિજ દેહ;
સાત્વિક વૃત્તિ ધારીને રે, સેવે તવ સન્ત એહ. જગત્માં. ૩
તવ ઝાંખી જે જન લહે રે, શાન્ત થઇ તે જાય;
પડે નહીં તે પ્રવૃત્તિમાં રે, મનમાં ન અન્ય સુહાય. જગત્માં. ૪
પ્રભુથી લય લાગ્યા પછી રે, પ્રાપ્તવ્ય અન્ય ન કોય;
એવી દશામાં ઝીલાવતી રે, અનુભવ એવો જોય. જગત્માં. ૫
તવરંગે જે રાચીયારે, મરજીવા તે થાય;
દુનિયા ન પહોંચે ત્યાં જઇ રે, ખેલે સદા નિર્માય. જગત્માં. ૬
તવ દર્શન સંગતિથકી રે, ઇશ્વર હજુરાહજુર;
જન સ્વયં પ્રભુ થઇ જતો રે, પામે આનન્દ પૂર. જગત્માં. ૭
દુનિયા ભટકે બાવરી રે, તવદર્શન વણ ફોક;
કરી માથાકૂટ જડતણી રે, અન્તે પાડે પોક. જગત્માં. ૮

તવ કૃપાને પામીને રે, જીવ પ્રભુરૂપ પાય,
બુદ્ધિસાગર અનુભવે રે, નિશ્ચય સત્ય સુહાય જગત્મા ૯

ॐ शान्तिः ॥ ३ ॥

સવત્ ૧૯૭૧ ના શ્રાવણ વદ

---

## सर्युं ए भक्त शिष्योथी

ગતાગમ ના પડે કાર્યે, કરે વિવાહની વરશી,
સ્વચ્છન્દી ચિત્તના મેલા, સર્યુ એ ભકત શિષ્યોથી. ૧
નહી કર્તવ્ય નિજ જાણે, વિવેકે કાર્ય ના કરતા,
ધમાધમમા રહે રાચી, સર્યુ એ ભકત શિષ્યોથી ૨
ગુરૂનુ ચિત્ત ના જાણે, ગ્રહેલા પક્ષને તાણે,
ખરૂ ના ચિત્તમા આણે, સર્યુ એ ભકત શિષ્યોથી ૩
યથોચિતકાલ ના જાણે, યથોચિત ક્ષેત્ર ના જાણે,
ભડાભડ બહુ કરે ટાણે, સર્યુ એ ભકત શિષ્યોથી ૪
બને વિશ્વાસના ઘાતી, રહે કપટી ઘણી છાતી,
હૃદયમા વૈરની કાતી, સર્યુ એ ભકત શિષ્યોથી ૫
નહી શ્રદ્ધા ધરે સાચી, ધરે ભકિત ઘણી કાચી,
રહે મન મોહથી માચી, સર્યુ એ ભકત શિષ્યોથી. ૬
અરે ના સદ્ગુરૂ સેવા, ગણે ના સદ્ગુરૂ દેવા,
રહુ સહુ સ્વાર્થથી લેવા, સર્યુ એ ભકત શિષ્યોથી. ૭
વહે ના સદ્ગુરૂ આજ્ઞા, હૃદયમા ભાવ ના રાખે,
વિવેકે ના કશુ ભાખે, સર્યુ એ ભકત શિષ્યોથી ૮
ગુરૂના ચિત્તની સાથે, નહીં જે ચિત્તથી વર્તે,
મળે ના દિલથકી દિલડુ, સર્યુ એ ભકત શિષ્યોથી ૯
કરે સહુ સ્વાર્થથી હાછ, હૃદયનો તો બહુ પાછ,
ગુરૂપર ના રહે રાછ, સર્યુ એ ભકત શિષ્યોથી ૧૦

ગુરૂના સદ્ વિચારોને, બરોબર જાણતા ના જે;
ગુણોને જે ગણે દોષો, સર્યું એ ભક્ત શિષ્યોથી. ૧૧
પ્રવર્તે ના વિનય.યોગે, પ્રવૃત્તિ જે કરે ઢોંગે;
રહે રાચી સદા ભોગે, સર્યું એ ભક્ત શિષ્યોથી. ૧૨
પ્રવર્તે ભક્તિ શ્રદ્ધાથી, ખરા એ ભક્તના શિષ્યો;
બુદ્ધયબ્ધિ ધર્મ ધરવાથી, ખરા શિષ્યો થતા જ્ઞાની. ૧૩

ૐ शान्तिः ॥ ३ ॥

સંવત્ ૧૯૭૧ ના શ્રાવણ વદિ

---

## કુઢંગી કેળવાયેલા.

પ્રતિજ્ઞાને કરી છંડે, નહીં વિશ્વાસ બોલ્યાનો;
રહે છે સ્વાર્થ સંબંધે, કુઢંગી કેળવાએલા. ૧
નહીં ટેકી નહીં નેકી, પ્રમાણિકતા નહીં પૂરી;
કુધારાને સુધારા કહે, કુઢંગી કેળવાએલા. ૨
ફરી જાતા ખરે સ્વાર્થે, નથી કહેણી સમી રહેણી;
સુધારો વેષમાં માને, કુઢંગી કેળવાએલા. ૩
સરે સ્વાર્થો જતા દૂરે, ધરે સંબંધ ના સાચો;
ઉપરનો રોફ ધરનારા, કુઢંગી કેળવાએલા. ૪
ધરે નાસ્તિક્ય મન ધર્મે, ક્ષણિક મનના રહે કાર્યે;
કરે કર્તવ્ય ના સઘળાં, કુઢંગી કેળવાએલા. ૫
સ્વદેશી રીતિમાં ભૂલો, નિહાળે સ્વાનુભવ વણ તે;
ખરૂં ના તે વિચારે કંઈ, કુઢંગી કેળવાએલા. ૬
સ્વદેશાચારમાં ખામી, જણાવે મૂઢતા યોગે;
અહંતા ફોક ધરનારા, કુઢંગી કેળવાએલા. ૭
સુધારાના જ પોકારો, વિના સમજે કરે જ્યાં ત્યાં;
લડે છે પૂર્વજો સાથે, કુઢંગી કેળવાએલા. ૮

બધુ જૂઠું અરે જૂનુ, નવુ સાચુ અરે સર્વે,
ગણે એવુ વિના જ્ઞાને, કુઢંગી કેળવાએલા ૯
કરે ટક ટક નકામી બહુ, સ્વધર્મે પૂર્ણ શ્રદ્ધા ના,
ધરે વિજાતિના વેષો, કુઢંગી કેળવાએલા ૧૦
કુઢંગી કેળવાએલા, જનોના લક્ષણો એવા,
બુદ્ધયબ્ધિ કેળવાએલા, ખરાના લક્ષણો સાચાં ૧૧

ૐ શાન્તિઃ ॥ ૩ ॥

સંવત્ ૧૯૭૧ ના ભાદરવા સુદિ ૧ શુક્રવાર

## कर्युं घरबारी थइने शुं ?

ગૃહાવસ્થા સ્વીકારીને, પડયા માયામહોદધિમા,
ગયા ભૂલી સ્વકર્તવ્યો, કર્યું ઘરબારી થઇને શુ ? ૧
રહયા રાચી વિષયભોગે, વિલાસોને કર્યા વ્હાલા,
કર્યા ભભકા અરે ઠાલા, કર્યું ઘરબારી થઇને શુ ? ૨
અરે ઘર આગતો આવ્યા, અતિથિ ના લહે તૃપ્તિ,
ગરીબો નૈવ સંતોષ્યા, કર્યું ઘરબારી થઇને શુ ? ૩
રહયા હા મોઝમા સુખે, નકામુ વિત્ત બહુ ખર્ચ્યું,
અરે ના વાપર્યું પાત્રે, કર્યું ઘરબારી થઇને શુ ? ૪
ભલામા ભાગ લેવાને, કર્યું સ્વાર્પણ નહીં શકયા,
ગરીબોને સતાવ્યા બહુ, કર્યું ઘરબારી થઇને શુ ? ૫
નિસાસા અન્યના લીધા, પચાવ્યુ વિત્ત અન્યોનુ,
વિસાર્યા સદગુરૂ દેવા, કર્યું ઘરબારી થઇને શુ ? ૬
સરાપો સન્તના લીધા, કુકર્મોથી કર્યું કાળુ,
બન્યો હા ધૂમકેતુવત, કર્યું ઘરબારી થઇને શુ ? ૭
ઉપદ્રુતિયોવિષે જીવન, નહી ગાળ્યુ અરે ભાવે,
નકામુ આયુ વીતાવ્યુ, કર્યું ઘરબારી થઇને શુ ? ૮

કરી ના દેશની સેવા, કરી ના ધર્મની સેવા;
કરી ના વિશ્વની સેવા, કર્યું ઘરબારી થઇને શું ? ૯
પ્રમાદોમાં પડી રહીને, કર્યું ઉપયોગી ના કિંચિત્;
નિજાત્મા ઓળખ્યો ના રે, કર્યું ઘરબારી થઈને શું ? ૧૦
સમષ્ટિવ્યષ્ટિની શક્તિ, નહીં ખીલવી અરે ભાવે;
ગપાટામાં જીવન ગાળ્યું, કર્યું ઘરબારી થઇને શું ? ૧૧
ઉપાયો સ્વોન્નતિ માટે, કર્યા ના લાગણીથી કંઈ;
ખરૂં જે સત્ય ના શોધ્યું, કર્યું ઘરબારી થઇને શું ? ૧૨
વિચારી ના કર્યાં કાર્યો, કરી ના મૈત્રી જીવોથી;
બુદ્ધ્યબ્ધિ ધર્મ ધાર્યાથી, ગૃહસ્થોની મહત્તા છે. ૧૩

ॐ शान्तिः

## નથી કંઇ સાર રહેવામાં.

નથી કિમ્મત વિચારોની, નથી કિમ્મત સમાગમની;
નથી કિમ્મત કથનથી કંઇ, નથી કંઈ સાર કહેવામાં. ૧
ટકામાં સર્વ વસ્તુઓ, ગણાતી જ્યાં અરે સૌને;
અતઃ સાચું કથું અહિંયાં, નથી કંઇ સાર રહેવામાં. ૨
કરતા સદ્ગુણો દૂરે, ગ્રહાતા દોષ નહીં જે તે;
જણાતા દુગ્ધમાં પૂરા, નથી કંઇ સાર કહેવામાં. ૩
ગુણાનુરાગ દૃષ્ટિનો, પડ્યો દુષ્કાળ બહુ ભારી;
ગ્રહાતા ના ગુણો કોના, નથી કંઈ સાર રહેવામાં. ૪
બજારે ને ઘરોઘરમાં, શઠોનો ભાવ પૂછાતો;
દગાખોરો રહે મોજે, નથી કંઇ સાર રહેવામાં. ૫
ખરૂં કહેતાં થતો ઝઘડો, ધમાધમ ધૂર્તતા વ્હાલી;
હસાહસમાં રહી વિદ્યા, નથી કંઇ સાર રહેવામાં. ૬
સ્વપક્ષે સર્વ છે સારૂં, વિપક્ષે સર્વ છે બૂરૂં;
સ્વભાવે જ્યાં રહ્યું એવું, નથી કંઇ સાર રહેવામાં. ૭

રહો તેની નથી પરવા, ભલે જાઓ નથી પરવા,
નથી પ્રીતિતણી રીતિ, નથી કઇ સાર રહેવામા ૮
ખુલા દિલથી નથી વાતો, થતી જ્યા માન વ્યવહારે,
જતો ના ચિત્ત દુ:ખાતુ, નથી કઇ સાર રહેવામા. ૯
ચહે ના ચિત્ત મન મેળો, નથી જ્યા ચાહ અન્તરમા,
ઉદાસી ચિત્ત જ્યા રહેતુ, નથી કઇ સાર રહેવામા. ૧૦
પ્રશસ્ય સ્વોન્નતિ લાભો, નથી થાતા પડે દુ ખો,
નહી હર્ષે જરા હૈડુ, નથી કઇ સાર રહેવામા ૧૧
ભલુ કરતા થતુ ભૂડુ, ખરૂ ખોટુ સકલ સરખુ,
વિવેકે ના નિહાળાતુ, નથી કઇ સાર રહેવામા. ૧૨
હવે તેથી વિશેષે શુ ?, કથુ સહુ ચિત્તમાં સમજો,
બુદ્ધયબ્ધિ સદ્દગુણો લેતા, રહ્યો છે સાર રહેવામા. ૧૩
યથા પત્થર ઉપર પાણી, નહીં મગશેળીયો પલળે,
તથા એવુ હૃદય જાણ્યુ નથી કઇ સાર કહેવામા ૧૪
થતી ઇર્ષ્યા થતો ક્રોધ જ, સુણાવી ખેદ લેવાનો,
પરસ્પર લાભ ના કિંચિત્, નથી કઇ સાર કહેવામા ૧૫
"બક્યા કર કૌન સુનતા હૈ", હૃદયમા લાગણી એવી,
હવે તો નક્કી એ કીધુ, નથી કઇ સાર કહેવામા ૧૬
થતી હલકાઇ વક્તાની, થતી ઉલટી ઘણી હાનિ,
અરે એવી દશા જ્યા ત્યા, નથી કઈ સાર કહેવામા ૧૭
નથી જ્યા બન્ધ બોલ્યામા, પ્રમાણિકતા નથી મનમા,
કથ્યુ ઉલટુ પરિણમતુ, નથી કઇ સાર કહેવામા ૧૮
નથી તવ યોગ્યતા તેમા, કથતા અન્યની હાનિ,
થતો વિશ્વાસઘાત જ જ્યા, નથી કઇ સાર રહેવામા ૧૯
કથ્યાથી ક્લેશની હોળી, થતી જ્યા ખાનગી વાતો,
થવુ વિશ્વાસ્ય દ્રોહી જ્યા, નથી કઇ સાર કહેવામા ૨૦
હૃદય ખુલ્લુ કર્યાથી જ્યા, થતા ઝવડા પરસ્પરમા,

હણાતાં મર્મ અન્યોનાં, નથી કંઇ સાર કહેવામાં. ૨૧
હૃદય ધડકી કહે ના કહું, નહીં ઉપડે અરે જીંહા;
હઠીલો ના ખરે થા તું, નથી કંઇ સાર કહેવામાં. ૨૨
મળે ના મેળ મનનો જ્યાં, ખરો વિશ્વાસ ના આવે;
હૃદય ત્હારૂં પરીક્ષા વણ, નથી કંઇ સાર કહેવામાં ૨૩
પ્રતિજ્ઞાથી કર્યા કોલો, અરે જ્યાં તૂટવાના ત્યાં;
થતું મહાપાપ તેમાટે, નથી કંઇ સાર કહેવામાં. ૨૪
હૃદય લેઇ હૃદય દ્રોહી, થવાથી ભ્રષ્ટ થાવાનું;
થવાનું હોય તે થાવો, નથી કંઇ સાર કહેવામાં. ૨૫
ખરી નીતિ ખરી નેકી, પ્રમાણિકતા જ શિરસાટે;
બુદ્ધયબ્ધિ યોગ્યતા જેને, ભલું છે યોગ્ય કહેવામાં. ૨૬

સંવત્ ૧૯૭૧ ના ભાદરવા સુદિ ૫ મંગળવાર.

---

## સંસાર વિસ્મરણ દશા સ્ફુરણા

તમારી ના સ્પૃહા અમને, અમારી હા સ્પૃહા ધારો;
અમે ના ઇચ્છીએ તમને, તમો ના ઇચ્છશો અમને. ૧
અમે તમને ગયા ભૂલી, જશો ભૂલી તમો અમને;
બન્યા ત્યાગી અમે બાવા, ત્યજ્યા કાવા અને દાવા. ૨
અમારી પાછળે નાવો, સતાવો ના હવે અમને;
તમારૂં ના હવે પુચ્છો, નહીં કંઇ પુચ્છવું તમને. ૩
નહીં કંઇ અશ્રુઓ લાવો, રહ્યું રોવું નહીં અમને;
લગાવી તારની તારી, પ્રભુની સાથ પ્રીતિથી. ૪
પ્રભો તું છે પ્રભો તું છે, અમારો તું સદા બેલી;
પ્રભોતું હું સમાધિમાં, થતાં ઐક્યે ખરાં સુખડાં. ૫
લગી લગની અમોને એ, છૂટે ના કોઇ કાળે તે;
સદા આનન્દની મસ્તી, કશું ના અન્ય ત્યાં થાતું. ૬

પ્રભો બંદા અમે ત્હારા, અમે મસ્તાન તવ ધ્યાને,
બુદ્ધચબ્ધિ સત્ય તવ શરણું, બન્યા લયલીન તવ સાથે. ૭

ૐ શાન્તિઃ ૨

## बनो बळवंत बहादूरो.

કરીને વીર્યની રક્ષા, બની બ્રહ્મચારીઓ પૂર્વે,
ત્રિધા શક્તિ ખીલાવીને, બનો બળવંત બહાદૂરો. ૧
ખરેખર વીર્ય રક્ષાથી, ઘણા રોગો જતા દૂરે,
નિયમસર ભક્ષણાદિથી, બનો બળવંત બહાદૂરો ૨
થતું સ્વાતંત્ર્ય શક્તિથી, વિના શક્ત્યા રહો દાસો,
પતિ શક્તિ થકી ભક્તિ, બનો બળવંત બહાદૂરો. ૩
વિનાશક વીર્યના જે જે, કરો ઝટ કારણો દૂરે,
ઘણા સ્થાપી ગુરૂકૂલો, બનો બળવંત બહાદૂરો. ૪
ધરીને ખંત હિંમતથી, હજારો સંકટો વેઠી,
ત્યજી ભય શોકને દૂરે, બનો બળવંત બહાદૂરો ૫
વિના શઠ મોજશોખોથી, રહી દૂરે સહી સઘળું,
ઉપાયો સર્વ આરંભી, બનો બળવંત બહાદૂરો. ૬
સદા સ્વાસ્તિત્વ સંરક્ષા, થતી મન કાય શક્તિથી,
થતી તંત્રે અને યંત્રે, બનો બળવંત બહાદૂરો ૭
જીવનનો હક્ક શક્તિપર, નભાતું સંઘ શક્તિથી,
કરીને શક્તિ કેળવણી, બનો બળવંત બહાદૂરો ૮
નથી શક્તિ વિના સ્વાર્પણ, નથી શક્તિ વિના શાન્તિ,
ગ્રહી શક્તિ થતી સત્તા, બનો બળવંત બહાદૂરો. ૯
થતા શક્તિથકી ભોગી, થતા શક્તિથકી યોગી,
ગ્રહીને સર્વ શક્તિયો, બનો બળવંત બહાદૂરો ૧૦
કરો પ્રગતિ કરો પ્રગતિ, હરી નબળાઇ જુસ્સાથી,
હવે પશ્ચાત્ ના રહેતા, બનો બળવંત બહાદૂરો ૧૧

સશક્તિના ભણો મંત્રો, ખરાં નિજ કેળવો બાળો;
વધો આગળ જીવન ભોગે, બનો બળવંત બહાદુરો. ૧૨
ખરી સ્વાત્મોન્નતિ કરવા, જુવો ના પાછું વાળીને;
બુદ્ધચબ્ધિ ધર્મશક્તિયે, બનો બળવંત બહાદુરો. ૧૩

સં. ૧૯૭૧ ના ભાદરવા સુદિ ૮ ગુરૂવાર.

---

## थती निश्चयथकी सिद्धि.

વળે શું ? બહુ વિચારોથી, વળે શું ? હાજી હા કરતાં;
જીગરથી સત્ય સંકલ્પે, થતી નિશ્ચયથકી સિદ્ધિ. ૧
રહે ના મૃત્યુની પરવા, રહે ના લોકની પરવા;
રહે ના દુઃખ ભય જ્યારે, થતી નિશ્ચયથકી સિદ્ધિ. ૨
રહે ના મુંઝવણ મનમાં, રહે મમતા અણુની ના;
થતાં તન્મયપણું યોગે, થતી નિશ્ચયથકી સિદ્ધિ. ૩
વળે ના બોલવાથી બહુ, વહે જબ સાધ્યમાં મનડું;
તદા વિક્ષેપના જયથી, થતી નિશ્ચયથકી સિદ્ધિ. ૪
ખરી રઢ લાગતાં ખાંતે, થતાં જય લોક સંજ્ઞાનો;
ગમે તે રીતથી જગમાં, થતી નિશ્ચયથકી સિદ્ધિ. ૫
જતો નિર્બલ અરે હારી, થતો જયઘોષ સબળાનો;
બળીને પૂર્ણ વિશ્વાસે, થતી નિશ્ચયથકી સિદ્ધિ. ૬
જીવનની જે ફરજ જાણે, ખરા સ્વાનુભવે જે જન;
બુદ્ધચબ્ધિ સ્વાર્પણે તેની, થતી નિશ્ચયથકી સિદ્ધિ. ૭

સંવત્ ૧૯૭૧ ના ભાદરવા સુદિ ૯ શુક્રવાર.

---

## सदा ना पालवे व्हीवुं.

તળાવો ને સરિતામાં, મગર સાથે સદા રહેવું;
અવસ્થા તાદૃશી પામી, સદા ના પાલવે બ્હીવું. ૧

મશાણો ને નદી કાઠે, મહુલીમા પડી રહેવુ,
ભયકર ભૂત પ્રેતોથી, સદા ના પાલવે બ્હીવુ. ૨
થયો વસવાટ ત્યાં ઝાઝા, પ્રતિપક્ષી વસે દુષ્ટો,
પ્રસગો પામી તેઓના, સદા ના પાલવે બ્હીવુ. ૩
ભયકર કાળી રાત્રીઓ, વિષે કાર્યો અરે કરવાં,
અહો એવી અવસ્થામા, સદા ના પાલવે બ્હીવુ. ૪
પ્રવેશી સૈન્યમા દાખલ, થયા પશ્ચાત્ થતુ લડવુ,
ભયકર તોપ ધડરાટે, સદા ના પાલવે બ્હીવુ. ૫
વિપત્તિયો મહાવિઘ્નો, ઘણા સકટ અરે આવે,
તથાપિ સ્વપ્નવૃત્તિમા, સદા ના પાલવે બ્હીવુ. ૬
સદા મૃત્યુ રહે માથે, સદા ફરજો અદા કરવી,
સદા જ્યા સગતિ એવી, સદા ના પાલવે બ્હીવુ. ૭
ડરી પાતાળ પેસતા, થતો ભય કોઇ રીતે ત્યા,
રહ્યો સર્વત્ર ભયમાટે, સદા ના પાલવે બ્હીવુ. ૮
સશક્તોને નથી ભીતિ, અશક્તોને થતી ભીતિ,
બુદ્ધયબ્ધિ સન્ત લોકોને, નથી ભીતિ જગતમા ક્યાય. ૯

સવત્ ૧૯૭૧ ના ભાદરવા સુદિ ૧૦ શનિવાર

ૐ शान्तिः ૩

---

## शिखामण.

કપાયો સહુ ઘટે એવા, ઉપાયો સેવ !!! ચેતનજી,
રહી નિર્જન પ્રદેશોમા, કર્યા કર ધ્યાન ચેતનજી. ૧
રહે સમતા ઘટે મમતા, પ્રવૃત્તિ એવ !!! ચેતનજી,
ભલા જ્ઞાની મુનિયોની, કરી લે સગ ચેતનજી. ૨
અહા શુદ્ધોપયોગે તુ, રમણુતા ધાર ચેતનજી,
ભૂલ્યો ત્યાથી ફરીથી ગણ, અદા કર ફર્જ ચેતનજી ૩
અખડાનન્દનો ભોગી, બની જા પૂર્ણ ચેતનજી,

પ્રમાણિકતા ધરી પૂરી, જગાવો વિશ્વ ચેતનજી. ૪
સમાધિમાં રહી જગને, અરે ઝટ ભૂલ ચેતનજી;
રસીલો મસ્ત થઇ ધ્યાને, ગુણોને સાધ્ય ચેતનજી. ૫
નિજાત્મામાં સકલ દુનિયા, નિહાળો ભવ્ય ચેતનજી;
બુદ્ધયબ્ધિ સદ્‌ગુરૂ બોધે, બનો શુભ સન્ત ચેતનજી. ૬

ॐ शान्तिः ३

સંવત્ ૧૯૭૧ ના ભાદરવા સુદિ ૧૧ રવીવાર.

---

## म्हने जाणनार भक्त.

મ્હને કોઇ જાણે દેખે રે, અનુભવે તે મ્હારો;
શ્રદ્ધા ભક્તિ ધારે રે, નિષ્કામે તે બહુ પ્યારો.
ધાતોધાત મળે અન્તરૂમાં, કદિ ન જૂદો થાય;
શુદ્ધપ્રેમમાં રહે રંગીલો, તન્મય નિત્ય સુહાય;
ભકત તે ગણાતો રે, દેખે દિલ ઉજિયારો. મ્હને. ૧
અનન્યભાવે સ્મરતો ક્ષણ ક્ષણ, નહીં કદિ ભરમાય;
અનેક કથ્યના આશય જાણે; લેશ ન શંકા થાય;
તત્ત્વમસિસોઽહંના રે, ભાવે રહે અવતારો. મ્હને. ૨
અન્તરૂમાં રાખીને મુજને, અદા કરે નિજ ફર્જ;
નિર્લેપી સાક્ષીએ વર્તે; ધરે ન કોની ગર્જ;
સેવાધર્મે પૂરો રે, મમતાહંવૃત્તિથી ન્યારો. મ્હને. ૩
સર્વસ્વાર્પણ ત્યાગ વૃત્તિનો, આચરતો આચાર;
શુભાશુભવૃત્તિ વણ જગમાં, ધરે ફરજ વ્યવહાર;
સહુનયના સાપેક્ષે રે, વિચારોને જ આચારો. મ્હને. ૪
સર્વ પ્રવૃત્તિમાંહિ મ્હારૂં, કદિ ન ભૂલે ભાન;
ભયખેદાદિક દોષો ટાળી, રહે સદા મસ્તાન;
સૌને મુજમાં દેખે રે, એકરૂપ આધારો. મ્હને. ૫

સર્વ ધર્મો મુજમા દેખે, સાપેક્ષે નય દાવ,
જ્યા ત્યાં બ્રહ્મ વિલસતુ ભાસે, સહજાનન્દ સ્વભાવ,
મુજ દૃષ્ટિથી દેખે રે, સદા તે હોય મુજ વ્હાલો. મ્હને૦ ૬
વ્યષ્ટિમાહિ સમષ્ટિ સમાવે, સમષ્ટિમાહિ વ્યષ્ટિ,
અભેદરૂપે તન્મય થાવે, દેખે અનન્તી સૃષ્ટિ,
બુદ્ધિસાગર એક જ રે, મુજરૂપ અવધારો મ્હને૦ ૭

ૐ શાંતિ ૩

સવત્ ૧૯૭૧ ના ભાદરવાસુદિ

---

## ✥ આશા. ✥

આશા કયા બહુવાર સતાવે
શાન્તિ જરા નહીં પાવે આશા
આશા સાગર પાર નહીં છે, આશા દુ ખની ખાણી,
જગત્ સહુ આશાના તાબે, આશા જગની રાણી આશા૦ ૧
આશાનો ખાડો મહા ઉંડો, પૂર્યો તે ન પૂરાશે,
આશા પાછળ દુ ખ અનન્તા, સમજુ મન સમજાશે આશા૦ ૨
બાહ્ય જીવન આશાથી જડીયુ, વિશ્વ સકલ બ ધાયુ,
આશા દાસ બન્યા સહુ લોકો, જ્ઞાની મન સમજાયુ આશા૦ ૩
આશાનો અ ધારો કુવો, જેહ પડયો તે મૂવો,
હોય ભલે તે શાહ કે રાણો, સુર દાનવ કે જૂવો આશા૦ ૪
આશા ઇચ્છાથી બ ધાણા, જીવો ક્યાય ન સુખી,
લાખ ચોરાશીમાહિ ભટકે, રહેવે મનમા દુ ખી આશા૦ ૫
આશા રૂપ અનેક ધરીને, વિશ્વ જીવોને નચાવે,
પચ ઇન્દ્રિય વિષયોમાટે, ક્ષણ ક્ષણમા તલસાવે. આશા૦ ૬
આશા દૂર હવે જા મુજથી, ચિત્ત જરા ના ભાવે,
બુદ્ધિસાગર સન્તોષે સુખ, અનુભવ યોગે ગાવે આશા૦ ૭

સવત્ ૧૯૭૧ ના ભાદરવા સુદિ ૧૩ સગરવાર

---

## निद्रा त्याग.

જાગ જાગ ઝટ જીવડા, ભાવ નિદ્રા નિવારી;
ભાવ ઉજાગરતા વિના, ઋદ્ધિ સિદ્ધિયો હારી. જાગ૦ ૧
રાગદ્વેષ પરિણતિ ભજે, ભમતો લાખ ચોરાશી;
પરપરિણતિને ત્યાગતો, થાવે શિવપુરવાસી. જાગ૦ ૨
દુઃખ અનન્તાં ભોગવ્યાં, હોંયે આવ્યો ન પારો;
મોહભાવ દૂરે કરી, નિજ ધર્મ સુધારો. જાગ૦ ૩
પંચ પ્રમાદે ના પાડો, પંચાતોને નિવારો;
ઘણું ગયું થોડું રહ્યું, આયુ એળે ન હારો. જાગ૦ ૪
ગયો વખત નહીં આવશે, હજી હાથ છે બાજી;
બુદ્ધિસાગર ધર્મથી, થાશો શિવસુખ રાજી. જાગ૦ ૫

સંવત્ ૧૯૭૧ ના ભાદરવા સુદિ ૧૪ બુધવાર.

---

## जगत्मां प्रेम ना साचो.

થતાં જે પ્રેમનાં સ્વપ્નાં, ટળી જાવે પલકમાં તે;
ખરેખર નામ રૂપોનો, જગત્માં પ્રેમ ના સાચો. ૧
સદા ના શાશ્વતી પ્રીતિ, રહે કો ઉપરે કોની;
થતો જ્યાં રાગ ત્યાં દ્વેષજ, જગત્માં પ્રેમ ના સાચો. ૨
જુઓને પિંગલા પ્રીતિ, હતી ભર્તૃહરિ પર શી ?
કરોડો છેજ દૃષ્ટાન્તો, જગત્માં પ્રેમ ના સાચો. ૩
રજઃ સત્વ તમો ગુણથી, થતો જે પ્રેમ તે ખોટો;
જતો વિણશી અહો એવો, જગત્માં પ્રેમ ના સાચો. ૪
બનેલી પ્રેમની બેડી, ખરેખર વિશ્વને બાંધે;
તપાસ્યાથી જણાતું એ, જગત્માં પ્રેમ ના સાચો. ૫
નથી પ્યારા નથી પ્યારી, ક્ષણિક મનના અરે ઉભરા;
ટળે છે વારિ બુદ્દ બુદ્દવત્, જગત્માં પ્રેમ ના સાચો. ૬

મનાચુ સુખ પ્રીતિથી, ખરેખર ભ્રાન્તિ તે મનની,
નથી સુખ પ્રેમથી કોને, જગતમા પ્રેમ ના સાચો ૭
અરે મુઝાય છે બુદ્ધિ, ખરેખર પ્રેમના યોગે,
નહીં સર્વજ્ઞતા પ્રગટે, જગતમાં પ્રેમ ના સાચો. ૮
અહો રહેવાય ના તો કર, ગુરૂને દેવપર પ્રીતિ,
બુદ્ધયબ્ધિ ધર્મ પ્રીતિથી, કર્યા કર ધ્યાન ઈશ્વરનુ. ૯
સવત્ ૧૯૭૧ ના ભાદરવા વદિ ૭ શનિવાર.

## जैन श्रावक.

શ્રાવણ ગુણ ધારે નહી, લજવે શ્રાવક નામ,
સાચુ જો બોલે નહીં, રહે ન શ્રાવક નામ ૧
શ્રાવક નામ ધરાવીને, કરે ન સારા કામ,
સાધુની નિન્દા કરે, જૂઠુ શ્રાવક નામ ૨
ગાઠે નહિ ગુરૂને કદિ, જૂઠા સોગદ ખાય,
લૂક્ષી વશ રાખે નહી, સ્વાથ વિષે મકલાય ૩
જૂઠી સાક્ષીઓ ભરે, દેખે ગુરૂના દોષ,
નિજ દોષો દેખે નહી, રાખે ગુરૂથી રોષ ૪
શ્રાવક સાચો તે નહી, દેવ દ્રવ્યને ખાય,
નામ ધરાવી જૈનનુ, ગુરૂ પાસ ના જાય ૫
દેવગુરૂને ઓળવે, ફરે બોલીને બોલ,
નાસ્તિક મતિ શ્રાવક નહીં, સડેલ કૂટ નિટોલ ૬
કરે ન પોતે ધર્મ કઇ, વાતોમા હુશિયાર,
પોતાનામા પોલ બહુ, દેખે નહી તલભાર ૭
શિખ દેવા સાધુ પ્રતિ, મનમા રાખે હામ,
સડેલ શ્રાવક જાણવો, ઠરે ન કયારે ઠામ. ૮
લેખ લખે ભાષણ કરે, થાવા આગેવાન,
કપટકળાને કેળવે, જૂઠો શ્રાવક જાણ ૯

જૂઠા પક્ષ લડાવતો, જૂઠ વદી દિન રાત;
પેટ ભરે અનીતિથકી, શ્રાવક જૂઠ તે વાત. ૧૦
ગુરૂ શ્રદ્ધા ભક્તિ નહીં, લઘુતા ધરે ન અંગ;
સાચો શ્રાવક તે નહીં, કરે ન સાધુ સંગ. ૧૧
કરે કદાગ્રહ કારમા, માને નહીં ગુરૂ આણ;
સ્વાર્થે ગુરૂ સામો થતો, દુષ્ટ તે શ્રાવક જાણ. ૧૨
રૂહેણીમાં નિશ્ચય નહીં, કહેણીમાં વાચેલ;
શ્રાવક નહીં તે જાણવા, ચિત્ત રહે લટકેલ. ૧૩
વિશ્વાસી ઘાતક બની, લેવે પરના પ્રાણ;
શ્રાવક એવા તેહનું, થાય નહીં કલ્યાણ. ૧૪
દેવગુરૂને ધર્મની, શ્રદ્ધા નહિ તલભાર;
ધર્મ માર્ગ ખંડન કરે, પાપી શ્રાવક ધાર. ૧૫
સુધારક નામે અરે, કરે કુધારક કર્મ;
તે બગડેલો જાણવો, સમજે નહિ જિનધર્મ. ૧૬
ગોળીના ચવડા પરે, ચળવિચળ થઇ જાય;
ડગમગ શ્રાવક જાણવો, નિશ્ચય તત્ત્વ ન પાય. ૧૭
ભમે ભમાવ્યો લોકથી, નહિ મન ગુરૂ વિશ્વાસ;
કાચો શ્રાવક જાણવો, થાય નહીં તે પાસ. ૧૮
ગોટાળો આચારમાં, તત્ત્વવિષે શંકાય;
કુભંડી શ્રાવક જાણવો, ધર્મને વેચી ખાય. ૧૯
શ્રદ્ધા નહિ મુનિવર્ગની, વંદે નહિ મુનિ વર્ગ;
શ્રાવક નામ ધરાવીને, પામે નહિ તે સ્વર્ગ. ૨૦
સાધુ વર્ગ વૈરી બની, નમુચિ પેઠે જેહ;
કરે કર્મ ચંડાલ છે, શ્રાવક દુર્ભવી તેહ. ૨૧
વિનય કરે ના સાધુનો, કરે સાધુ અપમાન;
શ્રાવક ભારે કર્મી તે, દુર્ગતિનો મેમાન. ૨૨
કરે હેલના સાધુની, સંતાપે મુનિ વર્ગ;
તપ જપ શ્રાવક બહુ કરે, લહે ન ત્હોંયે સ્વર્ગ. ૨૩

સદ્‌ગુરૂ પ્રતિ પક્ષી બની, નિન્દે સદગુરૂ દેવ,
શ્રાવક તે નરકે જતો, ધરી કુકર્મની ટેવ ૨૪
ગુરૂદ્રોહી શ્રાવક અરે, અંતે દુખી થાય,
બૂમો પાડે દુખથી, ઠરે ન કયાયે ઠાય ૨૫
અછતા મુનિવર છિદ્રને, દેખી કહી હરખાય,
કાક શ્રાવકો જાણવા, મરીને દુર્ગતિ જાય ૨૬
મુનિ દેખી દ્વેષી થતો, નિંદે મુનિ આચાર,
ગુણને અવગુણ લેખવે, દ્વેષી શ્રાવક ધાર ૨૭
સદ્‌ગુરૂ ભક્ત બની પછી, પ્રત્યનીક જે થાય,
શત્રુસમ શ્રાવક બની, નરકે વ્હેલો જાય ૨૮
સદ્‌ગુરૂની કરે મશ્કરી, દેવે ગુરૂને ગાળ,
સદ્‌ગુરૂને જે આળ દે, શ્રાવક તે ચંડાળ ૨૯
અદશ્ય તેનુ મુખ છે, સાધુ ભક્તને જાણ,
તપ જપ કરતો તે અરે, લહે નહીં નિર્વાણ ૩૦
વિનય રત્નની પેઠ જે, કરે ગુરૂનો ઘાત,
પાપી દુર્ભવી શ્રાદ્ધ તે, લહે નહીં સુખશાત ૩૧
પુણ્ય પાપ માને નહીં, અભક્ષ્ય વસ્તુ ખાય,
મ્લેચ્છ શ્રાદ્ધ તે જાણવો, માને નહિ ગુરૂરાય ૩૨
ગુરૂ આગળ મીઠુ વદે, પાછળ નિન્દક થાય,
દગો કરે વિશ્વાસી થઇ, દુર્ગતિમા તે જાય ૩૩
પેસી ગુરૂના ચિત્તમા, લે સઘળી મન વાત,
બીજા આગળ સહુ કહે, નીચી તેહની જાત. ૩૪
ગુરૂનો શુભ શ્રાવક બની, કાઢે ગુરૂની ખોડ,
અન્ય ભવે વા આભવે, પામે તનુમા કોઢ ૩૫
ઉઠ ઉઠ હાઉ હા કરે, કરે ન સેવા લેશ
સહાય કરે ના સાધુને, તે નહીં શ્રાવક બેશ ૩૬
કરે ન સદ્‌ગુરૂ સેવના, સુણે ન સદગુરૂ સીખ,
શ્રાવક તેવા પરભવે, ઘર ઘર માગે ભીખ ૩૭

આપ બુદ્ધિ આગળ કરે, ગુરૂનું કરે ન માન;
તેવા શ્રાવક પરભવે, પામે બહુ અપમાન. ૩૮
ગુરૂ દેખી ઉભા થઇ, કરે ન ગુરૂ સત્કાર;
અવિનયી શ્રાવક તે ખરે, હણે ધર્મ નિર્ધાર. ૩૯
કરે ગુરૂ અપમાન કોઈ, વારે નહીં ધરી ધર્મ;
છતી શક્તિ નહીં વાપરે, બાંધે તે મહા કર્મ. ૪૦
ગુરૂ પર આક્ષેપો કરે, કોઈ કર્મ ચંડાલ;
શ્રાવક એવા રે નહીં, અભક્ત તેહ નિહાળ. ૪૧
ગુરૂ શ્રદ્ધા ભક્તિ વિના, શ્રાવક નગુરો જાણ;
ધર્મ કર્મ તે શું ? કરે, કરે શું ? ચિત્ત પ્રમાણ. ૪૨
ખટપટિયા કૈ શ્રાવકો, ખટપટ કરે હજાર;
કપટે મુનિ લડાવતા, નારદ સમ અવધાર. ૪૩
આડુ અવળું ભેરવી, કપટ કળાથી વાત;
કરી સાધુઓ પજવતા, કરી ધર્મની ઘાત. ૪૪
એવા શ્રાવક નામના, નિષ્ફળ કાઢે કાળ;
ધર્મરત્ન હારી જતા, ધર્મ માર્ગમાં બાળ. ૪૫
રૂચિ નહિં મુનિવૃન્દપર, રામાપર બહુ રાગ;
કદર સાધુની ના કરે, મનમાં કાળો કાગ. ૪૬
શ્રાવક એવા નામના, કૂળથકી કહેવાય;
કરે ન ધર્મારાધના, મિથ્યાત્વી લેખાય. ૪૭
નિન્દે ધર્મ વિચારને, નિન્દે ધર્માચાર;
નાસ્તિક શ્રાવક જાણવા, બાંધે કર્મ અપાર. ૪૮
કરે સંઘની હેલના, ધરે સંઘપર ખાર;
ધર્મ સંઘ માને નહીં, દુર્ભવી શ્રાવક ધાર. ૪૯
નાત જાત વ્યવહારથી, સાધે ધર્માચાર;
અન્તરમાં શ્રદ્ધા નહીં, કૃત્રિમ શ્રાવકધાર. ૫૦
ધન દારાદિક સ્વાર્થથી, કરે ધર્મ પરિહાર;
શ્રાવક વિષયાનન્દી તે, ઉતરે નહિ ભવપાર. ૫૧

ધર્મતત્ત્વ સમજે નહી, મન રાખે અહંકાર,
મૂઢ જૈન તે જાણવો, કરે ન સમજી સાર ૫૨
ગદ્ધા પુચ્છ કદાગ્રહી, ત્યજે ન જૂઠો પક્ષ,
કદાગ્રહી શ્રાવક અરે, થાય નહીં જગદક્ષ ૫૩
જ્યાં જાવે ત્યાં તેહવો, ક્ષણ ક્ષણમાં થઇ જાય,
સત્ય જૂઠ જાણે નહીં, ક્ષણિક શ્રાદ્ધ કથાય ૫૪
વિના વિચારે બોલતો, કરતો તાણાતાણ,
ક્ષેત્ર કાલ અનુભવ વિના, શ્રાવક મૂર્ખ પ્રમાણ. ૫૫
ઉદ્ધત ને અવળો બની, લોપે ધર્માચાર,
સિદ્ધાન્તોને લોપતો, નાસ્તિક શ્રાવક ધાર ૫૬
જાળવવા વ્યવહારને, ધરે બાહ્યથી ડોળ,
વંચક શ્રાવક જાણવો, અન્તર્ વર્તે પોલ ૫૭
પાપીને પોષે ઘણો, દે ના ગુરૂને દાન,
કુપાત્ર દાતા તે કથ્યો, લહે ન સ્વર્ગ વિમાન ૫૮
સાધુ સામા જે થતા, રહે ન તેનો વંશ,
સાધુ શાપ લાગે સહી, થાયે સુમતિ ભ્રંશ ૫૯
મુનિના દ્વેષી શ્રાવકો, અંતે બહુ સીદાય,
ઉગ્ર પાપ તુર્ત જ ફળે, આંખે તે દેખાય ૬૦
કકળાવે સદ્‌ગુરૂતણી, આતરડી તે દુષ્ટ,
આ ભવમાં દુ:ખી થાતો, અન્તે થતો જ ભ્રષ્ટ ૬૧
સાધુથી નિજને મહા, માને તે સીદાય,
લઘુ થઈ શ્રાવક સંચરે, તે જગ સુખિયો થાય ૬૨
સાધુ સન્ત પરાભવે, તે શ્રાવક ચંડાલ,
પગ પગ લહે પરાભવો, લહે ન કોનું વ્હાલ ૬૩
સાધુ સંત સંતાવતા, પુણ્ય કર્યું વિણસાય,
પાપકર્મ બાંધે ઘણુ, ભોગવતા ક્ષય જાય ૬૪
હાંસી ભલી ન સાધુની, ભલું ન મુનિ અપમાન,
ભલો ન મુનિવર દ્રોહ જગ, સમજો ચિત્ત સુજાણ ૬૫

ગુરૂને જે સંતાપતો, ધરીને મનમાં વૈર;
તે શ્રાવકના ગૃહવિષે, થતો જ કાળો કેર. ૬૬
સાધુ સન્ત ન છેડવા, સામા થઇ કો કાલ;
શિક્ષા એવી વૃદ્ધની, સમજી કરશો ખ્યાલ. ૬૭
જે શ્રાવક થઇ સાધુને, આપે મન બહુ ત્રાસ;
રફે દફે તે થઇ જતો, ઉગ્ર પાપથી ખાસ. ૬૮
પાપકર્મ ના બોલતું, આંખે નહિ દેખાય;
અનિષ્ટ ફલ આપ્યા પછી, દિલમાં અનુભવ થાય. ૬૯
દર દરમાં કર ઘાલતાં, કો દર ડંસે સાપ;
સન્ત મુનિને પજવતાં, પ્રગટે કોથી પાપ. ૭૦
આશીર્વાદો સાધુના, જે શ્રાવક પર થાય;
દિન ચડતો તેનો થતો, પગ પગ મંગલ પાય. ૭૧
નગુરા નફ્ફટ જે થતા, ચોરાશીમાં જાય;
શ્રાવક કુળ જન્મ્યાથકી, ધર્મ વિના શું ? થાય. ૭૨
સાધુ સન્ત નિરીક્ષતાં, પ્રગટે જો ના રાગ;
તે શ્રાવકનું જાણવું, નિશ્ચય મહા અભાગ્ય. ૭૩
મુનિવરને ધિક્કારતા, દુર્ગતિના અવતાર;
પામે શ્રાવક પાપથી, ભાખે આગમ સાર. ૭૪
મુનિવર વર્ગ વગોવતાં, પાપ ઘણાં બંધાય;
રૌરવ દુઃખો તે લહે, જિનવર વાણી ગાય. ૭૫
ગુરૂનો પ્રતિપક્ષી બને, ગોશાળાવત્ જેહ;
નરકગતિ નિશ્ચય લહે, ગ્રહે ન સારો દેહ. ૭૬
દુર્જન પેઠે સાધુની, સાથે વર્તે જેહ;
સર્પ સમો શ્રાવક કથ્યો, દુર્ગુણ ગણનું ગેહ. ૭૭
કીર્ત્તિ મુનિવર વર્ગની, ખમી શકે ના જેહ;
દોષ ગમે તે કાઢતો, દુર્જન શ્રાવક એહ. ૭૮
દેવ ગુરૂ ને ધર્મને, ઉત્થાપે મહાપાપ;
ઉત્થાપક શ્રાવક કથ્યો, બાંધે કર્મ અમાપ. ૭૯

જિનશાસનની હેલના, કરવામા લે ભાગ,
ધર્મ ભયકર શ્રાદ્ધ તે, જેવો કાળો નાગ. ૮૦
કરી અધર્મો જીવતો, ધરે અશુભ વ્યવહાર,
અધમાધમ શ્રાવક કહો, જાણો નરને નાર ૮૧
શ્રાવક શ્રાવક ફેર છે, નહિ સહુ સરખા જાણુ,
પાસે રહી પરખી પછી, શ્રાવક ભેદને માન. ૮૨
વાણી ને આચારથી, શ્રાવકજન પરખાય,
વ્યવહારે વ્યવહારથી, નિશ્ચય ગુણ સ્થિર થાય ૮૩
ગુરૂદ્રવ્યાદિક ભક્ષકા, ગોટાળા કરનાર,
શ્રાવક ધર્મ વિરાધકા, દુર્ગતિના ભજનાર ૮૪
ગુરૂએ નહિ વદાવવા, દુર્જન શ્રાવક એહ,
ક્ષણુ રૂષ્ટા તુષ્ટા અરે, જવુ ન તેના ગેહ ૮૫
મુનિવર્ગના દ્વેષીતણો, લેવો નહિ આહાર
હોય કદાપિ સાધુઘાત, સૂક્ષ્મ રહસ્ય વિચાર ૮૬
અહુક દહુકિયા શ્રાવકો, કરવામા નહિ સાર,
ગુરૂવર્ગે મન ધારવુ, ક્ષેત્રાદિક અવધાર ૮૭
જૈન વણિક્કુલ જે થયા, સહુ નહિ શ્રાવક હોય,
વને વને નહિ હસ્તિયો, મનમા ધારી જોય ૮૮
જૈન ધર્મના સારને, જાણે નહીં તલભાર,
શ્રાવક નામ ધરાવીને, પામે નહીં ભવપાર ૮૯
ગુરૂપર ભાવ નહીં જરા, શ્રાવક તે નહિ થાય,
જૈનગુરૂએ જાણવુ, તે ના ધર્મને પાય ૯૦
ધર્મ યોગ્યતા જાણીને, શ્રાવક કરવા સાર,
જાતિ માત્રથી ના થતુ શ્રાદ્ધત્વ જ નિર્ધાર ૯૧
એક ભલો શ્રાવક ખરે, પણ નહિ કૂટ કરોડ,
ગુરૂએ કરવો નહિ અરે, શ્રાવક જ્યાં બહુ ખોડ ૯૨
મનુષ્ય યોગ્યતા જ્યા નહીં, તે શ્રાવક નહિ થાય,
સજ્જનતા પ્રગટ્યા વિના, શ્રાદ્ધ ન કોઈ સુહાય ૯૩

શ્રાવક નામ ધરાવીને, ધરે ન શ્રાદ્ધાચાર;
નામ માત્ર તે શ્રાદ્ધ છે, અન્તરૂમાં અવધાર. ૯૪
ઉપકૃતિ સહુ વિસ્મરી, સામો જે અપકાર;
તે શ્રાવક છે નામથી, સમજો શુભ વ્યવહાર. ૯૫
કેળવાયલા કૈં અરે, કરે કુતર્ક હજાર;
ધાર્મિક શ્રદ્ધા ના ધરે, નાસ્તિક તે નિર્ધાર. ૯૬
નામ ધરાવે જૈનનું, તો પણ જૈન ન થાય;
જૈનાગમ શ્રદ્ધા વિના, શ્રાવક તે ન સુહાય. ૯૭
નાસ્તિક કેળવાએલ જન, કરે સંઘમાં ભેદ;
સંગ રંગ આપે ઘણો, આપે સહુને ખેદ. ૯૮
એવાની સોબત કરે, ગુણ પોતાનો જાય;
ધર્મ ભ્રષ્ટતા ઉદ્ભવે, સડેલ પાનનો ન્યાય. ૯૯
બગડે નહિ બીજા જનો, તેવા કરી ઉપાય;
શ્રાવક સંઘને રક્ષતાં, પુણ્ય અનન્તુ થાય. ૧૦૦
ગુરૂ આજ્ઞા માને નહીં, ધર્મોત્થાપક જેહ;
સંગ ન સારો જાણવો, અદૃશ્યવદની તેહ. ૧૦૧
સમજ્યા વણ શ્રાવક કરે, થાય ઘણો સંતાપ;
કદાગ્રહી શ્રાવકથકી, ધર્મવચન અપલાપ. ૧૦૨
સ્વાર્થાશાને લાભથી, જ્યાં ત્યાં ઘૂસી જાય;
ન્યાયાન્યાય ન દેખતો, શ્રાદ્ધ ન તે કહેવાય. ૧૦૩
પરમાર્થે નહીં પ્રીતડી, કપટ કલામાં દક્ષ;
સાંકડી દૃષ્ટિ દેખતો, ગ્રહે ન પ્રગતિ પક્ષ. ૧૦૪
સત્યાસત્ય ન પારખે, નિર્બલ મનનો જેહ;
શ્રાવક તે કયાં થઇ શકે, તુચ્છાશય જન એહ. ૧૦૫
જ્યાં ત્યાં માથું મારીને, પામે જે ધિક્કાર;
ખાય ત્યાંજ વિષ્ટા કરે, શ્રાવક યોગ્ય ન ધાર. ૧૦૬
દેશકાલ ના પારખે, નિજ શકત્યાદિ અજાણ;
શ્રાવક યોગ્ય ન તે કદિ; લે નિજ જનના પ્રાણ. ૧૦૭

મગજ ખોઇને ક્ષણે ક્ષણે, બોલે વિરૂવા બોલ,
મન બહુ રંગી ત્રિદોષીવત્, શ્રાવક તેહ નિટોલ. ૧૦૮
દેશોન્નતિ ધર્મોન્નતિ, સઘોન્નતિના કાજ,
સર્વ સ્વાર્પણ ના કરે, ધરે ન કહેતાં લાજ. ૧૦૯
આત્મોન્નતિ પ્રવૃત્તિમા, ધરે ન લક્ષ્ય લગાર,
શ્રાવક તેહ ન થઈ શકે, કપટ ક્રિયા કરનાર. ૧૧૦
યાચકની વૃત્તિ કરી, ઘર ઘર માગી ખાય,
છતી શક્તિ જે ગોપે, શ્રાવક તે ન ગણાય ૧૧૧
જૂઠી સાક્ષીઓ ભરી, કરી કમાણી ખાય,
શ્રાવક તે ન બની શકે, દોષો સહુના ગાય. ૧૧૨
લોપે ગુરૂએ જે કથ્યુ, કરી કુતર્ક કરોડ,
તેને જે કઇ કહેવુ તે, જૂઠી માથા ફોડ ૧૧૩
વન્દન આદિ કર્યા વિના, બેસે ગુરૂની પાસ;
અવિનયી જડવત્ રહે, શ્રાવક તે નહીં ખાસ ૧૧૪
ગુરૂ ઉપદેશને અવગણી, વર્તે વદે વિરૂદ્ધ,
શ્રાવક તે ના થઇ શકે, મન નહિ જેનુ શુદ્ધ. ૧૧૫
સ્ત્રી સ્વાર્થાદિક કારણે, કરતો કપટે ધર્મ,
અન્તરૂમા શ્રદ્ધા નહીં, બહુલા કરે કુકર્મ ૧૧૬
દેવગુરૂને ધર્મની, કરે ન સારી વાત,
જ્ઞાતિબળે ભેગો રહે, શ્રાવક તેહ કુજાત ૧૧૭
જૈન ધર્મ જાણ્યા વિના, ધર્મ પ્રતિકુલ થાય,
અન્ય ધર્મ સ્તવના કરે, નાસ્તિક શ્રાદ્ધ ગણાય. ૧૧૮
ધર્મ અધર્મને સમ ગણે, ધર્માધર્માચાર,
કુળથી શ્રાવક તે છતા, નિશ્ચયથી નહિ ધાર ૧૧૯
શોકય સરીખા શ્રાવકો, દેખે મુનિજન દોષ,
બળતુ ન દેખે પગતળે, કરે પાપનો પોષ. ૧૨૦
શોકય સરીખા શ્રાવકો, ગુરૂગુણ લહે ન લેશ,
પય પાન અહિવત્ અહો, કરતા જ્યા ત્યા કલેશ ૧૨૧

ગુણગ્રાહક દૃષ્ટિ વિના, નહિ સમ્યકત્વ સુહાય;
ગુણ વણ શ્રાવક નામથી, ઉચ્ચગતિ નહિ થાય. ૧૨૨
ઘટાટોપ જે ગુણ વિના, લજવે શ્રાવક નામ;
સમ્યકત્વાદિ ગુણ થકી, થાવે સદ્‌ગુણ ધામ. ૧૨૩
જૈન શાસ્ત્રના મર્મને, જાણે નહીં લગાર;
રાખે ઉંચી ટાંગને, મિથ્યા શ્રાવક ધાર. ૧૨૪
ગુરૂગમ જ્ઞાન ગ્રહે નહીં, સુણે ન આગમ તત્વ;
તે શ્રાવક ઉત્ક્રાન્તિનું, લહે ન સાચુ સત્વ. ૧૨૫
અનેકદૃષ્ટિયો વડે, સાપેક્ષાએ ધર્મ;
સમજી કરણી જે કરે, ટાળે તે સહુ કર્મ. ૧૨૬
વિવેક શ્રદ્ધા કરણીએ, શ્રાવક સત્ય ગણાય;
અનેકાન્તદૃષ્ટિ થકી, ઉચ્ચ દશા તે પાય. ૧૨૭
આત્મોત્ક્રાન્તિ જે કરે, વિશ્વવિષે જયકાર;
પ્રગતિ કર શ્રાવક ભલો, જિન શાસન શ્રૃંગાર. ૧૨૮
ગુરૂવણ શ્રાવક હોય નહિ, વર્તમાનમાં જાણ;
માથે ગુરૂ કર્યા વિના, નહિ શ્રાદ્ધત્વ પ્રમાણ. ૧૨૯
ભૂતકાલ ગુરૂઓતણી, સ્તુતિ કરે બહુ ભાવ;
વર્તમાન સદ્‌ગુરૂતણી, શ્રદ્ધા કરે ન સાવ. ૧૩૦
વર્તમાનમાં નહિ ગુરૂ, ધરે માન્યતા જેહ;
શાસનઘાતક તે કહ્યો, પાતિક શ્રાવક એહ. ૧૩૧
શાસન નેતા સૂરિની, કરે ન આણ પ્રમાણ;
ગચ્છાદિક લોપે અરે, અયોગ્ય શ્રાવક જાણ. ૧૩૨
ગચ્છાદિક વ્યવહારથી, વર્ત્તમાન ગુરૂ જેહ;
તેની આજ્ઞા ના ધરે, અયોગ્ય શ્રાવક એહ. ૧૩૩
સંઘાધિપ ગુરૂ સૂરિની, આજ્ઞા કરે પ્રમાણ;
શ્રાવક યોગ્ય તે જાણવો, ભાખે જિનવર વાણ. ૧૩૪
વર્ત્તમાન જે સૂરિ તે, શાસન મુખ્ય પ્રમાણ;
વર્ત્તમાન રાજા સમા, રક્ષાકારક જાણ. ૧૩૫

તેનો લોપ કર્યા થકી, હોવે શાસન નાશ,
માટે શાસન સૂરિના, થાવે શ્રાવક દાસ ૧૩૬
અનેક હેતુઓ વડે, નાયક સૂરિવર હોય,
મૂઢ જનો ન લોપતા, બહુલા પાપી જોય ૧૩૭
આસન્ન ભવી શ્રાવક સદા, માને સૂરિની આણ,
શાસન પ્રગતિ કારણે, આપે મન ધન પ્રાણ ૧૩૮
શાસનનાયક સૂરિથી, કરે નહીં વિખવાદ,
કરે ન શાસન હેલના, કરે નહી બકવાદ ૧૩૯
સદ્‌ગુરૂને દીધા વિના, કરે ધર્મના કાજ,
ઉત્તમ ફલ ના પામતો, સઘળો કરતા સાજ ૧૪૦
શાસન ચાલે સદ્‌ગુરૂ, મુનિવર સૂરિ પ્રતાપ,
સાધુ વણ શાસન નહીં, ચાલે પ્રભુની છાપ ૧૪૧
સાધુ વિનાના શ્રાવકો, હોય નહીં કો કાલ,
માત વિનાના પુત્રવત્, સમજી કરવો ખ્યાલ ૧૪૨
દેવને માની સાધુને, ઉત્થાપે જે શ્રાદ્ધ,
શાસન લોપક શ્રાદ્ધ તે, જેવો વનનો વ્યાધ ૧૪૩
વર્ત્તમાન સદ્‌ગુરૂ વિના, દેવ નહીં પરખાય,
શ્રાદ્ધ ન હોવે સમકિતી, એવુ શાસ્ત્રો ગાય ૧૪૪
સૂરિ વણુ સાધુ કો નહીં, દેખો ગચ્છાચાર,
શ્રાવક તે નહિ માનવો, જે લોપે વ્યવહાર ૧૪૫
અપવાદ અને ઉત્સર્ગથી, બહુવિધ સાધ્વાચાર,
સમજ્યા વણુ શ્રાવકપણ, પ્રગટે નહિ જયકાર ૧૪૬
શાસ્ત્રોના આશય ભલા, ગુરૂવણ નહિ પરખાય,
ગુરૂ વણુ શ્રાદ્ધ કદાગ્રહી, પોતાનો મત ગાય ૧૪૭
સિદ્ધાન્તોના આશયો, ગભીર ગુરૂગમ ગ્નેય,
વિના ગુરૂગમ વાચતા, ખરા નહીં આદેય ૧૪૮
સૂરિસાધુ શ્રદ્ધા ટળે, કરે એવા વ્યાખ્યાન,
શાસન લોપક શ્રાદ્ધ તે, વાક્ય ન તેનુ પ્રમાણ ૧૪૯

ઔત્સર્ગિકદૃષ્ટિવડે, દેખે સાધ્વાચાર;
દેખે નહિ અપવાદને, દક્ષ ન શ્રાવક ધાર. ૧૫૦
સાધુ સાધ્વી વર્ગના, દેશકાલ આચાર;
આગમોક્ત જે માનતા, સાચા શ્રાવક ધાર. ૧૫૧
પ્રાયઃ અધુના કાળમાં, અપવાદે આચાર;
વર્તે સાધુ સાધ્વીના, આગમના આધાર. ૧૫૨
માને જે ગુરૂગમ લહી, શ્રાવક તેહ સુજાણ;
સાધુ વર્ગ સેવા કરી, પામે પદ નિર્વાણ. ૧૫૩
વર્તમાનમાં સદ્ગુરૂ, વર્તે તેહ મહાન્;
ગુરૂ ગૌતમવત્ માનતાં, હોવે નિજ કલ્યાણ. ૧૫૪
વર્તમાન જે વર્તતા, ગૌતમવત્ તે જાણ;
દેખે નહિ કંઇ હીનતા, શ્રાવક તેહ પ્રમાણ. ૧૫૫
ધર્મોન્નતિકારક ગુરૂ, સ્થાપ્યા વીરે એહ;
વીર વચન નહિ માનતા, હોય ન શ્રાવક તેહ. ૧૫૬
ક્યાં મેરૂને સર્ષવા, ક્યાં અંભોધિ તળાવ;
ક્યાં ત્યાગી ઘરબારી ક્યાં, સમજો સત્ય બનાવ. ૧૫૭
ધર્મ પ્રવર્તક સૂરિ જે, દેશકાલ અનુસાર;
વર્તાવે આચારને, તેહ પ્રમાણિક ધાર. ૧૫૮
કરે પ્રમાણિક શ્રાદ્ધ તે, ઉચ્ચ ગતિ જાનાર;
વીર પ્રભુવત્ હુકમને, માને જયજયકાર. ૧૫૯
સાધુ સંઘ જે જે કરે, તે ના અન્યથી થાય;
ધર્મોદ્ધારક સાધુઓ, થયા થશે જગમાંહ્ય. ૧૬૦
શ્રદ્ધા એવી ધારતાં, ઉત્તમ શ્રાદ્ધ ગણાય;
જૈન ધર્મ આરાધીને, સદ્ગતિમાં તે જાય; ૧૬૧
ગુર્વાજ્ઞા પાલન કરે, ગુરૂભક્તિ કરનાર;
ભક્ત શ્રાદ્ધ તે જાણવો, ભવોદધિ તરનાર. ૧૬૨
ગુરૂપર પ્રીતિ અતિ ઘણી, કરે સમર્પણ સર્વ;
સત્તા ધન નિજ શક્તિનો, કદિ ન કરતો ગર્વ. ૧૬૩

ગુરૂ અનુકુલ થઇ કરે, યોગ્ય ધર્મના કાજ,
અયોગ્ય માર્ગે ના ચલે, ધરે વૃદ્ધની લાજ. ૧૬૪
રહી સદ્દગુરૂની પાસમા, લેવે અનુભવ જ્ઞાન,
મોટાઇ જગમા મળે, થતુ ન મનમા માન ૧૬૫
એવા ઉત્તમ શ્રાવકો, સદ્દગુરૂ ભક્ત ગણાય,
સદ્દવર્ત્તનને આચરી, જગમા મોટા થાય ૧૬૬
એવફા કદિ ના થતા, કરતા પર ઉપકાર,
પરમાર્થી તે શ્રાવકો, સદ્દગતિ લે નિર્ધાર ૧૬૭
ગુરૂ સેવા રાચી રહે, ધરે ન મનમા ભેદ,
જ્ઞાનામૃત પીવે સદા, ધરે હૃદય નિર્વેદ ૧૬૮
સદ્દગુરૂ બોધિત માર્ગમા, વહે સદા નિર્ધાર
દ્રવ્યાદિક સમજી કરી, કોવિદ શ્રાવક ધાર- ૧૬૯
સર્વ ધર્મના તત્ત્વનો, સાપેક્ષાએ બોધ,
કરી શોધતા કર્મને, કરે સત્યનો શોધ ૧૭૦
ગુરૂનો વિનય ધરે ઘણો, ધરે ન ભય વા ખેદ,
ગુરૂથી ઐક્ય ધરી સદા, જાણે ધર્મ અભેદ ૧૭૧
ગુરૂ ભકિત દર્શન વિના, ચેન પડે ન લગાર
શુદ્ધ દર્શની શ્રાવકો, પામે ભવનો પાર ૧૭૨
હૃદય શુદ્ધતા યોગથી, સોહે ધર્માચાર,
ગુરૂ હૃદય પ્રેમે લહે, આન્તર શ્રાવક ધાર ૧૭૩
ગુરૂ પાસા સેવે સદા, લે ગુરૂગમ સહુ મર્મ,
ઉત્સાહી વિનયી ગુણી, ધરે ન મનમા ભર્મ ૧૭૪
આપ્યા ગુરૂએ જે વ્રતો, પાળે તે ધરી ધીર,
ધરે ન ગુરૂથી આન્તરૂ, રહે સદા ગભીર ૧૭૫
બોલ્યુ તેવુ પાળતો, વીરપણુ ધરનાર,
ઉત્તમ શ્રાવક તે ભલો, ભવોદધિ તરનાર ૧૭૬
સકુચિત દૃષ્ટિ ત્યજે, ધરતો દૃષ્ટિ ઉદાર,
દાક્ષિણ્યે જે વર્તતો, ક્ષમાતણો ભડાર ૧૭૭

ચિત્ત દયાળુ જેહનું, દાને નહિ અચકાય;
પરસ્પરોપકૃતિતણો, સત્ય ધરે આચાર. ૧૭૮
સાધુ સંઘ ભક્તિ કરે, કરે શાસન હિતકાજ;
માત પિતા સમ સાધુની, ધારે હૃદયમાં દાઝ. ૧૭૯
માત પિતા સમ શ્રાવકો, તે જગમાંહિ ગણાય;
દોષો ન દેખે સાધુના, ગુણ દેખી ખુશ થાય. ૧૮૦
તેવા શ્રાવક વિશ્વમાં, જયવંતા જયકાર;
ધન્ય સદા તે સ્તુત્ય છે, રૂડા નર ને નાર. ૧૮૧
જૈન ધર્મની ઉન્નતિ, કરે ધરી ઉત્સાહ;
જૈન ધર્મ સેવાવિષે, ખૂબ ધરે મન ચાહ. ૧૮૨
સહાય કરે સહુ લોકને, ધરે જીવોપર પ્યાર;
ઉત્તમ તે શ્રાવક ખરે, દુઃખી જન આધાર. ૧૮૩
ગુરૂ હૃદય તે નિજ હૃદય, ગુરૂ વિચારે વિચાર;
મેળવતો કાર્યો કરે, શ્રાદ્ધ સદા સુખકાર. ૧૮૪
ગૃહાવાસ રહેતાં છતાં, ઇચ્છે નિશદિન ત્યાગ;
ગુરૂ હૃદયમાં પેસીને, ધારે અનુપમ રાગ. ૧૮૫
ગુરૂ વિના જેને જરા, ગમે નહીં સંસાર;
આત્મરંગ પલટે નહીં, જાતાં કાલ અપાર. ૧૮૬
દેશોન્નતિ સંઘોન્નતિ, આત્મોન્નતિ કરનાર;
દેશકાલ અનુસારથી, વર્તે જે સંસાર. ૧૮૭
પ્રશસ્ય સર્વોત્ક્રાન્તિનો, જે શ્રાવક કરનાર;
ઉત્ક્રાન્તિકારક ભલો, શ્રાવક તે નિર્ધાર. ૧૮૮
ગુરૂની પાસે બેસીને, મેળવી ચિત્તે ચિત્ત;
પવિત્ર દિલ વિશ્વાસથી, રહે મેળમાં નિત્ય. ૧૮૯
સ્વાર્પણ ઐક્ય સુપ્રેમથી, ગુરૂની સાથે મેળ;
રાખી વર્તે શ્રાદ્ધ તે, પાતે શિવ વહુ ખેલ. ૧૯૦
સંકટ વિઘ્ન નિવારી તે, કરે ગુરૂની સેવ;
તેવા શ્રાવક પામતા, શાશ્વત શિવસુખ મેવ. ૧૯૧

મળે ચિત્તથી ચિત્ત જ્યા, શ્રાદ્ધનુ સદ્દગુરૂ સાથ,
વૈમનસ્ય કદિ ના થતુ, ગુરૂનો ભક્ત સનાથ. ૧૯૨
કદી ન ગુરૂને દુહવે, કોથી નહિ ભરમાય,
ટેક નેક છોડે નહીં, શ્રાવક સત્ય સુહાય ૧૯૩
યથાશક્તિ સંસારમા, કરતો તપ જપ ધર્મ,
કર્મયોગી થૈ સચરે, પામી અનુભવ મર્મ ૧૯૪
ગુર્વાદેશે રાજી જે, રહે સેવામા શૂર,
શ્રાવક સુખ લીલા લહે, લે વાછિત ભરપૂર ૧૯૫
તન મન ધનથી સદ્દગુરૂ, સેવાનો કરનાર,
શ્રાવક મગલ સહુ લહે, આ ભવમા નિર્ધાર ૧૯૬
કલિકાલે આ ભવવિષે, ગુરૂ સેવા કરનાર,
શ્રાવક સદ્દગુણ પામતો, ટાળે દુ ખ અપાર ૧૯૭
સદ્દગુરૂ સેવા સમ અહો, નહિ કો મોટો ધર્મ,
શ્રાવકને આ કાલમા, કથ્યો અનુભવ મર્મ ૧૯૮
સસારે સરતો રહે, મન રાખી ગુરૂ પાસ,
સત્ય તે શ્રાવક જાણવો, શ્રી સદ્દગુરૂનો દાસ ૧૯૯
ગુર્વાજ્ઞા એ ધર્મ છે, માની એવુ સત્ય,
અન્તર્ નિર્લેપી રહી, આવશ્યક કરે કૃત્ય, ૨૦૦
ગુર્વાજ્ઞાએ વિત્તનો, વ્યય કરતો શુભ ક્ષેત્ર,
ગુરૂભકત શ્રાવક ભલો, આન્તર સદા પવિત્ર ૨૦૧
પ્રાણાધિક ગુરૂ પ્રીતડી, આત્મોત્કર્ષે સ્નેહ,
રાખી સહુ કૃત્યો કરે, સુભક્ત શ્રાવક એહ ૨૦૨
મેળવી ગુરૂથી જીવને, સદા રહે મન મસ્ત,
દેવગુરૂમા લીન તે, શ્રાવક સદા પ્રશસ્ત ૨૦૩
આશીષ લે સેવા કરી, મન ચડતે શુભ ભાવ,
શ્રદ્ધામા પક્કો રહે, બહુ માને મન દાવ ૨૦૪
વિનયી વૈયાવચ્ચીને, શ્રદ્ધાવત ઉદાર,
ગુરૂભક્તા શ્રાવક લહે, સ્વર્ શિવગતિ જયકાર ૨૦૫

શ્રાવક દ્વિશતી કાવ્ય એ, ભણે સુણે નરનાર;
શ્રાવક ધર્મ તે પામશે, લહે ભવોદધિ પાર. ૨૦૬
ઓગણિસ ઇકોત્તર તણી, આશ્વિન પુનમ સાર;
રચ્યું કાવ્ય નિજ ફરજથી, પેથાપુર સુખકાર. ૨૦૭
ચોમાસું રંગે કર્યું આવી સ્ફુરણા ગાઇ;
બુદ્ધિસાગર ધર્મની, હોજો નિત્ય વધાઇ. ૨૦૮

ॐ शान्तिः

## दगो नहीं छे सगो कोनो

બની વિશ્વાસ ઘાતક જે, કરો જે કર્મ નહીં સારાં;
હૃદયમાં માનશો સાચું, દગો નહીં છે સગો કોનો. ૧
ખણે ખાડો પડે છે તે, યથા વાવ્યું લણે તેવું;
ગમે તેવું કરો છાનું, દગો નહીં છે સગો કોનો. ૨
કદાપિ ના થતું ધાર્યું, ખરેખર દુષ્ટ લોકોનું;
કથે છે ના હૃદય ધડકી, દગો નહીં છે સગો કોનો. ૩
દગામાં પાપની પોઠી, રહે છે ચિત્ત ચકડોળે;
કહે છે સન્ત જગ ગાજી, દગો નહીં છે સગો કોનો. ૪
ભલું કરતાં ભલું થાતું, બુરૂં કરતાં થતું બુરૂં;
ખરો એ ન્યાયનો કાંટો, દગો નહીં છે સગો કોનો. ૫
દગો જેના હૃદય વર્તે, સગું તેનું ખરૂં ના કો;
કહે છે જ્ઞાનીઓ સાચું, દગો નહીં છે સગો કોનો. ૬
દગાથી શાન્તિ ના મળતી, થતાં પાપો ઘણા રોગો;
થતું ના શાન્તિથી મૃત્યુ, દગો નહીં છે સગો કોનો. ૭
જુવો શાસ્ત્રો સકલ વાચી, દગાનું ફળ મહા દુઃખો;
અરે તું માન મન સાચું, દગો નહીં છે સગો કોનો. ૮

ક્ષણિક જીવન અરે સમજી, દગો ના કર ખરૂ સમજી,
બુદ્ધયબ્ધિ સન્તજન બોલે, દગો નહીં છે સગો કોનો. ૯

સવત્ ૧૯૭૧ ના આસો સુદિ ૧ શનિવાર

## મિત્ર મૈત્રી.

મિત્ર ધર્મ સમજાવવા, રચ્યુ મિત્રનુ કાવ્ય,
વિવેક પ્રદ સુખકર સદા, ઉપાદેય સુશ્રાવ્ય ૧
સ્વાભાવિક જ્યા પ્રેમ ના, બેદિલ થાય ન એક,
મિત્ર મૈત્રી ત્યા ના ખરે, ધારો ચિત્ત વિવેક ૨
આશા સ્વાર્થની વૃત્તિએ, માને મન જે મિત્ર,
નક્કી મનમા માનવુ, બનતો તેહ અમિત્ર. ૩
આંખ મળે ના આખથી, મળે ન મનનો મેળ,
મિત્ર મૈત્રી ત્યા સ્વપ્ન છે, ભળે સ્વાર્થનો ભેળ ૪
મિત્ર મિત્ર જગ સહુ કરે, મિત્રપણુ મુશ્કેલ,
દગા પ્રપચો દ્રોહથી, મનડુ રહે કુટેલ ૫
જ્ઞાન વિના નહીં મિત્રતા, વક્રમને ના મિત્ર,
સમજો સજ્જન ચિત્તમા, દ્રોહે ચિત્ત અમિત્ર. ૬
મિત્ર બોલવુ સહેલ છે, વર્તનમા મુશ્કેલ,
મિત્રાઇ ના જાણુતા, દુર્જન ધૂર્ત સડેલ ૭
ક્ષણે ક્ષણે મન પલટતો, ઈર્ષ્યા રીસ અપાર,
મિત્ર ઠગે ના તે કદિ, પડતા દુ ખ હજાર, ૮
ગુણરાગી વિશ્વાસુને, પરમાર્થી નિર્ધાર,
નિર્મલ મન સાચુ વદે, મિત્ર ચોગ્ય હિતકાર ૯
સજ્જનતા મનમા ધરે, મિત્ર ગુણોને ગાય,
સાહાય્ય કરે આપત્તિમા, મિત્ર ખરો તે થાય. ૧૦
ઢાકે દોષો મિત્રના, આપે અવસર શીર,
ખરો મિત્ર તે જાણવો, ધીર વીર ગભીર ૧૧

મુખ મીઠો કાળો હૃદય, મર્મ હણે કરી કૂટ;
દુષ્ટ મિત્ર તે જાણવાં, વિશ્વ હલાહલ કૂટ. ૧૨
ગર્જ સરે ગણુતો નહીં, રાખે ના મન પ્રેમ;
ઉપર ઉપરથી મિત્રતા, ત્યાં ના વર્તે ક્ષેમ. ૧૩
મિત્રોનું ના હાટ છે, છે નહીં મિત્ર બજાર;
મિત્ર બની શત્રુ બને, તેને બહુ ધિક્કાર. ૧૪
કાવા દાવા બોલમાં, મિત્રપણું ના સાચ;
કૃત્રિમ મિત્રપણું ખરે, જ્યાં કૂડી છે વાચ. ૧૫
તન મન ધન અર્પણુ સહુ, રહે ન ભેદ લગાર;
મૈત્રી એવી દોહીલી, સમજો નરને નાર. ૧૬
વિષયાશક્તિથી કરી, રહે ન મૈત્રી સદાય;
અધમ મૈત્રી એ જાણુવી, પગ પગ દુઃખોપાય. ૧૭
થઈ મૈત્રી તૂટે નહીં, થાતાં વિઘ્ન કરોડ;
મૈત્રી એવી દોહીલી, મળે ન તેની જોડ. ૧૮
વિદ્યા શક્તિથી કરી, રહે ન મૈત્રી સદાય;
અધમ મૈત્રી એ જાણુવી, પગ પગ દુઃખો પાય. ૧૯
વિત્ત રૂપના મોહથી, કરી મૈત્રી ના સત્ય;
વિત્ત રૂપના નાશથી, અમિત્ર થાવે કૃત્ય. ૨૦
મદદ માટે જે મૈત્રી છે, સદા નહીં રહેનાર;
મદદ મળે નહીં તોપછી, શત્રુભાવ થનાર. ૨૧
મૈત્રી લાખો જન કરે, વહેજ લાખે એક;
મિત્ર ટેકન સાચવે, એવા વિરલા છેક. ૨૨
ટાળે દોષો મિત્રના, સદ્ગુણુ કરે પ્રકાશ;
આપદમાં ત્યાગે નહીં, હણે નહીં વિશ્વાસ. ૨૩
મિત્રદ્રોહ ના આચરે, પ્રાણુાન્તે પણુ જેહ;
મિત્ર ખરો તે જાણવો, સજ્જનતાનું ગેહ. ૨૪
દુઃખ પડે પણુ સાથને, કદિ ન છોડે જેહ;

ગણે ન હલકો મિત્રને, મિત્ર સુગુણ નર તેહ ૨૫
વાત વાતમાં રીસથી, બોલે વિરૂવા બોલ;
ખરી મિત્રતા તે નહીં, કરે વિવેકી તોલ ૨૬
ખમાય ના નિજ મિત્રની પ્રગતિ કીર્તિ લગાર,
નહીં મિત્ર તે વૈરી છે, ધવળ પેઠ નિર્ધાર. ૨૭
અવસર આવ્યા વણ કદિ, મિત્ર નહીં પરખાય,
કાકાપિક પરખાય છે, વસંત આવે ન્યાય ૨૮
સજ્જનને સજ્જન મળે, દુર્જન દુર્જન મેળ,
હંસોને હંસો મળે, કાક કાકથી ખેલ ૨૯
મુખ માખણીયા લાલચુ, હાજી હા કરનાર,
અધમ મિત્રનો રાફડો, ફાટયો જગ નિર્ધાર ૩૦
મનના મેલો મોજીલો, ભલુ નહીં કરનાર,
ચાટીંજાનારા અરે, મિત્ર નહીં નરનાર ૩૧
કોટી ઉપાયે કાગડો, હંસ નહીં થાનાર,
દુર્જન મિત્ર ન સંપજે, જાણો નર ને નાર ૩૨
કાક સંગથી હંસલો, બાણે તુર્ત હણાય,
નીચ મિત્રને જે કરે, તે જન દુઃખી થાય ૩૩
ભલી ન મૂર્ખની મિત્રતા, થાય ફજેતી ખૂબ,
થાય અંગમા ચળ બહુ, લેતા કૌવચ લુંબ ૩૪
મૂઢ મિત્ર ના હોય છે, હોય ન નૃપતિ મિત્ર,
દુર્જન સન્ત ન હોય છે, ગુદા ન હોય પવિત્ર ૩૫
અન્ધા નાગા કાણીયા, અપલક્ષણુ ભંડાર,
મિત્ર કરતા ચેતજો, નિર્દય જન અવતાર ૩૬
અતિ વિનયી મીઠા અનિ, અતિ આચારી જેહ,
કપટી જન તે જાણવો, મિત્ર ન કરવો એહ. ૩૭
અતિ વિષયી વ્યસની ઘણો, વચન વદી ફરનાર,
મિત્ર કરે જે એહવા, પગ પડી દુઃખ નિર્ધાર. ૩૮

કરે ઠગાઈ મિત્રથી, આપીને વિશ્વાસ.
ભૂંડસમો તે મિત્ર, પામે નરકાવાસ. ૩૯
જગમાં ગુણની ગોઠડી, કરનારા શુભ જાણ;
મિત્ર ખરા તે જાણવા, રૂડા પુષ્પ સમાન. ૪૦
માત પિતા ગુરૂ દ્રોહી જે, નિન્દા બહુ કરનાર;
મિત્ર નહીં તે કીજીએ, લાભ મળે જો અપાર. ૪૧
મનમાં કાળો નાગ જે, અતિ વૈર ધરનાર;
સર્પ સમો નહિ મિત્ર તે, જાણો નર ને નાર. ૪૨
જરાવારમાં ધમધમે, ક્રોધ કરીને અપાર;
કુમિત્ર તેથી વન ભલું, સમજો નર ને નાર. ૪૩
મર્મ હણે દિલ પેસીને, તેથી સારો વાઘ,
દિલ વાતો ના દીજીએ, ખરો ન તેનો રાગ. ૪૪
દુષ્ટ મિત્રની પ્રીતડી, પુનમચંદ સમાન;
સજ્જન જનની પ્રીતડી, બીજ ચંદ્ર મન માન. ૪૫
દુર્જન દિલમાં પેસીને, લે સહુ મનની વાત;
અવસર આવે તે પછી, કરે મિત્રની ઘાત. ૪૬
પૂર્ણ પરીક્ષા વણ કદિ, કરો ન જગ કો મિત્ર;
દુ:ખ નહીં જગ તે સમું, મિત્ર બને જે અમિત્ર. ૪૭
મિત્ર નારી ને શિષ્ય ત્રણ્ય, સુખ કરનારાં હોય;
પણ દુ:ખ દેનારાં બને, એ સમ વિશ્વ ન કોય. ૪૮
માટે મિત્ર પરિક્ષીએ, કરી બહુ સંગતિ વાસ.
દિલ ના દઈએ એકદમ, જો જીવ્યાની આશ. ૪૯
દુષ્ટ જનોની મિત્રતા, પગ પગ દુ:ખ દેનાર;
કંટકવૃક્ષો સંગતે, વાગે કાંટા ધાર. ૫૦
પરદેશી થુવર સમો, મિત્ર કરંતાં દુ:ખ;
મર્મ હણી મૃત્યુ કરે, મળે ન ક્યારે સુખ. ૫૧
ગુલાબ સરખા મિત્રના કાંટા શિખ સમાન;
સુવાસ અર્પી જીવને, રાખે સુખમાં માન. ૫૨

કમલ સમા મિત્રો ભલા, રહે નિર્લેપ સદાય,
હંસોને રાજી કરે, નિર્મલ સદા સુહાય ૫૩
જલે દુગ્ધથી મિત્રતા, કરી બળે તે પહેલ,
એવા મિત્રો વિશ્વમા મળવા બહુ મુશ્કેલ ૫૪
મિત્ર પ્રમાણિક જો મળે, તો સહુ નાસે દુ ખ,
વાત વિસામો મિત્ર છે, તે વણુ મળે ન સુખ. ૫૫
સુજન મિત્રના મેળથી, જીવન સફલતા હોય;
જ્ઞાની મિત્ર મળ્યાથકી, નડે ન નિજને કોય ૫૬
સર્વ દિશાઓ સૂજતી, જ્ઞાની મિત્રથી માન,
સરસ જીવન નવલુ થતુ, પ્રગટે દૈવિક તાન ૫૭
જલ કમલની મિત્રતા, સજ્જન ચિત્ત સુહાય,
જલનો સ ગ ટળ્યા પછી, મીન ન જીવ્યુ જાય ૫૭
કમલે રવિની પ્રીતડી, કરી ન છાની રહાય,
રવિ ઉદયે ખીલે કમલ, કુદ્રત મૈત્રી ન્યાય ૫૮
મૈત્રી કરીને પોયણુ, ચન્દ્રથકી વિકસાય,
કુદ્રત મૈત્રી ના ટળે, કરતા ક્રોડ ઉપાય ૫૯
સફળી અર્ધી જીદગી, મળતા જ્ઞાની મિત્ર,
દુર્ગુણ દોષો સહુ ટળે, થાવે જીવ પવિત્ર ૬૦
ગાય વિનાનુ વાછડુ, માત વિનાનુ બાળ,
મિત્ર વિના મન જાણવુ, મિત્રતણુ ધર ખ્યાલ ૬૧
મિત્ર વિરોધી જે બને, તે પાપી ચ ડાલ,
મિત્ર ધર્મથી ભ્રષ્ટ તે, પામે દુ ખ વિશાલ ૬૨
મિત્ર વિનાનો માનવી, મનમા બહુ મુ ઝાય,
સત્ય સુઝે ના માર્ગમા, જ્યા ત્યા બહુ ભટકાય ૬૩
મિત્ર વિનાની જીદગી, વનના પુષ્પ સમાન,
મિત્ર વિના જગ બળ નહીં, સમજો ભવ્ય સુજાણુ ૬૪
મિત્ર ગુણો પ્રકટાવતા, મળતા મિત્ર હજાર,

જેના મન નહીં મિત્રતા, મિત્ર ન કોનો ધાર. ૬૫
મિત્ર રહેણી રાખ્યા વિના, કદી ન મિત્ર થવાય;
કહેણીની કિંમત નહીં, સમજુ મન સમજાય. ૬૬
મિત્ર વિનાનો મેળ તે, સમજો ચિતા સમાન;
જીવ વિના વપુના સમો, મેળ સંબન્ધ પિછાન. ૬૭
સમજ્યા વણુ શી ? મિત્રતા, સમજ્યા વણુ શો ? મેળ;
વાત વાતમાં વાત છે, પત્ર રહ્યાં જેમ કેળ. ૬૮
સહેજે મન મળતું રહે, એકમેક મન થાય;
દૂર જતાં મન દૂર ના, યાદી ચિત્ત સુહાય; ૬૯
હું તું ભેદ રહે નહીં, એક રૂપતા થાય;
એવો મિત્ર મળ્યા પછી, દુઃખો સહુ વિસરાય. ૭૦
મનના મેળે મિત્રતા, દેખો વિશ્વ મઝાર;
મન બદલાતાં મિત્ર નહિ, મનની રચના ધાર. ૭૧
મન જો મિત્ર બની રહે, જગનું તો જગ મિત્ર;
મન જો શત્રુ બની રહે, તો સહુ વિશ્વ અમિત્ર. ૭૨
શુભાશુભ સહુ મેળમાં, મન વર્તે છે મુખ્ય;
મન જો મિત્ર બની રહે, તો જગમાં છે સૌખ્ય. ૭૩
ક્ષણિક મનથી મિત્રતા, ક્ષણિક સઘળી જાણ;
આત્મ સમા સહુ મિત્ર ત્યાં, આત્મમિત્રતા માન. ૭૪
આત્મા મિત્ર બની રહે, વર્તી મનથી ભિન્ન;
તો દુઃખ જગ ક્યાંયે નહીં, સુખમાં ચેતન લીન. ૭૫
મનોવૃત્તિની મિત્રતા, ભિન્ન ભિન્ન જીવ જાણુ;
મનોવૃત્તિ જાણ્યા પછી, મિત્ર રહસ્ય પ્રમાણુ. ૭૬
મનની વૃત્તિ જેવી છે, તેવું સર્વ જણાય;
અનુભવીએ અનુભવ્યું, મિત્રાવસ્થા પાય. ૭૭
રજોગુણી મિત્રો ઘણા, તમોગુણી નહીં પાર;
સત્વ ગુણી મિત્રો હહા, વિરલા જગ નિર્ધાર. ૭૮

કાંટાની વાડો સમા, રજસ્તમો ગુણ મિત્ર,
સત્વ ગુણીને જાણવા, બને પ્રસંગે અમિત્ર. ૭૯
જેની જેવી વૃત્તિ છે, બને જ તેવા મિત્ર,
તેથી તે રાજી રહે, જીવો ગુણે વિચિત્ર. ૮૦
સત્વ રજને તમથકી, ગયો જે પેલી પાર,
વિશ્વમિત્ર પ્રભુ થઇ રહ્યો, સંબધાતીત ધાર. ૮૧
પ્રેમ વૃત્તિના પુષ્પની, ખીલવણી કરનાર,
મિત્ર સ્ત્રી ગુરૂ દેવ એ, ચાર જ છે નિર્ધાર ૮૨
પર્યાયો સહુ અનુભવી, આગળ ચઢતો જાય,
મિત્રપણું તે અનુભવે, વિશુદ્ધપ્રેમે ન્યાય ૮૩
પ્રેમ મરણ વા શરણ છે, પ્રેમ પિયૂષને ઝેર,
પ્રેમી મિત્ર મળ્યા પછી, રહે ન ઈર્ષ્યા વૈર. ૮૪
આત્મ સમર્પણ વણ કદી, ઉઘડે નહીં સ્વરૂદ્વાર;
આત્મા મિત્ર થતો નહીં, આત્મભોગ વણ ધાર. ૮૫
મિત્ર વિનાનું બોલવું, રણમાં પોક સમાન;
ફરવું મિત્ર વિના અરે, રોઝ ભ્રમણ સમ જાણ ૮૬
થયા થાય મિત્રો ઘણા, મિત્ર ઘણા બદલાય,
વૃત્તિ ફેરે ફેર છે, મનોવૃત્તિ પર્યાય ૮૭
આત્મા મિત્ર થયા પછી, મનો મિત્રની પ્યાસ,
ટળે અનુભવ જ્ઞાનથી, રહે ન ચિત્ત ઉદાસ. ૮૮
આત્મામાં જગ દેખતો, આત્મામાં સહુ મિત્ર,
અભેદદષ્ટિએ અહો, મહજાનંદ પવિત્ર ૮૯
આત્મા જગ ઇશ્વર સહુ, અભેદ રૂપ જણાય,
સર્વ જગતના જીવ સહુ, મિત્રપણે પરખાય ૯૦
એવા જ્ઞાની યોગીને, રહે ન બાકી કાંઇ,
મુક્તિ તેહના હૃદયમાં, મુક્તિ શર્મ છે આંહી ૯૧
બાઈ બોદે બંતથી, સામો પાછો થાય,
મિત્ર કરો ના એહવો, નાથ કરે એ ન્યાય. ૯૨

મૂષક પેઠે ફોલીને, સઘળું વંચી ખાય;
દુષ્ટ મિત્ર એ જાણવો, અવસર નાસી જાય. ૯૩
ટકે ન મનમાં વાત કંઈ, છાનું કરે પ્રકાશ;
મિત્ર અમિત્ર ન જાણતો, મૂર્ખ મિત્ર તે ખાસ. ૯૪
અવસર દશા ન જાણતો, શકિત દેશ અજાણ;
મિત્ર ભલો ના તેહવો, કરે જ મોટી હાણ. ૯૫
કાકસમા મિત્રો ઘણા, શ્વાન સમા જ હજાર;
વિરલ હંસને સિંહ સમ, સાહાય્ય શકિત દેનાર. ૯૬
સંકટમાં સાથે રહે, કરે સમર્પણ પ્રાણ;
મિત્રો એવા દોહીલા, સુણે ન નિન્દા કાન. ૯૭
ચડતીમાં પાસે રહે, પડતીમાં નહીં પાસ;
એવા જન નહીં મિત્ર છે, સત્તા ધનના દાસ. ૯૮
મિત્રગુણો વણ મિત્રતા, કદિ નહીં ટકનાર;
શ્વાન સંઘ ભેગો મળી, જાય ન કાશી ધાર. ૯૯
મિત્રોના ભેદો ઘણા, કહેતાં નાવે પાર;
ઐકય ભાવવણુ મિત્રતા, ખરી નહીં થાનાર. ૧૦૦
ગપાટીયા મિત્રો ઘણા, ઘણા મોજીલા મિત્ર;
ગુણગોષ્ઠી વણ મિત્રતા, કદી ન હોય પવિત્ર. ૧૦૧
મિત્ર હૃદયમાં પેસીને, કરે મિત્રનું કામ;
નિષ્કામી થઇ સંચરે, પવિત્ર તેનું નામ. ૧૦૨
મિત્ર હૃદયમાં પેસીને, મિત્ર હિતસ્વી થાય;
છાયાવત્ સાથે રહે, ઉત્તમ મિત્ર ગણાય. ૧૦૩
છાની સાજ કરે ઘણી, ચહે ન મનમાં માન;
અપમાને ના ખીજતો સુજન મિત્ર તે જાણ. ૧૦૪
મિત્રોન્નતિમાં રાચતો, કરે ન કયારે ભેદ;
ઠપકો મહેણાંને સહે, લહે ન મનમાં ખેદ. ૧૦૫
ઓછું મન લાવે નહીં, સુવર્ણપેઠે વાન;
વધતું જેનું બહુ રહે, સત્ય મિત્ર તે માન. ૧૦૬

મિત્ર મેળને રાખવો, એ નહીં સ્હેલી વાત;
વિના વિચારે ચાલતાં, થાય મૈત્રીની ઘાત. ૧૦૭
જ્ઞાનિમિત્રની ગોઠડી, પગ પગ સુખની લ્હેર,
દુષ્ટ મિત્રની ગોઠડી, મન પ્રગટાવે ઝેર. ૧૦૮
જાતિ વૈર ત્યા મિત્રતા, ટકે નહીં કો કાલ,
મૂષક સાથ મૈત્રી કરી, બિડાલ દે ઝટ ફાળ ૧૦૯
ધર્મ વૈર ત્યા મિત્રતા, ટકે નહીં વ્યવહાર,
જાતિ દેશના ભેદથી, રહે ન મિત્રાચાર. ૧૧૦
ધર્મ દેશને જાતિ ભેદ, કરે મૈત્રીનો ભેદ,
બાલજીવોના ચિત્તમા, દષ્ટિ સાકડી વેદ ૧૧૧
આત્મજ્ઞાનીઓ સાચવે, ધર્મ જાતિના ભેદ,
મૈત્રી ભાવ સદા અહો, લહે ન મનમા ખેદ. ૧૧૨
દેનારા વિરલા થતા, ઘણા મિત્ર ખાનાર,
નારદ જેવા મિત્રથી, દૂર રહો નરનાર. ૧૧૩
મેઠા મનના મિત્રથી, મળે ન શાન્તિ બેશ,
ઉછાંછળા મિત્રોથકી, પ્રગટે મનમા ક્લેશ. ૧૧૪
રીસાળ મિત્રો રીસથી, ઉંચા નીચા થાય,
વિવાહની વરશી કરે, ક્ષણમા પલટી જાય ૧૧૫
વિના અનુભવ ના કરો, મિત્ર મેળ અસાર,
પગ પગ દુખો સાપડે, સમજો નર ને નાર. ૧૧૬
મિત્ર મેળની કાળજી, નહીં હૃદય તલભાર,
શુષ્ક મિત્ર એવો મળે, મળે ન શર્મ લગાર. ૧૧૭
ખટપટિયા મિત્રોથકી, નિશદિન ખટપટ થાય,
વ્યસની મિત્રની સગતે, વ્યસની સ્વય થવાય. ૧૧૮
સુજન મિત્ર વણ જીદગી, સુધરે ના કો કાળ,
કલ્પવૃક્ષને ત્યાગીને, બાવળને ના ઝાલ ૧૧૯
ધન સત્તા મળતાં અરે, મળ્યુ ન કિચિત્ માન,
મિત્ર મળે જો સદ્ગુણી, મળ્યુ સર્વ મન જાણ ૧૨૦

દુર્ગતિનો દેનાર જો, મિત્ર મળે સંસાર;
ચડતીની પડતી થતી, મળે ન સત્યાચાર. ૧૨૧
અંધારે દીપક સમા, વૃદ્ધયથી સમમિત્ર;
મળતાં ચડતી જાણવી; સુધરે ચિત્ત વિચિત્ર. ૧૨૨
દુર્મતિ મિત્ર મળો નહીં, માગો એ પ્રભુ પાસ;
સુમતિપ્રદ મિત્રો મળો, માગો પ્રભુથી ખાસ. ૧૨૩
શ્રદ્ધા બેસાડી પછી, દોરે અવળે પન્થ;
માટે મનમાં ચેતીને, ભણો સુમતિપ્રદ ગ્રન્થ. ૧૨૪
વ્હાલ કરે વિશ્વાસ દઈ, કરે સ્વ તાબે મિત્ર;
ખાય પછી ફોલી ઘણું, નહીં એ મિત્ર અમિત્ર. ૧૨૫
માટે ચેતી ચાલવું, કરી પરીક્ષા લેશ;
ઉત્તમ મિત્ર કર્યા પછી, નાસે મનના ક્લેશ. ૧૨૬
લાગ જોઈને સર્પવત્, ડસતા પાપી મિત્ર;
વિશ્વાસુ થઇ ના જવું, જુવો વિચારી ચરિત્ર. ૧૨૭
વિના વિચારે ચિત્તમાં, ભરો ન મિત્ર વિચાર;
સારાસાર વિવેકથી, ગ્રહો વિચારાચાર. ૧૨૮
પ્રિય બની મન પેસીને, વિશ્વાસી થઇ જેહ;
કરે દ્રોહ જે મિત્રનો, અધમાધમ છે એહ. ૧૨૯
મન વચ કાયા કોલથી, મિત્ર બની દે છેહ;
અધમાધમ ચંડાલથી, અદૃશ્ય આંખે એહ. ૧૩૦
મુખ આગળ સ્તવના કરે, પાછળ નિન્દે જેહ;
મિત્ર ન માનો તે કદી, કંચન વર્ષે ગેહ. ૧૩૧
મૈત્રી તૂટેલી કદી, પછી નહીં સંધાય;
સંધાતાં સાંધો રહે, કાચ પાત્ર સમ ન્યાય. ૧૩૨
જે નર કાચા કાનના, ભરમાવ્યા ભરમાય;
મિત્ર થયા ના સાંભળ્યા, સમજુને સમજાય. ૧૩૩
મિત્રોન્નતિમાં મન નહીં, ભલું ન ઇચ્છે લેશ;
મિત્રપણાને અયોગ્ય છે, કરે મોહથી ક્લેશ. ૧૩૪

મિત્ર ફરજ જાણે નહીં, અદા કરે નહીં ફર્જ;
મિત્ર થવાને અયોગ્ય છે, કાર્ય સરે ના ગર્જ. ૧૩૫
મિત્ર દાઝ હૃદયે નહીં, મિત્ર ચિત્ત નહીં જાણ,
મિત્ર થવા તે અયોગ્ય છે હૃદય કઠિન પાષાણ. ૧૩૬
હૃદયભેદ જે જન કરે, રાખે છાની વાત,
મિત્ર થવા તે અયોગ્ય છે, કરે હૃદયની ઘાત. ૧૩૭
દાસસમા મિત્રો ગણે, કરે ઘણું અપમાન,
મિત્ર થવા તે અયોગ્ય છે, કદરતણું નહિ ભાન. ૧૩૮
કર્યું બતાવે લોકને, કરે મિત્ર હલકાઇ,
મિત્ર થવા તે અયોગ્ય છે, મળે ન મન ચતુરાઇ ૧૩૯
મિત્રે કર્યું પોતે કર્યું, માની મન મકલાય;
મિત્ર થવા તે યોગ્ય છે, મન પ્રામાણ્ય સુહાય. ૧૪૦
સાજ કરે અણધારી ઝટ, બદલો ચહે ન લેશ,
મિત્ર થવા તે યોગ્ય છે, કરે ભલાઈ બેશ. ૧૪૧
સારી શિક્ષાને ગ્રહે, કરે કદાગ્રહ ત્યાગ,
મિત્ર થવા તે યોગ્ય છે, ધરે મિત્ર ગુણ રાગ. ૧૪૨
કરે અપકારો હોય પણ, કરે મિત્ર ઉપકાર,
ચંદન સમો તે મિત્ર છે, સેવો નરને નાર. ૧૪૩
મિત્રાનુકુલ થઈ ઘણો, કરે મિત્ર કલ્યાણ,
મિત્ર ખરો તે જાણવો, ભવોદધિમાં વહાણ ૧૪૪
દિલ ખોલી વાતો કરે, લેતો સત્ય સલાહ,
ચડતીમા નિજ મિત્રનો, કદિ ન ભૂલે ચાહ ૧૪૫
પડતીમા નિજ મિત્રને, આપે તન ધન સાજ,
સંકટકાળે મિત્રની, રાખે સઘળી લાજ. ૧૪૬
મિત્રદશા ના પારખે, કરે ઉપેક્ષા ભાવ,
મિત્ર ખરો ના જાણવો, જેવુ કાણું નાવ. ૧૪૭
કરે ભલુ ના મિત્રનુ, કરે ન સારૂ કામ,
બિડાલવિદ્યા તુલ્ય તે, કૃતઘ્ન દુષ્ટ હરામ ૧૪૮

દક્ષ દયાલુ વીર નર, પુણ્યે થાવે મિત્ર;
ધર્મી શ્રદ્ધાળુ ભલો, મિત્ર સદા શુભ ચિત્ત. ૧૪૯
લેવડ દેવડ મિત્રથી, કર્યાં છતાં પણ પ્રેમ;
સદા અચલ જેનો રહે, સત્યમિત્રતા નેમ. ૧૫૦
સુખ વેળા મિત્રો ઘણા, દુઃખમાં રહે ન કોય;
દુઃખ સમય પાસે રહે, અમૂલ્ય મિત્ર તે હોય. ૧૫૧
મિત્ર ત્યજે ન પડતીમાં, બની દેહની છાય;
ધન્ય સદા તે મિત્રને, પ્રણમો તેના પાય. ૧૫૨
કોટિ ઉપાયો કેળવી, કરે મિત્રનું શ્રેય;
ધન્ય સદા તે મિત્રને, હેય સદા આદેય. ૧૫૩
કરી પ્રતિજ્ઞા પાળતો, કરી વિવેકે જેહ;
મિત્રટેકને સાચવે, ધન્ય મિત્રતા એહ. ૧૫૪
વેશ્યા સમ મિત્રો ઘણા, થયા ન કોના એહ;
હસી તુર્ત જાવે ફરી, અવસર પામી તેહ. ૧૫૫
મનમાં કંઇ ને બહાર કંઇ, સદા ન સરખી વૃત્તિ;
મિત્ર ન કોનો તે સગો, દગાબાજી પ્રવૃત્તિ. ૧૫૬
બાલ્યાવસ્થાથી કર્યા, વિશ્વે મિત્ર હજાર;
ગયા થયા પારજ નહીં, અજ્ઞદશામાં ધાર. ૧૫૭
મળે તેટલા મિત્ર છે, મળે લગી ત્યાં હોય;
ભાન ન તેને મિત્રનું, સાન ન તેની જોય. ૧૫૮
યાવત્ સ્વયં ન મિત્ર છે, તાવત્ અન્ય ન હોય;
આધ્યાત્મિક મૈત્રી વિના, દિવ્ય જીવન ના જોય. ૧૫૯
આધ્યાત્મિક મૈત્રીથકી, અમૃતરસનો સ્વાદ;
આવે અન્તરમાં અહો, અનુભવ પ્રગટે નાદ. ૧૬૦
મૂઢ ન જાણે મૈત્રી શું ? મૂર્ખ ન જાણે વેદ;
ચાહે તેને તે મળે, અજ્ઞ શું ? જાણે ભેદ. ૧૬૧
વિદ્યા રૂપ ને વિત્તથી, સત્તાથી શું ? થાય;
હૃદય ગુણો ખીલ્યા પછી, મિત્રપણું પરખાય. ૧૬૨

બુદ્ધિવૃદ્ધિ ત્હોયે ખરે, ગુણો વિના નહિ રંગ,
ગુણોથકી જે ગોઠડી, પ્રગટે ચિત્ત ઉમંગ ૧૬૩
ગદ્ધાંથી ગદ્ધા મળે, લાતલાતા થાય,
મૂર્ખાને મૂર્ખો મળે, ભડભડા થઈ જાય ૧૬૪
નીતિની વૃદ્ધિ થતી, બુદ્ધિ ને વિજ્ઞાન,
ધર્મવૃદ્ધિ જેથી થતી, મિત્ર સત્ય તે માન. ૧૬૫
પ્રમોદ કરૂણા ભાવના, પ્રગટે હૃદયે બેશ,
સુજ્ઞ મિત્ર તે જાણવો, સંગત કરો હમેશ. ૧૬૬
પાર્શ્વમણિ સમ મિત્ર તે, કરે જીવનો શિવ,
એવા મિત્રો શોધીને, સંગત કરો સદીવ. ૧૬૭
આનન્દ રસ આપે ઘણો, સમજાવી શુભ વાત,
આનન્દદાયક મિત્રને, મેળ્યાથી સુખશાત. ૧૬૮
સત્યાસત્ય જણાવીને, આપે સત્ય વિવેક,
સત્ય મિત્ર તે જાણવો, ધારે સાચી ટેક ૧૬૯
ચવડાસમ જે મિત્ર છે, ફરતા જરા ન વાર,
કૂપ ઉતારી દોરડુ, કાપે તે નિર્ધાર ૧૭૦
બોલી પાળે જે સદા, મિત્ર યોગ્ય તે થાય,
હિંમતથી હારે નહીં, કરે નહી અન્યાય. ૧૭૧
જા તો ત્યા તેવો થતો, નિશ્ચય રહે ન હાથ,
મિત્ર નહીં તે કીજીએ, કરો ન તેનો સાથ ૧૭૨
ચલમન ને ભીરૂ ઘણો, ઉત્તમ ના આચાર,
છાનુ કહી દે મારથી, મિત્ર ભલો નહિ ધાર ૧૭૩
અતિમાની દુરાગ્રહી, અશ્રદ્ધાળુ જેહ,
ઉચિત સમય ના ઓળખે, મિત્ર યોગ્ય ના એહ ૧૭૪
આશ્રય આપે તેહુનો, કરતો પૂરો નાશ,
પાપી મિત્ર તેનો અરે, કરો નહીં વિશ્વાસ ૧૭૫
સુગરી વાનર ઉપદિશે, સુગરી માળો નાશ,
કીધો ક્રોધે વાનરે, સુગરી બની ઉદાસ ૧૭૬

ઉપદેશો તેમ મિત્રનો, કરતો જે જન નાશ;
મિત્ર યોગ્ય ના મૂઢતે, દુઃખદાયક સહવાસ. ૧૭૭
સલાહ દે કૂડી ઘણી, ઉંધો વર્તે જેહ;
સવળું અવળું પરિણમે, મિત્ર યોગ્ય ના એહ. ૧૭૮
સલાહ દે સાચી ઘણી, સવળો વર્તે જેહ;
અવળું સવળું પરિણમે, સુમિત્ર સવળો એહ. ૧૭૯
સાને સમજે, ચિત્તને, કરે કહ્યાવણુ કાજ;
મગજ ન ખોવે વાતમાં, સાધે સઘળો સાજ. ૧૮૦
દ્રવ્ય ક્ષેત્રને કાળને, જાણી વર્તે જેહ;
વર્તાવે નિજ મિત્રને, શ્રેષ્ટ મિત્ર છે એહ. ૧૮૧
સાજ આપી ફૂલે નહીં, કરે નહીં બકવાદ;
દીન થાય ના દુઃખથી, સુખમાં નહિ ઉન્માદ. ૧૮૨
એવા મન માન્યા મળે, મિત્રો તો સુખ થાય;
આત્મોન્નતિ વેગે થતી, પરમદશા પ્રકટાય; ૧૮૩
આત્મોન્નતિ દેશોન્નતિ, વિશ્વોન્નતિ કરનાર;
મિત્રોન્નતિ કરનારને, ખરો મિત્ર અવધાર. ૧૮૪
ઐક્યોન્નતિ જ્ઞાનોન્નતિ, શુભ પ્રગતિ કરનાર;
મિત્ર મળે મહાભાગ્યથી, ધન્ય ધન્ય અવતાર. ૧૮૫
માતૃભૂમિ પ્રેમી સદા, શુભ કાર્યો કરનાર;
વિશાળ દૃષ્ટિ મિત્રની, ખરી મિત્રતા ધાર. ૧૮૬
સ્વદેશ ભક્તિરત સદા, ઉત્સાહી દાતાર;
મિત્ર કરો એવા ભલા, કર્મયોગી અવતાર. ૧૮૭
મિત્ર હૃદયની દિવ્યતા, મિત્ર વિના ન જણાય,
મિત્ર હૃદય જાણ્યા પછી, જરા ન ભેદ રહાય. ૧૮૮
મિત્ર હૃદય પેઠા પછી, પ્રગટે દિવ્યાનન્દ;
દિવ્યમિત્રના સ્વાદનો, દુર્મતિ લહે ન ગન્ધ. ૧૮૯
મિત્ર વિના ન રહાય છે, જીવ્યું નહીં જીવાય,
પ્રતિકૃતિ નિજ જીવની, મિત્ર સદા સોહાય. ૧૯૦

દિવ્યાનન્દજ મિત્રથી, વિશ્વવિષે થનાર,
સ્વય મિત્ર ના મિત્ર તે, સમજે નહીં ગમાર. ૧૯૧
મિત્ર સમર્પણ જે કરે, મિત્રયોગી તે થાય,
આત્મભોગી થઈ વિશ્વમા, મિત્ર રહસ્યને પાય. ૧૯૨
દિલના તારોતારથી, મોને વાતો થાય,
મિત્ર મહુત્તા ત્યા ખરી, પરાવિષે પરખાય. ૧૯૩
મિત્ર વિચારો ચાલતા, પરાવિષે જયકાર,
મિત્રયોગી તે જાણવા, મહા મિત્ર અવતાર ૧૯૪
મળી ગયો જીવ જીવથી, થઇ ગયા મન એક,
પ્રગટે દિવ્યાનન્દ ત્યા, રહે સ્વભાવે ટેક ૧૯૫
મિત્રાનન્દ ન મેળવ્યો, નહીં મિત્ર તે જાણ,
મિત્રપણુ તે બાહ્યથી, અન્તર્ મેળ ન આણ ૧૯૬
મિત્ર ભૂપતિ એક છે, યતિ મિત્રને જાણ,
મિત્ર ભોગીને યોગી કે, નિમિત્તભેદે માન ૧૯૭
જેની જેહવી પ્રકૃતિ, કરે તેહની વાત,
ગુણકર્માનુસારથી, મળે ઘાતકી ઘાત ૧૯૮
મિત્ર મગલથી વિશ્વમા, વહે જીવન જયકાર.
વ્યવહારે એ જાણીને, મિત્ર કરો સુખકાર, ૧૯૯
અભયકુમારે મિત્રને, કર્યો ધર્મી અવતાર,
આત્મભોગથી મિત્રના, શોભે છે સસાર ૨૦૦
સુજન મિત્રના સગથી, પામે સ્વર્ગ વિમાન,
મિત્ર મહોદય સિદ્ધિયો, પામે શિવનુ સ્થાન. ૨૦૧
સર્વ શુભાશુભ ભાવને, ત્યજી થયો જગમિત્ર,
સમભાવે જગ સચરે, કરતો વિશ્વ પવિત્ર ૨૦૨
જ્ઞાની યોગી તે મિત્ર છે, સેવો પૂજો ભવ્ય
અનન્ત મગલ પામવા, કરો એક કર્તવ્ય ૨૦૩
સાચી મિત્રારાધના, કરો જગત નરનાર,
સદ્ગુણ કારક મિત્રના, સુખ સન્તતિ દાતાર ૨૦૪

મિત્ર ભેદ વર્ણન કર્યા, સર્વ જીવોના હેત;
સત્ય મિત્ર જગ પારખો, અન્તરના સંકેત. ૨૦૫
પેથાપુરમાં ભાવથી, દ્વિશતી કાવ્ય રસાળ;
બુદ્ધિસાગર ભાવથી, કરતાં મંગલ માળ. ૨૦૬

ૐ શાન્તિ ૩:

---

## પેથાપુર રોદન ચોતરો.

પેથાપૂરે દક્ષિણ દિશા, માઇલ અર્ધા આશરે;
સાબરમતી તટપર ભલો, વાહ વાહ રોદન ચોતરો. વાહ. ૧
લીલી મનોહર લીંબડીઓ, ઉગી ઘણી આંઘાં વિષે;
શોભી રહી શુભ વલ્લિયો, શીતલ હવા સુખ આપતી. વાહ. ૨
બહુ ઘાસ લીલી શોભતાં, લીલાં મનોહર ખેટડાં;
પશુઓ ચરે વૃક્ષો ઉપર, કલ્લોલ કરતાં પંખીઓ. વાહ. ૩
ઠંડક રહે મન માનતી, બ્હેંકે સુગંધી પુષ્પની;
વૃક્ષોતણી ઝાડી વિષે, કોયલ મનોહર ટહૂકતી. વાહ. ૪
બહુ લીંબડાની ઝાડીમાં, નીચે ઉનાળો આવતાં;
બેસી જનો ઠંડક લહે, ગાનો મનોહર ગાવતાં. વાહ. ૫
ઉગે વનસ્પતિયો ઘણી, જેના ગુણો જગમાં ઘણા;
પરખે જ વૈદ્યો પારખું, ઉંચા રૂપાળા ટેકરા વાહ. ૬
પશ્ચિમ ઉગમણી દિશા, ઉત્તર દિશા દક્ષિણ દિશા;
ચારે દિશાઓ શોભતી, રૂડાં રૂપાળાં દૃશ્યથી. વાહ. ૭
સાબરમતી શુભ શોભતી, રંગે રૂપેરી વ્હેણથી;
મળવા જતી સાગરપતિ, આશ્રય ઘણાંને આપતી. વાહ. ૮
અહીં આવીને કૈ યોગીઓ, શુભ ધ્યાનમાં તન્મય બને;
શુભ બાહ્ય કુદ્રત દૃશ્યથી, આનન્દ પામે ભોગીઓ. વાહ. ૯
ભોગી છતાં યોગી દશા, ઇચ્છક દયાળુ સદ્‌ગુણી;
શિવલાલ મેનેજર ભલા, તેણે બનાવ્યો ચોતરો. વાહ. ૧૦

અહિં આવીને તે સાંજરે, પ્રભુ પ્રાર્થના કરીને રૂવે,
તેથી થયો પ્રખ્યાત હા આ, ઉંચો મનોહર ચોતરો વાહ ૧૧
ઓગણિશ એકોતર તણી, શુભ સાલમાં પેથાપુરે,
શુભ સંઘના આગ્રહથકી, ચોમાસુ રહી રેખ્યો ભલો વાહ ૧૨
આબો હવા અહિંની ભલી, અહિં આવી કીધું ધ્યાન મે,
લગની લગી પ્રભુ સાથમાં, શુભ બુદ્ધિસાગર ચોતરે વાહ ૧૩

ॐ शान्तिः ३

સંવત્ ૧૯૭૧ ના આસો વદિ ૨ વિજાપુર

---

## पेथापुर.

સમાધિ રહેર લાગી રે, આનન્દ ચેન છાઇ રહી,
ભુલાઈ જગ ભ્રાન્તિ રે, આપોઆપ બ્રહ્મ સહી. સમાધિ० ૧
અનન્ત ચેતન જ્યોતિ નિરખી, જ્યોતિ જ્યોત મિલાઇ,
આનન્દ અપરંપાર ઉલટિયો, પ્રગટી મુક્તિ વધાઇ,
હું તું ભેદો ટળ્યા રે, વાત જાય કોને કહી સ० ૨
વિલસી રહી ઝળહળતી જ્યોતિ, વર્ણન કર્યું ન જાય,
પરવિષે પરગટ જે થાતું, પોતાને સમજાય,
મુંગાએ ગોળ ખાધો રે, બોલું શું ? અનુભવ લહી સ० ૩
આપો આપ પ્રકાશે પૂરો, ત્યાં શું સાક્ષી પ્રમાણ,
જગત્ જાણો વા ના જાણો, લગની લગી તાનોતાન
અલેખ મેં જગાવી રે, બોલ્યા વિના ધૂન વહી સ० ૪
જગ ભુલ્યાવણ ભૂલ ન ભાગે, અનુભવ લે મસ્તાન,
જ્યાં ત્યાં પ્રભુની જ્યોતિ અખંડ, પરમાનન્દ પ્રમાણ,
બુદ્ધિસાગર બોલે રે, અનુભવી મુક્તિ અહીં સ० ૫

ॐ शान्ति ३

સંવત ૧૯૭૧ ના આસો [illegible]

---

## प्रस्ताविक

વ્હાલાં વ્હાલાં સહુ કહે, વ્હાલું કોઇક હોય;
અવસર આવે પ્રાણુદે, વ્હાલપણું તે જોય. ૧
સગાં સબંધી સહુ કહે, સગાં વિરલ જગ જાણુ;
તનધન સત્તા પ્રેમથી, પાથરતાં જે પ્રાણુ. ૨
સગાં સંબંધી દે દગો, સગાં ન તે કહેવાય;
સગપણ સાચું તે સહી, સ્વાર્પણ ઐકય સુહાય ૩
સગો દગો દઇ શત્રુની, સારે ગર્જ ગમાર;
તેથી વન વગડો ભલો, પશુ સંગ સુખકાર. ૪
પ્યારો પ્યારી સહુ કહે, વિરલા જાણે પ્યાર;
સ્વાર્પણતા વણુ પ્યારના, નિશ્ચય ચિત્ત વિચાર. ૫
ધર્મ ધર્મ જગ સહુ કહે, દયા વિના નહીં ધર્મ:
દયા વિના હિંસા કરી, જીવો બાંધે કર્મ. ૬
ધર્મી ધર્મી સહુ કહે, ધર્મી વિરલા દેખ;
દયા સત્યને ત્યાગવણુ, મળે ન ધર્મની રેખ. ૭
આત્મસમા સહુને ગણે, ધર્મી સાચા જાણુ;
વીતરાગતા સાંપડે, ધર્મી સત્ય વખાણુ. ૮
શૂર શૂર જગ સહુ કહે, વિરલા શૂર વિચાર;
શક્તિ છતાં પણ સહનતા, રાગાદિક હરનાર. ૯
કામાદિક દોષો સહુ, જીતે તે મહાશૂર;
પ્રભુ સમો તે થઇ રહે, આનન્દરસ ભરપૂર. ૧૦
પોતે સુધર્યા વણુ કદી, નહીં સુધારો થાય;
કરે ભવાઇ ભાષણે, અસર ખરી ન જણાય. ૧૧
સુધારાના નામથી, થાય કુધારો જેહ;
સત્ય સુધારો તે નહીં, સમજુ સમજે એહ. ૧૨
વળે ન બહુ બોલ્યાથકી, વળે ન વાંચે ગ્રન્થ;
હૃદય ગુણો વણુ પ્રગતિનો, મળે ન સાચો પન્થ. ૧૩

લક્ષ્મી સત્તા પૃથ્વીથી, કોઇ ન થાય મહાન્,
પ્રભુ ભક્તિ તન્મય બન્યો, બન્યો તેજ ભગવાન ૧૪
જ્ઞાને જગ ઉદ્ધાર જે, તે સમ નહિ ઉદ્ધાર,
થતો ન જગનો અનુભવ્યો, નિશ્ચયથી નિર્ધાર ૧૫
જ્ઞાનીની સગત ભલી, ટાળે દોષ કરોડ,
જ્ઞાની ધ્યાની ધર્મની, મળે ન જગમા જોડ ૧૬

સવત્ ૧૯૭૧ આસો વદિ ૮ બુધવાર

## સમતા.

સમતા સહજ સમાધિ છે, સમતા સુખ ભડાર,
સમતા વિના સમાધિ નહિ, કરશો ચિત્ત વિચાર ૧
સમતાની પ્રાપ્તિ વિના, કરોડ સાધન ફોક,
અધા આગળ આરસી, બહેરા આગળ પોક
હઠયોગીથી મોટકા, સમતા યોગી જાણ,
તાણ્યા ખેચ્યા મન થકી, સદા ન શાન્તિ પ્રમાણ ૩
સહેજે મન સ્થિરતા ધરે, જે જે અગે જાણ,
સમતા તે અગે ભલી, મહાયોગ તે માન ૪
સમતાના આલબનો, સન્તાદિક જે હોય,
અવલબી સમતા ધરો, કરો ન સશય કોય ૫
સમતા મુક્તિ વાનગી, શિવસુખ આપે અહીં,
સમતા શુદ્ધ સમાધિથી, જીવ શિવ થાવે સહી ૬
માટે સમતા ભાવમા, વહો જીવન જયકાર,
સર્વ સબ્યુ એમ માનીને, સતોષે રહો સાર ૭
સમતા નિર્મલ જ્યોતિ છે, સમતા શુદ્ધ પ્રકાશ,
સહજ ભાવથી દેખીએ, શાતાશાત વિલાસ ૮
રોગાદિક આવે છતે, ધરો શુદ્ધ ઉપયોગ,
સાક્ષી થઇને ભોગવો, કર્મ શુભાશુભ ભોગ ૯

આત્મોપયોગી સામ્યથી, ચિન્તા કરે ન લેશ; 10
અનન્ત કર્મો નિર્જરે, ટાળે સઘળા ક્લેશ.
સમતાયોગે કેવલી, થાય જીવ નિર્ધાર; ૧૧
માટે સમતાયોગમાં, મગ્ન રહો સુખકાર.
અનન્ત શક્તિયો જગે, સમતાયોગે માન; ૧૨
આત્મવીર્ય પ્રગટાવવા, નહિ કો એહ સમાન.
સમતા સર્વ પ્રસંગમાં, રાખો ધરી ઉપયોગ; ૧૩
બુદ્ધિસાગર સામ્યમાં, અનન્ત સુખનો ભોગ.

સંવત્ ૧૯૭૧ ના આસો વદિ ૫ ગુરૂવાર. ૐ શાન્તિઃ ૩

---

## મનુષ્ય કાવ્ય.

મનીષા યુક્ત મનુષ્ય છે, સ્વપર પ્રકાશક જાણ; ૧
વિના વિવેકે પશુસમો, માનવ ચિત્ત પ્રમાણ.
સત્યાસત્ય વિવેકવંત, માનવ વિશ્વ ગણાય; ૨
નિર્દય સ્વાર્થી મૂઢજન, માનવ નહીં ભણાય.
માનવ ગુણ પ્રકટ્યા વિના, પશુસમ જન અવતાર; ૩
દયા દાન ઔદાર્યથી, માનવપણું જયકાર.
સ્વાત્મ મહત્તા જાણતો, કરેજ સત્ય પ્રકાશ; ૪
વિશ્વ રહસ્યો જાણતો, તે માનવ છે ખાસ.
મનુષ્ય જન્મનો હેતુ શો ? શું કર્તવ્ય સ્વશીર; ૫
જાણે મનુષ્ય તે ખરો, ધીર વીર ગંભીર.
આત્મસમા જીવો ગણે, કરતો પર ઉપકાર; ૬
ટાળે દુઃખો અન્યનાં, મનુષ્ય તે નિર્ધાર.
કરી પ્રતિજ્ઞા પાળતો, ફરે ન બોલી બોલ; ૭
મનુષ્ય તેને જાણવો, કરે વિવેકે તોલ.

ધન સત્તાની વૃદ્ધિથી, કોઇ ન માનવ થાય,
લઘુતા સમતા વિનયથી, માનવ સત્ય સુહાય. ૮
બહુ મૂલી વસ્ત્રો ધરે, લહે ન માનવ શોભ,
ક્રોધ માન માયા અને, લોભે નરગુણ થોભ. ૯
જાણે નહિ નિજ શક્તિયો, નહિ નિજ ફરજનુ ભાન,
અદાકરે નહિ ફરજને, મનુષ્ય તે હેવાન ૧૦
ખાય પીવે ફરતો ફરે, જાણે નહિ જન ધર્મ,
સમજે નહિ પરમાર્થને, લહે ન માનવ મર્મ. ૧૧
દેવામા સમજે નહીં, લેવામા હુશિયાર,
તે નહિ માનવ ધર્મમા, સમજો નરને નાર ૧૨
ધિક્કારે નિજ જાતિને, મારે નરને નાર,
દુ ખી પર કરૂણા નહીં, તે નહિ માનવ ધાર ૧૩
સત્ય ન જાણે જૂઠમા, ગાળે જીવન સર્વ,
મનુષ્ય ના તે બોધવણુ, કરતો ઉલટો ગર્વ ૧૪
પક્ષપાત મૂકે નહીં, કરે કદાગ્રહ ઘોર,
જાણી સત્યને અપલવે, માનવ તે છે ઢોર ૧૫
માન ન દે જગ લોકને, ઇચ્છે મનમા માન,
માનવ તે ના જાણવો, મન વર્તે નાદાન ૧૬
તુચ્છ ગણે જગલોકને, નિજને માને દક્ષ,
મારૂ તે સાચુ ગણી, ત્યજે ન જૂઠો પક્ષ ૧૭
કરે ન સેવા લોકની, સ્વામી થાવા જાય,
અહંકારી માનવ નહીં, મનમા નહિ નિર્માય. ૧૮
વિદ્યા જ્ઞાનને ફર્જવણુ, મનુષ્ય નહિ કો માન,
દુર્જન નિન્દક દુર્ગુણી, મનુષ્ય નહિ મન જાણુ ૧૯
કરે ઠગાઇ લોકથી, કરે ગાહા અ યાય,
વિશ્વાસીને છેતરે, માનવ તે ન ગણાય ૨૦
ત્યજે સ્વાર્થથી ધર્મને, કરે પાપના કામ,

તે ના માનવ જાણવો, ખર્ચે પાપે દામ. ૨૧
નમે નહીં માબાપને, ધરે ન સેવા ધર્મ;
મનુષ્ય તે ના જાણવો, જૂઠ ધરે મન ભર્મ. ૨૨
ગુરૂવર્ગને અવગણે, સુણે ન શિક્ષા સાચ;
રત્ન સમો માનવ નહીં, જાણો જન તે કાચ. ૨૩
સ્પર્ધામાં ઇર્ષ્યા ધરે, મૂકે પર પર આળ;
મનુષ્ય રૂપે જાણવો, તે જગમાં મહાકાળ. ૨૪
વૈર ધરે વ્હાલાં થકી, કરે સગાંનો દ્રોહ;
મનુષ્ય તે હોવે નહીં, તીવ્ર ધરે મન મોહ. ૨૫
ધરે ન ચિત્ત ભલાઇને, હણે હિતસ્વી લોક;
તેની માનવ જીંદગી, જાણો જગમાં ફોક. ૨૬
વિત્ત છતાં ના દાન દે, કૃપણપણું ધરનાર;
દુર્ધ્યાને વર્તે સદા, તે નહિ માનવ ધાર. ૨૭
ધર્માધર્મને નહિ ગણે, તુચ્છ ગણે જગ લોક;
માનવપણું તેનું નહી, મતિ હવાડા બોક. ૨૮
મનમાં આવે તે બકે, દે ઝટ ક્રોધે ગાળ;
ખરી વાત માને નહીં, તે જન જાણો બાળ. ૨૯
સભ્યપણું ના જાણતો, રણના રોઝ સમાન
માનવ તે સમજો નહીં, નહિ મનમાં જ મહાન. ૩૦
દુઃખી જનને દેખીને, કુણું હૈયું ન થાય;
હહા કરત માનવ તણી, દયા ન ચિત્ત સુહાય. ૩૧
જીવો પરે પ્રીતિ નહીં, ઉપજે નહીં પ્રમોદ;
મનુષ્ય તે ના માનવો, નહિ જ્યાં સાચો બોધ. ૩૨
ધરી સ્વાર્થની દૃષ્ટિને, હણે મનુષ્યો લાખ;
મનુષ્ય એ ના જાણવો, ઇચ્છે જગ જન રાખ. ૩૩
મિત્ર દેશ ગુરૂ રાજ્યનો, દ્રોહી બને અવતાર;
મનુષ્ય ના તે જાણવો, શઠ જનનો શિરદાર. ૩૪

કરે ન પ્રભુની પ્રાર્થના, માને નહિ ગુરૂદેવ,
મનુષ્યના લક્ષણ નહી, કરે ન જગની સેવ. ૩૫
પ્રત્યુપકાર કરે નહી, કરી ખુશામત ખાય,
ભેગો રહી ભાગી જતો, કરે ન દુ:ખે સહાય ૩૬
કરી પ્રતિજ્ઞા ટાળતો, હણે અન્યના મર્મ,
પરોન્નતિને ના સહે, ચહે ન અન્યને શર્મ ૩૭
ચોરી ચાડી ચુગલીયો, વ્યભિચાર કરનાર,
માનવ એ ના જાણવો, દગો અરે ધરનાર ૩૮
ધિક્કારે જગ લોકને, માને નિજને શ્રેષ્ઠ,
ધૂર્ત ઢોંગી માનવ નહી, કલેશતણી જે એઠ. ૩૯
ચઢે ન વ્હારે સન્તની, હણે ધર્મી નરનાર,
વાંક વિના જન વૃન્દનો, ઘાતક જેહ થનાર ૪૦
સતી બાલ ના રક્ષતો, રાક્ષસ જેવું ચિત્ત,
ભલુ ન ચાહે લોકનું, હોય ન ચિત્ત પવિત્ર ૪૧
દાઝ નહી સદ્‌ગુણતણી, દુર્ગુણમાં રમનાર,
મનુષ્ય તેહ બને નહી સદ્‌ગુણ વણ નિર્ધાર ૪૨
મતભેદે જગ લોકથી, ઝઘડા ઝટ કરનાર,
સત્યતણી પરવા નહી, વ્યસનીનો શિરદાર ૪૩
આપ બડાઇ મારતો, તુચ્છ ગણે નરનાર,
ગપ્પા હાંકે મોગલા, નહિ માનવ અવતાર ૪૪
કરે કુતર્કો મન ઘણા, શિક્ષા સુણે ન કાન,
સવળું અવળું પરિણમે, તે નહિ માનવ માન ૪૫
થાય ફૂલી જે ફાળકો, ધન સત્તાથી જાણ,
સત્તા ધન દુર્વ્યય કરે, માનવ નહી પ્રમાણ ૪૬
દુષ્ટ જનોની સંગતે, દુષ્ટપણું ધરનાર
દુર્મતિમાં રાચી રહે, ઢોલક સમ અવતાર ૪૭
સ્વાત્મોન્નતિની દાઝ ના, દુષ્ટ વચન વદનાર,
ધરે ન માનવ યોગ્યતા, ભરમાવ્યો ભમનાર ૪૮

ત્રણ પાયાનો જે અરે, હાજી હા કરનાર; ૪૯
થઈ લાંચ જૂઠું કરે, વિશ્વાસી હણનાર.
મન આચારે ભિન્નતા, અશક્તઘાતક જેહ; ૫૦
માનવ યોગ્ય ન તે ખરે, ભલી ન તેની દેહ.
મનમાં આવ્યું તે કરે, કરે ન સત્ય વિચાર; ૫૧
ધરે નહીં પ્રામાણ્યને, યોગ્ય મનુષ્ય ન ધાર.
શોધ કરે ના સત્યની, રૂડા નહિ આચાર; ૫૨
કરે ન મહાજનનું કથ્યું, સ્વચ્છન્દતા ધરનાર.
મૂઢપણું મનમાં ધરે, નિર્લજતા ધરનાર; ૫૩
ધરે ન માનવયોગ્યતા, દંભી જન નિર્ધાર.
પ્રેમ પરીક્ષા ના કરે, ધરે ન સાચો પ્રેમ; ૫૪
હૃદય શુદ્ધિ વણ માનવી, થાય કહો તે કેમ.
લોક લડાવે ખટપટે, નારદ સમ અવતાર; ૫૫
ગાય ગુણો નહિ લોકના, દોષ દૃષ્ટિ ધરનાર.
માત પિતા સંતાપતો, દે ના અતિથિ માન; ૫૬
દીન દુઃખી ધિક્કારતો, તે ના માનવ જાણ.
કરે કુટુંબે કલેશ બહુ, ધમાધમી કરનાર; ૫૭
સત્ સંગતિ ઇચ્છે નહીં, પરધનનો ખાનાર.
દેનારાનું ખોદતો, ભૂલે બહુ ઉપકાર; ૫૮
સ્વાર્થ સરે આઘો ખસે, વળી કરે અપકાર.
ગુણ મૂકી અવગુણ ગ્રહે, ધરે નહીં શુભ ટેક; ૫૯
અવસર આવે ઝટ ખસે, રાખે ના શુભ નેક.
શુભાશુભ સમજે નહીં, પડ્યા ઉપર દે માર; ૬૦
માનવમાં ન ગણાય તે, ધરે સ્વજનપર ખાર.
વ્હાલાનું હૈયું હણે, દે વ્હાલાંને ત્રાસ; ૬૧
સુણે ન હિતકર કોઇનું, કો ન ધરે વિશ્વાસ.
નિશ્ચય નહિ મન્તવ્યનો, ધરે હૃદયમાં મેલ; ૬૨
કરી મિત્રતા મિત્રનો, ધરે ન સાચો મેળ.

કરે પ્રતીત ન કોઈની, કરે મિત્રથી વૈર,
નિજનુ શુભ કરનાર પર, ધરે એહો જે ઝેર ૬૩
ક્ષણુ ક્ષણુમાહિ લડી પડે, મિત્રજનોથી વિરોધ,
કરે મગજને ખોઇને, સુણે ન સજ્જન બોધ ૬૪
અવળા પન્થે ચાલતો, વક્રપણુ ધરનાર,
તે માનવમા નહિ કદિ, જાણો નર ને નાર. ૬૫
મનુષ્ય યોગ્યતા જ્યા નહી, ધર્મી કયાંથી થાય,
ટીલા ટપકા વેષથી, ધર્મી કો ન કહાય ૬૬
સત્તા વધતા શુ થયુ, ધન વધતા શુ ? થાય,
જ્યા ના માનવ યોગ્યતા, માનવદૈત્ય ગણાય ૬૭
અવતારે માનવપણુ, મનમા માન સંકેલ,
ગુણોથકી માનવપણુ, કોટિગણુ મુસ્કેલ. ૬૮
નિદ્રાહારને મૈથુને, જનપશુ બે સમ હોય,
પણ જ્ઞાનાદિક ગુણવડે, અધિકો માનવ જોય ૬૯
માનવ માનવ ફેર છે, અમૃત વિષ સમજાણુ,
એક જગત ઉદ્ધારતો, બીજો જગ પાષાણુ ૭૦
અમૃત એક મુખે શ્રવે,કરે ઘણો ઉપકાર,
એક શ્રવે વિષ વદનથી, કરે ઘણો અપકાર ૭૧
કલ્પવૃક્ષ સમ એક છે, બબુલવૃક્ષ સમ અન્ય,
એક ધરે જડતા ઘણી, ધરે અન્ય ચૈતન્ય ૭૨
વૃક્ષ વૃક્ષમા ફેર છે, માનવ માનવ ફેર,
પ્રકાશ એક કરે અને, અન્ય કરે અ ધેર ૭૩
ઉત્તમ નીચા માનવી, કેમ પરીક્ષ્યા જાય.
મધુર કટુક શબ્દોવડે, તુર્ત પરીક્ષા થાય ૭૪
ઉંચા જન નીચા બને, ઉચ્ચ બને છે નીચ,
હંસ રમે નિર્મલ જલે, ભુંડ ધરે તનુ કીચ ૭૫
ગુણ અવગુણ ઢંકાય ના પેસતા પાતાળ,
અત્તર શીશીમા રહ્યુ, વાસે છે કર ખ્યાલ ૭૬

પગલે પગલે દુર્જનો, જ્યાં ત્યાં બહુ અથડાય;
કાંટાળાં વૃક્ષો પરે, જોતાં વિશ્વ જણાય. ૭૭
દુર્જન નહિ સજ્જન થતો, કાક હંસ નહિ થાય;
માનવ ગુણ પ્રગટ્યા વિના, મનુષ્ય ના કહેવાય. ૭૮
પાશવવૃત્તિ જ્યાં ઘણી, બોલે ઝેરી બોલ;
માનવ દેહે છે પશુ, કરશો સજ્જન તોલ. ૭૯
માનવ સર્વે કૂટડાં, રૂપાકૃતિએ હોય;
પણ અન્તર્ ઉતર્યા વિના, નિશ્ચય કરો ન કોય. ૮૦
રજોગુણી માનવ અને, તમોગુણી નહિ પાર;
સત્વ ગુણી ઓછા ઘણા, અનુભવ એ નિર્ધાર. ૮૧
માનવ ગુણ પામ્યા વિના, સફલ નહીં અવતાર;
સિદ્ધાન્તો પરખી કરો, માનવનો આચાર. ૮૨
ભણે ગુણે માનવપણું, થાવે વા ના થાય;
હૃદય ગુણો ખીલ્યા પછી, માનવ યોગ્ય ગણાય. ૮૩
માનવ દેખી ચિત્તમાં, ઉપજે હર્ષ અપાર;
આત્મસમો તેને ગણે, તે માનવ નિર્ધાર. ૮૪
માનવના સ્વાતંત્ર્યને, હરી દાસ કરનાર;
સદ્ગુણનો ખપ નહિ જરા, તે નહીં માનવ ધાર. ૮૫
માનવ સેવા ના કરે, કરે ઘણું અપમાન;
રાક્ષસ સમ તે માનવી, દિલનો બહુ નાદાન. ૮૬
માનવ જાતિ પ્રગતિમાં, લે નહિ કિંચિત્ ભાગ;
બદલો વૈરનો વૈરથી, મનુષ્ય કાળો નાગ. ૮૭
નિર્બલ મનનો માનવી, સત્ય ત્યજે ક્ષણવાર;
માનવમાં ન ગણાય છે, એવા નર ને નાર. ૮૮
વાતુલપેઠે બોલતો, શરમ ન ધરતો લેશ;
અવિનયી તુચ્છ વદે ઘણું, કરતો સહુથી કલેશ. ૮૯
ઉપાદેય આદેય જ્ઞેય, સમજે નહીં લગાર;
ઉદાસમુખ રાખે સદા, શુદ્ધ ધરે નહીં પ્યાર. ૯૦

ગાડાની પેઠે અહો, અવાચ્ય બોલી જાય,
મનુષ્ય કિમ્મત ના કરે, માનવ તે ન ગણાય ૯૧
દુર્ગુણી પર કરૂણા નહીં, નહીં ગુણાનુરાગ,-
ગુણી દેખી હર્ષે નહીં, મનુષ્યત્વે નહીં લાગ. ૯૨
સર્વ જીવોને ઉપગ્રહ, હોય પરસ્પર જાણ,
જાણીને વર્તે નહીં, મનુષ્ય તે ના માન. ૯૩
જાતિ દેશને ધર્મથી, ગણી માનવનો ભેદ,
લડાઈ ટંટા જે કરે, તે નહિ માનવ વેદ ૯૪
યથાયોગ્ય સત્કારથી, કરે મનુષ્ય સન્માન,
સહાય પરસ્પર દે ખરા, માનવ તેહ પ્રમાણ. ૯૫
માનવ જાત સુધારતો, જ્ઞાનાદિકથી જેહ,
સ્વાર્પણથી સેવા કરે, સાચો માનવ દેહ ૯૬
કોટિ ઉપાયે આચરે, માનવ જાતની સેવ,
દુઃખ હરે જ્ઞાનાદિકે. સાચો માનવદેવ ૯૭
પક્ષપાત ત્યાગી સદા, ધરે સત્ય મન કાય,
અસત્યથી દૂરે રહે, માનવ સત્ય ગણાય ૯૮
દયા ક્ષમાદિક સદ્ગુણો, પ્રગટાવે સુખકાર,
આત્મસમા સહુ જીવને, ગણતો માનવ ધાર ૯૯
સર્વ જીવોના શ્રેયના કાર્ય ઘણા કરનાર,
જ્ઞાનયોગથી દેખતો, માનવ તેહ વિચાર ૧૦૦
ચિત્ત ધરી મધ્યસ્થતા, સત્ય શોધ કરનાર,
માનવ તે થાવે સહી, પાળે શુભ આચાર. ૧૦૧
ક્ષમા સરલતા લઘુપણું, સંતોષે રહેનાર,
માનવ સત્ય ગણાય છે, રૂડા કરે વિચાર ૧૦૨
માનવ જાતિદ્રોહી જે, માનવ તે ન ગણાય,
સગા સબંધી દે દગો, તે નહિ માનવ થાય ૧૦૩
ઘાતક જે વિશ્વાસનો, તોડે આપી કોલ,
મનુષ્ય ના તે જાણવો, સાક્ષીમા જૂઠ બોલ. ૧૦૪

કરે કરાવે ચોરીને, જૂઠા સંમ ખાનાર;
માનવ આકારે છતાં, ખુરા વ્યાઘ્રથી ધાર. ૧૦૫
સ્વાર્થે કોટી ગમે નમે, સારે ઇચ્છિત કાજ;
સ્વાર્થ સર્યા પછીથી કદિ, ધરે ન મનમાં લાજ. ૧૦૬
મુખ આગળ મીઠું વદે, પાછળ વાળે ઘાણ;
મનુષ્ય યોગ્યતા ત્યાં નહીં, ગણવો તેહ મશાણ. ૧૦૭
ધન સત્તાદિ લાલચો, દ્રોહ પાપ કરનાર;
મનુષ્ય રૂપે દૈત્ય છે, સ્વકીયજન હણનાર. ૧૦૮
ઉત્સાહી મનડું સદા, ગુરૂ સેવા કરનાર;
જેના બોલ ફરે નહીં, માનવ તે નિર્ધાર. ૧૦૯
પરમાર્થે રત જે રહે, તન ધન સહુ દેનાર;
માનવ સાચો જાણવો, રહેણીમાં રહેનાર. ૧૧૦
કુટુંબની પ્રગતિ કરે, કરી સુધારો બેશ;
સામાજિકપ્રગતિ કરે, અનેક ટાળી કલેશ. ૧૧૧
દેશોન્નતિ ભાગી બને, કરે જનોને સહાય;
અતિથિને આપ્યા વિના, ભોજન કદિ ન ખાય. ૧૧૨
સાધુ સન્તને પોષતો, કરે ન લોક વિરૂદ્ધ;
શુદ્ધજ્ઞાન પ્રાપ્તિ વડે, કરતો નિજ મન શુદ્ધ. ૧૧૩
ગણે સત્ય તે માહરૂં, ગણે ન મારૂં અસત્ય;
વિશ્વહિતસ્વી થઇ ખરો, કરે પુણ્યનાં કૃત્ય. ૧૧૪
સામું વિશ્વ પડે યદા, તોપણ નહિ ગભરાય;
સત્ય ન મૂકે ટેકથી, મનમાં નહિ અકળાય. ૧૧૫
ઇચ્છિત શુભ કાર્યો કરી, દેખાડે દૃષ્ટાન્ત;
ખરેખરૂં જગ લોકને, બને ન મોહે ભ્રાન્ત. ૧૧૬
પર ધન પત્થર સમ ગણે, ગણે પરસ્ત્રી માત;
પ્રાણાન્તે પણ કોઇની, કરે ન છાની વાત. ૧૧૭
દેશકાળ અનુસારથી, વર્તે બાહ્યાચાર;
સ્વાશ્રયી ખાંતે રહે, કરે ન દીન વિચાર. ૧૧૮

સત્યને કોરે મૂકીને, ચહે ન કીર્ત્તિમાન,
થાય નહીં આડંબરી, માનવ સત્ય પ્રમાણ. ૧૧૯
સર્વ જીવોના શ્રેયમાં, કરે સમર્પણ પ્રાણ,
વિક્રમ પેઠે સાહસી, ગંભીરતા ગુણ ખાણ. ૧૨૦
યાચા ભંગ કરે નહીં, દાક્ષિણ્યે મન રક્ત,
ગુપ્ત દાન દે ભાવથી; થાય સુજનનો ભક્ત. ૧૨૧
સર્વ ધર્મમાં જે રહ્યું, સત્ય ગ્રહે સાપેક્ષ,
ઉપયોગે વાણી વદે, વદે નહીં નિરપેક્ષ ૧૨૨
દીર્ઘદ્રષ્ટિને ધારતો, હોય સમયનો જાણ,
સમયોચિત બોલે. કરે, માનવ તેહ પ્રમાણ ૧૨૩
ન્યાયપન્થ મૂકે નહી, દુર્પન્થમાં ના જાય,
અનારોગ્યકારક અરે, ભક્ષ્ય કદાપિ ન ખાય ૧૨૪
ન્યાય થકી પેદા કરે, વૈભવ સુખનું મૂલ,
અન્યાયી ધન ના ગ્રહે, માને પગની ધૂળ. ૧૨૫
ક્રોધ કરીને અન્યનું, કરે ન ભૂડું કામ,
ખર્ચે પ્રશસ્ય કાર્યમાં, ખરા ભાવથી દામ ૧૨૬
કેળવણી પ્રગતિ કરે, સંકટ સહી હજાર;
મનુષ્ય સાચો માનવો, ધરે સત્ય વ્યવહાર ૧૨૭
મનની મોટાઇ ઘણી, મત સહિષ્ણુ બેશ,
ધીર વીર ને ઉદ્યમી, શોધકવૃત્તિ હમેશ ૧૨૮
હાનિકારક રીતિનો, કરે પલકમાં ત્યાગ,
આત્મશક્તિને ખીલવે, માનવ તે મહાભાગ ૧૨૯
છતી શક્તિ ના ગોપવે, જનહિત કાર્યે જેહ,
નીચ વર્ગ ઉદ્ધારતો, સુગુણી માનવ એહ ૧૩૦
સ્વાત્મિકશ્રદ્ધા બળવડે, કરે પ્રવૃત્તિ ભવ્ય,
પ્રમાદથી મૂકે નહી, આત્મિકનિજકર્તવ્ય ૧૩૧
સલાહ દે પરને ખરી, મોહે નહિ મુંઝાય,
ત્યાગે જૂઠ મમત્વને, પરગુણ પ્રેમે ગાય ૧૩૨

અતિથિ સેવારત સદા, કરે પ્રભુનું ધ્યાન;
અનુભવ નવલા પામવા, સદા રહે મસ્તાન. ૧૩૩
દોષિજનોને ઉદ્ધરે, કરી ઉપાય કરોડ;
એવા ઉત્તમ જનતણી, જડે ન જગમાં જોડ. ૧૩૪
ધનસત્તા વિદ્યાથકી, પ્રગટે નહિ અહંકાર;
યૌવન રૂપનો મદ નહિ, સર્વ સમાન વિચાર. ૧૩૫
કુસંપ કરતો નહિ કદા, સંપી રહે સહુ સાથ;
ઉત્તમ માનવ જાણવો, તારે જીવ અનાથ. ૧૩૬
દોષીજનોની ઉપરે, કરે ન તિરસ્કાર;
આત્મસમા તેને ગણી, કરે ભલો ઉદ્ધાર. ૧૩૭
સત્ય સુજે તેનો કદી, કરે ન ભયથી ત્યાગ;
ટીકા જગજન જે કરે, સહે સદા સૌભાગ્ય. ૧૩૮
લોકાક્ષેપો ના ગણે, કરે ધાર્યું નિજકાજ;
અકૃત્ય કરતાં ભય ધરે, મનમાં આવે લાજ. ૧૩૯
યોગ્ય સુધારો આચરે, પાછો હઠે ન લેશ;
દેશકાલ વ્યવહારથી, ધરે યોગ્ય નિજવેષ. ૧૪૦
વીર્યહીન થાવે નહીં, શક્તિ વધારે નિત્ય;
સન્તોને નહિ છેતરે, ધારે ચિત્ત પવિત્ર. ૧૪૧
અસભ્ય વાણી ના વદે, પ્રાણ જતાં પણ જેહ;
ઉત્તમ માનવ માનવો, આત્માર્થી જન તેહ. ૧૪૨
ભવિતવ્યતા માનીને, ત્યાગે નહિ ઉદ્યોગ;
આત્મોન્નતિ સાધક ખરો, સાધે નિશદિન યોગ. ૧૪૩
હઠે ન પાછો સત્યથી, થતાં વિરૂદ્ધ સંસાર;
આત્મભોગ આપે ભલો, પરમાર્થે જયકાર. ૧૪૪
વીર બુદ્ધને ઇશુની, પેઠે વર્તે સાર;
આત્મામાં જગ દેખતો, શુદ્ધ પ્રેમથી ધાર. ૧૪૫
અનન્યભાવે સર્વનું, શ્રેય સદા કરનાર;
ઉત્તમ માનવ જાણવો, પૂજ્ય વન્દ્ય નિર્ધાર. ૧૪૭

આત્મામા જગને જુવે, જગમા નિજ નિર્ધાર,
અભેદભાવે સહુ થયુ, અભેદધ્યાને ધાર. ૧૪૮
એવા માનવનું હૃદય, સર્વથકી છે શ્રેષ્ઠ,
પ્રભુપાર તે પામતો, રહી ન તેને વેઠ. ૧૪૮
પ્રભુભકિતમા લીન જે, નહી અહંતા ભાન,
વિશ્વશ્રેષ્ઠ માનવ ખરો, આનન્દે મસ્તાન ૧૪૯
આનન્દે લદબદ બન્યો, ભેદ ભાવ ના ચિત્ત,
દ્વેષાદિક દોષો ટળ્યા, માનવ તેહ પવિત્ર. ૧૫૦
શુદ્ધ થતા જે દોષીનો, કરે ખરો ઉદ્ધાર,
શ્રી તીર્થંકર બુદ્ધનો, પામે તે અવતાર ૧૫૧
શુદ્ધાત્મા થઇ વિશ્વનુ, કરે ખરૂ કલ્યાણ
સિદ્ધ બુદ્ધ તે થાય છે, પરમ પ્રભુ ભગવાન ૧૫૨
સાર્ધ શતક દુહાવડે, કીધુ માનવ કાવ્ય,
ઉપાદેય તે વાચ્ય છે, સર્વજનોને શ્રાવ્ય ૧૫૩
ઓગણિશ ઈકોત્તર ભલો, પર્વ દિવાળી બેશ,
ભણે ગણે જે સાભળે, આનન્દ હોય હમેશ ૧૫૪
ચોમાસુ પેથાપુરે, ઉત્તમ ભાવ વિશાલ,
બુદ્ધિસાગર ધર્મથી, પગ પગ મગલ માલ. ૧૫૫

ॐ शान्ति. ३



# સંવત્ ૧૯૭૨નાં કાવ્યો.

## अलखदशानी फकीरी.

અલખ દશાકી બની ફકીરી, ક્યા હમ કહેવે વાત અહા;
જ્ઞાનામૃતકા પ્યાલા પીયા, અનહદ આનન્દ છાય રહા. ૧

નહિ અબ લેના નહિ અબ દેના, જગકી કછુ પરવાહ નહીં;
ભૂલ ગએ હમ સબ દુનિયાકું, કિયા કહા કુચ્છ યાદ નહીં. ૨

ઝળહળ જગમગ જ્યોતિ ઝળકે, અમર ભયે હમ ખલક મહા;
નામરૂપકી પાર ગએ હમ, તત્ત્વ નિકાલ્યા મથી દહી. ૩

સુરત નુરતકા પાર જનાયા, પરાપાર અનુભવ આયા;
કહાંસે દુનિયા દેખે હમકું, જ્ઞાનીકું સબ સમજાયા. ૪

મેંને જાણા મુજકું સબકું, ચિદાનન્દમેં મસ્ત ભયા;
બુદ્ધિસાગર અલખ ફકીરી, સત્ય કમાયા મૌન રહા. ૫

ॐ शान्तिः ३.

સં. ૧૯૭૨ કાર્તિક શુ.૨ સોમવાર.

## ॥ आत्मनिश्चय ॥

हरदम प्रभुसें चित्त लगादे; होनेवाला होय रहा;
मत कर चिन्ता कोई बातकी, अकलभेद सब छाय रहा. १

मरनेकी परवाह नहीं रख, जीवनकी आशा मत कर;
साक्षी होके कर ले करणी, नामरूपभ्रान्ति परिहर. २

जन्म मरणसें कबु न डरना, प्रभु बन्दाकुं भय नहि है;
अहंवृत्ति त्यज कर कर्तव्यो, करना निश्चय वह सहि है. ३

चडती पडती जो कुच्छ जगमें, लक्ष्य नहीं दे वहां तेरा;
गाफल मत हो मोहसङ्गसे, जहां मोह व्हां अंधेरा. ४

सत्में रहेणा सत्की प्रीति, मत पड मायाफन्दामें;
ज्ञानगङ्गमें निशदिन झीलो, मत पड भवजलगन्दामें. ५

दिलका तारोतार लगा दें, प्रभुकी साथे सदा मुदा;
अजपाजापे सुरता रख दे, पड नहि कुमतिसङ्ग कदा. ६
चिदानन्दकी मौजे खेलो, आत्मप्रभु तुं है सच्चा;
बुद्धिसागर अलख निरञ्जन, ब्रह्म अन्य सब है कच्चा. ७

સંવત્ ૧૯૭૨ ના કાર્તિક શુદ ૬

---

## देश मारवाड राणी स्टेशन गाम सामेल वास्तव्य यति पूनमचन्दजी पर लखेल पत्र.

आत्मस्वभावे मस्त रहेना, विना प्रयोजन मत बोलो;
रागद्वेषकी वृत्ति हठा कर, पराभाव स्फुरणा खोलो. १
होता है होवेगा कर्मे, उसकी चिन्ता मत करना;
उसका ना हम वह ना मेरा, सहजसमाधि वह धरना. २
अन्तरमें सुरता लय ला कर, दुसरा कुछ न याद करो;
भव मुक्तिकी आशा त्यज कर, समता सहजस्वरूप धरो ३
सहजे जो होता है उसमें, साक्षी हो कर जग रहेना;
मस्तदशा ऐसी आभवमें, अनुभवी मत कंट कहेना. ४
मौनी होकर जगमें रहेना, सुख दुःख समभावे सहेना; (सहना)
जग कथनीमें लक्ष्य न देना, इच्छासें कुच्छ ना लेना. ५
मनकी गतागति मत रोको, मनका उपयोगी होना;
मनकु समजा कर अन्तरमें, ले जाना कल्मष धोना. ६
आत्मप्रभुमें प्रेम लगे तब, मन उसमें झट रंगाता,
सहजयोग उसकुं अवबोधी, तन्मयता ज्ञानी पाता. ७
आत्मप्रभुका प्रेमी होना, सब दुनियाकु भूल जाना;
ऐसा उन्मादी निज अनुभव, पाता है निश्चय माना. ८
सत्ताए सब जीवो ईश्वर, है ऐसा मनमें धरना,

सबकुं आत्मसदा अवबोधी, शुद्धप्रेम सबसें करना. ९
आपो आप अनुभव खीलता, सहजभावमें रहनेसें;
स्वयं अनुभव होता निश्चय, वले कहा कुच्छ कहनेसे. १०
पूर्वभवोंका संस्कारीकुं, रस पडता है तान जगे;
वलता सो निज अनुभव वाटे, मस्त बने सो रगोरगे. ११
खूले चक्षु जिस्की वह देखे, अन्धाकुं क्या देखाना;
तत्त्वकथा क्या मूरख आगे, बहिरा आगे क्या गाना. १२
आत्मस्वभावे मस्त बनो तुम, सर्व शास्त्रका सार वही;
बुद्धिसागर आत्म उजागर, दशा लहो समभाव ग्रही. १३

ॐ शान्तिः ३.

સંવત ૧૯૭૨ કાર્તિક શુદિ ૭ શનિવાર.

## *खुदा.

खुदा हमेरा अजब रंगीला, अगमरूप धरनेवाला;
अप्पा परमप्पा अल्ला है, अकल कला करनेवाला. खुदा. १
सर्व समाता उसकी अंदर, नूर वहे अपरंपारा;
षट् कारक चक्रोका धारक, इल्लिल्ला सब आधारा. खुदा. २
आनन्दका दरिया व सदा है, होता नहि दिलसें न्यारा;
नाम रूपसें भिन्न निरञ्जन, सदा करंता उजियारा. खुदा. ३
नापाक खाख नहि सदा पाक है, निर्मलज्योति नबी सदा;
चौदां तबककी बात पिछाने, कर्त्ता हर्त्ता और खुदा. खुदा. ४
रहिम सदा सब जीवो उपर, करनेवाला रहिमाना;

* સ્યાદ્વાદ અધ્યાત્મ દૃષ્ટિએ આત્મારૂપ ખુદાનો અનુભવ કરીને આત્મ-ખુદાનું વર્ણન કર્યું છે, આત્મા બ્રહ્મ ખુદા પર અપેક્ષાએ સર્વ રૂપકો અવબોધવાં કર્તાદિ ષટ્કારક વા યોગનાં પટ્ચક્રરૂપકારક જાણવાં. શયતાન—મોહ—કર્મ જાણવું. ઇત્યાદિ જ્ઞાની ગુરૂગમથી જાણવું.

सब कुच्छ जग है उसकुं चावा, फकीर देखे मस्ताना. खुदा. ५
उसकी गति जो वही हि जाने, मत मायामें भूलाना;
श्वासोश्वासे हरदम समरो, अजपाजापे गुलताना. खुदा. ६
भरमाता सेतान जगतकु, मत उसके फन्दे आना;
अहं ममत्वे भूल मत मीयां, ज्योतिज्योत से मिल जाना. खुदा. ७
दर्शन ज्ञान शशी सूरज दो, करे आरती सब वेला;
सहजानन्दका मङ्गल दीवा, स्वय होत है एकेला. खुदा. ८
शुद्धोपयोगी नाडी सुषुम्णा, बकनालसें चढ जाना;
अगम निगमका पार पाय कर, होय मेल तब रमजाना. खुदा. ९
पञ्च भूतका तनु दरगामें, दिल तकियामें पधराना;
बिसमल्ला अर्ह कलमाकु, पढनेसे लगनी लाना. खुदा. १०
अरसपरस देदार मिला कर, पडदा दूर करी देखे;
अरसपरसका चहेरा सचा, मिल गए नूरकुं पेखे. खुदा. ११
मन मकेमें स्वात्म खुदाकुं, पधरा कर हो लयलीना;
एक्य भावका अनुभव करके, आनन्दामृतकु पीना. खुदा. १२
शरीर भितर खोजे उसकु, मिलता है सोऽहं ध्याने;
बुद्धिसागर सदा जीवता, स्वयं खुदा वह पहिचाने. खुदा. १३
ॐ शान्तिः ३

સં ૧૯૭૨ કાર્તિક શુ ૯ સોમ.

---

## नकामां छे अरे व्हानां.

હૃદય ત્હારૂં છુપાવાને, પ્રયુક્તિયોવડે જે જે,
અરે જે જે લખ્યા તે તે, નકામા છે અરે બ્હાના ૧
પ્રયોજન જે કથ્યું તે તો, કબૂલે ના હૃદય મ્હારૂં,
હૃદયની કાળજી વણુ એ, નકામા છે અરે બ્હાના ૨

થતો જ્યાં પન્થ ત્યાં ઇચ્છા, ગમે તેવા પ્રયત્નોએ; 3
પ્રસંગો નહિ અરે ભારે, નકામાં છે અરે ન્હાનાં.
નથી જ્યાં તીવ્રરૂચિ ત્યાં, થતી ઢીલાશ કાર્યોમાં; ૪
વિચારી જો હૃદયમાંહિ, નકામાં છે અરે ન્હાનાં.
પરસ્પરના હૃદયતારે, જણાતું દિલ પરસ્પરતું; ૫
પછી બીજું ન માને કો, નકામાં છે અરે ન્હાનાં.
રૂચે જે ચિત્તમાં તેને, કરે છે માનવો યત્ને; ૬
હૃદયના પૂર્ણનિશ્ચય વણ, નકામાં છે અરે ન્હાનાં.
ખરી જ્યાં લાગણી ચોંટી. કરાતું તે અરે પહેલું; ૭
ત્યજીને અન્ય સહુ કાર્યો, નકામાં છે અરે ન્હાનાં.
પ્રમાણિકતા ખરી પ્રીતિ, ખરી શ્રદ્ધા સમર્પણ વણ; ૮
ગમે તેવું જણાવામાં, નકામાં છે અરે ન્હાનાં.
હૃદય સાક્ષી ખરી પૂરે, નહીં ત્યાં ચાલતું બીજું; ૯
બુદ્ધયબ્ધિપૂર્ણપ્રામાણ્યે, પરસ્પર સત્ય સમજાતું.

સંવત ૧૯૭૨ કાર્તિક શુદિ ૧૦ મંગળવાર. ૐ શાન્તિઃ ૩

---

## સમભાવ.

ધમરાળમાં વિજાપુરી શા. દળસુખ સ્વરૂપચંદ પર લખેલ પત્ર.

समभाव मुक्ति द्वार है, समभाव मुक्ति वानगी; १
समभावसें केवल लहे, कोइ रहे नहि खानगी.
सब दर्शनोंकी खटपटें, आता नहीं कुछ सार है; २
समभाव वहां मुक्ति सदा, यह बात शास्त्राधार है.
सब दर्शनोंमें मुक्ति है, समभाव साचा हो तदा; ३
समभाव साचा धर्म है, मत भूलना सन्तो कदा.
समभाव है ईश्वर हृदय, समभावहृदयी जो भया; ४
ईश्वरस्वरूपी वह हूआ, सर्वज्ञ सन्तो कह गया.

समभावी प्रभुकी मूर्त्ति है, सब दर्शनोंमें जानना;
सब धर्मियोंमें वह बडा, ऐसा हृदयमें मानना. ५
आनन्द अपरपार है, समभावीकुं निश्चय खरे;
समभाव वीन मने क्लेश है, रागादिसें दुःखडा अरे. ६

सवैया.

मत मतान्तर खण्डन मण्डन, रागद्वेषकुं परिहरना;
समभावे पेखो सब जगकुं, यदि निश्चय होवे तरना. ७
मेरा तेरा रागद्वेषसें, करके झघडा क्यु करना;
सत्यधर्म समभावे प्रगटे, निश्चय वह मनमे धरना. ८
सन्तोकुं समभाव बडा है, उसकी तारीफ है सची,
बुद्धिसागर साम्यभावमें, निशदिन रहना वह साची. ९

स. १९७२ कार्तिक शुदि ११

---

## अमदावाद शेठ जगाभाइ दलपतभाइ पर लखेल पत्र.

પ્રસંગો ભાવીના દેવા, વિચારીને પ્રથમ સર્વે,
પછી નિશ્ચય કરી બોલી, કરીને વાયદો પાળો ૧
કરીને વાયદાઓ બહુ, વિના પાળે અરે જગમા,
રહે વિશ્વાસ નહિ કોને, કરીને વાયદો પાળો ૨
વદેલુ પાળવુ પ્રેમે, પ્રમાણિકની પ્રવૃત્તિ એ,
વિચારી પૂર્ણ મનમાહિ, કરીને વાયદો પાળો ૩
લખીને બોલીને ક્યારે, કરે ના વાયદો કોથી,
અરે સહસા કરાયો તો, કરીને વાયદો પાળો ૪
નહી બધાવવુ કોથી, વિચાર્યા વણ અરે જગમા,
સદા વિશ્વાસી થાવાને, કરીને વાયદો પાળો. ૫

કરીને વાયદો પાળે, થતો વિશ્વાસ્ય નર જગમાં;
ગમે તેવા પ્રસંગોમાં, કરીને વાયદો પાળો. ૬
ખરેખર કાયદો સાચો, કર્યો જે વાયદો તે છે;
પ્રતિષ્ઠા કીર્ત્તિ વરવાને, કરીને વાયદો પાળો. ૭
ઉઠે વિશ્વાસ તો પશ્ચાત્, રહ્યું શું ? બોલમાં બાકી;
પ્રમાણિક શ્રેષ્ઠ થાવાને, કરીને વાયદો પાળો. ૮
શિખામણ એ ખરી માની, વધારી આત્મબળ નક્કી;
બુદ્ધયબ્ધિ ધર્મી થાવાને, કરીને વાયદો પાળો. ૯
સંવત્ ૧૯૭૨ કાર્તિક શુદિ ૧૨

## जड पूजारीओ.

જડપૂજારીઓ તે જગમાં જાણવા,
આત્મા કરતાં વપુને પૂજે ખૂબ જો;
જડની કિમ્મત આત્માથી કરતા ઘણી,
આત્મા મૂકી જાય પકડવા ધૂમ્ર જો. જડ૦ ૧
ઇન્દ્રિયોના વિષયોમાં રાચી રહે,
અન્ય જીવોના લેતા લોભે પ્રાણ જો;
સ્વાત્માવત્ જીવોપર પ્રીતિ ના ધરે,
ગુણી જનોનું કરતા બહુ અપમાન જો. જડ૦ ૨
જડવસ્તુઓ લેવા પાપો બહુ કરે,
ગરીબ પશુ પંખી ઉપર નહિ ભાવ જો;
જડના માટે જીવોનાં ખૂનો કરે,
જડને ભોગવવામાં માને લ્હાવ જો. જડ૦ ૩
જડવસ્તુઓ માટે યુદ્ધો બહુ કરે,
જીવોને હણવામાં બહુ હર્ષાય જો;
પ્રભુ પૂજે પણ દયા દાનથી વેગળા,
પ્રભુશિક્ષાઓ માને નહીં જરાય જો. જડ૦ ૪

જડ લક્ષ્મીની લાલચમાં લાગી રહે,
કૃપણુ બનીને કરે ન પાત્રે દાન જો,
જડ વસ્તુમાટે ઈશ્વર પૂજા કરે,
કરે ન જ્ઞાનાદિધારકનુ માન જો. જડ૦ ૫
જડની સગે રાચે માચે રાગથી,
કરે ન જીવોની પ્રીતિ તલભાર જો;
કરે કષાયો જડમાટે જડતા ધરી,
સુખ સઘળુ માને જડમા નિર્ધાર જો. જડ૦ ૬
જડ કરતા ચેતનનુ મૂલ્ય અનન્ત છે,
અનુભવ એવો જાણે નહિ સુખકાર જો;
રાત દિવસ જડરાગે રહે રગાઈને,
કરે ન જગમા પરના પર ઉપકાર જો. જડ૦ ૭
જીનપ્રતિમામા ધરે ન પ્રભુની ધારણા,
વાપરતો નહિ જડ વસ્તુ પર હેત જો,
જડવસ્તુમા મમતાડકુવૃત્તિ ધરે,
પરમાર્થે નહિ ત્યાગભાવ સકેત જો. જડ૦ ૮
જીવોના ઉપકારે છે જડ વસ્તુઓ,
એવુ જાણે નહિ અન્તરમા લેશ જો;
નિન્દા–વિકથા–કજીયા–કલેશે વર્તતો,
વપુસ્થ આત્માને પૂજે નહીં લેશ જો જડ૦ ૯
પશુ–પખીના રક્તે તનુને પોષતો,
જીવોના દુખે નહિ મન દુખાય જો,
પાપી દોષી જીવોને સન્માન દે,
ગુણી મનુષ્યોની પાસે ના જાય જો જડ૦ ૧૦
અજ્ઞાનીઓ એવી જડપૂજા કરે,
જ્ઞાની સતોષી તેથી નહિ થાય જો,
બુદ્ધિસાગર ચેતનપૂજા આચરે,
જ્ઞાનીઓ ઝટ શાશ્વત સુખડા પાય જો જડ૦ ૧૧

સ. ૧૯૭૨ કાર્તિક સુદિ ૧૩ શુક્રવાર.

## अर्हं खुदा.

अर्हं खुदा तुं है वडा, तव अग्र बन्दा है खडा;
तव शुद्धप्रेमाब्धि रहा, अनुभव करे तेरा महा. १
जो जो किया जो जो करुं, सब जानते हो क्या कहुं;
उद्धार !!! अधमोद्धार तुं, तव ज्योतिमें मिलकर रहुं. २
तव आशरा मेरे सदा, विश्वास्य तुं मेरे मुदा;
तव पार पूरा ना लहुं, अनुभव समाधिमें कदा. ३
गुल्तान हम तव भक्तिमें, प्यारा हमेरा तुं प्रभु;
बुद्ध्याब्धि आश्रय शरणमें, रखना कृपालो ! हे विभु. ४

ॐ शान्तिः ३

---

## प्यारां अमारां पंखीडां.

ગાનો મનોહર ગાવતાં, કુદ્રતતણું વ્હાલાં ઘણાં;
દિલ રંજતાં નરનારીનાં, પ્યારાં અમારાં પંખીડાં. ૧
બહુ રંગનાં બહુ બોલીઓ, બોલો ઉડાઉડ બહુ કરી;
સ્વાતંત્ર્ય પ્રેમી લાડકાં, પ્યારાં અમારાં પંખીડાં. ૨
માળા કરી વૃક્ષોવિષે, વલ્લિવિષે ઘર બાગમાં;
બચ્ચાંને ચારો ચુગવતાં, પ્યારાં અમારાં પંખીડાં. ૩
શિક્ષણ શિખવતાં પ્રેમનું, સ્વાતંત્ર્યને આનન્દનું;
સન્તોષનું સ્વાર્પણતણું, પ્યારાં અમારાં પંખીડાં. ૪
મસ્તી કરો મન માનતી, બહુ જાતની રસીયાં બની;
કલરવ કરો દ્રુમરાજીમાં, પ્યારાં અમારાં પંખીડાં. ૫
અરૂણોદયે કલરવ કરો, મીઠાશ તેમાં ઓર છે;
પાંખો ઉડી ફફડાવતાં, પ્યારાં અમારાં પંખીડાં; ૬
ક્રીડા કરો શિશુ સાથમાં, તન્મય બની પ્રેમે ઘણાં;
ઉપકાર કરતાં કુદ્રતી, પ્યારાં અમારાં પંખીડાં. ૭

નિર્ભય જગ્યાએ મ્હાલતા, કુદરત્ જીવનથી જીવતાં,
જાતાં હળીમળી પ્રેમથી, પ્યારા અમારા પખીડા ૮
માગો દયા પકડાઈ જતા, કરૂણા અવાજોને કરી,
છોડાવતા ખુશી થતાં, પ્યારા અમારા પખીડાં ૯
કુદરતતણા જગ બાગમા, રૂહેમીજનોના બાલુડા,
આર્યો ઘણુ ચાહે સદા, પ્યારા અમારા પખીડા. ૧૦
સ્વાતન્ત્ર્ય સામ્રાજ્યે સદા, ફરતા ફરો ચારો ચરો,
શોભાવતા ધર્મી ઘરો, પ્યારા અમારા પખીડાં ૧૧
અમ પ્રેમને બહુ રૂહેમની, સાક્ષી તમારૂં દિલ ભરે,
વાતો સુણે દિલ દિલતણી, પ્યારા અમારા પખીડાં ૧૧
આવો અમારી પાસમા, પામો ન ભય દિલમા જરા,
આ દેહ પર બેસી રમો, પ્યારા અમારા પખીડા ૧૩
છાટો ન હિસાનો રહે, આવો તદા પાસે તમે,
નિશ્ચય તુકારામે કર્યો, પ્યારા અમારા પખીડા ૧૪
માનુ સદા મ્હુ આત્મવત્, લવલેશ ના જૂઠુ વદુ,
અનુભવ પરીક્ષાથી ઠગે, પ્યારા અમારા પખીડાં ૧૫
ઉપદેશ દઇ અહિસાતણો, રક્ષા કરૂ જીવ જાતની,
ધારૂ જુદાઇ નહિ જરા, પ્યારા અમારા પખીડા ૧૬
નિર્ભય પ્રભુના રાજ્યમા, અહિસાપ્રતિષ્ઠા વાધતા,
હિસા ટળે શાન્તિ વહો, પ્યારા અમારા પખીડા ૧૭
અજ્ઞાનહિસા ભાવથી, દુખી કરી તવ જાતને,
માફી કરો સુજને ભલા, પ્યારા અમારા પખીડા ૧૮
પ્રભુને અમારા સમ તમે, શાસ્ત્રો સકલ સાક્ષી ભરે,
આત્મ તમારો અમ સમો, પ્યારા અમારા પખીડા ૧૯
ઉપજાવવા શક્તિ નથી, તમને અમારામા જરા,
તો નાશ કરવો ના ઘટે, પ્યારા અમારા પખીડા ૨૦
સુખ દુખની મ્હુ લાગણી, સરખી ધરો અનુભવ થતો.
તેથી અમારા સમ સદા, પ્યારા અમારા પખીડાં ૨૧

અમને અને તમને સદા, આ વિશ્વમાં સમ ન્યાય છે;
અમથી સદા નિર્ભય રહો, પ્યારાં અમારાં પંખીડાં. ૨૨
આશીઃ અમોને દ્યો ભલી, ભલું થાય તમ એવી સદા;
આનન્દદાયક વિશ્વને, પ્યારાં અમારાં પંખીડાં. ૨૩
નિર્દોષજીવન ગાળતાં, રંગે રમે જ્યાં ત્યાં ભમો;
વિશ્વાસી થૈ રંગે રહો, પ્યારાં અમારાં પંખીડાં. ૨૪
અપરાધ સહુ માફી કરો, નિજ આત્મવત્ અમને ચહો;
બુદ્ધચબ્ધિ પ્રભુ દરબારનાં, પ્યારાં અમારા પંખીડાં. ૨૫

સં. ૧૯૭૨ કાર્તિક વદિ ૧ સોમ.

ॐ शान्तिः ३

---

## 'स्वातन्त्र्यं'

સ્વાતંત્ર્ય જગમાં સર્વનું, સંરક્ષવું એ ન્યાય છે;
પરતંત્રતા પ્રસરાવવી, કુદ્રતતણો અન્યાય છે. ૧
સ્વાતંત્ર્યને સત્યાર્થમાં, સ્વાર્પણજીવન કરવું ઘટે,
ખુલ્લાં થતાં પ્રગતિતણાં, દ્વારો મહન્તો એ રટે. ૨
સ્વાતંત્ર્યથી સત્યો ખરાં, પ્રગટે જગત્માં જાણવું;
સ્વાતંત્ર્યને પ્રકટાવવા, બલ એકઠું જગ આણવું. ૩
સ્વાતંત્ર્ય વણ નહિ સત્યની, આશા હૃદયમાં આણવી;
પરતંત્રતા ત્યાં સત્ય નહિ, એ વાત નક્કી માનવી. ૪
પ્રગતિગિરિશિખરે ચઢો, સ્વાતંત્ર્યનાં પગલાં ભરી;
પરતંત્રતા ત્યાં જીવતાં, દેખો ગયા નિશ્ચય મરી. ૫
પરતંત્રતા ના કો ચહે, જોશો જગત્માં અનુભવી;
પરતંત્ર કોને ના કરો, એ વાત જગમાં નહિ નવી. ૬
ચાહો સ્વયં સ્વાતંત્ર્યને, પરતંત્ર પરને ના ચહો;
ન્યાયે ખરી પ્રગતિ લહો, અન્યાય ના સાંખી રહો. ૭
પ્રભુના ભલા દરબારમાં, પરતંત્રતા તો ના ઘટે;
સ્વાતંત્ર્ય સૌને જગ મળે, અન્યાય દુઃખો સહુ મટે. ૮

સ્વાતન્ત્ર્ય જગમાં સર્વનુ, સરખુ ખરો એ કાયદો,
સ્વાતન્ત્ર્ય રક્ષાર્થે ખરે, કરવો ઘટે ના વાયદો. ૯
પરતન્ત્રતા મૃત્યુ સમી, નિર્ભયદશા ત્યાં તો નહીં,
સ્વાતન્ત્ર્ય ઈશ્વર તેજ છે, પામો જગત્ જન સૌ સહી. ૧૦
તોડો ન કુદ્રત કાયદો, સ્વાતન્ત્ર્યના સ્વાર્થી બની,
નિજ આત્મસમ સહુને ગણો, શિક્ષા જ એ સોહામણી. ૧૧
સ્વાતન્ત્ર્ય સૌનુ રહે સદા, એવી પ્રવૃત્તિ આદરો,
થાશે ભલુ કરતા, ભલુ, એ સૂત્ર સાચુ મન ધરો. ૧૨
પ્રભુના જગત્ દરબારમા. સૌને ગણી સરખા રહો,
બુદ્ધયબ્ધિ સત્ સ્વતન્ત્રતા, પામી ખરાં સુખડાં લહો. ૧૩

---

## चेतन पूजारीओ जगमां जाणवा.

ચેતન પૂજારીઓ જગમા જાણવા,
વર્તે સર્વ જીવોની સાથે બેશ જો,
આત્મસમી પ્રીતિ જીવો પર ધારતા,
દેહ દેવળ વસનારો પૂજ્ય હમેશ જો. ચેતન૦ ૧
દેહસ્થજીવોને દેવો માનતો,
સર્વજીવોનુ રાખે ઘટતુ માન જો,
જીવતા દેવોનુ હૈયુ ઠારતો,
કરે ન ક્રોધે માનવનુ અપમાન જો. ચેતન૦ ૨
દયાધર્મદષ્ટિએ પ્રાણી દેખતો,
ગરીબ જનને યથાશક્તિ દે દાન જો,
જીનપ્રતિમામા જીનને માની પૂજીને,
જીનવર ગુણને ગ્રહી થતો ગુણવાન્ જો ચેતન૦ ૩
પૂજ્ય સાધુઓ સેવે ભક્તિભાવથી,
પૂજ્ય ગુરૂનુ જ્ઞાન ગ્રહે નિર્ધાર જો,
આત્માર્થી ભાવે વર્તે સહુ સાથમાં,

યથાશક્તિ કરતો સહુ પર ઉપકાર જો. ચેતન૦ ૪
સત્ય ન્યાયને માટે સ્વાર્પણ સહુ કરે,
પરમપ્રભુનો સદા ધરે વિશ્વાસ જો;
નિરહંભાવે વર્ત્તે સહુની સાથમાં,
આશ ધરી જગ થાય ન જૂઠો દાસ જો. ચેતન૦ ૫
સ્વાતંત્ર્યે કથની સમ રહેણી રાખતો,
જડ વસ્તુનો ધરે ન મનમાં રાગ જો;
આશા મમતા જડના તાબે ના થતો,
પરમાર્થે જડલક્ષ્મી કરતો ત્યાગ જો. ચેતન૦ ૬
જડના મોહે મ્હારૂં ત્હારૂં ના કરે,
જડના મોહે કરે ન પ્રાણી નાશ જો;
સ્વાતંત્ર્ય જ રક્ષે જગમાં સહુ જીવનું,
દુઃખ પડતાં હોય કદિ ન ઉદાસ જો. ચેતન૦ ૭
પ્રભુની સાથે ભક્તિથી વર્ત્તે સદા,
હિંસાદિકદોષોને કરતા દૂર જો;
ઉપકારીનો દ્રોહ કરે ના વિશ્વમાં,
દાન સત્ય પાલનમાં હોવે શૂર જો. ચેતન૦ ૮
મૈત્રીભાવે વર્ત્તે જીવો સાથમાં,
કર્ત્તવ્યોના પાલનમાં તૈયાર જો;
કરે પ્રતિજ્ઞા યોગ્ય પાળતો પ્રેમથી,
સત્તાધનનો કરે નહીં અહંકાર જો. ચેતન૦ ૯
યોગ્ય સુધારા કરતાં પાછો ના પડે,
નીતિ પ્યારી ગણતો પ્રાણસમાન જો;
સર્વજીવોના કલ્યાણે રાચી રહે,
જ્ઞાનધ્યાનમાં પૂર્ણ લગાવે તાન જો. ચેતન૦ ૧૦
સર્વજીવોની સેવા કરતો પ્રેમથી,
સ્વતંત્રતાનાં વાવે જગમાં બીજ જો;
પરમાર્થે જડવસ્તુઓને વાપરે,

ગુણીજનોને દેખી પામે રીઝ જો. ચેતન૦ ૧૧
સન્તજનોની સેવા બહુ ભાવે કરે,
યથાશક્તિ જીવોને કરતો સહાય જો;
ભૂખ્યા તરસ્યા દુ ખીને સતોષતો,
દાનાદિક ઉપકાર કરીને ખાય જો ચેતન૦ ૧૨
મમતા વણુ ઉપયોગી કાર્યો સહુ કરે,
જ્ઞાનાદિક સદ્‌ગુણુનો કરે પ્રકાશ જો,
માનવ પશુ પખી પ્રાણી રક્ષા કરે,
દેવ-ગુરૂનો ધરે ધર્મ વિશ્વાસ જો ચેતન૦ ૧૩
જગહિતકારક કરે પ્રવૃત્તિયો ઘણી,
વિષય વાસના પાપકર્મ પરિહાર જો,
બુદ્ધિસાગર ધર્મકર્મ કરતા રહે,
ગુણો ગ્રહીને કરતા આત્મોદ્ધાર જો ચેતન૦ ૧૪

સવત્ ૧૯૭૭ કાર્તિક વદિ ૩

---

## પ્યારાં જ પશુઓ છો તમે

વ્હાલા અમારા આત્મવત્, સ્વાતન્ત્ર્યમાં રાજી રહો,
ઉપકાર જગજન પર કરો, પ્યારા જ પશુઓ છો તમે ૧
ચારો ચરો ફરતા ફરો, પાણી પીઓ પ્રીતિ ધરો,
બહુ તાપ ઠડક વેઠતા, પ્યારા જ પશુઓ છો તમે. ૨
નિજ સ્વામી પર મમતા ધરો, સ્વાર્પણુ કરો નિજ જીદગી,
દુ ખો સહો મોઢે સુખે, પ્યારા જ પશુઓ છો તમે ૩
ઉપયોગી છો જગને ઘણા, લાગો હૃદય મોહામણા,
પ્રેમી ઉપર પ્રીતિ ધરો, પ્યારા જ પશુઓ છો તમે ૪
રાખો ભલાની લાગણી, ઉપકાર કરનારા પ્રતિ,
આશી સમર્પો હ્રુદીથી, પ્યારા જ પશુઓ છો તમે ૫
ભાષા તમારી ઓર છે, તેમા જ ભાવો ઓર છે,

## वाह वाह प्यारां पुस्तको.

આનન્દની હેલી વિષે, રેલાવતાં અમને સદા;
રમણીય નન્દનવન સમાં, વાહ વાહ પ્યારાં પુસ્તકો. ૧
શાન્તિ સમાધિ આપતાં, દુઃખો ઝડપથી કાપતાં;
વેગે હૃદયમાં વ્યાપતાં; વાહ વાહ પ્યારાં પુસ્તકો. ૨
સમજાવતાં સૌ સાનમાં, અનુભવ મઝાના તાનમાં;
રાખો હૃદય શુભ ભાનમાં, વાહ વાહ પ્યારાં પુસ્તકો. ૩
મૌની અહા મિત્રો ભલાં; સાથી ભલાં શુભ સ્વર્ગનાં;
ગુરૂના ગુરૂ અમીરસ ભર્યાં, વાહ વાહ પ્યારાં પુસ્તકો. ૪
આ વિશ્વમાં દોલત ખરી, શુભ શક્તિયોનાં ઘર ભલાં;
વિચરાવતાં શુભ સ્વર્ગમાં, વાહ વાહ પ્યારાં પુસ્તકો. ૫
આત્મોન્નતિ દર્શાવતાં, મીઠાં ઘણાં મન ભાવતાં;
ગાયન ભલું ગવરાવતાં, વાહ વાહ પ્યારાં પુસ્તકો. ૬
મોંઘા હૃદયનો મંત્ર છો, પ્રગતિ પ્રવૃત્તિ તંત્ર છો;
વિશ્વોન્નતિ સુખ યંત્ર છો, વાહ વાહ પ્યારાં પુસ્તકો. ૭
સહુએ તમોમાંહિ ભર્યું, સન્તોએ દિલ ખાલી કર્યું;
તે દેખીને મમ દિલ ઠર્યું, વાહ વાહ પ્યારાં પુસ્તકો. ૮
વાહ શબ્દ બ્રહ્મે શોભતાં, સહુનાં હૃદયને ઓપતાં;
ઇન્દ્રાદિનાં મન થોભતાં, વાહ વાહ પ્યારાં પુસ્તકો. ૯
તીર્થો સમષ્ટિ વ્યષ્ટિનાં, તીર્થો ભલાં છો સૃષ્ટિનાં;
કિરણો અમારી દ્રષ્ટિનાં, વાહ વાહ પ્યારાં પુસ્તકો. ૧૦
સકલાનુભવ ભંડાર છો, જ્ઞાની હૃદય અવતાર છો;
નરનારીનાં આધાર છો, વાહ વાહ પ્યારાં પુસ્તકો. ૧૧
વ્હાલાં અમારી આંખ છો, શુભ સ્વર્ગ સિદ્ધિ પાંખ છો,
બુધ્ધ્યબ્ધિજીવન સન્ત છો, વાહ વાહ પ્યારાં પુસ્તકો. ૧૨

સં. ૧૯૭૨ કાર્તિક વદિ ૫.

ॐ शान्तिः ३

## ❁ વ્હાલાં હૃદયનાં બાળકો. ❁

નિર્દોષ મીઠા હાસ્યમાં, આનન્દ નિર્ભયતા રહી,
પ્રીતિ અભેદે ગહગહી, વ્હાલા હૃદયનાં બાળકો. ૧
ક્રીડા રસીલી નવનવી, સ્વાતન્ત્ર્યજીવનથી થતી,
આનન્દરસના મસ્તીલા, વ્હાલા હૃદયના બાળકો ૨
અદ્વૈતભાવે મન મળેલા, સાથ પ્રેમે બોલતા,
ઉંડા હૃદયને ખોલતાં, વ્હાલા હૃદયના બાળકો ૩
રાખો ન પરવા ઈન્દ્રની, મન માનતુ જે તે કરો,
મન માનતુ જ્યા ત્યા ફરો, વ્હાલા હૃદયના બાળકો. ૪
આ વિશ્વના દરબારમા, નિર્દોષજીવન ગાળતાં,
પ્યારા સકલને લાગતા, વ્હાલા હૃદયના બાળકો ૫
ચાદો રવિ બે માગતા, હઠને અરે ના ત્યાગતા,
ભૂડાથકી ઝટ ભાગતા, વ્હાલાં હૃદયનાં બાળકો ૬
કુસ્તી કરો કલિકાલથી, મર્યાદ પાચે વર્ષની,
ઉમર થતા પ્રાય ભલા, વ્હાલા હૃદયના બાળકો ૭
વાહ નાચતા ને કૂદતા ને, દોડતા ને ખેલતા,
કાલુ મઝાનુ બોલતા, વ્હાલા હૃદયના બાળકો ૮
કોઈક વસ્તુ આપતા તે, પ્રાય મુખમા ચાવતા,
કાઢે બહિર્ ના ફાવતાં, વ્હાલા હૃદયના બાળકો ૯
જપ ના વળે જરીયે અરે, કઈ કઇ અરે ગમતુ કરો,
પ્રીતિ મઝાની મન ધરો, વ્હાલા હૃદયના બાળકો ૧૦
નિર્દોષ બોલી બોલીને, આકર્ષતા મન સર્વનુ,
બોલો જરા ના ગર્વનુ, વ્હાલા હૃદયના બાળકો ૧૧
ચાહો સદા ચાહનારને, મળતા સદા મળનારને,
મોઘા અહા નર નારને, વ્હાલા હૃદયના બાળકો ૧૨
માતા પિતા છો ભાવીના, આધાર છો જગ સૂત્રના,
ભાવી ઉદયના તત્ર છો, વ્હાલા હૃદયના બાળકો ૧૩

ઉપકાર કરવા જોર છે, જ્યારાં જ પશુઓ છો તમે. ૬
ઉંડી હૃદયની લાગણીથી, સ્વામી સેવાને કરો;
નિજકુદ્રતી જીવન ધરો, જ્યારાં જ પશુઓ છો તમે. ૭
પાપી મનુષ્યો માંસને, માટે અરે તમને હણે;
અન્યાય એ મોટો કરે, જ્યારાં જ પશુઓ છો તમે. ૮
બૂમો બરાડા પાડતાં, કંપે હૃદય તેથી અરે;
શાંતિ સદા તમને મળો, જ્યારાં જ પશુઓ છો તમે. ૯
અમને અને તમને અહો, આ વિશ્વમાં સમન્યાય છે;
સરખાં પ્રભુ દરબારમાં, જ્યારાં જ પશુઓ છો તમે. ૧૦
સંભાળવાં તમને ઘટે, એવો પ્રભુનો કાયદો;
તેમાં ન કરીએ વાયદો, જ્યારાં જ પશુઓ છો તમે. ૧૧
નિજ આત્મવત્ જ્યોતિ તમારી, દેખતો સત્તાનયે;
અપરાધ કરશો માફ સહુ, જ્યારાં જ પશુઓ છો તમે. ૧૨
ઉત્તમ દયાળુ સદ્ગુણી નર, પાંજરાપોળો કરે;
એવા મનુષ્યો ધન્ય છે, જ્યારાં જ પશુઓ છો તમે. ૧૩
પ્રેમી દયાના તારને, દિલડું તમારૂં જાણતું;
સાક્ષી પરસ્પર મન ભરે, જ્યારાં જ પશુઓ છો તમે. ૧૪
જીવો તમારા પૂજતો, સ્વાત્મા સમા માની સદા;
બુદ્ધયબ્ધિ તેજે ઝળહળે, આનન્દઘનમેળો મળે. ૧૫

સં. ૧૯૭૨ કાર્ત્તિક વદિ ૪

---

## सर्व धर्म सारोपदेश.

સર્વ ધર્મનો સાર સન્તજન સાંભળો,
દયા ધર્મ છે સર્વ ધર્મમાં સત્ય જો;
સ્વાત્માવત્ જીવોને મનમાં માનવા,
કરો પરસ્પર ઉપકારક શુભ કૃત્ય જો. સર્વ. ૧
સત્ય બોલીએ મનમાં નિર્ભયતા ધરી,

યથાયોગ્યતા કરીએ જન સન્માન જો,
સત્સંગત કરતા રહીએ નિશદિન મુદા,
પ્રભુ પ્રાર્થના કરીએ થઇ ગુલ્તાન જો. સર્વ ૨

હૃદયોદ્‌ગારે યથાતથા પ્રભુને સ્તવો,
પ્રભુની સાથે હૃદય કરો તલ્લીન જો,
સર્વજીવોથી પ્રેમે તન્મય થઇ રહો,
યથા જલધિમાં પ્રેમે વર્તે મીન જો. સર્વ. ૩

ભિન્ન ભિન્ન દ્રષ્ટિએ મહા ઝઘડા થતા,
સાપેક્ષાએ બોધી ધરો સમભાવજો,
સમભાવે મુક્તિ છે સહુ દર્શનવિષે,
ભવજલધિમા સામ્યભાવ છે નાવ જો. સર્વ. ૪

શુદ્ધપ્રેમથી જીવો સર્વે ખમાવીએ,
કરો કપાયોને સમભાવે શાન્ત જો,
સત્ય વિવેકે કર્તવ્યો કરીએ સદા,
મોહભાવથી થવુ ન ક્યારે ભ્રાન્ત જો. સર્વ ૫

ભલુ કરતાં ભલુ થતુ નિશ્ચય ધરો,
બુરૂ કરતા થાય બુરૂ નિર્ધારજો,
સર્વ જીવોની સાથે મૈત્રી રાખવી,
બનો ગુણાનુરાગી નરને નાર જો સર્વ ૬

પરમાર્થી થઇ સન્તોષે રહેવુ સદા,
બનો પ્રમાણિક સત્યશીલ અવતાર જો,
બુદ્ધિસાગર સદ્‌ગુરૂ શિક્ષા માનીએ,
વિશ્વવન્દ્ય થાવો નિશ્ચય વ્યવહાર જો સર્વ ૭

સં ૧૯૭૨ કાર્તિક વદિ ૫

ॐ શાન્તિઃ ૩

નિર્વૈરનાં આદર્શ છો, નહિ વૈરભેદને ધારતાં;
જીવીને અન્ય જીવાડતાં, વ્હાલાં હૃદયનાં બાળકો. ૧૪
બાળક અવસ્થા અમતણી, તે યાદીમાં તાજી થતી;
બુદ્ધયબ્ધિ પરમબ્રહ્મનો, નિર્દોષ આનન્દ અનુભવો. ૧૫

ॐ शान्तिः ३

સં. ૧૯૭૨ કાર્તિક વદિ ૬

---

## गुजरात प्यारो प्राण छे.

સહુ દેશથી રળીયામણો, આનન્દ જ્યાં પ્રગટે ઘણો;
વાહ કુદ્રતી સોહામણો, ગુજરાત પ્યારો પ્રાણ છે. ૧
વ્યાપાર હુન્નરમાં વડો, લોકો દયાળુ જ્યાં ઘણા;
રાખે ન ભક્તિમાં મણા, ગુજરાત પ્યારો પ્રાણ છે. ૨
સાબરમતી મહી નર્મદા, તાપી સરસ્વતી શોભતી;
નદીઓ સરોવર જ્યાં ઘણાં, ગુજરાત પ્યારો પ્રાણ છે. ૩
સહુ જાતની બહુવલ્લિયો, વૃક્ષો ભલાં શોભી રહ્યાં;
સહુ જાતની ખેતી થતી, ગુજરાત પ્યારો પ્રાણ છે. ૪
વર્ણો અઢારે અહિં વસે, ધનધાન્યથી શોભે સદા;
ભૂખ્યું રહે ના કો કદા, ગુજરાત પ્યારો પ્રાણ છે. ૫
તીર્થો ઘણાં શોભી રહ્યાં, પ્રાચીનતા જેની ઘણી;
સામ્રાજ્ય વર્ત્તે શાન્તિનું, ગુજરાત પ્યારો પ્રાણ છે. ૬
ભંડાર બહુ પુસ્તકતણા, ખંભાત પાટણમાં ભલા;
શૂરાજનો કવિયો ઘણા, ગુજરાત પ્યારો પ્રાણ છે. ૭
શુભ સ્વર્ગ સમ શોભે ભલો, દુઃખો જનોનાં ટાળતો;
સહુ જીવ જાતિ પાળતો, ગુજરાત પ્યારો પ્રાણ છે. ૮
વાહ સ્વર્ગનન્દનવન સમો, કુદ્રતતણી લીલા ઘણી;
નહિ તાપને તાઢ જ ઘણી, ગુજરાત પ્યારો પ્રાણ છે. ૯

વનરાજ આદિ નૃપતિયો, અહિયાં થયા શુરા ઘણા,
શુભ આખની કીકી સમો, ગુજરાત પ્યારો પ્રાણ છે ૧૦
બહુ યોગીઓ ને જ્ઞાનીઓ, બહુ દાનીઓ અહિયા વસે,
પર્વત ઘણા શોભી રહ્યા, ગુજરાત પ્યારો પ્રાણ છે ૧૧
અરબી સમુદ્રે પશ્ચિમે, રક્ષા કરી શોભા ધરી,
સતીઓવડે શોભે સદા, ગુજરાત પ્યારો પ્રાણ છે ૧૨
વાહ ધન્ય છે ગુજરાતને, નિજ માતૃભૂમિ દેશને,
બુદ્ધયબ્ધિ ધર્મી આશરો, ગુજરાત પ્યારો પ્રાણ છે ૧૩
ॐ शान्तिः ३

સવત્ ૧૯૭૭ ના કાર્તિક વદિ ૮ રાંધેજામા

## आनन्दमां छैये अमे.

આકાશના તણુ વિષે, ચાંદો રવિ બે દીવડા,
ભૂમિતણી શય્યા કરી, આનન્દમા છૈયે અમે. ૧
દિલ્ગીર નહીં મરવાથકી, ઇચ્છા ન જીવનની રહી
સાક્ષી જગત્ બહુ વાતમા, આનન્દમા છૈયે અમે. ૨
ક્ષણ ક્ષણ નવા અનુભવ કરી, સહેજે સમાધિ પદ વરી,
પરમાત્મતા દિલમા ધરી, આનન્દમા છૈયે અમે ૩
જે જે શુભાશુભ કલ્પના, તે તે નહીં સાચી ગણી,
સમભાવ જીવન જીવતા, આનન્દમા છૈયે અમે ૪
શાતા અશાતા કર્મમા, નહિ બ્રહ્મસુખ ભ્રમણા ગ્રહી,
લગની અનુભવ ગહગહી, આનન્દમા છૈયે અમે ૫
અદ્વૈતપરમબ્રહ્મની, લગની લગી ઉપયોગથી,
લેવુ ન દેવુ કઇ રહ્યુ, આનન્દમા છૈયે અમે. ૬
રૂપ નામ ને વિષયોવિષે, મુઝાવવાનુ નહિ રહ્યુ,
બુદ્ધયબ્ધિ પરમબ્રહ્મના, આનન્દમા છૈયે અમે ૭
ॐ शान्तिः ३

સવત્ ૧૯૭૭ના કાર્તિક વદિ ૯ ગવેજા

## महावीर प्राणाधार छो.

સહુ ધર્મવીરોમાં વડા, સર્વજ્ઞ ઉપકારી ખરા;
તાર્યા જનો પોતે તર્યા, મહાવીર પ્રાણાધાર છો. ૧
ભારતવિષે ભાનુ સમા, ત્હારા સમો કોઇ નહીં;
શ્રીજૈનધર્મોદ્ધારકા, મહાવીર પ્રાણાધાર છો. ૨
ઉપસર્ગ દુઃખો વેઠીને, ત્હેં સત્યને સ્થાપન કર્યું;
આ કાલમાં નિશ્ચયથકી, મહાવીર પ્રાણાધાર છો. ૩
પાખંડતમ દૂરે કર્યું, હિંસાદિ દોષો ટાળીયા;
અન્તર્ અનન્તા ગુણ ભર્યા, મહાવીર પ્રાણાધાર છો. ૪
ત્હારા ગુણો ગાયા કરૂં, તારા ગુણો ધ્યાયા કરૂં,
બુદ્ધયબ્ધિ શિક્ષા દિલ ધરૂં, મહાવીર પ્રાણાધાર છો. ૫

ॐ शान्तिः ३

સં. ૧૯૭૨ કાર્તિક વદિ ૪ ઉવારસદ.

---

## गृहस्थ भक्तने प्रासंगिक पत्र बोध.

સમજી હૃદયમાં વર્ત્તશો.

વિશ્વાસ ધારી હૃદયમાં, પ્રારબ્ધ આવ્યું વેદતાં;
સમભાવથી પ્રગતિ થતી, સમજી હૃદયમાં વર્ત્તશો. ૧
થાતું શુભાશુભ કર્મથી તે, ભોગવે છૂટકો થતો;
આત્મોન્નતિ છે મધ્યમાં, સમજી હૃદયમાં વર્ત્તશો. ૨
કર્મો નિકાચિત આવતાં, ધાર્યું ન થાતું કોઈનું;
ચિન્તા ન કર જડખેલની, સમજી હૃદયમાં વર્ત્તશો. ૩
થાનાર હોય તે થાય છે, વિહ્વલ થવું ના મન ઘટે;
કર્તવ્ય કર ચિન્તા ત્યજી, સમજી હૃદયમાં વર્ત્તશો. ૪
જે જે બને જે કાલમાં, તે કાલમાં સાક્ષી બની;
આકાશવત્ નિર્લેપ થઈ, સમજી હૃદયમાં વર્ત્તશો. ૫

જે જે શુભાશુભ મનતણુ, ચાંચલ્ય ત્યા તો દુ ખ છે,
સુખ છે સમાધિયોગમા, સમજી હૃદયમા વર્ત્તશો ૬
ચિન્તા કરે રૂદન કરે, પાછુ મળે ના જે ગયુ,
આત્માવિષે જોતા મળે, સમજી હૃદયમા વર્ત્તશો ૭
મનના મનોરથ સહુ ફળે, જો આ વિશ્વમા સૌ જીવના,
તો દુ ખી ના કોઇ રહે, સમજી હૃદયમા વર્ત્તશો ૮
આ કાળમા આ દેશમા, જે જે શુભાશુભ થાય તે,
સમભાવથી દેખી ખરૂ, સમજી હૃદયમા વર્ત્તશો ૯
આત્મોન્નતિ છે હાથમા, ના જોશીના તે જોશમા,
કર્ત્તવ્યપાલનદૃષ્ટિથી, સમજી હૃદયમા વર્ત્તશો ૧૦
સુખનુ સરોવર આત્મમા, દેખાય છે આત્મા વડે,
તે જ્ઞાનીની નજરે ચડે, સમજી હૃદયમા વર્ત્તશો ૧૧
ઉત્સાહ હિ મત ખ તથી, નિશ્ચય થશે પ્રગતિતણો,
બુદ્ધયબ્ધિભક્તિજ્ઞાનથી, સમજી હૃદયમા વર્ત્તશો ૧૨

ૐ शान्तिः ३.

સવત્ ૧૯૭૨ કાર્તિક વદિ ૧૧

## थती विश्वोन्नति साची.

નિડરભાવે મનોગત જે, કથાતુ ને કરાતુ એ,
વધે મિત્રાઇ દેશોમા, થતી વિશ્વોન્નતિ સાચી ૧
ગુલામી વૃત્તિયો ટળતા, મનુષ્યો થાય સહુ સરખા,
થતા એવી પ્રવૃત્તિયો, થતી વિશ્વોન્નતિ સાચી ૨
સરણીયા સત્યનેમાટે, મનુષ્યો થાય સ્વાતન્ત્ર્યે,
ટળે પરતન્ત્રતા ત્યારે, થતી વિશ્વોન્નતિ સાચી ૩
બને નિર્ભય સકલ લોકો, પરસ્પર સાહાય્ય દેવામા,
સરે કર્ત્તવ્ય યજ્ઞોમા, થતી વિશ્વોન્નતિ સાચી ૪
ટળે જડવાદના યજ્ઞો, થતા ચૈતન્યના યજ્ઞો,

બલિ મોહાદિની થાતાં, થતી વિશ્વોન્નતિ સાચી. ૫
થતાં આસ્તિક જગત્ સઘળું, થતાં પરમાર્થની કરણી;
પ્રગટતાં સત્યનો ભાનુ, થતી વિશ્વોન્નતિ સાચી. ૬
દયાદિધર્મ ફેલાતાં, અહિંસા સર્વની ટળતાં;
મરી વૈદેહમાં જાતાં, થતી વિશ્વોન્નતિ સાચી. ૭
પરસ્પરપ્રેમદૃષ્ટિએ, જગત્ જીવો રહે જ્યારે;
ગુણાનુરાગથી ત્યારે, થતી વિશ્વોન્નતિ સાચી. ૮
રહે ના ઢોંગ ધૂર્તાઈ, વધંતાં સત્ય સાદાઈ;
મનુષ્યો સહુ થતાં ન્યાયી, થતી વિશ્વોન્નતિ સાચી. ૯
થતાં શુભ સંપની વૃદ્ધિ, થતાં ન્યાયે ભલી શાન્તિ;
અહં મમતા જતાં દૂરે, થતી વિશ્વોન્નતિ સાચી. ૧૦
થતાં સમભાવની વૃદ્ધિ, થતાં સંતોષની ઋદ્ધિ;
બુદ્ધચબ્ધિધર્મનીતિથી, થતી વિશ્વોન્નતિ સાચી. ૧૧
સંવત ૧૯૭૨ કાર્તિક વદિ ૧૩

॥ ॐ शान्तिः ३ ॥

## જ્યોતિ મળી ગઇ જ્યોતથી.

ઉપયોગથી નિજ આત્મમાં, દેખ્યું અનુભવને ધરી;
આત્મા અસંખ્ય પ્રદેશમાં, જ્યોતિ મળી ગઇ જ્યોતથી. ૧
પર્યાય આઠે કર્મના, વ્હેંચણ કરી તેથી ઘણી;
આત્મા નિહાળ્યો આત્મથી, જ્યોતિ મળી ગઈ જ્યોતથી. ૨
જ્ઞાનાદિ સદ્‌ગુણ ધામ છે, નહિ રૂપ વા ના નામ છે;
આનન્દઘનનું ઠામ છે, જ્યોતિ મળી ગઈ જ્યોતથી. ૩
આનન્દરસ લગની લાગી, અનુભવદશા અન્તર્ જગી;
કુમતિ કુટીલતાને ઠગી, જ્યોતિ મળી ગઇ જ્યોતથી. ૪
નિર્ભયપણું સહેજે મળ્યું, પરભાવનું જોર જ ટળ્યું;
નિજમાં ભલું જીનપદ ભળ્યું, જ્યોતિ મળી ગઈ જ્યોતથી. ૫

પરવા રહી ના લોકની, ઇચ્છા ન જગજન પોકની;
આશા ન પુદ્ગલસ્તોકની, જ્યોતિ મળી ગઈ જ્યોતથી. ૬
સહેજે સ્વસાધિપદ વર્યું, પ્રારબ્ધ ભોગવવું ઠર્યું,
બુદ્ધયબ્ધિ પરમ બ્રહ્મમા, જ્યોતિ મળી ગઈ જ્યોતથી ૭

સં ૧૯૭૨ કાર્તિક વદિ ૧૪.

ॐ શાન્તિઃ ૩

## कर्यु ते ना कर्यां सरखुं.

હશે સત્કાર્યમા ખામી, થયુ ધાર્યો પ્રમાદે ના;
કર્યાથી લાભ ના કોને, કર્યું તે ના કર્યા સરખુ. ૧
વિના મન વેઠની પેઠે, વિધિવત્ કાર્ય ના થાતું,
વિચાર્યા વણુ પ્રવૃત્તિએ, કર્યું તે ના કર્યા સરખુ ૨
પ્રયોજનસિદ્ધિ ના થાતી, કરાતુ ઉલટુ તેથી,
પછીથી થાય પસ્તાવો, કર્યું તે ના કર્યા સરખુ ૩
વિના શક્તિ વિના પ્રીત્યા, વિના ઉત્સાહુથી જે જે,
વિના ભાવે અહો તે તે, કર્યું તે ના કર્યા સરખુ ૪
વિના અધિકારની રૂએ, ગ્રહ્યા વણુ યોગ્યતા પૂરી,
અહો અજ્ઞાનદૃષ્ટિએ, કર્યું તે ના કર્યા સરખુ. ૫
પરપર અન્ધદૃષ્ટિએ, તપાસ્યા વણુ સકલ બાજુ,
કર્યાથી હાનિ પર હાનિ, કર્યું તે ના કર્યા સરખુ ૬
મળ્યાથી ઉન્નતિ સુખની, નહીં આશા અરે થાતી,
વધે ના પ્રીતિની રીતિ, મળ્યા તે ના મળ્યા સરખુ. ૭
વધે ના ચાહ મળવાને, નકારો જ્યા હૃદય ભણતુ,
થતો ના લાભ કો રીતે, મળ્યા તે ના મળ્યા સરખુ ૮
થતો આનન્દ ના કિંચિત્, થતુ જ્યાં વેઠ સમ મળવુ,
વધે ઉલટી અરૂચિ બહુ, મળ્યા તે ના મળ્યા સરખુ. ૯
પરસ્પર લેવું વા દેવું, નહીં થાતુ ગુણાદિકનું,
પરસ્પર દોષ દેખાતા, મળ્યા તે ના મળ્યા સરખુ ૧૦

રહ્યા જ્યાં ચિત્તમાં વાંધા, પરસ્પર ચિત્તમાં સાંધા;
થતી યાદી ન મન મનની, મળ્યા તે ના મળ્યા સરખું. ૧૧
મળ્યાનો ભાવ ના થાતો, થતા મતભેદથી ક્લેશો;
સહાતું ના જરા જૂદું, મળ્યા તે ના મળ્યા સરખું. ૧૨
પ્રતીતિ ના થતી પૂરી, મળ્યાથી ના થતી પ્રગતિ;
અવિવેકીપ્રવૃત્તિએ, મળ્યા તે ના મળ્યા સરખું. ૧૩
જરા ના લાભ મળવાથી, થતી ઉલટી ઉપાધિ બહુ,
થતો પરમાર્થ વા સુખ ના, મળ્યું તે ના મળ્યા સરખું. ૧૪
ખરા ખપમાં નહીં આવે, પ્રયોજન સિદ્ધ ના થાતું;
અનર્થોનું વધે ખાતું, મળ્યું તે ના મળ્યા સરખું. ૧૫
ઉપાધિ આધિને વ્યાધિ, વધે નહિ શાન્તિની આશા;
ધનાદિક સહુ મળેલું જે, મળ્યું તે ના મળ્યા સરખું. ૧૬
થતું કલ્યાણ ના કોનું, વધારે દુઃખની જ્વાલા;
વધે જેથી મહાચિન્તા, મળ્યું તે ના મળ્યા સરખું. ૧૭
વધે મમતા અહંતા બહુ, વધે ક્લેશી જીવન જગમાં;
હણાતાં દિલ હજારોનાં, મળ્યું તે ના મળ્યા સરખું. ૧૮
નથી કિમ્મત મળેલાની, નથી ઉપયોગ તેનો કંઇ;
અવિવેકે મળ્યું તે તો, મળ્યું તે ના મળ્યા સરખું. ૧૯
મળ્યું ના જાણ્યું અન્યોએ, મળ્યા ના લાભ અન્યોને;
ઉપગ્રહની પ્રવૃત્તિ વણ, મળ્યું તે ના મળ્યા સરખું. ૨૦
સમર્પણ ધર્મના માર્ગે, ઉપગ્રહમાં મળ્યું જાતું;
બુદ્ધ્યબ્ધિસન્તદૃષ્ટિએ, મળ્યું કીધું સકલ લેખે. ૨૧

સં. ૧૯૭૨ માર્ગશીર્ષ સુદિ ૧

ॐ शान्तिः ३

## नमुं ए प्रेमीने भावे.

સદા સ્નેહોદધિમાહિં, ઝીલાવે દોષ ધોઇને,
સહે અપરાધની કોટિ, નમુ-એ પ્રેમીને ભાવે ૧
ધરે નિષ્કામતઃ મૈત્રી, હૃદય પરખી કરે પ્રગતિ,
કરે ઉદ્ધાર મિત્રોનો, નમુ એ પ્રેમીને ભાવે ૨
કરે આનન્દમયજીવન, વિપત્તિમા સહાયક થઈ,
અને સ્વાત્માસમા એવા, નમુ હુ પ્રેમીને ભાવે ૩
તપે નહીં ને તપાવે ના, તપેલાની કરે શાન્તિ,
જીવન આપે ગુણોનુ જે, નમુ હુ પ્રેમીને ભાવે ૪
બને એકાન્ત ઉપકારી, કહી નહિ દે કર્યું જે જે,
શિખામણ આપીને તારે, નમુ એ પ્રેમીને ભાવે. ૫
અવજ્ઞા ના કરે ક્યારે, ચઢે ઝટ સ્નેહીની વારે,
કરે ઉપકારથી ભારે, નમુ એ પ્રેમીને ભાવે ૬
ઉપેક્ષા ના કરે ક્રોધે, ત્યજે ના સગને ક્યારે,
પ્રતિજ્ઞા પ્રેમની પાળે, નમુ એ પ્રેમીને ભાવે. ૭
ધરે ના સ્વાર્થનો છાટો, ધરે ના માનનો ફાટો,
કપટનો ના ધરે કાટો, નમુ એ પ્રેમીને ભાવે ૮
ખરી આત્મોન્નતિ કરવા, અનન્તા સદ્ગુણો ભરવા,
થયો ઉઝમાળ સુખ વરવા, નમુ એ પ્રેમીને ભાવે ૯
દઈ દે રગ પોતાનો, રહે ના અવસરે છાનો,
ગુણોના બહુ કરે ગાનો, નમું એ પ્રેમીને ભાવે ૧૦
પડતાને જ ઉદ્ધારે, યથાશક્તિ અનુસારે,
કરે નિન્દા નહીં ક્યારે, નમુ એ પ્રેમીને ભાવે ૧૧
બને આત્મોન્નતિ સાથી, ભમે ના જે ભમાવ્યાથી,
કરે કર્ત્તવ્ય કહેવાથી, નમુ એ પ્રેમીને ભાવે ૧૨

ધરે શુભ સાત્વિકી પ્રીતિ, ગ્રહું શુભ સન્તની રીતિ;
બુદ્ધયબ્ધિ ધારતો નીતિ, નમું એ પ્રેમીને ભાવે. ૧૩

સં. ૧૯૭૨ માર્ગશીર્ષ સુદિ ૨.

ॐ शान्तिः ३

## सर्वात्माओनी ज्योति साथे स्वात्मानी ज्योतिमेळ:

ज्योतिसें ज्योति मिलाना, साधुभाई ज्योतिसें ज्योति मिलाना;
अन्य सकल भूल जाना, साधुभाई—
चउदराजमें सर्व जीवोंका, सर्व प्रदेशो ध्याना;
स्थिरदृष्टिसें समता लाकर, तन्मयता लय लाना. साधुभाई. १
मरजीवा हो कर मस्तीमें, भावजीवनकुं वहाना;
अनुभव अमृत क्षण क्षण पी कर, मनमें हो मस्ताना. साधुभाई. २
शुद्धोपयोगें प्रेम पीयाला, पीकर हो गुलताना:
पागल होकर जगमें रहेना, सहजसमाधि सुहाना. साधुभाई. ३
दुनियासें मत मन गभराना, अन्तर्में हो श्याना;
पोथां थोथां चर्चा छंडी, परमब्रह्म मिलजाना. साधुभाइ. ४
परमानन्द हृदय प्रकटाना, जगमें मत भरमाना;
बुद्धिसागर अजपाजापे, परापार झट पाना. साधुभाइ. ५

ॐ शान्तिः ३

સં. ૧૯૭૨ માર્ગશીર્ષ સુદિ ૩

## जगत् आ स्वप्ननी बाजी.

થતો શું ? ચિત્તમાં રાજી, બની અહંકારથી માજી;
બની જા ધર્મનો કાજી, જગત્ આ સ્વપ્નની બાજી. ૧

રહ્યો શુ ? વિશ્વમા ગાજી, રૂવે શુ મોહથી પાજી,
કરે શુ હાજી હા હાજી, જગત્ આ સ્વપ્નની બાજી. ૨
ટકે ના વાર કો આઝી, યથા સૂકી થઈ ભાજી,
મળી બાજી નહીં છાજી, જગત્ આ સ્વપ્નની બાજી
ભજી લે જીનની રાજી, બની જડમા જ નારાજી, ૩
બુદ્ધયબ્ધિ ચેત મનવાજી, જગત્ આ સ્વપ્નની બાજી ૪

ૐ शान्तिः ३

સ ૧૯૭૨ મૃગશીર્ષ સુદિ ૪

## विपत्ति, वासना सम शी ?

ઠરે ના ચિત્ત જેનાથી, મળે ના શાન્તિનુ સ્વપ્નુ,
વિવેકે પૂર્ણ અવધારો, વિપત્તિ વાસના સમ શી?
મહત્તા કીર્ત્તિ છડાતી, અહિમાદિવ્રતો હરે,
છતી આખે જ અધાર, વિપત્તિ વાસના સમ શી ? ૧
વધે તૃષ્ણા મહાસાગર, થતા પાપો ન કરવાના,
સુખે નિદ્રા નહીં આવે, વિપત્તિ વાસના સમ શી ? ૨
વિકલ્પોની વધે શ્રેણિ, મળેલા ત્યાગની ઝાખી,
સમાધિ રૂહે ઘણી દૂરે, વિપત્તિ વાસના સમ શી ? ૩
થતુ નિશક નહિ મનડુ, જણાતી ભીતિ ચઉબાજુ,
ટકે ના ધૈર્યની વૃત્તિ, વિપત્તિ, વાસના સમ શી ? ૪
જણાતા દુખ પર દુખો, વધે દીનતા ઘણી મનમા,
વધે ના ટેકી વા નેકી, વિપત્તિ, વાસના સમ શી ? ૫
રહે વિશ્વાસ ના કો પર," થતી યાચક સમી વૃત્તિ,
અધમતા બહુ વધે મનમા, વિપત્તિ વાસના સમ શી ? ૬
વધે છે વૈરને ઇર્ષ્યા, થતુ નિર્લજપણુ ઝાઝુ,
થવાતુ ધૂળથી હલકુ, વિપત્તિ, વાસના સમ શી ? ૭
૮

જડમાનું ના ભાડું ખોટું, દુઃખનાન્તમ શાનું મનડું;
નહીં નિર્ગ્રંથ દશા આવી, વિપત્તિ, વાસના મન શી ? ૯
રહે ના ભિન્ન નિર્મળતા, પછી નહિ પ્રેમની શાંતિ;
ખરો આનન્દ નહિ પ્રગટે, વિપત્તિ, વાસના મન શી ? ૧૦
ટળ્યાથી વાસના નક્કી, મનાનું આત્મી ને ગોઠી;
બુદ્ધ્યબ્ધિ ધર્મસાગરમાં, નિરાસક્તિ ભર્યો મોજ. ૧૧
સં. ૧૯૭૨ મૃગશીર્ષ વદિ ૫.

ૐ શાન્તિઃ ૩

## चेतन अब क्युं रहे उदासी.

अब क्युं रहेवे उदासी, चेतन अब क्युं रहेवे उदासी;
हो जा आत्मविलासी. चेतन.
कर्मोदयसें सुख दुःख होवे, उसमें हो न निराशी;
क्षीरनीरवत् कर्मसें न्यारा, चिदानन्दपद वासी. चेतन. १
तेरा सब है तेरी पासे, हो जा उसका प्यासी;
आनन्दका दरियाव सदा तुंहि, घटमें गङ्गा काशी. चेतन. २
अकल निरञ्जन अज अविनाशी, निर्भय निज गुणवासी;
बुद्धिसागर आनन्दमङ्गल, अनुभवदृष्टि प्रकाशी. चेतन. ३

ॐ शान्तिः ३

सं. १९७२ मृगशीर्ष शुदि १४

## साधुलक्षण.

साधुभाइ ते ज्ञानी मन प्यारा, पक्षपात दूर वारा. साधु.
रागद्वेषसें रहेवे न्यारा, समता घट आधारा;
आत्मसमाधि सुखमें खेले, अनुभव अपरंपारा. साधु. १
मनकुं वश कर धर्म धरत है, घट देखे उजियारा;
देह देवलमें आत्मदेवका, होवत सत्य पूजारा. साधु. २

सापेक्षासें सब दर्शनका, धरता अनुभव सारा;
अनुभव बीन नहि कथनी करता, करता सत्य प्रचारा. साधु. ३
आत्मभावमें मग्न रहत है, हर्ष शोक दूर डारा;
ममताऽहङ्कृत्तिसें न्यारा, देखे सत्य अपारा. साधु. ४
आपोआप स्वभावे समाता, खेद न भेद लगारा;
बुद्धिसागर परम प्रभुता, अनुभवता निर्धारा. साधु. ५
ॐ शान्तिः ३

સ ૧૯૭૨ મૃગશીર્ષ સુદિ ૧૫ કલોલ

---

## વ્હાલા હૃદયના બાળકો, એવા બનો એવા બનો.

નિજ માતૃભૂમિ રક્ષવા, શૂરો શિવાજી થઇ ગયો,
અવટક શૂરો ટેકીલો, પરતાપ મહારાણો થયો,
નિજ માતૃભૂમિ પ્રેમમા, સ્વાર્પણ કર્યું મર્વે મળ્યુ,
વ્હાલા હૃદયના બાળકો, એવા બનો એવા બનો ૧
વિક્રમ સમા શૂર ક્ષત્રિયોએ, દેશની રક્ષા કરી,
શુભ સપ ટેકી નેકીથી, સર્વોન્નતિ વેગે વરી,
વનરાજ પૃથુચોહાણુ બાપાને હમીર કુંભો થયા,
વ્હાલા હૃદયના બાળકો, એવા બનો એવા બનો ૨
શૂગ શિશોદિ ચાવડા ચોહાણુ સોલકી થયા,
મોગલ મરાઠા વાઘેલા મૌર્યો પ્રતાપી થઇ ગયા,
નિજ ક્ષાત્રબળને ખીલવી રક્ષા કરી નિજ દેશની,
વ્હાલા હૃદયના બાળકો એવા બનો એવા બનો ૩
ગુજરાત મત્રી વિમલ વસ્તુપાલ આદિ મત્રીઓ,
નિજ દેશની પ્રગતિ વ્યવસ્થાઓ કરી બહુ જાતની,
શકડાલ રાક્ષસ બીરબલાદિ મત્રીઓ મોટા થયા,
વ્હાલા હૃદયના બાળકો, એવા બનો એવા બનો ૪
પાશ્ચાત્ય દેશી મત્રીઓ બ્રીન્સમાર્ક ગ્લાસ્ટન થઈ ગયા,
દેશોન્નતિને ખીલવી યુક્તિ ઉપાયો બહુ કરી,

દેશોન્નતિ વિશ્વોન્નતિમાં, બુદ્ધિબળને વાપર્યું,
વ્હાલા હૃદયના બાળકો, એવા બનો એવા બનો. ૫
હુન્નરકળાને ખીલવવા, પાશ્ચાત્ય દેશીઓ જુવો,
યત્નો કરે બહુ જાતના, લાખો કળાઓ કેળવી;
જાપાનીઝો દેશોન્નતિમાં, સર્વસ્વાર્પણને કરે,
વ્હાલા હૃદયના બાળકો, એવા બનો એવા બનો. ૬
વિક્ટોરિયા સર જ્યોર્જનાં, વાંચી ચરિતો રંગીલાં,
દેશોન્નતિ કરવા જરા, બાકી ન રાખો બાલુડાં;
ફ્રાંકો અમેરિકન જુઓ, સ્વાતંત્ર્યથી શોભી રહ્યા,
વ્હાલા હૃદયના બાળકો, એવા બનો એવા બનો. ૭
ફીરોજશાહ વીરચંદને વાચ્છા મદનમોહન ભલા,
રાજા સયાજીરાવ ગુર્જરનૃપતિ સાચા થયા;
આ દેશમાં ગાંધી સમો ન અન્ય છે સોહામણો,
વ્હાલા હૃદયના બાળકો, એવા બનો એવા બનો. ૮
શુભ દેશભક્તોમાં ખરે જોડી ન જગ જોતાં મળે,
શુભ ભાળ પર તિલકસમો ઉત્તમ થયો નર ગોખલે;
શુભ દેશભક્તિ વ્યાપી જેના પૂર્ણ હાડોહાડમાં,
વ્હાલા હૃદયના બાળકો, એવા બનો એવા બનો. ૯
સ્વામી વિવેકાનન્દની શુભ દેશભક્તિ રગરગે,
દેશોન્નતિ વ્યાખ્યાનમાં ભાનુપરે એ ઝગઝગે;
નિજ દેશની બહુ દાઝ હાડોહાડમાં પ્રસરી રહી;
વ્હાલા હૃદયના બાળકો, એવા બનો એવા બનો. ૧૦
કલિકાલમાં સર્વજ્ઞ હેમાચાર્યની જોડી નથી,
હરિભદ્ર વાચક હીરની જોડી નથી જોશો મથી;
શ્રી વિજયઆનંદસૂરિને કુમારપાળ જ ભૂપતિ;
વ્હાલા હૃદયના બાળકો એવા બનો એવા બનો. ૧૧
બંગાલમાં સુરેન્દ્ર આદિ દેશભક્તો છે ઘણા,
એનીબેસન્ટે દેશની ભક્તિમાં રાખી ના મણા;

હાર્ડીંજ જેવા લોર્ડથી, દેશોન્નતિ શાંતિ રહી,
વ્હાલા હૃદયના બાળકો, એવા બનો એવા બનો. ૧૨
દાદા ભલા આ દેશના, ડહાપણતણા સાગર અહો,
સેવા કરી સ્વાર્પણ કરી, શુભ જીંદગી સફળી લહો,
આપી સલાહો ગોખલેને, દેશની સેવા તણી,
વ્હાલા હૃદયના બાળકો, એવા બનો એવા બનો. ૧૩
વાહ વાહ સ્વામીમા વડો, શ્રીરામતીર્થ જ જાણીએ,
નિજ દેશની સેવા કરી, વ્યાખ્યાનથી મન આણીએ,
અધ્યાત્મભાવે દેશની, ભક્તિ કરી શુભ ભાવથી,
વ્હાલા હૃદયના બાળકો, એવા બનો એવા બનો ૧૪
શુભ બાલને પાલે ભલી, નિજ દેશ સેવા આદરી,
સિંહા બની શુભસિંહ સમ, દેશોન્નતિ શક્તિ ધરી,
મન વાણી કાયા વિત્તથી, દેશોદયે લાગી રહ્યા,
વ્હાલા હૃદયના બાળકો, એવા બનો એવા બનો. ૧૫
નિજ માતૃભૂમિ ભક્તિને, નિજ દેશભાષા ભક્તિના,
ફેલાવનારા જે થતા, ભક્તો અહો તે ધન્ય છે,
ગુજરાતી આદિ પત્રના, સંચાલકોને ધન્ય છે,
બુદ્ધ્યબ્ધિ દેશી બાળકો, એવા બનો એવા બનો ૧૬

સં ૧૯૭૨ માર્ગશીર્ષ વદિ ૩

---

## साधुदशा.

साधुभाइ सत्य सदा मन धरना, पक्षपात नहि करना. साधु.
हाजी हाजी कबु न करनी, स्वातंत्र्ये शुभ वरना;
धर्मपन्थ इश्वरके तात्वे, सत्य विना नहि सरना. साधु. १
निर्भय होकर ब्रह्मदशामें, अन्तरसें विचरना;
सर्वदेवको देव गणी निज, फकड होकर फरना. साधु. २

नहीं कहीं कंइ सत्य रजीष्टर, पूर्ण सत्यका धरना;
अनुभवमें आवे सो सच्चा, नाहि सत्यमें फरना. साधु. ३
स्वातंत्र्ये मरना सो अच्छा, सत्यपनेमें विचरना;
सदा सत्यसें हो स्वाधीना, मरना पण नाहि डरना. साधु. ४
स्वानुभव सच्चा दिल भरना, सत्यजीवन संचरना;
बुद्धिसागर स्वातंत्र्ये रे, दुःखोदधिकुं तरना. साधु. ५

संवत् १९७२ मृगशीर्ष वदि ४

ॐ शान्तिः ३।

---

## जगत्ने ब्रह्मरूपे देख.

ब्रह्मरूपसें देख जगत्कुं, मायाकी मत कर यारी;
मनोवृत्तिका चेला मत हो, अलख अकल निजकुं धारी. ब्रह्म. १
शास्त्रवासना लोकवासना, विषयवासना कर दूरे;
आसक्ति छंडे अन्तरमां, प्रभुस्वरूपे सहु स्फुरे. ब्रह्म. २
मेरा तेरा भावे मरना, अभेदसें होना जीना;
दशा ऐसी अन्तरमें धरना, मत होना कबहु दीना. ब्रह्म. ३
वृत्ति जब तक है संसारा, निवृत्ति तब है मुक्ति;
सर्व जीवोंकु प्रभु समज ले, शिवपद पानेकी युक्ति. ब्रह्म. ४
सर्व वस्तुमें ब्रह्मभावसें, तन्मय लीन सदा रहेना;
बुद्धिसागर अनुभव पा कर, लेना देना क्या कहेना. ब्रह्म. ५

संवत् १९७२ मृगशीर्ष वदि ५

ॐ शान्तिः ३.

---

## ब्रह्म स्वरूप.

सहजानन्दी स्वयं सदा तुं, चूक नहीं चेतन प्यारा;
अलख अरूपी निर्भय रूपी, सब ज्ञेयोका आधारा. सहजा. १
स्वयं प्रकाशी अज अविनाशी, पिण्डे ब्रह्माण्डे वासी;
स्वय अखेदी स्वयं अभेदी, हो जा पक्का विश्वासी. सहजा. २
नामरूपसें तुं है न्यारा, ज्ञाता है नहि समारा;
सुखमस्तीमें है मस्ताना, को नहि पाता तुज पारा. सहजा. ३
अनन्तरूपे अनन्तनामे, अनन्तयोगे अवतारा;
अकल कला छाइ सब जगमें, थका शोधमें जग सारा. सहजा. ४
वादविवादे चर्चा करते, पार न पामे नरनारी;
बुद्धिसागर अनुभव स्फुरणा, परा वाणीसें ललकारी. सहजा. ५

ॐ शान्तिः ३.

સં ૧૯૭૨ મૃગશીર્ષ વદિ ૬

---

## सत्पुरुष कर्तव्य.

सन्तो जगमें रहना शूरा, मरना पण नाहि मनमें डरना;
कर्तव्योंका भेद समज कर, स्वाधिकारसें सब करना. सन्तो. १
पराश्रयी मत होना कबहु, स्वातन्त्र्ये निशदीन रहना;
ब्रह्मदृष्टि सबमेंहि धर कर, सत्य बात सबकु कहना. सन्तो. २
मत हो गाफल मत हो दीना, सोऽहं ॐ निजकुं समरना;
हाडो हाडे रोमे रोमे, निर्भयता सच्ची भरना. सन्तो. ३
सच्चा जगमें सबसें लेना, मेरा तेरा परिहरना;
स्वयरूप सब जगकुं मानी, पूर्ण ब्रह्म निज पद वरना. सन्तो. ४
पूर्णानन्दी होना पूरा, करो कर्म सब चकचूरा;

स्वतंत्रतासें जगमें खेलो, कोइका करना नहि चूरा. सन्तो. ५
हृदयतारसें तार लगा दो, हरदम प्रभुकी साथ सदा;
अर्हं अल्ला अलख निरञ्जन, सिद्ध बुद्ध जो नाम खुदा. सन्तो. ६
सावध हो कर लडो मोहसें, पाछी पानी मत करणी;
ब्रह्मरन्ध्रमें आसन पूरी, अलखफकीरी झट वरनी. सन्तो. ७
कामादिकवृत्तिपशुओंकुं. ज्ञानयज्ञमें संहारो;
सबकुं सबका दे कर सन्तो, जीवन्मुक्त हो कर म्हालो. सन्तो. ८
चढो गगनगढ निर्भय देशे. नहि निजमें शिवपद दूरा;
बुद्धिसागर निरखो नयनें, अपरंपार वहे नूरा. सन्तो. ९

॥ ॐ शान्तिः ३ ॥

સંવત્ ૧૯૭૨ મૃગશીર્ષ વદિ ૭

---

## प्रभुने विज्ञप्ति.

પ્રભુજી પાલવડો ઝાલીને પાર ઉતારજો રે.
પ્રભુજી પૂર્ણ ભરૂંસો ત્હારો મન અવધારશો રે.
તપ જપ કિરિયા કરી શકું નહીં, પણ તુજપર પ્રીતિ નિશ્ચય સહી;
પ્રભુજી જેવો તેવો પણ ત્હારો, ઝટ ઉદ્ધારજો રે પ્રભુજી. ૧
પ્રભુ કૃપાથી આવે આરો, એક વાર કહો મુખથી મારો;
વ્હાલા દીન દયાળુ, સેવક ગર્જને સારજો રે. પ્રભુજી. ૨
બાળકના આ કાલાવાલા, માત પિતાજી તમને વ્હાલા;
પ્રભુજી માની મનમાં, વ્હેલા વ્હારે પધારજો રે. પ્રભુજી. ૩
વારંવાર કહું શું ? ઝાઝું, ઝાઝુ કહેતાં મનમાં લાજું;
વ્હાલા બુદ્ધિસાગર, શરણાગત ઉદ્ધારજો રે. પ્રભુજી. ૪
સં. ૧૯૭૨ મૃગશીર્ષ વદિ ૮.

---

# શુદ્ધચેતના અંબામાતાની સ્તુતિ.

(આધ્યાત્મિક દૃષ્ટિએ)

ચેતના શુદ્ધ અંબા રે, વ્હાલામા વ્હાલી મુજ માડી
સ્વભાવે પોષી પાળે રે, શહાય મુજ રખવાળી—
સદા છતી તુ પિણ્ડ બ્રહ્માંડે સ્વાત્મ સૃષ્ટિ કરનાર,
શીલસિંહ પર સ્વારી કરીને મોહાસુર દમનાર
અનુભવીને ભાળ્યુ રે, અનન્ત જ્યોત ધરનારી, ચેતના ૧
શક્તિરૂપથી વેદે ગાઇ, ઉપનિષદોએ ગાઇ,
આગમમા નિગમમા ગાઇ, વ્યષ્ટિ સમષ્ટિ સુહાઈ,
સાકાર નિરાકારી રે, લબ્ધિરૂપ જયકારી, ચેતના ૨
ઉપશમ ક્ષયોપશમને ક્ષાયિક, ભાવે તુ સોહાય,
બ્રાહ્મી અક્ષર બ્રહ્મસ્વરૂપી, અકલ અલખ મહિમાય,
વિવિધવાણી ગરબો રે, ગાવે રસ લેઈ તાળી, ચેતના ૩
વૈરાગ્યાદિ વિવિધ શસ્ત્રો, કરે શોભતા સાર,
સત્વ રજસ્ને તમોવૃત્તિના, ધરે વિવિધ અવતાર,
કર્મ દૈત્ય હણવાથી રે, કહેવાણી જગ રૂદ્રાણી, ચેતના
કામાદિક રાક્ષસને હણવા, ધારે રૂપ પ્રચંડ,
ચંડિકા કહેવાણી તેથી, મહિમા સહુ બ્રહ્માંડ,
ષટ્કારકના ચક્રે રે, ચક્રેશ્વરી કહેવાણી ચેતના ૫
ક્રોધાદિક શત્રુ પર ક્રોધી, મહાકાલી અવતાર,
જ્ઞાનાદિક લક્ષ્મીના યોગે મહાલક્ષ્મી સુખકાર,
સરસ્વતી સોહાઇ રે, વાણી શબ્દ જગભારી, ચેતના ૬
અનન્ત નામોથી જ સુહાતી, નામ રૂપથી ભિન્ન,
વૃત્તિભેદે નામ રૂપથી, જગ તુજમાહિં લીન,
મૂર્તામૂર્ત સ્વરૂપી રે, અનાદિ તેમ અનારી, ચેતના ૭
સ્વર્ગ નર્ક માનવને તિર્યંચ, સહુમા તારો વાસ,
લોકાલોક પ્રગટ છે તુજથી, સહજાનન્દ વિલાસ,
તીર્થંકરો મહાવીરો રે, પ્રકટાવે જગ ઉદ્ધારી, ચેતના ૮

સર્વ જીવોનાં સર્વે જાણો, દેવળ વિશ્વ વિચાર,
આશા પશુનો હોમ જ થાતો,જ્ઞાનાગ્નિએ નિધાર,
કર્ત્તવ્યોની સેવા રે, ઘંટનાદો ગુણકારી. ચેતના. ૯
ચમત્કાર જે જે જગમાંહિ, સહુ તે તારાં રૂપ,
નિશ્ચયને વ્યવહારે સેવે, પામે નહીં કોઇ ધૂપ;
શક્તો એ સેવા સારી રે, સ્વાનુભવે ઘટ ભાળી. ચેતના. ૧૦
સર્વ ભૂતમાં નિજને દેખે, નિજમાં સર્વે જીવ,
સમભાવે દેખી તુજ સેવે, થાય જ તે શુદ્ધ શિવ;
અભેદસત્તાધ્યાને રે, ઠરે તે ઠામ મન વાળી, ચેતના. ૧૧
હરિહર બ્રહ્મા સર્વ મહન્તો, સેવે તુજને નિત્ય,
યોગી ભોગી સુખડાં પામે, દેઇ તુજ પદ ચિત્ત;
કોઇ ન તુજથી છાનું રે, ક્ષાયિકશુદ્ધ ભવાની. ચેતના. ૧૨
તુજને પામી ચિત્ત ઠરે છે, થાય ન ભવમાં વાસ,
કરૂણા કર મહાદેવી મુજ પર, ત્હારો ખરો વિશ્વાસ;
વેગે પ્રગટો ઘટમાં રે, વિજ્ઞપ્તિ ઉર અવધારી. ચેતના ૧૩
શુદ્ધ પ્રેમને અભેદ ભાવે, જે સેવે તવ ભક્ત,
તવ લોચનથી સહુ તે દેખી, થાય પ્રભુ શિવ મુક્ત;
અન્તર્ બાહિર્ દેખે રે, સ્વાત્મદૃષ્ટિ અવધારી, ચેતના. ૧૪
નિજનિજ દૃષ્ટિના અનુસારે, જગ જન દેખે સર્વ,
આત્મ જ્ઞાનિયો અનુભવ યોગે, સેવે ત્યજી સહુ ગર્વ;
અનુભવ જ્ઞાને ગાવે રે, જ્ઞાની શિવસુખ કયારી, ચેતના. ૧૫
તવ મહિમાનો પાર ન પામું, કરો કર્મ સહુ માફ,
તુંહિ તુંહિ તું માતા મ્હારી, રાખો સદા ચિત્ત સાફ;
બુદ્ધિસાગર શક્તિ રે, સહાયક નરનારી, ચેતના. ૧૬

સં. ૧૯૭૨ મૃગશીર્ષ વદિ ૧૦

ॐ शान्तिः ३

# कदापि दैन्य नहि धरवुं.

ખરૂ સ્વાતન્ત્ર્ય મૂકીને, ખરૂ પ્રામાણ્ય ચૂકીને,
જી હાજીમાં જ ઝુકીને, કદાપિ દૈન્ય નહિ ધરવુ ૧
પડયા દુઃખો સહન કરવા, ગઈ ગાઇ સહન કરવી,
ગણી ઉત્તમ અમા દિવસો, કદાપિ દૈન્ય નહિ ધરવુ ૨
મહત્તા ના અરે ધનથી, મહત્તા નહિ અરે તનથી,
મહત્તા સ્વાત્મના સમજી, કદાપિ દૈન્ય નહિ ધરવુ ૩
અરે અન્જાઈ ના જાવુ, પ્રપચીની કળાઓમા,
ગમે તેની જ લાલચથી, કદાપિ દૈન્ય નહિ ધરવુ ૪
સદા સતોષમા રહેવુ, કરી કર્ત્તવ્યની કરણી,
ગ્રહેલુ સત્ય વેચીને, કદાપિ દૈન્ય નહિ ધરવુ ૫
નિજાત્માને જ અન્યોથી, ગણો હલકોજ અજ્ઞાની,
નિજાત્મામા સકલ માની, કદાપિ દૈન્ય નહિ ધરવુ. ૬
જગત્મા સ્વાધિકારે સહુ, સદા સરખા સ્વકર્ત્તવ્યે,
બની કર્ત્તવ્ય સતોષી, કદાપિ દૈન્ય નહિ ધરવુ ૭
નિજાત્માને ગણી હલકો, કરો ના ખૂન પોતાનુ,
પ્રસન્નાત્મા સદા ધરવો, કદાપિ દૈન્ય નહિ ધરવુ ૮
નહીં કોઇ કોઈના તાબે, ખરેખર શુદ્ધનિશ્ચયથી,
પરસ્પર સર્વ સબધે, કદાપિ દૈન્ય નહિ ધરવુ. ૯
પરસ્પર સર્વને મહુની, ગરજ છે ફર્જ સહુને છે,
બજાવી ફર્જ પોતાની, કદાપિ દૈન્ય નહિ ધરવુ ૧૦
શુભાશુભ કર્મ સયોગો, મળે તે સમપણે વેદી,
સદા આનન્દમા રહેવુ, કદાપિ દૈન્ય નહિ ધરવુ ૧૧
શુભાશુભ રાગદ્વેષાદિ, નિવારી કર્મયોગી થૈ,
બુદ્ધ્યબ્ધિ ધર્મ ધરવામા, કદાપિ દૈન્ય નહિ ધરવુ. ૨૧

સ. ૧૯૭૨ પોષ સુદિ ૧

---

## ભલામાં ભાગ લે ભાવે.

મળ્યું તે સહુ ભલા માટે, પરાર્થે શીર્ષના સાટે;
વળીને મોક્ષની વાટે, ભલામાં ભાગ લે ભાવે. ૧
કર્યું તે સાથમાં આવે, રહ્યું તે અન્ય જન ખાવે;
દયાને દાનના દાવે, ભલામાં ભાગ લે ભાવે, ૨
નિજાત્માવત્ જીવો માની, નિજાત્માની બની ભાની;
બની નિજ ધર્મ મસ્તાની, ભલામાં ભાગ લે ભાવે. ૩
મળી જે શક્તિયો સારી, સદા પરમાર્થે નિર્ધારી;
બનીને સત્ય ઉપકારી. ભલામાં ભાગ લે ભાવે. ૪
મળ્યામાં ભાગ છે સૌનો, ગ્રહો ત્હેં ભાગ લોકોનો.
અનુભવ ના રહે છાનો, ભલામાં ભાગ લે ભાવે. ૫
જગત્નો તું જગત્ ત્હારૂં, ત્યજી મ્હારૂં અને ત્હારૂં;
ગણી વિત્તાદિ સહુ ન્યારૂં, ભલામાં ભાગ લે ભાવે. ૬
અદા કર ફર્જ પોતાની, ભલી ના વાત જગ છાની;
બુદ્ધ્યબ્ધિ ધર્મની વાણી, ભલામાં ભાગ લે ભાવે. ૭

સં-૧૯૭૨ પોષ સુદિ ૩

ૐ शान्तिः ३

---

## રુચે તો ચાલ મુજ સાથે.

ફસાવાનું નથી ક્યાંયે, મનાવાનું નથી જૂઠું;
વિચારી પૂર્ણ નિશ્ચયથી, રૂચે તો ચાલ મુજ સાથે. ૧
અપેક્ષાએ અમારા સહુ, વિચારો પૂર્ણ અવલોકી;
વિવેકે સત્ય અવધારી, રૂચે તો ચાલ મુજ સાથે. ૨
વિપત્તિયો ઘણી સહવી, પડ્યાં દુઃખો સકલ સહવાં;
પછી ના ભાગવું સારૂં, રૂચે તો ચાલ મુજ સાથે. ૩
સુખે સુખી દુઃખે દુઃખી, પ્રતિજ્ઞા પ્રાણની સાથે;

ખરેખર પાળવી પડશે, રૂચે તો ચાલ મુજ સાથે ૪
ફરાશે ના વચન બોલી, મળ્યુ સ્વાર્પણ સકળ કરવુ,
નહીં ડરવુ મરણ આવે, રૂચે તો ચાલ મુજ સાથે ૫
જીવતા મરજીવા થાવુ, અહુતા ત્યાગીને જ્ઞાને,
કથિત કર્ત્તવ્ય કરવાને, રૂચે તો ચાલ મુજ સાથે ૬
દળાવુ લોટથી અધિકુ, થવુ બહુ ધૂળથી હલકુ,
કરી આજ્ઞા અદા કરવી, રૂચે તો ચાલ મુજ સાથે ૭
ધરી શ્રદ્ધા બની મૌની, કથ્યા કાર્યો સકલ કરવા,
ધરીને હામ હૈયામા, રૂચે તો ચાલ મુજ સાથે. ૮
ઘણા કાટા ઘણા ખાડા, નહીં કટાળવુ પડશે,
હૃદયમાહિ પ્રભુ ધારી, રૂચે તો ચાલ મુજ સાથે ૯
બની સાથી ઘણા ભાગી, જતા એવુ વિચારીને,
મરીને માળવો લેવા, રૂચે તો ચાલ મુજ સાથે ૧૦
ત્યજી શકા બની બકા, વિજયના વિશ્વ દઇ ડકા,
ધરી આજ્ઞા સકલ માથે, રૂચે તો ચાલ મુજ સાથે. ૧૧
ઘણા છે સત્યના પન્થો, ઘણા છે સત્યના ગ્રન્થો,
બુદ્ધયબ્ધિ પૂર્ણ શ્રદ્ધાથી, રૂચે તો ચાલ મુજ સાથે ૧૨

સ ૧૯૭૦ ના પોષ સુદિ ૮

---

## अदा निज फर्जने करीए.

મળીને સપથી સર્વે, મિલાવી હસ્તથી હસ્તો,
સકલ કર્ત્તવ્ય કાર્યોની, અદા નિજ ફર્જને કરીએ ૧
કરીને ઐક્ય વાણીનુ, કરીને ઐક્ય ચિત્તોનુ,
પરસ્પર યોજના યોજી, અદા નિજ ફર્જને કરીએ ૨
બનીને સત્ય મરજીવા, બની નિર્ભય બની ધીરા,
પરસ્પરમા કરી ગોષ્ઠી, અદા નિજ ફર્જને કરીએ
ત્યજીને પ્રાણની પરવા, ધરી સ્વાતન્ત્ર્ય વ્યક્તિનુ,

સકલ સ્વાતંત્ર્ય રક્ષાર્થે, અદા નિજ ફર્જને કરીએ. ૪
બનીને સ્વાશ્રયી પૂરા, બનાવા વિશ્વ લોકોને;
સુખી કરવા સકલ જગને, અદા નિજ ફર્જને કરીએ. ૫
પ્રતિજ્ઞાઓ પરસ્પરમાં, કરીને ટેકી નેકીથી;
સકલ સ્વાર્પણ કરી નક્કી, અદા નિજ ફર્જને કરીએ. ૬
પરસ્પર સાહાય્ય આપીને, હૃદયનું રક્ત રેડીને;
શુભ પ્રગતિ ખરી કરવા, અદા નિજ ફર્જને કરીએ. ૭
ત્યજી કંકાસને કલહો, કદાગ્રહની ત્યજી ટેવો;
ત્યજી સંકીર્ણ દૃષ્ટિને, અદા નિજ ફર્જને કરીએ. ૮
પરાભવ ના બને એવી, પ્રવૃત્તિયો જ નિર્ધારી;
પ્રવર્તી યુક્તિથી હમણાં, અદા નિજ ફર્જને કરીએ. ૯
પડે જો પ્રાણ ત્હોયે શું ? કદાપિ ફૂટ નહીં કરવી;
ઠગોથી નહિ ઠગાઇને, અદા નિજ ફર્જને કરીએ. ૧૦
ધરીને હામ હૈયામાં, સદા ઉત્સાહને ધારી;
પડે તે દુઃખ સહુ વેઠી, અદા નિજ ફર્જને કરીએ. ૧૧
બની શૂરા સદા પૂરા, સકલ વાતે બની જ્ઞાની;
બની નિજ લક્ષ્ય મસ્તાની, અદા નિજ ફર્જને કરીએ. ૧૨
ગમે તેવા પ્રસંગોમાં, અડગ નિશ્ચય ધરી ચુકત્યા;
બુદ્ધયબ્ધિ ધર્મદૃષ્ટિએ, અદા નિજ ફર્જને કરીએ. ૧૩

સં. ૧૯૭૨ ના પોષ સુદિ ૫ ॐ शान्तिः ३

---

## म्हने जाणे विरल ज्ञानी

ઘણાઓ નામથી જાણે, ઘણાઓ દેહથી જાણે; ૧
પરંતુ તત્ત્વદૃષ્ટિએ, મ્હને જાણે વિરલ જ્ઞાની.
ઘણાઓ વેષથી જાણે, ઘણાઓ બાહ્ય આચારે; ૨
પરં અધ્યાત્મદૃષ્ટિએ, મ્હને જાણે વિરલ જ્ઞાની.

ઘણાઓ વાણીથી જાણે, ઘણાઓ બાહ્ય વર્ત્તનથી,
પરંતુ શબ્દના અર્થે, મ્હને જાણે વિરલ જ્ઞાની ૩
વિચારોની અપેક્ષાએ, વિશુદ્ધપ્રેમ દૃષ્ટિએ,
ખરા અધ્યાત્મ વર્ત્તનથી, મ્હને જાણે વિરલજ્ઞાની ૪
બનાવ્યા પુસ્તકો સઘળા, અનુભવથી વિચારીને,
હૃદય પેસી હૃદય થઈને, મ્હને જાણે વિરલજ્ઞાની ૫
ભલી સ્યાદ્વાદ દૃષ્ટિએ, નયોની બહુ અપેક્ષાએ,
સમાધિયોગી થૈ જગમાં, મ્હને જાણે વિરલજ્ઞાની ૬
સદાશય પૂર્ણ અવલોકી, અનેકદૃષ્ટિના યોગે,
બની આત્માસ્વરૂપી કો, મ્હને જાણે વિરલજ્ઞાની. ૭
બની શુદ્ધોપયોગી કો, અખંડાનન્દ ભોગી કો,
બની શિષ્ય ભક્ત જ કો, મ્હને જાણે વિરલજ્ઞાની. ૮
મ્હને જાણે જગત્ જાણે, સ્વયં જાણે પ્રભુ જાણે,
બનીને કર્ત્તવ્યયોગી કો મ્હને જાણે વિરલજ્ઞાની ૯
સજીવનજ્ઞાનશાસ્ત્રોને, મજીવનયોગ શાસ્ત્રોને,
નિહાળી કોઈ અન્તરથી, મ્હને જાણે વિરલજ્ઞાની ૧૦
ઘણા અધ્યાત્મ શાસ્ત્રોને, બની તન્મય નિહાળીને,
અમારી દૃષ્ટિયો બોધી, મ્હને જાણે વિરલજ્ઞાની ૧૧
ભલી રત્નત્રયી દૃષ્ટ્યા, મ્હને જે જાણતો તે હું,
બુદ્ધયબ્ધિ સત્ય સોઽહં હું, મ્હને જાણે નમું તેને. ૧૨

સં ૧૯૭૦ પોષ સુદિ ૬

ॐ शान्तिः ३

---

## सहजानन्दरस मस्तीजीवन

રમીલી આનન્દ મસ્તીથી, છબ્યું જગ જાણવું રે,
જ્યાં ત્યાં આનન્દમસ્તી, વ્યક્ત બ્રહ્મ મન માનવું રે. રમીલી
આત્મોદધિ ઉભરાઉ જાતા, ઇન્દ્રિયનાળા ભરપૂર થતા,

મન પણ આનન્દઘેને, છલકાયેલું પિછાનવું રે. રસીલી. ૧
આનન્દ વણ જીવ્યું જગ જૂઠું, ધાર વિના જેમ ખડ્ગ જ બૂઠું;
સાચું આત્માનંદે જીવતર, નિશ્ચય અભિનવું રે. રસીલી. ૨
આનન્દરસ જે કરતાં પ્રગટે, દુઃખનાં વાદળ વેગે વિઘટે;
આપોઆપ જીવનને, આત્માનન્દે અભિસ્તવું રે. રસીલી. ૩
ભક્ત ઉપાસક યોગી જાણું, આનન્દરસ ત્યાં સર્વ પ્રમાણું;
પ્રગટે આત્મધૂન ત્યાં, રંગોરંગ સુખ બહુ અનુભવું રે. રસીલી. ૪
સન્ન્યાસી થઇ રહે ઉદાસી, ફોગટ તેનું જીવન ફાંસી;
હાંસી આશીવાળું જીવન તેને પરઠવું રે. રસીલી. ૫
સર્વાવસ્થા જીવન કરણી, આનન્દ મસ્તીની બહુ ભરણી;
રસીલું જીવતર એવું, જ્ઞાનીનું જગમાં કવું રે. રસીલી. ૬
રસ પડે નહિ તો શું જીવ્યું, દુઃખના ધાગે જીવન શિવ્યું;
બહેતર એવી અવસ્થાથી, જગમાં દૂરે થવું રે. રસીલી. ૭
આત્મજ્ઞાનને ભક્તિયોગે, અનુભવ આનન્દ રસના ભોગે;
થાવા દેવું થતું તે, અન્ય કશું નહિ તાણવું રે. રસીલી. ૮
જ્ઞાની ગુરૂગમથી રસ સૂઝે, અધકચરો માનવ નહિ બૂઝે;
ભાવે બુદ્ધિસાગર રસિક જીવન લહું નવનવું રે. રસીલી. ૯

સં. ૧૯૭૨ પોષ સુદિ ૭.

ॐ शान्तिः ३

---

## निस्पृहदशा

જગ નહિ કોની પરવા, અમોને જગ નહિ કોની પરવા;
ચેતન દઉં નહિ મરવા. અમોને—
ક્ષણ ક્ષણ આનન્દઘટ ઉભરાતો, ઈચ્છા નહિ શિવ વરવા;
આપોઆપ હું શિવ થઈ રહીયો, જીવોનાં દુઃખ હરવા. અ૦ ૧
જ્ઞાન મસ્તીથી મસ્ત બન્યો હું, ના કોને અનુસરવા;
ભેદભાવ મર્યાદ રહી નહીં, નહિ કોને કરગરવા. અ૦ ૨

જન્મ મરણુની પેલી પાર હુ, ઠામ થયુ સહુ ઠરવા,
બુદ્ધિસાગર અલખ નિરજન, પામી ફેર ન ફરવા. અ૦ ૩

સવત ૧૯૭૭ પોષ શુદિ ૮

---

## તમે તો શબ્દે રસ લેનારા.

તમે તો શબ્દે રસ લેનાર, શબ્દોએ જીવનારા તમે તો.
શબ્દાતીતના અનુભવ રસની, મસ્તીમા રહેનારા,
અમો સદા શબ્દોથી ન્યારા, પણુ શબ્દે વ્યાપારા તમે તો. ૧
શબ્દ વિના આનન્દરસ રસીયા, ધૂન ખરી વહેનારા,
બન્યા બાદશાહુ અલખ નિરજન, તે ક્યા છો !!! જોનારા. તમે તો. ૨
બની લકીર ફકીર અરે જગ ચર્ચાઓ કરનારા,
તાણુ તાણુા ખેચ ખેચા, શબ્દોની ધરનારા તમે તો ૩
શબ્દપ્રતિમા પૂજારીઓ, ભિન્નાર્થે લડનારા,
સાપેક્ષાએ મમઝ અમે સહુ, આનન્દરસ પીનારા તમે તો. ૪
અનુભવ રસના ઉભરાથી જે, શબ્દો પ્રગટ થનારા,
માની પૂજી તેઓને તો, આલબન લેનારા તમે તો ૫
શબ્દ બ્રહ્મથી પરમબ્રહ્મમા, બ્રહ્મરમે ઠરનારા,
થયો અનુભવ અમને એવો, શબ્દે ન ભ્રમ ખાનારા તમે તો. ૬
તમે અમે સહુ સત્તાએ એક, જ્ઞાને અમર થનારા,
બુદ્ધિસાગર નિશ્ચય અનુભવ, પામે એકાકારા તમે તો ૭

સવત્ ૧૯૭૭ પોષ સુદિ ૯

ૐ શાન્તિઃ ૩ ।

---

## મન મેળુ.

કાનુડો ન જાણે મારી પ્રીત—એ રાગ.

હૃદયનો મેળુ મળે સુખ થાય, રહે નહિ દુઃખ લગારે રે. ॥ હૃદય.
દિલ મળતાં દિલ થાય ખુલાસા, અરસ્પરસ પ્રગટે વિશ્વાસા;
મળતાં દેશી મન ઉભરાય, અનુભવ આનન્દ ભારે રે. હૃદય. ૧
અરસ્પરસનો અનુભવ મળતાં, પરસ્પર જ મનડાં બહુ હળતાં;
કરતું દિલથી દિલડું વાત, હૃદયગત સર્વ વિચારે રે. હૃદય. ૨
જન જન આગળ દિલની વાતો, કરતાં જન ખાતો લાતો;
હૃદયગત મન મેળુની સાથ, કથાતું સર્વ પ્રકારે રે. હૃદય. ૩
મનમેળુની નહીં વખારો, મનમેળુનાં નહીં બજારો;
લાખે મનમેળુ કોઇ એક, અન્તર્ અનુભવ ધારે રે. હૃદય. ૪
અનુભવ ધાતોધાત મળ્યાથી, પરસ્પરે મનડાંને કળ્યાથી;
બુદ્ધિસાગર મેળુ મેળ, સુસન્તનો મળતો જ્યારે રે. હૃદય. ૫

સંવત્ ૧૯૭૨ પોષ સુદિ ૧૦

ૐ शान्तिः ३

---

## પ્રસંગ પડે પરખાયરે કોણ પોતાનું ન્યારું.

પ્રસંગ પડે પરખાય રે, કોણ પોતાનું ન્યારું;
સુવર્ણ કસોટી ઘસાય રે, ત્યારે પરખાય સારૂં. પ્રસંગ.
મુખ મીઠાને વ્હાલે રાતા, બહુલા લોક જણાતા;
ડાકલડુકિયા ઘાલઘુસણીયા, લે ટપ્પુ બહુ થાતા રે. કોણ ૧
હૈયું નિજનું હાથ રહે નહીં, તુલ્ય જ સારૂં નઠારૂં;
રણના રોઝ સમી નિજ વૃત્તિ, બોલે ન બંધ જણાતો રે. કોણ. ૨
વ્હાલ થકી મરી જાય વચનમાં, કરણીમાં અંધારૂં;
ફોજ ફાતડાની શું ? ઉકાળે, ભાગે રણથી ભગારૂં રે. કોણ. ૩

કોટી જન કરતા એક સારો, પ્રાણ સમર્પણવાળો,
બકબક કરતા કાઇ વળે નહીં, કાર્ય કરે તે મૂછાળો રે કોણ. ૪
બેઈમાની લોક ઘણા જગ, પરખી લે જન મારૂ,
બુદ્ધિસાગર અવસર આવે, સમજાશે કોણ તારૂં રે. કોણ. ૫

સવત્ ૧૯૭૭ પોષ સુદિ ૧૧

ॐ शान्तिः ३

## मान.

માન મહા દુ ખકારી અહાહા, માન મહા દુ ખકારી,
જોશો ચિત્ત વિચારી .. .. અહાહા
માને રાવણ જગમા હાર્યો, થયુ સર્વ ધૂલધાણી
દુર્યોધન પામ્યો દુ ખ અન્તે, એવી ખૂબ કહાણી અહાહા. માન ૧
માને જ્ઞાન વધે નહિ ઘટમા, થાતી શક્તિ ખુવારી,
કર્ત્તવ્યોથી ભ્રષ્ટ થવાતુ, ઉર લો શીખ ઉતારી અહાહા માન. ૨
માને ભાન રહે ના મનનુ, પાપ થતુ મહા ભારી,
મૂકાતો પ્રગતિમા પૂળો, લાગે દુર્મતિ પ્યારી અહાહા માન ૩
પડ્યા માનથી યોગી ભોગી, રાણાને જ ભીખારી,
સર્વ દુ ખની ખાણ અરે હા ! સર્વ વિપત્તિ કયારી. અહાહા માન ૪
પડી માનના વશમા દુનિયા, ચિદાનન્દઘન હારી
બુદ્ધિસાગર મ ગલમાલા, પામે નિરહ કારી અહાહા માન ૫

સ ૧૯૭૭ પોષ શુદિ ૧૩

ॐ शान्तिः ३

## महावीर स्तवन.

लगी तेरेसे शुभ लगनी, प्रभो महावीर मुज प्यारे;
हमेरे प्रेमकी तारी, लगी है एकतारूपे. १

हमेरे चित्तमें तुम हो, निरञ्जन नाथ नयनोंमें;
हमे तुम एक ही रूप हो, नहि कुच्छ भेदकी फांसी. २
जहां देखुं वहां तुम हो, हमेरे ध्येयके ताने;
मिलाइ ज्योतसें ज्योति, भूले सब बात दुनियांकी. ३
परामे रूप परखाता, कथाता कुछ नहि वहांसें;
तथापि उद्गारोमें, झलकता वैखरीके कुच्छ. ४
नहीं परवाह दुनियाकी, मिले आनन्दसें तुमकुं;
बुद्ध्यब्धि वीरमय दिलकी, खुमारीमें मगन रहेतें. ५

સંવત્ ૧૯૭૨ પોષ સુદિ ૧૪

ॐ शान्ति ३.

---

## अगम्यप्रभु स्वरूप.

અહા પ્રભો જાણ્યો ન જાતો રે.
પામું ન ત્હારો પાર..........અહા.
વેદો ઉપનિષદો ભણી રે, વાંચી સર્વ પુરાણ;
ત્હારા રૂપને દેખતાં રે, સ્વલ્પ જણાયું પ્રમાણ. અહા. ૧
કુરાન બાઇબલ બૌદ્ધના રે, વાંચ્યા ધાર્મિક ગ્રન્થ;
અનુભવથી અવલોકતાં રે, દુર્ગમ છે તવ પન્થ. અહા. ૨
આગમ નિગમો વાંચીયા રે, સહુદર્શનની વાત;
તવ અનુભવ કિંચિત્ થતાં રે, વળી જરા મન શાત. અહા. ૩
શાસ્ત્રો શસ્ત્રો સમ થતાં રે, વાદવિવાદે ગર્વ;
પક્ષાપક્ષે હઠ વધે રે, વૃત્તિયુદ્ધો વધ્યાં ખર્વ. અહા. ૪
ગર્વ વધ્યો શાસ્ત્રો ભણે રે, વધ્યું વૃત્તિ બહુ જોર;
વાડા વધ્યા બહુ ધર્મના રે, પ્રગટ્યા શોર બકોર. અહા, ૫
ખંડન મંડન કોટિયો રે, સામાસામી જણાય;
તર્કો ઉપર તર્કો થતા રે, થાપોત્થાપ જ થાય. અહા. ૬

સર્વ દર્શનના શાસ્ત્રથી રે, જાણ્યો ન પૂર્ણ જણાય,
અનુભવ સર્વને ભિન્ન છે રે, અલખ સ્વરૂપ કથાય અહો. ૭
પૂર્ણ પ્રભુ પરખ્યા વિનારે, ટળે ન મનની ભ્રાન્ત,
અનુભવ બિંદુ સમ થતોરે, થાતુ ન મનડુ શાન્ત. અહો ૮
કૃપા હોય તો કર કૃપા રે, શક્તિ છતે કર સહાય,
જ્ઞાનાનુસારે માનતાં રે, કર નહિ મુજ અન્યાય અહો. ૯
પૂર્ણ જણાયા વણ પ્રભો રે, સર્વે ભૂલે જગલોક,
દોષ ન તેમા લોકનોરે, ક્યા પાડે તે પોક. અહો. ૧૦
જેવો તેવો હુ ધ્યાઉ છુ રે, જ્ઞાને જ્ઞેય પ્રમાણ,
થોડુ ઘણુ કરી માનીને રે, વર્તુ જગમા જાણ અહો, ૧૧
અનુભવ જેમ વધતો જતો રે, તેમ તેમ ભાગે ભૂલ,
બુદ્ધિસાગર સુખ પ્રભોરે, મારે તો તુ અમૂલ્ય અહો. ૧૨

સ ૧૯૭૨ માઘ સુદિ ૫ મુ માણસા

---

## जगाडो सन्त योगीओ.

અભાગ રાજ્યનો રાજા, ગયો ઉંઘી અનાદિથી,
કૃપા લાવી સુસાધુઓ, જગાડો સન્ત યોગીઓ ૧
વધ્યા બહુ ધાડપાડુઓ, કરે ચોરો ઘણી ચોરી,
અશાન્તિ બહુ વધી જ્યા ત્યા, જગાડો સન્ત યોગીઓ ૨
અરે ના જાગતો કેમે, ઉઠી પાછો અરે ઉંઘે,
ધરે ના રાજ્યની ચિન્તા જગાડો સન્ત યોગીઓ ૩
બકે બહુ સ્વપ્નમા ખોટુ, હસે રૂવે વિના ભાને,
પ્રજાજન પોક પાડે છે, જગાડો સન્ત યોગીઓ ૪
અરે બહુ અજનો આવ્યા, અમારા ભૂપની આખે,
તથાપિ ના થના સાવધ, જગાડો સન્ત યોગીઓ. ૫
પડ્યા નિશદિન બહુ ઘોરે, મહાનિદ્રાતણા જોરે,
જુવે નહિ ચેનના તોરે, જગાડો સન્ત યોગીઓ. ૬

રહી ના દુઃખમાં બાકી, જરા ના ફર્જ દિલ રાખી;
બુદ્ધયબ્ધિ પૂર્ણ સદ્બોધે, જગાડો સન્ત યોગીઓ. ૭

સં.૧૯૭૨ માઘ શુદિ ૬ મુ. માણુસા.

ૐ શાન્તિઃ ૩

## શુદ્ધચેતનાની આત્મપ્રતિ શિખામણ

અરે ત્હને કેમ વળે નહીં સાન, ભૂલ કરે નાદાન, અરે.

દિલડું ના કહેતું ઘણું રે, સત્ય સુણે નહિ કાન;
આત્મપ્રભુ સ્ફુરણા ભલી રે, ભૂલ ન તેનું ભાન. અરે. ૧

હદ વળી સમજાવતાં રે, હજી કહ્યું કંઈ માન;
કુદ્રતની સામા થતાં રે, લહેતો દુઃખની ખાણ. અરે. ૨

અનુભવ બાકી ના રહ્યો રે, મૂક હવે તોફાન;
દેખ અવસ્થા તાહારી રે, શીખ હૃદયથી માન. અરે ૩

ભૂલ ન ભાગે તો પછી રે, મળે ન શાન્તિ સ્થાન;
શઠને શીખ ન લાગતી રે, માન માન મહેરબાન. અરે. ૪

ભણી ગણી કયાં ભૂલતો રે, અરે ગયું કયાં જ્ઞાન;
ચાનક લાગે ચતુરને રે, કર ઉંડું શુભ ધ્યાન. અરે. ૫

શિખામણ છેલી કથું રે, સમજ સમજ ગુણ ખાણ;
અન્તરના ઉદ્‌ગારની રે, થાતી અસર પ્રમાણ. અરે. ૬

સમજુને સજાવવું રે, શું ? મનમાંહિ આણ;
બુદ્ધિસાગર બોલથી રે, સમજો ચિત્ત સુજાણ. અરે. ૭

સં. ૧૯૭૨ માઘ સુદિ ૭ માણુસા.

ૐ શાન્તિઃ ૩

## ❀ बोधपत्र ❀

પરાણે મેળ નહિ મળતો.

પરસ્પર ચિત્તના મેળે, મળે છે મેળ લોકોમા,
સ્વભાવે ભિન્નતા જ્યાં ત્યા, પરાણે મેલ નહિ મળતો ૧
મળે નહિ મેળ સત્તાથી, મળે નહિ મેળ લાલચથી,
ઉપાયો જો કરો કોટિ, પરાણે મેળ નહિ મળતો ૨
સ્વભાવો સર્વના જૂદા, રૂચે ના સર્વને સરખુ,
થયા વણુ અન્ય મન સરખુ, પરાણે મેળ નહિ મળતો ૩
વિચારોને જ આચારો, મળે સમ ત્યા થતો મેળો,
પરસ્પર ભેદદષ્ટિએ, પરાણે મેળ નહિ મળતો. ૪
લડે જ્યાં આખથી આખો, રૂચે નહિ વાત કીધેલી,
વધે ઇર્ષ્યા જ સ્પર્દ્ધાએ, પરાણે મેળ નહિ મળતો ૫
મળ્યા વણુ મન નથી મેળો, પરસ્પર રગથી મેળો,
રસાતુ ચિત્ત ત્યા મેળો, પરાણે મેળ નહિ મળતો. ૬
થતો જે મેળ સત્તાનુ, બહુ બળ વાપરીને જ્યા,
ઉપરનો મેળ ત્યાં નક્કી, પરાણે મેળ નહિ મળતો. ૭
થતો સરખાથકી મેળો, પરસ્પર ચિત્તડુ મળતા,
ટકે તે સહેજથી થાતા, પરાણે મેળ નહિ મળતો ૮
પરાણે મેળ કરવામા, નથી આનન્દરસ ઝાખી,
નિયમ કુદ્રતતણો એવો, પરાણે મેળ નહિ મળતો. ૯
સ્વભાવે મેળ જે થાનો, થવા દે તે અધિકારે,
વિચારી દેખ દષ્ટાન્તો, પરાણે મેળ નહિ મળતો. ૧૦
ખરો વિશ્વે પ્રભુમેળો, મહાવ્યાપક સદા સુખમય,
બુદ્ધયબ્ધિ સત્ય શિક્ષાથી, ખરો કર મેળ સન્તોષી ૧૧

સ ૧૯૭૨ માઘ વદિ ૯ માણસા.

ॐ शान्तिः ३ ॥

# દિવાનો હું થયો તુજપર.

સુણ્યું વર્ણન અહા ત્હારૂં, કહ્યું કરતું ન મન મ્હારૂં;
સુરત પર તવ સકલ વારૂં, દિવાનો હું થયો તુજ પર. ૧

હૃદય ઘાયલ થયું મારૂં, ગણે તુજમાં સકલ સારૂં;
ગણાયું અન્ય સહુ ખારૂં, દિવાનો હું થયો તુજ પર. ૨

રહી ના લાજ દુનિયાની, થયું મન ખૂબ તોફાની;
બની મનવૃત્તિ મસ્તાની, દિવાનો હું થયો તુજ પર. ૩

અરે તુજ વણ નથી જીવ્યું, જતું વા નહિ હૃદય ગમતું;
કશામાં ચિત્ત ના ભમતું, દિવાનો હું થયો તુજ પર. ૪

ગમે તે કર હવે ત્હોયે; લગી લગની નહીં છૂટે;
કરૂં શું ? ભાન નહિ તેનું, દિવાનો હું થયો તુજ પર. ૫

જગત્‌માં શૂન્ય સહુ લાગે, કશા પર પ્રેમ ના જાગે;
ઘણો રંગાઇને રાગે, દિવાનો હું થયો તુજ પર. ૬

વહુ બેભાનમાં બાકી, જીવન તવ પર હવે નાખી;
બનીને વિશ્વમાં ખાખી, દિવાનો હું થયો તુજ પર. ૭

જગાઇ મેં અલખ જગમાં, બની યોગી ત્હને ઢુંઢું;
પડે ના ચેન અરે તુજ વણ, દિવાનો હું થયો તુજ પર. ૮

ત્યજી દુનિયા બન્યો ત્યાગી, બન્યો નિશ્ચય અહો રાગી;
ખરી તુજ પર લગન લાગી, દિવાનો હું થયો તુજ પર. ૯

કર્યું કુર્બાન ત્વદર્થે સહુ, હવે બાકી રહ્યું શું ? કહું;
મળ્યા વણ જીવતો ના રહું, દિવાનો હું થયો તુજ પર. ૧૦

દિવાનો વિશ્વદૃષ્ટિએ, હૃદયમાં જ્ઞાનથી શાણો;
પ્રભો ના રહે જરા છાનો, દિવાનો હું બન્યો તુજ પર. ૧૧

બન્યો મસ્તાન મસ્તીલો, પ્રભો મુજ ચિત્ત ત્હેં ચોર્યું;
બની તન્મય લગન વોર્યું, દિવાનો હું થયો તુજ પર. ૧૨

દિવાનો ભક્ત હુ ત્હારો, રહુ ક્ષણ પણ નહીં ન્યારો,
બુદ્ધચબ્ધિ પૂર્ણ આધારો, સદા સોડહ પ્રભુ પ્યારો ૧૩

સ ૧૯૭૨ ના માઘ શુદિ ૧૦ મુ માણસા

ॐ शान्तिः ३

## असह्य प्रभुवियोग.

વ્હાલા પ્રભુ હવે તમારો રે, ક્ષણ ન વિયોગ સહાય વ્હાલા.
ધાતોધાત મળ્યા થકી રે, થાતા એકાકાર,
આનન્દોદધિ ઉછળે રે, અનુભવ છે નિર્ધાર વ્હાલા૦ ૧
ભેદ રહે ત્યા ખેદ છે રે, પ્રગટે દુ ખ અપાર;
અન્તર્ગત જાણો સહુ રે, ભેદ ન રાખો લગાર. વ્હાલા૦ ૨
અનન્ત જ્યોતિ સુરતની રે, બલિહારી લખવાર,
વ્યાપ્યા હાડોહાડમા રે, રોમ રોમ સુખકાર. વ્હાલા૦ ૩
ઉપશમ ક્ષયોપશમ થકી રે, ટળે ન પૂર્ણ વિયોગ,
તે માટે તન્મય બની રે, ધાર્યો ત્વદર્થે જોગ વ્હાલા૦ ૪
ક્ષણ એક માત્ર વિયોગતા રે, કોટી હોળી સમ થાય,
પ્રભો હવે હદ થઈ ગઇ રે, જીવ્યુ કેમે ન જીવાય વ્હાલા૦ ૫
જાણો જ્ઞાને સર્વને રે, સમજાવુ શુ શેષ,
હજરાહજુર યૈ સર્વથા રે, ટાળો મનના ક્લેશ. વ્હાલા૦ ૬
પરિપૂર્ણ દેખાવીને રે, સુરત તમારી નાથ,
ક્ષાયિક ભાવે મેળથી રે, કર ઝટ પૂર્ણ સનાથ વ્હાલા૦ ૭
જેવો તેવો તુ છે પ્રભો રે, જાણ ન પૂર્ણ સ્વરૂપ,
મળ ઝટ આવિર્ભાવથી રે, ટાળ અનાદિ ધૂપ વ્હાલા૦ ૮
કુદ્રતનો એ કાયદો રે, મેળુ મળે સુખ થાય,
અનુભવ એવો સર્વને રે, ધીઠ બને ન સુહાય વ્હાલા૦ ૯
અનુભવ સ્વરૂપી સાહિબા રે, મળ ઝટ હજરાહજૂર,
બુદ્ધિસાગર સુખ લહે રે, ઝરમર વર્ષે નૂર વ્હાલા૦ ૧૦

સ ૧૯૭૨ ના માઘ શુદિ ૧૧ માણસા

ॐ शान्तिः ३

# करो उत्साहनी वृद्धि.

મહાફલ કાર્ય કરવા સમ, ખરેખર કથ્યમાં સમજી;
કરે શુભ કાર્ય તેઓના, કરો ઉત્સાહની વૃદ્ધિ. ૧
શુભોત્સાહો જ દેવાથી, વધે કરનારની શક્તિ;
વખાણીને મનુષ્યોના, કરો ઉત્સાહની વૃદ્ધિ. ૨
વધે બળ પાર નહિ તેનો, ખરો ઉત્સાહ આપ્યાથી;
ગુણાનુરાગના વેગે, કરો ઉત્સાહની વૃદ્ધિ. ૩
સહાતાં સંકટો સર્વે, પ્રબલ જુસ્સો હૃદય પ્રકટે;
ઉપાયો યોગ્ય લેઇને, કરો ઉત્સાહની વૃદ્ધિ. ૪
ઉતારી પાડતાં જનને, અનુત્સાહી બની મરતો;
પ્રશંસી થાબડી જનના, કરો ઉત્સાહની વૃદ્ધિ. ૫
નપુંસક પણ બને શૂરો, કરે કંઈ કંઇ ભલાં કાર્યો;
પ્રશસ્ય બોલ બોલીને, કરો ઉત્સાહની વૃદ્ધિ. ૬
ગમે તેમાં ગુણો દેખી, કરો ઉત્સાહી, પ્રગતિમાં;
ગુણો પ્રકટે ટળે દોષો, કરો ઉત્સાહની વૃદ્ધિ. ૭
જરા પણ અન્ય શુભવૃત્તિ, પ્રશંસ્યાથી ચઢે છે તે;
અહો એવું હૃદય સમજી, કરો ઉત્સાહની વૃદ્ધિ. ૮
ગુણો સામું સદા દેખો, જુવો ના દુર્ગુણો કોના;
ગુણોને માન આપીને, કરો ઉત્સાહથી વૃદ્ધિ. ૯
ગમે તેની ભલા માટે, કરે ઉત્સાહની વૃદ્ધિ;
મહાત્માઓ બને તેઓ, કરો ઉત્સાહની વૃદ્ધિ. ૧૦
કરાતાં નહિ ભલાં કાર્યો, તથાપિ મોદના કરતાં;
કર્યા કરતાં ઘણું ફલ છે, કરો ઉત્સાહની વૃદ્ધિ. ૧૧
સુકાર્યોની પ્રવૃત્તિથી, જગતને સ્વર્ગસમ કરવા;
બુદ્ધયબ્ધિધર્મદૃષ્ટિથી, કરો ઉત્સાહની વૃદ્ધિ. ૧૨

સં. ૧૯૭૨ માઘ સુદિ ૧૨ મુ. માણસા.

ॐ शान्तिः ३

# कदापि हाय ना लेशो

બુરી છે હાય સન્તોની, કરે ક્ષય સર્વનો નક્કી,
જગત્‌ના માનવો સર્વે, કદાપિ હાય ના લેશો ૧
બળે જો સન્ત આન્તરડી, બુરામા ના રહે બાકી;
સતાવીને ગરીબોની, કદાપિ હાય ના લેશો. ૨
કદિ ખાલી નથી જાતી, ખરેખર હાય સન્તોની,
કુતર્કોને કરો દૂરે, કદાપિ હાય ના લેશો ૩
અનાથોને સતીઓની, અરેરે હાય છે બૂરી,
ભલુ ચાહો યદિ નિજનુ, કદાપિ હાય ના લેશો ૪
વિના વાંકે રીબાવીને, કદિ ના મારશો બાળો,
મર્યા પણ મારશે નક્કી, કદાપિ હાય ના લેશો ૫
ઉઠી જે હાય કુટીથી, અહા યમસમ મહા બૂરી,
પડે તેના ગ્રહે પ્રાણો, કદાપિ હાય ના લેશો. ૬
છકી જઈ વિત્ત સત્તાથી, ગુજારો ના જુલમ કો પર,
નહીં બોલ્યા વિના બોળે, કદાપિ હાય ના લેશો ૭
કરી નિન્દા કરી વિકથા, કલંકો અન્ય પર દઇને,
પ્રભુના ભકત લોકોની, કદાપિ હાય ના લેશો ૮
ફકીરી ત્યાગીઓ બાવા, મહન્તો યોગી સાધુને,
અરેરે છેડીને સ્વપ્ને, કદાપિ હાય ના લેશો ૯
મુંગા પ્રાણી અરે મારી, ઠરી ના બેસશો ઠામે,
અરે આતરડી કકળાવી, કદાપિ હાય ના લેશો ૧૦
અરે નહિં સાધુઓ છેડો, પડી પાછળ પજવશો નહિ,
અધાર્યા દુઃખ લેવાને, કદાપિ હાય ના લેશો. ૧૧
શિખામણ સન્તની એવી, ગ્રહે તેને મળે શાન્તિ,
બુદ્ધયબ્ધિ સન્ત સાધુની, ભલી આશી સદા લેશો ૧૨

સં ૧૯૭૭ ના માઘ સુદિ ૧૩ માણસા.

ॐ शान्तिः ३

## कळाती नहि अकळ घटना.

મથ્યા વિજ્ઞાનીઓ થાકી, મથ્યા સહુ જોશીઓ થાકી;
થવાનું શું થશે તેની, કળાતી નહિ અકળ ઘટના. ૧
રહ્યું શું ભાવીના ગર્ભે, નહીં તેની ખબર પડતી;
કરે કોટિ ઉપાયો પણ, કળાતી નહિ અકળ ઘટના. ૨
મહન્તો યોગીઓ સન્તો, વિચારીને ઘણું થાક્યા;
અજબ છે ભેદ કુદ્રતનો, કળાતી નહિ અકળ ઘટના. ૩
અહો જે સર્વ જાણે તે, બને ગંભીર નહિ બોલે;
અહો મહામોહ અજ્ઞાને, કળાતી નહિ અકળ ઘટના. ૪
અહંતાવાદ છોડી દો, બને તે સાક્ષી થઈ દેખો;
દશા આવ્યા વિના ક્યારે, કળાતી નહિ અકળ ઘટના. ૫
કળે જેઓ અકળ ઘટના, નહીં તે સન્ત પરખાતા;
બુદ્ધચબ્ધિ પૂર્ણતાયોગે, કળાતી સહુ અકળ ઘટના. ૬

સં. ૧૯૭૨ માઘ વદિ ૧૨ માણસા.

ॐ शान्तिः ३

---

## केम मुंझाय छे ?

કેમ અરે મુંઝાય, હૃદયમાં કેમ અરે મુંઝાય;
જોયું અજોયું થાય. (જણાય)—હૃદયમાં—
શાતા અશાતા યોગથી રે, સુખ દુઃખ સહુને થાય;
શુભાશુભકર્મોદયે રે, મુંઝે કર્મ બંધાય—હૃદયમાં. ૧
અકળ કળા ન કળાય છે રે, કોનાથી તલભાર;
સમજે તે સમતા ધરે રે, રહે સદા હુશિયાર. હૃદયમાં. ૨
મન શુભાશુભ કલ્પના રે, ટળ્યા વિના નહિ સુખ;
નક્કી એવું અનુભવી રે, માન નહીં મન દુઃખ. હૃદયમાં ૩
કર્મ વિપાકો ભોગવે રે, સર્વનો છૂટકો થાય;

કર્મનુ દેવુ ચૂકવે રે, શાન્તિ મદાની સુહાય હૃદયમાં. ૪
કર્મ ન મૂકે કોઇને રે, કર્માધીન જીગજીવ,
કર્મનુ દેવુ ચૂકવવુ રે, શાહ બની મહાશિવ હૃદયમા. ૫
કર્માધીન કરણી કરે રે, સર્વજીવો જગમાહિ;
સારૂ ખોટુ ત્યા જાણવુ રે, કર્મ વિના ન કો કયાહી હૃદયમા ૬
કર્મોદય ઉત્સવ સમો રે, ગણે સુજ્ઞાની સદાય,
અન્તરૂમા સમતા ધરે રે, લેશ નહીં ગભરાય. હૃદયમા ૭
વેદે પ્રારબ્ધને ધૈર્યથી રે, જ્ઞાની બની મહાવીર,
આનન્દ રમ રસીયો થઈ રે, અન્તરૂમા મહાવીર હૃદયમા ૮
જ્ઞાન વિના નહિ યોગ્યતા રે, કર્મયોગીની લગાર,
સમજી એવુ ચિત્તમા રે, સમજણ લે સુખકાર હૃદયમા ૯
મન કલ્પાયલુ જૂઠ છે રે, સમજે ટળે સહુ ભ્રાન્તિ,
આત્મધર્મ શ્રદ્ધા બળે રે, વધતી ચેતનકાન્તિ હૃદયમા ૧૦
મન માન્યુ સાચુ ગણી રે, ડાહ્યા જન ખરડાય,
લેપ ન લાગે જ્ઞાનીને રે, ત્યજે કલ્પના ભાય હૃદયમા. ૧૧
મનથી મર્યા તે મરજીવા રે, આનન્દ લે નિર્ધાર,
મનથી જીવે વિશ્વમા રે, પગ પગ દુ ખ અપાર હૃદયમા ૧૨
આત્મજ્ઞાની મરતો નહીં રે, મસ્ત રહે નિશદીન,
બુદ્ધિસાગર સદ્ગુરૂ રે, શિક્ષા હૃદયરમ લીન હૃદયમા૦ ૧૩

સવત ૧૯૭૨ માઘ વદિ ૦)) લોદરા

---

## जवुं नहि ज्यां अनादर त्यां.

પધારોને ભલે આવ્યા, થયો આનન્દ દીઠાથી,
નહીં સત્કાર એવો તો, જવુ નહિ જ્યા અનાદર ત્યા ૧
ઉઠે નહિ હર્ષ હુ ટીથી, રસીલી નહિ થતી ગોષ્ઠી,
મળે નહિ મેળ મનમાન્યો, જવુ નહિ જ્યા અનાદર ત્યા, ૨
હૃદય ધડકી નિષેધે ને, રૂચે નહિ ચિત્તમા જવુ,

વિવેકીને નિયમ એ છે, જવું નહિ જ્યાં અનાદર ત્યાં. ૩
હૃદય ખેંચી પરાણે જ્યાં, જવાનું કહે.જવું ત્યાં તો;
પરંતુ ચિત્ત ના કહે તો, જવું નહિ જ્યાં અનાદર ત્યાં ૪
પરસ્પર જ્યાં નથી પ્રીતિ, વિના પ્રેમે કહે આવો;
પરંતુ ભાવ વણ ક્યારે, જવું નહિ જ્યાં અનાદર ત્યાં. ૫
ક્ષણે રૂષ્ટાઃ ક્ષણે તુષ્ટાઃ, મનુષ્યો નહિ વિવેકી રે;
હૃદય નહિ ખેંચતું ત્યાં તો, જવું નહિ જ્યાં અનાદર ત્યાં. ૬
પરસ્પરભાવપ્રીતિએ, અનાદરનું નથી સ્વપ્નું;
બુદ્ધ્યબ્ધિ પ્રેમભક્તિએ, જવું જ્યાં ત્યાં સહી દુઃખો. ૭

સં. ૧૯૭૨ ફાગણ સુદિ ૧

---

## વાણીનો સંયમ

ચેતનજી વાણીનો સંયમ આદરો,
ન બોલ્યામાં લાખો ગુણ નિધારજો;
વીર્યપાત કરતાં પણ વાણીપાતથી,
વિના વિચારે હાનિ અપરંપાર જો. ચેતનજી૦ ૧
ભાષા સમિતિ કરતાં વાણી ગુપ્તિથી,
ફળ ઘણું આગમમાં ભાખ્યું જાણજો;
કોટિવાર વિચારી શબ્દો બોલતાં,
લાભ ઘણો છે નિજ પરને જગ માનજો. ચેતનજી૦ ૨
જ્ઞાન વિના શુભ મૌન જગત્માં જાણવું,
મૌન સિદ્ધિથી વચન સિદ્ધિયો થાય જો;
મૌન રહ્યાથી સંયમની શોભા વધે,
મન કાયાની ચંચળતા દૂર જાય જો. ચેતનજી૦ ૩
વાણી સંયમ વણ અવતાર થતા ઘણા,
થયા શ્રમણજી રાજાને ઘેર પુત્ર જો;

શુક હણાયો વાણીના સપાતથી,
વાણીના સંયમથી સિવસુખ સૂત્ર જો. ચેતનજી૦ ૪
બહુ બોલ્યાથી થાય અસંગ નહિ વિશ્વમાં,
વાણીના સંયમ વણ પગ પગ કલેશ જો,
વાણી સંયમ કરતા કલેશો ઉપશમે,
વૈર વિરોધો વિણશે આનંદ બેશ જો ચેતનજી૦ ૫
વાણી સંયમ સિદ્ધ થતા જગ જાણશો,
સૂત્ર સમો જગ થાશે એકેક બોલ જો,
દુનિયામાં તે સત્વર પ્રસરી જાવશે,
લાભાલાભ વિચારી કર મન તોલ જો. ચેતનજી૦ ૬
વાણીસંયમ કરવામા બહુ લાભ છે,
સમજ સમજ ચેતનજી ઘટ નિર્ધાર જો,
બુદ્ધિસાગર વાણી સંયમ સિદ્ધિથી,
મૌન છતા જગ બોધ લહે સુખકાર જો ચેતનજી૦ ૭

સં ૧૯૭૨ ફાલ્ગુન સુદિ ૪ વિજાપુર.

---

## દેવગુરુના ભક્તો વિરલા જાણવા.

દેવગુરૂના ભકતો વિરલા જાણવા,
મનવૃત્તિના ભકતો સર્વે ગણાય જો,
મનની દોડાદોડે જગજીવ દોડતા,
કોઈક જનને દેવગુરૂ પરખાય જો દેવગુરૂ૦ ૧
નારી નર બહુ મનના ચેલા જાણવા,
મન મૂકીને વિરલા શિષ્યો થાય જો,
જેવી વૃત્તિ તેવી શ્રદ્ધા ઉપજે,
દેખો જ્યા ત્યા મનવૃત્તિનો ન્યાય જો દેવગુરૂ૦ ૨
મન બદલાતા બદલાતુ તન માનીયુ,
મન બદલાતા દેવગુરૂ બદલાય જો,

મન બદલાતાં બદલાયું સહુ માનવું,
આત્મજ્ઞાન વણુ મનથી એવું થાય જો. દેવગુરૂ૦ ૩
આત્મા વણુ મન માન્યું તેહ ફરે સહુ,
મન માની શ્રદ્ધા ભક્તિ બદલાય જો;
આજસુધી મન માન્યાનો અનુભવ કરી,
સાચું સમજી જૂઠ ત્યજો હિત લાય જો. દેવગુરૂ૦ ૪
જેણે આત્માનુભવથી નિશ્ચય કર્યો,
દેવગુરૂ તેનેજ નહીં બદલાય જો;
દિન પ્રતિદિન તે વધતો રહેતો જ્ઞાનથી,
અનન્ત બ્રહ્મમાં અંતે તેહ સમાય જો. દેવગુરૂ૦ ૫
મનથી ન્યારો આત્માનુભવ જે થતો,
તેથી ગુરૂ ને દેવની શ્રદ્ધા થાય જો;
આત્માની સાથે તે પરભવમાં વહે,
આત્મધર્મનો અનુભવ નહિ બદલાય જો. દેવગુરૂ૦ ૬
મનથી પર જે આત્માનુભવ સત્ય તે,
આત્મજ્ઞાની કોઈ પામે તેનો પાર જો;
દેવગુરૂને પરખે નિજ પર અનુભવે,
બુદ્ધિસાગર પામે શિવ નિર્ધાર જો. દેવગુરૂ૦ ૭

સં. ૧૯૭૨ ફાલ્ગુન સુદિ ૫ વિજાપુર.

---

## मन-वाणी कायानुं मूल्य अमूल्य छे

મન વાણી કાયાનું મૂલ્ય અમૂલ્ય છે,
જગમાં જાણો સમજુ નરને નાર જો;
મન આદિ શક્તિને શુભમાં વાપરો,
તેથી પામો ભવ પાથોધિપાર જો. મન૦ ૧
મનથી ધર્મવિચારો કરવા નવનવા,
કોનું બુરૂં ચિંતવવું નહિ લેશ જો;

મનની શક્તિ ખીલવવી ગુરૂગમવડે,
શુભ મનથી હરવા રાગાદિક ક્લેશ જો. મન૦ ૨
મનમા આર્ત્તને રૌદ્ર વિચારો નહીં કરો,
મૈત્ર્યાદિકને ભાવો ભાવના બાર જો,
મનસયમથી આત્મશક્તિયો ઉલ્લસે,
આત્મધર્મમા મન જોડા ધરી પ્યાર જો. મન૦ ૩
આત્મામા મન સમતા મુક્તિ ન દૂર છે,
ભવ મુક્તિનુ કારણ મન નિર્ધાર જો;
આત્મારામે મન રમતા ઝટ મુક્તિ છે,
આગમ નિગમો સાક્ષી ભરે સુખકાર જો. મન૦ ૪
વાણીની શક્તિનો પાર ન આવતો,
વ્યવહારો સહુ વાણીથી જગ થાય જો,
વાણીનુ આલબન ઉન્નતિ પન્થમા,
વાણીવડે ઉપદેશ થતો સુખદાય જો. મન૦ ૫
વાણીની શક્તિયો ખીલવો સજ્જનો,
વાણી વડે શુભ તત્ત્વોને જ કહાય જો,
વાણીનુ આલબન જગજન પામીને,
આત્મધર્મ પામી ઝટ શિવપુર જાય જો. મન૦ ૬
સ્વપર હિતાર્થે વાણીશક્તિ વાપરો,
કરો ન નિન્દા-વિકથાદિક તલભાર જો,
ઉપદેશાદિક કાર્યે વાણી વાપરી,
વેગે તરશો જગમા નરને નાર જો મન૦ ૭
અશુભ પન્થમા વાણીસયમ શ્રેષ્ઠ છે,
ધર્મમાર્ગમા દેહતણો વ્યાપાર જો,
આત્મોન્નતિ માટે કાયાબલ વાપરો,
સાચી શિક્ષા ચિત્ત ધરો સુખકાર જો મન૦ ૮
મન વાણી કાયાની શક્તિ વાપરી,

આત્મશક્તિયો ખીલવશો એ ધર્મ જો;
બુદ્ધિસાગર સર્વ ધર્મ સિદ્ધાન્ત એ,
ભાખ્યો ભાવે શિવપુરદાયક શર્મ જો. મન૦ ૯
સંવત્ ૧૯૭૨ ફાલ્ગુન સુદિ ૬. વિજાપુર.

---

## ગુરુ વિના ચિત્ત ઠરતું નથી.

અરે જીવ શીદને કલ્પના કરે—એ રાગ.

ચિત્ત કદિ નહિ ઠરે, ગુરૂ વણુ ચિત્ત કદિ નહિ ઠરે;
લાખ ચોરાશી ફરે. ગુરૂ૦
ગુરૂ કૃપા વણુ મુક્તિ નહીં છે, કોટિ ઉપાયો કરે;
ગુરૂ વિના નહીં જ્ઞાન કદાપિ, જગમાં ફેરા ફરે. ગુરૂવણુ. ૧
ગુરૂ વિના નહિ થાય અનુભવ, શાસ્ત્ર ભણે સહુ અરે;
ગુરૂકૃપાથી અનુભવ સિદ્ધિ, ભવસાગર જીવ તરે. ગુરૂવણુ. ૨
તીર્થ તીર્થ સહુ ભટકે ભટકે, રાગ દોષ નહિ ટળે;
ગુરૂકૃપા પામે તો જનની, સુખની વેળા વળે. ગુરૂવણુ. ૩
નગુરા રોઝની પેઠે ભટકે, જ્યાં ત્યાં ભટકી મરે;
ગુરૂકૃપા પામેલા શિષ્યો, સાચાં સુખડાં વરે. ગુરૂવણુ. ૪
સૂર્ય ઉગ્યા વણુ ટળે તિમિર નહિ, નિર્ધન દાન શું ? કરે;
વારિ અન્ન વણુ પ્રાણુ રહે નહિ, ગુરૂવણુ સુઝ ન પડે. ગુરૂવણુ. ૫
ઢોર હરાયું જ્યાં ત્યાં પેસે, પૂરૂં પેટ ન ભરે;
ડફણાં ખાતું લોકોનાં બહુ, ધણી વિના નહિ ઠરે. ગુરૂવણુ. ૬
ધણી વિનાની વેશ્યા જ્યાં ત્યાં, નિર્લજ્જ નફ્ફટ ફરે;
પુત્ર થતાં કહે બાપ એ કોને, લોક નબાપો ભણે. ગુરૂવણુ. ૭
શ્રદ્ધાથી શુભ ગુરૂ કર્યા વણુ, પ્રભુ ન ક્યારે મળે;
નગુરો પાત્ર બને ના ક્યારે, નગુરો જગને નડે. ગુરૂવણુ. ૮
ગુરૂ વિનાના નગુરા જનની, માતા લાજી મરે;
નગુરાને મળ્યું જ્ઞાન રહે નહિ, છિદ્ર ઘટે જલ ભરે. ગુરૂવણુ. ૯

ગુરૂની સેવા ભક્તિ કરતાં, ગુરૂકૃપા ઝટ ફળે;
કોટિભવોનાં કીધા પાપો, ક્ષણમા ઝટ સહુરે. ગુરૂવણ ૧૦
ગુરૂ કરીને ગુરૂના તાબે, થઇ જે સેવા કરે,
બુદ્ધિસાગર સિદ્ધિ પામે, અકળ કળાને કળે. ગુરૂવણ. ૧૧

સ ૧૯૭૨ ફાલ્ગુન સુદિ ૭ વિજાપુર

---

# गुरुसेवा.

( અરે જીવ રીદને કલ્પના કરે એ રાગ )

ગુરૂની સેવા કીધી ફળે, ઉદયની વેળા વેગે વળે,
કરેલા પાપો સર્વે ટળે ... . . ગુરૂની
જ્ઞાન પ્રદાયક ગુરૂની સગત, મોટા પુણ્યે મળે,
ગુરૂ શરણથી કરમા મુક્તિ, દુધમા સાકર ભળે ગુરૂની ૧
ગુરૂ સગત વણ ક્ષણ નહિ રહીએ, મીન રહે જેમ જળે,
ગુરૂ વિના અજ્ઞાન ટળે નહિ, ભાનુથકી હિમ ગળે ગુરૂની ૨
ભક્તાધીન ગુરૂજી છે ગિરૂઆ, વિનય પ્રેમથી હળે,
ક્ષણમા નિજનો રગ ચઢાવે, ગુરૂને કોઇ ન કળે ગુરૂની ૩
ગુરૂભક્તિથી વધતી શક્તિ, ગુર્વાશી મહાબળે,
ગુરૂની વાત ગુરૂજી જાણે, પાત્ર શિષ્ય સુખ રળે ગુરૂની ૪
એક તરફ યદિ દુનિયા સવે , એક તરફ ગુરૂ ખરે,
ગુરૂનો રાગી મહા સોભાગી, ગુર્વાજ્ઞાએ ફરે ગુરૂની ૫
મન મન્દિરમા ગુરૂદેવ તો, કોણ જગતમા છળે ?,
ગુરૂ કૃપાથી પ્રભુજી પાસે, ઇચ્છયુ સહુ પરવડે ગુરૂની ૬
ગુરૂતોષથી દેવ રૂઠેલા, તુષ્ટ બની સુખ કરે,
બુદ્ધિસાગર ગુરૂનો સેવક, પગ પગ મગલ વરે ગુરૂની. ૭

સ ૧૯૭૨ ફાલ્ગુન સુદિ ૯ વિજાપુર.

---

## खरेखर धर्मे सुखडां मळे.

અરે જીવ શીદને કલ્પના કરે—એ રાગ.

ધર્મે સુખડાં મળે, ખરેખર ધર્મે સુખડાં મળે;
પાપ કરેલાં ટળે, ખરેખર ધર્મે સુખડાં મળે.
ધર્મે જય ને પાપે ક્ષય એ, ન્યાય કદાપિ ન ચળે;
છેવટ ધર્મી જીતે જગમાં, હારી પાપી મરે. ખરેખર. ૧
ધર્મીજનની વ્હારે કોઇ, છેવટ આવે ખરે;
ધર્મકસોટીએ જ કસાતાં, દુઃખો સહેવાં પડે. ખરેખર. ૨
દુઃખ પડે ગભરાઇ જવું નહિ, કૃત ભોગવવાં પડે;
દુઃખ પડે સમભાવે રહેતાં, પન્થ પ્રભુનો જડે. ખરેખર. ૩
દુઃખ પડ્યા વણ ધર્મ મહત્તા, કોઇ ન જગમાં કળે;
અંધારા વણ અજવાળાની, ઉત્તમતા નહિ ખરે. ખરેખર. ૪
દેવગુરૂની શ્રદ્ધા રાખી, જે કોઇ ધર્મને કરે;
છેવટ પામે પ્રભુને તે જન, મહેનત લેખે વળે. ખરેખર. ૫
ધર્મીને ઘેર ધાડ કદાપિ, પૂર્વકર્મથી પડે;
તો પણ ધર્મે સ્થિર રહેવાથી, અન્તે શાન્તિ મળે. ખરેખર. ૬
ચોલ મજીઠ સમ રાગ ધરીને, ધર્મ સદા આદરે;
બુદ્ધિસાગર મંગલમાળા, પરમ પ્રભુતા વરે. ખરેખર. ૭

સં. ૧૯૭૨ ફાલ્ગુન સુદિ ૧૩ વિજાપુર.

---

## अर्हं स्वरूपअल्लापरमात्मध्यान.

अल्ला हमेरा अर्हं, परमप्पा प्यारा रे;
परमप्पा प्यारा रे, परब्रह्म प्यारा रे—अल्ला.
जहां देखुं वहां वोहि सहि है, चिन्मय सत्तावाला;
भेद खुदाका खुदा हि जाने, अर्हं हि हकताला. परमप्पा. १
थके पुराणी वेद कुरानी, पूर्ण नहीं को पाया.
पाया सो उस ज्योति समाया, कहनेकुं नहि आया. परमप्पा. २

हरिहर ब्रह्मा जगन्नाथ वह, सकल विश्वका राजा;
अनन्त नूरका दरिया सच्चा, खुदा प्रभु वह ख्वाजा. परमप्पा. ३
गङ्गा यमुना मध्य सरस्वती, त्रिकुटी ज्योत मिलाइ;
शून्य शिखर पर चढकर वायु, अनहद तान बजाइ. परमप्पा. ४
अनन्त ज्योतिका दरियामें, अनहद नाद छुपाया;
अल्लाकी कुद्रत सब जानी, हुं तुं भेद हठाया. परमप्पा. ५
पिण्डे सो ब्रह्माण्डविषे है, अगमरूप परखाया;
नामरूपवृत्तिसें मर कर, मरजीवा हो जाया. परमप्पा. ६
अमरपनाका हुआ रजीष्टर, रहा न जगमें छाना;
दुनियादारी भूल गए सब, आनन्दमें मस्ताना. परमप्पा. ७
लून पूतली पार लेनकुं, जा कर अब्धि समाइ;
ज्योति ज्योति मिली तत्त्वसकी, पार न ग्यानी लाइ. परमप्पा. ८
अनुभवी अनुभवकु जाने, रसिया रसकु जाने;
बुद्धिसागर अलख निरञ्जन, भवनयोगी परमाते. परमप्पा. ९

સં. ૧૯૮૨ ફાગુન સુદિ ૧૪ વિજાપુર.

---

## अमे तो आनन्द रसना भोगी

આનન્દના ભોગી, અમે તો આનન્દ રસના ભોગી,
પરમ બ્રહ્મપદ યોગી ........ અમે તો
સ્પર્શાદિક વિષયોથી ન્યારો, બ્રહ્માનન્દ મઝાનો,
દેહ છતાં વૈદેહદશાએ, ક્ષણ ક્ષણ રહ્યો ન છાનો. અમે તો૦ ૧
આનન્દ રસ વણ છેચ્યું અછેચ્યું, મડદા સમ જગ છેવો,
જ્યાં નહિ સુખ ત્યાં સુખ લેવાને, પાડતા બહુ રીવો અમે તો૦ ૨
આનન્દરસથી છેચ્યું બકી, છેચ્યું વિશ્વ પ્રમાણ,
બાકી છેચ્યું શ્વાસોશ્વાસે, કથ્યું ન્હ્યું નહિ છાનું અમે તો૦ ૩

આનન્દ રસ વણ અમરપણું ક્યાં, યોગીપણું નહિ માનું;
આનન્દસાગર જ્યાં ઉછળતો, સત્ય જીવન એ જાણું. અમો તો૦ ૪
પિંડોને બ્રહ્માંડો શોધી, આનન્દરસ પ્રકટાવ્યો;
ઇન્દ્રિય સુખનાં સ્વપ્ન ટળ્યાં સહુ, એવો અનુભવ આવ્યો. અમે તો૦ ૫
પ્રગટી આનન્દ ઘેન ખુમારી, સિદ્ધાનન્દ સમ ભારી;
જાણે તેને અનુભવ આવે, સમજી લ્યો નરનારી. અમે તો૦ ૬
આનન્દ રસનો અનુભવ આવ્યો, છુપે ન તેહ છુપાયો;
બુદ્ધિસાગર શિવસુખ લ્હેરે, સત્યજીવનતા પાયો. અમે તો૦ ૭

સંવત્ ૧૯૭૨ ફાલ્ગુન સુદિ ૧૫. વિજાપુર.

## भारत.

वाह हमेरा भारत, देवोंकुं प्यारा रे;
देवोंकुं प्यारा रे, जीवोंकुं प्यारा रे—वाह.
सब देशोंसे अच्छा, बहु हमकुं प्यारा रे, वाह.
तीर्थंकरो ऋषियोकी निर्मल जन्मभूमि सुखकारी;
पयगंबरो इशु बुद्धदेवकी, जन्मभूमि जयकारी. देवोंकुं. वा. स. १
गङ्गा सिन्धु आदि नदीओ, वहेती ताप मिटावे;
झाड पानसे शोभे अच्छा, क्षुधा तृषाकुं गमावे. देवोंकुं. वा. स. २
भारतकी प्रगतिके लिये, सब कर्त्तव्यो करना;
स्वार्पणसें भारतकी पूजा, करनेसें नहि डरना. देवोंकुं. वा. स. ३
भारतवासी हो कर जिसने, किइ फरजसें सेवा;
सफल जींदगी उसकी निश्चय, मिलता उसकुं देवा. दे. वा. स. ४
भारत श्वासोच्छ्वास हमारा, सब कुच्छ उस पर वारा;
भारतवासी त्यज कर ईर्ष्या, त्यजो कुसंप नठारा. दे. वा. स. ५
भारत धर्म हमेरा सच्चा, सेवा उसकी करना;

सर्व भीतियो त्यज कर टेके, फरज अदा कर फरना. दे. वा. स. ६
भारत सेवा मन्त्र रसीला, मुखसें निशदिन जपना;
भारतसेवा धर्म बजा कर, नाम अमर कर अपना. दे. वा. स. ७
आर्यपनेका धर्म न खोना, भगतिका बीज बोना;
भारत भक्ति करके आर्यो, पाप पङ्क सब धोना. दे. वा. स. ८
कृतकृत्य हम जन्म हुवा अब, भारतका गुन गाया;
बुद्धिसागर भारत सेवा, पुण्योदयसें पाया. दे. वा. स. ९

સં ૧૯૭૨ ફાલ્ગુન વદિ ૧ વિજાપુર

## वनी मौनी प्रवर्त्या कर.

વળે નહિ કંઇ લવારાથી, વળે નહિ ભાષણો દીધે,
લખે લેખો વળે નહિ કંઇ, બની મૌની પ્રવર્ત્યા કર ૧
વિવાદોથી વળે નહિ કંઇ, બકયાથી બડાઇની નહિ કંઇ,
થવાને કર્મયોગી તું, બની મૌની પ્રવર્ત્યા કર ૨
કરે નામર્દ શું બોલી, કર્યા વણ બોલવાથી શું ?
ઉપાયો મંત્ર તંત્રોથી, બનો મૌની પ્રવર્ત્યા કર ૩
વિના ભોગે થતું નહિ કંઈ, અસર નહિ અન્યપર થાતી,
વ્યવસ્થા કાર્યની યોગ્ય, બની મૌની પ્રવર્ત્યા કર ૪
જતા ઉભરાઇ વક્તાઓ, ઘણા લેખક જતા ઉભરાઇ,
ઉકાળ્યું નહિ કર્યા વણ કંઇ, બની યોગી પ્રવર્ત્યા કર ૫
સલાહો આપવાથી શું ?, થવાથી ડાહ્યલા જગ શું ?
સદા નિજશક્તિ અનુસારે, બની મૌની પ્રવર્ત્યા કર ૬
કર્યા વણ જે કથે તેની, નથી કિમ્મત જરા જગમાં,
કથ્યું થોડું ઘણું માની, બની મૌની પ્રવર્ત્યા કર ૭
ઘણું બોલે મગજ તપતું, થતી ક્ષીણ આત્મશક્તિયો,
સદા યુક્તિપ્રયુક્તિઓ, બની મૌની પ્રવર્ત્યા કર ૮

કથીને કાયરો થાકયા, લખીને લેખકો થાકયા;
વધારી આત્મશક્તિયો, બની મૌની પ્રવર્ત્યા કર. ૯
કરે શું બાયલા જગમાં ?, નહીં જીવી શકે જગમાં;
શકે જીવી જ બહાદૂરો, બની મૌની પ્રવર્ત્યા કર. ૧૦
બનીને મર્દ હર દર્દો, કર્યા કર કાર્ય ધારેલાં;
બુદ્ધયબ્ધિ ધર્મ ફરજોને, અદા કર સર્વશક્તિથી. ૧૧

સં. ૧૯૭૨ ફાલ્ગુન વદિ ૩ વિજાપુર.

## શૂરાનો ધર્મ છે.

જગત્માં દેખશો જ્યાં ત્યાં, વિલોકી ધર્મના ગ્રન્થો;
જીવે જે મરજીવા થઇને, ખરેખર ધર્મ શૂરાનો. ૧
કરે શું ? કાયરો જન્મી, રહી ભીતિ મરણની બહુ;
જીવ ને વિશ્વ જીવાડે, ખરેખર ધર્મ શૂરાનો. ૨
નથી જ્યાં શૌર્ય ત્યાં નહિ કંઇ, મરેલા સમ મનુષ્યો છે;
જગત્ જાહેર છે કહેવત, ખરેખર ધર્મ શૂરાનો. ૩
નથી જે ધર્મમાં શૂરા, નથી જે કર્મમાં શૂરા;
નથી તે જીવવા લાયક, ખરેખર ધર્મ શૂરાનો. ૪
અહો જે જીવ પર આવી, કરે છે ધર્મની સેવા;
ખરા તે જીવવા લાયક, ખરેખર ધર્મ શૂરાનો. ૫
નથી સત્યાભિમાની જે, નથી ધર્માભિમાની જે;
કરે શું ? વિશ્વ જીવીને, ખરેખર ધર્મ શૂરાનો. ૬
નસોનસમાં વહે લોહી, ખરેખર શૌર્યથી જેનું;
કરે તે કાર્ય નીતિથી, ખરેખર ધર્મ શૂરાનો. ૭
પ્રશસ્યોદ્ધારકો સર્વે, ખરેખર શૌર્યથી થાતા;
નિહાળો શૂર દૃષ્ટાન્તો, ખરેખર ધર્મ શૂરાનો. ૮
જગતમાં ધર્મને રક્ષે, ભલા તે શૂરજન પૂજ્યો;
બુદ્ધયબ્ધિ શૂરની શોભા, જગત્માં સર્વ ઠેકાણે. ૯

સં. ૧૯૭૨ ના ફાલ્ગુન વદિ ૪. વિજાપુર.

## फोगट भ्रमणामां ना भूलो.

ભલા જન ચેતી લેજો રે, ફોગટ ભ્રમણામા ના ભૂલો,
મતમતના વાડામાં રહીને, ફોગટ શું મન ફૂલો. ભલાજન૦
ખેંચાખેંચી તાણાતાણી, નિજ નિજ મતની ન્યારી,
કરીને કર્મ વધારે કૂડા, પક્ષપાત મન ધારી ભલાજન૦ ૧
શંખ ચક્રની છાપો ધારે, તિલક કંઠીઓ ઘાલે,
આપ આપણા વાડા બાંધી, મનમાંહી ખૂબ મ્હાલે ભલાજન૦ ૨
ઉપર ઉપરના ડાક ડમાલે, ચતુર બનીને ચાલે,
આત્મતત્ત્વની વાત ન જાણે, પેસે ઝટ પાતાળે ભલાજન૦ ૩
પૈસા માટે ધર્મ ચલાવે, આડું અવળું બોલે,
મોટાઈના બણુગા ફૂંકે, બને અરે ધૂળતોલે. ભલાજન૦ ૪
ડહાપણુનો બહુ ડોળ ધરીને, ભોળાજનને ધૂતે,
પાપ કરી પરભવમાં નક્કી, માર ખાય તે જૂતે. ભલાજન૦ ૫
સ્વાર્થ ધરીને કથે ન સાચું, જૂઠું ભરીયું ડાચું,
અંધાધૂંધે અંધ બનીને, કાપે વચમાં કાચું ભલાજન૦ ૬
સમજુ જન તો સહેજે સમજે, મતવાડે નહિ મુંઝે;
બુદ્ધિસાગર જીનવાણીએ, અન્તર સાચું સુઝે. ભલાજન૦ ૭

સં ૧૯૭૨ ફાલ્ગુન વદિ ૧૧ વિજાપુર.

---

## ललितकवि हृदय.

અલૌકિક લલિતકવિ અવતાર,
વિચરે વિશ્વ મઝાર—અલૌકિક
નિર્મલ હંસ સમો બની રે, સહુમાથી ગ્રહે સાર,
આનન્દે વિલસે સદા રે, ઝીલે જીવોનો પ્યાર. અલૌકિક૦ ૧
અગમ્ય કલ્પના પાંખથી રે, વિચરે દિવ્ય પ્રદેશ;
ભાવના અમૃત મેઘથી રે, ટાળે જન મન કલેશ. અલૌકિક૦ ૨

લલિત વચન રસ ચાતુરી રે, લલિત હૃદય રસ લ્હાણ;
અનુભવી કોઈ અનુભવે રે, રેડી પ્રાણોમાં પ્રાણ. અલૌકિક૦ ૩
નવીન કવિ યુગમાં ઉગ્યો રે, લલિત કવિ જગ ભાણુ;
અલખની જ્યોત જગાવતો રે, સૂક્તિની શુભ ખાણ. અલૌકિક૦ ૪
ઉચ્ચ જીવન કરે સદ્‌ગુણે રે; સેવે સન્તના પાદ;
બુદ્ધિસાગર સન્તના રે, લેતા ગુણોનો સ્વાદ. અલૌકિક૦ ૫

સં. ૧૯૭૨ ચૈત્ર શુદિ ૩. મહુડી. (મધુટી)

---

## गुरुश्री सुखसागरजी

જીવનનાં લ્હાણુ સમર્પ્યાં બેશ;
ટાળ્યા મનના કલેશ—ગુરૂજી લ્હાણુ સમર્પ્યાં બેશ.
કરી કૃપા શશી જ્યોતને રે, ઉતારી મુજ દીલ;
ભાનુ દિલ ઉતારીયો રે, આપ્યું ઉજ્વલ શીલ. ગુરૂજી૦ ૧
વિશ્વ કુટુંબ સમું કરી રે, આપ્યો પૂર્ણાનન્દ;
ઝીલાવી સુખસાગરે રે, ભૂલાવ્યા સહુ દ્વન્દ. ગુરૂજી૦ ૨
વ્યષ્ટિમાંહિ સમષ્ટિનો રે, દેખાડયો દેદાર;
અનન્ત બ્રહ્મસ્વરૂપની રે, ઘેન સમર્પી સાર. ગુરૂજી૦ ૩
તવ યાદી સુરતા બળે રે, સદાય તું મુજ પાસ;
રહીને ઉચ્ચ જીવન કરે રે, દિવ્ય સૃષ્ટિમાં વાસ. ગુરૂજી૦ ૪
પરમ પુનીત પ્રભુ પાદમાં રે, આળોટું નિશદિન;
બુદ્ધિસાગર સદ્‌ગુરૂ રે, સેવું થઇ તલ્લીન. ગુરૂજી૦ ૫

સં. ૧૯૭૨ ચૈત્ર શુદિ ૪. મહુડી. (મધુટી)

---

## विश्व मंदिरमां जीवप्रभुस्वरूप.

વિશ્વમંદિરીએ જીવંતાં સહુ જીવ પ્રભુરૂપ મુજ,
જીવ પ્રભુરૂપ મુજ સકલ છે, જીવ પ્રભુરૂપ મુજ. વિશ્વ.

વિશ્વમન્દિરીએ ચાંદો રવિ બે, જ્યોતિના કરનાર,
આકાશ જ તંબુ મહા મોટો, શય્યાપૃથ્વી વિચાર શય્યા વિશ્વ. ૧
દેહો સર્વે મન્દિર પ્રભુના, જીવો પ્રભુઓ બેશ,
જીવ પ્રભુની ખૂબી ન્યારી, વિલસે વિવિધ વેષ વિલસે. વિશ્વ. ૨
વિશ્વમન્દિરીએ હરીએ ફરીએ, થઇએ ગુણમસ્તાન,
કોઈ પ્રભુને દુ ખવીએ નહિ, આનન્દમા ગુલ્તાન આનન્દ વિશ્વ. ૩
સર્વ જીવોથી બની એક રૂપ, મેળવી પ્રાણોપ્રાણ,
હસમુખાં નિર્દોષબની સહુ, લહીએ આનન્દ લ્હાણુ લહીએ. વિશ્વ. ૪
ચિદાનન્દમય સર્વ જીવોથી, કરી મન અદ્વૈત મેળ,
સહજસમાધિસાગર ઝીલી, કરીએ અદ્‌ભુત ગેલ કરીએ. વિશ્વ ૫
સર્વજીવોની પ્રેમે પૂજા, કરશુ લાવી લ્હાલ,
બુદ્ધિસાગર પ્રભુદૃષ્ટિથી, પગ પગ મંગલમાલ. પગપગ. વિશ્વ ૬

સં ૧૯૭૨ ચૈત્ર સુદિ ૬ મહુડી.

---

## अमदावाद शेठ जगाभाइ दलपतभाइने लखेल पत्र.

જોવો રૂપ તમારૂ જાગીને ( જગાભાઇ ) જુવો રૂપ તમારૂ,
મહજાનન્દમય પ્યારૂ ... ... ... જાગીને
જ્યોતિ જ્યોત મિલાવીને, સર્વજીવોની સાથ,
સહુમા નિજને અનુભવો રે, નિજમા ત્રિભુવન નાથ જાગીને. ૧
શુદ્ધપ્રેમથી આત્મમા રે, અનુભવ શુભ જગ સર્વ,
આત્મસમુ જગ થૈ જતા રે, રહે નહિ કદિ ગર્વ જાગીને. ૨
જે જાગ્યા નિજ આત્મમા રે, તે જાગ્યા કહેવાય,
જાગ્યાનુ જીવન ભલુ રે, આધ્યાત્મિક સુખદાય જાગીને ૩
દયા દાનને દીનતા રે, પ્રભુ સેવકનો પન્થ,
ક્ષમા જ્ઞાન વિરતિપણુ રે, મોક્ષમાર્ગ નિર્ગ્રન્થ જાગીને. ૪

આયુષ્ય ક્ષણ ક્ષણ વહી જતું રે, નદીવારિ સમ જાણ;
પ્રભુ સાથે તન્મય બનો રે, એ છે જીવન લ્હાણુ. જાગીને. ૫
આત્મશક્તિયો ખીલવો રે, જ્ઞાનયોગી થૈ બેશ;
મુંઝાયા વણ વિશ્વમાં રે, સુખડાં પામો હમ્મેશ. જાગીને. ૬
નામરૂપમાં મુંઝીયા રે, તે ઉંઘ્યા કહેવાય;
બુદ્ધિસાગર જાગતા રે, જ્ઞાની યોગી સુહાય. જાગીને. ૭

સં. ૧૯૭૨ ચૈત્ર સુદિ ૭. મહુડી.

---

## ललित कवि

જન્મશંકર કવિ પ્રતિ શુદ્ધ ભાવનાના આશીર્વાદરૂપ લખાયેલ કાવ્ય.

બનો શુભ લલિત હૃદય જગ સારૂં,
સકલ જીવોને પ્યારૂં—બનો.
શુદ્ધ બ્રહ્મસાગરમાં ઝીલી, સકલ જીવોને ઝીલાવો;
વિશુદ્ધ શીતલવાયુ બનીને, તાપ જીવોના શમાવો. બનો૦ ૧
ઉચ્ચહૃદયગિરિ શીતલ ઝરણાં, પ્રગટી શાન્તિ વહાવો;
બ્રહ્મામૃતરસ રેલ રેલાવી, લેયો જીવનનો લ્હાવો. બનો૦ ૨
વિશ્વ જીવોની કોયલ મીઠી, ટહુકા જગને સુણાવો;
જ્ઞાનપારણીએ જગત ઝુલાવી, આનન્દમય થઇ જાવો. બનો૦ ૩
સન્તજનોના મનમન્દિરીએ, રમીને વિશ્વ રમાવો;
દયા મેહુલા બનીને વર્ષી, રેલ છેલ્લે સુહાવો. બનો૦ ૪
જ્ઞાનબાગમાં ભ્રમર બની શુભ, સર્વ પુષ્પરસ સ્વાદી;
બુદ્ધિસાગર દિવ્ય લલિત થૈ, સદા રહો આનન્દી. બનો૦ ૫

સં. ૧૯૭૨ ચૈત્ર સુદિ ૮. મહુડી—કોટેશ્વર.

---

# મુંબઇમાં જૈન મહિલા પરિષદ્ માટે મંગાવેલું ગાયન નીચે પ્રમાણે રચી લખી મોકલ્યું.

મરાઠી સાખી

મહીતલમાહિ શીલનુ મન્દિર, પૂજ્ય દેવીઓ સારી,
પતિવ્રતાઓ પ્રગટો સતીઓ, ધર્મ હૃદય ધરનારી,
ગગા જેવી રે નિર્મલ જગ ગુણધારી મહીતલમા૦ ૧
સતી સીતા સમ ધર્મની મૂર્ત્તિ, પતિ આજ્ઞા શિરધારી,
પ્રાણ પડે પણ શીલ ન ચૂકે, વાત્સલ્ય ગુણની ક્યારી;
દયાદેવી રે ભક્તિગુણે અવતારી મહીતલમાં૦ ૨
નન્દનવનસમ ઘર કરનારી, સદાચાર વહનારી,
દેવગુરૂ ભક્તિ મન ભારી, સૌનુ પ્રિય ચ્હાનારી,
પડ્યા સકટ રે, સમતાવડે સહનારી મહીતલમા૦ ૩
સતીગુણો ધરી મહીલા શોભે, સજ્જનના મન થોભે,
કચનવત્ ધગી ગુણને ઓપે, કુટુબપર નહિ કોપે,
કર્મયોગિની રે, સ્રીના રહે ગુણ ગોભે મહીતલમા૦ ૪
કરે સુધારો પૂર્ણ વિચારી, ધર્મનીતિ મન પ્યારી,
દેશ વેષ આચાર રસીલી, ઘરની દેવતા નારી,
ધર્મ (સર્વ) શાસ્રોને, નિજ લાયક ભણનારી મહીતલમા૦ ૫
લાજ મર્યાદા મૂકે ન ક્યારે, ધર્મ ધર્યો નહીં હારે,
સ્વચ્છદી થૈ શોખ કરે નહિ, દુખીના દુખ ટાળે,
સતી કર્મે રે દેશ કુટુબ અજવાળે મહીતલમાં૦ ૬
દુષ્ટ સુધારામા ન ઇળાતી, ધરે સિહ સમ છાતી,
તાતી માતી થાય ન રતી, સત્ય વિનયથી સુહાતી,
મીઠા બોલી રે, ઉત્તમ ગુણ ગણ જાતિ મહીતલમા૦ ૭
સિહણ સમ શૂરાતન છાજે, ગભીરતાર્થી ગાજે,
અશુભાચારથી ખુબ જ લાજે, કુટુબ પાળી વિરાજે,

શુભ કાર્યોને કરતી રહી ગજ છાજે. મહીતલમાં૦ ૮
સેવા ધર્મે નિશદિન રહેતી, લ્હાણુ ધર્મનાં લેતી,
પરમાર્થે જીવન નિજ વહેતી, તથ્ય પથ્ય સત્ય કહેતી;
મ્હેણા ટોણાં રે, સહુનાં મનમાં સહેતી. મહીતલમાં૦ ૯
રાજીમતી દમયંતી દ્રૌપદી, સાવિત્રી ગુણગ્રાહી,
મળી અવસ્થામાં સુખ માની, બને પત્ની ગુણવાહી;
બની સાધ્વી રે, થાય સકલ જીવ સહાયી. મહીતલમાં૦ ૧૦
ગુણી બન્યા વણ ઘટાટોપથી, કિમ્મત નહિ તલભારી,
માટે બેનો માતાઓ સહુ, ગ્રહો ગુણો જયકારી;
બુદ્ધિસાગરની શિક્ષા મન અવધારી. મહીતલમાં૦ ૧૧
સંવત્ ૧૯૭૨ ચૈત્ર સુદિ ૯. પ્રાંતિજ.

---

## શિષ્યો.

શિષ્યો એવા મહાગુરૂના બાલ, સાચું ધરે શુભ વ્હાલ. શિષ્યો૦
ચન્દ્ર ચાંદની સમ સદા રે, મનમાં ઉજળા સ્ફાર;
જ્ઞાન ભાનુ તેજે તગે રે, પ્રભુતણા અવતાર. શિષ્યો૦ ૧
તાપ સહીને કર્મના રે, પ્રફુલ્લતા ધરનાર;
મેરૂસમ ઉચ્ચાશયી રે, ગંગા હૃદય વહનાર, શિષ્યો૦ ૨
નિર્લેપી નભપરે રહે રે, કર્મયોગી અવતાર;
ચન્દ્ર સૂર્ય પોતે બની રે, ગુરૂવચને ફરનાર; શિષ્યો૦ ૩
બ્રહ્મપારણીએ ઝૂલીને રે, ઝૂલાવે સંસાર;
સાગર સમ દિલડું ધરે રે, સદ્ગુરૂરૂપ થનાર. શિષ્યો૦ ૪
જગમાં મીઠા મેહુલા રે, અમૃતના પાનાર;
ધર્મ વસન્ત કોયલ બની રે, કરે મિષ્ટ ટહૂકાર. શિષ્યો૦ ૫
જીવતી વિનયની મૂર્ત્તિયો રે, ધર્મધુરા વહનાર;
આનન્દાદ્વૈતે રમે રે, ગ્રહે સદ્બથી સાર. શિષ્યો૦ ૬

જ્યોતિ જ્યોતિના મેળમા રે, ધરે ન દ્વૈતવિકાર,
બુદ્ધિસાગર સદ્ગુરૂને, બાહ્યાન્તર જોનાર શિષ્યો ૭

સ ૧૯૭૨ ચૈત્ર સુદિ ૧૦ પ્રાંતિજ

---

## મુંબાઇથી જૈન મહીલા પરિષદ્ માટે શા. લલ્લુભાઈ કરમચદ તરફથી માગણી થતાં રચેલુ કાવ્ય.

સાચો દેશોદય ધર્મોદય જ ત્યારે દેખશો રે,
જ્યારે માતાઓનો થાશે મન્થોદ્ધાર સાચો૦

સાખી

મહીલાઓને કેળવે, સુધરે સહુ સસાર,
ગુરૂગમ શિક્ષણ આપતા, રહે ન દોષ લગાર.

હુન્નર કેળવણીથી ભૂખ રહે નહિ જાણશો રે,
સમજી સત્ય સુધારા કરવાથી સુખ થાય,
પાછળથી પસ્તાવો જગમાહિ ન જણાય. સાચો૦ ૧

સાખી

જેથી સતીઓ પ્રગટતી, કેળવણી તે બેશ,
પતિવ્રતાના ધર્મની, ઘો કેળવણી હમેશ.

સાચા ધાર્મિક શાસ્ત્રો ભણવાથી પ્રગતિ થતી રે,
પાશ્ચાત્યો પણ આર્યાવર્તતણા ગુણ ગાય,
નિશ્ચય પતિવ્રતા ધર્મે જગમા સોહાય સાચો૦ ૨

સાખી.

ટાપટીપ ખર્ચો ઘણા, જેથી ઘરમા થાય,
એવી કેળવણી અહો, જગમા દુષ્ટ ગણાય

શાસ્ત્રાધારે સાચી કેળવણી વખણાય છે રે,
સાચી સ્ત્રી કેળવણીની હદ બાંધો નિર્ધાર,
જેથી ભવિષ્યમા આબાદી છે સુખકાર સાચો૦ ૩

સાખી.

મન તનની શક્તિ વધે, દેવગુરૂ બહુમાન;
સ્વર્ગસમું નિજ ઘર બને, સાચી પ્રગટે સાન.
સલાહો ગુરૂઓની લીધાથી નહિ ભૂલાય છે રે,
ભૂલો સ્ત્રીકેળવણીમાં રહે નહીં જ લગાર;
મતાનત પક્ષાપક્ષી પડે નહિ તલભાર. સાચો૦ ૪

સાખી.

ભાષા ભણતર માત્રથી, કેળવણી ન ગણાય;
ફેસનની હિશીયારીથી, સુધર્યું કો ન જણાય.
માટે સત્ય સુધારા ગુરૂગમ અનુભવથી કરો રે,
આંખો મીંચી દોડે ભૂલવણી દુઃખકાર;
માટે જુના નવાનો મર્મ લહો જયકાર. સાચો૦ ૫

સાખી.

ચારિત્ર્યબળ બહુ વધે, દૂર ટળે સહુ દોષ;
ધર્મબળે સહુ એ બને, કરો ધર્મનો પોષ.
નીતિ રીતિની પ્રવૃત્તિયો સુધારવી રે,
સુધાર્યા વણ સ્ત્રીઓને પ્રગતિ નહિ સંસાર;
સુધારો સત્ય ખરેખર મહીલાના આચાર. સાચો૦ ૬

સાખી.

અભણ ભણેલ બે વર્ગમાં, દોષ ગુણો બે સાથ;
ગુણો વધે બે વર્ગમાં, કેળવણી જ સનાથ.
માટે સમજી સાચું સદ્ગુરૂ શિક્ષા દિલમાં ધારશો રે,
જેથી સત્યસુધારાએ સુધરે સંસાર;
બુદ્ધિસાગર બોધે જગમાં જય જયકાર. સાચો૦ ૭

સં. ૧૯૭૨ ચૈત્ર સુદિ ૧૧. પ્રાંતિજ.

---

## ઉંઘ (निद्रा)

ઉંઘ અમારી અજબ રંગીલી, અલખ મઝા દેવા વાળી,
ભાન ભૂલાવે દુનિયાનું સહુ, અનન્ત આનન્દની ક્યારી ઉંઘ ૧
થાક હઠાવી શક્તિ સમર્પે, નિવૃત્તિ જીવન ધારી,
અનન્ત શાન્તિમાંહિ ઝુલાવે, નવ્ય જીવન અર્પે ભારી ઉંઘ ૨
મરણાદિક ભય નહીં જગ જ્યાં, દુઃખ દૈત્ય હણવા કાળી,
તુર્યદશા સુખની ઝાંખી જ્યાં, સર્વ જીવોને છે વ્હાલી. ઉંઘ. ૩
મીઠી મીઠી હૃદય રસીલી, અમર જીવન વહેતી પ્યારી,
દ્વૈત ભાવનું ભાન હરે ઝટ, બાહ્યસંગ હરવા વાળી ઉંઘ ૪
અનન્ત શક્તિ ધરવા વાળી, પુનરૂજ્જીવનતા ક્યારી,
શાન્તિ હીંચોળે હૂલાવી, ત્રિધા તાપ ઝટ હરનારી. ઉંઘ ૫
સાગર સમ ગંભીરતા ધારી, ઈન્દ્રિયાતીત સુખકારી,
આત્મિક જીવનમાં જીવાડી, ઐક્ય લીનતા કરનારી ઉંઘ ૬
અનન્તજ્યોતિ દેવા વાળી, અન્ય ઉંઘથી છે ન્યારી,
અનન્તસુખ લીલા ધારી ઉંઘ ૭
બુદ્ધિસાગર પરમ પ્રભુતા, અનન્તસુખ લીલા ધારી

સં ૧૯૭૨ ચૈત્ર સુદિ ૧૪ પેથાપુર

---

## पछीथी खूब पस्ताशो.

મળ્યાનો લાભ ના લેતા, અરે પરવા વિના રહેતા,
ગ્રહો ના શીખ આપેલી, પછીથી ખૂબ પસ્તાશો
નથી કિમ્મત વધાની કંઇ, મળીને સાર ના લેતા, ૨
વિયોગે ઓરતો ધારી, પછીથી ખૂબ પસ્તાશો
વસીને દેહની પાસે, હૃદયને ના ગ્રહો પૂરૂં, ૩
હૃદય લીધા વિના નક્કી, પછીથી ખૂબ પસ્તાશો
અમારી બહુ અપેક્ષાઓ, શ્રદ્ધા વણ પાસમાં રહીને, ૪
અમારૂં રૂપ નહિ જાણ્યો, પછીથી ખૂબ પસ્તાશો

અપેક્ષાઓ અમારી સહુ, નહીં તે જાણતાં સ્હામા;
બનીને દ્વેષ કરવાથી, પછીથી ખૂબ પસ્તાશો. ૫
ઘણાઓના અભિપ્રાયો, સુણીને ધૈર્યતા ત્યાગી;
વિચાર્યાથી ગમે તેવું, પછીથી ખૂબ પસ્તાશો. ૬
બન્યા રાગી ઉપરથી કંઈ, બન્યા ના આત્મવત્ પૂરા;
કરીને વાયદા ભૂલી, પછીથી ખૂબ પસ્તાશો. ૭
હૃદયમાં દાઝ ના રાખે, કર્યા વણ આત્મની સાખે;
ઉપરથી હાજી હા ભાખે, પછીથી ખૂબ પસ્તાશો. ૮
હજુ છે હાથમાં બાજી, કરી લેજે હજી ધાર્યું;
બુદ્ધિચબ્ધિ સદ્ગુરૂ શિક્ષા, રૂચે તો રાખ ના ખામી. ૯

સં. ૧૯૭૨ વૈશાખ વદિ ૬. અમદાવાદ.

## ❀ નથી કોઇ વ્હેમનું ઔષધ. ❀

જગત્માં રોગ હરવાનાં, ઘણાં ઔષધ પ્રવર્તે છે;
તથાપિ જાણીને જાણો, નથી કોઇ વ્હેમનું ઔષધ. ૧
હૃદયમાં શલ્ય, શંકાનું, ગમે તે કારણે પેઠું;
અરે વિશ્વાસ વણ ક્યારે, નથી કોઇ વ્હેમનું ઔષધ. ૨
રહ્યો મળ જો ઉદરમાંહી, ખુલાસો રેચથી થાતો;
પરંતુ ભૂતથી માઠા, નથી કોઇ વ્હેમનું ઔષધ. ૩
ટળે ના કોટિ સમ ખાતાં, ટળે ના પાસમાં રહેતાં;
કરાવે ભેદ મન બાળી, નથી કોઇ વ્હેમનું ઔષધ. ૪
પડ્યો જે વ્હેમ કારણથી, ટળે વા ના ટળે ક્યારે;
કસોટીએ ચડે ત્હોયે, નથી કોઇ વ્હેમનું ઔષધ. ૫
પડાવે મિત્ર સખીઓમાં, અરેરે ભેદ અણધાર્યો;
કરે વિશ્વાસની હોળી, નથી કોઇ વ્હેમનું ઔષધ. ૬
જણાતા દુગ્ધમાં પૂરા, જણાતા નહિ છતા દોષો;
પરીણમતું અરે અવળું, નથી કોઇ વ્હેમનું ઔષધ. ૭

પરસ્પર પ્રેમમા માઠો, ખરેખર વ્હેમ છે ભૂરો,
ટળે છે જ્ઞાનથી શકા, ટળે ના મૂઢને મોહે. ૮
હૃદયથી વ્હેમનાં શલ્યો, કરો દૂરે ખુલાસાથી,
બુદ્ધયબ્ધિ પૂર્ણ નિ શકી, થતો મગલમયી નક્કી ૯
સવત્ ૧૯૭૨ વૈશાખ વદિ ૮ અમદાવાદ

## आनन्द मेळ.

આનન્દ અપરપાર નહિ કઇ ભેદ આત્મિક મેળમા,
પ્રભુતા સકલની દેખવી હૈડા મિલાવી હેતથી,
કમળા હૃદયને પૂજવા દોષો નહીં નજરે પડે,
એ મેળમાં આનન્દ વણ કશુએ નહિ નજરે ચડે ૧
માચા મળેલા મેળમા તીર્થો સકળ આવી ગયા,
શુભ ધર્મીઓના પ્રેમના નેત્રોવડે દર્શન થયા,
દિલથી હળી દિલથી મળી મસ્તાન બનીયા પ્રેમીઓ,
એ પ્રેમીઓના પ્રેમમા પ્રભુનો ખરો અવતાર છે ૨
મરવુ અને શુ ? જીવવુ એ પ્રેમમા ભામે નહીં,
પ્રેમી વિનાના મેળમા ભડકા ઉઠે છે અગ્નિના,
શુભ પ્રેમને જે ઝીલતો તે સર્વ જગને પૂજતો,
એ પૂજતો પોતે પ્રભુ છે પ્રેમ રસ જીવનવડે ૩
પ્રેમાગ્નિમા હોમાવવુ જો હોય તો દિલ મેળવો,
એ હોમની શુભ રાખમાથી જાગશે કૈ યોગીઓ,
મરવુ પડે પહેલા પછીથી, અમર જીવન થઈ રહે,
એવી દશા ઇચ્છો યદિ તો મેળ મરી કરવો ઘટે ૪
અધિકાર નહિ અહીં કોઇનો મેળો પ્રતિજ્ઞાઓ કરે,
અધિકાર નહિ અહીં મન મળ્યા વણ લક્ષ્મી કે સત્તાવડે,
અધિકારી પ્રેમી મેળમા જે મરજીવા થઇને રહે,
બુદ્ધયબ્ધિ સદ્ગુરૂ મેળમા દિલડા મળે અદ્વૈતથી ૫
૧૯૭૨ ના જેઠ સુદિ ૧ અમદાવાદ.

## आत्मा गुरु समज्या पछी समजाय बाकी जे रह्युं.

અજ્ઞાનીઓ સમજે નહીં જગમાં ગુરૂ શું ? તત્ત્વ છે,
ગુરૂમાં ખરેખર શું ? રહ્યું આન્તર ખરૂં શું સત્ત્વ છે;
બહુ બાહ્ય આચારોવિષે ગુરૂતા કથીને શું ? કહ્યું,
આત્મા ગુરૂ સમજ્યા પછી સમજાય બાકી જે રહ્યું. ૧
કાયા ગુરૂ નહિ જાણવી કાયા વિનશ્વર ક્ષણુક્ષણે,
વાચા ગુરૂ નહિ જાણવી ક્ષણુતાથકી જે રણુઝણે;
મન પણુ ગુરૂ નહિ જાણવું ચંચલપણાને જે લહ્યું;
આત્મા ગુરૂ સમજ્યા પછી સમજાય બાકી જે રહ્યું. ૨
નહિ ઇન્દ્રિયો પણુ સદ્દગુરૂ બુદ્ધિ નહીં સદ્દગુરૂ અહો,
વ્યવહાર પણ સદ્દગુરૂ નહીં ના વેષ પણુ ગુરૂજી લહો;
જે દેહમાં વ્યાપી રહી આનન્દથી જે ગહગહ્યું,
આત્મા ગુરૂ સમજ્યા પછી સમજાય બાકી જે રહ્યું. ૪
બ્રહ્માંડમાં ખોળી જુઓ આત્મા ગુરૂ નિશ્ચય અહો.
આત્માથકી ગુરૂજી મળે નહિ મનથકી સમજી રહો;
નહિ મનથકી ગુરૂજી મળે જે ક્ષણિકરંગોએ વહ્યું,
આત્મા ગુરૂ સમજ્યા પછી સમજાય બાકી જે રહ્યું. ૪
દેખાય નહિ મનથી ગુરૂ કાને નહિ સંભળાય છે,
આત્મા ગુરૂથી ગુરૂ મળે અન્તરૂથકી પરખાય છે;
નિશ્ચય ગુરૂ એવા મળે ત્યાં બાહ્યમાં સર્વે સર્યું,
બુદ્ધચબ્ધિ આત્મા સદ્દગુરૂ બ્રહ્માંડ સર્વે છે ભર્યું. ૫

સં. ૧૯૭૨ જેઠ વદિ ૪ લોદરા.

---

## भला ना बाळथी खेलो.

પ્રતિષ્ઠા પૂર્ણ જાળવવા, કરો ઇચ્છા તદા શિક્ષા;
દઉં તે ધ્યાનમાં રાખો, ભલા ના બાળથી ખેલો.

અહો બાલકતણું મનડું, સદા સરખુ નથી રહેતુ,
કરે વિવાહની વરશી, ભલા ના બાળથી ખેલો. ૨

ઘડીમાં રંગ પ્રીતિનો, ઘડીમાં રંગ ઇર્ષ્યાનો,
ભમાવ્યાથી ભમે જલ્દી, ભલા ના બાળથી ખેલો. ૩

કરાતા સર્પથી ખેલો, કદાપિ પ્રાણ હરવાના,
ચહો તો માનને ત્યારે, ભલા ના બાળથી ખેલો. ૪

ટકે ના ચિત્તમા વાતો, વિચાર્યા વણ કરે કાર્યો,
ફરી જાવે હૃદય બદલી, ભલા ના બાળથી ખેલો. ૫

ગ્રહેલી ડાળને કાપે, નહીં સમજે અપેક્ષાને,
ચહો જો શાન્તિને પૂરી, ભલા ના બાળથી ખેલો. ૬

કથી દે જે ન કહેવાનુ, કરી દે જે ન કરવાનુ,
પછીથી થાય પસ્તાવો, ભલા ના બાળથી ખેલો. ૭

સગામાં ક્લેશની હોળી, વદીને જૂઠ સળગાવે,
અહો એ મર્કટો જેવા, ભલા ના બાળથી ખેલો. ૮

કરે અપમાન બોલીને, ખપી જઇને જ બાળકમા,
બળીને બાળતો હૈયુ, ભલા ના બાળથી ખેલો. ૯

હૃદયનો મૂઢ અજ્ઞાની, ઉમર પટ્ વર્ષથી મોટો,
થયો ના યોગ્ય બાળક તે, ભલા ના બાળથી ખેલો ૧૦

રહે ના માન મર્યાદા, ઘડો ફોડે ગમે ત્યા તે,
હસ્યામાં કાઢતો સર્વે, ભલા ના બાળથી ખેલો ૧૧

શિખામણ સાર સમજુને, ખરેખર લાગતો મનમા,
બુદ્ધ્યબ્ધિ સત્ય શિક્ષાને, ગ્રહે તે પામતો શાન્તિ ૧૨

સં ૧૯૭૦ જેઠ વદિ ૧૨ વિજાપુર.

---

##  પશ્ચાત્તાપ. 

બળે છે બહુ જીગર મારૂં, થતું ચરચર હૃદય કંપી;
કર્યો ગુન્હો અરે ત્હારો, ક્ષમા લાવી ખમી લેજે. ૧
જીગરથી હું ચહું માફી, અહાહા દીલ પસ્તાઇ;
ઘણો પસ્તાઉં છું દિલમાં, ક્ષમા લાવી ખમી લેજે. ૨
પ્રમાદે પ્રાણની હાનિ, બને તેથી પ્રમાદીને;
પ્રભો ! તું માફ દે મુજને, ક્ષમા લાવી ખમી લેજે. ૩
નથી આશયથકી ભૂંડું, કર્યું મેં ચિત્તમાં લાવી;
જરા ના વૈરને લાવી, ક્ષમા લાવી ખમી લેજે. ૪
પ્રસાદે હાય!!! સંતાપી, ત્હને જે મેં કરી પીડા;
થયો તેથી જ પસ્તાવો, ક્ષમા લાવી ખમી લેજે. ૫
વિના વાંકે સતાવીને, કરી તવ પ્રાણની હાનિ;
કર્યા અપરાધ સહુ ભૂલી, ક્ષમા લાવી ખમી લેજે. ૬
ત્હને શાન્તિ મઝાની હો, અહો તવ પન્થમાં વહેતાં;
દઉં છું હું ભલી આશી, ક્ષમા લાવી ખમી લેજે. ૭
પ્રમાદીયોગને નિન્દુ, પ્રમાદી યોગને ગર્હું;
ખમાવું છું ખરા ભાવે, ક્ષમા લાવી ખમી લેજે. ૮
હૃદયમાં સાલતો ગુન્હો, કર્યાં કર્મો ઉદય આવે;
ત્રિધા યોગે જ પસ્તાઉં, ક્ષમા લાવી ખમી લેજે. ૯
અરે તવ પ્રાણને કિંચિત્, નથી ઇચ્છા જરા કરવા;
તથાપિ જે બન્યું તેને, ક્ષમા લાવી ખમી લેજે. ૧૦
ત્હને શાન્તિ સદા હોજો, અમારા ધર્મને ભોગે;
ચિરાતું બહુ હૃદય બોલે, ક્ષમા લાવી ખમી લેજે. ૧૧
મળો શાન્તિ ભવોભવમાં, ભલું ત્હારૂં થજો મુજથી;
બુદ્ધ્યબ્ધિ બહુ કૃપા લાવી, ક્ષમા લાવી ખમી લેજે. ૧૨

સં. ૧૯૭૨ શ્રાવણ સુદિ ૯ વિજાપુર.

---

## सुजे नहीं मूढने साचुं.

પરીક્ષા ના કરી શકતો, ખરૂ ખોટુ સકલ સરખુ,
કદાગ્રહુપક્ષપાતોથી, સુજે નહીં મૂઢને સાચુ ૧
હજારો લાત વાગે તો, નહીં ખર પુચ્છને છોડે,
શિલાથી શીર્ષ નિજ ફોડે, સુજે નહીં મૂઢને સાચુ. ૨
દલીલો આપવાથી પણ, નહીં મૂકે ગ્રહ્યુ પોતે,
પડયાથી રાગના પક્ષે, સુજે નહીં મૂઢને સાચુ ૩
અહો હાગીલ પખીવત્, ગ્રહ્યુ તેને નહીં મૂકે,
ધમાધમમાં મતિ ઝૂકે, સુજે નહીં મૂઢને સાચુ. ૪
જરા નહિ ન્યાયની બુદ્ધિ, મતિ ત્યા યુક્તિને ખેચે,
ખરાનો ખ્યાલ પામ્યા વણુ, સુજે નહીં મૂઢને સાચુ ૫
અરે મોભાગ્ર બુદ્ધિથી, સમજવા જાય તત્ત્વોને,
વિચાર્યા વણુ હૃદયમાહી, સુજે નહી મૂઢને સાચુ ૬
ગણે છે જૂઠને સાચુ, ગણીને સાચને જૂઠુ,
ગ્રહ્યા વણુ સત્ય માધ્યસ્થ્ય, સુજે નહીં મૂઢને સાચુ ૭
કરોડો ગાઉનુ છેટુ, પરીક્ષા બુદ્ધિની સાથે,
રતિ જ્યા ભૂડની પેઠે, સુજે નહીં મૂઢને સાચુ ૮
ખરૂ ના જ્ઞાન હૈયામા, અહવૃત્તિ ટિટોડી સમ,
ધર્યાથી સાકડી દૃષ્ટિ, સુજે નહીં મૂઢને સાચુ ૯
નથી જ્યા યોગ્યતા આવી, સમજવાની અરે પૂરી,
અહો એવી અવસ્થામા, સુજે નહીં મૂઢને સાચુ ૧૦
ધરીને ઘૂકની દૃષ્ટિ, નહીં પામે રતિ કિંચિત્,
બુદ્ધયબ્ધિસદ્ગુરૂ બોધે, ગ્રહે છે સત્યને જ્ઞાની ૧૧

સ ૧૯૭૨ શ્રાવણ સુદિ ૧૪ વિજાપુર.

## एवी अमारी वेदनी छे मान्यता निश्चय खरी.

સર્વજ્ઞ મહાવીરદેવનાં વચનો સકલ વેદો ખરે,
અનુયોગ ચારે વેદ છે નિગમો અપર નામો ધરે;
સર્વજ્ઞ શ્રી મહાવીરની વાણી અનન્તા ગુણ ભરી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૧
હોમાય પશુ જ્યાં યજ્ઞમાં ત્યાં વેદ હિંસામય ઠરે,
હિંસા રહી ત્યાં વેદ નહિ સર્વજ્ઞ નહિ એ ઉચ્ચરે;
હિંસા નહીં છે વૈદિકી એવું ન બોલે ઇશ જરી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૨
ચારે બનાવ્યા વેદને ભરતેશ્વરે તે નહિ રહ્યા,
એ નિગમના કંઇ અંશ સાંપ્રતકાળમાં જીવી વહ્યા;
આચારદિનકર ગ્રન્થ આદિમાં નિગમતા બહુ ભરી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૩
નિગમો હજી કંઇ કંઇ રહ્યાં હિંસા વિનાનાં જાણવાં,
સંસ્કાર સોળે વર્ણવ્યા સાપેક્ષથી મન આણવાં;
આચારદિનકરમાં વિધિ લગ્ન પ્રતિષ્ઠાદિ ભલી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૪
જગમાંહિ ચારે વર્ણના જૈનોતણા સંસ્કાર છે,
સંસ્કારના મંત્રો સકલ તે જીવતા જયકાર છે;
જૈનાગમો શાસ્ત્રો સકલ વાંચી જુવો નિશ્ચય ધરી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૫
સર્વજ્ઞનાં આગમ અને નિગમો દયાદિ ગુણ ભર્યાં;
યજ્ઞાદિ હિંસા જ્યાં નહીં દેવા સમાધિ અવતર્યાં;
કલ્યાણ કરવા વિશ્વનું મહાવીર વાણી અવતરી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૬
જ્યાં વામીઓની માન્યતાના ક્ષેપકો પેઠા નહીં,
હિંસા વિના નિર્દોષને સત્યે જ શોભે જે સહી;

રત્નત્રયીની સાધના નિર્મલ સમાધિ અનુસરી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી ૭
શ્રી જૈનવૈદિક મંત્રને નિગમોથકી જન જાણશો,
સંસ્કાર ચારે વર્ણને તેથીજ કરવા આણશો,
શ્રી જૈન વૈદિક મંત્રના સંસ્કારથી પ્રગતિ વડી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી ૮
શ્રી જૈન બ્રાહ્મણ આદિને જ જીનોપવીતે જાણીએ,
શ્રી જૈનવૈદિક મંત્રના સંસ્કાર સર્વ વખાણીએ,
શ્રી ગૌતમાદિ ગણધરોની સૂત્રરચના જય કરી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી ૯
શ્રી ભદ્રબાહુ સ્વામીના વચનો ખરેખર વેદ છે,
પશુહોમ વૈદિકમંત્રથી એ વેદ માને ખેદ છે,
દેવો પશુ નહીં ભક્ષતા શ્રદ્ધા જ એવી મન ધરી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી ૧૦
ગૌમાતનો વધ જ્યા લખ્યો એ વેદ નહિ પણ પાપ છે,
ગૌમાતના તે વેદ પર લાખો પડેલા શાપ છે,
સર્વજ્ઞ પ્રભુના વેદમાં હિંસા ન પશુની કંઇ જરી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી ૧૧
યજ્ઞે પશુને હોમતા જાતા નહીં તે સ્વર્ગમાં,
યદિ જાય તો માતા પિતાનો હોમ ઘટતો ગર્વમા,
નરમેધ પિતૃમેધ ત્યાં નહિ વેદ સચ્ચાઇ ઠરી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી ૧૨
કલ્યાણ જગ ઇચ્છાય એવા સદ્વિચારો વેદ છે,
આઠે પગથીયા યોગના એ વેદ છે નહિ ખેદ છે,
માસાદિથી શ્રાદ્ધો વડે મહાશઠતા હિંસા ભરી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી ૧૩
પ્રાચીન અર્વાચીનની ચર્ચા થકી ના કંઈ સરે,

જ્યાં સત્ય આદિ સદ્‌ગુણો ત્યાં વેદતા માનો ખરે;
તે આર્યવેદો સત્ય છે જ્યાં સત્યતા બહુ અવતરી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૧૪

કલ્યાણકારક પ્રગતિનાં શાસ્ત્રો સકલ વેદો ખરે,
સાત્વિક બુદ્ધિ સદ્‌ગુણો આહાર ભક્ષણ શુભ કરે;
તે વેદ છે વ્યવહારથીને ધર્મથી જગ ગુણ કરી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૧૫

અધ્યાત્મજ્ઞાને છલકતાં શાસ્ત્રો જ વેદો છે સહી,
શુભ જ્ઞાન નીતિથી ભર્યા ગ્રન્થો જ વેદો છે મહી;
સ્યાદ્વાદવેદાન્તે ભર્યા ભક્તિ સરસ જ્યાં અવતરી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૧૬

સાપેક્ષનયવાદે સકલ તત્ત્વો પ્રકાશે ગ્રન્થમાં,
મુક્તિ અનુભવ જ્યાં થતો સમતા સમાધિ પન્થમાં;
જ્યાં આત્મવત્ સહુ જીવની છે માન્યતા જગ જયકરી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૧૭

સ્યાદ્વાદ અનુભવ જ્ઞાન એ છે જીવતા વેદો ખરે,
સમતા સમાધિવંત મુનિયો વેદ છે નિશ્ચય વરે;
ભાષા પરાથી ઉઠતા તે શબ્દ છે વેદો વળી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૧૮

નહિ દુઃખ દેવાનું લખ્યું આ વિશ્વમાં જીવ માત્રને,
મારો નહીં કાપો નહીં આ વિશ્વમાં જીવગાત્રને;
સેવા ભલી જીવમાત્રની પરમાર્થતા જ્યાં બહુ ભરી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૧૯

જ્યાં તત્ત્વવિદ્યા બહુ ભરી સાયન્સ વિદ્યા બહુ ભરી,
પ્રગતિ સુધારાની ઘણી જ્યાં યોગવિદ્યા અવતરી;
સામાજિકી પ્રગતિવડે શાન્તિ પ્રતિષ્ઠા આચરી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૨

આ વિશ્વમા જીવો સહુ વેદો ખરા નયસ ગ્રહે,
સહુ જાતનુ છે જ્ઞાન, વેદો ઓઘથી નૈગમ કહે,
વ્યવહારથી કલ્યાણુકારક જ્ઞાન, વેદો છે વળી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી ૨૧
વેદો કરોડો જાતના છે સદ્વિચારે જાગતા,
સારા વિચારો જે થતા તે વેદ છે મન ભાવતા,
વેદો જગત્મા જીવતા ને જાગતા બોલે વળી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી ૨૨
જે જે વિચારો ગુણભર્યા વ્યવહારને નિશ્ચયથકી,
વ્યવહારને નિશ્ચય થકી તે તે સકલ વેદો વકી,
પૌર્વીય અને પાશ્ચાત્યમા શોધો અભિનવ સુખ કરી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી ૨૩
શોધો થઇને થાય છે થાશે સકલ તે વેદ છે,
વેદો અહો બહુ જાતના તે જાણુતા નહિ ખેદ છે,
મત્યાદિ પાચે જ્ઞાન છે વેદો જ શ્રદ્ધા મન ઠરી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી ૨૪
આ વિશ્વમા સહુ પુસ્તકો તેમા જ સત્યો જે ભર્યા,
સાપેક્ષથી તે વેદ છે, વેદો અનન્તા મન ધર્યા,
જ્ઞેયો અનન્તા તે થકી એ વાત મનમા ઉતરી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી ૨૫
પ્રત્યક્ષને અનુમાનથી જે જે જણાતુ વેદ છે,
આગમ અને ઉપમાન પણ વેદો ન ત્યા તો ભેદ છે,
નયભંગીને નિક્ષેપ સહુ વેદો જ શ્રદ્ધા જયકરી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી ૨૬
સાયન્સ વિદ્યા વેદ છે આરોગ્ય વિદ્યા પણ તથા,
આપ્તોક્ત વાક્યો વેદ છે, જ્યોતિષ વિદ્યા છે યથા,
અનુભવ અને જે બુદ્ધિગમ્ય જ વેદ તે તે છે વળી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી ૨૭

આ વિશ્વમાં સહુ પ્રાણીનાં હૃદયો જ મગજો વેદ છે,
જે જે જ અંશે સત્ય તે શુભ વેદ છે નહિ ખેદ છે;
વેદો અનન્તા જીવ છે ચૈતન્ય સત્તાથી વળી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૨૮
ભાસે સમાધિમાં ખરો આનન્દ તે વેદ જ લહો,
એ જીવતો મહાવેદ છે એમાં સકલ રાજી રહો;
આનન્દ કેવલજ્ઞાન તે વેદો પ્રગટતા ઝળહળી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૨૯
અદ્વૈત આત્મસમાધિમાં વેદો સમાઇ સહુ રહ્યા,
ભાષા પરા પશ્યંતી મધ્યમ વૈખરીએ તે વહ્યા;
વેદો અનન્તા ઉપજતાને વિણશતા ક્ષણ ક્ષણ વળી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૩૦
ભાષા અને મન વર્ગણાનાં દલિક, વેદો જાણવાં,
પ્રત્યક્ષ જ્ઞાની દેખતો અનુભવ બળે મન આણવા;
આ સર્વ દુનિયા વેદ છે હો જ્ઞેયજ્ઞાતા ભેદથી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૩૧
અક્ષર અનક્ષર વેદ છે દેખો ગુરૂ ગમને લહી,
સ્યાદ્વાદથી સમજ્યા વિના એકાન્તથી જાશો વહી;
કજીયા કરો નહિ વેદના નામે કદાગ્રહ આદરી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૩૨
સ્વાતિ અને હરિભદ્રનાં વચનો જ વેદો ગુણભર્યા,
સર્વજ્ઞ હેમાચાર્યનાં વચનો જ વેદો દિલ ધર્યા;
સમ્યકત્વને ચારિત્ર છે વેદો હૃદય શ્રદ્ધા વરી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૩૩
પ્રાચીન સઘળું સત્ય નહિ ને જૂઠ પણ નહિ જાણવું,
માધ્યસ્થ્ય રૂપી વેદથી સાચું હૃદયમાં આણવું;
વેદો પ્રગટતા સંપ્રતિ જ્ઞાની હૃદયમાં અવતરી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૩૪

આત્મા કબૂલે અનુભવે તે વેદ છે જન જન પ્રતિ,
શુભ વાચ્ય વાચક વેદ છે શ્રુતજ્ઞાન પૂર્વક શુભમતિ,
ગીતાર્થનો અનુભવ લહો જાશો ન મિથ્યાત્વે છળી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૩૫
કારૂણ્ય મૈત્રી ભાવના છે વેદ સાચા આદરો,
મધુપર્કમા હિંસા કથે તે વેદ શ્રદ્ધા પરિહરો;
નિજ આત્મવત્ જીવો સકલ નિષ્પાપ કરણી સુખ કરી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી ૩૬
પ્રભુ નામથી પશુઓતણી હિંસા થતી તરવારથી,
સર્વજ્ઞના એ મંત્ર નહિ નિષ્પાપશાસ્ત્રો એ નથી,
સર્વજ્ઞ પ્રભુના વદનથી કારૂણ્યધ્વનિયો ઉછળી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી ૩૭
પ્રાચીન વેદોમાં લખ્યુ સાચું સકલ નહિ માનવુ,
પ્રાચીન સહુ સર્વજ્ઞનાં વચનો નહીં મન આણવુ,
પ્રાચીન અર્વાચીનથી સાચુ જ લેવુ દિલ ધરી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૩૮
મુઞો ન દૃષ્ટિરાગથી ભૂલો ન ભરમાયા થકી,
મધ્યસ્થ થઇને પારખો સાચા મળે વેદો વકી,
સમભાવ મનમા આદરી જાણો પરીક્ષાઓ કરી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી ૩૯
આચાર્ય વાચક સાધુઓ વેદો અમારા બોલતા,
તે જીવતાને જાગતા પરમાત્મમર્મો ખોલતા,
વેદો શુભકર સાધ્વીઓ પરમાર્થવૃત્તિ આદરી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૪૦
આત્મા અમારો વેદ છે જેમા અનન્તા ગુણ ભર્યા,
આત્માનુભવ સહુ વેદને પામી મહન્તો સુખ વર્યા,
અધ્યાત્મજ્ઞાન જ વેદ છે સંસારવારિધિતરી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૪૧

સેવા સુભક્તિ વેદ છે અન્તરૂવિષે જે પ્રગટતો,
પાપો કર્યાં કોટિગમે ક્ષણમાત્રમાં તે વિઘટતો;
જ્યાં ભેદદષ્ટિ રહી નહીં દુનિયા નિજાત્મવત્ ભલી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૪૨
નિજ આત્મવત્ સહુ જીવપર જ્યાં પ્રીતિનાં ઝરણાં વહે,
સહુ જાતિ આદિ ભેદભાવો જ્યાં ન તે કિંચિત્ રહે;
એવા ફકીરો યોગીઓ સન્યાસીઓ વેદો વળી;
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૪૩
જે શબ્દથી વૈરોશમે તે વેદ અન્તરૂ જાણવો,
ભાષા ગમે તે જાતની ત્યાં ભેદભાવ ન આણવો;
બાલક યુવા ને વૃદ્ધમાં કારૂણ્ય ઝરણાં વ્હે ઝરી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૪૪
ઉપકારકારક સાધુઓ વૃક્ષો નદીને સરવરો,
માતાપિતાદિક વેદ છે ઉપકારી દિલ વ્હેતો ઝરો;
રાજા ગુરૂઓ વેદ છે ઉપકારવૃત્તિ જ્યાં વહી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૪૫
પ્રભુભક્તનાં દિલ વેદ છે દિલમાં જ વેદો છે ઘણા,
પ્રભુભક્ત દિલથી ઉઠતા શબ્દોજ વેદ સુહામણા;
સ્યાદ્વાદીના શુભ ધ્યાનમાં અન્તરૂ ધ્વનિયો ઉછળી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૪૬
સ્યાદ્વાદ શાસન વેદ છે મહાસંઘ તેમજ જાણવો,
ઉપશમ વગેરે ભાવ ત્રણ્ય જ વેદ મનમાં આણવો;
સુખકાર પુણ્ય જ વેદ છે ને નિર્જરા સંવર વળી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૪૭
સ્યાદ્વાદનયસાપેક્ષથી બાયબલ કુરાણો વેદ છે,
તેમજ પુરાણે સત્ય જે તે વેદ મન નહિ ખેદ છે;
સ્યાદ્વાદ નયસાપેક્ષથી જે બૌદ્ધના ગ્રન્થો વળી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૪૮

સર્વજ્ઞ શ્રીમત્ કેવલી વિના મહન્તો જે થયા,
તેના વચન જે સત્ય તે વેદો અપેક્ષાએ લહ્યા,
જે સત્ય નહિ તે વેદ નહિ પ્રામાણ્યતા જ્યાં ના ઠરી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૪૯
શાસ્ત્રો ગમે તે ધર્મનાં વા પન્થના જે જે થયા,
સવળા પડે તે જૈનને સમ્યકત્વ સાપેક્ષા ઠર્યા,
સમ્યકત્વ વણ મિથ્યાત્વીને અવળી જ દૃષ્ટિ મન ઠરી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૫૦
સર્વજ્ઞ આગમ પરિણમે જેના હૃદયમા નયવડે,
તેનેજ સાચુ પરિણમે તે વેદસાપેક્ષાબળે,
લાખો કરોડો જાતની સાપેક્ષદૃષ્ટિયો વળી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૫૧
ચારે નિખેવે વેદ છે વેદાન્ત ઉપનિષદો તથા,
અનુયોગ ચારે વેદ છે વ્યવહાર શુભ સઘળી કથા,
આગમથકી નો આગમે છે વેદ ભાવે સ વરી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૫૨
સાચા હૃદયનાં બાળકો વેદો અમારા મન ગમ્યા,
જે તત્ત્વ શોધીને કરે તે વેદ મારા મન રમ્યા,
મુક્તિ મળે જે યોગથી તે વેદ શ્રદ્ધા મન રળી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી ૫૩
જેથી મનુષ્યો સુખ લહે ને દુઃખ સર્વે જાય છે,
તે તે ઉપાયો વેદ છે જ્ઞાની હૃદયમા ન્હાય છે,
હોમાય નહિ જ્યા દુ ખડા તે વેદવાણી નહિ ઠરી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૫૪
જે શબ્દઘોષક વેદીયા પૂરૂં ન ખાવાનુ લહે,
તે શબ્દરૂપી વેદની મોટાઇ ના દુનિયા કહે,
અન્તર્ પ્રભુતા જાગતી તેથી જ વાણી નીકળી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૫૫

વેદો અનાદિકાલથી તીર્થંકરોની વાણીએ,
સહુ જાતની શિક્ષા ભર્યા આચારથી મન આણીએ;
પ્રામાણ્ય સર્વોત્કૃષ્ટ છે નિરવદ્ય વાણી જય કરી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૫૬
સ્વતંત્ર સારાં હૃદય છે વેદો ખરા મન આણીએ,
દુઃખો ટળે પરતંત્રતા તે વેદ સાચા જાણીએ;
વિશ્વોન્નતિ શાંતિવિષે શુભ વેદ જ્યોતિ ઝળહળી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૫૭
જે જે મરેલા વેદ તે તે મારતા જગજીવને,
સમજણ પડે નહિ મૂર્ખને તેમજ વળી મહાકલિ બને;
જ્ઞાનોદધિ મૃતવેદને બાહિર કાઢે (છાંળથી) ઉછળી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૫૮
આ વિશ્વમાંહિ વેદના પર્યાય શબ્દો જે કહ્યા,
ભાષાં ગમે તે જાતની પણ જ્ઞાનને કહેતા રહ્યા;
સમ્યગ્ થતા જ્યાં નિર્ણયો જાતા ન લોકો આથડી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૫૯
માનવ ગમે તે જાતના અધ્યાત્મજ્ઞાની જે અહો,
તે તે મનોહર વેદ છે સાપેક્ષદૃષ્ટયા સન લહો;
પૂર્વે અહો જે ભાસતું તે હાલ ભાસે છે વળી,
એવી અમારી વેદની છે માન્યના નિશ્ચય ખરી. ૬૦
ઉપકારનાં સૂત્રો ભલાં તે શબ્દ વેદે શોભતાં,
એ શબ્દવેદો વિશ્વમાંહી સર્વનું મન થોભતાં;
ઉપકારની સહુ વૃત્તિયો છે વેદશ્રદ્ધા પરવડી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૬૧
પ્રામાણ્યવર્ત્તન વેદ છે પ્રામાણ્યવર્ત્તન દેવતા,
પ્રામાણ્યવર્ત્તન પ્રગટતાં દેવો ચરણને સેવતા,
પ્રામાણ્યવાદી વેદ છે જાણો નહીં બોલી ફરી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૬૨

કામાદિ સર્વે વાસનાઓ જ્યાં નથી તે સિદ્ધ છે,
એ સિદ્ધની વાણી વિષે વેદો રહ્યા અવિરૂદ્ધ છે,
આગ્રહ તજીને પક્ષનો જોશો જરા દિલ ઉતરી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી ૬૩
વિરૂદ્ધતા નજરે પડે જ્યા ત્યા પરસ્પર દેખતા,
જ્યાં ગ્રન્થમાં ને બોલમાં ઇશ્વરપણુ ના પેખતા,
જે જૂઠ તે નહિ વેદ છે ચમકો નહીં મનબળ ભળી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૬૪
જેથી ટળે છે રાગ ને દ્વેષ જ તથા મિથ્યામતિ,
તે વેદ શબ્દ બ્રહ્મ છે પ્રગટે સમાધિ જે છતી,
બહુ વાસનાઓ જે થકી ક્ષણ ક્ષણવિષે જાતી બળી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી ૬૫
ઉત્તમ જીવનના શિક્ષણો તે વેદવિદ્યા જાણવી,
ઉત્તમ જીવન પ્રગતિ કરે તે વેદ શ્રદ્ધા આણવી,
નીતિજીવન જેથી વધે તે વેદવિદ્યા ગુણકરી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી ૬૬
નિર્દોષ જીવન જે કરે તે વેદ સાચા આદરો,
નિર્દય વિચારો જ્યા ભર્યા તે વેદ જૂઠા પરિહરો,
નિર્દોષ્ય વાણી વેદ છે અમૃતમયી ભાષા ભરી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી ૬૭
દુખી હૃદયને ઠારવા આશી નીકળતી વેદ છે,
બ્રહ્મોપયોગી વેદ જ્યા ત્યા લેશ પણ નહિ ખેદ છે,
બ્રહ્મોપયોગી યોગીને વદુ નમુ ચરણે પડી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી ૬૮
વેદો અનાદિકાળથી આત્મપ્રદેશે છે ભર્યા,
આત્મા સ્વય વેદો અહી વ્યક્તિએ તે પ્રગટે ધર્યા,
આત્મા વિષે જે જ્ઞાન ના તે ક્યાય નહિ જોશો જરી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી ૬૯

આત્માવિષે વેદો સકલ નિશ્ચય કરી પ્રગટાવવા,
જ્યાં આત્મજ્યોતિ ઝળહળે તે વેદ મનમાં ભાવવા;
વેદો નિહાળો આત્મમાં ચિન્તા વિકલ્પો સંહરી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૭૦

સત્તાથકી સહુ જીવમાં વેદો રહ્યા અનુભવ કરો,
સમજ્યા વિના શબ્દોવિષે ઝઘડા કરીને કયાં મરો;
જ્ઞાની હૃદયથી ઉઠતા તે શબ્દ વેદો લ્યો સુણી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૭૧

જ્યાં વેદ એવું નામ છે તે વેદ નહિ સહુ જાતના,
પર્યાય શબ્દે વેદના વેદો ગ્રહો બહુ ભાતના;
અધ્યાત્મ વિદ્યા જ્યાં ઘણી તે વેદ વિદ્યા મેં ગણી;
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૭૨

પ્રભુએ કથ્યા વેદો ખરા તે વેદમાં હિંસા નહીં,
પશુરક્ત જ્યાં પીવું કથ્યું તે વેદ નહિ માનો સહી;
સર્વજ્ઞનો દુશ્મન નહીં કો એજ સાચો છે ધણી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૭૩

કૃતકર્મ જીવો ભોગવે સર્વજ્ઞ ભાખે છે ખરૂં,
સર્વજ્ઞ ભાષિત કર્મની વ્યાખ્યા હૃદયમાંહી ધરૂં;
કર્મો શુભાશુભ પ્રગટીને સુખ દુઃખ આપે હર ઘડી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૭૪

જ્યાં કર્મ ત્યાં અવતાર છે મરવું જ કર્મે થાય છે,
અવતાર ઇશ્વરના કથે કર્મો રહ્યાં પરખાય છે;
કર્મો થકી જે મુક્ત તે છે સિદ્ધ વ્યક્તિ પરવડી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૭૫

નોવેલ ગપ્પાં જ્યાં લખ્યાં ઇશ્વર વચન તે નહિ ખરે,
જ્યાં મોહ મિથ્યા વાસ છે તે નહિ પ્રભુ જાણો અરે;
ઇશ્વર વચન કહેવાય નહિ અજ્ઞાનતા જ્યાં બહુ ભરી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૭૬

સમભાવ વચનો વેદ છે એ વેદથી મુક્તિ મળે,
આધિ ઉપાધિ સહુ ટળે આનન્દની વેળા વળે;
સમભાવ ધારક વેદ છે પ્રણમુ જ તેને લળીલળી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૭૭
સમતા સરલતાના વિચારો વેદ છે નિશ્ચય કહ્યુ,
નિ સ્વાર્થતા મન શુદ્ધતામા વેદ હાર્દજ મે લહ્યુ,
ચારિત્ર સયમ વેદ છે સહુ વેદમા શિરોમણિ,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૭૮
પટ્કાયરક્ષાકારકા અવધૂત મુનિયો જે દિસે,
લલનાપરિગ્રહ ત્યાગીની પાસે ખરા વેદો વસે,
જે ઉન્મનીભાવે રહ્યા તે વેદ ઉપયોગી મણિ,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૭૯
રત્નત્રયીથી કર્મની સત્તા ટળે છે ભવ્યને,
જેના પ્રકાશે સજ્જનો કરતા રહે કર્ત્તવ્યને,
એવુ કથેલુ વેદ છે નિશ્ચય જણાવુ છુ ભણી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી ૮૦
આત્મા વિભુ ચેતન કહો કે બ્રહ્મ આદિ નામ જે,
બ્રહ્મા કહો હરિહર કહો અલ્લા ખુદા ગુણધામ જે,
પરબ્રહ્મ નારાયણ કહો સ્યાદ્વાદસાપેક્ષા ધરી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૮૧
તીર્થંકરોની વાણીમા પ્રભુ નામ સર્વ સમાય છે,
સાપેક્ષનય વચનોવિષે વેદો સમાઇ જાય છે,
શ્રદ્ધા અમારી તાદૃશી વ્યાપક વિચારો ઝગહળી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૮૨
જે વિશ્વવ્યાપક સદ્વિચારો, વેદ તે વ્યાપક ભણ્યા,
સહુ જાતની ભાષા વિષે સહુ દેશમા જાતા ગણ્યા,
માનો ખરા એ વેદને દિલ સત્ય વાતો નીકળી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૮૩

જ્યાં ત્યાંથી આવીને ભળે સાગરવિષે નદીઓ સહુ,
સાગરવિષે નદીઓ રહી સરિતામાં સાગર કંઇ લહું;
શ્રી જૈન શાસનમાં રહ્યા છે વેદ વ્યાપક ઇશ્વરી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૮૪
વ્યવહારની શુભરીતિયો તે વેદ સઘળા ધારવા,
સહુ દેશ ભાષા કાલમાં વેદો થતા અવધારવા;
પશુ પક્ષી વૃક્ષો આદિમાં વેદો જીવંતા છે વળી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૮૫
આંખોથકી આંખો લડે વચનોવિષે ઝેરો વહે,
કાતી હૃદયમાં કારમી વહ્નિ ઘણી પ્રાણો દહે;
ત્યાં વેદ સાચા નહિ વસે ને સત્ય જાતું ઝટ ટળી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૮૬
જૈનાગમો પ્રતિકુલ જે મિથ્યાત્વવર્ધક ગ્રન્થ છે,
સાપેક્ષ વચનો વણ અહો સાવદ્યતમનો પન્થ છે;
હિંસાદિ પાપો જ્યાં લખ્યા તે વેદ સાચા છે નહીં,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૮૭
જૈનાગમો અવિરૂદ્ધ જે જે અન્ય ગ્રંથોમાં રહ્યું,
સાપેક્ષદૃષ્ટયા માન્ય છે તે સદ્‌ગુરૂગમથી લહ્યું;
જે પુસ્તકોમાં ધર્મ નહિ મિથ્યાત્વવાતો બહુ રહી,
તે માન્ય નહિ ક્યારે થતી અનુભવથકી જોશો સહી. ૮૮
સહુ દેશમાં સહુ કાલમાં સહુ જીવનું સારૂં કરે,
એવા ઉપાયો તે સકલ વેદો જ સાચા તે ખરે;
કલ્યાણની જે યોજનાઓ વેદ માન્યા વ્યવહરી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૮૯
દિન સાથ રાત્રી જગ રહી પ્રતિપક્ષતા સર્વત્ર છે,
સાચા જ સાથે જૂઠ છે જ્યાં છત્રી છે ત્યાં છત્ર છે;
અન્વય અને વ્યતિરેકથી એ માન્યતા જગસંચરી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૯૦

સાચુ વિવેકે ગ્રાહ્ય છે સાચા વિવેકે જાણુશો,
મનમા વિવેક જ લાવશો એ વેદ સાચો જાણુશો,
શુભ સત્ય વૈદિકતત્ત્વને ગ્રહશો વિવેકે પરવરી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૯૧
શાસ્ત્રો કરોડો વાચતાં માધ્યસ્થ્ય વણુ કંઈ ના મળે,
સાચો વિવેક જ વેદ છે એ પામતાં સુખડા મળે,
વ્યવહાર વેદો પામતા પાશ્ચાત્ય દુનિયા સુધરી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી ૯૨
વ્યવહાર નિશ્ચય વેદના મર્મો લહે કે જ્ઞાનીઓ,
ગુરુગમ વિના કૂટાય છે ઝઘડા કરી અભિમાનીઓ,
અન્તર્ કરેલી ખોજ તેને વેદ વિદ્યાઓ મળી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી ૯૩
અધ્યાત્મજ્ઞાન જ વેદ છે સહુ વેદના પણુ અગ્રણી,
દ્રવ્યાનુયોગ જ વેદ છે વ્યવહારવેદશિરોમણિ,
સમજાય સાચુ તે ગ્રહો કદાગ્રહ મમતા પરિહરી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી ૯૪
વિશ્વોન્નતિ શાન્તિપ્રદા રાષ્ટ્રીય જે જે કાયદા,
વ્યવહારથી તે વેદ છે જેથી થતા જગ ફાયદા,
સ્વાતન્ત્ર્ય મળતુ સર્વને ત્યા વેદ વિદ્યાઓ ફળી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી ૯૫
સ્વાશ્રયપણુ તે વેદ છે શુભ ઈચ્છવુ તે વેદ છે,
ધૃતિ કીર્તિ કાન્તિ વેદ છે એ પામતા નહિ ખેદ છે,
મમતા કદાગ્રહ ત્યાગીને સાચાવિષે જાવુ ભળી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી ૯૬
વ્યસનોવિષે નહિ વેદ છે સ્વાર્થોવિષે પણુ જાણવુ,
જ્યા ન્યાય સાચો વર્ત્તતો ત્યા વેદ છે મન માનવુ,
જ્યા ન્યાય ત્યા સહુ વેદ છે સમજો હૃદયમા સચરી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી ૯૭

જે જે પ્રમાણિક માનવો તે વેદ છે જગ ચાલતા,
તે જીવતા જગમાં રહીને વિશ્વજીવ જીવાડતા;
જે લાંચ લેતા નહિ કદિ ઉત્તમ જીવનને આચરી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૯૮
નિર્દોષ મનડું વેદ છે સર્વે જીવોનું હિત ચહે,
પરમાર્થમાટે પ્રાણ દે તે વેદ સાચો જગ કહે;
પ્રાણો પડે પણ જૂઠપક્ષોમાં ન જાતો જે ભળી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૯૯
જે ભેદભાવ ધરે નહીં ને સર્વનું હિત આદરે,
મતભેદ નિન્દાદિક સહી અપકારીનું હિત આચરે;
તે વેદમૂર્ત્તિ જીવતી ને જાગતી જગ હિતકરી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૧૦૦
સાચા અમારા વેદ અનુભવ શિક્ષણો જે જે મળે,
સાચા અમારા વેદ તે છે દુઃખડાં જેથી ટળે;
સાચી અમારી વેદમૂર્ત્તિ વિશ્વમાંહિ કેવળી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૧૦૧
જ્યાં રાગ નહિ જ્યાં દ્વેષ નહિ જ્યાં વેદકર્ત્તા તે ખરો,
તે વેદનો પ્રભુ છે ખરો એવા પ્રભુઓ અવતરો;
તે સત્યના સાગર પ્રભુ અર્હન્ વિભુ બ્રહ્મા બળી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૧૦૨
સામાજીકી પ્રગતિ કરે કલ્યાણ કરવા સર્વનું,
તેના હૃદયમાં વેદ છે જ્યાં નામ નહિ છે ગર્વનું;
સહુ જીવના કલ્યાણમાં વૃત્તિ મઝાની હિત ભળી,
એવી અમારા વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૧૦૩
નિરવદ્ય પ્રભુની ભક્તિમાં સ્ફુરણા ઉઠે જે શિવકરી,
તે ભાવ વેદો છે સહી અધ્યાત્મભાવે જયકરી;
શક્તિ અનંતી ખીલવે નિજ આત્મની વેગે વળી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૧૦૪

જે આત્મભોગી મહાજનો વેદો ખરા તે નવનવા,
તે વેદની છે મૂર્ત્તિયો નિરવદ્યભાવે માનવા,
પ્રામાણ્ય નીતિ ધારકોને વેદ વિદ્યા આવડી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૧૦૫
નિક્ષેપ સાતે નયવડે ઉપદેશ તત્ત્વોનો થતો,
નિરપેક્ષ જૂઠા વાદનો સંહાર વેગે થઇ જતો,
તે વેદ વાણી નવનવી ઉપજે ઉપજશે જયકરી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી ૧૦૬
જગમા અનન્તીદૃષ્ટિયો સાપેક્ષનયથી જે કહે,
સાપેક્ષથી નિશ્ચય કરી માધ્યસ્થ્યવૃત્તિએ વહે;
તે જ્ઞાની સઘળા વેદનો માગલ્ય મૂર્ત્તિ જગ વડી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી. ૧૦૭
આત્મા અનાદિ કાળથી સૃષ્ટિ અનાદિ કાળથી,
ઈશ્વર અને કર્મો અનાદિ કાળથી સમજણુ કથી,
ષટ્ સ્થાન જ્ઞાની અનુભવે તે વેદ વિદ્યા મન ઠરી,
એવી અમારી વેદની છે માન્યતા નિશ્ચય ખરી ૧૦૮
સર્વોન્નતિ શુભ જાતિની તે વેદ છે જ પ્રવૃત્તિથી,
સહુ કાલમા એ માન્યતા જોશો અનુભવ સહુ સથી,
વિદ્યાપુરે સાપેક્ષદૃષ્ટિએ ભલી રચના કરી,
શુભ બુદ્ધિસાગરસૂરિએ માગલ્યમાલાઓ વરી ૧૦૯

સં. ૧૯૭૨ ભાદ્રપદ શુદ ૧

ॐ शान्तिः

---

## जैनोनी प्रगतिनी गुंहली.

જાગો જૈનો તજી પ્રમાદ વિકાર જો,
ધર્મ કર્યાથી સફલો છે અવતાર જો,
પરભવ જાતા ધર્મ સાથ એક આવતો જો ૧

જૈન ધર્મનો રાગ ધરો દૃઢ બેશ જો,
દૂર કરીને કજીયા ટંટા કલેશ જો;
ગુરૂ મુખ ધારો જૈન ધર્મ તત્ત્વો ભલાં જો. ૨
આપો પરસ્પર જૈનોને શુભ સહાય જો,
જૈન ધર્મની ચડતી તેથી થાય જો;
સર્વ સમર્પી જૈન ધર્મ સેવા કરોજો. ૩
વધે જૈન એવા ઉપાય કરોડ જો,
કરીએ નહીં કંઇ ખામી રાખો ખોડ જો;
જૈન ધર્મ ફેલાવા ઉદ્યમ સહુ કરો જો. ૪
ધર્મલાગણી વણુ નહીં જૈન ગણાય જો,
શૂરાતન વણુ ધર્મ કદિ ન સધાય જો;
સંપીને સહુ જૈન ધર્મ વૃદ્ધિ કરો જો. ૫
ધર્માભિમાની જે નરને નારજો,
તેનો સફળો છે જગમાં અવતાર જો;
સૂરિવાચક સાધુ સેવા આદરો જો. ૬
આત્મભોગ આપે જે નરને નાર જો,
જૈનધર્મનો ઉદય કરે નિર્ધાર જો;
સાત ક્ષેત્રને પોષો અવસર જાણીને જો. ૭
પ્રગટાવો પંડિતો મુનિવર બેશ જો,
જૈન ધર્મની રક્ષા કરે હમેશ જો;
જૈન ધર્મ ફેલાવા લક્ષ્મી વાપરો જો. ૮
સંઘ ચતુર્વિધ તીર્થંકર સમ ધારી જો,
સેવો ભાવે શ્રદ્ધાથી નરનારી જો;
બુદ્ધિસાગર જૈન ધર્મ જગ શાશ્વતો જો. ૯

ૐ શાંતિઃ ૩

સ. ૧૯૭૨ ભાદ્રપદ સુદિ ૧ વિજાપુર.

## खमावुं छुं क्षमा करजे.

અદા કરતા ફરજ મ્હારી, પ્રમાદે જે થયા ગુન્હા,
ગણીને આત્મવત્ તુજને, ખમાવુ છુ ક્ષમા કરજે ૧

ખમાવાનુ જ છે ભેદે, અભેદે શુ ખમાવાનુ,
અરૂચિ ખેદ ટાળીને, ખમાવુ છુ ક્ષમા કરજે ૨

ફગેડા સ્વાર્થના ભોગે, સમર્પી શુદ્ધપ્રીતિથી,
પ્રતિજ્ઞાથી જ બધાઇ, ખમાવુ છુ ક્ષમા કરજે ૩

કદી ના બેવફા થાવુ, મળીને મેળ ધારીને,
ત્હને જો હોય શકા તો, ખમાવુ છુ ક્ષમા કરજે ૪

અદા કરવી પ્રતિજ્ઞાને, સકલ દુનિયા ખમાવીને,
બુદ્ધચબ્ધિકર્મયોગીને, રહે નિર્લેપતા જ્ઞાને ૫

ॐ शान्तिः ३

---

વીર સવત્ ૨૪૪૨ ફાલ્ગુન શુકલપક્ષે દ્વાદશીને દિનસે શ્રી શખેશ્વરતીર્થ રચેલ

## श्री शंखेश्वर जिन स्तवन.

પાસ સખેશ્વરા ભેટીઆ ભાવથી, જ્યોતિથી જ્યોત દિલમા જગાવી,
આજ આનદ આત્માવિષે બહુ થયો, તન્મયીભાવની ઘેન આવી
પાસ૦ ૧

અસ્તિ નાસ્તિપણે સર્વ બ્રહ્માડમા, વ્યાપીને તુ રહ્યો વિશ્વસ્વામી,
સર્વદેવો અને દેવીઓ તુજવિષે, નામ ત્હારા ઘણા જગ અનામી
પાસ૦ ૨

તન્મયીભાવથી એકતા લીનતા, મુજવિષે તુ રહ્યો તુજવિષે હુ,
એમ્યતાને નહીં ભેદની કલ્પના, નિર્વિકલ્પે નહીં તુ રહિસે હુ,
પાસ૦ ૩

કોટિ ભવ કોટિ વર્ષો લગી સ્તવ કરે, પાર તારો નહીં પાસ આવે;
ઉન્મનીભાવ લ્હારો થતાં યોગીઓ, પાર્શ્વરૂપે બની પાર લાવે.
પાસ૦ ૪

દૃશ્ય અદૃશ્યમાં બાહ્ય અન્તરૂ સ્તવું, બ્રહ્મભાવે પ્રભુ પાસ ભેટું;
સર્વ યોગો તુંહિ સર્વ ભાવેજ તુંહિ, ભક્તિના તાનમાં કો ન છેટું.
પાસ૦ ૫

સર્વ સ્વાર્પણ કર્યું સર્વ લ્હારૂં ગ્રહ્યું, મ્હારૂં લ્હારૂં રહ્યું નહિ જરાયે;
સર્વકારકમયી બ્રહ્મવ્યાપક વિભુ, આત્મમાં આત્મરૂપે સમાયે.
પાસ૦ ૬

અનુભવે અનુભવી આત્મપ્રત્યક્ષથી, પૂર્ણ આનંદ રસથી છવાઈ;
બુદ્ધિસાગર પ્રભુ પાસ પ્રેમે મળ્યા, મેળ આનંદ અનહદ વધાઈ.
પાસ૦ ૭

ॐ शान्तिः शान्तिः शान्तिः

---

## श्री शंखेश्वर पार्श्वनाथजी स्तवन.

શ્રી સંખેશ્વર પાર્શ્વ પ્રભુજી, લળી લળી વંદુ ભાવે રે;
પુરિસાદાની પુરૂષોત્તમ વિભુ, દેખે દુઃખ સહુ જાવે રે. શ્રી. ૧
માગું તે સહુ જાણે પ્રભુજી, તુજ વિણ અન્ય ન ઇચ્છું રે;
સર્વ ચમત્કાર ધારક વિભુજી, અનુભવથી મન પ્રીચ્છું રે. શ્રી. ૨
તુજ ગુણ ગાઉ તુજ ગુણ ધ્યાઉ, બીજું મનસાં ન લાઉં રે;
સાચી ભક્તિ શક્તિને ખેંચે, સ્વાર્પણ કરીને ચાહું રે. શ્રી. ૩
શરણાગત ઉદ્ધારક સાહેબ, અરજી મુજ અવધારો રે;
સંસાર સાગર દુઃખથી ભરિયો, તેથી હવે ઝટ તારો રે. શ્રી. ૪
આશરો તારો છે એક મ્હારે, ચઢજો ઝટ મુજ વ્હારે રે;
બુદ્ધિસાગર સાચી શ્રદ્ધા, ભક્તવત્સલ તુંહિ તારે રે. શ્રી. ૫

મુ. સંખેશ્વર. સં. ૧૯૭૩ ફા. સુ. ૧૩.

ॐ शान्तिः ३

## श्री शंखेश्वर पार्श्वनाथ स्तवन.

આવ્યો પ્રભુ પાસે રે, આનન્દ ઉલ્લાસે રે,
પાર્શ્વ પ્રભુ તારજો હે જી. આવ્યો૦
શ્રી શંખેશ્વર પાર્શ્વ પ્રભુ સુખકાર
લળી લળી વંદુ પ્રેમથી, નમન કરૂં કરજોડ,
દેવો ને સહુ દેવીઓ, કરે ન તુજથી હોડ,
તુજ વણ કોઇ ન માગું રે, તુજ લગનીએ જાગું રે
પાર્શ્વ૦ શ્રી સંખેશ્વર ૧

તુજ લગની લાગી પ્રભુ, શું જાણે તે અન્ય,
જાણ્યા આગળ શું ? કહું ધન્ય પ્રભુ તુંહિ ધન્ય
તુજ રહેણીથી રીઝું રે, જોવું ન બાકી બીજું રે પાર્શ્વ૦
રહેજો હવે સદાય હજરાહજૂર, દેખાઓ સહુ આતમમાં
તુજ નૂર પાર્શ્વ૦ આવ્યો ૨

તન્મયભાવે તું મળે, એવો નિશ્ચય ખાસ,
અનુભવ ભક્તિએ ભળ્યો, રાખી મન વિશ્વાસ
બોલ વદું શું ઝાઝા રે, મુજ રાખો સહુ માઝા રે,
ભક્તિ ત્યાં શાની માગણીજી
રંગાયું રાગે દિલડું ચાહે પ્રભુ પાસ પાર્શ્વ૦ આવ્યો૦ ૩
બુદ્ધિસાગર તન્મયપણે વિશ્વામ
ॐ शान्तिः ३

## શ્રી સુખસાગર ગુરુનું સ્તવન.

ગુરૂજી સુખસાગર ગુણવંત, ભારત દેશ દીપાવ્યો રે; ગુરૂજી.
સેવા ભક્તિમાં શૂરા, વૈયાવૃત્યે જ પૂરા;
ત્યાગી વૈરાગી હિતકાર, જ્ઞાને મોહ હઠાવ્યોરે; ગુરૂજી. ૧.
ક્રિયા મારગમાં કોઇ, તમ સમ દીઠા ન જોઇ;
ધીરા સાગરવત્ ગંભીર, ભદ્રકભાવ જમાવ્યોરે; ગુરૂજી. ૨.
સમતામય જીવન સાધ્યું, ચારિત્ર શુદ્ધ આરાધ્યું;
સાગર ગચ્છના મોટા સ્તંભ, સ્વર્ગમાં વેગે સુહાયોરે; ગુરૂજી. ૩.
મમતા માયાને મોડી, શરીર ક્ષણમાં છોડી;
કીધો દિવ્ય સ્વર્ગમાં વાસ, અનુભવ એવો આવ્યોરે, ગુરૂજી. ૪.
શરણાગત રક્ષક પ્યારા, દિલથી કદીયે નહીં ન્યારા;
સાચા શિષ્યોના આધાર, સ્મૃતિમાં ક્ષણ ક્ષણ આયોરે. ગુરૂજી. ૫
દેશો દર્શન સ્વર્ વાસી, હરદમ છું તેનો પ્યાસી;
જાણો અંતર્ ગતની વાત, સદા મુજ કરશો સહાયોરે; ગુરૂજી. ૬
તુજ ગુણ ગંગામાં નહાશું, જ્યાં ત્યાં ત્હારા ગુણ ગાશું;
બુદ્ધિસાગર પ્રાણાધાર, મુજને જ્ઞાને જગાવ્યો રે. ગુરૂજી. ૭.

અમદાવાદ.

---

## अपूर्व अवसर एवो क्यारे आवशे.

અપૂર્વ અવસર એવો ક્યારે આપશે,
શત્રુ મિત્ર પર વર્તે ભાવ સમાનજો;
માયા મમતા બંધન સર્વ વિનાસીને,
ક્યારે કરીશું અનેકાન્તનય ધ્યાનજો. અપૂર્વ. ૧
શુદ્ધ ભાવમાં રમણ કરીશું ટેકથી,
ષડ્દ્રવ્યોનું કરીશું ઉત્તમ જ્ઞાનજો;
અનુભવામૃત આસ્વાદીશું પ્રેમથી,
સરખા ગણશું માન અને અપમાનજો. અપૂર્વ. ૨

પિંડસ્થાકદિક ચાર ધ્યાનને ધારીશુ,
બાર ભાવના ભાવીશુ નિશ દીનજો,
સ્થિરોપયોગે શુદ્ધ રમણુતા આદરી,
ધ્યાન દશામા થાશુ બહુ લયલીનજો. અપૂર્વ. ૩
સર્વ સંગનો ત્યાગ કરીશુ જ્ઞાનથી,
બાહ્યોપાધિ જરા નહિ સંબંધજો,
શરીર વર્તે તોપણુ તેથી ભિન્નતા,
કદી ન થઇશુ મોહ ભાવમાં અંધજો અપૂર્વ. ૪
શુદ્ધ સનાતન નિર્મલ ચેતન દ્રવ્યનો,
ક્ષાયિકભાવે કરશુ આવિર્ભાવજો,
ઐક્યપણુ લીનતાને આદરશુ સહી,
ગ્રહણુ કરીને ઔદાસીન્ય સ્વભાવજો. અપૂર્વ. ૫
પ્રતિપ્રદેશે અનંત શાસ્વત સુખ છે,
આવિર્ભાવે તેનો કરશુ ભોગજો,
બુદ્ધિસાગર પરમ પ્રભુતા સંપજે,
ક્ષાયિકભાવે સાધે નિજ ગુણુયોગજો અપૂર્વ ૬

---

##  સૂર્ય 

છવાયુ વાદળુ વેગે, થયુ ઘન ઘોર જોતામા,
પ્રકાશ જ મંદ દેખાયો, અહો એ સ્વપ્નની ભ્રાન્તિ ૧
વહ્યો, સુસવાટથી વાયુ, વિટાયા વાદળો વિખર્યા,
ટલ્યુ ઘન ઘોર જોતામા, અહો એ સ્વપ્નની ભ્રાન્તિ ૨
ત્વરિત વેગે ગમન કરતો, તમઅને ખબ ફેલવતો,
ગ્રહણુ કરવા વહ્યો રાહુ, અહો એ સ્વપ્નની ભ્રાન્તિ ૩
ગ્રહણુ ચોમેરથી લાગ્યુ, છવાઇ ખૂબ કાલીમા,
ખસી ગયુ દૂર એ ક્ષણુમા, અહો એ સ્વપ્નની ભ્રાન્તિ ૪

સ્વભાવે જે પ્રકાશી છે, સદા તે તેમ રહેવાનો;
નથી ત્યાં દાવ દ્વેપીનો, ખરી એ સત્યની ખૂબી, ૫
ઉઘાડી ચક્ષુને દેખે, નથી ઘનઘોર વા રાહુ;
બુદ્ધયબ્ધિસત્યનો ભાનુ, કદી નહી અસ્ત થાવાનો. ૬

## श्रीमद् रविसागरजी स्तुतिः

રાગ ગોડી.

વહાલા ગુરૂ વંદુ ભાવેરે, રવિસાગર ગુરૂરાય; વહાલા.
પંચમહાવ્રત ધારીને રે, પાળ્યાં નિરતિચાર;
પ્રેમે પંચાચારથી રે, સફલ કર્યો અવતાર. વ્હાલા. ૧
સમિતિ ગુપ્તિ પાળીને રે, કીધો આત્મોદ્ધાર;
અન્ય જીવો ઉદ્ધારીયારે, ધન્ય ધન્ય અવતાર. વ્હાંલા. ૨
વૈરાગ્યે નિજ ભાવતા રે, ગામો ગામ વિહાર;
ક્રિયા ધર્મમાં તત્પરા રે, ક્રિયા રૂચિ અનગાર. વ્હાલા. ૩
સુડતાલીસ વર્ષો લગી રે, સંયમમાં ધરી વૃત્તિ;
ચઢતે ભાવે પ્રેમથી રે, પાલ્યું ચારિત્ર નિજ શક્તિ. વ્હાલા. ૪
મુનિ ધર્મની વાનગી રે, દેખાડી કલિકાલ;
મતકજીઆથી દૂર રહી રે, ચારિત્રમાં ધર્યું વ્હાલ. વ્હાલા. ૫
દ્રવ્યભાવ ચારિત્રમાં રે, નિશદિન ધરતા ભાવ;
બુદ્ધિસાગર સદ્ગુરૂ રે, ભવસાગરમાં નાવ. વ્હાલા. ૬

## शिखामण मानजे साची.

કવ્વાલિ.

ઘણા લોકો પીવે પાણી, સરોવર સર્વ ઉપકારી;
અરે નહી ડોંળ પાડો થૈ, શિખામણ માનજે સાચી. ૧
ઘણી છે કેરીની લુંબો, ભલો શોભી રહ્યો આંબો;

કુહાડે છેદ ના મૂળો, શિખામણ માનજે સાચી. ૨
ચરે ચારો મળી ભેગા, કરી કલ્લોલ પખીઓ,
ભડાકાથી ઉડાડીશ ના, શિખામણ માનજે સાચી ૩
ઘણાં પુષ્પોથકી ખીલ્યો, મનોહર બાગ મોઘેરો,
ઉખેડી નાખ નહી મોહે, શિખામણ માનજે સાચી. ૪
કરે વાતો ગગન સાથે, હવેલી ઉચી છે એવી,
ખનિત્રે ખોદ ના પાયો, શિખામણ માનજે સાચી. ૫
ઘણા સતો લહે શાન્તિ, સમાધિ ધ્યાનમા રહીને,
સતાવીશ ના જઇને ત્યા, શિખામણ માનજે સાચી. ૬
અહો જે વૃક્ષની ડાલે, લહે આનદ બેસીને,
કુહાડે કાપ ના તેને, શિખામણ માનજે સાચી ૭
ઘણો પોષ્યો કૃપા લાવી, ગણ્યો આત્માથકી પ્યારો,
નહી દે દુખ તેને રે, શિખામણ માનજે સાચી ૮
જગત્‌ની ઉપકારી ગૌ, જગત્‌ને સુખ દેનારી,
ગળુ ના કાપ તેનુ રે, શિખામણ માનજે સાચી ૯

---

## परिक्षा लेखथी थाती

કવ્વાલિ

પરીક્ષા બોલથી થાતી, હૃદયમા તે બહિર્ આવે,
અસાધુ સાધુ લોકોની, પરીક્ષા લેખથી થાતી ૧
હૃદયમાં કલેશની હોળી, બળે ઇર્ષ્યા હૃદયમા જે,
પ્રગટ થાતી ગમે ત્યારે, પરીક્ષા લેખથી થાતી ૨
ચઢાવે દ્વેષના ચશ્મો, જણાતુ સર્વમા કાળુ,
લખાતુ લેખમા કાળુ, પરીક્ષા લેખથી થાતી ૩
સ્વપક્ષે સત્યતા ભાસે, લખાતુ રાગથી સારૂ,
સ્વપક્ષે રાગી લેખકની, પરીક્ષા લેખથી થાતી ૪

લખાતું રાગથી જૂઠું, લખાતું દ્વેષથી જૂઠું;
લખાતું અજ્ઞથી જૂઠું, પરીક્ષા લેખથી થાતી. ૫
સુજનતા કેટલા અંશે, બુરાઇ કેટલા અંશે;
રહ્યું શું ? ચિત્તમાં તેની, પરીક્ષા લેખથી થાતી. ૬
મહત્તા કેટલા અંશે, વિચારક કેટલા અંશે;
ગુણી વા દુર્ગુણીની તો, પરીક્ષા લેખથી થાતી. ૭
હૃદયને બાહ્યમાં શું ? છે, ગુણાનુરાગ છે વા નહીં;
ખરેખર દોષ દૃષ્ટાની, પરીક્ષા લેખથી થાતી. ૮
હૃદયમાં શાન્તતા છે વા, રહ્યું ઉદ્ધતપણું મનમાં;
અશાન્તિ લેખકોની તો, પરીક્ષા લેખથી થાતી. ૯
ચહે છે અન્યને વા નહીં, અહો મધ્યસ્થ છે વા નહીં;
જગત્નો મિત્ર છે વા નહીં, પરીક્ષા લેખથી થાતી. ૧૦
જગત્નો લાભ દેનારો, જગત્નો હાનિ કરનારો;
ભણ્યો પણ નહીં ગણ્યો તેની, પરીક્ષા લેખથી થાતી. ૧૧
થયો એ કોમમાં ભાનુ, થયો વા ધૂમકેતુ એ;
થયો શું ? ભાટ વા ગપ્પી, પરીક્ષા લેખથી થાતી. ૧૨
બન્યો અન્યાય વા ન્યાયી, સમયનો જાણ છે વા નહીં;
ઉછાંછળીયો અહો ધીરો, પરીક્ષા લેખથી થાતી. ૧૩
ઘણા છે શ્વાનના જેવા, ઘણા છે ભૂંડના જેવા;
ઘણા છે હંસના જેવા, પરીક્ષા લેખથી થાતી. ૧૪
ઘણા છે કાગડા જેવા, ઘણા છે રાક્ષસો જેવા;
ઘણા છે ભૂતના જેવા, પરીક્ષા લેખથી થાતી. ૧૫
લખીને કલેશ કરનારા, ધમાધમ ખૂબ લખનારા;
પયઃ પૂરા જ જોનારા, પરીક્ષા લેખથી થાતી. ૧૬
હસાહસ ખૂબ લખનારા, સપાસપ લેખ લખનારા;
લખીને પેટ ભરનારા, પરીક્ષા લેખથી થાતી. ૧૭
ઘણા છે તોપના જેવા, ઘણા છે દારૂના જેવા;
ઘણા છે દુગ્ધના જેવા, પરીક્ષા લેખથી થાતી. ૧૮

લખીને શાન્તિ કરનારા, રહી મધ્યસ્થ લખનારા,
સદા સારૂ જ લખનારા, પરીક્ષા લેખથી થાતી ૧૯
નયોની બહુ અપેક્ષાએ, જણાવી સત્ય લખનારા,
બુદ્ધચબ્ધિ સાધુ લેખકની, પરીક્ષા લેખથી થાતી

## દુઃખી દુનિયા.

વ્હાલા વેગે આવો રે—એની લય

દુનિયા સર્વે દુખી રે, કોઈ ન વાતે સુખી રે,
અનુભવ્યું એ જ્ઞાનથી હોજી, સુખના ચટકા ટળી જાતા ક્ષણવાર દુ ૧
શોધી શોધી થાક્યા રે, વયોવૃદ્ધ પાકયા રે,
નિસાસા અંતે નાખીયા હોજી, બોલ્યા હાય સુખ ન મળીયું જરાય દુ. ૨
ભમરાળા ભોગી લોકો રે, પાડે અંતે પોકો રે,
હાય !!! સુખ નહીં મળ્યું હોજી, એળે આયુ ગાળ્યું કહી પસ્તાય દુ ૩
દુગ્ધામાં દાનું ખોયે રે, ખરેખર મોહે રે,
ભજ્યા ન ભગવંતને હોજી, બાજીગર બાજી અંતે તો ધૂળની ધૂળ દુ ૪
ચક્રવર્તિ રાણા રે, અંતે બહુ પસ્તાણા રે,
સુખ ન માચું બાહ્યમા હોજી, બુદ્ધિસાગર પ્રભુ ભજનથકી સુખ દુ ૫

## વ્હાલાં પુસ્તકો.

આહા મુન્તિ મોહનગારી ચિદાનંદ મહાવીર તારી —એ રાગ

વ્હાલા પુસ્તકો ( આગમો ) અમારા
ઘણા પ્રાણુથકી પ્યારા, ઘણા પ્રાણુથકી પ્યારા, ઘણા વ્હાલા.
સાને સમજાવીને સાચું, શિખામણ દેનારા,
પાર્શ્વમણિથી અનંત અધિકા, શુદ્ધ રૂપ કરનારા વ્હાલા ૧
બોધરૂપ અમૃતને આપી, સુખ દિલમા ભરનારા
સાચું જૂઠું સર્વ બતાવી, વિવેકને દેનારા વ્હાલા ૨

## સાખી.

મૌન મિત્રતા ધારીને, રહો પાસે નિશદિશ,
વીસામો એકાંતનાં, માનુ વિશ્વાવીસ;
સાચા સમકિતને દેનારાં, સર્વે દુર્ગુણો હરનારાં. વ્હાલાં. ૩

અંતર્ બાહ્ય મુસાફરી, કરાવનારાં બેશ,
જીવનનાં સાથી બની, સમજણ આપો હમેશ.
મોટા જગમાંહી મીનારા, જ્ઞાની કરકમલે ફરનારાં. વ્હાલાં. ૪

પુસ્તક સ્વરૂ ગંગા ભલી, પુસ્તક સ્વર્ગ વિમાન,
માનસ દિવ્ય સરોવરો, આનંદ સૃષ્ટિ તાન;
ચેતન ઉપવન ખીલવનારાં, આનંદ રસમાં ઝીલવનારાં. વ્હાલાં. ૫

'સર્વ તત્ત્વ સમજાવીને, ઉઘાડો દિલ દ્વાર,
આનંદ રેલમછેલમાં, સાથી સદા તૈયાર;
મનની ચિંતા સહુ હરનારાં, ધૈર્ય શાન્તિને કરનારાં. વ્હાલાં. ૬

ખટપટ ઉપાધિ વિના, કરતાં મનથી વાત,
દર્શન જ્ઞાન ચારિત્રની, દેખાડો શુભ વાટ;
બુદ્ધિસાગર પ્રેમી સારાં, ભવોભવમાંહિ આધારાં. વ્હાલાં. ૭

---

## થવા દ્યો જે થતું તે તો.

કવ્વાલિ.

તજી દ્યો તર્કની કોટી, તજી દ્યોને અભિપ્રાયો;
પડો ના ભાવીની વચ્ચે, થવા દ્યો જે થતું તે તે. ૧
થતું ખોટું ખરૂં થાતું, જતા તેમાં રહ્યું બાકી;
ભલા માટે ગણીને એ, થવા દ્યો જે થતું તે તે. ૨
અધુના હાનિકર ભાસે, રહ્યું ભાવી ઉદરમાં શું ?
કળી શકતું નથી કોઇ, થવાદ્યો જે થતું તે તે. ૩

કટુ લાગે પરિણામે, ખરેખર મિષ્ટ ફલદાતા,
કદાપિ ગર્ભમા એવુ, થવાદ્યો જે થતુ તે તે ૪

ભલામાટે થતુ સર્વે, ઉડેલા અગ્નિના કણીયા,
પૃથકત્વ ઐકય વા જૂદુ, થવાદ્યો જે થતુ તે તે ૫

સ્વભાવે જે બને તેને, કદી ના કાપશો કાચુ,
જરા આડા નહીં આવો, થવાદ્યો જે થતું તે તે ૬

થતો નિશ્ચય પરીણામે, મળે શિક્ષા ખરી રીતે,
અહો એ કાયદો સાચો, થવાદ્યો જે થતુ તે તે ૭

ગ્રહાતુ તત્ત્વ સૌમાથી, નઠારાને ભલામાથી,
થતુ સહુ ઉન્નતિ માટે, થવાદ્યો જે થતુ તે તે ૮

અધુરો જ્યાથકી સૌને, રહે છે ત્યાથકી સૌને,
ગ્રહાતો માર્ગ ઉદયાર્થે, થવાદ્યો જે થતુ તે તે ૯

ચઢતા ઉર્ધ્વ પડવામા, પ્રવૃત્તિ સ્વાનુભવ હેતે,
વિચારીને વિવેકે એ, થવાદ્યો જે થતુ તે તે ૧૦

શિખામણ આપવી તે તો, અનુભવ વણ નહીં લેખે,
નકામી વ્હોર ના પીડા, થવાદ્યો જે થતુ તે તે ૧૧

પડી છે સર્વને સૌની, શુભાશુભકર્મના યોગે,
કરાતુ કર્મ નહીં મિથ્યા, થવાદ્યો જે થતુ તે તે ૧૨

અકળ કુદ્રતતણી લીલા, કળાથી કલ્પનાથી નહીં,
વિચારી જ્ઞાનીયો થાક્યા, થવાદ્યો જે થતુ તે તે ૧૩

અધાર્યું આખપર આવે, ફના થાવે જ ધારેલુ,
ઉદય ત્યા અસ્તના ચક્રો, થવાદ્યો જે થતુ તે તે ૧૪

પ્રયત્નો જ્યા થતા મિથ્યા, સફલ આશા જણાતી ત્યા,
બુદ્ધિચબ્ધિ વસ્તુ ધર્મે સહુ, થવાદ્યો જે થતુ તે તે ૧૫

## ❀ જિનેશ્વર મેઘ-પ્રતિ ભવ્ય જીવરૂપ ચાતકની વિજ્ઞપ્તિ. ❀

વ્હાલા વર્ષોરે અમપર કરૂણા ધારી,
જેવો તેવો પણ ત્હારો ગણીને, અંતરૂમાં અરજી સ્વીકારી; વ્હાલા.
દીન દયાળુ ધર્મ ધુરંધર, તાપ નિવારક ત્રાતા;
મ્હેર કરીને મોટી નજરે, આપો નિર્ભય સાતા. વ્હાલા. ૧
સર્વોત્તમ જે જે દાતારો, તે પણ યાચક ત્હારા;
આવી મોટાઇ પાંમીને, કર સંકોચ ન પ્યારા. વ્હાલા. ૨
ગાજવીજ મોટાઇ ચોત્રીસ, અતીસય રૂપે જગમાં;
દાન મહત્તા સર્વ પ્રાણીના, વ્યાપી છે રગોરગમાં. વ્હાલા. ૩
તાપે તપીયા બહુ અકળાયા; તાપ હવે ન સહાતો;
વાટ જોઇને બેઠા ત્હારી, કંઇ તું મોંઘો થાતો, વ્હાલા. ૪
કલિકાલમાં સર્વ સરીખો, થા નહીં તું જગ રાજા;
ભેદ ભાવ રાખ્યા વણ વર્ષે, એવી છે તુજ માઝા. વ્હાલા. ૫
ગડગડે ગાજે ભવ્ય મયુરો, નાચે હર્ષોલ્લાસે;
હૃદય સરોવર છલકાઇ જઇ, સ્વરૂ શોભાથી વિકાસે. વ્હાલા. ૬
ચમકચમક ઉપયોગની ધારા, વીજળી ચઉ દિશ ચમકે;
શાંતિ વાયુ સરરરસરકે, ઘન પ્રતિ છંદે ધમકે. વ્હાલા. ૭
આત્માઽસંખ્ય પ્રદેશક્ષેત્રે, ધર્મ બીજ જન વાવે;
જ્ઞાનસૂર્ય કિરણોના તાપે, અંકુરવૃદ્ધિ સુહાવે. વ્હાલા. ૮
મહેર કરીને પરમ પ્રભુજી, વરસો ઝરમર ધારે;
બુદ્ધિસાગર ભવ્ય ચાતકની, ચઢશો વ્હેલા વ્હારે. વ્હાલા. ૯

# સાધર્મી ભક્તિ.

રાગ—ધીરાના પદનો

ભગવતના ભકતોની રે, ભક્તિ કરો ભાવે ખરી,
સાધર્મી સગપણ સાચુ રે, તેથી પાપ જાયે ટળી,
સાચો બધુ સાધર્મી છે, ધર્મ ટેક ધરનાર,
દીલ મળે છે દીલથી દેખે, જિનનુ નામ જપનાર,
ક્ષેત્ર એ છે મારૂ રે, ધન વાવો ચિત્ત ધરી. ભગવત ૧
સાધર્મીથી ચાલે શાસન, સહાય કરે સુખદાય,
વિસામો શિવ પન્થે વહેતા, ભક્તિથી અશ્રુ ભરાય,
પરસ્પર દેખતા રે, પ્રીતિની રીતિ સહેજે વરી ભગવત ૨
સાધર્મીને દેખે સ્નેહ જ, આંખથી નહીં ઉભરાય,
ખામી સમકિતમા છે ખાસી, સદાચાર ભાખ્યે સુહાય,
સમકિતધર્મી સ્નેહે રે, સાધર્મી ભક્તિ સુખ કરી. ભગવત. ૩
પ્રભુ ઉપર જો પૂરણુ પ્રીતિ, હોવે હૈડામાહિ,
તો સાધર્મી દેખે સ્નેહ જ, આવે હર્ષોત્સાહ,
સુખે દુખે સહાયી રે, સાધર્મી હોવે સ્નેહ ધરી ભગવત ૪
સાધર્મીને સાહાય્ય સમર્પે, ટળે કર્મની કોડ,
પરભવમાહિ પુણ્ય ફળે છે, ખોટને નહી તેમ ખોડ,
સમજીને સમજુ શાણા રે, જાઓ ભક્તિ માર્ગે ભળી ભગવત ૫
સાધર્મી ભક્તિમા સુખડા, સુરની મળતી સાહાય્ય,
ભક્તિમાહિ દૈવત ભરીયુ, અષ્ટસિદ્ધિ નવ નિધિમાહિ,
સસારસાગર સહેજે રે, તુર્ત જીવ જાયે તરી ભગવત ૬
આદર સત્કારે સુખ આપે, દુખ જાવે છે દૂર,
સમક્તિ નિર્મલતા સપજતી, કર્મ ટળે સહુ દૂર,
સ્વર્ગગતિ શિવ સુખડા રે, ઠામે એમો ભક્તે ઠરી ભગવત. ૭
એવા ફળતી સાધર્મીની, સાધુની સુખકાર,

ભક્તિ કલિયુગમાંહી ભલેરી; પામો તેથી ભવપાર;
બુદ્ધિસાગર બોલે રે, સેવા શિવ નિઃસરણી. ભગવંત. ૮

## રુચિપક્ષી.

કવ્વાલી.

રૂચિપક્ષી ઉડે છે હો, વદે છે બોલ મનમાન્યા;
ઘડીમાં વલ્લિપર બેસી, ઘડીમાં વૃક્ષપર બેસે. ૧
રૂચ્યા વણ ઉડીને તે તો, ભૂમિપર આવીને બેઠું;
હળી ગયું અન્ય પક્ષીથી, પરસ્પર મેળમાં રાચી. ૨
ઉડી ત્યાંથી ગયું આઘું, સરોવર તીરપર બેઠું;
હવા ઠંડી અહો લેતું, મધુરૂં જ્ઞાન લલકારે. ૩
ઉડી અન્યત્ર ચાલ્યું તે, જુવે છે રમ્યદેશોને,
નિરીક્ષી વૃક્ષપર બેઠું, ફળો સ્વાદે મધુરાં તે. ૪
ઠર્યું ના ત્યાં ઘણી વેળા, વિચારે અન્ય સારૂં શું ?
જઉં ક્યાં હું રહું ક્યાં હું, વિચારો ચિત્તમાં કરતું. ૫
મળેલાં પક્ષીને છોડે, મળેલાં વૃક્ષને ત્યાગે;
ઘડીમાં ચિત્ત બદલીને, નવાને શોધવા ભાગે. ૬
ઘણાં વૃક્ષો ઘણાં સ્થાનો, ઘણા માળા ઘણા મેળા;
બદલિયા ખૂબ આવેશે, તથાપિ ના ઠર્યું ક્યાંઇ. ૭
અરે એ ખૂબ ભટકે છે, સમજતું નહિં કરૂં શાથી;
અરે મારૂં સ્વરૂપજ શું ? વિચારી દેખતું નહીં તે. ૮
ફરે છે રૂપ પોતાનું, ઘણા સંયોગ પામીને;
જુવે તો તે ઠરે સ્થાને, અનુભવ સદ્ગુરૂ સેવે ૯
અનંતા પક્ષીઓનો આ, જગતનો બાગ દેખાતો;
બુદ્ધયબ્ધિ સદ્ગુરૂ સંગે, જણાતું પક્ષી અન્તરૂમાં. ૧૦

સાણંદ, વૈશાખ સુદિ ૨ સં. ૧૯૬૯.

# मुसाफर सत्य शोधी ले.

કવ્વાલી

થયો અવતાર માનવનો, ભણીને સર્વ વિદ્યાઓ,
અનુક્રમ જ્ઞાન પામીને, મુસાફર સત્ય શોધી લે ૧
કયા માર્ગે ખરૂ સુખ છે, ટળે દુ ખો સકલ શાથી,
વિવેકે તે વિચારીને, મુસાફર સત્ય શોધી લે ૨
ખરી સ્વાત્મોન્નતિ કરવા, થતા દુ ખો સકલ હરવા,
ખરી મધ્યસ્થ દૃષ્ટિએ, મુસાફર સત્ય શોધી લે ૩
વિચારીને સકલ શાસ્ત્રો, નિહાળીને સકલ દશ્યો,
હૃદયની સૂક્ષ્મદ્રષ્ટિએ, મુસાફર સત્ય શોધી લે ૪
પરપર અન્ધ શ્રદ્ધાની, પડેલી ટેવ ટાળીને,
પ્રમાણોની પરીક્ષાથી, મુસાફર સત્ય શોધી લે. ૫
સ્વય નિર્ણય કરી સહુનો, અસખ્યદષ્ટિસાપેક્ષ,
ખરા સ્વાનુભવે જગમા, મુસાફર સત્ય શોધી લે ૬
ખરી છે સત્યની કહેણી, ખરી છે સત્યની રહેણી,
બુદ્ધચબ્ધિધર્મના પથે, મુસાફર સત્ય શોધી લે ૭

---

## सांवत्सरिक क्षमापना.

બળે છે બહુ જીગર મારૂ, થતુ થરથર હૃદય કપી,
કર્યો ગુન્હો અરે ત્હારો, ક્ષમા લાવી ખમી લેજે ૧
જીગરથી હુ ચહુ માફી, અહાહા દીલ પસ્તાઇ,
ઘણો પસ્તાઉ છુ દિલમા, ક્ષમા લાવી ખમી લેજે. ૨
પ્રમાદે ગ્રાણુની હાનિ, બને તેથી પ્રમાદીને,
પ્રભો તુ માફ દે મુજને, ક્ષમા લાવી ખમી લેજે ૩
નથી આશયથકી મ કુ, કર્યું મે ચિત્તમા લાવી,
જરા ના વૈરને લાવી, ક્ષમા લાવી ખમી લેજે ૪

તને શાંતિ મજાની હો, અહો તવ પંથમાં વહેતાં;
દઉં છું એ ભલી આશીઃ, ક્ષમા લાવી ખમી લેજે. ૫
અરે તવ પ્રાણુ ને હાનિ, નથી ઇચ્છા જરા કરવા;
તથાપિ જે બન્યું તેને, ક્ષમા લાવી ખમી લેજે. ૬
તુંને શાંતિ સદા હોજો, અમારા ધર્મના ભોગે;
ચિરાતું બહુ હૃદય બોલે, ક્ષમા લાવી ખમી લેજે. ૭
મળો શાંતિ ભવોભવમાં, ભલું ત્હારૂં થજો મુજથી;
બુદ્ધચબ્ધિ બહુકૃપા લાવી, ક્ષમા લાવી ખમી લેજે. ૮

વિજાપુર. સં. ૧૯૭૨ ના ભાદ્રપદ સુદિ

## बलकलथी जीताय.

દોહરા.

સિંહ બળી વનરાજ પણ, કળથી તે પકડાય;
નિશ્ચય છે આ વિશ્વમાં, બળકળથી જીતાય. ૧
બળીયા ગળીયા થઈ જતા, કળા વિના ભટકાય;
બ્રીટીશોવત્ જાણવું, બળકળથી જીતાય. ૨
બળથી અધિક કળા વધે, કળાથકી જીતાય;
વિદ્યા બુદ્ધિ પ્રયુક્તિના, બળ કળથી જીતાય. ૩
બળીયાના બે ભાગ છે, કલાતણા ન ગણાય;
સકલાવસ્થામાં અહો, બળ કળથી જીતાય. ૪
નિર્બળ કળા વિના જનો, જ્યાં ત્યાં હારી જાય;
જાગી જગમાં ચેતજો, બળ કળથી જીતાય. ૫
મરે પ્રમાદે માનવી, જ્યા ત્યાં ખત્તા ખાય;
કર્મયોગને આદરી, બળ કળથી જીતાય. ૬
બુદ્ધિબળ વિકસ્યા વિના, પરાશ્રયે જીવાય;
મંત્ર યંત્રને તંત્રના, બળ કળથી જીતાય. ૭
સમય જમાનો ઓળખી, ધરતાં પ્રબલોપાય;
સર્વપ્રસંગોમાં ખરે; બળ કળથી જીતાય. ૮

બળ કળ સાચો ધર્મ છે, પ્રગતિ જેથી થાય
બુદ્ધિસાગર વિશ્વમા, બળ કળથી જીતાય ૯

---

## थवा ना दे असर मनपर.

મળ્યો તવ પત્ર વાચીને, જણાવુ છુ ખરી રીતે,
સ્વય નિજ બ્રહ્મદૃષ્ટિથી, થવા ના દે અસર મનપર ૧
શુભાશુભ કલ્પના ખોટી, જરા ના ભાર ધર ત્હેનો,
જગત્ કહેણી ઘણી જૂઠી, થવા ના દે અસર મનપર ૨
ઘણા મન કલ્પના યોગે, થતા દુ ખો નહીં તે તુ,
બની સાક્ષી સકળ જગનો, થવા ના દે અસર મનપર ૩
દ્રવે ના તુ બળે ના તુ, નહીં છેદાય ક્યારે તુ,
સ્વભાવે ધર્મ માનીને, થવા ના દે અસર મનપર. ૪
અભિપ્રાયે ન મુઝાવુ, જગત્મા ભ્રાતિ સહુ માની,
સ્વય શુદ્ધાત્મમય બોધી, થવા ના દે અસર મનપર ૫
અરે મુઝાય શા માટે, અસત્ તે નહી થતુ ક્યારે,
ધરી નિશ્ચય ખરો એવો, થવા નાદે અસર મનપર ૬
ટળે ભ્રાતિ મળે શાન્તિ, રહે ના દુ ખના ભડકા,
બુદ્ધિચબ્ધિધર્મ સેવ્યાથી, સદા આનદમય પોતે ૭

---

## स्वार्थबाजी.

રાગ કાન્હરો

જોઈ જોઇ મે જગની બાજી, ભાન ભૂલી ત્યા થાઉ શુ ? રાજી,
સૌ જન સ્વારથી સગપણ આવે, સત્ય સ્વરૂપ વિરલા આરાધે જોઇ ૧
જોગી જતિ પણ સ્વારથ માટે, આશ ધરી ફરે વાટે વાટે જોઇ ૨
કોઇક દાસ દીવાન કહાવે, માત પિતા ભાઈ લલના થાવે જોઇ ૩
આખર ખાલી હાથે જાવુ, તો ફોગટ મન શુ ? મલકાવુ જોઇ ૪
ચડતી પડતી સહુની ચાલે, મૂઢો મરડીને શુ ? મહાલે જોઇ ૫

સત્ય સ્વરૂપ પરમાતમ ત્હારૂં, એ સહુ પુદ્ગલ તુજથી ન્યારૂં. જોઇ. ૬
હાય હાય અરે હાર્યો બાજી, ગર્વે ગાંડો ફૂલ્યો ગાજી. જોઇ. ૭
કરવું શું ? ને કર્યું શું ? ખોટું, ધર્મ કર્મ નહિ માન્યું મોટું. જોઇ. ૮
ભણતર ભણીને કેઇક બૂડ્યા, કે ડહાપણ દરિયામાં ડૂલ્યા. જોઇ. ૯
જાણ્યું તેનું જગમાં સાચું, કહેણી તેવી રહેણી રાચું. જોઇ. ૧૦
બહુ બોલે તે બાંઠા જાણો, બુદ્ધિ શાશ્વતપદ મન આણો. જોઇ. ૧૧

---

## खुशामतिया गुलामो छे.

કવ્વાલિ.

ભલે હો શેઠ વા શાણો, ભલે હો રંક વા રાણો;
હૃદય વેચી બન્યા સ્વાર્થી, ખુશામતિયા ગુલામો છે. ૧
દબાવી સત્યને જેઓ, નકામી હાજી હા કરતા;
પરાશ્રય ઇચ્છનારાઓ, ખુશામતિયા ગુલામો છે. ૨
ચહે તેને નહીં ચહાતા, ખરૂં કહેતાં ડરે જગથી;
હૃદય પરતંત્રતા વાહક, ખુશામતિયા ગુલામો છે. ૩
અરે વાહ વાહથી જૂઠું, ખુશી કરવા ઘણું બોલે;
હૃદય સાચું નહીં ખોલે, ખુસામતિયા ગુલામો છે. ૪
ખુશામત સર્વને વ્હાલી, તથાપિ સત્યથી ઠાલી;
ગુણોને દે અરે બાળી, ખુસામતિયા ગુલામો છે. ૫
ખુશામતથી કરે રોજી, બને ના સત્યનો ખોજી;
ગુલામોના ગુલામો છે, ખુશામતિયા ગુલામો છે. ૬
હૃદય ધડકી કહે સોને, ખુશામત ના કરો ખોટી;
ખુશામત ધૂળથી છોટી, ખુસામતિયા ગુલામો છે. ૭
પ્રમાણિકને ખુસામતની, નથી પરવા જરા જગમાં;
નકામી વાહ વાહ વદતા, ખુશામતિયા ગુલામો છે. ૮
ખુશામતથી રહી અળગા, પ્રમાણિકતા ધરી પૂરી;
બુદ્ધયબ્ધિ જે પ્રવર્તે છે, ખરી વાહ વાહ છે તેની. ૯

---

## થશે શક્તિથકી સિદ્ધિ.

કવાલિ.

ભણ્યાથી શુ ? ગણ્યાથી શુ ? નથી શક્તિ વિના ભક્તિ,
વિચારીને વિચારો એ, થશે શક્તિથકી સિદ્ધિ. ૧
ઉપાયો સર્વ અવલબી, જગાવો શક્તિ અ તરમા,
મહા દુ સાધ્ય કાર્યોની, થશે શક્તિથકી સિદ્ધિ. ૨
જગત્મા શક્તિ પૂજાતી, ચમત્કારો થતા એથી,
કરી નિશ્ચય કરો કાર્યો, થશે શક્તિથકી સિદ્ધિ ૩
થયા જે શક્તિથી શકતો, ગણાયા દેવ કોટીમા,
કર્યા સ કલ્પની નક્કી, થશે શક્તિથકી સિદ્ધિ ૪
સદા પરમાર્થ કાર્યોમા, સદા વ્યવહાર નિશ્ચયમા,
નિજાત્માની પ્રગતિ કરવા, થશે શક્તિથકી સિદ્ધિ ૫
સમગ્ર વિશ્વ દેશોની, સમગ્ર વિશ્વ કોમોની,
સદા સત્યોન્નતિ કરવા, થશે શક્તિથકી સિદ્ધિ ૬
સમસ્ત વિશ્વ ધર્મોના, ખરેખર સદ્વિચારોની,
પ્રચારક યુક્તિયો રચવા, થશે શક્તિથકી સિદ્ધિ. ૭
અવક્રાન્તિપથો હરવા, શુભોત્ક્રાન્તિ સદા કરવા,
બુદ્ધ્યબ્ધિ ધર્મ છે તવ એ, થશે શક્તિથકી સિદ્ધિ ૮

---

## ચેતન બોધ.

સઝાય, રાગ કાન્હરો.

કયાંથી આવ્યો કયા જાઇશ ભાઈ, જોને તપાસી ત્હારી સગાઇ. કયા૦ ૧
કાયા માયા કાચી કે સાચી, રગમા રહ્યો શુ ? રાચી માચી. કયા૦ ૨
ફુલી ફોગટ શુ ? ફાકા મારે, ફોગટ જન્મ ગુમાવી શુ હારે. કયા૦ ૩
ક ચન કામિની મારા માની, નાહક મુઝે છે નાદાની કયા૦ ૪
મરણુ સમે તુ ખાલી જાશે, ત્યારે મૂરખ તુ પસ્તાશે કયા૦ ૫

ચાલ્યા સહુ નિજ નિજ વાટે, ચેત ચતુર તું ચેતન ઘાટે. ક્યાં૦ ૬
મધુબિંદુ સમ સુખ સંસારે, તૃપ્તિ ન વળશે તેહુથી ક્યારે. ક્યાં૦ ૭
મોહની માયા જગમાં મોટી, ક્ષણમાં નાસી દુઃખદા ખોટી. ક્યાં૦ ૮
લટપટ ચટપટ ઝટપટ ત્યાગી, આત્મસ્વરૂપનો થા તું રાગી. ક્યાં૦ ૯
સત્ય શુદ્ધપરમાત્મસ્વરૂપી, બુદ્ધિસાગર સુખચિદ્રૂપી. ક્યાં૦ ૧૦

## कर्तव्योपदेश काव्य.

જાગી ઉઠો હૃદય ઘટમાં પૂર્ણ જ્યોતિ જગાવો,
સાચી સેવા જગ હિતતણી તેહમાં ચિત્ત લાવો;
ખોટા ખ્યાલો પરિહરી સદા ચિત્તમાં ધર્મ વાસો,
સારાં કાર્યો નિશદિન કરી વિશ્વમાં ઉચ્ચ થાશો. ૧
આત્મા છે આ પરમ વિભુ એ ભાવના ચિત્ત ભાવો,
મૈત્રી ભાવી સકલ જનથી તુચ્છતાને હઠાવો;
સાચા ભાવે સકલ જનને દુઃખમાં દો દિલાસો,
સારાં કાર્યો નિશદિન કરી વિશ્વમાં ઉચ્ચ થાશો. ૨
સર્વે જીવો શિવસુખ લહો, કર્મના ઓઘ ટાળી,
સર્વે જીવો શિવસુખ લહો, રાગ ને દ્વેષ વારી;
સાચી એવી હૃદયઘટમાં, ભાવનાને વિકાસો,
સારાં કાર્યો નિશદિન કરી, વિશ્વમાં ઉચ્ચ થાશો. ૩
સૌનું સારૂં મન વચનથકી, કાય લક્ષ્મીવડે હો,
આત્મશુદ્ધયા પ્રતિદિન કરો, લક્ષ્મીયો સાંપડે હો;
ત્હારી નિત્યે પ્રગતિપથમાં આત્મશક્તિ પ્રકાશો,
સારાં કાર્યો નિશદિન કરી, વિશ્વમાં ઉચ્ચ થાશો. ૪
ત્હારા માટે સકલ શુભ છે, શુદ્ધદૃષ્ટિ પ્રભાવે,
થાતું થાશે સકલ શુભ છે, ધર્મસાપેક્ષ ભાવે;
એવું ત્હારા હૃદય સમજી, મોહકર્મો વિનાશો !
સારાં કાર્યો નિશદિન કરી, વિશ્વમાં ઉચ્ચ થાશો. ૫

આત્મા ચેતો ચતુર સમજી યોગ સારો મળ્યો છે,
જ્ઞાનીયોગી ગુરૂગમવડે, ધર્મ તો સાપડયો છે,
માટે નક્કી અવસર લઇ, જ્ઞાનમાર્ગે વિલાસો,
સારા કાર્યો નિશદિન કરી વિશ્વમા ઉચ્ચ થાશો ૬

અનુષ્ટુભ્

સારાં કાર્યો કરી વિશ્વે, આત્મોન્નતિ કરો સદા,
બુદ્ધચબ્ધિ સદ્ગુરૂ જ્ઞાને, ફર્જ શીર્ષે વહો મુદા. ૭

## શ્રાવક.

દક્ષ કહ્યો વ્યવહારી, શ્રાવક દક્ષ કહ્યો વ્યવહારી,
સમયજ્ઞ બલિહારી, શ્રાવક દક્ષ કહ્યો વ્યવહારી
વ્યવહારે વ્યવહારમા રે, સર્વ કાર્ય હુશિયારી,
મગજ ન ખાવે વાતમારે, મનને ઝાઝુ મારી શ્રાવક ૧
એકવિશતિ ગુણ કહ્યારે, શ્રાવકના અધિકારી,
સત્તર ગુણ ભાવે ધરે રે, પૂર્ણપણે તે વિચારી શ્રાવક ૨
નિત્ય નિયમ કરણી કરેરે, ઉઘે નિયમાનુસારી,
શરીર મ રક્ષા કરેરે, ખાનપાન ક્રમવારી શ્રાવક ૩
બ્રહ્મચર્યને પાળનારે, દેશથકી સુવિચારી,
શરીર રાજા વીર્યનીરે, રક્ષા કરે ગુણધારી શ્રાવક ૪
ન્યાયાર્જીત ધન સગ્રહેરે, પ્રમાણિકતા પ્યારી,
વ્રત પચ્ચખાણને આદરેરે, ગમ ખાવે મન ભારી. શ્રાવક ૫
દેવગુરૂ ભક્તિ કરેરે, શ્રદ્ધા ધર્મે વધારી,
યથાશક્તિ વ્યાયામથીરે, પોષેતનુ અવિકારી શ્રાવક ૬
દવા હવાથી જાળવેરે, દેહ ધર્મ ધરનારી,
સુખકારી નિયમો ઘણારે, આદરતો જયકારી શ્રાવક. ૭
વિરતિ ગુણને આદરેરે, યથાશક્તિ નિર્ધારી,
સર્વ નયસાપેક્ષથીરે, થાતો ધર્મ વિહારી શ્રાવક ૮

સાધુની સંગતિ કરેરે, સર્વ ગુણોની ક્યારી;
બુદ્ધિસાગર ધર્મ મારે, શ્રાવક પૂર્ણાચારી. શ્રાવક. ૯

શા. લલ્લુભાઇ કરમચંદ દલાલ માટે બનાવેલ.

---

## સુધારો ભૂલ પોતાની.

ભણ્યા તો શું ? ગણ્યા તો શું ? બન્યા જો ડાહ્યલા તો શું ?
બન્યા પંચાતિયાતો શું ? સુધારો ભૂલ પોતાની. ૧

નિહાળ્યા દોષ બીજાના, બનીને ઠાવકા બોલ્યા;
તથાપિ શું ? વળ્યું તેથી, સુધારો ભૂલ પોતાની. ૨

અણુસમ અન્યની ભૂલ્યો, જણાતી પર્વતો જેવી;
ત્યજી એ દોષદષ્ટિને, સુધારો ભૂલ પોતાની. ૩

જણાતા અન્ય પાપીઓ, સ્વયં જાણ્યો જ ધર્માત્મા;
થશે ના તે થકી પ્રગતિ, સુધારો ભૂલ પોતાની. ૪

બની હાનિ અરે સાથી, જુવો સઘળું તપાસીને;
પછીથી દોષ જાણીને, સુધારો ભૂલ પોતાની. ૫

નહીં થાતી અસર બીજા, ઉપર એ દોષના યોગે;
સુધારો સત્ય કરવાને, સુધારો ભૂલ પોતાની. ૬

ખરા આદર્શવત્ બનવા, કથ્યા કરતાં કરો કરણી;
જગતમાં ઉન્નતિ વરવા, સુધારો ભૂલ પોતાની. ૭

અરે નિજ ચિત્ત ડંખે છે, થતી સહુ ભૂલને માટે;
હૃદયમાંહે વિચારીને, સુધારો ભૂલ પોતાની. ૮

સદા આત્મોન્નતિ કરવા, નિહાળો દોષ પોતાના;
અરે તે દૂર કરવાને, સુધારો ભૂલ પોતાની. ૯

પ્રથમ સુધરી અહો જે જન, પ્રવૃત્તિ જે કરે સારી;
બુદ્ધયબ્ધિધર્મ પામીને, સુધારો વિશ્વ લોકોને. ૧૦

---

# ❀ श्री आत्मारामजी माहाराजना संघाडाना मुनि श्री लब्धिविजयजीओ रचेलां स्तवनो पर अभिप्राय. ❀

ઓધવજી સ દેશો કહેજો શ્યામને—એ ચાલ

હર્ષાવેગે જીનવરના સ્તવનો રચ્યાં,
ભક્તિ ભાવને ગુ થ્યો સ્તવને બેસજો,
પ્રભુભક્તિથી આન દરસ રસિયા બની,
ટાળે નિશદીન મનમા પ્રગટ્યા કલેશ જો   હર્ષાવેગે. ૧
પ્રભુની સાથે પ્રેમભક્તિ લયલીન થઇ,
સરલ હૃદયથી ભક્તિઝરણુમા ન્હાયજો,
ગાયન રચવામાં ગુલતાન સદા રહે,
મૈત્રીભાવના ધારે નિજ સુખદાયજો,   હર્ષાવેગે. ૨
પ્રભુના દાસ બનીને અરજી ઉચ્ચરે,
કરે પ્રાર્થના સિદ્ધ વધુ સ કેતજો,
મીઠાં મીઠા ભક્તિ લ્હાણા સ્વાદતા,
સ્વાદી ચખાડે અન્ય જીવોને હેતજો.   હર્ષાવેગે. ૩
સ્તવનોદ્ગારે ડોલે આન દમસ્ત થૈ,
ભક્તજીવોને ડોલાવે કરી ગાનજો,
સ્તવન સુણીને શીર્ષ ધુણાવે ભક્તજન,
મુનિ જીવનનુ હાર્દિક પ્રગટે તાનજો   હર્ષાવેગે. ૪
હીરવિજયજી શિષ્ય હીરલાસમ મુનિ,
લબ્ધિવિજયજી કાવ્યામૃતરસરેલજો,
તેમા ઝીલી જીવો નિર્મળતા ધરે,
અનુભવ સુખની ધારે જીવો સહેલ જો   હર્ષાવેગે ૫
પ્રભુકાવ્ય મિષ કામણુ ભક્તોપર કર્યું,
સ્તવન ગાઈને ભૂલે ભવનુ ભાનજો,
બુદ્ધિસાગર અનુભવી અનુભવ લહે,
પામે અવિચળ મ ગળમાળા સ્થાન જો   હર્ષાવેગે ૬

# નકામી વ્હોર ના પીડા.

કવ્વાલિ.

વિચાર્યા વણ અરે પૂરૂં, અનુભવ પૂર્ણ કીધા વણ;
ભમાવ્યાથી અરે બંધુ, નકામી વ્હોર ના પીડા. ૧
ઘટે નિજ શક્તિયો નિષ્ફળ, થતો ના ફાયદો જગને;
અરે નિજ ફર્જથી જૂદી; નકામી વ્હોર ના પીડા. ૨
પડે દુઃખો ઘણાં શીર્ષે, થતો ના ફાયદો કિંચિત્ ;
છતી આંખે બની અંધો, નકામી વ્હોર ના પીડા. ૩
વધે ચિંતા વિપત્તિયો, રૂચે ના જ્ઞાનીના મનમાં;
તણાઈને અહંતામાં, નકામી વ્હોર ના પીડા. ૪
મળે આનંદરસ નહિ જ્યાં, ભલું કરતાં બૂરૂં લાગે;
બનીને ડાહ્યલો બાપુ, નકામી વ્હોર ના પીડા. ૫
ગણે ના તેરમાં કોઇ, નહીં કો ભાવને પુચ્છે;
તથાપિ ત્યાં પડી મોહે, નકામી વ્હોર ના પીડા. ૬
ગળ્યું સર્પે સસુંદર રે, મુંકાતું ના ગળાતું ના;
અહો એવી પ્રવૃત્તિની, નકામી વ્હોર તું પીડા. ૭
ઘણી હાનિ અને પ્રાયઃ, જરા પણ લાભ નહી એવી;
પ્રવૃત્તિમાં પડી બાપુ; નકામી વ્હોર ના પીડા. ૮
અદા ના ફર્જ નિજ થાતી; રહે ના હાથમાં છાતી;
અલેખે શક્તિયો જાતી, નકામી વ્હોર ના પીડા. ૯
થતો ના ફાયદો કોને, ઉપાધિયો વધે ઝાઝી;
ત્યજીને દૂર સદ્‌વૃત્તિ, નકામી વ્હોર ના પીડા. ૧૦
મળેલી સર્વ શક્તિયો, ભલામાટે જ વાપરવી;
અહો એ કાયદો ભૂલી; નકામી વ્હોર ના પીડા. ૧૧
ફસીને દુષ્ટ લાલચમાં, મહંતોની ત્યજી શિક્ષા;
કર્યા વણ તોલ શક્તિનો, નકામી વ્હોર ના પીડા. ૧૨
પગે પગલે શિખામણ છે, વિચારીને ભરી પગલાં;

કર્યા કર કાર્ય ઉપયોગે, નકામી વ્હોર ના પીડા. ૧૩
શિખામણહેત છે સર્વે, જગત્‌માં દશ્યવસ્તુઓ;
ધરી સવળી ભલી દષ્ટિ, નકામી વ્હોર ના પીડા. ૧૪
કથ્યાગે સાર વાચક તું, વિચારી જો હૃદયમાંહી,
બુદ્ધયબ્ધિમ તની શિક્ષા, રૂચે તેને મળે શાન્તિ ૧૫

---

## श्री बुद्धिसागरसूरिकृत गुर्जरभाषा काव्यपर अभिप्राय.

ઓધવજી સ દેશો કહેજો શ્યામને—એ રાગ

સજ્જન ગુણીના ગુણને ટેકો આપીયે,
અનુમોદનની સાથે કરી સન્માન જો,
ચઢે ગુણ શ્રેણિ વૃદ્ધિ ભાવે પ્રેમથી,
આનંદ અંગ વધે તેથી અસમાન જો સજ્જન. ૧
સમય ઉચિત ને જાણે અંતર ભાવથી,
વળી મુખ્યપણે તે આગમને અનુસારજો,
દે ઉપદેશ ને વાણી મીઠી બોલતા,
બોધને આપી જીવનો કરે ઉદ્ધારજો સજ્જન. ૨
સ્યાદ્વાદની સડકે જેઓ ચાલતા,
કદિ ન પામે સ્ખલના કોઈથી તેહજો,
જન્મ કૃતાર્થ ધન્ય કરે પોતાતણો,
બીજાનો તો વિશેષપણે ગુણ ગેહજો સજ્જન. ૩
સાસ્ત્ર પ્રમાણે ગ્રંથોની રચના કરે,
કાવ્ય કવિતા સંસ્કૃત પ્રાકૃતમાંહેજો,
ધન્ય છે તેઓ ધન્ય છે ભાષા કાવ્યને,
રચે લેઈને વૃદ્ધ પુરૂષની છાયજો. સજ્જન ૪
બુદ્ધિસાગરસૂરિના ગ્રંથો શોભતા,

કાવ્ય કવિતા ભજનપદાદિ સારજો;
જ્ઞાનયોગથી શ્રેષ્ઠ કથ્યો અભિપ્રાય એ,
કહે શુદ્ધ ભાવે વિજ્યલબ્ધિ જયકારજો. સજ્જન. ૫

## તમે શ્રાવક કહો કેવા.

કવ્વાલી.

સુણો ના સદ્દગુરૂ પાસે, જીનાગમને બહુ માને;
વિવેકે ના કરો કૃત્યો, તમે શ્રાવક કહો કેવા ? ૧
નથી સાસનતણી ભકિત, નથી શ્રદ્ધા જીનાગમની;
નથી આચારની પરવા, તમે શ્રાવક કહો કેવા. ૨
નથી શ્રી સદ્દગુરૂ ભકિત, નથી શ્રી સદ્દગુરૂ શ્રદ્ધા;
નથી જીનધર્મની શ્રદ્ધા, તમે શ્રાવક કહો કેવા. ૩
બનીને દૃષ્ટિના રાગી, ત્યજી સાચું ગ્રહો જૂઠું;
રહો રાચી વિષયકામે, તમે શ્રાવક કહો કેવા. ૪
ધરાવ્યું નામ શ્રાવકનું, પરંપર કૂળની રીતે;
ધરો ના સદ્દગુણો સાચા, તમે શ્રાવક કહો કેવા. ૫
કરો ના સાધુની સેવા, સ્વધર્મિપર નથી પ્રીતિ;
નથી સત્સંગની પ્રીતિ, તમે શ્રાવક કહો કેવા. ૬
નિહાળો પારકાં છિદ્રો, વદો છો સાધુના દોષો;
નથી નિજનું જરા જોતા, તમે શ્રાવક કહો કેવા. ૭
અદા કરતા નહી ફર્જો, કથી જે સત્ય શ્રાવકની;
કરો પંચાત બીજાની, તમે શ્રાવક કહો કેવા. ૮
કર્યા વિણુ પિંડ સુધારો, સુધારો અન્યને કરવા;
થતા બહુ ડાહ્યલા ડોળે, તમો શ્રાવક કહો કેવા. ૯
વધે જૈનો અહો એવા, ઉપાયો યોજવા માટે;
જરા ના દાઝને ધરતા, તમો શ્રાવક કહો કેવા. ૧૦
પરસ્પરની કરી નિંદા, પરસ્પરમાં ધરી ભેદો;
કરો છો વૈરને ઝઘડા, તમે શ્રાવક કહો કેવા. ૧૧

ધરી નિજ સ્વાર્થની દષ્ટિ, ત્યજી પરમાર્થની દષ્ટિ,
પ્રમાણિકતા કરો દૂરે, તમે શ્રાવક કહો કેવા. ૧૨
સમર્પણુ ના ભલા માટે, કરો જે જે મળ્યું સારૂં;
અહંતામાં રહો રાચી, તમે શ્રાવક કહો કેવા. ૧૩
હૃદયમાં જૈન શાસનની, જરા ના દાઝને ધરતા,
કરો ના સંઘની સેવા, તમે શ્રાવક કહો કેવા. ૧૪
વહો ના સદ્ગુરૂ આજ્ઞા, સદા નિજ શીર્ષપર ભાવે,
ફરો સ્વાછંદથી જ્યાં ત્યાં, તમે શ્રાવક કહો કેવા. ૧૫
નગુણાને નગુરા થઈ, થતા નિજ સદ્ગુરૂ સામા,
કર્યા ઉપકાર ના દેખો, તમે શ્રાવક કહો કેવા. ૧૬
પ્રતિજ્ઞા સદ્ગુરૂ પાસે, કરીને છંડતા મોહે,
હણો વિશ્વાસધારકને, તમે શ્રાવક કહો કેવા ૧૭
સુધારો વા કુધારો શું ? તમો ના જાણુતા જ્ઞાને,
કરો જ્યાં જાઓ ત્યાં હાજી, તમો શ્રાવક કહો કેવા. ૧૮
પ્રભુ મહાવીરસિદ્ધાંતો, અરે ! ના જાણુતા પૂરા,
કરો શંકા વિનાભ્યાસે, તમે શ્રાવક કહો કેવા. ૧૯
ગણો છો દુગ્ધ સહુ સરખુ, પરીક્ષા ના કરો પૂરી,
હૃદય ને કાનના કાચા, તમે શ્રાવક કહો કેવા. ૨૦
રહીને સદ્ગુરૂ પાસે, ગુરૂપાસા નથી સેવ્યા,
ગ્રહી ના સદ્ગુરૂગમને, તમે શ્રાવક કહો કેવા. ૨૧
નમ્યા ના સદ્ગુરૂ પાદે, મળ્યુ સ્વાર્પણુ કર્યું ના કાંઇ,
ભલા આશય નહીં સમજ્યા, તમે શ્રાવક કહો કેવા. ૨૨
વિચારો સાકઠા ગદ્દા, ગણો નિજદષ્ટિ સમ સૃષ્ટિ,
ગુણાનુ રાગમાં મીંડુ, તમે શ્રાવક કહો કેવા. ૨૩
નયોની બહુ અપેક્ષાયો, નથી કાંઇ જાણુતા જ્ઞાને,
કરો હઠવાદ જાણ્યાનો, તમે શ્રાવક કહો કેવા. ૨૪
રમો બાજી પ્રપંચોની, અનીતિમાં જીવન ગાળો,
ભજીને ભૂલ બહુ ખાતા, તમે શ્રાવક કહો કેવા. ૨૫

કરો આજીવિકા ધર્મે, દબાતા લાંચ લેઇને;
ખરૂં કહેતાં કરો ગુસ્સો, તમે શ્રાવક કહો કેવા. ૨૬
સદાચારો ધરી સાચા, બનો શ્રાવક અરે સાચા;
બુદ્ધ્યબ્ધિ સદગુરૂ શિક્ષા, કથી તે ધારશો ભાવે. ૨૭

# बुरी नादाननी यारी.

વનોમાં વાસ છે સારો, ભલુ નિર્ધનપણું જગમાં;
અહો તેથી ઘણી ખોટી, બુરી નાદાનની યારી. ૧
બને વિશ્વાસનો ઘાતક, ખરી વખતે ખસી જાવે;
કટાવે શીર્ષ થઇ નિજનો, બુરી નાદાનની યારી. ૨
ફસાવે ફાંસીમાં કપટે, ભરેલું સ્વાર્થથી હૈયું;
ખરેખર નર્કની બારી, બુરી નાદાનની યારી. ૩
મુખે મીઠો હ્રુદય ઝેરી, નહીં નેકી નહીં ટેકી;
પ્રમાણિકતા જતો હારી, બુરી નાદાનની યારી. ૪
હ્રુદયઘાતક બને સ્વાર્થે, પ્રપંચો કેળવે કોડી;
ફસાવી નાખતો ફંદે, બુરી નાદાનની યારી. ૫
ઉપરથી ડોળ સજ્જનનો, ધરીને યુક્તિથી ચાલે;
ઠરે તે સ્થાનને બાળે, બુરી નાદાનની યારી. ૬
હલાહલ વૈર ધરનારો, કષાયોમાં જ મરનારો;
ક્ષમાને નૈવ ધરનારો, બુરી નાદાનની યારી. ૭
અણી વખતે બને કાયર, કરે નિજ પ્રાણ ધન વ્હાલું;
ભલા પર ફેરવે પાણી, બુરી નાદાનની યારી. ૮
વિચારે ના વિવેકે કંઇ, રહે છે મોહમાં માચી;
વદે ના વાત કો સાચી, બુરી નાદાનની યારી. ૯
અરે લલચાઇને લોભે, ફસાતો સ્વાર્થના ફંદે;
પ્રતિજ્ઞાઓ કરી છંડે, બુરી નાદાનની યારી. ૧૦

ગણે ના સ્વાર્થની આગળ, ગમે તેવા અરે પાપો,
પડીને અન્યને પાડે, બુરી નાદાનની યારી. ૧૧
ધરે મનમાં ઘણા રંગો, ધરે મન વાયુની પેઠે,
બને ગંભીર ના ક્યારે, બુરી નાદાનની યારી. ૧૨
કર્યા ઉપકાર ના જાણે, કરે અપકારને સહામા,
બુરાઇમાં ભલું માને, બુરી નાદાનની યારી ૧૩
હૃદયના સ્વાર્થને સાધે, કરીને હાજી હા જ્યાં ત્યાં,
ધરે છે મેળમા શૂળી, બુરી નાદાનની યારી ૧૪
ઘડીમાં રાગીને દ્વેષી, ઘડીમા પ્રેમીને ક્લેશી,
નહીં નિશ્ચલ ધરે પ્રજ્ઞા, બુરી નાદાનની યારી. ૧૫
ભરેલી ઝેરની ક્યારી, અરે જેવીજ મહામારી,
ભલે નર હોય વા નારી, બુરી નાદાનની યારી ૧૬
ભલે હો યોગી વા ભોગી, ભલે હો રંક વા રોગી,
નિજાત્માના બન્યા ઢોગી, બુરી નાદાનની યારી ૧૭
ખુશામતમા રહે રાજી, ભલે હો શ્રેષ્ઠી વા કાજી,
મરે અંતે ગણુ લોજી, બુરી નાદાનની યારી. ૧૮
બહુ બોલે અહો ગાજી, ખરી વેલા બને પાજી,
ભલે હો પૂજ્ય દાદાજી, બુરી નાદાનની યારી ૧૯
હૃદયમાં પેશીને મારે, બની ચંડાલ સમ ભારે,
હૃદય વેચી હૃદય હારે, બુરી નાદાનની યારી ૨૦
વચનમાં સિંહસમ શૂરો, હૃદયમા શ્વાનસમ ભીરૂ,
ગપાટા મારતો જૂઠા, બુરી નાદાનની યારી ૨૧
ખરી કિંમત નથી કરતો, ગમે ત્યા ભૂત થઈ ફરતો,
બુરાને બહુ અનુસરતો, બુરી નાદાનની યારી ૨૨
મળે તેને ફસાવે છે, સ્વયં સત્તા જમાવે છે,
બુરી વાતે ભમાવે છે, બુરી નાદાનની યારી ૨૩
પ્રતીતિ ના કરો ક્યારે, અરે વિશ્વાસી થઈ મારે,

કુવામાં પાસીને પાડે, બુરી નાદાનની યારી. ૨૪
ફસી સોનું અહો લેવું, વસીને માનવી.જોવું;
સદા મહા દુઃખ દેનારી, બુરી નાદાનની યારી. ૨૫
કરાવે ખૂન પોતાનું, પ્રકટ કરતો સકલ છાનું;
પડેલું વહાણમાં કાણું, બુરી નાદાનની યારી. ૨૬
રહે સ્વાર્થે સદા પાસે, પછીથી દૂર બહુ નાસે;
રહો ના પૂર્ણ વિશ્વાસે, બુરી નાદાનની યારી. ૨૭
બને ના સત્યનો રાગી, નિહાળે ના ખરૂં જાગી;
બની નિર્બળ જતો ભાગી, બુરી નાદાનની યારી. ૨૮
હણે છે પ્રાણ અન્યોના, પરીક્ષા નહિ નિજાત્માની;
ઘણું નિર્દયપણું ધારે, બુરી નાદાનની યારી. ૨૯
કરે છે વિશ્વમાં હોળી, ભભૂતિ દેહપર ચોળી;
હૃદયમાંહી બને કોળી, બુરી નાદાનની યારી. ૩૦
ધરે ના નીતિની રીતિ, ભભૂકે ચિત્તમાં ભીતિ;
જતો બોલી અને હારી, બુરી નાદાનની યારી. ૩૧
વિવેકે પૂર્ણ અવધારી, સમજશો સત્ય નરનારી;
બુદ્ધયબ્ધિસંતની યારી, સદા સુખકર અહો સારી. ૩૨

ॐ शान्ति. ३

---

## हृदयघातकने सम्बोध.

કવ્વાલિ.

અરે રે જીભ તરવારે, કરીને ખૂન માનવનું;
ખુશી થા કે ન ખુશી થા, અમારે એ ન જોવાનું. ૧
બની બેભાન મોહે ત્હેં, કલેજું કાપીયું વેગે;
હૃદયને પુચ્છ ? એકાન્તે, કર્યું શું ? સાથ પરભવમાં. ૨
દયાધર્મીતણા કુળે, બન્યો જલ્લાદ દુષ્કર્મે;
કુકર્મો આંખ આગળ સૌ, ખડાં થાશે મરણસમયે. ૩

રૂષિ હત્યા કરી હાથે, અરે એ ભાવથી જોતા,
ગણ્યો બહુ લાભ તેમાંહી, ઘણી હાનિ રહી છે ત્યાં ૪
વિકારીદૃષ્ટિ થાવાથી, હૃદય પરતંત્ર થાવાથી,
થઈને કાનનો કાચો, ખરૂં ના જાણવાનો તું ૫
પ્રભુ[1] દરબારમાં જાતા, ઉઘડશે આંખના પડળો,
ખરો ત્યાં ન્યાય[2] મળવાનો, ખરૂં ખોટું પ્રગટ થાશે ૬
ગમે તે ચિત્ત માની લે, ક્ષુટિશ ના માફ વણ ક્યારે,
હૃદયમાં ડંખતું શું ? જો, છુપાવે છે કપટયોગે ૭
રહી સમભાવમાં નિત્યે, અમારે સર્વ જોવાનું,
કરૂણામેઘની વૃષ્ટિ, સદા વર્ષાવશું તુજપર ૮
કર્યા જે ઘાવ અન્યોપર, ફળો દે ઘાવ કર્ત્તાને,
બુદ્ધિયબ્ધિસન્તના દિલમાં, પ્રભુ છે સર્વનો દ્રષ્ટા ૯
અમદાવાદ સં. ૧૯૬૯ વૈશાખ

---

## माफी ( मिच्छामि दुक्कडम् )

ખરા જ્યાં માફીના શબ્દો, નથી ત્યાં વૈર અન્તરૂમાં,
હૃદયને વૈર ના ડંખે, ખરી એ માફીને ચાહું ૧
કહો મિચ્છામિદુક્કડં એ, બનીને શૂકની પેઠે,
નથી ત્યાં માફ પાપોની, હૃદયની માફી છે જુદી. ૨
ખરી એ માફીની સાક્ષી, હૃદય આપે બની કુમળું,
વહાવી અશ્રુની ધારા, અરે જો આંખ આપે છે ૩
ખરા જ્યાં માફીના શબ્દો, ઉઠે છે ત્યાં પ્રભુનું તખ્ત,
ખરી માફી નથી છાની, છુપાવ્યાથી છુપે નાતે ૪
અરે જે ચિત્તમાં ખુંચે, લહી ના તેહની માફી,
રહી જ્યાં વૈરની યાદી, નથી ત્યાં માફીની વાતો ૫
કર્યો સંતાપ જેઓનો, ખરેખર માફી તેઓની,
નથી માફી ખરી યાવત, નથી તાવત હૃદયશુદ્ધિ ૬

---

૧ સર્વના સમવસરણમાં ૨ સત્ય કથન રૂપ ન્યાયનું અવગ્રહણ છે

અરે જે માફી માગે છે, નથી ત્હેને દીધી માફી;
પ્રભુની માફી તું માગે, નથી માફી વિના માફી. ૭
જીવોને માફી આપ્યા વણ, પ્રભુની માફી નહિ મળશે;
પ્રથમ તું માફી દે સૌને, પ્રભુની માફી મળવાની. ૮
પ્રભુ સમ દીલ થાવાથી, જીવોની માફીઓ મળશે;
જીવોને આપતાં માફી, પ્રભુ દિલમાં પ્રગટ થાતા. ૯
અહો એ દિવ્ય માફીમાં, દયાના મેઘ પ્રગટે છે;
ધડૂકે ગર્જના ભક્તિ, મયૂરો પ્રેમના ટહૂકે. ૧૦
ભલી એ માફીની સેવા, અમારા દીલમાં હોશો;
બુદ્ધયબ્ધિ આત્મવત્ દુનિયા, થઈ ત્યાં માફી એ પૂરી. ૧૧

તા. ૧૫ સપ્ટેમ્બર ૧૯૧૪

## પથ્થાપર માર ના પાટુ.

કવ્વાલિ.

બનીને ક્રોધથી રાતો, બની કાયર વગર સત્વે;
ધરીને વૈર હૈયામાં, પથ્થાપર માર ના પાટુ. ૧
નથી એ શૂરની શોભા, નથી એ ભક્તની શોભા;
નથી એ જ્ઞાનીની શોભા, પથ્થાપર માર ના પાટુ. ૨
પરાક્રમ એ નથી સાચું, નથી એ બુદ્ધિની શોભા;
ધરી સૌજન્ય મનમાંહિ, પથ્થાપર માર ના પાટુ. ૩
અહો એ નીચમાં નીચો, હણેલાને જતો હણવા;
ધરી ઔદાર્ય અન્તરમાં, પથ્થાપર માર ના પાટુ. ૪
ભલી છે સન્તની શોભા, પથ્થાને જે ચઢાવે છે;
ભણીને પાઠ સજ્જનનો, પથ્થાપર માર ના પાટુ. ૫
પ્રભુ મહાવીરના પગલે, ત્હને જાવા થતી ઇચ્છા;
ખરી રીતે યદિ ત્યારે, પથ્થાપર માર ના પાટુ. ૬

પ્રભુ મહાવીરની વાણી, ત્હને જો ચિત્તમાં ગમતી,
ત્યજી મિથ્યાત્વની કહેણી, પશ્ચાપર માર ના પાટુ ૭
ક્ષમા છે વીરનુ લ્હાણુ, દયામય, સતનુ હૈયુ,
અહો એવી દશા વરવા, પશ્ચાપર માર ના પાટુ. ૮
ભણ્યુ ત્હારૂ ગણ્યુ ત્હારૂ, કરૂણાદૃષ્ટિથી લેખે,
બુદ્ધયબ્ધિસત્યશિક્ષાને, રૂચે તો માન અન્તરૂમાં ૯

## થતી પ્રીતિવડે ભક્તિ.

જુઓ વેદો પુરાણોને, જુઓ બાયબલ અન્જુલને,
ઉપનિષદો જુઓ સર્વે, થતી પ્રીતિવડે ભક્તિ ૧
જુવો આગમ સકલ વાચી, થતી પ્રીતિ પછી શ્રદ્ધા,
પ્રભુ મહાવીરની સાચી, થતી પ્રીતિવડે ભક્તિ ૨
પ્રભુ પ્રીતિવડે પામે, રહે તુ એજ વિશ્વાસે,
જતા પ્રીતિ ગયુ સર્વે, થતી પ્રીતિવડે ભક્તિ ૩
પ્રભુ મહાવીર પર પ્રીતિ, હતી સાચી શ્રીગૌતમની,
ગની એ પ્રીતિ મોક્ષાર્થે, થતી પ્રીતિવડે ભક્તિ ૪
રૂચિ પ્રીતિ અવર નામો, સુણી ધારી અનુભવથી,
કરો નિશ્ચય હૃદયમાહિ, થતી પ્રીતિવડે ભક્તિ ૫
થતુ એકાગ્ર મન જલ્દી, પ્રભુપર પ્રેમ ચોટ્યાથી,
જુઓ દૃષ્ટાંત શાસ્ત્રોમા, થતી પ્રીતિવડે ભક્તિ ૬
થયા ભક્તો જગતમા જે, મહતો જે થયા જગમાં,
ચઢ્યા પહેલા જ પ્રીતિથી, થતી પ્રીતિવડે ભક્તિ ૭
થતી જ્યા પ્રેમની લગની, રહે છે ચિત્ત ત્યા ચોટી,
કથાતુ સ્વાનુભવથી એ, થતી પ્રીતિવડે ભક્તિ ૮
ચઢ્યા પ્રીતિવડે સન્તો, થયા મસ્ગુલ પ્રભુમાહિ,
રહ્યુ બાકી નહી બીજુ થતી પ્રીતિવડે ભક્તિ ૯
સહાતા સર્વ ઉપસર્ગો, સહાવી દુ ખની કોટિ

ખરેખર પ્રીતિના તાને, થતી પ્રીતિવડે ભક્તિ. ૧૦
કરાતાં કાર્ય દુર્ગમ પણ, રહે પરવા ન મૃત્યુની;
ત્યજાતાં બંધનો ધાર્યાં, થતી પ્રીતિવડે ભક્તિ. ૧૧
થતાં સંબંધ પ્રીતિએ, ટળે ના પ્રેમ સંબંધો,
થતું સ્વાર્પણ સ્વપ્રીતિએ, થતી પ્રીતિવડે ભક્તિ. ૧૨
અહો આ કાળમાં પ્રીતિ, વિના સંયમ નથી હોતું;
સરાગીસંયમે નક્કી, થતી પ્રીતિવડે ભક્તિ. ૧૩
થયા આસક્ત જે સન્તો, પ્રભુમાં એકતા તાને;
રહી ત્યાં પ્રીતિની શક્તિ, થતી પ્રીતિવડે ભક્તિ. ૧૪
ગુરૂને દેવ પર પ્રીતિ, થતાં સમ્યક્ત્વની પ્રાપ્તિ;
બુદ્ધ્યબ્ધિધર્મવ્યવહારે, થતી પ્રીતિવડે ભક્તિ. ૧૫

---

## ગણે ડાહ્યા સકલ નિજને

કવ્વાલિ.

જગતમાં દેખશો જ્યાં ત્યાં, ગમે તેવા પ્રસંગોમાં;
મતિની ભિન્નદૃષ્ટિએ, ગણે ડાહ્યા સકલ નિજને. ૧
વિચારો પારકા જૂઠા, વિચાર્યું સત્ય પોતાનું;
અવસ્થાભેદ દૃષ્ટિએ, ગણે ડાહ્યા સકલ નિજને. ૨
મગજ છે સર્વનાં જૂદાં, રૂચે ના સર્વને સરખું;
સમજતાં ચિત્ત અનુસારે, ગણે ડાહ્યા સકલ નિજને. ૩
ગણે નહિ મૂર્ખ કો કોને, કથ્યાથી મૂર્ખ સહુ ખીજે;
મળેલી બુદ્ધિ અનુસારે, ગણે ડાહ્યા સકલ નિજને. ૪
જુવે ના ભૂલ કો નિજની, જણાતું પ્રાયઃ જગ એવું;
બુદ્ધ્યબ્ધિધર્મવ્યવહારે, ગણે ડાહ્યા સકલ નિજને. ૫

# ज्ञान ध्यानथी प्रभुनी साथे तन्मयता.

ત્હારો પ્રભુ ત્હારો પ્રભુ, પ્રેમી હૃદયના વ્હાલમાં,
તન્મય બની તવ રૂપમાં, રાચી રહુ માચી રહુ,
વારી જઉ ત્હારા ઉપર, કુરબાન પ્યારા પ્રાણુ છે,
આંખે થયો આભાસ વ્હાલા, ત્યારથી પહિચાણુ છે. ૧
ચમકાર આખો આગળે, દેઇને કયા ભાગી જશો,
તવ તેજ પ્રીતિ જોરનો, શિરપર ચઢયો ભારે નશ્યો,
ઘાયલ કર્યું મુજ ચિત્તને, પરખાવિયુ તુજ રૂપને,
લાગી લગનવા તાહરી, છોડુ નહીં દિલ ભૂપને ૨
સતાઈયા ઝટ શોધીને, ભેટીશુ અંગોઅંગથી,
ભેટી પડી આનન્દથી, સાથે રહુ ઉમંગથી,
તવ રૂપમા રંગાઇને, ન્યારો જરા થાઉ નહીં,
બુદ્ધચબ્ધિ પ્રભુના રૂપમા, નિજ રૂપને જોવુ સહી. ૩

સં ૧૯૭૦ ચૈત્ર વદિ ૯ વિસનગર

ભાવાર્થ—હે અસંખ્ય પ્રદેશમય નિર્મલ પ્રભો! હુ ત્હારો છુ અને તુ મ્હારો છુ મ્હારા પ્રેમિહૃદયનો તુ વ્હાલમ છે હે પ્રભો!!! ત્હારા શુદ્ધરૂપમાં તન્મય બનીને રાચીમાચી રહું છુ. હે સર્વજ્ઞ પ્રભો!!! મ્હારૂં સર્વ ત્હારા ઉપર વારી જાઉ છુ, ત્હારા ઉપર મારા પ્રાણ કુરબાન છે હે પ્રભો!!! આન્તરિકચક્ષુએ ત્હારા રૂપનો જ્યારથી આભાસ થયો ત્યારથી ત્હારી પિછાણુ અર્થાત્ ઓલખાણ થઈ છે હે પ્રભો! ધ્યાનસમાધિમાં જ્ઞાનચક્ષુ આગળ તમારા રૂપનો ચમકાર દેઇને હવે તમે ક્યાં ભાગી જશો હે પ્રભો! ત્હારા તેજપર થએલા જે પ્રીતિ તેના જોરશોરનો નિશો જે મારા મગજમા ચઢયો છે તેણે હુ મ્હારૂં ત્હારૂં એવુ ભાન ભૂલાવી દીધુ છે અને મારા ચિત્તને ઘાયલ કર્યું છે જ્યારથી ત્હારૂં રૂપ અવલોક્યુ છે ત્યારથી ચિત્ત ઘાયલ થવાથી સાંસારિક વસ્તુઓપર ચિત્ત ચોટતુ નથી. ફક્ત ત્હારા રૂપને અવલોકવાની લગનવા લાગી રહી છે મ્હારા દિલના ભૂપ એવા હે પરમાત્મન્! હવે હુ ત્હને છોડનાર નથી હે પ્રભો તમો તિરોભાવની અપેક્ષાએ સંતાયા છો પરન્તુ તમને પ્રગટ કરીને અંગોઅંગથી

મળીને ભેટીશ અર્થાત્ અસંખ્યપ્રદેશોએ મળીને તદ્રૂપ બનીશ. ત્હને ભેટીને ત્હારા શુદ્ધ રૂપની સાથે ઉમંગથી રહીશ, ત્હારા રૂપમાં રંગાઇને ત્હારાથી જરા માત્ર પણ દૂર રહેનાર નથી. બુદ્ધિસાગર કથે છે કે બુદ્ધિ અર્થાત્ જ્ઞાનના સાગર પ્રભો! અસંખ્ય પ્રદેશી પ્રભુના રૂપમાં પોતાનું રૂપ જોવું અર્થાત્ પોતાનુંજ એ રૂપ છે એમ જોઇને નિશ્ચય કરીને તેમાં સર્વ જ્ઞાનાદિ ગુણ છે એમ નિશ્ચય કરી પોતાનું રૂપ જોયા કરવું એ નિશ્ચય છે.

મુ. વિસનગર. ॐ शान्तिः शान्तिः शान्तिः

## ચેતનાનો આત્માપ્રતિ પ્રેમાલાપ.

સમજાવ્યો હતો સાને રે, ચમકાવી ત્હારૂં રૂપ મ્હને;
આંખોથી મ્હને ખેંચી રે, લીધો વ્હાલા તારી કને.
ઝગમગ જ્યોતિ ઝળકાવી ત્હેં, દેખાડયો દેદાર,
પ્રેમ ત્યારથી ત્હારી સાથે, પ્રગટ્યો અપરંપાર;
સંતાયો તું અંધારે રે, ઘાએલ થઇ શોધું ત્હને. સમજાવ્યો. ૧
ચેન પડે ના ત્હારા વણ કંઇ, મન મ્હારૂં અકળાય,
અમૃતને આસ્વાદ્યા પછી, બાકુલા કોણ ખાય;
વિરહનાં દુઃખડાં વેઠી રે, શોધું બીજું કોણ ગણે. સમજાવ્યો. ૨
લાજ મર્યાદા જગની છોડી, તુજવણ ઇષ્ટ ન કોઇ,
કથની કરણી જગની છોડી, આંખવાટે રહ્યો જોઇ;
બુદ્ધિસાગર વાલ્હમ રે, મળો ઝટ પ્રેમે ભણે. સમજાવ્યો. ૩

**ભાવાર્થઃ**—હે અસંખ્ય પ્રદેશી આત્મન્! ત્હેં મ્હને ત્હારૂં મૂલ સ્વરૂપ ચમકાવી દેખાડયું હતું અને સાને સમજાવ્યો હતો. ત્હેં તારી અનન્ત જ્યોતિર્મય ચક્ષુઓથી આકર્ષીને મ્હને ત્હારી પાસે ખેંચીલીધો. ત્હેં જ્યારથી ઝળહળ ઝગમગ અરૂપજ્યોતિ ઝળકાવીને ત્હારો દેદાર દેખાડયો હતો, ત્યારથી ત્હારા પર અપરંપાર પ્રેમ પ્રગટયો છે. ત્હારૂં અરૂપજ્યોતિઃ સ્વરૂપ દર્શાવીને તું પાછો માયાના પડદામાં જ્યારથી સંતાઇ ગયો ત્યારથી મ્હને ચેન પડતું નથી. અને પૂર્વે ત્હારા દીદાર દેખ્યા હતા તેથી પ્રગટેલા શુદ્ધપ્રેમથી ઘાયેલ થઇને જ્યાં ત્યાં શોધ્યા કરૂં છું. જ્યારથી દર્શન દેઇને તું માયાના આવરણમાં સંતાઇ ગયો ત્યારથી મ્હને ત્હારા વિના ચેન પડતું નથી. અને મારૂં મન અત્યંત અકળાય

છે. અમૃતને આસ્વાદ્યા પછી બાકુલા વગેરે કુભોજન કોણ ખાય?? તેમ હવે મનમાં થયું છે. જ્યારથી ત્હારૂં રૂપ દેખ્યું ત્યારથી મ્હને અન્ય કશું કંઇ ગમતું નથી ત્હારા વિરહનાં દુઃખ વેઠીને ત્હને શોધું છું ત્હારા વિના અન્યને કોણ એવી સ્થિતિ થયા પછી હિસાબમા ગણે અર્થાત્ કોઇ પણ ગણે નહિ જ્યારથી ત્હારૂં રૂપ દેખ્યું અને અપૂર્વ પ્રેમ પ્રગટ્યો ત્યારથી મ્હે જગતની લાજ અને વ્યવહાર મર્યાદાને ત્યજી દીધી છે. ત્હારા વિરહથી હૃદયમાં અગ્નિજ્વાલાઓ ઉઠે છે તેની હે પ્રભો!!! ત્હને કેમ દયા આવતી નથી? નક્કી કહું છું કે ત્હારા વિના મ્હને અન્ય વસ્તુ ઇષ્ટ નથી, તું જ મ્હારો પ્રાણપ્રિય વ્હાલો છું. તું જ્ઞાની છે અને એ બધુ જાણ્યા છતા હજી કેમ સંતોકુકડીની રમત રમે છે મ્હને વધારે સતાવીને દુખી કરવામાં ત્હને શું સારૂં લાગે છે? હે અનન્તસુખના સ્વામિન્! ત્હારી સાથે તન્મયપણે મળવામા જગતની કથની અને કરણીનો મ્હેં ત્યાગ કર્યો છે મારી જ્ઞાનચક્ષુએ ત્હને મળવાની વાટે ત્હને દેખી રહ્યો છુ બુદ્ધિસાગર કથે છે કે જ્ઞાનના સાગર પરમાત્મસ્વામિન્! હવે તમે ત્વરિત મળો એમ આત્મામાં રહેલી ચેતના પ્રેમે ભણે છે.

મુ. વિસનગર ચૈત્ર વદિ ૯ સ. ૧૯૭૦.

ॐ शान्तिः ३

## शेठ जगाभाइ दलपतभाइ योग्य धर्मलाभ.

પ્રભુના મેળની ઇચ્છા, યદિ પ્રગટે હૃદયમાંહી,
પ્રભુથી મેળ મેળવવા, ખરી પ્રીતિ હૃદય લાવો. ૧
પ્રભુ મળશે પ્રભુ રીતે, પ્રભુ જેવા ગુણો ધરતા,
પ્રભુને સહુ સમર્પ્યાથી, અહંવૃત્તિ થશે દૂરે. ૨
અહંજ્ઞાની અહંધ્યાની, અહંમૌની અહંત્યાગી,
અહંત્યાગે પ્રભુ રાગે, પ્રભુથી મેળ મળવાનો. ૩
પ્રભુના ધ્યેયવણ બીજું, કશું ના ચિત્તમા આવે,
પડે ના ચેન માયામાં, ધમાધમ ચિત્તમાં નાવે. ૪
પ્રભુ શ્રદ્ધા પ્રભુ ભક્તિ, પ્રભુથી પૂર્ણ રંગાતો;
પ્રભુમય વૃત્તિનો યોગી, પ્રભુનો એ, પ્રભુ એનો. ૫

ટકે ના રાગ હુલદરિયો, પ્રભુનો પ્રેમ છે જૂદો;
પ્રભુનાં પ્રેમ ખાલુદાં, છુપાવ્યાં ના છુપે કેમે. ૬
પ્રભુના જે બન્યા ભકતો, પ્રભુવણ અન્ય શું ઇચ્છે;
પ્રભુથી સ્વાર્થ જ્યાં જૂદો, અહો તે મેળ છે કયાંથી. ૭
પ્રભુ સર્વજ્ઞના વિરહે, હૃદયમાં આગ જ્યાં ઉઠે;
પડે ના ચેન પ્રભુવણ કંઇ, પ્રભુ ત્યાં તો પ્રકટ થાતા. ૮
પ્રભુના રૂપમાં રાચ્યા, પ્રભુ વણ અન્ય ના દેખે;
હૃદયનાં પ્રેમ ઝરણાંમાં, પ્રભુનો રવ પ્રકટ થાતો. ૯
પ્રભુ આવો પ્રભુ તેવો, પ્રભુના નામથી વાદો;
કરી કલેશો પ્રભુ નામે, ઉદરપૂર્તિ કરે મૂઢો. ૧૦
વિશુદ્ધપ્રેમને જ્ઞાને, પ્રભુ મળતા અનુભવમાં;
પ્રભુ ભાસે પ્રભુરૂપે, સમાયા છે પ્રભુ પિંડે. ૧૧
પ્રભુજીને પ્રભુ ગાવે, પ્રભુજીને પ્રભુ ધ્યાવે;
પ્રભુજીને પ્રભુ શોધે, પ્રભુજીને પ્રભુ બોધે. ૧૨
પ્રભુ ઉંઘે પ્રભુ જાગે, પ્રભુમાંહી સમાતું સહુ;
સ્વયં ચેતન પ્રભુરૂપે, તિરોભાવે પ્રકટભાવે. ૧૩
અનન્તા શુદ્ધપ્રભુઓ છે, અનન્તા શુદ્ધ થાવાના;
પ્રભુ સત્તાથકી પોતે, પ્રકટભાવે બને ધ્યાને. ૧૪
પરમપ્રેમે પ્રભુ મળતા, પ્રભુને પૂર્ણ મેળવવા;
બુદ્ધચબ્ધિસદ્ગુરૂસંગે, રહો નિત્યે ભલી રીતે. ૧૫

સં. ૧૯૭૦ ચૈત્ર વદિ ૧૨ મુ. મેહસાણા, લે. બુદ્ધિસાગર.

---

## पादरा तत्र सुश्रावक वकील मोहनलाल हिमचंदभाइ योग्य.

પ્રભુજી ત્હને મળવા રે, જીવ મ્હારો તલ્પી રહ્યો,
ત્હારાવણ કાંઇ ન ગમતું રે, અકળાઇ હવે ખૂબ ગયો;

તુજને મળવા કરવું ઘટે તે, કરતો પ્રેમે સર્વ,
હવે શું કરવુ બાકી રહ્યુ કઇ, કીધા ઉપાયો ખર્વ,
મળે તે રીતે મળવા રે, ભકિતભાવે ઉમાહ્યો પ્રભુજી ૧
ભવતાપે તપિયુ મન બહુલુ, રજે નહીં ત્યા ચિત્ત,
મ્હારૂ તે સહુ ત્હારૂ કીધુ, માગે શુ મળવા વિત્ત ?
આજીજી કરવી ઘટતી રે, તે તે સહુ કરી રહ્યો પ્રભુજી ૨
વૃત્તિથી બાધી તુજમાહી, શ્રદ્ધા ભકિત બેશ,
નિવૃત્તિથી તુજને મળવા, રૂચિ વધતી હમેશ,
દ્વિધાભાવ યોગે રે, પરોક્ષે ખૂબ વિરહે દહ્યો પ્રભુજી ૩
નિર્વૃત્તિથી સહજપણે તુ, યથારૂપ પરખાય,
ત્યારે અનહદ શાન્તિ પ્રગટે, દ્વિધાભાવ દૂર જાય,
વ્હાલામા વ્હાલા વ્હાલા રે, જોવા ત્હને પ્રેમ થયો. પ્રભુજી ૪
કયા સુધી મળવાના ઉભરા, કઢાવશો જગનાથ,
બોલાવો ત્યાં સુધી બોલુ, મ્હારે તુ મોટી આથ,
મળ્યાવણુ નહીં આરોરે, આવો તે ભેદ શાને વહ્યો? પ્રભુજી. ૫
જગને આનુ શુય જણાવુ, જાણે છે તુ એક,
પ્રત્યક્ષ મળશો મુજ વ્હાલા, આત્મ સમર્પણ ટેક,
નિશ્ચયથી પૂર્ણ ધારી રે, બુદ્ધિસાગર આખી લહ્યો પ્રભુજી. ૬

ભાવાર્થ —હે સર્વજ્ઞ પ્રભો !! ત્હને મળવા માટે મ્હારો જીવ તલપી રહ્યો છે હે અસંખ્યપ્રદેશમય પ્રભો ત્હારા વિના હવે મને આત્મા કોઇ ઠેકાણે ગમતુ નથી હવે તો હું ત્હારી પ્રાપ્તિ વિના ખૂબ અકળાઇ ગયો છુ હે પ્રભો !!! ત્હને મળવા માટે સંસારમાં જે જે ઘટે તે સર્વ યથામતિ યથાશક્તિ કરૂં છુ હવે ત્હને મળવામાં જો કંઇ બાકી રહ્યું હોય તો તે બતાવ ! ત્હને સાક્ષાત્ મળવા ખર્વ સંખ્યા જેટલા ઉપાયો કર્યા અર્થાત્ ઘણા ઉપાયો કર્યા હવે કયો ઉપાય બાકી રહ્યો છે ! તે મ્હને તો જણાતુ નથી માટે કૃપા કરીને કંઇ બાકી રહ્યુ હોય તો તે તુ જણાવ હે પ્રભો !!! તુ જે રીતે મળે તે રીતે મળવાને હવે તો ત્હારાપર આધાર રાખીને બેઠો છુ હવે તો, જે રીતે મળવાનુ થાય તે રીતને પોતે જ અન્તરમાં જણાવ ! ત્હારાપર પૂર્ણ શ્રદ્ધાભક્તિ રાખીને ત્હને મળવા

માટે ઉત્કંઠિત થયો છું. હે પ્રભો ત્હારા વિના આ સંસારના તાપે મારૂં મન અત્યંત તપ્યું છે. હવે સંસારમાં કોઇપણ રીતે ક્યાંય મારૂં મન રૂચે એવું છેજ નહીં. મ્હારૂં તે સર્વ ત્હારૂં કરીને ત્હારાથી નિરૂદ્ધ વૃત્તિથી અભિન્નભાવે થવા નિશ્ચય કર્યો છે. મ્હારૂં તે સર્વ ત્હારૂં કર્યા છતાં હવે ત્હારા મેળાવ માટે શું કંઇ વિત્ત લેવાની ઇચ્છા કરે છે કે શું ? તું વીતરાગ હોવાથી એમ તો ઘટતું નથી. ત્હારે હવે મ્હને પ્રત્યક્ષ મળવામાં કેમ વાર લગાડે છે. ત્હને મળવાને જે જે આજીજીયો કરવી ઘટે તે સર્વે કરી રહ્યો છું. મેં મનોવૃત્તિથી ત્હારામાં શ્રદ્ધા અને ભક્તિને બાંધી છે અર્થાત્ ધારી છે. હવે તો જ્યાં મનોવૃત્તિદ્વારા મેળ ન હોય પરન્તુ સાક્ષાત્ મેળ હોય એવા નિવૃત્તિમેળથી ત્હને મળવા ઇચ્છું છું. અને હવે તો નિર્વૃત્તિએ જે મેળ ઘટતો હોય તે મેળથી મળવાને સદાકાળ રૂચિ વધે છે. કારણકે નિવૃત્તિમેળ મળ્યા વિના આદિ અનન્તમા ભંગે સુખની પ્રાપ્તિ થતી નથી, ત્હારામાં અને મ્હારામાં જે ભેદ રહે તે દ્વિધાભાવ છે અને એવા દ્વિધાભાવથી પરોક્ષદશામાં સાક્ષાત્ ત્હારા મેળાપના વિરહે હું દાઝેલો છું. અર્થાત્ અત્યંત દુઃખી છું. મનોવૃત્તિ વિના આત્માનુભવે જે નિર્વૃત્તિમેળ છે તેનાથી સહજ યોગે જેવા રૂપે છે તેવા રૂપે દેખાય છે અને જ્યારે એવા નિવૃત્તિમેળે તું મળે છે ત્યારે આત્મામાં અપરંપાર શાન્તિ પ્રગટે છે અને દ્વિધાભાવ દૂર જાય છે. હે પ્રિયમાં પ્રિય પ્રિયતમ!!! ત્હને નિરીક્ષવાને મ્હારા મનમાં પૂર્ણ પ્રેમ પ્રગટ્યો છે. હે નાથ!!! હવે ત્હમે ક્યાં સુધી મળવાના ઉભરા કઢાવશો. જ્યાંસુધી તમો બોલાવશો ત્યાં સુધી બોલીશ. હે પ્રભો મ્હારે તો ત્હારોજ મહાન્ આધાર છે. હવે તમને મળ્યા વિના છુટકો નથી. તમારે પણ મ્હને હવે મળ્યા વિના છુટકો નથી. પ્રત્યક્ષ મેળ વિના આવો દ્વિધાભાવ રૂપ ભેદ હવે કેમ તમે વહો છો??? એવો ભેદ રાખવો હવે ત્હમને યોગ્ય નથી. જગને આ બાબતનું શું જણાવું. દોરંગી દુનિયાને આ બાબતનો અનુભવ નથી અને તેની આગળ આવી વાત કરવાથી કંઇ વળે તેમ નથી. આરા મનની વાત હે પ્રભો!!! તું એકલો જાણે છે. હવે હે વ્હાલા પ્રભો તમે હાજરાહજૂર મળો. હે પ્રભો મ્હેં આત્મસમર્પણ ટેકને ધારણ કરીને નિશ્ચયથી પૂર્ણ ધારીને બુદ્ધિસાગર કંઇક ત્હારા મેળાપની ઝાંખી લહ્યો છે.

ૐ શાન્તિઃ ૩

## શા. મોહનલાલ જેશીંગભાઇ વિજાપુરવાળાને-લખેલ-પત્ર.

## જૂઠા વૈરાગીઓનાં લક્ષણ,

રાગ—ધીરાના પદનો

વૈરાગી વેષે જગમા રે, ઘણા લોકો ભટક્યા કરે,
ધર્મના નામે ધૂર્તી રે, અનીતિએ પેટ ભરે,
પાચ ઇન્દ્રિના ત્રેવીસ વિષયે, રાતા તાતા થાય,
આત્મજ્ઞાનની ગધ ન જાણે, આપ બડાઇને ગાય,
વૈરાગી વાતો કરતા રે, મનમાહી રાગ ધરે. વૈરાગી ૧
રાત દિવસ નિન્દા લવરીમાં, કાઢે એ બે કાળ,
શિખામણ દે તેને ક્રોધે, દે મર્મની ગાળ,
નિજ ઘર એકને છોડી રે, અનેક ઘરો કરતા ફરે વૈરાગી ૨
કામે પીડયા ત્યાગી ક્રીડા, કરતા ગુપ્ત કુકર્મ,
ઢાક પિછોડા કરતા ઉપર, ધરે ન મનમા શર્મ,
ઉપરથી બગલા ભક્તો રે, પરના પ્રાણો હાવે હરે. વૈરાગી ૩
કુતરને કુતર જેમ દેખી, સામુ ભસીને થાય,
વૈરાગીને દેખી તેમજ, વૈરાગી દુઃખ પાય,
ઇર્ષ્યાથી ધગધગતા રે, અગ્નિપરે બાળે અરે વૈરાગી ૪
નિર્ધન વા કોઇ હોય ગરીબડુ, કાધારગી કોઇ,
સ્વાર્થ પાશમા સપડાઇને, વેષ પ્હેરે છે સોઇ,
વૈરાગી કોઇ વિરલા રે, અજ્ઞાનીઓ ઘણા ખરે. વૈરાગી. ૫
કામિની કચનના કામી, મની ચિત્ત હરામ,
પેટભરા ઠગતા લોકોને, કપટે કઢાવે દામ,
દુર્જન દાવપેચી રે, મીઠુ મુખે ઉચ્ચરે વૈરાગી ૬
કલેશી કકાસી મનકુરા, લડે લડાવે લોક,
પક્ષાપક્ષે પ્રમ પમામાં, માને ધર્મ એ ફોગ,
પત્થરના નાવ જેવા રે, બુડે અને બુડાવે. વૈરાગી. ૭

શય્યામાચ્યા રજો તમોગુણ, ભટકે રોઝ સમાન,
કાકદૃષ્ટિથી અન્તર કાળા, માયામાં મસ્તાન;
રહેણીમાં અંધારૂં રે, કથની કરી ક્યાંથી તરે. વૈરાગી. ૮
મૈત્રી ભાવના ચિત્ત ન ધારે, સુણે ન હિતની વાત,
પાડા જેવા અલમસ્તો થઈ, કરે ધર્મની ઘાત;
વૈરાગી એવા જૂઠા રે, આશાને જેહ કરગરે. વૈરાગી. ૯
ગાડરીયાની ચાલને છોડી, સમજો મનમાં સત્ય,
વેષાચારે કદિ ન ફસવું, દેખો વૈરાગી કૃત્ય;
કૃત્રિમતા ઘટાટોપે રે, ફસાતાં નહીં કાજ સરે. વૈરાગી. ૧૦
વૈરાગીનાં લક્ષણ સાચાં, ક્ષમા સત્ય વૈરાગ્ય,
બ્રહ્મચર્ય નિસ્પૃહતા સાચી, કંચન કામિની ત્યાગ;
સમતા જ્ઞાન યોગે રે, બુદ્ધિસાગર શાન્તિ વરે. વૈરાગી. ૧૧

સં. ૧૯૭૦ વૈશાખ સુદિ ૨ મેહસાણા.

## प्राणप्रिय आत्मप्रभुनी शोध.

પદ.

વ્હાલમ ક્યાંરે સંતાયા.

શોધું પ્રદેશો પ્રદેશરે, પ્રાણ મળવા ઉમાહ્યા.
વારી જાઉં તુજ પર સર્વરે, શોધું પ્રેમ સવાયા,
ગલીએ ગલીએને શેરીએ શેરીએ, કોણે ક્યાં ભરમાયારે. વ્હાલમ. ૧
રાહ જોઉં એકદૃષ્ટે તમારી, માનો પ્રેમે મનાયા;
જોઈ જોઈ ઝુરી નિન્દ વિહૂણી, કાલજડે કેમ વ્હાયારે. વ્હાલમ. ૨
વિરહ વેદના ઘાવ કટોરી, સમજો હવે સમજાયા;
વિરહનાં ચટકાં થઈ ગયાં મટકાં, દર્શન દ્યો હરખાયા રે. વ્હાલમ. ૩
બુદ્ધિસાગર વ્હાલમ વ્હેલા,

**ભાવાર્થ**—ક્ષાયિક સમ્યક્ત્વદૃષ્ટિ પોતાના પ્રિય સ્વામી આત્મ પ્રભુ કે જે નીચેના ગુણસ્થાનક પ્રદેશોમાં સંતાયા છે તેને મળવાની રાહ જોતી અને નિર્મલતા રૂપ મહેલમાં બોલાવતી છતી કથે છે કે હે વ્હાલમ પતિ !!! તમે ક્યાં સંતાયા

છો હું તમને પ્રદેશોપ્રદેશ શોધી રહી છું, કોણે તમારા ઉપર અધાર પછેડો આચ્છાદ્યો છે કે જેનાથી તમે દેખાતા નથી ધુતારી માયાએ પોતાના કર્મ રૂપ આચ્છાદનોથી તમને ઢાંકી દઈ સંતાડ્યા હોય એમ લાગે છે અન્યથા તમે દેખાયા વિના રહો નહિ હે વ્હાલા આત્મપ્રભો ! તમારા પર મારૂં સર્વ વારી જાઉં છું મ્હારૂં સર્વ તમને સમર્પું છું. મ્હારા પ્રાણ તમને મળવા તલ્પી રહ્યા છે ગલીએ ગલીએ અને શેરીએ શેરીએ હે પ્રાણપતિ ! હું તમને શોધું છું મ્હારા પ્રેમનું એક લક્ષ્ય તમે છો શરીર રૂપ બ્રહ્માંડમા આત્માના ષટ્ ચક્રો વગેરે શેરીઓમા અને અનુભવ મેરૂદંડના મણકાની ગલીએ ગલીએ હે આત્મ પ્રભો ! તમને શોધું છું સ્થિરતા અને એકતા રૂપ એક ઉપયોગદષ્ટિએ તમારો આવવાનો માર્ગ દેખતી છતી બેસી રહી છું પરન્તુ હજી સુધી હે પરમાત્મપ્રિયનાથ !!! ત્હમે આવ્યા નહીં. તેથી એમ લાગે છે કે કે કોઇ રાગાદિકની અશુદ્ધપરિણતિએ આપને કોઇ સ્થાને ભરમાવીને રાખ્યા હશે એમ લાગે છે હું તમારા આવવાની વાટ જોઇ જોઇને ઝુરૂં છું મારી આંખમાં નિન્દ આવતી નથી હવે તો હે નાથ! શું હવે મ્હને છની નછની કરી નાખવી છે શું ? દયાના સાગર બનીને કેમ નિર્દય બનો છો ? શું આવી નિર્દયતાથી વિશ્વમાં તમારૂં સારૂં ગણાશે ? હવે તો હે પ્રાણનાથ !!! પ્રેમથી મનાઇને મારૂં કહ્યું માનો અને દર્શન દેઇ મારી પાસે રહો ક્ષાયિક સમ્યકત્વ રમણતા રૂપરમણી પોતાના આત્મ પ્રભુની વિરહ વેદના રૂપ સહન કરી ન શકવાથી તે આત્મપ્રભુને ઉપાલંભ આપતી છતી કથે છે કે પ્રાણનાથ ! વિરહ વેદના રૂપ કટારીના ઘાવથી મારૂં કાળજું વિંધાઇ ગયું છે અને તેથી હવે હું બેશુદ્ધ બની ગઈ છું હે નાથ તમારા જેવા દયાના સાગરે મ્હારા કાલજા પર વિરહ વેદના રૂપ કટારીના ઘાવ કર્યા એ શું ? જગતમાં ઓછું નિન્દ્ય કર્મ છે ? તે જરા વિચારો તો ખરા હે આત્મ પ્રભો મારા પ્રાણપ્રિય સ્વામિન્! વિરહના તો ચટકા હોય પણ તેના મટકા ન હોય પણ આતો તમે મ્હને વિરહ રૂપ ચટકાને ઠેકાણે મટકા જેવું કર્યું છે અને તેથી હવે તમને શી ઉપમા આપું તે આપ પોતે વિચારો મ્હારા સર્વ અપરાધોની ક્ષમા કરીને સમજાયા સમજીને ઘરમાં આવો બુદ્ધિ અર્થાત્ જ્ઞાનના સાગર ઉત્તમ એવા હે પરમાત્મસ્વામિન્ હવે તમે હરખાઇને વ્હેલા દર્શન દો એમ અન્તરમાં પરમાત્મપ્રભુને રમણતા પરિણતિએ બુદ્ધિસાગર કથે છે

---

## ચેતનની નિર્વૃત્તિ પ્રતિ પ્રીતિ

અલખ લખ્યા કિમ જાવે હો એસી કોઈ જુગતિ બતાવે—એ રાગ.

વ્હાલી હૃદયના પ્રાણુ રે, પ્યારી મેળ મેળાવો;
જીવનનો આધાર રે, વ્હેલી પાસે જ આવો.
ક્ષણુ ક્ષણુ તુજ વિરહે બહુ તલસુ, થાય મનમાં તપારો;
સંયમ ગુણુ શ્રેણિગિરિ ચઢતાં, તુજ ના કો આધારો રે. પ્યારી. ૧
સમતાસર હું હંસ તું હંસી, ચરીએ મોતિનો ચારો;
હું હરિ ને તું સુંદર લક્ષ્મી, તું પ્યારી હું પ્યારો રે. પ્યારી. ૨
હું હરિને તું ગંગાગોરી, ચંદ્ર હું ને તું ચકોરી;
હું સાગરને તું છે ચંદા, હું પતંગ તું દોરી રે. પ્યારી. ૩
હું ભાનુ મારી તું જ્યોતિ, છીપ જ તું હું મોતિ;
હું વિષ્ણુ તું શક્તિ દેવી, લોકાલોક વિદ્યોતિ રે. પ્યારી. ૪
મ્હારાથી ક્ષણુ દૂરે રહેતાં, દિલમાં દુઃખ ન માવે;
પડદામાં છુપાઈ રહેતાં, દુઃખ સહ્યું ના જાવે રે. પ્યારી. ૫
ઘુંઘટ ખોલી દર્શન દેને, સાચી શાન્તિ સુહાવે;
નવ ગજ પરસેવાને વળાવે, મનમાં શરમ ન લાવે રે. પ્યારી. ૬
ભવોભવમાંહિ ત્હારો સદાનો, તુજરૂપે લય લાવું;
ત્હારા દિલના સાગર ન્હાઇ, આનન્દમય થઇ જાવું રે. પ્યારી. ૭
ભીતિ ખેદને દ્વેષ નીવારી, વૃત્તિ તુજમાં લગાવી;
આનન્દ રસ પ્યાલા પાઇ દે, ભાન જગત ભૂલાવી રે. પ્યારી. ૮
કાલ અનાદિ ભટકયો ભવમાં, જાણી હવે તુંહિ પ્યારી;
બુદ્ધિસાગર અસંખ્યપ્રદેશે ચઢી દર્શનથી ખુમારી રે. પ્યારી. ૯

ભાવાર્થ:—આત્મા મોહથી ચતુર્ગતિમાં ભટકતાં ભટકતાં પુણ્યયોગે મનુષ્યાવતાર પામ્યો અને શ્રીસદ્ગુરૂ પ્રભુ કૃપાથી તેણે પોતાનું સ્વરૂપ ઓળખ્યું તેણે પોતાનું આન્તરિક કુટુંબ ઓળખ્યું. પોતાને ખરેખરૂં સહજ સુખ સમર્પણ કરનારી નિર્વૃત્તિ સ્ત્રી છે એમ સમ્યગ્ અવબોધાયાથી આત્મા પોતાની સહજનિર્વૃત્તિ સ્ત્રીનો મેળાપ કરવા ઇચ્છા કરીને તેને નીચે પ્રમાણે કથે છે. હે

વ્હાલી નિર્વૃત્તિ સ્ત્રી-હૃદયના પ્રાણભૂત વ્હાલી હવે તું મારી પાસે જહેલ્રી આવ! કારણકે તારા વિરહથી હુ ક્ષણ ક્ષણ તલસુ છુ અને મનમા જે તાપ થાય છે તે તો "વા વાગેલ હોય તે જાણે" તેની પેઠે હુ ફક્ત જાણુ છુ. સયમ ગુણ શ્રેણિરૂપ પર્વતપર આરોહતા ત્હારા વિના અન્ય કોઇ આધારનથી અ શે અ શે પણ ત્હારૂ દર્શન અને સ્વરૂપ પ્રાપ્ત થતા સયમગુણ શ્રેણિ ગિરિ પર અ શે અ શે ક્રમે ક્રમે આરોહાય છે અને તુ પૂર્ણપણે મ્હને પ્રાપ્ત થતા સયમ ગુણ શ્રેણિ પર્વત પર ચઢી પરમાત્મસ્વરૂપ પ્રાપ્ત કરી શકાય છે આત્મા, પોતાની નિર્વૃત્તિ સ્ત્રીને કથે છે કે સમતા રૂપ સરોવરમા હુ હંસ છુ અને તુ હસી છે-હસ અને હસી જેમ માનસરોવરમા આનન્દક્રીડા કરે છે તેમ સમતારૂપ સરોવર હસ અને હસીની પેઠે ઐક્યભાવે આપણે બન્ને આનન્દક્રીડા કરીએ છીએ આપણે બન્ને સમતાસરોવરમા સહજસુખરૂપ મૌક્તિકનો ભોગ કરીએ છીએ એમ તુ અ તરમા અવબોધ! હે નિર્વૃત્તિલલને!!! અન્તરસૃષ્ટિમાં હુ હરિ છુ અને તુ લક્ષ્મી છે તુ મારી પ્યારી છે અને ત્હારો હુ પ્યારો છુ આપણો આન્તરિકસૃષ્ટિમાઅપૂર્વતાદાત્મ્યસ બ ધ સજાતીયત્વે છે એમ અવબોધ હુ હર અર્થાત્ મહાદેવ છુ અને તુ ગ ગા અને ગૌરીરૂપ છે હુ જ્યારે ચદ્ર છુ ત્યારે તુ અસખ્યપ્રદેશમા ચકોરી છે હુ સાગર સમાન છુ અને તુ ચદ્ર સમાન છે હુ પતગની ઉપમાને ધારણ કરૂ છુ અને તુ દોરીની ઉપમાને ધારણ કરનાર છે હુ સૂર્યરૂપ છુ અને તુ સૂર્યના કિરણ પ્રકાશ જેવી છે સૂર્યથી તેનો પ્રકાશ ભિન્ન નથી તેમ તુ મારાથી ભિન્ન નથી હે નિર્વૃત્તે !!! હુ મૌક્તિક સમાન છુ અને તુ છીપ સમાન છે હુ આત્મા, કેવલ જ્ઞાનવડે સર્વ જગત્માં વ્યાપ્ત હોવાથી જ્ઞાનજ્ઞેયાપેક્ષાએ વિષ્ણુરૂપ છુ અને તુ મહાશકિત દેવીરૂપ છે. આન્તર વિશ્વમા વિષ્ણુ અને મહાશકિતરૂપેહુ અને તુ બન્ને એકત્ર ઐક્યભાવે રહીએ છીએ હે પ્રિયમા પ્રિય પ્રાણસ્વરૂપ નિર્વૃત્તે! મ્હારાથી તુ રહે છતે મારા મનમા દુ ખ થાતુ નથી હે નિવૃત્તે !!! તુ કર્મરૂપ પડદામાં છુપાઇ રહે છતે મારા મનમા જે દુ ખ થાય છે તે હવે ક્ષણમાત્ર પણ સહન કરીશકાય તેમ નથી હે પ્રિયનિવૃત્તે!!! તું હવે મ્હને જલદી દર્શન દે તારૂ મૂળ સ્વરૂપ દેખાડ ત્હારા મુખ પર રહેલો કર્મરૂપ ઘુઘટ ખોલી દે અને મને દર્શન આપ. તુ કર્મરૂપ ઘુઘટ છોડીને જ્યારે મને દર્શન દેશે ત્યારે મ્હને સત્ય શાન્તિ થશેઅનેજન્મ જરા મરણ આધિ વ્યાધિના દુઃખ સર્વથા નષ્ટ થશે એમ પૂર્ણ વિશ્વાસ આવે છે કુડમા નવગજ જલ વહે તેવી રીતે

મનરૂપ કુંડમાં નવ ગજ પ્રસ્વેદ જલ પ્રગટાવ્યા જેટલું દુઃખ પડે છે ત્યાંસુધી તું છાનીમાની ગુપ્તપણે જોઇ રહી છે અને મ્હને તલસાવે છે તેથી ત્હને કેમ શરમ નથી આવતી ? પતિવ્રતાસ્ત્રીનો આવી રીતે સ્વામીને નવ ગજ પરસેવો વળે ત્યાંસુધી દર્શન ન દઇને સતાવવાનો શો ધર્મ છે ? તું ત્હેનો સ્વયં વિચાર કર અને જરા મનમાં શરમ લાવ. હવે પ્યારી મારી સાથે ઐક્યરૂપે આવિર્ભાવે મળીને સાદિઅનન્તમા ભાગે મેળ કર. હે પ્રાણપ્રિયે નિર્વૃત્તે ! ત્હારા રૂપમાં લય લાવીને ત્હારામાં લીન થવાનો છું એમ સત્ય કથું છું. હે પ્રાણપ્રિય નિર્વૃત્તે ! ત્હારા દિલસાગરમાં સ્નાન કરીને હું આનંદમય થઇ જાઉં એટલું જ ઇચ્છું છું. બાકી હવે અન્ય કંઇ સકામત્વ રહ્યું નથી. મેં હવે ત્હારી સાથે મેળ મેળવતાં ભીતિ, ખેદ અને શોકનો ત્યાગ કરીને ત્હારામાં જ સર્વથા સર્વદા વૃત્તિ લગાવી છે એમ નિશ્ચયતઃ અવબોધ!!! હવે તું મ્હને જગતનું ભાન ભૂલાવીને હે નિવૃત્તિ હૃદયરસરૂપ આનન્દ રસ પ્યાલો પાઇ દે. અનાદિકાળથી ભવમાં ભટકતી મ્હેં ત્હને પ્યારી ન જાણી હતી. હવે તો ત્હારૂં સ્વરૂપ જાણવાથી પૂર્ણ પ્યારી તું લાગી છે. જ્ઞાનનો સાગર જેમાં છે એવા અસંખ્ય પ્રદેશોમાં ત્હારા દર્શનથી આનન્દની સહજ ખુમારી ચઢી છે એમ અન્તરમાં ઉપયોગ ધરીને બુદ્ધિસાગર કથે છે.

---

## ચેતનના ચેતનાપ્રિયાપ્રતિ પ્રેમોદ્ગાર.

( હોરીના રાગમાં ).

ચમકાવી રૂપ ત્હારૂં રે, પ્યારી પ્રેમ જગાડયો,
ભૂલાવી જગભાનરે, તુજમાં મુજને લગાડયો;
કોણ જાણે શું ? કામણ કીધું, આંખે એક તું આવે,
સ્વપ્નમાં પણ તુંહિ તુંહિ, દિલમાં ખેંચાણ થાવેરે. પ્યારી ૧
ત્હારૂં નૂર કંઇ ઔર મઝાનું, આનન્દ સ્વાદ ચખાડયો,
નવ યૌવનવંતી નુરવાળી, અનુભવરંગે રમાડયોરે. પ્યારી. ૨
નહિ ઈન્દ્રિયો નહિ જયાં મનડું, ત્યાં તુજ નૂર નિહાળ્યું,
બુદ્ધિસાગર ઝળહળ જયોતે, મોહ તિમિર ભગાડયું રે. પ્યારી. ૩

**ભાવાર્થ**—અધ્યાત્મસૃષ્ટિનો અધિપતિ ચેતન આત્મા. પોતાની ચેતના સ્ત્રીને

અવબોધી તેના પ્રતિ જે જે આન્તરિકોદ્ગારથી કથે છે તેનું સ્પષ્ટીકરણ કરવામા આવે છે. આત્મા કથે છે હે શુદ્ધચેતના

ત્હે ત્હારૂં સ્વાભાવિક સ્વરૂપ પ્રકાશિત કરીને મ્હારા હૃદયમા સાત્વિક શુદ્ધ ધર્મ પ્રેમ જાગ્રત્ કર્યો જગત્નુ ભાન ભુલાવીને ત્હારામા મ્હને લગાડ્યો અર્થાત્ રસિક કરી દીધો ત્હારા વિના વિશ્વમા કોઈ પણ પ્રિય નથી એમ નિશ્ચયતાન લગાડી દીધું હે શુદ્ધચેતના! કોણ જાણે ત્હે એવું શુ કામણ કર્યું છે કે જેથી આંખે એક તુ જ પ્રિય સેવ્ય દેખાય છે અને અન્ય કોઈ પ્રિય સેવ્ય અવલોકાતુ જ નથી સ્વપ્નમા પણ તુ તુ ને તુ એવુ થઇ ગયું છે ત્હારા રૂપના દર્શનત હૃદયમા નવ્યાર્પણ એવા પ્રકારનું થાય છે કે જે વેદક હોય તે જ તેને અવબોધી શકે હે ચેતના! ત્હારૂં સ્વાભાવિક તેજ દુનિયાના તેજથી જુદાજ પ્રકારનું છે કથ્યુ છે કે—चन्द्र कोटि सूर्य उगे करे प्रकाश अपारजी तेहथी पण आत्मज्योति, जुदी अनंताधार. जीवडा झगमगे छे ज्योति त्हारी असंख्यप्रदेशे करा ॥ હે ચેતને! ત્હે સહજાનન્દ સ્વાદ ચખાડીને અન્ય વિષયોના રાગને મૂળમાથી હણી નષ્ટ કર્યો છે નવ્ય યૌવનવતી એજ અનન્તજ્ઞાનરૂપ નૂરવાળી ત્હે મને અનુભવરંગમા રમાડીને અનન્તજીવનવડે શાશ્વત જીવતો કર્યો છે જ્યા પાચ ઇન્દ્રિયો અને મનની ગતિ નથી એવી દશામા મે ત્હારૂ વાસ્તવિક શુદ્ધરૂપે દેખ્યુ જ્ઞાનના સાગરભૂત ઝળાહળ જ્યોતે ત્હે અન્તરમા રહેલુ મોહરૂપ તિમિરને ભગાડ્યુ એમ અનુભવદૃષ્ટિએ બુદ્ધિસાગર કહે છે

---

## आत्माना शुद्धचेतनाप्रति प्रेमोद्गार.

હોરીના રાગમા

મ્હારે ત્હારૂ એક કામ રે, જૂઠી દુનિયા દીવાની,
ગીજે એક અન્ય ખીજે રે, સમજી લે મન શાણી.
રમીલી તુજ રીઝવવા માટે, પ્રાણુ ન તમ મન પ્યારૂ,
દુનિયાના કોટી કૃત્યોમા, મુંઝે નહિ મન મ્હારૂ રે જૂઠી૦ ૧
જગ ચ્હાયે તે માનો મનમા, મનમા તુ એકીલી,
તુજ નૂરે વેચાયા પ્રાણો, નક્કી છેલ છબીલી રે. જૂઠી૦ ૨
સન્તજનોના મન મોહિની, વૈરાગીપર રાગી,
બુદ્ધિસાગર અસખ્યપ્રદેશે, તન્મયતા લય લાગી રે જૂઠી૦ ૩

સ ૧૯૭૦ વૈશાખ સુદિ ૭ મેહસાણા

**ભાવાર્થ**—આત્મા પોતાના અસંખ્યપ્રદેશોમાં રહેલી શુદ્ધચેતનાને કથે છે કે હે શુદ્ધ ચેતને ! મ્હારે ત્હારૂં જ એક કામ છે. દુનિયા દીવાની અને જૂઠી છે એ ભલે ગમે તેમ કહે—માને પણ મ્હારે જૂઠી એવી દિવાની દુનિયાનું કામ નથી. ઘડીમાં સારો ઘડીમાં ખોટો, દુનિયા બોલે બોલ, સારો ને ખોટો કોઇ કહેવે, કોણ કરે તસ તોલ. સમજીને સર્વે સહેવુંરે, કરશે જેવું તેવું ભરે. દુનિયા છે દિવાનીરેં. તેમાં શું તું ચિત્ત ધરે ॥ જોને જરા જાગીરે માયામાં મુંજી શાને મરે ॥ ઇત્યાદિ. દુનિયા ગમે તેમ માને-બોલે તો પણ મ્હને ત્હારો નિશ્ચય થવાથી હવે ત્હને ત્યજી અન્ય ઇચ્છવાનો નથી. હે રસીલી ! મ્હેં ત્હને રીઝવવા માટે પ્રાણ તન અને મનને પ્રિય ગણ્યું નથી. હે રસીલી શુદ્ધચેતના ! ત્હારા પ્રેમથી બંધાયલો હું તન મનાદિને રાખ કરતાં અને નાકના મેલ કરતાં અધિક ગણતો નથી. ત્હારા શુદ્ધ પ્રેમમાં રંગાવાથી દુનિયાના કોટિ કાર્યોમાં અને વિષયોમાં રાગાદિક ભાવે મ્હારૂં મન મુંઝાતું નથી. કારણ કે ત્હારાપર ખરેખરો પ્રેમ લાગવાથી દુનિયાના કાર્યોમાં, વસ્તુઓમાં તથા વિષયોમાં શુભાશુભ પરિણામ ન પ્રગટવાથી તેમાં હવે મન જ લાગતું નથી. મ્હારા સંબંધી દુનિયા ચ્હાએ તે અભિપ્રાય ધરાવો. પરન્તુ તેથી મ્હને હવે કંઇ નથી અને ભવિષ્યમાં થશે પણ નહિ. મારા મનથી તો આખું જગત્ છતાં પણ શૂન્ય જેવું જણાય છે, ફક્ત તું એકલી મારા મનમાં—દુનિયામાં છતી જીવતી અને પ્રિયમાં પ્રિય પૂર્ણ આનન્દમૂર્તિરૂપ દેખાય છે. ત્હારા તેજમાં મ્હારા પ્રાણો વેચાઇ ગયા છે એમ છેલછબીલી નક્કી માન ! મ્હારા પ્રાણો ત્હારામાં લીન થઈ જવાથી તથા આખું શરીર ત્હારામાં લીન થઇ જવાથી પ્રાણોમાં અને શરીરની સાડાત્રણ કોટિ રોમરાજીમાં પણ આનન્દ વ્યાપી ગએલો હોવાથી રોમરાજી વિકસ્વર થઇ ગઇ છે તેથી નિશ્ચય થાય છે કે ત્હારામાં અપરંપાર આનન્દ ભરેલો છે અને તેથી તે પ્રાણો અને શરીરની રોમરાજીદ્વારા બ્હાર ઉભરાઇ જતો હોય એવો અનુભવ આવે છે. સન્તજનોનાં મનને મોહ કરનારી અને વૈરાગીપર રાગી એવી ત્હારી અલખ અપરંપાર લીલા છે. બુદ્ધિ અર્થાત્ જ્ઞાનનો સાગર, જે આત્માના પ્રદેશે પ્રદેશે રહેલો છે એવા આત્માના અસંખ્ય પ્રદેશે અનંત કેવળ જ્ઞાનશક્તિ સ્વરૂપે તું રહેવાથી તે પ્રદેશોમાં મ્હારી તન્મયતા થઇ રહી છે અને તેથી સમાધિલય લાગવાથી ધ્યાતા ધ્યેયઃ હું-તુંનું ભાન પણ રહેતું નથી, એવું હે શુદ્ધચેતના ત્હારા પ્રેમે અનુભવાય છે એમ બુદ્ધિસાગર કહે છે.

## परमात्मानो भक्तने उपदेश,

હોરીના રાગમા ગવાશે.

સાચી કહુ એક વાત રે, મ્હારો થાશે તુ ત્યારે,
ભેદાશે સાત ધાત રે, ભેદ રહે ન લગારે,
દુનિયાના ડહાપણને છડી, ટેક એક મુજ ધારે,
દુનિયાના ગણધો છોડી, હુ તુ વૃત્તિ વારે રે. મ્હારો ૧
દુનિયા નિન્દે વા ગાવે, ત્યાથી મનડુ નિવારે,
સર્વે દેખે સમતાભાવે, નિર્લેપી વ્યવહારે રે મ્હારો. ૨
સર્વમાહીથી વૃત્તિ નિવારી, મુજમાં વૃત્તિ ઠારે,
એકમેક મુજથી થઇ જાવે, ભેદ ન ધરતો કયારે રે. મ્હારો ૩
ઘોર પરિષહો સહન કરે પણ, હિમ્મત લેશ ન હારે,
મારા રૂપ બની સર્વાગે, અન્ય કશુ ન વિચારે રે મ્હારો ૪
શ્રદ્ધા પ્રીતિ ભક્તિ ધરીને, સર્વવિકલ્પો સહારે,
બુદ્ધિસાગર પ્રભુ જીવનથી, પરમ સુખ લે જયારે રે. મ્હારો ૫

૧૯૭૦ વૈશાખ વદિ ૧ મેહસાણા

સૂચના—પરમાત્માની ભક્ત પ્રતિ ઉક્તિ અને શ્રીમદ્‌ગુરૂની શિષ્ય પ્રતિ ઉક્તિ, ચેતના પ્રિયાની ચેતન પ્રિય પ્રતિ ઉક્તિ, આદિ ઉક્તિયો રૂપ આ પદ આધ્યાત્મિક સ્વામીસેવક ધર્મનુ ઐક્ય તન્મયત્વબોધક એવા આ પદમાથી અધ્યાત્મજ્ઞાની ગુરૂમહારાજની ગુરૂગમદ્વારા જ્ઞાન લેવા તત્પર થવુ

---

## तुं आनन्दरसमय था.

રસમય ત્હારે થાવુ, રમીલા રસમય ત્હારે થાવુ,
પ્રભુરૂપ થઇ જાવુ . ... . . . .. રમીલા૦
મધપૂડો તુહિ વતારે, માખી બનશે લોકો,
પ્રેમે પાસે આવશે રે, કેમે તેહ ન રોકો રમીલા૦ ૧
ચન્દ્રસમો શીતલ બને રે, દુનિયા જોશે સામુ,
નિર્નામી વૃત્તિ થતા રે, લખશે દુનિયા નામુ રમીલા૦ ૨

સમતા ચંદ્ર શીતલ બને રે, જીવો આવે પાસે;
ન્હાવે ધોવે જલ પીવે રે, ઝીલે હર્ષોલ્લાસે. રસીલા૦ ૩
રસમય મીઠાં ફલ બને રે, લોકો ચૂસે ભાવે;
ખાંડરૂપ બનતાં તુંહિ રે, કીડી પાસે આવે. રસીલા૦ ૪
બાગ કદી ન બોલાવતો રે, અહિંયાં લોકો આવો;
તાપે તપિયા લોકનો રે, સાંજે થાતો ભરાવો. રસીલા૦ ૫
લોહચુંબક બનતાં તુંહિ રે, સ્હેજે સોય આકર્ષે;
મેઘાડંબર તુંહિ બને રે, નાચે મયુરો હર્ષે. રસીલા૦ ૬
પ્રીતિ રસમય થઇ જતાં રે, પ્રગટે સેવા ભક્તિ;
ધર્મભેદ ઝઘડા ટળે રે, પ્રગટે ચેતન વ્યક્તિ. રસીલા૦ ૭
સૌમાં પ્રભુને દેખવા રે, પ્રભુરૂપ થઇ જાવા;
ઐક્યભાવ અનુભવવડેરે, ભોગવ આનન્દ માવા. રસીલા૦ ૮
ગુણગુણ કરતા અવશે રે, ગંધે ભમરા ભાવે;
માલતી પુષ્પ પંકજ બને રે, બહુ બોલે શું ? થાવે. રસીલા૦ ૯
પ્રભુ ગુણનો રસીયો થતાં રે, ગુણગણ આવિર્ભાવે;
નક્કી નિજમાં થાવશે રે, શ્રદ્ધા પૂરી લાવે. રસીલા૦ ૧૦
ઈયલ ભ્રમરી ધ્યાનથી રે, ભ્રમરીરૂપ સુહાવે;
બુદ્ધિસાગર ધ્યાનથી રે, આનન્દમય થઈ જાવે. રસીલા૦ ૧૧

ચેતનારૂપ પ્રિયા સ્વચેતનરૂપ પ્રિય સ્વામીને આધ્યાત્મિક ગુણસૃષ્ટિમાં રસિક બનવાને દૃષ્ટાન્તો આદિ અનેક ઉક્તિયો વડે પ્રબોધે છે. તેનું આ પદમાં આદર્શ સ્વરૂપ દર્શાવ્યું છે.

---

## સંસારમાં જીવ મદારીની માયા

મદારી માયા ત્હારી રે, તુજમાંહી રહેનાર. મદારી.
મન મર્કટને કેળવી રે, ખૂબ નચાવે નાચ;
કાચનો કકડો લેઈને રે, સોનું જણાવે સાચ. મદારી. ૧
દોરે બાંધી પૂતળીયો, નાચ નચાવે બેશ;
મુરલી મુખ વગાડતો રે, ભજવી નાના વેષ. મદારી. ૨

રીઝવતો સહુ લોકને રે, માગે માગણ રીત,
આશાએ અથડાઇને રે, ધરતો દુ ખ ખચીત. મદારી. ૩
પકડી કાળા સર્પને રે, કરતો અદ્‌ભુત ખેલ,
આજીવિકાકારણે રે, કરતો આશાટેલ. મદારી. ૪
ખેલાવે માયા ત્હને રે, અન્ય ખેલાવે તુહિ,
બુદ્ધિસાગર સાનમા રે, સમજી ચેત નિજમાહી. મદારી. ૫

૧૯૭૦ વૈ વ ૮ મેહસાણા

## शेठ जगाभाइ दलपतभाइपर लखेल पत्र.

મનડુ બહુ ભટકાવે, જીવને મનડુ બહુ ભટકાવે.
જપ જરા નહિ લાવે... .. ... ........ .. ... . .જીવને૦
મનની દોડાદોડથી રે, ચેતન શાન્ત ન થાવે,
મનની જીતાજીત છે રે, મન સંસાર કહાવે જીવને૦ ૧
આશાની સૃષ્ટિ રચી રે, તેમાહી લલચાવે,
લક્ષ ચોરાશી યોનિમા રે, પ્રેરી જીવ ભમાવે. જીવને૦ ૨
જેમા સુખ ન કઇ જરા રે, ત્યાં સુખને સમજાવે,
પુદ્‌ગલ એઠો ભક્ષતા રે, લજ્જા લેશ ન લાવે જીવને૦ ૩
મનના વશ રહેતાં થકા રે, તન રોગાદિક પાવે,
વિચિત્ર મનની છે ગતિ રે, ભવમાં જીવ ફ્રમાવે જીવને૦ ૪
મનના વશમા સહુ પડયા રે, રાગદ્વેષ સદભાવે,
યોગી યતિ તપસી મુનિ રે, મનના વશમા આવે. જીવને૦ ૫
અનન્ત લક્ષ્મી આત્મની રે, મનડુ ઢોલી ખાવે,
મન જીતે તે જગ વિષે રે, નામ પુરૂષ ધરાવે જીવને૦ ૬
કયાં મનના વશમા પડી રે, નાહક દુ ખ ઉપાવે
બુદ્ધિસાગર જાગીને રે, મન વશ કર સુખ દાવે જીવને૦ ૭

સવત્ ૧૯૭૦ ના ચૈ વદિ ૧૩

## गुरु स्तुति.

સાગર છંદ.

જય સુખસાગર ગુરૂ પ્રભુ વિભુવર, પુરૂષોત્તમ જગ જય દેવા;
અનહદ સુખમય ગુણમય ચિન્મય, ત્રણ્ય ભુવન સારે સેવા. જય૦ ૧
નટ નાગર સાકાર સ્વરૂપી, નિરાકાર લીલાધારી;
ગુણ પર્યાય સ્વરૂપી નિર્મલ, અનંત રૂપે અવતારી. જય૦ ૨
જ્ઞાતા જ્ઞેય જ જ્ઞાન સ્વરૂપી; બ્રહ્મરૂપ નિશ્ચય ધારી;
એક અનેકને સદસત્ રૂપી, અલખ સ્વરૂપી આધારી. જય૦ ૩
નાથ નિરંજન બ્રહ્મા વિષ્ણુ, પરમમહેશ્વર કમારિ;
જગગુરૂ જગરક્ષક જગબંધુ, મોહ દૈત્યના સંહારી. જય૦ ૪
ભ્રાતા ત્રાતા માતા દાતા, જગજીવન જગ ઉપકારી;
સાગર શરણે ઝરણું થાતાં, અનંત જીવન જયકારી. જય૦ ૫
સુખસાગરની લ્હેરે પામે અનંત સુખડાં નર નારી. જય૦ ૬
ક્ષણ ક્ષણ સાહાચ્ય કરો સાગરગુરૂ, સાગર મહિમા જગ ભારી;
બુદ્ધિસાગર મંગલ માલા, પામો ગુરૂ કૃપા ધારી. જય૦ ૭

ॐ शांतिः ३

મુ. પેથાપુર. સં. ૧૯૭૩ અષાડ વદિ તૃતીયા શ્રીમદ્ સુખસાગરજી જયંતિ તિથૌ.

ॐ अर्हम्.

इति श्रीजैनश्वेतांबर सर्वगच्छ शिरोमणि श्रीतपागच्छीय सागर शाखा मुकुटमणि क्रियोद्धारक श्रीनेमिसागरमुनीश्वर शिष्य श्रीक्रियापात्र रविसागर गुरु तच्छिष्य श्रीशान्तमूर्तिश्रीसुखसागरजी तत् पट्ट प्रभावक योगनिष्ठ शास्त्रविशारद जैनाचार्यश्री बुद्धि-सागर सूरि विरचित भजनपद्य संग्रहस्याष्टमो भागः समाप्तः ॐ अर्हं शान्तिः ३